म. ग. शास्त्रिसारकमालायां सप्तमो ग्रन्थाङ्कः ।



श्रीमद्वल्लभाचार्यविरचिता

# श्रीतामसफलप्रकरणसुबोधिनी






श्रीवटपत्तनस्थप्राध्यापक-

गोविन्दलाल हरगोविन्द भट्ट एम्. ए.

इत्येतेन संशोध्य टिप्पण्यादिभाष्यसाहित्यमूलकविवेचनपूर्वकमनूदिता ।



श्रीपुण्यपत्तनस्थश्रेष्ठिवर्यहुकमचन्दईश्वरदासकार्यालयस्य व्यवस्थापकानाम्-
रायबहादुर शेठ लल्लुभाई दामोदरदास-शेठ रामदास नथ्थुभाई-
शेठ चीमनलाल हरगोविन्ददासेत्येतेषाम्-अर्थसाहाय्येन

श्रीमोहमयीस्थ

बाडीलाल नगीनदास शाह बी. ए. एल्. एल्. बी.

इत्येतेन च निर्णयसागरमुद्रणालये मुद्रापयित्वा प्रकाशिता ।

श्रीमद्वल्लभाब्दाः ४६६ ]  मूल्यं मुद्राचतुष्टयम्  [ विक्रमसंवत् १९९९

## म. ग. शास्त्री स्मारकमालामां प्रकट थयेला ग्रंथो

| | | |
|---|---|---|
| १ | शुद्धाद्वैतसिद्धान्तप्रदीप ( कर्ता–म. ग. शास्त्री ) | १–८–० |
| २ | दशमस्कन्धराजसप्रमाणप्रकरणसुबोधिनी ( संस्कृत ) | १–०–० |
| ३ | प्रथमस्कन्धसुबोधिनीनो गुजराती अनुवाद | ३–०–० |
| ४ | दशमस्कन्धराजसप्रमेयप्रकरणसुबोधिनीनो गुजराती अनुवाद | २–८–० |
| ५ | युगलगीतसुबोधिनीनो गुजराती अनुवाद | ०–४–० |
| ६ | द्वितीयस्कन्धसुबोधिनीनो गुजराती अनुवाद | १–०–० |
| ७ | दशमस्कन्धतामसफलप्रकरणसुबोधिनी ( मूल संस्कृत अने नीचे विवेचन सहित गुजराती भाषान्तर ) | ४–०–० |

### पुस्तको मळवानुं ठेकाणुं

१ प्रकाशक, त्रीजो भोईवाडो, भूलेश्वर, मुंबई, २

२ पण्डित गट्टूलालजीनुं मंदिर, कॅथिड्रल स्ट्रीट, भूलेश्वर, मुंबई, २

३ रा. रा. गिरधरलाल जगजीवनदास शाह, बुकसेलर, गोटामंदिर, भूलेश्वर, मुंबई, २

४ पुष्टिमार्गीय पुस्तकालय, नडियाद.

५ वैश्वानर बुक एजन्सी, मीठाखळी, एलिसब्रिज, अमदावाद.

६ रा. रा. शेठ चीमनलाल हरगोविन्ददास, वेताळ पेठ, पुना सिटि.



मुद्रणस्थान निर्णय सागर प्रेस, मुंबई.

મ. ગ. શાસ્ત્રી સ્મારકમાલા, ગ્રન્થાંક ૭

શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિત

# તામસફલપ્રકરણસુબોધિની

સંશોધક અને અનુવાદક

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ, એમ. એ.,

સંસ્કૃતના પ્રાધ્યાપક, વડોદરા કૉલેજ.

દ્રવ્યની સહાય કરનાર

પૂનાના ગોલોકવાસી શેઠ હકમચંદ ઈશ્વરદાસની પેઢીના

સંચાલકો

રાવબહાદૂર શેઠ લલ્લુભાઈ દામોદરદાસ,

શેઠ રામદાસ નથ્થુભાઈ,

શેઠ ચીમનલાલ હરગોવિન્દદાસ.

પ્રકાશક

વાડીલાલ નગીનદાસ શાહ, બી. એ. એલ.એલ. બી., એડવોકેટ,

૬૮, ત્રીજો ભોઈવાડો, ભૂલેશ્વર, મુંબઈ ૨.

વિ. સં. ૧૯૯૯ | મૂલ્ય ૪-૦-૦ | ઈ. સ. ૧૯૪૩


અનુક્રમણિકા





# પ્રકાશકનું નિવેદન

ઈ સ ૧૯૨૨મા પરમપૂજ્ય ભગવદ્ધર્મપરાયણ શાસ્ત્રીજી મગનલાલભાઈની સત્પ્રેરણાથી પૂનાની શેઠ હકમચંદ ઈશ્વરદાસની સુપ્રસિદ્ધ પેઢીના પરમ ભગવદીય સચાલકો—શેઠ હરગોવિન્દદાસ ઉગરચંદ, રા બ શેઠ લલ્લુભાઈ દામોદરદાસ વગેરે—ને દશમસ્કન્ધના તામસ ફલ પ્રકરણના શ્રીસુબોધિનીજીનુ ગુજરાતી ભાષાન્તર છપાવવાની ઇચ્છા થઈ અને તે કાર્ય શાસ્ત્રીજીને જ સોંપ્યુ શાસ્ત્રીજીએ બધુ ભાષાન્તર તૈયાર કર્યું અને ગોપીગીત અને યુગલગીત એ બે ગીતો ઉપરના શ્રીસુબોધિનીજીનુ ભાષાન્તર છપાવ્યુ પછીથી બીજા વ્યવસાયમા પડવાથી શાસ્ત્રીજી બાકી રહેલો ભાગ છપાવી શક્યા નહિ આખરે ઈ સ ૧૯૩૫ના મે મહિનામા તેમણે તામસફલપ્રકરણ-સુબોધિની અને તેનુ ગુજરાતી ભાષાન્તર સુરતના અનાવિલ પ્રેસમા છપાવવાનો આરભ કર્યો, પણ ભગવદિચ્છાવશાત્ ઈ સ ૧૯૩૫ના જુલાઈમા તો શાસ્ત્રીજીનો ગોલોકવાસ થયો, અને મુદ્રણનુ કાર્ય અટકી પડ્યુ

ઈ સ ૧૯૩૫ના ઑકટોબરમા રા બ શેઠ લલ્લુભાઈ દામોદરદાસ અને ગો વા શેઠ હરગોવિન્દદાસ ઉગરચદના સત્પુત્ર ચીમનલાલભાઈ, એ બે જણે ગો વા શાસ્ત્રીજીના વિદ્વાન્ જમાતા પ્રો ગોવિન્દલાલ ભટ્ટને શાસ્ત્રીજીએ જે કામ માથે લીધુ હતુ તે કામ પૂર્ણ કરવાની વિનતી કરી, અને તામસફલપ્રકરણસુબોધિનીનુ ભાષાન્તર ફરીથી સરલ ગુજરાતી ભાષામા કરવાનુ આગ્રહપૂર્વક કહ્યુ આ બન્ને પરમ ભગવદીયોની સદિચ્છાને માન આપીને તામસ-ફલપ્રકરણસુબોધિનીનુ સરલ ભાષામાં ભાષાન્તર કરવાનુ કામ પ્રો ગોવિન્દલાલ ભટ્ટે સ્વીકાર્યું, અને તેમને બીજા અનેક વ્યવસાયો હોવા છતા તે કામ ભગવત્કૃપાથી પૂર્ણ પણ કર્યું તેમણે મૂલ સુબોધિનીના ભાષાન્તર ઉપરાન્ત ટિપ્પણી, પ્રકાશ, લેખ, યોજના, કારિકાર્થ વગેરે સાહિત્યનો ઉપયોગ કરીને ફોસમા વિવેચન પણ આપ્યુ છે

અભ્યાસકોને સરલ પડે તેટલા માટે મૂલ સુબોધિનીની નીચે જ ગુજરાતી ભાષાન્તર છાપવામા આવ્યુ છે, આ પ્રમાણે સામ્પ્રદાયિક સસ્કૃત ગ્રન્થો છાપવામા આવે તો વાચકોને ગ્રન્થ સમજવામા ઘણી સરલતા પડે એ સ્વાભાવિક છે

નિર્ણયસાગર પ્રેસ જેવા સર્વોત્તમ મુદ્રણાલયમા સર્વોત્તમ કાગળ ઉપર આ શ્રેષ્ઠ ગ્રન્થને છપાવવાનો બધો ખર્ચ પરમ ભગવદીય રા બ શેઠ લલ્લુભાઈ દામોદરદાસ, રા રા શેઠ રામદાસ નથ્થુભાઈ તથા રા રા શેઠ ચીમનલાલ હરગોવિન્દદાસે ઘણી ઉદારતાથી આપ્યો છે, તેને માટે તેમનો અન્ત કરણપૂર્વક અત્યન્ત આભાર માનવામા આવે છે આશા રાખીએ છીએ કે અન્ય સામ્પ્રદાયિક ધનિક સજ્જનો આ પ્રમાણે પુષ્ટિમાર્ગના ઉત્તમ સાહિત્યને ઉત્તેજન આપશે

નિર્ણય સાગર પ્રેસના વ્યવસ્થાપકોએ આ કાર્યમા રસ લઈને ધૈર્યથી જે ઉદારતા દર્શાવી છે તેને માટે તેમનો અન્ત કરણપૂર્વક આભાર માનવામા આવે છે આ અનુવાદ વૈષ્ણવ સૃષ્ટિને ઉપયોગી નિવડશે એવી અભિલાષા સાથે તેને શ્રીમદાચાર્યચરણના અનન્ય ભક્ત ગોલોકવાસી શાસ્ત્રી મગનલાલદ્વારા શ્રીમદાચાર્યચરણના ચરણ કમલમાં સમર્પવામા આવે છે

૬૮, નીચે ખોઈવાડો, ભૂલેશ્વર,
મુબઈ, ૨
તા ૨૫-૧૦-૪૩

વાડીલાલ નગીનદાસ શાહ.

# ભાષાન્તરકારનું નિવેદન

તામસફલપ્રકરણ જેવા મહત્ત્વના પ્રકરણની સુબોધિનીનું ભાષાન્તર કરવાનો જે અવસર સંયોગવશાત્ મને મળ્યો તેમાં ભગવદિચ્છા જ કારણભૂત છે એમ મને જણાય છે. પરમપૂજ્ય ગુરુવર્ય ગો. વા. શાસ્ત્રીજી મગનલાલભાઇએ દશમસ્કન્ધના પહેલા બત્રીસ અધ્યાયનું સવિવેચન ભાષાન્તર કરેલું હતું. તેમનો ગોલોકવાસ ન થયો હોત તો તે ભાષાન્તર ઘણા સમય પહેલાં પ્રસિદ્ધ થઈ ગયું જ હોત; પણ ભગવદિચ્છાથી તેમનો ઇ. સ. ૧૯૩૫ના જુલાઈની ૧૮મી તારીખે ગોલોકવાસ થયો, અને આ ગ્રન્થને છપાવવાની આર્થિક સાહાય્ય આપનારાઓની એવી ઇચ્છા થઈ કે મારે પોતે જ ફરીથી સ્વતંત્ર રીતે સરલ ભાષામાં ભાષાન્તર કરવું અને નિર્ણયસાગર પ્રેસમાં ઉત્તમ રીતે છપાવવું.

ઈ. સ. ૧૯૩૬ના મે મહિનામાં ભાષાન્તર કરવાનું કામ મેં હાથ ઉપર લીધું; પરંતુ ત્યાર પછી ત્રણ ચાર વર્ષ સુધી મારી પ્રકૃતિ ઘણી શિથિલ રહેલી હોવાથી અને બીજાં કાર્યો આવી પડવાથી ભાષાન્તરનું કામ આગળ ચાલી શક્યું નહિ. ભગવત્કૃપાથી આટલે વર્ષે પણ તે કાર્ય પૂર્ણ થાય છે તેથી મને પોતાને તો ઘણો આનન્દ થાય છે.

શ્રીવિઠ્ઠલનાથજીની ટિપ્પણી, શ્રીપુરુષોત્તમજીનો પ્રકાશ, શ્રીવલ્લભજીનો લેખ, લાલૂભટ્ટજીની યોજના, નિર્ભયરામ ભટ્ટનો કારિકાર્થ અને અન્ય સ્વતંત્ર લેખોનો ઉપયોગ કરીને શ્રીસુબોધિનીના રહસ્યને સમજાવવાને માટે ભાષાન્તર ઉપરાંત વિવેચન પણ આપવા પ્રયત્ન કર્યો છે, અને ભાષાન્તરને સમજવામાં અનુકૂલતા થાય તે માટે વિવેચન, નીચે ટિપ્પણરૂપે ન મૂક્તાં, ભાષાન્તરની સાથે સાથે જ કૌંસમાં મૂકવામાં આવ્યું છે.

તામસફલપ્રકરણસુબોધિનીમાં અને તેના ઉપરના બધા સંસ્કૃત સાહિત્યમાં જ્યાં જ્યાં મને પોતાને શંકા થતી ત્યાં ત્યાં મેં ગો. વા. શાસ્ત્રીજીએ કરેલા ભાષાન્તરની મદદ લીધી છે અને તેથી તેમનું ઋણ સ્વીકારતાં મને ઘણો આનન્દ થાય છે. તે ઉપરાંત સમ્પ્રદાયના સુપ્રસિદ્ધ વિદ્વાનો, પરમ ભાગવદીય ધીરજલાલ વ્રજદાસ સાંકલીઆ અને વાડીલાલ નગીનદાસ શાહ, એ બન્ને મુરબ્બીઓએ અનેકવાર પત્રથી અને સાક્ષાત્ મારી શંકાઓનું જે સુંદર સમાધાન કર્યું છે તેને માટે તેમનો હું અન્તઃકરણપૂર્વક આભાર માનું છું. આ ગ્રન્થ પ્રસિદ્ધ થવામાં જે અસાધારણ વિલમ્બ થયો છે તે ધૈર્યથી સહન કરવા માટે પૂનાના શેઠ હકમચંદ ઈશ્વરદાસની પેઢીના સંચાલકોનો પણ મારે આભાર માનવો ઘટે છે. અંતમાં નિર્ણયસાગર પ્રેસના મેનેજરે જે અસાધારણ ઉદારતા દર્શાવી છે તેને માટે હું તેમનો આભારી છું.

"શાકુન્તલ",
ખારીવાવ રોડ, વડોદરા.
તા. ૧૦-૧૦-૪૩

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ.



# ઉપોદ્ઘાત

શુદ્ધાદ્વૈત વેદાન્તમાં ચાર પ્રસ્થાનનો સ્વીકાર કરવામાં આવેલો છે: વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્ભાગવત. તેમાં પહેલા પ્રસ્થાનમાં જે સંદેહ ઉત્પન્ન થાય તેનો નિરાસ બીજા પ્રસ્થાન વડે કરવાનો છે. આ પ્રમાણે શ્રીમદ્ભાગવત ત્રણ પ્રસ્થાનોના સંદેહનું નિરાકરણ કરે છે અને તેથી તેનું ગૌરવ વધે છે એ વાત સ્પષ્ટ છે. ગાયત્રી વેદમાતા છે અને ત્રણેય વેદના અર્થનું પ્રતિપાદન કરે છે. શ્રીમદ્ભાગવત પણ વેદતુલ્ય જ છે તે દર્શાવવાને માટે પહેલા શ્લોકમાં જ વેદમાતા ગાયત્રીનો અર્થ બીજરૂપે આપવામાં આવેલો છે. એટલું જ નહિ પણ વસ્તુતઃ ગાયત્રી બીજ છે, વેદ વૃક્ષ છે અને શ્રીમદ્ભાગવત ફલ છે. અને આ ફલનું વર્ણન આરમ્ભના ત્રીજા શ્લોકમાં જ કરવામાં આવેલું છે. આ પ્રકારે ભગવાન્ વેદવ્યાસની સમાધિભાષા–શ્રીમદ્ભાગવત–દર્શનસાહિત્યમાં મહત્ત્વનુ સ્થાન ભોગવે છે.

શ્રીમદ્ભાગવતના બાર સ્કન્ધો છે અને ત્રણ પ્રક્ષિપ્ત અધ્યાયો બાદ કરીએ તો એકંદરે ત્રણસો બત્રીસ અધ્યાયો છે. આ બાર સ્કન્ધોમાં ભગવાનનાં બાર શ્રીઅંગોનું નિરૂપણ કરવામાં આવેલું છે, અને તેથી શ્રીમદ્ભાગવત સાક્ષાત્ ભગવાનનું જ સ્વરૂપ છે એમ સ્પષ્ટ જણાય છે. આ કારણથી જ શ્રીમહાપ્રભુજી ભાગવતાર્થ પ્રકરણમાં આજ્ઞા કરે છે કે इतीदं द्वादशस्कन्धं पुराणं हरिरेव स । આનંદરૂપ ભગવાનની આનંદરૂપ લીલા દશ પ્રકારની છે અને તેનું વર્ણન શ્રીમદ્ભાગવતના ત્રીજા સ્કન્ધથી બારમા સ્કન્ધ સુધીમાં કરવામાં આવેલુ છે. પ્રથમ સ્કન્ધમાં અધિકારવર્ણન છે અને દ્વિતીય સ્કન્ધમાં સાધનવર્ણન છે. આ રીતે શ્રીમદ્ભાગવતનો અર્થ ભગવાન્ છે. આ જ કારણથી શ્રીમહાપ્રભુજી ભાગવતાર્થ પ્રકરણમાં આજ્ઞા કરે છે કે शास्त्रे स्कन्धे प्रकरणेऽध्याये वाक्ये पदेऽक्षरे । एकार्थं सप्तधा ज्ञानविरोधेन मुच्यते ॥ શાસ્ત્ર, સ્કન્ધ, પ્રકરણ, અધ્યાય, વાક્ય, પદ અને અક્ષર એ સાત અર્થોને જાણીને જે સમન્વય કરે તે સંસારમાંથી મુક્ત થાય છે. આ સાત અર્થમાંના પહેલા ચાર અર્થ ભાગવતાર્થ પ્રકરણમાં આપવામાં આવેલા છે, અને બાકીના ત્રણ શ્રીસુબોધિનીજીમાં આપેલા છે. આ પ્રકારે શ્રીમદ્ભાગવતનો અર્થ સમજવા માટે શ્રીમહાપ્રભુજીએ રચેલા બે ગ્રન્થો–ભાગવતાર્થપ્રકરણ અને શ્રીસુબોધિનીજી–ઘણા ઉપયોગી છે અને તેથી જેટલા પ્રમાણમાં આ બે ગ્રન્થોનું અધ્યયન કરવામાં આવશે તેટલા પ્રમાણમાં શ્રીમદ્ભાગવતનો અર્થ સમજાશે.

પ્રથમ સ્કન્ધ એ ભગવાનનું દક્ષિણ ચરણારવિન્દ છે અને તેમાં અધિકારનું વર્ણન છે. દ્વિતીય સ્કન્ધ એ ભગવાનનું વામ ચરણારવિન્દ છે અને તેમાં જ્ઞાનનું–સાધનનું–વર્ણન છે. તૃતીય સ્કન્ધ એ ભગવાનનો દક્ષિણ બાહુ છે અને તેમા સર્ગલીલાનું વર્ણન છે. ચતુર્થ સ્કન્ધ એ ભગવાનનો વામબાહુ છે અને તેમાં વિસર્ગલીલાનું વર્ણન છે. પંચમ સ્કન્ધ એ ભગવાનનો દક્ષિણ સાથળ છે અને તેમાં સ્થાનલીલાનું વર્ણન છે. છઠ્ઠો સ્કન્ધ એ ભગવાનનો વામ સાથળ છે અને તેમાં પોષણલીલાનું વર્ણન છે. સપ્તમ સ્કન્ધ ભગવાનનો દક્ષિણ હસ્ત છે અને તેમાં ઊતિલીલાનું વર્ણન કરવામાં આવેલું છે. અષ્ટમ સ્કન્ધ એ ભગવાનનો દક્ષિણ સ્તન છે અને તેમાં મન્વન્તર લીલાનું વર્ણન કરવામાં આવેલું છે. નવમો સ્કન્ધ ભગવાનનો વામ સ્તન છે અને તેમાં ઈશાનુકથા લીલાનું વર્ણન કરવામાં આવેલું છે. દશમ સ્કન્ધ ભગવાનનું હૃદય છે અને તેમાં નિરોધલીલાનું વર્ણન કરવામાં આવેલું છે. કેટલાક વિચારકો દશમ સ્કન્ધને ભગવાનનું મુખ માને છે. અગિયારમો સ્કન્ધ એ ભગવાનનુ શ્રીમસ્તક છે અને તેમાં મુક્તિલીલાનું વર્ણન કરવામાં આવેલું છે. બારમો સ્કન્ધ એ ભગવાનનો વામ હસ્તક છે અને તેમાં આશ્રયલીલાનું વર્ણન કરવામાં આવેલું છે.

દશમ સ્કન્ધમાં એકંદરે ૮૭ અધ્યાયો છે, કારણ કે શ્રીવલ્લભાચાર્યજી ૧૨–૧૪ એ ત્રણ અધ્યાયોને પ્રક્ષિપ્ત માને છે. આ બધા અધ્યાયોને બે વિભાગમાં વ્હેંચી નાખવામાં આવ્યાં છે· (૧) પૂર્વાર્ધ અને (૨) ઉત્તરાર્ધ. પૂર્વાર્ધમાં ૧–૪૬ અધ્યાયો છે, જ્યારે ઉત્તરાર્ધમાં ૪૭–૮૭ એમ ૪૧ અધ્યાયો છે. શ્રીમદાચાર્યચરણે અધ્યાયોનાં પણ, વિષયને અનુસરીને, પ્રકરણો પાડ્યાં છે. તે નીચે પ્રમાણે છે:—

| પ્રકરણની સંખ્યા | અધ્યાય | પ્રકરણનું નામ | | અધ્યાયની સંખ્યા |
|---|---|---|---|---|
| (૧) | ૧–૪ | જન્મ | | ૪ |
| (૨) | ૫–૧૧ | તામસ | પ્રમાણ | ૨૮ |
| | ૧૨–૧૮ | | પ્રમેય | |
| | ૧૯–૨૫ | | સાધન | |
| | ૨૬–૩૨ | | ફલ | |
| (૩) | ૩૩–૩૯ | રાજસ | પ્રમાણ | ૨૮ |
| | ૪૦–૪૬ | | પ્રમેય | |
| | ૪૭–૫૩ | | સાધન | |
| | ૫૪–૬૦ | | ફલ | |
| (૪) | ૬૧–૬૭ | સાત્ત્વિક | પ્રમેય | ૨૧ |
| | ૬૮–૭૪ | | સાધન | |
| | ૭૫–૮૧ | | ફલ | |
| (૫) | ૮૨–૮૭ | 'ધર્મ' | | ૬ |
| | | | | ૮૭ |

આ પ્રમાણે દશમસ્કન્ધમાં પાંચ પ્રકરણો છે અને શ્રીમહાપ્રભુજી દશમસ્કન્ધની સુબોધિનીના આરંભમાં જ આ પાંચ પ્રકરણમાં વર્ણવેલા ભગવાનને નમસ્કાર કરે છે, અને **पञ्चधा हृदये मम** એ પ્રમાણે 'હૃદય' પદનો પ્રયોગ કરીને દશમસ્કન્ધ ભગવાનનું હૃદય જ છે એમ સૂચવતા હોય એવું જણાય છે.

પહેલા—જન્મ—પ્રકરણમાં ચતુર્મૂર્તિ ભગવાનનું વર્ણન હોવાથી ચાર અધ્યાયો છે. તામસ અને રાજસ એ બન્ને પ્રકરણોમાં પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એમ વિભાગ છે; અને તે દરેક વિભાગમાં સામાન્ય રીતે ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ ભગવાનના છ ધર્મોનું અને ધર્મી ભગવાનનું વર્ણન હોવાથી સાત અધ્યાયો છે. સાત્ત્વિક લોકોને પ્રમાણની અપેક્ષા હોતી નથી તેથી સાત્ત્વિક પ્રકરણમાં માત્ર પ્રમેય, સાધન અને ફલ એમ ત્રણ જ વિભાગ છે; અને તે દરેક વિભાગમાં પહેલાંની માફક સાત અધ્યાયો છે. પાંચમા—અને છેલ્લા—ધર્મ અથવા ગુણ પ્રકરણમાં ભગવાનના છ ગુણોનું પ્રતિપાદન કરેલું હોવાથી છ અધ્યાય છે.

દશમ સ્કન્ધમાં ભગવાનની લીલાનું વર્ણન કરવામાં આવેલું છે. આ બધી લીલાના પરિણામે ભક્તોને પ્રપંચની વિસ્મૃતિ થઈ ભગવાનમાં આસક્તિ થાય છે, એટલે આખા દશમસ્કન્ધનો અર્થ 'નિરોધ છે.' શ્રીધરના અભિપ્રાયે આ સ્કન્ધનો અર્થ આશ્રય છે, જ્યારે બોપદેવના અભિપ્રાયે આ સ્કન્ધનું તાત્પર્ય દુષ્ટ રાજાઓનો નાશ છે. આચાર્યચરણ આ બન્ને અભિપ્રાયોનું દશમસ્કન્ધની સુબોધિનીની કારિકાઓમાં અને ભાગવતાર્થનિબન્ધમાં સુન્દર ખણ્ડન કરે છે, અને આખા દશમસ્કન્ધનું તાત્પર્ય નિરોધમાં જ છે એમ સિદ્ધ કરે છે.

જગતની અંદર સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારના મનુષ્યો હોય છે. આ ત્રણ પ્રકારના ભક્તોના સ્વભાવમાં ઘણો ભેદ હોય છે, અને ભગવાન્ પોતે ઘણા દયાળુ અને અક્લિષ્ટકર્મા હોવાથી આ ત્રણ પ્રકારના જીવોના સ્વભાવમાં ફેરફાર કર્યા વિના જ તેમના સ્વભાવને અનુકૂલ જ કાર્ય—લીલા—પોતે કરે છે, અને તેથી ભગવાનની પણ ત્રણ પ્રકારની લીલા સંભવી શકે છે. મનુષ્યનો સ્વભાવ ફેરવવો એ શક્ય નથી, એટલે **स्थितस्य गतिश्चिन्तनीया** એ ન્યાયે ભગવાન્ ભક્તના સ્વભાવને જ અનુકૂલ થઈ જાય છે. ચિત્તશાસ્ત્રની દૃષ્ટિથી ભગવાનનો આ લીલા-પ્રકાર વર્તમાન યુગમાં પણ આદર પામે એવો છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

જન્મપ્રકરણ પછી તરત જ સાત્ત્વિક અને રાજસપ્રકરણ ન આવતાં તામસપ્રકરણ આવે છે તેથી કોઈને જરા આશ્ચર્ય થાય; પણ તેમાં એક ગૂઢ રહસ્ય રહેલું છે. પુરુષોત્તમનું સ્વરૂપ જ ફલ છે, બીજું નહિ, એ ભક્તિમાર્ગનો મુખ્ય સિદ્ધાન્ત છે, અને બીજા પદાર્થોને જે ફલ કહેવામાં આવે છે તે તો પુરુષોત્તમસ્વરૂપના સમ્બન્ધને લીધે જ કહેવામાં આવે છે. સાત્ત્વિક લોકોને જ્ઞાનમાર્ગ વગેરે વિહિતમાર્ગોમાં રુચિ હોય છે. રાજસ લોકોનું ચિત્ત હમ્મેશાં વિક્ષિપ્ત હોય છે અને તેથી લૌકિક અને અલૌકિક કર્મના વ્યાસંગથી સ્વરૂપની વિસ્મૃતિ થવાનો સંભવ હોય છે, એટલે તેમનો સારી રીતે નિરોધ થઈ શકતો નથી. તામસ લોકો મુગ્ધ હોય છે અને તેથી દૃઢ આગ્રહી હોય છે, અને તેને પરિણામે તે લોકો જે પદાર્થનો આગ્રહ કરે છે તેને છોડતા નથી. આ ત્રણ પ્રકારના સ્વભાવમાં ભગવાનને કોઈ પણ પ્રકારનો ફેરફાર કરવો નથી. હવે વ્રજમાં રહેનારા ભક્તોનો ભગવાનના સ્વરૂપ વિષે એવા પ્રકારનો ભેદ થઈ ગયો

હતો કે ભગવાનના સ્વરૂપથી અન્ય પદાર્થનો—ભગવાને જ ઉપદેશેલા ધર્મનો પણ—તેમણે સ્વીકાર કર્યો નહિ, એટલું જ નહિ પણ આગળ જ્ઞાનનો પણ તેમણે અંગીકાર કર્યો નહિ. આ પ્રમાણે તામસ ભક્તોમાં જ સર્વ રીતે નિરોધ સિદ્ધ થાય છે. આ કારણથી વ્રજભક્તોને અને આ પ્રકરણને તામસ કહેવામાં આવ્યું છે. વળી, પુષ્ટિમાર્ગ મર્યાદામાર્ગથી વિપરીત છે એ જણાવવાને માટે પણ આ પ્રકરણને તામસ કહેવામાં આવ્યું છે. વાસ્તવિક રીતે તો આ વ્રજભક્તો નિર્ગુણ જ છે. ભગવાન્ પોતે જ શ્રીમદ્ભાગવતમાં આજ્ઞા કરે છે કે જ્ઞાન અને વૈરાગ્ય મારા ભક્તોનું કલ્યાણ કરી શકતાં નથી, અને મારા ભક્તોની દૃષ્ટિએ સ્વર્ગ અને નરક એ બન્ને સરખાં છે. આ પ્રમાણે જ્ઞાન અને વૈરાગ્યથી સિદ્ધ થતો મોક્ષ પણ ભક્તોની દૃષ્ટિએ નરકના જેવો છે, અને તેથી જ્ઞાનમાર્ગ ભક્તિમાર્ગ કરતાં ઉતરતો છે એ વાત સ્પષ્ટ થાય છે. વ્રજભક્તોનો એકલા ભગવાનમાં જ વિશુદ્ધ ભાવ હતો, એટલે તેઓ સર્વના કરતાં અધિક છે એ શાસ્ત્રસિદ્ધ બાબત છે. વ્રજભક્તો જાણે છે કે ભગવાન્ વ્યાપક છે, આત્મા છે, અને તેથી પોતાના હૃદયમાં રહેલા જ છે, છતાં પણ ભગવાનનું બહાર પ્રકટ થતું સ્વરૂપ જ તેમની દૃષ્ટિએ મુખ્ય છે, અન્તરાત્માદિ સ્વરૂપ નહિ. આ પ્રમાણે વ્રજભક્તોની કર્મ, જ્ઞાન, વિહિતભક્તિ વગેરેમાં આસક્તિ નથી, પણ તેમનો આગ્રહ ફક્ત ભગવાનના બહાર પ્રકટ થએલા સ્વરૂપમાં જ છે, અને તેમનો આગ્રહ, જગતના તામસ લોકોની માફક, ઘણો દૃઢ છે, તેથી જ તેમને તામસ કહેવામાં આવેલા છે. વળી, મર્યાદામાર્ગથી ભક્તિમાર્ગ વિલક્ષણ છે અને તેથી ભક્તિમાર્ગમાં સ્ત્રીઓ મુખ્ય છે, અને મર્યાદામાર્ગમાં મુક્તિનો પ્રતિબન્ધ કરનાર જે કામ છે તે જ કામ આ ભક્તિમાર્ગમાં ભગવત્પ્રાપ્તિ કરાવે છે એ જણાવવાને માટે જેનું ફલ (અલૌકિક) કામ જ છે એવી ભગવાનની લીલા આ તામસપ્રકરણમાં વર્ણવવામાં આવેલી છે. વળી, મર્યાદામાર્ગમાં વિહિત ભક્તિથી ભગવાનનો આવિર્ભાવ થાય છે, જ્યારે આ ભક્તિમાર્ગમાં (ભગવત્) કામને વશ થવાથી જ દીનતા આવતાં પ્રભુ પ્રકટ થાય છે અને આ પ્રકટ થએલા પ્રભુમાં કામશાસ્ત્રને અનુસરતો—વિધિને અનુસરતો નહિ—સ્નેહ થાય છે. અર્થાત્ બ્રહ્મા વગેરે દેવો પણ સાધનોદ્વારા જે ભજનાનન્દ પ્રાપ્ત કરી શકતા નથી તે ભજનાનન્દ ભગવાન્ નિસ્સાધન વ્રજભક્તોને અધીન થઈને આપે છે, અને તેથી આ નિસ્સાધન તામસભક્તો સર્વથી શ્રેષ્ઠ છે એમ નિસ્સંદેહ સિદ્ધ થાય છે. બીજી દૃષ્ટિએ વિચાર કરીએ તો જણાય છે કે હાથીનું દૃષ્ટાન્ત આપવામાં આવેલું હોવાથી ભગવાન્ પોતે જ કામને વશ થઈને ભક્તોની સમીપ આવે છે, અને પહેલાં જણાવ્યું તે પ્રમાણે કામથી પ્રકટ થએલા પ્રભુમાં ભક્તોનો સ્નેહ થાય છે. આ પ્રમાણે મર્યાદામાર્ગ વગેરે અન્ય માર્ગોમાં સંભવતું નથી. આ બધાં કારણોથી તામસપ્રકરણ સૌથી પહેલું આપવામાં આવ્યું છે.

તામસ પ્રકરણના ચોથા અવાન્તર પ્રકરણને ફલપ્રકરણ કહેવામાં આવે છે. તામસ પ્રકરણના ત્રીજા અવાન્તર—સાધન—પ્રકરણમાં પાંચ પ્રકારની વિદ્યાનું—સાધનોનું—વર્ણન કરવામાં આવ્યું છે. (૧) મનુષ્યનાં દેહ, ઇન્દ્રિય વગેરે જે પદાર્થો છે તે બધાંનો વિનિયોગ ભગવાનમાં જ કરવાનો છે, પોતાને માટે નહિ, એ નિર્ણય પ્રથમ પ્રકારની વિદ્યા છે. (૨) દેહનો નિર્વાહ કરવાને માટે અને પ્રાણ વગેરેના ધર્મો સિદ્ધ કરવાને માટે પણ મનુષ્ય પોતે સમર્થ હોય તો પણ તે પ્રયોજનોને માટે પ્રભુની જ પ્રાર્થના કરવી જોઈએ, બીજા કોઈની નહિ. પ્રભુ લોકમાં અલૌકિક કરતા નથી, ભગવાનના અનુગ્રહથી જ ભગવદ્ભાવ થાય છે, શાસ્ત્રમાં જણાવેલાં સાધનો કરવાથી નહિ, આ નિર્ણય બીજા પ્રકારની વિદ્યા છે. (૩) ભગવાનથી અન્ય કોઈનું ભજન કરવું નહિ; બીજાનું ભજન કરવાનો ધર્મ પરંપરાથી ચાલુ આવેલો હોય છતાં પણ ભગવાનની ઇચ્છા થતાં તે પ્રમાણે ન કરવું. આ નિર્ણય ત્રીજા પ્રકારની વિદ્યા છે. (૪) બધી અવસ્થામાં ભગવાનની જ સેવા કરવી; ભગવાન્ અક્લિષ્ટકર્મા છે અને તે પોતાના ભક્તોનું રક્ષણ કરે છે જ. આ નિર્ણય ચોથા પ્રકારની વિદ્યા છે. (૫) ભગવાનનું માહાત્મ્ય જાણીને તેમનામાં પરમ સ્નેહ રાખવો અને ભક્તો સર્વથી અધિક છે. આ નિર્ણય પાંચમા પ્રકારની વિદ્યા છે. સાધનમાર્ગમાં જે પ્રમાણે વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ, અને ભક્તિ એ પાંચ પ્રકારની વિદ્યા છે તે પ્રમાણે લીલાસ્થ ભક્તોમાં પણ છે એમ સિદ્ધ થાય છે. જેવું પાંચ પ્રકારનું જ્ઞાન છે, તેવું પાંચ પ્રકારનું કર્મ પણ છે. (૧) ગોપીજનોએ જે કાત્યાયની વ્રત, પૂજન વગેરે કર્યું તે ભગવત્કામને લીધે પરંપરાથી ભગવાનની સેવારૂપ જ કર્યું; આ પ્રથમ પ્રકારનું કર્મ છે. (૨) ગોપબાળો જ્યારે ક્ષુધાથી પીડિત થયા ત્યારે ક્ષુધાની શાન્તિને માટે તેમણે ભગવાનની જ પ્રાર્થના કરી; એટલે આ પ્રાર્થનારૂપી કર્મ દ્વિતીય પ્રકારનું કર્મ છે. (૩) નન્દરાયજી વગેરેએ પરંપરાથી પ્રાપ્ત થએલા ઇન્દ્રયાગનો ત્યાગ કર્યો અને ગોવર્ધનયાગ કર્યો; આ ત્રીજા પ્રકારનું કર્મ છે. (૪) ઇન્દ્રની વૃષ્ટિથી વ્રજજનો જ્યારે બહુ જ આકુલ વ્યાકુલ થઈ ગયાં ત્યારે તેમણે ભગવાનનું જ શરણ શોધ્યું; આ પ્રમાણે શરણે જવા રૂપી કર્મ ચતુર્થ પ્રકારનું કર્મ છે. (૫) નન્દરાયજીનાં વાક્યોથી ગોપોનો સંદેહ દૂર થયો અને તેમણે માહાત્મ્યજ્ઞાનપૂર્વક સ્નેહયુક્ત કર્મ કર્યું; આ કર્મ પાંચમા પ્રકારનું છે.

આ બધાં સાધનો કર્યા પછી ભક્તિનો ઉદ્રેક થાય છે અને ત્યાર પછી ઐશ્વર્ય વગેરે છ ગુણવાળા શ્રીકૃષ્ણ ભગવાનરૂપી જે ફલ છે તે મળે છે. આ પૂર્ણ ભગવાન્ ફલ છે. અને તેનું વર્ણન ચતુર્થ પ્રકરણમાં કરવામાં આવેલું હોવાથી આ પ્રકરણને ફલ પ્રકરણ કહેવામાં આવે છે.

ફલ પ્રકરણમાં એકંદરે સાત અધ્યાયો છે. અહીં ઐશ્વર્ય વગેરે ગુણોનો ક્રમ નથી, કારણ કે આ પ્રકરણમાં પુષ્ટિ ફલનું વર્ણન કરવામાં આવ્યું છે, અને તેથી ક્રમનો ભંગ દોષરૂપ નથી, પરંતુ વચમાં જ ભોગમાં વિશિષ્ટ પ્રકારનું સુખ પણ થાય છે. આ પ્રકરણમાં રમણરૂપી ફલનું દાન કરવાનું છે. રમણ બે પ્રકારનું હોય છે; એક રૂપથી અને બીજું નામથી. ભગવાને રૂપથી જે રમણ કર્યું તેનું વર્ણન પાંચ અધ્યાયમાં છે, કારણ કે રૂપનાં પાંચ અંગો છે; (૧) આત્મા, (૨) મન, (૩) ઇન્દ્રિય, (૪) પ્રાણ અને (૫) શરીર. ભગવાને નામથી જે રમણ કર્યું તેનું વર્ણન બે અધ્યાયમાં છે, કારણ કે નામના—શબ્દના—બે ભેદ છેઃ પ્રવૃત્તિ અને નિવૃત્તિ. આ પ્રમાણે એકંદરે ફલપ્રકરણના સાત અધ્યાયો થાય છે.

તેમાં પહેલા અધ્યાયમાં ભગવાનના ઐશ્વર્ય નામના ગુણનું વર્ણન છે. ઐશ્વર્ય એટલે સ્વતંત્રતા. કરવાનું, ન કરવાનું અને અન્યથા કરવાનું જે સામર્થ્ય તેનું નામ ઐશ્વર્ય. વેણુના નાદદ્વારા બોલાવીને વાક્યોથી ઘેર જવાની પ્રેરણા કરવાનું ભગવાનનું જે સામર્થ્ય તે ઐશ્વર્ય છે; ભગવાનના વાક્યથી ગોપીજનો ઘેર ન ગયાં તે ભગવાનનું 'ન કરવાનું' સામર્થ્ય છે, અને ગોપીજનોને ગર્વ થતાં ભગવાન્ જે તિરોહિત થઈ ગયા તે 'અન્યથા કરવાનું' ભગવાનનું સામર્થ્ય છે. આ પ્રમાણે ત્રણ પ્રકારના સામર્થ્યરૂપી ઐશ્વર્યનું વર્ણન પહેલા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. બીજા કેટલાક વિચારકો બીજી રીતે ભગવાનનું ઐશ્વર્ય સમજાવે છે. ભગવાને નાદ કરીને ગોપીજનોને જે બોલાવ્યાં તે 'કરવાનું' સામર્થ્ય; ઘેર જાવ એ પ્રકારે ઉપદેશ આપનારાં વાક્યો વડે ગોપીજનો ઘેર ન ગયાં તે 'ન કરવાનું' સામર્થ્ય; ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરવારૂપી જે દોષ તેને ગુણ બનાવવાથી તેમાં ભગવાનનું 'કરવાનું' સામર્થ્ય રહેલું છે; અને ગોપીજનોને ગર્વ થતાં ભગવાન્ અન્તર્હિત થઈને પણ અન્યથા કરવાને સમર્થ છે, એટલે તેમાં 'અન્યથા કરવાનું' સામર્થ્ય રહેલું છે.

બીજા અધ્યાયમાં ભગવાનના વીર્ય નામના ગુણનું વર્ણન કરવામાં આવ્યું છે. ભગવાનની સાથે સંબંધમાં આવેલા ભક્તોમાં દોષ હોવા છતાં પણ ભગવાને તેમનો ત્યાગ કર્યો નહિ.' આ સર્વોત્કૃષ્ટ ભક્તિમાર્ગનો ઉપદેશ કરવાને માટે શરીરથી રમણ ન થતાં મનથી અથવા વાણીથી ભગવાન્ ભક્તોને રમણ કરાવે છે એ જણાવવાને માટે ભગવાને પરોક્ષમાં પણ રમણ કર્યું, અને તે રીતે પોતાનો ધર્મ પ્રકટ કર્યો.

ત્રીજા અધ્યાયમાં રમણનું જ્ઞાન કરાવનારાં ગોપીજનોનાં વચનો ભગવાનના યશનું વર્ણન કરે છે, તેથી આ અધ્યાયમાં ભગવાનના યશ નામના ધર્મનું વર્ણન કરવામાં આવ્યું છે.

ચતુર્થ અધ્યાયમાં ભગવાનના શ્રી નામના ધર્મનું વર્ણન કરવામાં આવ્યું છે. એક જ વાર ભોગ ન થાય એટલા માટે ભગવાન્ પોતે પ્રકટ થયા અને ભક્તોના અન્તઃકરણના સંતોષને માટે બોલ્યા; અને તે રીતે ભક્તોની મરણરૂપી આપત્તિનું તેમણે નિવારણ કર્યું અને તે પ્રકારે પોતાનો શ્રી નામનો ગુણ પ્રકટ કર્યો.

પાંચમા અધ્યાયમાં છ ગુણરૂપી સ્વામિનીઓ સાથે ભગવાને પોતાના રસાત્મક સ્વરૂપ વડે રમણ કર્યું અને તેથી ધર્મીનું વર્ણન કરવામાં આવ્યું છે. ચતુર્થ અધ્યાયમાં ભગવાનના પ્રાદુર્ભાવરૂપી 'શ્રી' ધર્મનું વર્ણન કર્યા પછી રમણની આવશ્યકતા હોય છે; અને વૈરાગ્ય અને જ્ઞાન એ બે રમણમાં પ્રતિબન્ધ કરનારાં છે એટલે પાંચમા અધ્યાયમાં ક્રમપ્રાપ્ત વૈરાગ્યનું નિરૂપણ ન કરતાં ભગવાનના રમણનું જ વર્ણન કરવામાં આવ્યું છે. ભગવાન્ વિના બીજા બધાય પદાર્થોનો ત્યાગ કરવો એનું નામ પુષ્ટિમાર્ગીય વૈરાગ્ય. ભગવત્સ્વરૂપરૂપી ફલ પ્રાપ્ત થયા પછી જ ભગવાન્ જ ઉત્તમ છે એવું જ્ઞાન થવાથી ભગવાનથી અન્ય પદાર્થોનો ત્યાગ સંભવી શકે છે. પુષ્ટિમાર્ગીય જ્ઞાન એટલે ભગવાનના ગુણોનું ગાન કરવું તે. આ પણ ભગવાનની પ્રાદુર્ભાવદશામાં સંભવતું નથી, ફક્ત વિરહદશામાં જ સંભવે છે, એટલે જ્ઞાનનું પણ નિરૂપણ પહેલાં થઈ શકે એમ નથી.

છઠ્ઠા અધ્યાયમાં ભગવાનના વૈરાગ્ય નામના ધર્મનું વર્ણન કરવામાં આવેલું છે. કુતૂહલતાથી પણ જો અવૈધ્યજ કર્મ કરવામાં આવે તો પરિણામે દુઃખ આપે છે; તેમાં ભગવાન્ ઉદાસીન રહે છે; તેમાં પણ ભક્તવત્સલ ભગવાન્ જ તે બધાને દુઃખમાંથી મુક્ત કરે છે અને તે રીતે ભક્તો અન્યાશ્રયરૂપી કર્મનો ત્યાગ કરે છે. મર્યાદા—રમણમાં પણ વંચયુઃનો સંબંધ રહેલો હોવાથી ભગવાન્ ઉદાસીન છે એમ જણાવવામાં આવ્યું છે. તેથી આ અધ્યાયમાં વૈરાગ્યનું જ નિરૂપણ છે.

સાતમા અધ્યાયમાં ભગવાનના જ્ઞાન ધર્મનું વર્ણન છે. વિરહાવસ્થામાં ગોપીજનો ભગવાનના ગુણોનું ગાન કરે છે અને ગુણગાન એ જ્ઞાનરૂપ છે. તેથી આ અધ્યાયમાં જ્ઞાનનું નિરૂપણ છે એમ સ્પષ્ટ થાય છે.

આ પ્રમાણે ફલપ્રકરણમાં ભગવાને તામસ ભક્તોને સ્વરૂપાનન્દનું દાન કરીને તેમનો સમ્પૂર્ણ નિરોધ સિદ્ધ કર્યો છે. ભગવાન્ પોતે રસસ્વરૂપ છે એમ ઉપનિષદોમાં કહેવામાં આવેલું છે. ભગવાન્ આનન્દમય છે અને બીજાઓને આનન્દ આપે છે. જે જીવના ઉપર ભગવાન્ કૃપા કરે છે તેને પોતે ભજનાનન્દનું—સ્વરૂપાનન્દનું—દાન કરે છે. ભજનાનન્દ એ વિષયાનન્દ અને બ્રહ્માનન્દથી ભિન્ન છે અને શ્રેષ્ઠ છે, અને તેથી પુષ્ટિમાર્ગમાં તેને જ પરમ ફલ તરીકે સ્વીકારવામાં આવ્યું છે. આ પરમફલ ભગવાનના અનુગ્રહ વિના મળી શકતું નથી.

ભગવાન્ રસાત્મક છે, અને બધા રસોમાં શૃંગાર શ્રેષ્ઠ રસ છે; એટલે ભગવાન્ શૃંગારરસાત્મક છે એ વાત સ્પષ્ટ છે. નાટ્યશાસ્ત્રમાં પણ શૃંગારરસનો દેવતા વિષ્ણુ છે એ હકીકત પણ ભગવાન્ કૃષ્ણના રસાત્મક સ્વરૂપને સમર્થન આપે છે. કૃષ્ણનો યૌગિક અર્થ પણ સદાનન્દ થાય છે. આ રસાત્મક પ્રભુની બધી લીલા રસમય હોય એ સ્વાભાવિક છે; અને તેમાં રાસલીલા તો વિશેષ રસસ્વરૂપ હોય એ સમજી શકાય એવી બાબત છે.

ભગવાને ગોપીજનોની સાથે જે રમણ કર્યું તેને આપણે સામાન્ય રીતે રાસલીલા કહીએ છીએ. રાસલીલાનું વર્ણન એકલા શ્રીમદ્ભાગવતમાં જ છે એમ નહિ, પણ હરિવંશ, બ્રહ્મવૈવર્તપુરાણ, બ્રહ્મપુરાણ, વિષ્ણુપુરાણ, ભવિષ્યોત્તરપુરાણ, ગર્ગસંહિતા, ભાસરચિત બાલચરિત નાટક વગેરે સાહિત્યમાં પણ મળી આવે છે. અલબત્ત, આ બધાં વર્ણનો એક જ પ્રકારનાં નથી; તેમાં ક્રમિક વિકાસ થયો છે એમ સ્પષ્ટ જણાય છે.

કાવ્યશાસ્ત્ર અને નાટ્યશાસ્ત્રના ગ્રન્થોમાં રાસક, નાટ્યરાસક અને હલ્લીસક એ ત્રણનાં ભિન્ન ભિન્ન લક્ષણો આપવામાં આવેલાં છે. ભોજ અને શારદાતનય એ કાવ્યશાસ્ત્રના લેખકોના અભિપ્રાયે રાસક અને નાટ્યરાસક એ નૃત્યના બે ભિન્ન પ્રકાર છે. રાસકનું લક્ષણ આપતાં તેઓ કહે છે કે षोडश द्वादशाष्टौ वा यस्मिन्नृत्यन्ति नायिकाः । અર્થાત્ જેમાં ૧૬, ૧૨ અથવા ૮ નાયિકાઓ પિણ્ડી, શૃંખલા, ભેદ્યક અને લતા એ ચાર પ્રકારે નૃત્ય કરે છે તેને રાસક કહેવામાં આવે છે; જ્યારે નાટ્યરાસકમાં એક પ્રકારનું નૃત્ય હોય છે અને તેમાં સ્ત્રીઓ યોગ્ય અભિનય અને નૃત્યથી રાજાની કૃતિઓનું અનુકરણ કરે છે. શારદાતનયના ભાવપ્રકાશનમાં નાટ્યરાસકના અનેક પ્રકારો આપવામાં આવેલા છે. અભિનવગુપ્ત નાટ્યશાસ્ત્રની ટીકામાં પ્રાચીન લેખકોનો અભિપ્રાય આપે છે. આ અભિપ્રાય પ્રમાણે કૃષ્ણે ગોપીઓની સાથે જે નૃત્ય કર્યું તેના જેવા નૃત્યને રાસ કહેવામાં આવે છે. ભરતાચાર્ય નાટ્યશાસ્ત્રના ચતુર્થ અધ્યાયમાં નૃત્તનું મહત્ત્વ દર્શાવીને લાસ્ય અને તાણ્ડવ એ બે પ્રકારનું વર્ણન કરે છે. આ જ સ્થળે અભિનવગુપ્ત પોતાની ટીકામાં રાસક, હલ્લીસક વગેરેનો નિર્દેશ કરે છે અને तदुक्तं चिरन्तनैः એ પ્રમાણે કહીને પ્રાચીન લેખકનો અભિપ્રાય આઠ શ્લોકમાં આપે છે, તેમાંના બે શ્લોકો નીચે પ્રમાણે છે:—

मण्डलेन तु यन्नृत्तं हल्लीसकमिति स्मृतम् ।
एकस्तत्र तु नेता स्याद्गोपस्त्रीणां यथा हरिः ॥
अनेकनर्तकीयोज्यं चित्रताललयान्वितम् ।
आचतुष्षष्टियुगलाद्रासकं मसृणोद्धतम् ॥

પછીથી અભિનવગુપ્ત કહે છે કે एते प्रबन्धा नृत्तात्मका न नाट्यात्मकनाटकादिविलक्षणाः । અર્થાત્ મણ્ડલાકારે જે નૃત્ત થાય અને કૃષ્ણ અને ગોપીઓની માફક જેમાં એક નેતા હોય તે હલ્લીસક કહેવાય છે; અને જેમાં અનેક—ચોસઠ યુગલ સુધી—નર્તકીઓ અનેક પ્રકારના તાલ અને લય સાથે નૃત્ય કરે છે તે રાસક કહેવાય છે અને તે મસૃણ અને ઉદ્ધત એ બે પ્રકારનું છે. આ નૃત્તાત્મક પ્રબન્ધો નાટ્યાત્મક નાટકોથી ભિન્ન નથી. ભોજ પણ પોતાના શૃંગારપ્રકાશ નામના ગ્રન્થમાં અભિનવગુપ્તે આપેલા હલ્લીસકના લક્ષણ જેવું જ લક્ષણ આપે છે. ( यन्मण्डलेन नृत्तं स्त्रीणां हल्लीसकं तु तत्माहुः । तत्रैको नेता स्याद्गोपस्त्रीणामिव मुरारिः ॥ ) સાહિત્યદર્પણકાર વિશ્વનાથ કહે છે કે રાસક અને નાટ્યરાસક એ બે નાનાં નાટકો છે અને તેમાં અંકો, સંધિઓ, નટો, રસ, વૃત્તિઓ, નાયક અને નાયિકાઓ હોય છે; તેમાં નૃત્યનું સ્થાન બહુ ગૌણ હોય છે; જ્યારે હલ્લીસકમાં એક અંક, સાતથી દસ સુધી નાયિકાઓ, કૈશિકીવૃત્તિ, બે સંધિઓ અને કૈવિવૈવત જેવું સંગીત હોય છે. શારદાતનય પણ આવો જ અભિપ્રાય દર્શાવે છે. નાટ્યદર્પણમાં પ્રથમ બાર રૂપકોનું વર્ણન કરવામાં આવ્યું છે, અને પછીથી બીજા તેર રૂપકોનાં નામો આપવામાં આવેલાં છે, અને આ યાદીમાં હલ્લીસક, રાસક અને નાટ્યરાસક છે. હેમચન્દ્ર કાવ્યાનુશાસનમાં કાવ્યની ચર્ચા કરતાં પ્રેક્ષ્ય અને શ્રવ્ય એ બે કાવ્યના ભાગ આપે છે. પ્રેક્ષ્યના પણ પાઠ્ય પાઠ્ય અને ગેય એમ બે

વિભાગ છે,' અને ગેયમાં ઘણા પ્રકાર જણાવવામાં આવેલા છે. તેમાં હલ્લીસક અને રાસકની ગણના કરવામાં આવી છે. તેનાં લક્ષણો આપવાને માટે અભિનવગુપ્તે જે શ્લોકોનાં અવતરણો આપ્યાં છે તે જ શ્લોકોનાં અવતરણો આપતાં હેમચન્દ્ર કહે છે કે...चिरन्तनैर्यकानि ।

આ પ્રમાણે રાસ અને હલ્લીસક એ બે પ્રકારનાં નૃત્યો છે, અને કાલક્રમે તે નામનાં બે પ્રકારનાં નાટકો પણ અસ્તિત્વમાં આવ્યાં છે. કૃષ્ણની ક્રીડા પ્રાચીન કાળમાં હલ્લીસક તરીકે ઓળખાવવામાં આવતી હતી, જ્યારે રાસકનું લક્ષણ અતિ સાધારણ આપવામાં આવેલું છે. સમય જતાં કેટલાંક પુરાણોમાં આ બન્નેનો ભેદ ભૂલી જવામાં આવ્યો છે. હલ્લીસક અને રાસ એ બન્નેમાં રસ પ્રધાન હોય છે જ, રાસગોષ્ઠી પણ ખરી, તેથી સ્વાભાવિક રીતે આ ભેદ ભૂલાઈ ગયો હશે. આજે આપણા સામાન્ય વ્યવહારમાં આપણે હલ્લીસક અને રાસનો ભેદ ધ્યાનમાં રાખતા નથી; અને કૃષ્ણની લીલાને રાસલીલા તરીકે જ ઓળખીએ છીએ. ભરતાચાર્ય નાટ્યશાસ્ત્રમાં હલ્લીસક કે રાસના નામનો નિર્દેશ પણ કરતા નથી, તેથી અભિનવગુપ્તને પ્રાચીન લેખકોના શ્લોકોનું અવતરણ આપીને તે ન્યૂનતા દૂર કરવી પડે છે. ઈ. સ. પૂર્વે ચોથા શતકમાં થઈ ગએલા ભાસ કવિના 'બાલચરિત' નામના નાટકમાં હલ્લીસકનો સ્પષ્ટ નિર્દેશ છે. ત્યાર પછી હરિવંશમાં પણ કૃષ્ણની ક્રીડાનું વર્ણન જોવામાં આવે છે, અને ત્યાર પછીના સાહિત્યમાં તો પહેલાં જણાવ્યું તે પ્રમાણે રાસક્રીડાનું વર્ણન સ્થળે સ્થળે જોવામાં આવે છે. આગળ જતાં રાસના બે પ્રકાર—તાલારાસ અને લકુટારાસ અથવા દાંડિયારાસ—અસ્તિત્વમાં આવ્યા છે, અને તેનો નિર્દેશ પ્રાકૃતસાહિત્યમાં કરવામાં આવ્યો છે.

હવે તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં રાસની ભાવના કેવી રીતે આવી તે વિચારીએ. તૈત્તિરીય ઉપનિષદની બ્રહ્માનન્દવલ્લીમાં પરમાત્માનું સુંદર વર્ણન કરવામાં આવેલું છે, અને વેદાન્તદર્શનના ઇતિહાસમાં આપણને જણાય છે કે શ્રીવલ્લભાચાર્યે આ વર્ણનનું જેટલું મહત્ત્વ દર્શાવ્યું છે તેટલું બીજા કોઈ આચાર્યે દર્શાવ્યું નથી. તેને પરિણામે પરબ્રહ્મના રસાત્મક સ્વરૂપનો સિદ્ધાન્ત શુદ્ધાદ્વૈતવેદાન્તમાં જ જોવામાં આવે છે, અને તે પ્રકારે તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં શ્રીવલ્લભાચાર્યનું સ્થાન અનુપમ છે. બ્રહ્માનન્દવલ્લીમાં પ્રથમ પ્રતિજ્ઞા કરવામાં આવે છે કે બ્રહ્મવિત્ પરને પ્રાપ્ત કરે છે. પરપ્રાપ્તિનું લક્ષણ આપતાં તે ઉપનિષદ્ કહે છે કે **सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ।**—પરમ આકાશમાં રહેલા સત્ય, જ્ઞાન અને અનન્ત બ્રહ્મને જે જાણે છે તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સર્વ કામોનો ભોગ કરે છે. પછી અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમયનું વર્ણન આપ્યા પછી ઉપનિષદ્ કહે છે કે **रसो वै सः । रसं ह्येवायं लब्ध्वानन्दी भवति । को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् । एष ह्येवानन्दयाति ।** અર્થાત્ પરમાત્મા રસસ્વરૂપ છે, અને આ રસાત્મક બ્રહ્મને પ્રાપ્ત કરીને આ જીવ આનન્દ ભોગવે છે: જો હૃદયાકાશમાં રસરૂપ આનન્દ ન હોય તો કયો જીવ પોતાનો પ્રાણ ધારણ કરી શકે? ખરેખર, આ રસરૂપ ભગવાન્ જ જીવોને આનન્દ આપે છે. આ પ્રમાણે રસાત્મક પરમાત્મા આનન્દસ્વરૂપ છે, જીવનો પ્રાણ ધારણ કરે છે, હૃદયાકાશમાં સ્થિતિ કરે છે અને જીવોને આનન્દ આપે છે. આથી સ્પષ્ટ થાય છે કે હૃદયમાં રહેલો અને જીવોને આનન્દ આપનારો જે આનન્દ તે જ રસ છે. આ પ્રસંગે સ્વાભાવિક રીતે ઉપનિષદમાં આનન્દની ગણના કરવામાં આવી છે, અને આ ગણના તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ અતિ મહત્ત્વની છે. ઉપનિષદમાં મનુષ્યના આનન્દથી આરંભ કરવામાં આવ્યો છે, અને ત્યાર પછી મનુષ્યગન્ધર્વો, દેવગન્ધર્વો, પિતૃઓ, દેવો, ઇન્દ્ર, બૃહસ્પતિ અને પ્રજાપતિના આનન્દની ગણના કરવામાં આવી છે; અને છેવટે બ્રહ્મના આનન્દનો નિર્દેશ છે. આ પ્રમાણે બ્રહ્મનો આનન્દ બધા પ્રકારના આનન્દમાં શ્રેષ્ઠ છે એમ સિદ્ધ થાય છે: અને બ્રહ્મવિત્ આ રસસ્વરૂપ આનન્દમય બ્રહ્મને પ્રાપ્ત કરે છે અને તેમની સાથે અનેક પ્રકારના ભોગ ભોગવે છે. કઠ (૧. ૨. ૨૨) અને મુણ્ડક (૩. ૨. ૩) ઉપનિષદમાં સ્પષ્ટ કહેવામાં આવેલું છે કે—

**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥**

(આ પરમાત્મા પ્રવચન, મેધા અને બહુ વિદ્યાથી પ્રાપ્ત કરી શકાતા નથી; પણ તે જેનું વરણ કરે છે—અર્થાત્ જેના ઉપર તે કૃપા કરે છે—તે જ જીવ તેમને પ્રાપ્ત કરી શકે છે; અને પરમાત્મા તે જ જીવ આગળ પોતાનું સ્વરૂપ—રસાત્મક આનન્દમય સ્વરૂપ—પ્રકટ કરી દે છે.) છાન્દોગ્ય ઉપનિષદમાં આવેલી શાણ્ડિલ્યવિદ્યામાં પરમાત્માનું વર્ણન આપવામાં આવેલું છે. શાણ્ડિલ્ય મહર્ષિ **सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत** છા. ઉ. ૩. ૧૪. ૧. (ખરેખર! આ સર્વ બ્રહ્મ છે, તેમાંથી જગતની ઉત્પત્તિ થઈ છે, તેમાં જગતનો લય થાય છે અને તેના વડે જગતનું અસ્તિત્વ છે. આ પ્રમાણે શાન્ત પુરુષે બ્રહ્મની ઉપાસના કરવી) એ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને બ્રહ્મનું વર્ણન આપતાં કહે છે કે **सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्यनादर एष म आत्मान्तर्हृदय एतद्ब्रह्मैतमितः प्रेत्याभिसंभवितास्मीति ।** છા. ઉ. ૩. ૧૪. ૪ (સર્વ કર્મવાળો, સર્વ કામ-

વાળો, સર્વ ગન્ધવાળો, સર્વ રસવાળો, આ સર્વ જગતને વ્યાપી રહેનારો, ન બોલનારો, અસંગ—આ મારા હૃદયમાં રહેલા આત્મા છે, આ બ્રહ્મ છે. મરણ પછી હું તેમાં પ્રવેશ કરીશ.) આગળ જતાં પણ છાન્દોગ્ય ઉપનિષદમાં કહેવામાં આવ્યું છે કે तदैक्षत बहु स्यां प्रजायेय છા. ઉ. ૬. ૨. ૩ (સત્ પદાર્થે—પરમાત્માએ—નિશ્ચર્યું કે હું બહુ થાઉં અને સૃષ્ટિ ઉત્પન્ન કરૂં.) વળી, બૃહદારણ્યક ઉપનિષદના પ્રથમ અધ્યાયના ચતુર્થ બ્રાહ્મણમાં પુરુષવિધ પરમાત્માનું વર્ણન છે. તેમાં સૃષ્ટિ કેવી રીતે થઈ તે વર્ણવવામાં આવ્યું છે. ત્યાં શ્રુતિ કહે છે કે स वै नैव रेमे, तस्मादेकाकी न रमते, स द्वितीयमैच्छत्. બૃ. ઉ. ૧. ૪. ૩ (તે પુરુષવિધ પરમાત્માને ખરેખર ગમ્યું નહિ, તેથી એકલા પુરુષને ગમતું નથી. તે પરમાત્માએ બીજાની ઇચ્છા કરી.) પરમતત્ત્વને માટે બ્રહ્મ, પરમાત્મા, ભગવાન્ ઇત્યાદિ શબ્દો જુદે જુદે સ્થળે જુદી જુદી દૃષ્ટિએ વાપરવામાં આવેલા છે, પણ તે બધાંય નામોની પાછળ એક જ ભાવના રહેલી છે: પરબ્રહ્મને માટે જ્યારે कृष्ण શબ્દ યોજવામાં આવ્યો ત્યારે कृष्ण શબ્દનું સ્પષ્ટીકરણ પણ પરમતત્ત્વની મૂળ ભાવનાને અનુસરીને જ કરવામાં આવ્યું. कृष्ण શબ્દનું વ્યાખ્યાન કરતાં મહાભારત કહે છે કે—

कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः ।
विष्णुस्तद्भावयोगाच्च कृष्णो भवति शाश्वतः ॥ (V. L. सात्वतः)

(ઉદ્યોગપર્વ, ૬૮. પં. ભાણ્ડારકર ઇન્સ્ટિટ્યુટ આવૃત્તિ.)

અર્થાત્ कृष्‌નો અર્થ સત્તા છે અને णનો અર્થ સુખ અથવા આનન્દ છે. એટલે कृष्+ण=कृष्णનો અર્થ સદાનન્દ થાય છે. ગોપાલ પૂર્વ તાપનીય ઉપનિષદના આરંભમાં આ શ્લોક બીજા સ્વરૂપમાં લેવામાં આવે છે. તે આ પ્રમાણે છે:

कृषिर्भूवाचकः मोक्षो णश्च निर्वृतिवाचकः ।
तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥

પણ બન્ને શ્લોકોનું તાત્પર્ય એક જ છે. નારાયણ, વાસુદેવ વગેરે શબ્દોનું નિર્વચન પણ મૂળ ભાવનાને અનુસરીને જ કરવામાં આવેલું છે. તૈત્તિરીય, કઠ, મુણ્ડક, છાન્દોગ્ય, બૃહદારણ્યક વગેરે ઉપનિષદોમાં આવેલાં બ્રહ્મવિષયક વર્ણનોનો શ્રીવલ્લભાચાર્યે સમન્વય કર્યો છે અને તેમાંથી જ રસાત્મક આનન્દમય બ્રહ્મની રાસની ભાવના ઉદ્ભવી છે. રાસમાં રસ મુખ્ય છે, અને બ્રહ્મનું સ્વરૂપ જ રસાત્મક છે, એટલે 'રાસ' શબ્દ ઉપનિષદમાં વાપરવામાં આવ્યો નથી છતાં પણ તેની ભાવના લેવામાં આવે છે. અર્થાત્ જે જીવના ઉપર પરમાત્મા અનુગ્રહ કરે છે તે જીવ પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર કરી તેમની સાથે વિવિધ કામ ભોગવે છે—આ ભાવના ઉપનિષદમાં સ્પષ્ટ છે; અને આ જ ભાવના ઉપર શ્રીવલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગનો મુખ્ય સિદ્ધાન્ત રહેલો છે. બીજા આચાર્યોએ આ પ્રકારનો સમન્વય કર્યો નથી અને તેથી ઉપનિષદમાં રહેલા પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તને તેઓ ન્યાય આપી શક્યા નથી.

ઉપનિષદમાંથી ઉદ્ભવેલી રાસભાવનાનો પ્રવાહ પછીના સાહિત્યમાં સ્પષ્ટાસ્પષ્ટ રૂપમાં ચાલુ રહ્યો છે, પણ *ભાગવતના દશમસ્કન્ધમાં તેનું વિકસિત સ્વરૂપ સ્પષ્ટ રીતે જોવામાં આવે છે, અને અહીં તેનો વિચાર કરવો* પ્રાપ્ત થાય છે.

ભગવાનના વેણુનાદનું શ્રવણ થતાં કેટલાંક ગોપીજનો મુગ્ધ થયાં અને પોતપોતાનું કામ મૂકી દઈને ભગવાનની પાસે આવ્યાં. બીજાં કેટલાંક ગોપીજનોની એવી ભાવના હતી કે ભગવાન્ જાર છે અને અમે અભિસારિકાઓ છીએ. આ જારભાવનાને લીધે તેમના કુટુમ્બીજનોએ ભગવાનની પાસે જતાં તેમને અટકાવ્યાં; એટલે આ ગોપીઓએ ઘરમાં રહીને જ ચક્ષુઓ મીંચીને કૃષ્ણનું ધ્યાન કરતાં કરતાં પોતાના ગુણમય દેહનો ત્યાગ કરીને મુક્તિ મેળવી. ભગવાને પોતાની પાસે આવેલાં ગોપીજનોને ઘેર જવાનો ઉપદેશ—મર્યાદામાર્ગનો ઉપદેશ—દસ શ્લોકમાં આપ્યો; પણ તે ઉપદેશ ગોપીજનોને ગળે ઉતર્યો નહિ. ગોપીજનોએ ભગવાનને અગીઆર શ્લોકોમાં સુંદર ઉત્તર આપ્યો અને તેમાં આત્મધર્મનું—પુષ્ટિમાર્ગનું—સ્વરૂપ સમજાવ્યું. ગોપીજનોના આ ઉત્તરને પુષ્ટિમાર્ગની ભૂમિકા તરીકે ગણવામાં આવે છે, અને તેથી શ્રીમહાપ્રભુજી તેને અંગે કહે છે કે तासां वाचो जयन्ति हि—ગોપીજનોનાં વચનોનો ખરેખર વિજય છે. આ ઉત્તરમાં ગોપીજનોના સર્વાત્મભાવનું નિરૂપણ કરવામાં આવ્યું છે, અને તેથી ગોપીજનોની શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે. ગોપીજનોના ઉત્તરથી ભગવાન્ અતિ પ્રસન્ન થાય છે અને પોતે આત્મારામ હોવા છતાં પણ કૃપા કરીને તે ગોપીજનોને રમણ કરાવે છે. આ રમણમાં અનેક પ્રકાર હતા. ભગવાને અનુગ્રહ કરીને ગોપીજનોને રમણ કરાવ્યું, તેથી ગોપીજનોને મદ થયો, અને તેના પરિણામે ભગવાન્ ત્યાં જ અન્તર્હિત થઈ ગયા. ભગવાનના તિરોધાનથી ગોપીજનો ભગવાનની લીલામાં તત્પર થયાં અને તેમની શોધખોળ કરવા લાગ્યાં. આ પ્રમાણે કરવાથી ગોપીજનોએ રસનો અનુભવ સુંદર કર્યો, અર્થાત્ તેમણે આન્તરલીલા કરી. આમાં રસાસક્તિ, ભગવાનની ક્રિયા, ગર્વનો અભાવ અને ભગવાનના ગુણોનું ગાન—આ ચાર વસ્તુઓ જોવામાં આવે છે. ગોપીજનો અન્યપૂર્વા—શ્રુતિરૂપા—નિર્ગુણ અને સાત્ત્વિક વગેરે ભેદથી દસ પ્રકારનાં છે; અને અનન્યપૂર્વા—કુમારિકા—ગોપીજનો નિર્ગુણ

અને સાત્ત્વિકાદિ ભેદથી નવ પ્રકારનાં છે. (અનન્યપૂર્વા ગોપીજનોમાં તામસતામસી યૂથ નથી એટલે તેમાં દસ પ્રકારને બદલે નવ પ્રકાર છે.) આ ઓગણીસ પ્રકારનાં ગોપીજનો ભગવાનને પ્રિય થાય એવી રીતે ઓગણીસ પ્રકારે ઓગણીસ શ્લોકમાં સ્તુતિ કરે છે. આ સ્તુતિને ગોપીગીત કહેવામાં આવે છે, અને તે તત્ત્વજ્ઞાન અને કાવ્યશાસ્ત્રની દૃષ્ટિએ ઉત્તમ છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. ગોપીજનોની નિસ્સાધનતા અને દીનતા જોઈને ભગવાન્ ફરીથી પ્રકટ થયા. આથી સિદ્ધ થયું કે ભક્તોની દીનતા એ એક જ વસ્તુ ભગવાનને પ્રસન્ન કરવાનું સાધન છે. ભગવાનના પ્રાકટ્યથી ગોપીજનોને ઘણો આનન્દ થયો અને તેઓ વિવિધ ચેષ્ટાઓ કરવા લાગ્યાં. ભગવાન્ તેમને લઈને યમુનાના તીરે પધાર્યા. ગોપીજનોએ ભગવાનને માટે પોતાનાં વસ્ત્રોનું આસન બનાવ્યું, અને ભગવાન્ તે આસન ઉપર બિરાજ્યા. ગોપીજનોએ તેમને ભજનના ત્રણ પ્રકારો વિષે પ્રશ્ન કર્યો અને ભગવાને તેનો ઉત્તર પણ આપ્યો અને કહ્યું કે હું પોતે તો આ ત્રણ પ્રકારના ભજનથી અતીત છું. તમે મારે માટે જ લોક, વેદ અને કુટુમ્બનો ત્યાગ કરેલો છે, અને તમારૂં ચિત્ત મારામાં રહે એટલા માટે હું પરોક્ષ તમારૂં ભજન કરતાં તિરોહિત થયો હતો; તમે મારી સાથે નિર્દોષ ભજનથી જોડાએલાં છો, તમારા ઉપકારનો બદલો બ્રહ્માના આયુષ્યથી પણ હું વાળી શકું એમ નથી. આ પ્રમાણે ભગવાનનાં વચન શ્રવણ કરવાથી ગોપીજનોનો તાપ દૂર થયો, અને ભગવાને પ્રસન્ન થઈને રાસક્રીડાનો આરંભ કર્યો. ભગવાન્ અને ગોપીજનો નૃત્ય કરવા લાગ્યાં. સોળ ગોપીઓ અને આઠ કૃષ્ણ એ પ્રમાણે રાસમાં નૃત્યનો આરંભ થયો. તે સમયે દુન્દુભિઓનો નાદ થયો, પુષ્પવૃષ્ટિ થઈ, ગન્ધર્વોએ ભગવાનના નિર્મલ યશનું ગાન કર્યું. રાસમણ્ડલમાં નૃત્યથી કંકણો, નૂપુર વગેરે અલંકારોનો ધ્વનિ પણ થવા લાગ્યો. નૃત્યના અનેક પ્રકારો થયા. ભગવાન્ કૃષ્ણની ક્રીડાનાં દર્શન કરીને અપ્સરાઓ અને ચન્દ્ર મુગ્ધ થઈ ગયા. ભગવાને ગોપીજનોના જેટલાં જ પોતાનાં સ્વરૂપ પ્રકટ કરીને,* આત્મારામ હોવા છતાં પણ, લીલાથી તેમની સાથે રમણ કર્યું. પછી ભગવાને ગોપીજનોની સાથે જળમાં પ્રવેશ કર્યો અને ગજેન્દ્રલીલાનો સ્વીકાર કરીને રમણ કર્યું. આ પ્રમાણે ભગવાને શરદ્ ઋતુની રાત્રીઓનું સેવન કર્યું, અને પોતાનામાં જ વીર્યનું સ્થાપન કર્યું. અરુણોદય થતાં ભગવાને ગોપીજનોને ઘેર જવાની પ્રેરણા કરી; તેથી હરિપ્રિયા ગોપીજનો પોતાની ઇચ્છા વિરુદ્ધ પણ પોતપોતાને ઘેર ગયાં.

આ પ્રમાણે શ્રીમદ્ભાગવતમાં ભગવાનની રાસલીલાનું વર્ણન કરવામાં આવેલું છે. ભગવાને પ્રસન્ન થઈને ઇન્દ્ર વગેરે દેવતાઓને પણ દુર્લભ, 'વાસ્તવિક રીતે તો બ્રહ્મા વગેરેને પણ દુર્લભ, એવી લીલા પોતાના આનન્દને માટે લોકમાં પ્રકટ કરી છે અને આ લીલા સર્વ પ્રકારના લોકોને ઉપકાર કરનારી છે.

જે પ્રમાણે ભગવાન્ નિત્ય છે તે પ્રમાણે ભગવાનની લીલા અને તે લીલાના પદાર્થો પણ નિત્ય છે. શ્રીવિઠ્ઠલનાથજીએ પોતાના વિદ્વન્મણ્ડન નામના ગ્રન્થમાં લીલાનું નિત્યત્વ અનેક પ્રમાણો આપીને સિદ્ધ કરેલું છે. તે પ્રમાણો સંક્ષેપમાં નીચે પ્રમાણે છે:—

(૧) जयति जननिवासो देवकीजन्मवादो
यदुवरपरिषत्स्वैर्दोर्भिरस्यन्नधर्मम् ।
स्थिरचरवृजिनघ्नः सुस्मितश्रीमुखेन
व्रजपुरवनितानां वर्धयन्कामदेवम् ॥ (ભાગવત ૧૦. ૯૦. ૪૮)

મનુષ્યોમાં જેમનો નિવાસ છે, દેવકીથી જેમનો જન્મ થયો છે એમ કહેવા પૂરતું છે, સ્થાવર અને જંગમ પ્રાણીઓના પાપનો જે નાશ કરે છે, તે ભગવાન્ ઉત્તમ યદુઓની સભામાં પોતાના સેવકોરૂપી બાહુદ્વારા અધર્મનો નાશ કરતા, અને સુંદર સ્મિતવાળા પોતાના શ્રીમુખથી વ્રજ અને નગરની સ્ત્રીઓના કામદેવની વૃદ્ધિ કરતા જય પામે છે. આ શ્લોકમાં जयति એ પ્રમાણે વર્તમાન પ્રયોગ કરીને શુકદેવજી अस्यन् અને वर्धयन् એ બે વર્તમાન કૃદંતોનો પ્રયોગ કરે છે, અને તે દ્વારા સૂચવે છે કે ભગવાનની બધી લીલાઓ વર્તમાનકાળમાં પણ ચાલુ જ હતી. અને આ વાત લીલાનું નિત્યત્વ સ્વીકારવામાં આવે તો જ ઘટી શકે એમ છે, અન્યથા નહિ.

(૨) बहूनि सन्ति नामानि रूपाणि च सुतस्य ते ।
गुणकर्मानुरूपाणि तान्यहं वेद नो जनाः ॥
(ભાગવત ૧૦. ૮. ૧૬)

તમારા પુત્રના ગુણ અને કર્મને અનુરૂપ અનેક નામો અને રૂપો છે: તે બધાં હું જાણું છું. માણસો જાણતા નથી. ભગવાનનું નામ પાડવાને પ્રસંગે ગર્ગાચાર્ય ઉપરનો શ્લોક બોલે છે અને તેમાં सन्ति પદ વડે ભગવાનનાં અનેક નામો અને રૂપો વર્તમાન કાલમાં પણ છે એમ સૂચન કરે છે. આ ઉપરથી જણાય છે કે ભગવાનનાં નામો પણ નિત્ય છે.

(૩) ता वां वास्तून्युश्मसि गमध्यै यत्र गावो भूरिशृङ्गा अयासः ।
अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरि ॥

(ઋગ્વેદ ૨. ૨. ૨૪)

તમારાં બેનાં—શ્રીકૃષ્ણ અને બલભદ્રનાં, અથવા તો શ્રીકૃષ્ણ અને ગોપીઓનાં—તે પ્રસિદ્ધ ધામો, સ્થાનો, પ્રાપ્ત કરવાની અમે ઇચ્છા રાખીએ છીએ: આ ધામોમાં મોટાં શીંગડાંઓવાળી સારી ગાયો વસે છે, અથવા મોટાં શીંગડાંઓવાળા, વનમાં અને ગામમાં રહેનારા રુરુ વગેરે પશુઓ વસે છે. આ સ્થાનમાં અને ભૂમિ ઉપર ગોપીઓને વિષે કામને વરસાવનાર, અને ઘણી કીર્તિવાળા ભગવાનનું લોક અને વેદમાં પ્રસિદ્ધ એવું પરમપદ શ્રીગોકુલ ઘણું જ પ્રકાશે છે. આ મન્ત્રમાં भूरि પદનો પ્રયોગ છે. તે પરમ પદ—શ્રીગોકુલ—भूरि, ઘણું જ, પ્રકાશે છે. આથી જણાય છે કે અનેક પ્રકારના નિકુંજ, ગુફાઓ, શ્રીયમુનાજીના તટો, શ્રીગોવર્ધનપર્વતનું શિખર વગેરે સ્થળોમાં ભગવાનની નિરંતર સ્થિતિ છે, અને શ્રીગોકુલ આવા પ્રકારનું હોવાથી ઘણું જ પ્રકાશે છે. ભૂરિનો અર્થ 'વ્યાપક' કરવામાં આવે તો મન્ત્રનું તાત્પર્ય એ છે કે શ્રીગોકુલ પરમ હોવાથી, ભગવાનનું સ્થાન હોવાથી અને વ્યાપક હોવાથી, નિત્ય જ છે.

(૪) ते ते धामान्युश्मसि गमध्यै गावो यत्र भूरिशृङ्गा अयासः ।
अत्राह तदुरुगायस्य विष्णोः परमं पदमवभाति भूरेः ॥

(તૈત્તિરીય સંહિતા ૧. ૩. ૬)

આ મન્ત્ર લગભગ પહેલાંના મન્ત્ર જેવો જ છે. પહેલા મન્ત્રમાં भूरि પદ હતું, જ્યારે આ મન્ત્રમાં भूरेः પદ છે, અને તે ભગવાનના વિશેષણ તરીકે વાપરવામાં આવેલું છે. રાસોત્સવમાં ભગવાન્ ઘણાં રૂપોથી પ્રકટ થાય છે. આવા બહુરૂપવાળા (भूरेः) ભગવાનનું પરમ પદ શ્રીગોકુલ પ્રકાશે છે એમ તાત્પર્ય છે. વેદ નિત્ય છે અને આ નિત્ય વેદ પોતે જ अवभाति, પ્રકાશે છે, એમ વર્તમાનકાળનો પ્રયોગ શ્રીગોકુલ વિષે કરે છે, તેથી સ્પષ્ટ થાય છે કે શ્રીગોકુલ નિત્ય છે. પછીથી નીચેના બે મન્ત્રો આવે છે.

विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे ।
इन्द्रस्य युज्यः सखा ॥ (તૈ. સં. ૧. ૩. ૬)
तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः ।
दिवीव चक्षुराततम् ॥ (તૈ. સં. ૧. ૩. ૬)

ભગવાને શ્રીગોકુલમાં કરેલાં કર્મો—દા. ત. યશોદાનું સ્તનપાન, પૂતનાના અસુરૂપી પયનું પાન વગેરે—જુઓ; જેને—જે કર્મોને—લીધે કાત્યાયનીઅર્ચન વગેરે વ્રતોનો ભગવાને સ્પર્શ કર્યો (पस्पशे), અર્થાત્ તે વ્રતોના ફલ તરીકે પ્રકટ થઈ વ્રત કરનારીઓ સાથે સર્વ લીલા કરી. અથવા તો पस्पशे એટલે બાધ કર્યો; અને આ અર્થ સ્વીકારતાં મન્ત્રનો બીજો અર્થ એવો થાય કે જે કર્મોને લીધે લોકમર્યાદા, પાતિવ્રત્ય વગેરે વ્રતોનો ભગવાને બાધ કર્યો. ભગવાન્ ઇન્દ્રના યોગ્ય અથવા અનુકૂલ મિત્ર છે. જેમ સ્વર્ગમાં ચારે તરફ વ્યાપી રહેલા સુખકારક પદાર્થનું દર્શન સ્વર્ગમાં રહેનારાઓના જ ચક્ષુને થાય છે તેમ વિષ્ણુના તે પરમ પદનું—શ્રીગોકુલનું—દર્શન ભક્તો હમ્મેશાં કર્યા કરે છે. આ બે મન્ત્રોમાં ભગવાનનાં કર્મોનો નિર્દેશ કરીને ભગવાનનું પરમ પદ, શ્રીગોકુલ, નિત્ય છે એમ દર્શાવવા **सदा पश्यन्ति सूरयः**—ભક્તો તેનાં—શ્રીગોકુલનાં—નિત્ય દર્શન કરે છે, એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. આ ઉપરથી જણાય છે કે શ્રીગોકુલ નિત્ય જ છે અને તેથી જ ભક્તો તેનાં નિત્ય દર્શન કરી શકે છે.

(૫) तद्विप्रासो विपन्यवो जागृवांसः समिन्धते ।
विष्णोर्यत्परमं पदम् ॥ (ઋગ્વેદ ૧. ૨૨. ૨૧)

આ મન્ત્ર એમ કહે છે કે બુદ્ધિવાળા, સારી રીતે ભગવાનની સેવા કરનારા અને શબ્દ અને અર્થમાં પ્રમાદ કર્યા વિના જાગૃત રહેનારા ભગવાનના પરમ પદને સારી રીતે દીપાવે છે અથવા પ્રકાશે છે. તેથી જ શ્રીમદ્ભાગવતમાં કહેવામાં આવ્યું છે કે—

शृण्वन्ति गायन्ति गृणन्त्यभीक्ष्णशः स्मरन्ति नन्दन्ति तवेहितं जनाः ।
त एव पश्यन्त्यचिरेण तावकं भवप्रवाहोपरमं पदाम्बुजम् ॥ (૧. ૮. ૩૬)

જે માણસો આપના ચરિત્રનું વારંવાર શ્રવણ કરે છે, ગાન કરે છે, ઉપદેશ કરે છે, સ્મરણ કરે છે અને અંતરમાં આનન્દ પામે છે તે જ પુરુષો સંસારના પ્રવાહને શાન્ત કરનારા આપના ચરણારવિન્દનાં થોડા જ સમયમાં દર્શન કરે છે. અર્થાત્ ભગવાનનું જે પરમ પદ છે તેને જ ભક્તો સ્નોત્ર વગેરેથી પ્રકાશે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે વન, પશુ, પક્ષી, ગોપો વગેરેવાળું ભગવાનનું પરમ પદ તથા તેમના સંબંધવાળી ભગવાનની સર્વ લીલા નિત્ય જ છે.

(૬) છાન્દોગ્ય ઉપનિષદમાં કહેવામાં આવ્યું છે કે **अथ यदिदमस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म**—આ બ્રહ્મપુરમાં જે આ દહર પુંડરીક વેશ્મ છે—ઇત્યાદિ (છાન્દોગ્ય ઉપનિષદ્ ૮. ૧. ૧). આ શ્રુતિમાં 'બ્રહ્મપુર' શબ્દ છે અને તેનો અર્થ ભગવાનનું શ્રીગોકુલ વગેરે લીલાસ્થાન એ પ્રમાણે છે. આગળ જતાં તે જ ઉપનિષદમાં કહેવામાં આવેલું છે કે **नास्य जरयैतज्जीर्यते न वधेनास्य हन्यते। एतत्सत्यं ब्रह्मपुरमस्मिन् कामाः समाहिताः**—તે વૃદ્ધાવસ્થાથી જીર્ણ થતું નથી તેમ જ વધથી તેનો નાશ થતો નથી. આ બ્રહ્મપુર સત્ય છે અને તેમાં જ ભક્તોના બધા કામો સારી રીતે રહેલા છે. અહીં બ્રહ્મપુરને, લીલાસ્થાનને, સત્ય કહેવામાં આવેલું છે, એટલે તે નિત્ય છે એમ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે અનેક શ્રુતિઓ લીલાનું નિત્યત્વ સિદ્ધ કરે છે. હવે શ્રુતિઓને ટેકો આપનારાં પુરાણનાં વાક્યોનું પ્રમાણ આપવામાં આવે છે.

(૭) બૃહદ્વામનપુરાણમાં બ્રહ્મા, ભૃગુ વગેરેને નીચે પ્રમાણે કહે છે.

ગોપીની સ્ત્રીઓના ચરણની રેણુ પ્રાપ્ત કરવા મેં ૬૦૦૦૦ વર્ષ તપ કર્યું, છતાં પણ તે મને મળી નથી. પછી ભૃગુનો પ્રશ્ન થતાં બ્રહ્મા તેમને શ્રુતિઓની કથા કહે છે. બ્રહ્મા કહે છે કે વ્રજસુંદરીઓ સ્ત્રીઓ નથી પણ તે ખરેખર શ્રુતિઓ છે. તેમણે ભગવાનની સ્તુતિ કરી અને ભગવાને પ્રસન્ન થઈને તેમને વર માગવાનું કહ્યું. શ્રુતિઓએ વર માગ્યું કે હે ભગવન્! આપના નિર્ગુણ આનન્દમય સ્વરૂપનાં અમને દર્શન કરાવો. શ્રુતિઓની આ પ્રાર્થનાથી ભગવાને તેમને પ્રકૃતિથી પર એવા પોતાના લોકનું દર્શન કરાવ્યું. આ લોકમાં વૃન્દાવન, ગોવર્ધન, શ્રીયમુનાજી, શ્રીગોપીજનોનું યૂથ અને તેમની વચમાં રહેલા કિશોર આકૃતિવાળા ભગવાનનું તે શ્રુતિઓને દર્શન થયું.

આ કથામાં શ્રુતિઓએ ભગવાનના નિર્ગુણ સ્વરૂપના દર્શનની જ પ્રાર્થના કરી, અને ભગવાને પોતાની લીલાનાં દર્શન કરાવ્યાં. આ ઉપરથી જણાય છે કે ભગવાનના સ્વરૂપની માફક ભગવાનની લીલા પણ નિત્ય છે. ભગવાનનું સ્વરૂપ વૃન્દાવન વગેરે સામગ્રીવાળું જ છે એમ સ્વીકારવું જ પડે છે.

(૮) ભગવલ્લીલા નિત્ય છે તેથી જ ઋગ્વેદમાં આ લીલાનું વર્ણન કરવામાં આવેલું છે.

**जज्ञान एव व्यबाधत स्पृधः प्रापश्यद्वीरो अभिपौंस्यं रणम्।**
**अवृश्चदद्रिमव सः स्यदस्सृजदस्तभ्नान्नाकं स्वपस्यया पृथुम्॥**

(ઋગ્વેદ ૧૦. ૧૧૩. ૪)

શ્રીગોકુલમાં પ્રકટ થતાં જ પૂતના, તૃણાવર્ત વગેરે શત્રુઓને ભગવાને વિવિધ પ્રકારે હણ્યા. પછી પરાક્રમી ભગવાને મથુરા, દ્વારકા વગેરેમાં પોતાના પુરુષાતનને અનુરૂપ દૈત્યો સાથેના યુદ્ધનો અનુભવ કર્યો. આ પ્રમાણે પૃથ્વી ઉપરના દૈત્યોને ભગવાને હણ્યા એમ કહીને હવે દેવેન્દ્રના મદનો નાશ કર્યો એમ કહેવામાં આવે છે. ભગવાને ગોવર્ધન પર્વતને ઉપાડ્યો, તેમણે ઇન્દ્રે વરસાવેલા જળનું નિવારણ કર્યું. ગોકુલમાં સ્થિતિ કરવાના કર્મની ઇચ્છાથી તેમણે વિસ્તારવાળા સ્વર્ગનો પ્રતિબંધ કર્યો, અર્થાત્ ઇન્દ્ર વગેરે સ્વર્ગના દેવોનો મદ ઉતાર્યો. (આ મન્ત્રમાં પાઠભેદો છે.)

(૯) દશમસ્કન્ધમાં કુમારિકાઓએ કાત્યાયનીનું વ્રત કર્યા પછી ભગવાન્ વરદાન માટે પધારે છે અને **मयेमा रंस्यथ क्षपाः** (ભાગવત ૧૦. ૧૯. ૨૭)—મારી સાથે આ રાત્રીઓમાં રમણ કરશો—એ પ્રમાણે ભગવાન્ તેમને વરદાન આપે છે. અહીં **इमाः क्षपाः**—આ રાત્રીઓ—એ પ્રમાણે કહેલું હોવાથી એમ જણાય છે કે રમણની રાત્રીઓ પાસે રાખીને ભગવાને કુમારિકાઓને તે દર્શાવી. આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે લીલાની રાત્રીઓ પણ નિત્ય છે.

આ પ્રમાણે શબ્દપ્રમાણથી શ્રીવિઠ્ઠલનાથજી ભગવાનની લીલાનું નિત્યત્વ સિદ્ધ કરે છે. યુક્તિથી પણ લીલાનું નિત્યત્વ સિદ્ધ કરવામાં આવે છે. તે યુક્તિ આ પ્રમાણે છે. જેનો નાશ થવાનો હોય તે અનિત્ય કહેવાય છે. લીલાનો નાશ થતો નથી, તેથી તે નિત્ય છે. ભગવાનની લીલા ઉત્પન્ન થતી નથી, પરંતુ તે નિત્ય છે અને તેનો ક્રમે ક્રમે આવિર્ભાવ થાય છે. શબ્દપ્રમાણથી પણ લીલા નિત્ય છે એમ સિદ્ધ થાય છે. જે પ્રમાણે લૌકિક જ્ઞાનથી ભગવાનનું જ્ઞાન જુદા પ્રકારનું હોવાથી નિત્ય છે, તે પ્રમાણે જ લૌકિક ક્રિયાથી ભગવાનની ક્રિયા—લીલા—જુદા પ્રકારની હોવાથી નિત્ય જ છે.

ભગવાન્ રસસ્વરૂપ છે એમ આપણે ઉપર જોયું. આ રસની અભિવ્યક્તિ—પ્રાકટ્ય—નૃત્ય દ્વારા જ થઈ શકે છે, અને તેથી રસાત્મક પ્રભુ રાસલીલામાં નૃત્ય કરે છે. રસની નિષ્પત્તિ કેવી રીતે થાય છે તે પણ વિચારવા જેવું છે. સંગીતરત્નાકર નામના ગ્રન્થમાં નાટ્ય શબ્દનો અર્થ સમજાવતાં ગ્રન્થકાર કહે છે કે **नाट्यशब्दो रसे मुख्यो रसाभिव्यक्तिकारणम् । चतुर्धाभिनयोपेतं लक्षणावृत्तितो बुधैः ॥ नर्तनं नाट्यमित्युक्तम्**...(૭. ૧૭–૧૮) અર્થાત્ નાટ્ય શબ્દનો મુખ્ય અર્થ રસ થાય છે, અને ગૌણ અર્થ નર્તન થાય છે, કારણ કે ચાર પ્રકારના અભિનયવાળું નર્તન રસને પ્રકટ કરનારું છે. નાટ્ય શબ્દનો યૌગિક અર્થ પણ રસ થાય છે, કારણ કે નાટ્ય શબ્દની વ્યુત્પત્તિ **नटितुमभिनेतुं योग्यम्**—જેનો અભિનય કરવા યોગ્ય છે તે નાટ્ય—અર્થાત્ રસ—એ પ્રમાણે કરવામાં આવે છે. તેથી નાટ્ય શબ્દ રસના અર્થમાં યોગરૂઢ છે. આથી સ્પષ્ટ જણાય છે કે નર્તનથી પ્રકટ થતો અને જોઈ શકાતો રસ એ જ નાટ્ય શબ્દનો મુખ્ય અર્થ છે. નાટ્ય શબ્દને **नटस्य भावः** અથવા **नटस्य कर्म** એ પ્રમાણે સમજવામાં આવે ત્યારે તેનો અર્થ નર્તન થાય છે. આ રીતે નાટ્ય શબ્દનો બીજો યૌગિક અર્થ નર્તન થાય છે. નટનો ભાવ અને નટનું કર્મ એ બન્નેમાં યૌગિકતા સરખી છે છતાં પણ ભાવ વિના નર્તનનું કાર્ય યોગ્ય નથી એટલે નર્તનનો પ્રયોજક ભાવ જ મુખ્ય છે, અને નર્તવ્ય અર્થમાં નાટ્યશબ્દ લક્ષણાગર્ભ છે. અભિનયના ચાર પ્રકાર છે: આઙ્ગિક, વાચિક, આહાર્ય અને સાત્ત્વિક. અઙ્ગો વડે જે અભિનય થાય તે આઙ્ગિક; વાણીમાં રચાએલાં કાવ્યનાટક વગેરે વાચિક; હાર, કેયૂર, કટક વગેરે આભૂષણો આહાર્ય; અને સાત્ત્વિક ભાવોથી થતું અભિનય તે સાત્ત્વિક. આ જ કારણથી રસેશ પ્રભુ પોતાના રસસ્વરૂપને પ્રકટ કરવાને માટે નૃત્યાદિ કરે છે, અને પોતાનો સ્વરૂપાત્મક રસ અભિનય વગેરેથી જ્યાં સ્થાપે છે ત્યાંથી તે રસ કદાપિ જતો રહેતો નથી, પણ બીજરૂપ હોવાથી ફલ આપે છે. પરબ્રહ્મ જ રસશાસ્ત્રની રીતે હૃદયમાં જ્યારે પ્રકટ થાય છે ત્યારે તે રસ કહેવાય છે. તેમાં ચિદંશ ગૌણ હોય છે, અને તેથી જ **क्वापिभू-वाचकः** ઇત્યાદિ શ્રુતિમાં, સચ્ચિદાનન્દનું વર્ણન ન કરતાં, સદાનન્દનું જ વર્ણન કરવામાં આવેલું છે. તે પ્રમાણે ભગવાન્ જ્યારે બહાર પ્રકટ થાય છે ત્યારે પણ તે પોતે રસાત્મક જ હોય છે.

ભગવાનની રાસલીલા વિષે પ્રાચીન કાળથી અનેક પ્રકારની શંકાઓ કરવામાં આવી છે. શ્રીમદ્ભાગવતમાં પરીક્ષિતને પણ શંકા થાય છે કે ધર્મનું સ્થાપન કરનાર અને તેનો ઉપદેશ અને રક્ષણ કરનાર ભગવાન્ કૃષ્ણ બીજાઓની સ્ત્રીઓ સાથે સમાગમ કરે તે ઘણું અયોગ્ય છે. ભગવાને જે રાસલીલા કરી તે અવતારવિરુદ્ધ, લોકવેદવિરુદ્ધ અને સ્વરૂપવિરુદ્ધ છે. ભગવાનના અવતારનું કાર્ય ધર્મનું સ્થાપન અને અધર્મનો નાશ કરવાનું છે; શ્રીકૃષ્ણ ભગવાને તો અવતાર લઈને રાસલીલા દ્વારા ધર્મનો નાશ કર્યો અને અધર્મની પ્રવૃત્તિ કરી. આ કારણથી રાસલીલા અવતારવિરુદ્ધ છે. વળી, લોક અને વેદમાં પરસ્ત્રીગમન નિષિદ્ધ છે, નિન્દિત છે; શ્રીકૃષ્ણ ભગવાને તો રાસલીલામાં પરસ્ત્રીગમન કર્યું એટલે રાસલીલા લોકવેદવિરુદ્ધ પણ છે. એટલું જ નહિ, પણ રાસલીલા ભગવાનના સ્વરૂપથી પણ વિરુદ્ધ છે. સર્વ શાસ્ત્રમાં પ્રતિપાદ્ય વિષય તરીકે ભગવાનનું જ વર્ણન કરવામાં આવ્યું છે. અર્થાત્ સર્વ શાસ્ત્રનું પ્રમેય પરબ્રહ્મ—ભગવાન્ શ્રીકૃષ્ણ—છે. પરબ્રહ્મનું વર્ણન કરતાં શાસ્ત્ર કહે છે કે તે (=પરબ્રહ્મ) લૌકિકકામરહિત, પૂર્ણકામ, આપ્તકામ અને નિર્દોષ છે. આમ હોવા છતાં પણ શ્રીકૃષ્ણની રાસલીલામાં કામલીલા જોવામાં આવે છે, એટલે રાસલીલા ભગવાનના સ્વરૂપથી પણ વિરુદ્ધ છે. પરીક્ષિતની માફક બીજાઓને પણ વર્તમાનકાળમાં આવી જ શંકાઓ થાય છે અને 'રાસલીલા' શબ્દથી ગભરાઈ જાય છે.

પરીક્ષિતની શંકાનું નિવારણ શુકદેવજીએ નવ શ્લોકોમાં સુંદર રીતે કર્યું છે. પહેલા છ શ્લોકોમાં (૧૦. ૩૦. ૩૦–૩૫) લોકની રીતને અનુસરીને શુકદેવજી સમાધાન કરે છે અને પછીના ત્રણ શ્લોકોમાં (૧૦. ૩૦. ૩૬–૩૮) વસ્તુસ્થિતિને અનુસરીને સમાધાન કરે છે. શુકદેવજી પ્રથમ કહે છે કે ધર્મનું ઉલ્લંઘન અને સાહસ એ ઐશ્વર્યવાળાઓમાં જોવામાં આવે છે; સર્વનું ભક્ષણ કરતાં છતાં પણ જેમ અગ્નિમાં અધર્મ ઉત્પન્ન થતો નથી તેમ અતિ તેજસ્વી વ્યક્તિઓમાં ધર્મોલ્લંઘન અને સાહસ અધર્મ ઉત્પન્ન કરતાં નથી. જે ઈશ્વર નથી તેણે મનથી પણ ઈશ્વરના કર્મનું અનુકરણ કરવું નહિ. જો મૂર્ખતાથી ઈશ્વરના જેવું આચરણ કોઈ કરે તો તેનો વિનાશ જ થાય છે. મહાદેવના જેવું પરાક્રમ જેની પાસે ન હોય એવો પુરુષ સમુદ્રના વિષનું ભક્ષણ કરતાં જેમ નાશ પામે છે તેમ ઈશ્વરનું અનુકરણ કરનાર નાશ પામે છે. ઐશ્વર્યધર્મવાળા પુરુષોનું વચન હમ્મેશાં સત્ય હોય છે, તેમ જ ક્વચિત્ આચરણ પણ હોય છે. માટે તેમના વચન—ઉપદેશ—પ્રમાણે બુદ્ધિમાન્ પુરુષે આચરવું. ઐશ્વર્યવાળા પુરુષોને કર્તાપણાનું અભિમાન નહિ હોવાથી કુશલ આચરણ કરવામાં કોઈ આ લોકમાં સ્વાર્થ હોતો નથી, તેમ જ અકુશલ—નિષિદ્ધ—કર્મ કરવાથી તેમને અનર્થ થતો નથી. આ પ્રમાણે જ્યારે જ્ઞાનથી કરેલું કર્મ અનિષ્ટજનક થતું નથી, તો પછી સર્વ જીવો, પશુપક્ષી, મનુષ્ય અને દેવતાઓના ઈશ્વર કૃષ્ણના પોતાના સેવકો સાથે પોતે ઐશ્વર્યથી કરેલાં કર્મોથી કુશલ અને અકુશલનો સંબંધ કેવી રીતે થઈ શકે? જે ભગવાનના ચરણકમલના પરાગભૂત સેવકોની સેવાથી તૃપ્ત થયા છે, યોગના પ્રભાવરૂપ વિભૂતિઓથી જેમનાં કર્મનાં બંધન તૂટી ગયાં છે, જેઓ મુનિઓ છે, તે સર્વે—સાકામાર્ગીઓ

અને કર્મમાર્ગીઓ—બંધન નહિ પામતાં જ્યારે પોતાની ઇચ્છા પ્રમાણે આચરણ કરે છે, તો પછી સ્વેચ્છાથી લોકને માટે શરીર ધારણ કરનાર ભગવાનને બંધ ક્યાંથી થાય? સૂક્ષ્મ દૃષ્ટિએ જો વિચાર કરવામાં આવે તો આપણને જણાય છે કે ગોપીઓ, તેમના પતિઓ, તથા સર્વ દેહીઓના જે અન્તર્યામી છે તે જ ભગવાન્ ક્રીડા કરવાને માટે પુરુષદેહ ધારણ કરે છે. વાસ્તવિક રીતે તો ભગવાન્ પુરુષ નથી, સ્ત્રી નથી, તેમ અન્ય પણ નથી. ભક્તોના ઉપર અનુગ્રહ કરવાને ભગવાન્ જેમ ભક્તસમાન માનુષદેહ ધારણ કરે છે, તેમ ગોપિકાઓ ઉપર અનુગ્રહ કરવાને તેવી ક્રીડાઓ કરે છે. આ લીલાઓનું જે શ્રવણ કરશે તે ભાગવતપર થશે. આ હેતુથી ભગવાને આ પ્રમાણે કર્યું. વળી, ભગવાનની માયાથી મોહિત થએલા વ્રજવાસીઓએ પોતપોતાની સ્ત્રીઓ પોતાની પાસે જ છે એમ માનીને કૃષ્ણના ઉપર ઈર્ષ્યા ન કરી. સંક્ષેપમાં એટલું જ કહેવાનું કે ભગવાનની આ રાસલીલા મોક્ષ આપનારી છે; તેથી શુકદેવજી છેલ્લા શ્લોકમાં (૧૦. ૩૦. ૪૦) કહે છે કે રસાત્મક પુરુષોત્તમની ગોપીજનો સાથેની લીલા જે કોઈ શ્રદ્ધા રાખીને સાંભળશે અને પછી વર્ણન કરશે, તે ધીર પુરુષ ભગવાનમાં થોડા જ સમયમાં પરા ભક્તિ પ્રાપ્ત કરીને કામરૂપ હૃદયના રોગથી મુક્ત થશે.

આ પ્રમાણે શુકદેવજીએ પરીક્ષિતની શંકાનું નિવારણ કરીને સિદ્ધ કર્યું કે ભગવાનની રાસલીલામાં કોઈ પણ પ્રકારનો દોષ નથી, એટલું જ નહિ પણ તે વક્તાના અને શ્રોતાના હૃદયમાં રહેલા કામને દૂર કરીને પરમ ભક્તિ આપે છે. આ વિચારસરણીને અનુસરીને જ શ્રીમહાપ્રભુજી પણ રાસલીલા ઉપર સારો પ્રકાશ નાખે છે. ભગવાનની જે રાસલીલાનું વર્ણન શ્રીમદ્ભાગવતમાં કરવામાં આવેલું છે તે સારસ્વતકલ્પની રાસલીલા છે એમ શ્રીમહાપ્રભુજી માને છે. આ રાસલીલા એ એક ઐતિહાસિક બનાવ છે અને ભગવાનની દરેક લીલાનું કાંઈ કાંઈ પ્રયોજન હોય છે તેથી રાસલીલાનું પણ પ્રયોજન છે જ. પ્રયોજનની દૃષ્ટિએ જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે જણાય છે કે ભગવાનની બધી લીલાઓ ઐતિહાસિક હોવા ઉપરાંત રૂપક તરીકે પણ ઘટાવી શકાય છે. ઉદાહરણ તરીકે ભગવાન્ જ્યારે પૂતનાનો વધ કરે છે ત્યારે પૂતનાને અવિદ્યા માનવામાં આવે છે અને પૂતનારૂપી અવિદ્યાનો નાશ કરવાથી ગોકુલમાં ભક્તોનો નિરોધ સહેલાઈથી થઈ શકે છે. આ પ્રમાણે ભગવાનની બધી લીલાઓમાં રૂપકની ભાવના સારી રીતે સંભવી શકે છે, અને તેથી જ તે બધી લીલાઓ ભક્તોનું હિત કરનારી છે. ભગવાનની સર્વ લીલા નિષ્કામ છે, અને તેથી રાસલીલા પણ નિષ્કામ છે. ભગવાનનું પ્રાકટ્ય સર્વના ઉદ્ધાર માટે છે, અને તેમાં પણ ખાસ કરીને નિસ્સાધન જીવોના ઉદ્ધાર માટે છે. ભગવાન્ નિસ્સાધન જનોનો ઉદ્ધાર કેવી રીતે કરે છે તે દર્શાવવા ગોપીજનોનો પ્રસંગ અતિ મહત્ત્વનો છે. નિસ્સાધન જનોનો ઉદ્ધાર કરીને ભગવાન્ પુષ્ટિમાર્ગ—અનુગ્રહમાર્ગ—નો ઉપદેશ કરે છે, અને આ અનુગ્રહમાર્ગ પ્રવર્તાવવાનું માન શ્રીગોપીજનોને ઘટે છે. આ જ દૃષ્ટિથી શ્રીગોપીજનોને પુષ્ટિમાર્ગના ગુરુ તરીકે સ્વીકારવામાં આવે છે.

શ્રીગોપીજન પુરુષ નથી પણ સ્ત્રી છે; તેમાં પણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણમાંનાં નહિ પણ આભીર જાતિનાં છે. આ રીતે તેઓ શાસ્ત્રવિહિત કર્મ, જ્ઞાન અને ભક્તિનાં અધિકારી થઈ શકતાં નથી અને તેથી તેઓની પાસે ભગવાનને પ્રાપ્ત કરવાનું એક પણ સાધન નથી, અને તે જ કારણથી તેઓને નિસ્સાધન કહેવામાં આવે છે. તેમની દિનચર્યા પણ એવા પ્રકારની છે કે ભગવાનનું નામસ્મરણ કરવા જેટલો વખત પણ તેમને મળી શકતો નથી.. આવા નિસ્સાધન ગોપીઓ ઉપર ભગવાન્ કૃપા કરે છે અને વેણુનાદ કરીને કૃપાપાત્ર જીવોને પોતાની પાસે આકર્ષે છે. ગોપીજનો સંસારના સર્વ પદાર્થોનો ત્યાગ કરીને સર્વાત્મભાવથી ભગવાનને શરણે જાય છે અને ભગવાનની રાસલીલાનો દિવ્ય આનન્દ અનુભવે છે. ગોપીજનો જેવાં નિસ્સાધન પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરી ભગવાન્ તેમનો ઉદ્ધાર કરે છે અને પોતાના દિવ્ય અલૌકિક સ્વરૂપાનન્દનું—ભજનાનન્દનું—દાન જે કરે છે તેમાં જ ભગવાનનું ભગવત્ત્વ રહેલું છે. આ અસાધારણ કાર્ય ભગવાન્ વિના બીજો કોઈ પદાર્થ કરી શકે એમ નથી, એટલે ભગવાનની વિશિષ્ટતા સ્વાભાવિક રીતે સિદ્ધ થાય છે.

શ્રીમદ્ભાગવતમાં આવેલા રાસલીલાના વર્ણનમાં લૌકિક કામના જેવું વર્ણન આવતું હોવાથી પરીક્ષિતને પણ શંકા થએલી. શ્રીમહાપ્રભુજી આ વિષયમાં બહુ જ સાવધાનતાથી આગ્રહપૂર્વક ચેતવણી આપે છે. તેઓ કહે છે કે (ભાગ. ૧૦. ૨૯. ૪૨ ની સુબોધિની) રાસલીલામાં રસશાસ્ત્રમાં દર્શાવેલી બધી ક્રિયાઓ છે; દા. ત. બાહુઓને લંબાવવા, ભેટવું, હાથ વગેરે અંગોનો સ્પર્શ, હાસ્ય વગેરે રમણમાં ઉપયોગી ક્રિયાઓ; પણ તેમાં લૌકિક કામ નથી. અર્થાત્ રાસલીલામાં લૌકિક ક્રિયાના જેવી ક્રિયા છે પણ તેમાં લૌકિક કામ નથી. ગોપીજનોનો કામ ભગવાનના અલૌકિક કામથી પૂર્ણ થાય છે, એટલે ગોપીજનો ભગવાનના જેવાં નિષ્કામ—લૌકિકકામરહિત—જ છે. જો ગોપીજનોનો કામ લૌકિક હોત તો ભગવાનના અલૌકિક કામથી તે પૂર્ણ થાત નહિ, પણ ગોપીજનોનો કામ પૂર્ણ થયો છે એટલે સ્પષ્ટ જણાય છે કે ભગવાનના કામની માફક ગોપીજનોનો કામ પણ અલૌકિક હતો અને ગોપીજનો પોતે

લૌકિક કામ વિનાનાં હતા. વળી, જો ગોપીજનોનો કામ પ્રાકૃત, લૌકિક, હોત અને તે ભગવાનના લૌકિક કામથી પૂર્ણ થયો હોત તો તેના પરિણામરૂપે પુત્ર વગેરે ઉત્પન્ન થાત. પરતુ રાસલીલામા આવા પ્રકારનો સસાર ઉત્પન્ન થયો નથી. ભગવાનના સ્વરૂપમા કામ હોતો નથી, અને ભગવનના આવા નિષ્કામ સ્વરૂપથી નિષ્કામ અભિલાષા, અલૌકિક કામ, લૌકિકકામરહિત ઇચ્છા,જ પૂર્ણ થાય છે આ પ્રમાણે રાસલીલામા અલૌકિક જ ભાવ હોવાથી મર્યાદામાર્ગ અને ભક્તિમાર્ગની કોઈ પણ મર્યાદાનો ભગ થતો નથી, અને મોક્ષરૂપી ફલ પ્રાપ્ત થાય છે. તેથી સાધારણ માણસ પણ ભગવાનની આ અલૌકિક નિષ્કામ લીલાનુ શ્રવણ કરીને સર્વ પ્રકારે નિષ્કામ થઈ જાય છે. તેથી શુકદેવજી પોતે (ભાગવત ૧૦. ૩૦. ૪૦) સ્પષ્ટ શબ્દોમા કહે છે કે જે કોઈ ભગવાનની રાસલીલાનુ શ્રવણ અને કથન કરે છે તેના કામરૂપી હૃદયના રોગનો સત્વર નાશ પામે છે. અર્થાત્ શુકદેવજીએ 'હૃદયના દોષો દૂર થાય છે' એમ સામાન્ય રીતે ન કહેતા 'કામરૂપી હૃદયનો રોગ દૂર થાય છે' એમ કામના નાશનુ સ્પષ્ટ વિધાન કર્યું છે ભગવાન્ નિષ્કામ છે, અને દરેક વસ્તુનો સ્વભાવ એવો હોય છે કે તે પોતાનામા રહેલી બીજી વસ્તુને પોતાના જેવી જ બનાવી દે છે. જ્યારે ભગવાન્ લૌકિકકામરહિત છે અને અલૌકિક કામવાળા છે ત્યારે ભગવાનની આ પ્રકારની લીલાનુ શ્રવણ કરનાર પણ ભગવલ્લીલામા તલ્લીન થઈ જવાથી ભગવાનની માફક લૌકિકકામરહિત અને અલૌકિક કામવાળો થઈ જાય છે શુકદેવજી સ્પષ્ટ કહે છે (ભાગ ૧૦. ૨૯ ૧૩–૧૬) કે શિશુપાલ ભગવાન્ ઉપર દ્વેષ કરતો હતો છતા પણ તે ભગવત્સાયુજ્ય પ્રાપ્ત કરી શક્યો, તો પછી આ ભગવાનના પ્રિયજનો—ગોપીજનો—સિદ્ધિ પામે તેમા શુ આશ્ચર્ય ? જેમા વિકાર થતો નથી, જેનુ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય એમ નથી, જે નિર્ગુણ છે અને સર્વ ગુણોના આત્મરૂપ છે એવા ભગવાનનુ પ્રાકટ્ય મનુષ્યોના કલ્યાણને માટે જ છે. જે ભગવાન્ ઉપર હમ્મેશાં કામ, ક્રોધ, ભય, સ્નેહ, એકતા અથવા ભક્તિ રાખે છે તે ભગવદ્રૂપ થઈ જાય છે. નારદજી પણ કહે છે (ભાગ ૭. ૧. ૨૮–૩૧) કે ઘણા લોકો ભગવાન્ ઉપર વેર રાખી પાપમુક્ત થઈને અનુચિન્તનથી ભગવાનને પ્રાપ્ત કરી શક્યા છે. ઘણા લોકો કામ, દ્વેષ, ભય અને સ્નેહ દ્વારા ભગવાનમા મન પરોવીને પોતાના મનની મલિનતા દૂર કરીને ભક્તોની માફક ભગવાનને મેળવી શક્યા છે. દા. ત ગોપીજનોએ કામદ્વારા ભગવાનને મેળવ્યા, કંસે ભયદ્વારા મેળવ્યા, શિશુપાલ વગેરે રાજાઓએ દ્વેષદ્વારા, વૃષ્ણિલોકોએ સમ્બન્ધદ્વારા, પાણ્ડવોએ સ્નેહદ્વારા અને નારદજી વગેરેએ ભક્તિદ્વારા ભગવાનને મેળવ્યા છે તાત્પર્ય એ કે કોઈ પણ ઉપાયથી કૃષ્ણમા મન પરોવવુ અને તેમ કરવાથી અવશ્ય ભગવત્પ્રાપ્તિ થાય છે. ભગવાન્ પણ કહે છે (ભાગ ૧૦ ૧૯ ૨૬) કે જેમ ભુજેલી અને બાફેલી જવની ધાણી ફરીથી બીજને ઉત્પન્ન કરી શકતી નથી તેમ મારામા જેમની બુદ્ધિ આવિષ્ટ થએલી છે તેમનો કામ બીજા કામને ઉત્પન્ન કરી શકતો નથી. વેદસ્તુતિમા (ભાગ. ૧૦. ૮૪ ૨૩) અને તે ઉપરની સુબોધિનીમા પણ સ્પષ્ટ કહેવામા આવ્યુ છે કે ભગવાનનુ ભજન જ જીવોનુ આવશ્યક કર્તવ્ય છે, અને તેથી કોઈ પણ પ્રકારે જીવે ભગવાનનુ ભજન કરવુ જોઈએ યોગથી હમ્મેશા ભગવાનનુ ચિન્તન કરનારા મુનિઓ જે ભગવત્સ્વરૂપને પ્રાપ્ત કરે છે તે જ સ્વરૂપને ભગવાનના શત્રુઓ પણ શત્રુભાવે પ્રાપ્ત કરે છે ભગવાનના શેષનાગના શરીર જેવા વિશાળ બાહુઓમા આસક્ત થએલી અતિબહિર્મુખ ગોપીઓ અને અન્તર્મુખ અને સર્વનો આદર પામવા યોગ્ય શ્રુતિઓ પણ ભગવાનને પ્રાપ્ત કરે છે આ પ્રમાણે સ્ત્રીઓ અને પુરુષો—બધાય—ભગવાનની દૃષ્ટિએ સરખા છે, અને ભગવાન્ સર્વેને જ સરખી રીતે પોતાના માને છે. આનુ કારણ એ કે આ બધાય મનુષ્યો ભગવાનના ચરણકમલનુ સારી રીતે ધ્યાન ધરી રહ્યા છે મુનિઓ તો ભગવાનના ચરણનુ ધ્યાન ધરે છે એ વાત તો સ્પષ્ટ છે ભગવાનના શત્રુઓ પણ 'ભગવાન્ અમને મારવાને આવે છે' એ ભાવનાથી ભગવાનના ચરણનુ ધ્યાન જ કરે છે. ભગવાનને સંકેતસ્થાનમા મળવા જવાની ઇચ્છા રાખનારી ગોપીઓ પણ ભગવાનના ચરણકમલનુ ધ્યાન ધરે છે, અને શ્રુતિઓ પણ ફક્ત ભગવાનના પદનુ જ ધ્યાન ધરી રહી છે, કારણ કે શ્રુતિ પોતે જ કહે છે કે सर्वे वेदा यत्पदमामनन्ति, બધા વેદો ભગવાનના પદનુ જ વર્ણન કરે છે અર્થાત્ શ્રુતિગીતાના આ શ્લોક ઉપરથી સ્પષ્ટ થાય છે કે ભગવાનમા કોઈ પણ ઉપાયથી મન પરોવવુ મુખ્ય ધ્યેય ભગવાનના ચરણકમલનુ ધ્યાન જ છે. કયા ઉપાયે તે ધ્યાન કરવામા આવે છે એ વાત મહત્ત્વની નથી મર્યાદામાર્ગથી ભગવાનના ચરણકમલનુ ધ્યાન કરો, કે નિષિદ્ધમાર્ગથી કરો, કે પુષ્ટિમાર્ગથી કરો, કે પ્રવર્તકમાર્ગથી કરો ફલિતાર્થ એ છે કે બધાય ભગવાનના ઉપાસકો ભગવાનની દૃષ્ટિએ સરખા જ છે, કારણ કે બધાય ઉપાસકોમા ભગવચ્ચરણપરતાનો સાધારણ ધર્મ રહેલો છે. આ હેતુથી જ શ્રીમહાપ્રભુજી શ્રુતિગીતાના આ શ્લોક ઉપર વિચાર કરતા આજ્ઞા કરે છે કે—

सर्व एव हरेर्भक्तास्तुल्या यान् मन्यते हरिः ।  
अतः कृष्णो यथात्मीयान् मन्यते भजनं तथा ॥

જેમને હરિ માને તે સર્વ જ હરિના ભક્ત તુલ્ય છે. તેથી જે પ્રકારે કૃષ્ણ આત્મીય માને તે પ્રકારે ભજન આવશ્યક છે.

આ બધાં પ્રમાણોનો વિચાર કરતાં આપણને જણાય છે કે ભગવાનની સાથે કોઈ પણ પ્રકારે સંબંધ બાંધવામાં આવે તો પણ અંતમાં ભગવત્પ્રાપ્તિ થાય છે; અને શ્રીગોપીજનોની માફક કોઈ ભગવત્કૃપાના બળે સંસારનો ત્યાગ કરીને સર્વાત્મભાવથી ભગવાનને શરણે આવે તો તે દિવ્ય, અલૌકિક, ભજનાનન્દનો—સ્વરૂપાનન્દનો—અનુભવ કરવા ભાગ્યશાળી બને છે. જે ગોપીજનોએ ભગવાનમાં જારબુદ્ધિ રાખી હતી તે ભગવાનમાં સાયુજ્ય પામ્યાં, પણ તેમને સર્વાત્મભાવવાળાં ગોપીજનોની માફક રાસલીલાનો આનન્દ મળી શક્યો નહિ. જેમ મલિન પદાર્થનો સંબંધ અગ્નિ સાથે થતાં મલિન પદાર્થ અગ્નિસ્વરૂપ થઈ જાય છે તેમ ગમે તે પ્રકારે ભગવાનની સાથે સંબંધ બાંધવાથી સંબંધ બાંધનાર ભગવન્મય થઈ જાય છે; અને તેમાં પણ સર્વાત્મભાવથી ભગવાનની સાથે સંબંધ બાંધવામાં આવ્યો હોય તો ભગવાન્ તે જીવ ઉપર કૃપા કરીને તેને રાસલીલાના અલૌકિક આનન્દનો અધિકારી બનાવે છે. આ જ દૃષ્ટિથી સર્વાત્મભાવવાળાં શ્રીગોપીજનોની શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે અને તેઓ પુષ્ટિમાર્ગના પ્રવર્તક બની પુષ્ટિમાર્ગના ગુરુનું પદ ભોગવી રહ્યાં છે. અર્થાત્ ભગવાનની કૃપાથી જ જેમનામાં સર્વાત્મભાવ પ્રકટ થએલો છે તેમનો જ રાસલીલામાં અધિકાર છે, અને તેથી રાસલીલા સર્વથા દોષરહિત છે એમ સ્પષ્ટ જણાય છે.

શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ભગવાન્ રસાત્મક છે, અને બધા રસોનો અન્તર્ભાવ શૃઙ્ગારમાં થતો હોવાથી ભગવાન્ શૃઙ્ગારરસરૂપ છે. જે રસાત્મક કામ છે તે અત્યન્ત ગૂઢ છે, અને તેથી કામશાસ્ત્ર અને નાટ્યશાસ્ત્ર પ્રવૃત્ત થયાં છે. શ્રીમહાપ્રભુજીના અભિપ્રાયે કામશાસ્ત્ર અને નાટ્યશાસ્ત્ર ફક્ત ભગવાનને માટે જ છે. બીજાઓને માટે નથી. ભગવાનનો રસાત્મક કામ ત્રણેય લોકમાં ગુપ્ત છે. દેવો વગેરે પણ કામથી રસને ઉત્પન્ન કરીને તેનો અનુભવ કરે છે ખરા, પરંતુ તેમનો કામ રસાત્મક નથી. તેમાં પણ તેઓ રસના થોડા જ ભાગનો અનુભવ કરે છે, સમ્પૂર્ણ રસનો અનુભવ કરી શકતા નથી. રસ એટલે આનન્દ. ભગવાન્ આનન્દમય છે, રસમય છે, અને તેમના આનન્દની અલ્પ માત્રા ઉપર જ આ બધાં પ્રાણીઓ જીવે છે એમ ઉપનિષદ્ કહે છે. ભગવાન્ જે રસનો અનુભવ કરે છે તે રસ ત્રણેય લોકમાં ન હોવાથી તેનું વર્ણન થઈ શકે એમ નથી, એટલે તે રસ ગુપ્ત કહેવાય છે. ભગવાન્ રસ છે એમ શ્રુતિ કહે છે; અર્થાત્ ભગવાન્ જે રસનો અનુભવ કરે છે તે પોતાના સ્વરૂપથી ભિન્ન નહિ એવો આનન્દ જ છે. આ ગૂઢ રસાત્મક કામનું જ્ઞાન આપવાને માટે વાત્સ્યાયન મુનિએ કામશાસ્ત્ર રચ્યું અને ભરતમુનિએ નાટ્યશાસ્ત્ર રચ્યું. ભગવાને પોતાના ગૂઢ અલૌકિક રસાત્મક કામને પ્રકટ કરવાને માટે નૃત્ય કર્યું અને ગોપીજનો પાસે નૃત્ય કરાવ્યું. બધાં અંગોમાં ગુપ્ત રહેલો આ અલૌકિક રસાત્મક કામ પ્રકટ થાય તેટલા માટે કામશાસ્ત્રમાં વર્ણવેલા બધા બન્ધોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. કામ નામનું ઉત્તમ અને ઉત્કૃષ્ટ સુખ ભગવાન્ કૃષ્ણ જ ભોગવે છે, બીજો કોઈ નહિ, અને તેથી આ લોકમાં જ જીવોનું આધિદૈવિક રૂપ પ્રકટ થાય છે. જીવોનું જે આધિદૈવિક રૂપ પ્રકટ થાય છે તે કામરહિત હોય છે, લૌકિક વાસનાત્મક લિંગ વિનાનું હોય છે. કામસુખ ઉત્તમ છે, કારણ કે તે ક્ષર અને અક્ષર એ બેથી ઉત્તમ છે, અર્થાત્ પુરુષોત્તમનું સ્વરૂપ જ છે. વળી, કામસુખ ઉત્કૃષ્ટ છે, કારણ કે તે મોક્ષસુખથી પણ ઉત્તમ છે. કામસુખ ભગવાનનું સ્વરૂપ જ હોવાથી ભગવત્સ્વરૂપ વિના બીજા કોઈથી તેનો ભોગ થઈ શકે એમ નથી. ભગવાને આ ભૂમિ ઉપર રાસલીલા કરી એટલે જીવોનું આધિદૈવિક રૂપ પ્રકટ થયું. જીવનું આધિદૈવિક રૂપ પ્રકટ થાય તો જ તે ભગવાનનું સાક્ષાત્ ભજન કરી શકે. સામાન્ય રીતે ભગવાનનું સાક્ષાત્ ભજન વ્યાપિવૈકુણ્ઠમાં સંભવે છે, પરંતુ ભગવાને કૃપા કરીને આ લોકમાં જ જીવો આધિદૈવિક રૂપ પ્રાપ્ત કરીને ભગવાનનું સાક્ષાત્ ભજન કરી શકે તેટલા માટે જ આ લીલા કરી છે. એટલું જ નહિ પણ ગમે તે માણસ ભગવાનની આ લીલાનું શ્રવણ કરે તો તે પણ આધિદૈવિક રૂપ પ્રાપ્ત કરીને ભગવાનનું સાક્ષાત્ ભજન કરી શકે છે.

સામાન્ય રીતે એવું માનવામાં આવે છે કે ભરતમુનિનું નાટ્યશાસ્ત્ર અને વાત્સ્યાયનમુનિનું કામશાસ્ત્ર જીવોને માટે છે, કારણ કે તે બન્નેય શાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે કે લોકયાત્રાને માટે તે શાસ્ત્રો રચવામાં આવ્યાં છે. પુષ્ટિમાર્ગનું દૃષ્ટિબિન્દુ આ વિષયમાં તદ્દન જુદું જ છે અને તે ધ્યાનમાં રાખવા જેવું છે. શ્રીમહાપ્રભુજી કહે છે કે નાટ્યશાસ્ત્ર અને કામશાસ્ત્રમાં ભગવાનના રસાત્મક સ્વરૂપનું જ વર્ણન કરવામાં આવ્યું છે. આ રસાત્મક સ્વરૂપ તેને પ્રકટ કરનારી સામગ્રી સાથે જ પ્રકટ થાય છે, કેવલ સ્વરૂપ પ્રકટ થતું નથી. ભગવાનના આ રસાત્મક સ્વરૂપનું વિશેષ ભાન આપણને અજ્ઞાનને લીધે થઈ શકતું નથી. તેથી તેનું જ્ઞાન આપવાને માટે ભરતમુનિએ અને વાત્સ્યાયન મુનિએ નાટ્યશાસ્ત્રમાં અને કામશાસ્ત્રમાં ભગવાનનાં રસાત્મક સ્વરૂપનું વર્ણન કરેલું છે. તે શાસ્ત્રો કહે છે કે ભગવાને આ પ્રમાણે નૃત્ય કર્યું, આ પ્રમાણે રમણ કર્યું વગેરે. જગતના જીવો તો જેમ બ્રહ્મનું વર્ણન કરનારી શ્રુતિને જીવ વિષે ઘટાવે છે તેમ ભગવાનના આ નૃત્ય અને રમણ એ બેને પણ જીવ વિષે ઘટાવે છે, અને તેથી ઘણા દુઃખી થાય છે. શ્રુતિ કહે છે (તૈત્તિરીય ઉપનિષદ્ ૨. ૭) કે 'આ પહેલાં અસત્ હતું, તેમાંથી સત્ ઉત્પન્ન થયું; બ્રહ્મે પોતે પોતાની જાતને જગદ્રૂપે કરી, તેથી તે સુકૃત કહેવાય છે; જે છે તે ખરેખર સુકૃત છે, પરમાત્મા ખરેખર રસ છે;

જીવ આ રસ પ્રાપ્ત કરીને આનન્દ પામે છે.' આ પ્રમાણે શ્રુતિમાં પૂર્વ સૃષ્ટિને અસત્, ખરાબ, કહેવામાં આવ્યું છે, પછીથી બીજી સૃષ્ટિને સત્, સારી, કહેવામાં આવ્યું છે. બીજી સૃષ્ટિને સારી કહેવાનું કારણ એ કે તે સૃષ્ટિ બ્રહ્મનું સ્વરૂપ છે. તે બ્રહ્મ સુકૃત છે, સુકૃત રસ છે, અને રસ આનન્દરૂપ છે. આ બીજી સૃષ્ટિમાં રસને પ્રકટ કરનારી સામગ્રી અને પદ્ધતિની જરૂર ન હોત તો ભગવાને પોતાના આત્માને જ પોતે સૃષ્ટિરૂપે પ્રકટ કર્યો છે એમ શ્રુતિ કહેત નહિ. જો આ બીજી સૃષ્ટિ અન્ય સર્વ સૃષ્ટિઓના જેવી જ હોત તો પ્રથમની સૃષ્ટિને અસાધુ, ખરાબ, કહેત નહિ, અને આ બીજી સૃષ્ટિને સાધુ, સારી, કહેત નહિ. જો શ્રુતિમાં કહેલો રસ મનોવિકાર અથવા લૌકિક રસ હોત તો ભગવાને પોતાના આત્માને જ સૃષ્ટિરૂપે પ્રકટ કર્યો અને રસ આનન્દરૂપ છે એમ શ્રુતિ કહેત નહિ. તેથી ભગવાનનું જે રસસ્વરૂપ છે તે રસને પ્રકટ કરનારી સામગ્રીવાળું છે એમ શ્રુતિને આધારે સિદ્ધ થાય છે. વળી, બ્રહ્મસૂત્રના અનુકૃત્યધિકરણમાં (બ્રહ્મસૂત્ર ૧. ૩. ૨૨–૨૩) સર્વ પદાર્થો ભગવાનનું અનુકરણ કરે છે એમ સિદ્ધ કરવામાં આવ્યું છે. તેથી કામશાસ્ત્ર અને નાટ્યશાસ્ત્રમાં પણ જો લૌકિક રસનું પ્રતિપાદન કરવામાં આવે તો પણ તે લૌકિક રસનું સ્વરૂપ મૂળ ભગવદ્રસને અનુસરીને જ સિદ્ધ થાય છે, એટલે લૌકિક રસના દૃષ્ટાન્તથી ભગવદ્રસનું પણ અનુમાન થઈ જાય. લૌકિક રસ પરિમિત છે, કારણ કે જીવો ભગવાનના આનન્દની એક માત્રા ઉપર જ જીવે છે. ભગવદ્રસ અપરિમિત છે, કારણ કે તે પુષ્કળ અને વ્યાપક છે. લોકમાં પણ ભગવદ્રસના અનુકરણ તરીકે જ ભગવદ્રસનો આભાસ જ પ્રકટ થાય છે, ભગવદ્રસ પ્રકટ થતો નથી; તેથી જીવના લૌકિક રસને અવકાશ જ નથી. જો લૌકિક રસનો અનુભવ કરવામાં આવે તો પણ તેમાં ભગવદ્રસનો જરા પણ સંબંધ હોઈ શકતો નથી. ભરતમુનિએ અને વાત્સ્યાયન મુનિએ અનુક્રમે નાટ્યશાસ્ત્ર અને કામશાસ્ત્ર જે રચ્યું છે તે તો પરોક્ષ રીતે ભગવદ્રસનું જ્ઞાન આપવાને માટે જ છે. વાસ્તવિક રીતે તો પદ્મપુરાણના પાતાલખણ્ડમાં રામાશ્વમેધ પ્રસંગે શેષ અને વાત્સ્યાયનનો જે સંવાદ થએલો છે તે ઉપરથી જણાય છે કે વાત્સ્યાયન મુનિ વૈષ્ણવ છે. તે જ પ્રમાણે ભરતમુનિ પણ વૈષ્ણવ છે. વળી, હનુમાને પણ નાટ્યશાસ્ત્ર રચેલું છે, અને હનુમાન્ પોતે રામચન્દ્રજીનો પરમભક્ત છે. તેથી આવા મહાપુરુષોએ આ બધા ગ્રન્થો રચવામાં જે આટલો બધો પ્રયાસ કરેલો છે તે ધર્મ, અર્થ અને કામ એ જીવના ત્રણ પુરુષાર્થો માટે નથી, પણ મોક્ષ મેળવવાનાં સાધનો દર્શાવવાને માટે છે. વળી, વાત્સ્યાયન મુનિ કહે છે (કામશાસ્ત્ર ૨. ૨. ૩) કે 'દશ મંડલવાળા ઋગ્વેદને ચતુઃષષ્ટિ કહેવામાં આવે છે; આ કામશાસ્ત્રમાં પણ ઋગ્વેદના અર્થનો સંબંધ હોવાથી, અને પંચાલ, બાભ્રવ્ય વગેરે મહર્ષિઓએ કામશાસ્ત્રની ચર્ચા કરેલી હોવાથી ઋગ્વેદીઓએ ચતુઃષષ્ટિ નામની સંજ્ઞા આદર દર્શાવવાને માટે કામશાસ્ત્રને આપેલી છે એમ કેટલાક કહે છે.' આ પ્રમાણે સૂત્ર રચીને વાત્સ્યાયન મુનિ એમ કહેવા માગે છે કે આલિંગન, ચુંબન વગેરે દસ બાબતો ઋગ્વેદને આધારે જ સિદ્ધ કરવામાં આવેલી છે. વેદ ભગવાનનું વર્ણન કરે છે એમ શ્રુતિ અનેકવાર પ્રતિપાદન કરે છે. કામશાસ્ત્રમાં વેદનો જ અર્થ છે અને વેદમાં ભગવાનનું વર્ણન છે. એટલે કામશાસ્ત્ર વેદની માફક લીલાસહિત ભગવાનનું પરોક્ષ રીતે પ્રતિપાદન કરે છે એમ સ્પષ્ટ જણાય છે. નાટ્યશાસ્ત્રમાં નૃત્ય અને સંગીતનો ઉપયોગ થાય છે; સંગીત વગેરે ગાન્ધર્વવિદ્યા સામવેદનો ઉપવેદ ગણાય છે; આ કારણથી નાટ્યશાસ્ત્ર પણ લીલાસહિત ભગવાનનું જ વર્ણન કરે છે એમ સિદ્ધ થાય છે.

સ્થૂલ દૃષ્ટિએ પણ જ્યારે આપણે રાસલીલાનો વિચાર કરીએ છીએ ત્યારે પણ આપણને જણાય છે કે રાસલીલાના સમયે ભગવાન્ કૃષ્ણની લગભગ અગીઆર વર્ષ સુધીની ઉમ્મર હતી, અર્થાત્ તે સમયે તેમની બાલ્યાવસ્થા હતી. આ અવસ્થામાં ગોપીઓ સાથે ભગવાન્ કામક્રીડા કરે એ સર્વથા અસમ્ભવિત જ છે. ઉલટું આમાંથી તો એમ સિદ્ધ થાય છે કે ગોપીજનોનો અલૌકિક બાલક કૃષ્ણ ઉપર ઘણો જ પ્રેમ હતો અને તે પ્રેમને વશ થઈને તે બાલક ભગવાન્ સાથે ખેલ કરીને આનન્દ પ્રાપ્ત કરતાં હતાં. આ જ બાલ્યાવસ્થામાં ભગવાને પુષ્ટિનાં–અનુગ્રહનાં–અનેક કાર્યો કરી નિસ્સાધન જીવોનો ઉદ્ધાર કરેલો છે, અને તેથી પુષ્ટિમાર્ગમાં અગીઆર વર્ષ અને બાવન દિવસની ઉમ્મર સુધીના કૃષ્ણની જ સેવા કરવામાં આવે છે.

આ પ્રમાણે શબ્દપ્રમાણ અને યુક્તિથી શ્રીમહાપ્રભુજી ભગવાનના સ્વરૂપનો વિચાર કરીને સિદ્ધ કરે છે કે રાસલીલામાં કોઈ પણ પ્રકારનો લૌકિક કામ નથી જ, અને ભગવાનનું ચરિત્ર સર્વથા નિષ્કામ છે અને તેનું શ્રવણ અને કીર્તન પ્રાણીઓમાં બધા દોષો દૂર કરીને પરમ પુરુષાર્થ સાધનારૂં છે. હવે આપણે ગોપીજનોના સ્વરૂપનો વિચાર કરીને રાસલીલાનો વિચાર કરીએ. શ્રીમદ્ભાગવતમાં જે ગોપીજનોનું વર્ણન આવે છે તેમનાં વચન અને ક્રિયા ઉપરથી શ્રીમહાપ્રભુજીએ તેમના ચાર વિભાગ પાડેલા છે: (૧) સાત્ત્વિક, (૨) રાજસ, (૩) તામસ; અને (૪) નિર્ગુણ અને તેમાં જે સગુણ ગોપીજનો છે તેમના પણ પેટાવિભાગ પણ પાડવામાં આવેલા છે, અને એ પ્રમાણે ગોપીજનોનાં અનેક યૂથો થાય છે. બીજી દૃષ્ટિએ વિચાર કરીને પણ શ્રીમહાપ્રભુજીએ ગોપીજનોના બે વિભાગ પાડેલા છે: (૧) અન્યપૂર્વા અથવા શ્રુતિરૂપા અને (૨) અનન્યપૂર્વા અથવા કુમારિકા અથવા ઋષિરૂપ; અને આ

બન્ને પ્રકારના વિભાગોની દૃષ્ટિથી જ્યારે રાસલીલાનો વિચાર કરવામાં આવે છે ત્યારે આપણને રાસલીલાનું સુંદર રહસ્ય સારી રીતે સમજાય છે. ગોપીજનોનો સગુણ નિર્ગુણ વિભાગ અપૂર્વ છે, જ્યારે શ્રુતિરૂપા અને ઋષિરૂપાનો વિભાગ ચૈતન્યસમ્પ્રદાયમાં અને કૃષ્ણોપનિષદ્, સામરહસ્યોપનિષદ્ વગેરે વૈષ્ણવ ઉપનિષદોમાં પણ જોવામાં આવે છે. સામરહસ્ય ઉપનિષદમાં ગોપીજનોના ત્રણ પ્રકાર આપવામાં આવેલા છે; (૧) વેદઋચાઓ, (૨) અગ્નિકુમારો, અને (૩) સંસિદ્ધ, જે શ્રીરાધિકાજીની સાથે પ્રકટ થાય છે. શ્રીમહાપ્રભુજી રાસલીલાને સારસ્વતકલ્પમાં થએલો ઐતિહાસિક બનાવ માને છે. ભગવાન્ જ્યારે લીલા કરે છે ત્યારે સાથે સાથે શાસ્ત્રનો અર્થ પણ દર્શાવતા જાય છે, અને તેથી પુષ્ટિમાર્ગમાં ભગવાનની લીલામાં ઐતિહાસિક તત્ત્વ ઉપરાંત રૂપકતત્ત્વ પણ જોવામાં આવે છે. વ્રજમાં જે ગોપીજનો પરણેલાં હતાં તેમને અન્યપૂર્વા અથવા શ્રુતિરૂપા કહેવામાં આવે છે, અને જે પરણેલાં ન હતાં તેમને અનન્યપૂર્વા અથવા ઋષિરૂપા અથવા અગ્નિકુમારો અથવા કુમારિકાઓ કહેવામાં આવે છે. આ બધાં ગોપીજનોમાંથી જે ગોપીજનોને ભગવાનમાં કામને લીધે જારભાવના હતી તે ગોપીજનોએ પોતાના ઘરમાં જ પોતાનો દેહ છોડી દીધો છે અને તેમને ભગવાનની રાસલીલાનો અધિકાર મળ્યો નથી, કારણ કે રાસલીલાનો અધિકાર સર્વાત્મભાવવાળા ભક્તોને જ મળી શકે છે, બીજાને નહિ. રાસલીલાનો દિવ્ય આનન્દ જે ગોપીજનોએ ભોગવ્યો છે તે ગોપીજનોમાં સર્વાત્મભાવ બહુ જ સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. તેમનામાં કામભાવના જરા પણ નથી, અને તેથી જ ભગવાન્ પ્રસન્ન થઇને તેમને ભજનાનન્દનું દાન કરે છે. અનન્યપૂર્વા ગોપીજનોનો ભૂતકાલનો ઇતિહાસ પુરાણોમાં આપવામાં આવેલો છે. પદ્મપુરાણ કહે છે કે દણ્ડકારણ્યમાં વાસ કરનારા સોળ હજાર ઋષિઓએ કામદેવના કરતાં પણ અધિક સુન્દર એવા ભગવાન્ શ્રીરામચન્દ્રજીનાં દર્શન કર્યાં અને તેમના અલૌકિક સૌન્દર્યના દર્શનથી તેમની સાથે રમણ કરવાની ઇચ્છાથી 'સ્ત્રી તરીકે અમારો આપ સ્વીકાર કરો' એ પ્રમાણે પ્રાર્થના કરી. શ્રીરામચન્દ્રજીએ જવાબ આપ્યો કે આ અવતારમાં હું એકપત્નીવ્રત પાળું છું, તેથી તમારો સ્વીકાર હું કરી શકું એમ નથી, પણ વ્રજમાં હું જ્યારે કૃષ્ણ તરીકે પ્રકટ થઇશ ત્યારે તમારો મનોરથ સિદ્ધ કરીશ. આ જ દણ્ડકારણ્યવાસી ઋષિઓ તે કૃષ્ણાવતારનાં કુમારિકા ગોપીજનો, અને ચિરહરણલીલા અને રાસલીલામાં તેમનું વર્ણન કરવામાં આવે છે. ભગવાને આ કુમારિકા – અનન્યપૂર્વા–ઋષિરૂપા – ગોપીજનોને પોતાના સ્વરૂપાનન્દનું દાન કરવાનું જે વરદાન આપ્યું હતું તે જ વરદાનને લીધે ભગવાન્ કૃષ્ણે તેમને રાસલીલાનો આનન્દ આપ્યો છે. આદિવરાહપુરાણમાં પણ કહેવામાં આવ્યું છે કે **कृष्णस्य रमणार्थं हि सहस्राणि च षोडश। गोप्यो रूपाणि चक्रुश्च तत्राक्रीडन्त केशवम्॥** અર્થાત્ કૃષ્ણની સાથે રમણ કરવાને માટે ગોપીઓએ સોળ હજાર રૂપ કર્યાં અને કૃષ્ણની સાથે રમણ કર્યું. મત્સ્યકૌર્મપુરાણમાં પણ કહેવામાં આવ્યું છે કે **अग्निपुत्रा महात्मानस्तपसा स्त्रीत्वमापिरे। भर्तारं च जगद्योनिं वासुदेवमजं विभुम्॥** અર્થાત્ મહાત્મા અગ્નિપુત્રોએ તપશ્ચર્યા કરીને સ્ત્રીત્વ પ્રાપ્ત કર્યું અને જગતને ઉત્પન્ન કરનાર, જન્મવગરના અને વ્યાપક એવા વાસુદેવ ભગવાનને ભર્તા તરીકે પ્રાપ્ત કર્યા. આ ઉપરથી જણાય છે કે સોળ હજાર ઋષિઓ એક જાતિના હતા.

આ ઋષિઓની કથાના સંબંધમાં એક વાત વિચારવા જેવી છે. ઋષિઓ પોતે પુરુષો હતા અને પુરુષના શરીરમાં સ્ત્રીભાવની ઉત્પત્તિ સંભવતી નથી, કારણ કે પુરુષદેહ અને સ્ત્રીભાવ એ એક બીજાથી વિરુદ્ધ છે. જ્યારે ભગવાન્ શ્રીરામચન્દ્રજીએ જોયું કે આ બધા ઋષિઓ અતિશુદ્ધ અને પુણ્યશાળી છે ત્યારે તે પોતે એટલા બધા પ્રસન્ન થઈ ગયા કે કોઈ પણ દિવસ ન આપી શકાય એવા પોતાના સાક્ષાત્ સ્વરૂપાનન્દનું દાન કરવાની તેમને ઇચ્છા થઈ. આ સ્વરૂપાનન્દનો અનુભવ પુરુષરૂપમાં અથવા કેવળ સ્ત્રીરૂપમાં સંભવતો નથી, કારણ કે આપણને તે પ્રમાણે પ્રમાણ મળતું નથી. ભાગવતમાં વર્ણવ્યા પ્રમાણે જે ઋષિપત્નીઓ સ્ત્રીરૂપે ભગવાનને શરણે ગઈ હતી, તેમને પણ ભગવાને સ્વરૂપાનન્દનું દાન કર્યું ન હતું, જ્યારે શૂદ્ર એવી ભીલડીઓને તેમણે સ્વરૂપાનન્દનું દાન કર્યું હતું. ભગવાનની શક્તિઓ અચિન્ત્ય અને અનન્ત છે. તેમની પ્રસાદરૂપ શક્તિઓ પણ બહુ છે. તે પ્રસાદરૂપ શક્તિઓમાં પણ એક અત્યન્ત અંતરંગ શક્તિ છે, અને આ શક્તિની સાથે જે જીવાત્માનો સંબંધ થયો હોય તે જીવાત્મા ભગવાનના સ્વરૂપાનન્દનો અનુભવ અવશ્ય કરે છે જ. આ શક્તિ સ્ત્રીત્વધર્મવાળી હોય છે. ભગવાને આ ઋષિઓમાં આ શક્તિનું સ્થાપન કર્યું અને તેથી જ તેમને ભગવાનના સ્વરૂપાનન્દનો અનુભવ થયો. ઋષિઓને સ્વરૂપાનન્દનો અનુભવ કરવાને માટે યોગ્ય દેહ કૃષ્ણાવતારમાં જ પ્રાપ્ત થયો, કારણ કે ભગવાન્ શ્રીરામચન્દ્રજીની ઇચ્છા જ તેવી હતી. ભાગવતના દશમસ્કન્ધના બાવીસમા અધ્યાયમાં ગોપીજનો જે કાત્યાયનીની સેવા કરે છે તે જ કાત્યાયની સ્ત્રીરૂપ છે, તેમાં જ સ્ત્રીત્વરૂપી ગુણો છે અને તે જ ભગવાનની પ્રસાદરૂપ શક્તિ છે; અને ભગવાનના સ્વરૂપાનન્દનો અનુભવ કરવાને માટે ભગવાનની આ પ્રસાદરૂપ શક્તિનું – કાત્યાયનીનું – સેવન કરવામાં આવે છે. જેમ દિવ્યદૃષ્ટિથી જ બધા દિવ્ય પદાર્થો જોઈ શકાય છે, જેમ ભગવદીય ચક્ષુથી જ ભગવાનનાં દર્શન થાય છે, તેમ ભગવદીય સ્ત્રીત્વથી જ ભગવાન્ ભોગ્ય બને છે એમ સૂચિત થાય છે.

વ્રજમાં જે પરણેલાં–અન્યપૂર્વા–ગોપીજનો વસતાં હતાં તેમાંથી કેટલાંક ગોપીજનો ઉપર ભગવાનનો સંપૂર્ણ અનુગ્રહ થયો હતો અને તેથી જ તે ગોપીજનોને ભગવાનમાં જારબુદ્ધિ ન થતાં સર્વાત્મભાવ થયો, અને તેને જ પરિણામે તે ગોપીજનો વેણુનાદનું શ્રવણ થતાં જ ભગવાનને શરણે જઈ રાસલીલામાં ભજનાનન્દનો અલૌકિક આનન્દ ભોગવી શક્યાં. પણ જે ગોપીજનો ભગવાનનો સમ્પૂર્ણ અનુગ્રહ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી ન હતાં, અને તેથી જેમને ભગવાનમાં જારબુદ્ધિ ઉત્પન્ન થઈ હતી તે ગોપીજનોએ પોતાના ઘરમાં જ રહીને ભગવાનનું મંગલ ધ્યાન કરતાં કરતાં પોતાનો દેહ છોડી દીધો અને ભગવાનની સાથે સાયુજ્ય પ્રાપ્ત કર્યું, પરંતુ તેમને સર્વોત્કૃષ્ટ રાસલીલાનો અધિકાર મળી શક્યો નહિ. સર્વાત્મભાવવાળાં અન્યપૂર્વા ગોપીજનોને રાસલીલાનો જે અધિકાર મળ્યો તેમાં રસશાસ્ત્રની દૃષ્ટિએ પણ એક રહસ્ય રહેલું જણાય છે. ભગવાન્ રસમય છે, રસરૂપ છે એમ શ્રુતિ અનેકવાર પ્રતિપાદન કરે છે. રસનો પૂર્ણ આવિષ્કાર પરકીય પદાર્થમાં થાય છે એમ રસશાસ્ત્રની મર્યાદા છે, અને જ્યારે રસશાસ્ત્ર ફક્ત ભગવાનને માટે જ છે ત્યારે રસેશ ભગવાન્ પોતે પણ તે શાસ્ત્રની મર્યાદાનું પાલન કરવા તૈયાર થાય તો તેમાં કોઈ પણ જાતની અસ્વાભાવિકતા જણાતી નથી. આ હેતુથી ભગવાને પોતે કેટલાક જીવોને વ્રજમાં ગોપીઓ તરીકે પ્રકટ કર્યા અને તેમને લૌકિક પુરુષો સાથે પરણાવીને તેમનું પરકીયત્વ સિદ્ધ કર્યું; અને આજ પરકીય, અન્યપૂર્વા, ગોપીજનોના ઉપર કૃપા કરીને, તેમને સર્વાત્મભાવનું દાન કરીને રાસલીલાનાં અધિકારી બનાવ્યાં અને તે પ્રકારે ભગવાને રસશાસ્ત્રની મર્યાદા પણ પાળી.

આ પ્રમાણે ગોપીજનોના બીજી દૃષ્ટિએ ત્રણ વિભાગ પાડી શકાય છે: (૧) કુમારિકાઓ, (૨) સર્વાત્મભાવવાળાં અન્યપૂર્વા ગોપીજનો, અને (૩) અન્તર્ગૃહગતા, અર્થાત્ પોતાના ઘરમાંજ રહીને જેમણે ભગવત્સાયુજ્ય પ્રાપ્ત કર્યું તે. આ ગોપીજનોની નિષ્કામતા અને ઉત્તમતાનો આપણે એક દૃષ્ટિએ વિચાર કર્યો. બીજી દૃષ્ટિએ આપણે જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે પણ આ જ વાત સિદ્ધ થાય છે. ભાગવતમાં ગોપીજનોનો નિર્દેશ અનેક સ્થળે કરવામાં આવેલો છે; અને આ બધાં એ સ્થળોએ, વક્તાઓ જુદા જુદા હોવા છતાં પણ, રાસલીલા અને ગોપીજનોની ભક્તો તરીકેની શ્રેષ્ઠતાનાં મુક્તકણ્ઠે વખાણ કરવામાં આવ્યાં છે, અને તેને અનુસરીને જ શ્રીમહાપ્રભુજી પોતે પોતાના સંન્યાસનિર્ણય ગ્રન્થમાં પણ ગોપિકાઓને ગુરુ તરીકે ઓળખાવે છે (**गोपिका गुरवः प्रोक्ताः, साधनं च तत्, भावो भावनया सिद्धः साधनं नान्यदिष्यते**). ભગવાન્ ગોપીજનોની સ્તુતિ કરતાં કહે છે (ભાગ. ૧૦. ૨૯. ૨૧–૨૨) કે 'હે અબલાઓ! આ પ્રમાણે મારે માટે જ લોક, વેદ અને સગાં વહાલાંઓનો તમે ત્યાગ કર્યો છે, અને તમે મારામાં ચિત્તવૃત્તિ રાખો તેટલા માટે તમારું પરોક્ષ ભજન કરતાં હું તિરોહિત થઈ ગયો. તમે મારું નિર્દોષ ભજન કરનારાં છો. તમારા ઉપકારનો બદલો બ્રહ્માના આયુષ્યથી પણ હું વાળી શકું એમ નથી. ઘરની શૃંખલાઓ તોડવી બહુ કઠિન છે, છતાં પણ તમે તે તોડીને મારું ભજન કર્યું છે. તમારા આ સત્કાર્યનો બદલો તમારા સંતોષથી જ થાવ.' બીજે સ્થળે પણ ભગવાન્ કહે છે (ભાગ. ૧૧. ૧૨. ૭–૧૫) કે 'આ બધા લોકો વેદો ભણ્યા ન હતા અને તે માટે તેઓએ મહાપુરુષોની સેવાઓ પણ કરી ન હતી, વ્રતો કર્યા ન હતાં, તેમ તપશ્ચર્યા પણ કરી ન હતી, છતાં કેવલ સત્સંગથી મને પામ્યાં છે. સાંખ્ય, યોગ, દાન, વ્રત, તપ, યજ્ઞ, વ્યાખ્યાન, સ્વાધ્યાય અને સંન્યાસથી પણ મનુષ્ય યત્ન કરતો હોવા છતાં પણ મને મેળવી શકતો નથી, પણ કેવલ **ભાવવડે ગોપીઓ**, ગાયો, વૃક્ષો, મૃગો, નાગો, સિદ્ધો અને બીજા મન્દબુદ્ધિવાળાઓ મને અનાયાસે પામી ગયા છે. જે સમયે અક્રૂર બલરામની સાથે મને મથુરા લઈ ગયા તે સમયે મારામાં અતિદૃઢ પ્રેમને લીધે અનુરાગી મનવાળી ગોપીઓ મારા વિના બીજી કોઈ પણ વસ્તુને સુખ માટે જોઈ શકતી ન હતી, કારણ કે તેમને મારા વિયોગથી તીવ્ર મનોવ્યથા થતી હતી. વૃન્દાવનમાં ફરતા અને અત્યન્ત પ્રિય એવા મારી સાથે તે ગોપીઓએ વાણીથી ન વર્ણવી શકાય એવી જે રાત્રીઓ અર્ધા ક્ષણની પેઠે ગાળી હતી તે જ રાત્રીઓ મારા વિના તેમને કલ્પ જેવી થઈ પડી હતી. જેમ મુનિઓ સમાધિ અવસ્થામાં નામ તથા રૂપને જાણી શકતા નથી તેમ મારામાં આસક્તિને લીધે બંધાએલી બુદ્ધિવાળી ગોપીઓ પોતાના દેહને, સમીપ રહેલા પદાર્થને કે દૂર રહેલા પદાર્થને જાણી શકતી ન હતી; પણ **નદીઓ જેમ સમુદ્રમાં મળી જાય છે તેમ મારામાં એકરૂપ થઈ ગઈ હતી**. મારું વાસ્તવિક સ્વરૂપ ન જાણનારી અને રમણ અને જારબુદ્ધિથી મારી કામના કરનારી સેંકડો અને હજારો સ્ત્રીઓ નિરંતર મારો સંગ રહેવાથી પરબ્રહ્મરૂપી મને પ્રાપ્ત કરી ગઈ છે. માટે હે ઉદ્ધવ, તું શ્રુતિ, સ્મૃતિ, પ્રવૃત્તિ, નિવૃત્તિ, શ્રોતવ્ય અને શ્રુત એ સર્વનો પરિત્યાગ કરીને **અનન્યભાવથી** સમસ્ત દેહધારીઓના એક આત્મસ્વરૂપ મને જ શરણે આવ, અને તેમ કરવાથી તું નિર્ભય થઈ જા.'

ભગવાન્ શ્રીકૃષ્ણ જ્યારે વ્રજમાંથી મથુરાં જાય છે ત્યારે નન્દ, યશોદા અને ગોપીઓને ઘણો શોક થાય છે, આ શોક દૂર કરવાને શ્રીકૃષ્ણ ઉદ્ધવને વ્રજમાં મોકલે છે. તે પ્રસંગે ગોપીઓને ઉદ્દેશીને ભગવાન્ કહે છે કે 'હે ઉદ્ધવ મારો સંદેશ લઈ જઈને ગોપીઓનું મારા વિરહથી થએલું દુઃખ દૂર કરો; ગોપીઓનું મન મારામાં છે, તેમનો પ્રાણ મારામાં છે, તેમણે મારે માટે દૈહિક ધર્મોનો ત્યાગ કર્યો છે, તેમણે લોકના ધર્મો પણ છોડ્યા છેઃ આવા ભક્તોને હું મારા હૃદયથી ધારણ કરૂં છું. તેમને હું અત્યન્ત પ્રિય છું. હું તેમનાથી દૂર થયો એટલે તેઓ મારૂં સ્મરણ કરતાં મૂર્છિત થઈ જાય છે; વિરહને લીધે ઉત્કણ્ઠા વધતાં તેઓ દીન બની જાય છે. કેટલીક ગોપીઓ મહા કષ્ટથી પ્રાણને જેમ તેમ ધારણ કરી રહી છે. તે ગોપીઓ મારી છે, મદ્રૂપ છે, હું ફરીથી આવીશ એ આશાથી તેઓ જીવે છે.' (ભાગ. ૧૦. ૪૭. ૩–૬) આ પ્રમાણે ભગવાને પોતે જ ગોપીજનોના સ્વરૂપનો સારો ખ્યાલ આપણને આપેલો છે.

ભગવાનની આજ્ઞાને અનુસરીને ઉદ્ધવ વ્રજમાં ગોપીજનો પાસે જાય છે અને ભગવાનનો સંદેશ આપીને તેમને શાન્ત પાડે છે. ઉદ્ધવ ગોપીજનોને જ્યારે જુવે છે ત્યારે તેમને માલમ પડે છે કે ગોપીજનો ભગવાન્ કૃષ્ણનાં દર્શન કરવાને માટે અતિ ઉત્સુક છે. ભ્રમરગીતમાં આ ઉત્સુકતા સ્પષ્ટ તરી આવે છે. આ પ્રસંગે ઉદ્ધવ ગોપી-જનોને ઉદ્દેશીને કહે છે કે 'હે ગોપીજનો ! તમે લોકમાં પૂજાએલાં છો અને પૂર્ણ અર્થવાળાં છો; કારણ કે તમારૂં મન વાસુદેવ ભગવાનમાં અર્પિત થઈ ગએલું છે. દાન, વ્રત, તપ, હોમ, જપ, વેદાધ્યયન અને મનના નિગ્રહ વગેરે બીજા કલ્યાણકારક ઉપાયો વડે શ્રીકૃષ્ણમાં સ્નેહ કરવો એમ શાસ્ત્ર કહે છે. **ઉત્તમશ્લોક ભગવાનમાં તમે ઉત્તમોત્તમ ભક્તિ પ્રવર્તાવી એ બહુ સારૂં કર્યું.** આ ભક્તિ સાધારણ લોકમાં હોતી નથી એટલું જ નહિ પણ મુનિઓને પણ દુર્લભ છે. પુત્ર, પતિ, દેહ, સ્વજન, ઘર વગેરેનો ત્યાગ કરીને તમે પરપુરુષ કૃષ્ણને વર્યા એ મોટા ભાગ્યની વાત છે. ઇન્દ્રિયોનો વિષય ન બને એવા ભગવાનમાં તમે સર્વાત્મભાવ કર્યો છે. ભગવાનના સમાગમમાં તો આ સર્વાત્મભાવ સંભવી શકે, પણ તમે તો સર્વાત્મભાવ વિરહમાં કર્યો છે, તેથી તમારૂં ભાગ્ય મોટું છે. આવો ઉત્તમ ભાવ બતાવીને તમે મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો છે.' (ભાગ. ૧૦. ૪૭. ૨૩–૨૭) આ પ્રમાણે ગોપીજનોની સ્તુતિ કરીને ઉદ્ધવ ભગવાનનો સંદેશ નીચે પ્રમાણે કહે છેઃ—

> 'હું (ભગવાન્ શ્રીકૃષ્ણ) સર્વનો આત્મા છું, ભક્તને વશ છું, સત્ય બોલનાર છું, અને સ્ત્રીજાતિ ઉપર કૃપા કરવાનો મારો સ્વભાવ છે; તેથી તમારો (ગોપીજનોનો) વિયોગ સર્વ રીતે કોઈ પણ દિવસ મને થતો નથી. જેમ ભૌતિક શરીરમાં આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી રહે છે તેમ હું મન, પ્રાણ, બુદ્ધિ, ઇન્દ્રિયો અને ગુણોનો આશ્રય છું. હું મારા આત્મામાં આત્મરૂપસાધનવડે આત્માને ઉત્પન્ન કરૂં છું, મારૂં છું અને પાલન કરૂં છું. ભૂત, ઇન્દ્રિયો અને ગુણોવડે મારી માયાને નિમિત્ત કરી હું જ સૃષ્ટિ વગેરે કરૂં છું. આત્મા જ્ઞાનમય છે, શુદ્ધ છે, દેહાદિથી ભિન્ન છે, ગુણોથી પર છે; સુષુપ્તિ, સ્વપ્ન અને જાગરણ એ ત્રણ માયાની વૃત્તિથી ભિન્ન છે છતાં તેમાં અન્વિત જીવ-ચૈતન્યથી તે દેખાય છે. સ્વપ્નની પેઠે ખોટી રીતે ઉભા થએલા મિથ્યા પદાર્થોનું જેનાથી ધ્યાન થાય છે તે મનને રોકવું. તેનાં કારણરૂપે ઇન્દ્રિયોનો પણ નિરોધ કરવો, એટલે નિદ્રારહિત થઈને મનુષ્ય મને પ્રાપ્ત કરે છે. સમુદ્ર સુધી જેમ નદીઓ ચાલે છે તેમ વેદ, યોગ, સાંખ્ય, સંન્યાસ, તપ, ઇન્દ્રિયનિગ્રહ અને સત્ય એ બધાં વિવેકીઓને માટે મનના નિરોધનાં સાધનો છે. તમારાં નેત્રને પ્રિય એવો હું તમારાથી દૂર રહું છું તે તમારા મનને મારી પાસે લાવવા માટે, અને તમે મારૂં ધ્યાન કરો તેટલા માટે. પ્રિયતમ પદાર્થ જ્યારે દૂર હોય છે ત્યારે તેમાં સ્ત્રીઓનું જે પ્રકારે મન રહે છે તે પ્રકારે જ્યારે તે પ્રિયતમ પદાર્થ પાસે હોય છે ત્યારે રહેતું નથી. મનની વૃત્તિઓ સહિત સમગ્ર મન મારામાં રાખી મારૂં અનુસ્મરણ કરતાં થોડા જ સમયમાં તમે મને પ્રાપ્ત કરશો. આ વનમાં રાત્રીના સમયે મેં જ્યારે રાસક્રીડા કરી ત્યારે અન્તર્ગૃહગતા ગોપીઓ વ્રજમાં રહી, તેથી તેમને રાસનું સુખ ન મળ્યું, પણ તેઓ કલ્યાણી હોવાથી મારા પરાક્રમના ચિન્તનથી મને પ્રાપ્ત થઈ.' (ભાગ. ૧૦. ૪૭. ૨૯–૩૮)

ગોપીજનોએ જ્યારે ઉપર પ્રમાણે ભગવાનનો સંદેશો સાંભળ્યો ત્યારે તેઓ અતિપ્રસન્ન થયાં અને ઉદ્ધવની સાથે નીચે પ્રમાણે વાતો કરવા લાગ્યાં.

'ભગવાન્ પોતાના આપ્તજનો સાથે કુશળ છે એ વાત તમે બહુ સારી કરી. અમે તેમની સ્નેહ, લજ્જા, હાસ અને ઉદાર દૃષ્ટિથી પૂજા કરેલી છે. ભગવાન્ રતિના ભેદને જાણનાર છે; ઉત્તમ સ્ત્રીઓની પ્રીતિના તે પાત્ર છે. સ્ત્રીઓનાં વાક્યો, વિલાસો અને મનોરંજનનો અનુભવ કર્યા પછી ભગવાન્ અધિક પ્રીતિથી કેમ ન બંધાય? હે ઉદ્ધવજી! ગોવિન્દ ભગવાન્ નગરમાં રહીને અમને સંભારે છે? કમલ, પુષ્પ અને ચન્દ્રથી શોભતા વૃન્દાવનમાં ભગવાન્ અમારી સાથે રાસ રમ્યા અને અમે તેમની કથાનાં વખાણ કર્યાં, તે રાત્રીઓને ભગવાન્ યાદ કરે છે? ભગવાને અમને શોકમાં નાખ્યાં છે, તો તે અહીં પધારી શ્રીઅંગવડે જીવાડશે? હવે તો તેમને મથુરામાં રાજ્ય મળ્યું છે, એટલે અહીં ગોકુલમાં તે શા માટે આવે? ભગવાન્ તો મહાત્મા છે અને અમે તો વનમાં રહેનારાં છીએ. અમારાથી કે બીજાથી એમને શું પ્રયોજન હોય કે તે અહીં આવે? તે તો લક્ષ્મીના પતિ છે, આપ્તકામ છે. એવા કૃતાર્થ પુરુષનું અમે શું કરી શકીએ! પિંગલા નામની વેશ્યાએ પણ કહ્યું છે કે આશા ન રાખવી એ પરમ સુખ છે. અમે તે વાત જાણીએ છીએ છતાં પણ કૃષ્ણમાં અમારી આશા અનન્ત છે. ભગવાનના સ્મરણરૂપ જ્ઞાનનો ત્યાગ કરવાને કોણ સમર્થ છે? ભગવાન્ પોતે ઇચ્છા કરતા નથી છતાં પણ લક્ષ્મીજી ભગવાનના વક્ષઃસ્થળમાંથી ઘડીભર દૂર થતાં નથી. યમુના વગેરે નદીઓ, ગોવર્ધન પર્વત, વનપ્રદેશો, ગાયો અને વેણુનો નાદ એ બધાં કૃષ્ણનું સ્મરણ કરાવનારાં છે. લક્ષ્મીના સ્થાનરૂપ ભગવાનનાં પગલાં તેમનું વારંવાર સ્મરણ કરાવે છે, તેથી તેમને અમો કોઈ રીતે ભૂલી શકતાં નથી. ચાલવાની સુંદર રીતથી, ઉદાર હાસ્યથી અને લીલાપૂર્વક જોવાથી, મધુર વાણીથી ભગવાને અમારી બુદ્ધિને હરી લીધી છે. તેમને અમે કેવી રીતે ભૂલી શકીએ? હે રમાનાથ! દુઃખના સમુદ્રમાં ડુબેલા ગોકુલનો ઉદ્ધાર કરો.' (ભાગ. ૧૦. ૪૭. ૪૦–૫૩).

ભગવાન્ કૃષ્ણનો સંદેશો સાંભળીને ગોપીજનો વિરહજ્વરથી મુક્ત થયાં અને ભગવાનને આત્મા માની તેમણે ઉદ્ધવની પૂજા કરી. ઉદ્ધવ કેટલાક માસ સુધી ગોકુલમાં રહ્યા અને ભગવાનની લીલા અને કથા સંભળાવીને ગોકુલને આનન્દ આપ્યો. ભગવાનની વાતો સાંભળવાથી વ્રજવાસીઓને તે બધા દિવસો એક ક્ષણ જેવા લાગ્યા. ભગવાન્ કૃષ્ણના આવેશથી ગોપીજનોની વિહ્વલતા જોઈને ઉદ્ધવ અતિ પ્રસન્ન થયા; તેમને ગોપીજનોની ઉત્તમતાનો ખ્યાલ આવ્યો; પોતાના જ્ઞાનનો મદ દૂર થઈ ગયો અને ગોપીજનોને નમન કરીને તેમણે નીચે પ્રમાણે મુક્તકણ્ઠે સ્તુતિ કરી.

'સર્વના આત્મા એવા ગોવિન્દમાં દૃઢ ભાવવાળાં ગોપસ્ત્રીઓ પૃથ્વીમાં શરીરને ધારણ કરનારાં છે. **સંસારથી ભય પામતા મુનિઓ અને અમો પણ આ ગોપીજનોના ભાવની ઇચ્છા કરીએ છીએ.** અનન્ત ભગવાનની કથામાં જેને રસ નથી એવા બ્રહ્મજન્મથી શું ફલ છે? વનમાં ફરનારી, વ્યભિચાર દોષવાળી સ્ત્રીઓ ક્યાં અને પરમાત્મા શ્રીકૃષ્ણમાં તેમનો આ ભાવ ક્યાં? જેમ અમૃતનો ઉપયોગ અજાણતાં કર્યો હોય તો પણ તે મનુષ્યને અમર કરે છે તેમ ઈશ્વર પોતાનું ભજન કરનાર અજાણ હોય છતાં પણ તેનું સાક્ષાત્ કલ્યાણ કરે છે. રાસોત્સવમાં ભગવાનના બાહુઓથી જેના કંઠ વીંટાએલા છે એવાં ગોપીજનોએ જે સુખ મેળવ્યું તે સુખ લક્ષ્મીજીને પણ નથી મળ્યું, કમળની સુગંધયુક્ત દેહવાળી સ્વર્ગની અપ્સરાઓને પણ નથી મળ્યું, તો પછી બીજાઓને તો ક્યાંથી જ મળે? વૃન્દાવનમાં વૃક્ષો, લતાઓ, ઓષધિઓ અને ગુચ્છો–એ બધાં આ ગોપીજનોના ચરણની રજ ઉડીને પોતાના ઉપર પડે એ ઇચ્છાથી તેમની સેવા કરી રહ્યાં છે. હું પણ તે ઓષધિઓમાંથી એકરૂપે થાઉં. આ **ગોપસ્ત્રીઓ કોઈ પણ પ્રકારે ન છોડી શકાય એવા પોતાના દેહ, પતિ, પુત્ર, મર્યાદામાર્ગ વગેરેને છોડીને શ્રુતિઓ પણ જેની શોધ કરે છે એવા મુકુન્દ ભગવાનની પદવીને પામ્યાં છે.** શ્રીકૃષ્ણભગવાનનું જે ચરણારવિન્દ લક્ષ્મીજીએ પૂજ્યું છે, બ્રહ્માદિએ પૂજ્યું છે, આપ્તકામ સનકાદિ યોગેશ્વરોએ જેનું હૃદયમાં ચિન્તન કર્યું છે તે ચરણારવિન્દ લીલામાં ભગવાને આ ગોપીજનોના સ્તન ઉપર ધર્યું, અને તેના આલિંગનથી ગોપીજનોએ પોતાના હૃદયના તાપને શાન્ત કર્યો. નન્દવ્રજની આ સ્ત્રીઓએ હરિકથાનું ઉચ્ચ સ્વરે જે ગાન કર્યું તે ત્રણ લોકને પવિત્ર કરનારૂં છે અને હું તેમના ચરણની રજને નમન કરૂં છું.' (ભાગ. ૧૦. ૪૭. ૫૮–૬૩)

આ પ્રમાણે શ્રીમદ્ભાગવતમાં જ ભગવાન્ શ્રીકૃષ્ણે અને ઉદ્ધવજીએ ગોપીજનોની શ્રેષ્ઠતા મુક્તકણ્ઠે સ્વીકારી છે. રાસલીલાની ઉત્તમતા અને ભગવાનની નિર્લિપ્તતા વિષે પણ શ્રીમદ્ભાગવતમાં અનેક સ્થળે ઉલ્લેખો જોવામાં આવે છે. દા. ત. એકાદશસ્કન્ધમાં ઉદ્ધવજી રાસલીલાને ઉદ્દેશીને કહે છે કે 'હે કૃષ્ણ! મનુષ્યોને પરમ મંગલરૂપ અને કર્ણને અમૃતતુલ્ય લાગતું આપનું ક્રીડાચરિત્ર સાંભળીને મનુષ્ય અન્ય વિષયોની સ્પૃહા ત્યજી દે છે. (ભાગ. ૧૧. ૬. ૪૪). દેવો જ્યારે એકાદશસ્કન્ધમાં ભગવાનની સ્તુતિ કરે છે ત્યારે કહે છે કે 'સોળ હજાર સ્ત્રીઓ પણ આપને (=ભગવાનને) ચલિત કરવાને સમર્થ નથી.' (ભાગ. ૧૧. ૬. ૧૮)

અહીં આપણે એકલા ભાગવતની દૃષ્ટિએ જ વિચાર કર્યો છે. ભાગવત સિવાયના બીજા ગ્રન્થોમાં દા. ત. હરિવંશ, વિષ્ણુપુરાણ વગેરેમાં પણ રાસલીલા, ગોપીજન અને ભગવાન્ શ્રીકૃષ્ણની પવિત્રતા વિષે અનેક વાક્યો જોવામાં આવે છે, પણ તે બધાંનો ઉલ્લેખ કરવાની અહીં જરૂર નથી. જેમ કોઈ મહાકવિના નાટકમાં એક જ પાત્ર વિષે ભિન્ન ભિન્ન પાત્રો જુદે જુદે સમયે પોતાના અભિપ્રાયો દર્શાવે છે અને આ અભિપ્રાયો ઉપરથી અને તે મૂળ પાત્રનાં વચનો અને ક્રિયા ઉપરથી વિદ્વાન્ વિવેચક તે પાત્રને માટે અમુક પ્રકારનો નિર્ણય કરી શકે છે. તેમ ગોપીજનો વગેરેને માટે ભાગવતમાં જુદે જુદે સ્થળે દર્શાવેલા અભિપ્રાય ઉપરથી, ગોપીજનોનાં વચનો અને ક્રિયા ઉપરથી અને તેમને અંતે જે ફળ મળ્યું તે ઉપરથી તટસ્થ વિદ્વાન્ કહી શકશે કે ગોપીજનો અતિ પવિત્ર છે, આદર્શભક્ત છે, અને ભગવાનની રાસલીલાનું શ્રવણ પણ મોક્ષદાયક છે. જે તત્ત્વચિન્તકોએ રાસલીલાને એક વાસ્તવિક હકીકત માની છે તેમણે ઉપર જણાવ્યું તે પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણની, ગોપીજનોની અને રાસલીલાની શ્રેષ્ઠતા અને પવિત્રતા સ્વીકારેલી છે અને પોતાના ગ્રન્થોમાં અનેક હેતુઓ આપીને તર્કથી પણ સિદ્ધ કરેલી છે. શ્રીમદ્ભાગવતના અનેક ટીકાકારો થઈ ગયેલા છે, અને કેટલાક ટીકાકારો ભાગવતના અમુક અધ્યાયોને ક્ષેપક માને છે છતાં પણ રાસલીલાના પ્રકરણને ક્ષેપક માનતા નથી અને તેમણે તે અધ્યાયો ઉપર ટીકા લખેલી છે. આ ટીકાઓમાં તેઓ સ્પષ્ટ રીતે કહે છે કે ભગવાનની આ રાસલીલા નિષ્કામ છે, ગોપીજનો ઉત્તમ ભક્ત છે અને રાસલીલાના કથન અને શ્રવણથી અનેક મનુષ્યો પરમપદને પ્રાપ્ત થઈ ગયાં છે.

બોપદેવે ભાગવતનો સૂક્ષ્મદૃષ્ટિથી અભ્યાસ કરીને ભાગવતના શ્લોકોને જ વિષયવાર ગોઠવીને મુક્તાફલ નામનો ગ્રન્થ રચ્યો છે અને તેના ઉપર દેવગિરિના યદુવંશના રામરાજના મંત્રી હેમાદ્રિએ કૈવલ્યદીપિકા નામની ટીકા લખી છે. તે ઉપરાંત બોપદેવે હરિલીલા નામના ગ્રન્થમાં ભાગવતનો સ્કન્ધ, પ્રકરણ અને અધ્યાય પ્રમાણે સાર આપ્યો છે અને અદ્વૈતસિદ્ધિકાર મધુસૂદન સરસ્વતીએ તેના ઉપર ટીકા લખી છે. આ બન્નેય ગ્રન્થોમાં બોપદેવે ભગવાન્ શ્રીકૃષ્ણ, ગોપીજન અને રાસલીલા એ વિષયોની સંક્ષેપમાં ચર્ચા કરેલી છે. મુક્તાફલમાં ભાગવતના શ્લોકો આપીને જ બોપદેવે ભગવાનના સ્વરૂપને સારી રીતે સમજાવ્યું છે. ભક્તિના વિહિતા અને અવિહિતા એ બે પ્રકારો દર્શાવીને બોપદેવે તેના અવાન્તર પ્રકારો પણ દર્શાવ્યા છે. તદનુસાર અવિહિતા ભક્તિના ચાર પ્રકારો છેઃ (૧) કામજા, (૨) દ્વેષજા, (૩) ભયજા, અને (૪) સ્નેહજા. મુક્તાફલના અગીઆરમા અધ્યાયમાં બોપદેવ વિષ્ણુભક્તનાં લક્ષણ વગેરે આપે છે અને તેને અંગે તે કહે છે કે હાસ્ય, શૃંગાર, કરુણ, રૌદ્ર, ભયાનક, બીભત્સ, શાન્ત, અદ્ભુત અને વીર એ નવ રસ દ્વારા **ભક્તિરસનો જ નવ પ્રકારે અનુભવ થાય છે.** આગળ ચાલતાં બોપદેવ શૃંગાર રસના બે પ્રકારો આપે છેઃ—સંભોગ અને વિપ્રલંભ; અને તેના ઉદાહરણ તરીકે ભાગવતના જ શ્લોકો આપવામાં આવ્યા છે. વેણુગીત, ગોપીગીત, યુગલગીત અને ભ્રમરગીતના શ્લોકો આપીને બોપદેવ ગોપીજનોનું શુદ્ધ સ્વરૂપ સમજાવે છે અને ભક્તિરસનો અનુભવ કેવો થઈ શકે છે એ સ્પષ્ટ રીતે દર્શાવે છે. અર્થાત્ ભાગવતમાં જે શૃંગાર રસ જોવામાં આવે છે તેનું તાત્પર્ય ભક્તિમાં છે એમ બોપદેવનો અભિપ્રાય છે.

ભાગવતના પ્રાચીન ટીકાકાર શ્રીધરસ્વામી રાસપંચાધ્યાયીની ટીકાના આરંભમાં મંગલશ્લોકમાં કહે છે કે **ब्रह्मादिजयसंरूढदर्पकन्दर्पदर्पहा । जयति श्रीपतिर्गोपीरासमण्डलमण्डनः ॥** અર્થાત્ લક્ષ્મીજીના પતિ, ગોપીજનોના રાસમંડલના ભૂષણરૂપ અને બ્રહ્મા વગેરેનો જય કરીને મત્ત થએલા કામદેવના મદનો નાશ કરનાર ભગવાન્ કૃષ્ણ જય પામે છે. કામદેવે બ્રહ્મા વગેરેનો પણ પરાજય કર્યો છે એ વાત પુરાણોમાં પ્રસિદ્ધ છે, અને તેનો ઉલ્લેખ નીચેના શ્લોકમાં પણ કરવામાં આવેલો છેઃ—

अहल्यायै जारः सुरपतिरभूदात्मतनयां प्रजानाथोऽयासीदभजत गुरोरिन्दुरबलाम् ।
इति प्रायः को वा न पदमपथेऽकार्यत मया श्रमो मद्बाणानां क इह भुवनोन्माथविधिषु ॥

શ્રીધરસ્વામી કહે છે કે ભગવાન્ કૃષ્ણ કામદેવને વશ ન થતાં તેનો પરાજય કરી તેના મદનો પણ નાશ
ાર છે; ભગવાનની રાસક્રીડા કામદેવના ઉપર ભગવાનનો વિજય દર્શાવનારી છે; લીલામાં આવતી શૃંગાર રસની
નું તાત્પર્ય વિશેષે કરીને નિવૃત્તિમાં જ છે; કામવિજયરૂપ રાસક્રીડાના શ્રવણનું ફલ પણ કામવિજય છે;
ારરસમાં આસક્ત થએલા અતિ બહિર્મુખ મનુષ્યોને પણ ભગવન્મય બનાવવાને માટે ભગવાને શૃંગારરસવાળી
લા કરી છે. બીજા કેટલાક ટીકાકારો શ્રીધરસ્વામીનો અભિપ્રાય સ્વીકારે છે. સનાતન ગોસ્વામીનો અભિપ્રાય
ો છે કે ભગવાનના અવતારનું મુખ્ય પ્રયોજન વ્રજસુંદરીઓનો મનોરથ પરિપૂર્ણ કરીને પ્રેમરસનો વિસ્તાર
વાનો છે. શ્રીવલ્લભાચાર્યના દૃષ્ટિબિન્દુનો વિચાર પહેલાં કરવામાં આવેલો જ છે. વિજયધ્વજ કહે છે કે
ંપક્ષભક્તિથી ઉત્પન્ન થતું બ્રહ્મજ્ઞાન જ મુક્તિનું સાધન છે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે, અને આ જ સિદ્ધાન્તનું
મર્થન કરવાને માટે રાસપંચાધ્યાયીની કથા છે. વિશ્વનાથ ચક્રવર્તી કહે છે કે ભગવાને આઠમે વર્ષે રાસક્રીડા કરી
ને આ રાસથી ગોપીજનોને એટલું બધું સૌભાગ્ય મળ્યું કે તેઓ સર્વશિરોમણિ લક્ષ્મીજીના કરતાં પણ ચઢી
યાં. ધનપતિસૂરિ કહે છે કે ભગવાને નવમે વર્ષે રાસલીલા કરી અને અસંખ્ય ગોપીજનોરૂપી સેનાવાળા કામદેવની
ાથેના યુદ્ધમાં વિજય મેળવ્યો; આ રાસવર્ણન સર્વ ભાગવતનો સાર છે અને પરમહંસશિરોમણિ શુકદેવજીએ
સનું પરમ પ્રેમથી વર્ણન કરેલું છે એટલે પરમહંસોએ પણ તેનું આદરથી શ્રવણ કરવું જોઇએ; શ્રીમદ્ભાગવત
ક્તિરસપ્રધાન અને શાન્તિરસપ્રધાન છે, અને તેમાં પ્રસંગે શૃંગારરસનો અનુવાદ કરીને શુકદેવજીએ નિવૃત્તિમાર્ગનો
ોતાનો સિદ્ધાન્ત ગૂઢ રીતે દર્શાવ્યો છે.

આ પ્રમાણે ભાગવતના જુદા જુદા ટીકાકારો રાસલીલાને અતિપવિત્ર અને મનુષ્યોને પાવન કરનારી માને છે.
રાસલીલા વિષે પરીક્ષિતને જે શંકા થઈ હતી તેનું સમાધાન શુકદેવજી પોતે જ ભાગવતમાં બે દૃષ્ટિથી કરે છે:
એક તો વાસ્તવિક હકીકત સ્વીકારીને લોકદૃષ્ટિથી, અને બીજું તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી. મૂળ ભાગવતમાં જ આપેલી
આ બે દૃષ્ટિઓને લીધે રાસલીલા વિષે બે અભિપ્રાયો સ્વાભાવિક રીતે જોવામાં આવે છે. ભાગવતના લગભગ બધા
ટીકાકારો માને છે તે પ્રમાણે વાસ્તવિક હકીકત સ્વીકારીને રાસલીલાની પવિત્રતા દર્શાવવામાં આવે છે, અને કોઈ
કોઈ ટીકાકાર અને અર્વાચીન તત્ત્વચિન્તકો માને છે તે પ્રમાણે રાસલીલાને રૂપક તરીકે સ્વીકારીને તેનું રહસ્ય
સમજાવવામાં આવે છે. દા. ત. ગોપી એ પ્રકૃતિ છે, અન્તઃકરણની વૃત્તિ છે ઇત્યાદિ.

અત્યાર સુધી રાસલીલાને વાસ્તવિક બનાવ માનીને આપણે વિચાર કર્યો. પણ રૂપકની દૃષ્ટિએ જ્યારે આપણે
વિચાર કરીએ છીએ—અને શ્રીમહાપ્રભુજી રૂપકની કલ્પના પણ પોતાના ગ્રન્થોમાં સ્પષ્ટ રીતે સ્વીકારે છે—ત્યારે
આપણને જણાય છે કે શ્રુતિ અને સ્મૃતિ એ બન્ને શબ્દપ્રમાણનાં અંગો ભગવાનનું જ પ્રતિપાદન, એક પ્રકારે કે બીજે
પ્રકારે, કરે છે. શ્રુતિરૂપા અને ઋષિરૂપા ગોપીજનો ભગવાનની કૃપાથી જ્યારે ભજનાનન્દનો અનુભવ કરે છે ત્યારે
રૂપકદૃષ્ટિએ આપણને સ્પષ્ટ સમજાય છે કે શ્રુતિઓ અને તેને અનુસરનારી સ્મૃતિઓ પણ ભગવાનનું જ વર્ણન કરીને
કૃતાર્થ થાય છે. શ્રુતિ પોતે પણ કહે છે કે **सर्वे वेदा यत्पदमामनन्ति**, અને ગીતા પણ કહે છે કે **वेदैश्च सर्वै-
रहमेव वेद्यः**. આવાં અનેક વાક્યો આપણને શ્રુતિ અને સ્મૃતિસાહિત્યમાંથી મળી આવે છે, અને તે ઉપરથી સ્પષ્ટ
પ્રતીત થાય છે કે શ્રુતિ અને સ્મૃતિનો પ્રતિપાદ્ય વિષય ભગવાન્ છે. બ્રહ્મસૂત્રકાર પણ આ જ પ્રકારે બધી શ્રુતિઓ
અને સ્મૃતિઓનો સમન્વય કરે છે; અને બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય રચનારા આચાર્યો પણ આ જ વાતનું સમર્થન કરે
છે. શ્રુતિઓને જ્યારે અન્યપૂર્વા અને અનન્યપૂર્વા તરીકે વર્ણવવામાં આવે છે ત્યારે તેનો ભાવ પણ આ દૃષ્ટિએ
વિચારવા જેવો છે. જે શ્રુતિઓ સાક્ષાત્ પરબ્રહ્મનું વર્ણન કરે છે તે અનન્યપૂર્વા કહેવાય છે અને જે આપાતતઃ
અન્ય દેવોનું અથવા સાધનોનું વર્ણન કરીને અંતમાં પૂર્ણબ્રહ્મનું નિરૂપણ કરે છે તે અન્યપૂર્વા કહેવાય છે. પતંજલિ
મહર્ષિ યોગસૂત્રમાં કહે છે કે **तस्य वाचकः प्रणवः**, અને સમસ્ત વાઙ્મય પ્રણવનું જ કાર્ય હોવાથી સર્વ શબ્દ-
પ્રમાણ પરબ્રહ્મનું જ પ્રતિપાદન કરે છે એવો સિદ્ધાન્ત ફલિત થાય છે. આ જ દૃષ્ટિએ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે
સર્વ શબ્દોનો મુખ્ય અર્થ ભગવાન્ છે. તેથી બધી શ્રુતિઓ અને સ્મૃતિઓ હમ્મેશાં ભગવાનનું વર્ણન કર્યા કરે છે

અને ભગવાન્ અને શ્રુતિસ્મૃતિ એ બે વચ્ચે નિત્ય વાચ્યવાચક સંબંધ જોવામાં આવે છે. ભગવાનની રાસલીલાનું આજ તાત્પર્ય છે. ગોપીજનો એ શ્રુતિ અને સ્મૃતિ છે અને તે સર્વદા ભગવાનનો બોધ કરતી હોવાથી રાસલીલા નિત્ય બને છે. કૃષ્ણોપનિષદ્, રાધારહસ્યોપનિષદ્ વગેરે ઉપનિષદોમાં ગોપીઓને ઋચાઓ તરીકે જ ઓળખાવવામાં આવી છે.

બીજા કેટલાક ચિન્તકો કહે છે કે જીવાત્મા અને પરમાત્માનો સંબંધ દર્શાવવાને માટે ભાગવતમાં રાસલીલાનું વર્ણન છે. જીવ પરમાત્માને કેવી રીતે, કયા ભાવથી પ્રાપ્ત કરી શકે છે અને મોક્ષસુખ કેવી રીતે ભોગવી શકે છે એ જણાવવાને માટે ભગવાન્, ગોપીજન અને રાસલીલાની કલ્પના કરવામાં આવેલી છે. રાસલીલા એ બ્રહ્માનુભવનું રહસ્ય સમજાવે છે. ગોપીઓ અન્તઃકરણની વૃત્તિઓ છે, ગોપો તે વૃત્તિઓના અભિમાની જીવો છે; અન્તઃકરણની વૃત્તિઓ અસંખ્ય હોવાથી ગોપીઓની સોળ હજાર જેટલી મોટી સંખ્યા આપવામાં આવેલી છે. અન્તઃકરણની વૃત્તિઓ બહિર્મુખ ન થતાં અન્તર્મુખ, ભગવન્મુખ, થતાં જીવ નિત્ય મોક્ષસુખ ભોગવી શકે છે. આ પ્રમાણે રાસલીલાનું તાત્પર્ય અધ્યાત્મપ્રક્રિયામાં છે. કેટલાક ગોપીઓને બ્રહ્મની શક્તિઓ માને છે અને જેમ શક્તિઓ શક્તિમાન્ પદાર્થની સાથે નિત્ય જોડાએલી હોય છે તેમ ગોપીરૂપી ભગવાનની શક્તિઓ ભગવાનની સાથે હમ્મેશાં જોડાએલી જ રહે છે અને આ જ અનુભવનું સમર્થન રાસલીલામાં કરવામાં આવેલું છે. બીજા કેટલાક વિચારકો કહે છે કે જીવાત્મા પરમાત્માનો અનુભવ અનેક પ્રકારે કરી શકે છે. રાસલીલા એમ દર્શાવે છે કે જીવાત્મા પરમાત્માને વિષે અતિગાઢ પ્રેમ રાખીને તેનો આનન્દ મેળવે છે. જેમ સુફી ધર્મમાં જીવ પોતાની જાતને આશક માને છે અને પરમેશ્વરને માશૂક માને છે અને તે પ્રકારે પરમાત્માનો દિવ્ય આનન્દ ભોગવે છે તેમ રાસલીલાના પ્રકરણમાં પણ જીવ પોતાની જાતને સ્ત્રી માને છે અને ભગવાનને પતિ માને છે અને તે રીતે ભગવાનનો અલૌકિક આનન્દ ભોગવે છે. પરમાત્માને મેળવવાના ઘણા અગમ્ય માર્ગો છે અને તેમાંનો એક માર્ગ રાસલીલાએ દર્શાવ્યો છે. પરમાત્માને માટે જે નિઃસીમ પ્રેમ હોય છે તેને રાધા તરીકે સ્વીકારવામાં આવી છે.

કેટલાક અર્વાચીન વિચારકો કહે છે કે શ્રીમદ્ભાગવતના કૃષ્ણ એ વૈદિક વિષ્ણુદેવતાનું વિકસિત સ્વરૂપ છે. ઋગ્વેદમાં વિષ્ણુ દેવતાનું જે વર્ણન છે તે બધું વર્ણન કૃષ્ણના વિષે પણ જોવામાં આવે છે; એટલે સ્વરૂપ અને ભાવનાની દૃષ્ટિએ સ્પષ્ટ જણાય છે કે વૈદિક વિષ્ણુ એ કૃષ્ણની મૂલ પીઠિકા છે. કૃષ્ણ એ વિષ્ણુનો–સૂર્યનો–પૂર્ણાવતાર ગણાય છે. તે **નીલવપુ** છે કારણ કે નીલ આકાશ એ સૂર્યનું શરીર છે. તે **ચતુર્ભુજ** છે, કારણ કે ચાર દિશાઓ એ સૂર્યના ચાર બાહુઓ છે. તે **પીતાંબર** છે, કારણ કે સૂર્યનાં સુવર્ણના જેવાં કિરણો વસ્ત્રની ગરજ સારે છે. ઋગ્વેદમાં વિષ્ણુ અને ઇન્દ્ર એ બે મિત્રો છે (**इन्द्रस्य युज्यः सखा** ઋગ્વેદ ૧. ૨૨. ૧૯) અને તે બન્ને કાળક્રમે કૃષ્ણ અને અર્જુન રૂપે પ્રકટ થાય છે. મહાભારત પ્રમાણે અર્જુન ઇન્દ્રનો જ પુત્ર છે એ વાત આ મન્તવ્યને સમર્થન આપે છે. ઉપનિષદોમાં વિષ્ણુ અને ઇન્દ્ર પરમાત્મા અને જીવાત્મા તરીકે જોવામાં આવે છે (મુણ્ડક ૩. ૧. ૧; શ્વેતાશ્વતર ૪. ૬; ઋગ્વેદ ૧. ૧૬૪. ૨૦). આગળ ચાલતાં વિષ્ણુ અને ઇન્દ્ર નારાયણ અને નર તરીકે દેખા દે છે. નર એ જીવાત્મા છે અને નારાયણ એ જીવાત્માનું અંતિમ સ્થાન છે. ભારતવર્ષના કલ્યાણને માટે નર અને નારાયણ એ બન્ને હિમાલય ઉપર તપશ્ચર્યા કરે છે. મહાભારતમાં કૃષ્ણ અને અર્જુન એ બન્ને મિત્રો છે. મહાભારત યુદ્ધમાં કૃષ્ણ અર્જુનના સારથિ છે. કૃષ્ણ યુદ્ધમાં ભાગ લેતા નથી અને તે રીતે પોતાનો પરમાત્મા તરીકેનો અસંગ સ્વભાવ દર્શાવે છે. કઠોપનિષદ્ (૩. ૩. ૪) આત્માને રથમાં બેસનાર તરીકે ઓળખાવે છે. અર્થાત્ અર્જુન એ જીવાત્મા છે અને કૃષ્ણ એ પરમાત્મા તરીકે જીવાત્માને દોરનાર છે. આગળ ચાલતાં કૃષ્ણ ગોપાલકૃષ્ણ તરીકે જોવામાં આવે છે. ગોપાલકૃષ્ણની ભાવના પણ ઋગ્વેદમાંથી જ આવેલી છે. વિષ્ણુને ઉદ્દેશીને ઋગ્વેદ કહે છે કે

**त्रीणि पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्यः ।**
**अतो धर्माणि धारयन् ॥ १.२२.१८**
**विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे ।**
**इन्द्रस्य युज्यः सखा ॥ १.२२.१९**

વળી સૂર્યના બીજા સ્વરૂપ આદિત્યને પણ કેટલેક સ્થળે **गोपाः** કહેવામાં આવ્યું છે. વેદમાં સૂર્યનું એક બીજું સ્વરૂપ પૂષન્ છે અને તે ખોવાઈ ગએલાં પશુઓને શોધી કાઢે છે અને આ રીતે ગોપાલનું કાર્ય કરે છે. **यत्र भूरिशृंगा अयासः** ( ઋગ્વેદ ૧.૧૫૪.૬ ) જેવા મંત્રો ગોકુલની ભાવનાનું સમર્થન કરે છે. સૂર્ય અખિલ ચરાચર વિશ્વનો આત્મા છે. **(सूर्य आत्मा जगतस्तस्थुषश्च** ઋગ્વેદ ૧.૧૧૫.૧) અને તેથી તે વિશ્વનું મધ્ય બિન્દુ બને છે અને વિશ્વ તેની આજુબાજુ ફરે છે. આ ભાવનાને શ્રીકૃષ્ણની રાસલીલાનું સ્વરૂપ આપવામાં આવેલું છે. રાસલીલા મનુષ્યનો અને વિશ્વનો પરમાત્માની સાથેનો સંબંધ દર્શાવે છે, અને આ સંબંધ દર્શાવવાને માટે રાસલીલા કરતાં બીજો ઉત્તમ પ્રકાર સંભવિત નથી. આ પ્રકારે રાસલીલાની ભાવના ભવ્ય અને સુંદર છે. બીજી દૃષ્ટિએ પણ કહી શકાય કે વૈદિક વિષ્ણુ એ સૂર્ય છે, તેથી કૃષ્ણ પણ સૂર્ય છે અને ગોપીઓ એ સૂર્યનાં કિરણો છે. સૂર્યનાં કિરણો સૂર્યમાં રહેલાં છે, સૂર્યમાંથી બહાર નીકળે છે અને પછીથી સૂર્યમાં પ્રવેશ કરે છે; સૂર્ય ગોળ છે અને નિત્ય ફર્યા કરે છે. આ જ સાદી વાત રાસલીલામાં કહેવામાં આવેલી છે.

તત્ત્વચિન્તકો અનેક દૃષ્ટિએ રાસલીલાનો વિચાર કરી શકે છે; અને ઉપર દર્શાવેલા અભિપ્રાયો ઉપરાંત બીજા અભિપ્રાયો આપી શકાય એમ છે. રાસલીલાને વાસ્તવિક બનાવ માનો કે રૂપક માનો; જે માનવું હોય તે માનો; પણ એટલી વાત તો સાચી કે તેમાં કોઈ જાતનો દોષ રહેલો નથી, તે અતિ પવિત્ર છે, જગતને પાવન કરી મોક્ષ આપનારી છે. તે અતિ ઉચ્ચ છે, તે એટલે સુધી કે તેનું રહસ્ય સમજવાને માટે આપણે પણ ઉચ્ચ ભૂમિકાએ જવાની જરૂર છે. રાસલીલા વિષે વિવેકાનન્દને પણ શંકા થએલી, અને સ્વામી રામકૃષ્ણ પરમહંસે તેનું સંતોષકારક સમાધાન આપતાં જણાવેલું કે રાસલીલા એટલી બધી દિવ્ય છે કે તે યથાર્થ રીતે સમજવાને માટે દિવ્યદૃષ્ટિની આવશ્યકતા છે. ભારતવર્ષના ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં આપણે જોઈએ છીએ કે અનેક સ્ત્રી પુરુષો ભગવાનની રાસલીલાના કથન અને શ્રવણથી મુક્ત થઈ ગયાં છે. આ વાત સત્ય છે, કલ્પિત નથી. જેનું ફલ જ પરમ પદની પ્રાપ્તિ છે તેમાં દોષ શી રીતે સંભવે ? વર્તમાન યુગમાં પણ કેટલીક વ્યક્તિઓ રાસલીલાનું અહર્નિશ ચિન્તન કરીને દિવ્ય આનન્દ ભોગવે છે. ભવિષ્યમાં પણ તે જ પ્રકારે દિવ્ય આનન્દ ભોગવનારો વર્ગ હશે; અને આ પ્રમાણે રાસલીલા સર્વદા જગતનો ઉદ્ધાર કરનારી બની રહેશે.

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ

श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।

# श्रीसुबोधिनी ।

## दशमतामसफलप्रकरणम् ।

### श्रीमद्वल्लभाचार्यप्रकटिता ।

### गुर्जरानुवादसमेता ।



### अध्यायः २६

महानन्दात् समुद्धृत्य भजनानन्दयोजने । लीला या युज्यते सम्यक् सा तुर्ये विनिरूप्यते ॥ १ ॥
लौकिकस्त्रीषु संसिद्धस्तद्द्वारा पुरुषे भवेत् । स्वानन्दानुभवार्थं हि योग्यतापि निरूपिता ॥ २ ॥
ततो हि भजनानन्दः स्त्रीषु सम्यग् विधार्यते । तद्द्वारा पुरुषाणां च भविष्यति न चान्यथा ॥ ३ ॥
स्त्रिय एव हि तं पातुं शक्तास्तासु ततः पुमान् । अतो हि भगवान् कृष्णः स्त्रीषु रेमे ह्यहर्निशम् ॥ ४ ॥

---

પચીસમા અધ્યાયમાં ભગવાને સર્વ ગોકુલના જીવોને બ્રહ્માનન્દનો અનુભવ કરાવ્યો અને તેમાંથી તે સર્વનો ઉદ્ધાર કરીને શ્રીગોપીજનોને ભજનાનન્દનું દાન કરવાને માટે તેમણે જે લીલા કરી તેનું યથાર્થ નિરૂપણ ફલપ્રકરણ નામના આ ચોથા પ્રકરણમાં કરવામાં આવે છે. ૧.

આ ભજનાનન્દ લોકના સંબંધવાળી—ભગવાનથી અન્ય લોકમાં વિવાહ સંબંધવાળી—સ્ત્રીઓમાં, શ્રીગોપીજનમાં, સારી રીતે સિદ્ધ થાય છે; અને આ કથાના શ્રવણથી શ્રીગોપીજનના જેવો ભાવ ઉત્પન્ન થતાં પુરુષમાં પણ આ ભજનાનન્દનો રસ સિદ્ધ થઇ શકે છે. ભગવાનનો આનન્દ શ્રીગોપીજન અનુભવી શકે તેટલા માટે ભગવાને તેમને બ્રહ્માનન્દનું દાન કરીને લક્ષ્મીજીની તુલ્ય બનાવ્યાં અને તે પ્રકારે ભગવાનની સાથે રમણ કરવાની તેમની યોગ્યતાનું પણ વર્ણન કરવામાં આવ્યું છે. લક્ષ્મીજીને પણ જે રસ દુર્લભ છે તે રસ શ્રીગોપીજન અનુભવે છે એટલે તેમની રમણને માટે યોગ્યતા સ્પષ્ટ છે. વળી ભગવાનની પ્રસાદ-અનુગ્રહ-રૂપી શક્તિએ શ્રીગોપીજનમાં પ્રવેશ કરેલો છે એટલે પ્રભુની સાથે સંબન્ધ બાંધવામાં તેમની યોગ્યતા રહેલી છે. ગોપોમાં આ પ્રકારની યોગ્યતા ન હોવાથી ભગવાનની સાથે રમણ કરવાનો તેમને અધિકાર નથી. ૨.

તેથી ભજનાનન્દ સ્ત્રીઓમાં સારી રીતે સ્થાપન કરવામાં આવે છે, અને તેમની કૃપાથી અથવા તો ભગવાનની પ્રસાદરૂપી શક્તિના પ્રવેશથી પુરુષો પણ આ ભજનાનન્દનું પાન કરી શકે છે; બીજે કોઈ પણ પ્રકારે પુરુષો ભજનાનન્દનો અનુભવ કરી શકતા નથી. ૩.

જ્યાં ભગવાનની પ્રસાદરૂપી શક્તિનો પ્રવેશ હોય અથવા તો શ્રીગોપીજન જેવા ભક્તોનો અનુગ્રહ હોય ત્યાં પણ સ્ત્રીત્વ વિના ભજનાનન્દના રસનો અનુભવ થઈ શકતો નથી; એટલે ભગવાનમાં રહેલા આનન્દનું પાન કેવળ સ્ત્રીઓ જ કરી શકે છે, અને સ્ત્રીઓ આ આનન્દનું પાન કરી લે ત્યાર પછી પુરુષરૂપ ભગવાન્ તે સ્ત્રીઓમાં તે જ આનન્દ—રસનું પાન કરી શકે છે. તેથી ભગવાન્ કૃષ્ણ રાત્રિ અને દિવસ સ્ત્રીઓની સાથે રમણ કર્યાં કરે છે. ૪.

बाह्याभ्यन्तरभेदेन आन्तरं तु परं फलम् । ततः शब्दात्मिका लीला निर्दुष्टा सा निरूप्यते ॥ ५ ॥
ततो रूपप्रपञ्चस्य पञ्चधा रमणं मतम् । आत्मना प्रथमा लीला मनसा तु ततः परा ॥ ६ ॥
वाक्प्राणैस्तु तृतीया स्यादिन्द्रियैस्तु ततः परा । शारीरी पञ्चमी वाच्या ततो रूपं प्रतिष्ठितम् ॥ ७ ॥
षड्विंशे तु हरिः पूर्वं जीवानानन्दयत् स्वयम् । ते चेत् समर्पितात्मानस्तत्रोपायश्च रूप्यते ॥ ८ ॥
आत्मा यावत् प्रपन्नोभूत् तावद् वै रमते हरिः । सोन्तःकरणसम्बन्धी तिरोधत्ते हरिश्च सः ॥ ९ ॥

प्रथमं भजनानन्दं निरूपयितुं स्त्रीषु स्वानन्दः स्थापनीय इति तासु रत्यर्थमिच्छां कृतवानित्याह भगवानपीति ।

श्रीशुक उवाच—**भगवानपि ता रात्रीः शरदोत्फुल्लमल्लिकाः ।**
**वीक्ष्य रन्तुं मनश्चक्रे योगमायामुपाश्रितः ॥ १ ॥**

---

રમણ બે પ્રકારનું છે–બાહ્ય અને આન્તર. તેમાં આન્તર રમણ બાહ્ય રમણ કરતાં શ્રેષ્ઠ છે અને તેથી તે ફળરૂપ છે. જેમ જગતમાં નામ અને રૂપ એ બે વિભાગ છે તેમ લીલામાં પણ નામ અને રૂપ એ બે વિભાગ છે; અને તેમાંની ભગવાનના ગુણગાન રૂપી જે દોષરહિત નામલીલા છે તે આ ફળપ્રકરણના સાતમા અધ્યાયમાં નિરૂપણ કરવામાં આવી છે, અને પ્રવૃત્તિરૂપ જે સદોષ શબ્દાત્મિકા લીલા છે તેનું વર્ણન આ પ્રકરણના છઠ્ઠા અધ્યાયમાં કરવામાં આવેલું છે અને અહીં શંખચૂડના વધનું વર્ણન કરવાથી લીલા નિર્દુષ્ટ થાય છે. આ પ્રમાણે પ્રવૃત્તિરૂપ અને નિવૃત્તિરૂપ નામલીલાનું વર્ણન આ પ્રકરણના છેલ્લા બે અધ્યાયોમાં કરેલું છે. ૫.

ભગવાનનું રૂપ પાંચ પ્રકારનું છે અને તેથી પંચાત્મક રૂપનું દાન પાંચ પ્રકારે સંભવે છે, એટલે આ રમણ પાંચ પ્રકારનું માનવામાં આવેલું છે. છવ્વીસમા અધ્યાયમાં આત્મા વડે પ્રથમ લીલા કરવામાં આવી છે અને સત્તાવીસમા અધ્યાયમાં બીજી લીલા મન વડે કરવામાં આવી છે. ૬.

અઠ્ઠાવીસમા અધ્યાયમાં વાણી અને પ્રાણ વડે ત્રીજી લીલા, અને ઓગણત્રીસમા અધ્યાયમાં ઇન્દ્રિયો વડે ચોથી લીલા કરવામાં આવી છે. ત્રીસમા અધ્યાયમાં પાંચમી લીલા શરીરની છે. આ પ્રમાણે પાંચ પ્રકારની રૂપલીલાનું પાંચ અધ્યાયોમાં વર્ણન કરવામાં આવ્યું છે; અથવા તો છવ્વીસથી તે ત્રીસ સુધીના દરેક અધ્યાયમાં પાંચ પ્રકારની રૂપલીલાનું વર્ણન કરવામાં આવ્યું છે એમ પણ માની શકાય. આ પ્રમાણે ભગવાનને પ્રિય એવાં શ્રીગોપીજનમાં ભગવાનનું પંચાત્મક સ્વરૂપ સ્થિર થયું, અર્થાત્ ભગવાને પોતાના પૂર્ણ સ્વરૂપના આનન્દનું દાન શ્રીગોપીજનને કર્યું. ૭.

છવ્વીસમા અધ્યાયમાં ભગવાને પોતેજ પહેલાં જીવોને આનન્દ આપ્યો. જો ભક્તો સર્વાત્મભાવવાળા હોય તો જ તે સ્વરૂપાનન્દના રસનું પાન કરી શકે છે, અન્યથા નહિ. આ સર્વાત્મભાવનું દાન પણ ભગવાન્ પોતે જ કરે છે, અને તે દર્શાવવાને માટે રમણ કરવાની ઇચ્છા, ચન્દ્રનો ઉદય, ગાન અને નિષેધવચનોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ૮.

જ્યાં સુધી આત્મા ભગવાનને શરણે રહે છે ત્યાં સુધી ભગવાન્ તેની સાથે રમણ કરે છે. ભગવાન્ અંતઃકરણના સંબંધી છે. ભગવાનને મેળવવાનો એક જ ઉપાય છે અને તે તેમનું સર્વભાવપૂર્વક શરણ. આ સર્વભાવશરણ અન્તઃકરણનો ધર્મ છે. અને જ્યાં સુધી અન્તઃકરણમાં સર્વભાવપ્રપત્તિ આવી ન હોય ત્યાં સુધી ભગવાન્ મળતા નથી. તે તો તિરોહિત થઈ જાય છે. ૯.

ભજનાનન્દનું નિરૂપણ કરવાને માટે સ્ત્રીઓમાં પોતાનો આનન્દ સ્થાપવો જોઇએ; એટલે રમણને માટે ભગવાને ઇચ્છા કરી એમ શુકદેવજી પહેલાં કહે છેઃ—

**શુકદેવજી કહે છેઃ—શરદ્ ઋતુમાં વિકાસ પામેલાં મલ્લિકાના પુષ્પોવાળી તે રાત્રિઓને જોઇને ભગવાને પણ યોગમાયાનો આશ્રય કરીને રમવાનું મન કર્યું. ૧.**

---

१ मह° इत्यपि पाठः. २ मायमाश्रित इति पाठः.

'मयेमा रंस्यथ क्षपा' इति या रात्रयो वरत्वेन दत्ताः, स्त्रीणां रमणार्थाः, ता रात्रीर्भगवान् परिगृह्य, सर्वास्वेव रात्रिषु ता आधिदैविकीरारोप्य, पूर्णत्वात् तासां पूर्णिमारूपाः कृत्वा, ऋतुमपि शरदमेव कृत्वा, तस्यापि कार्यं पुष्पाण्येव कृत्वा, रसोद्दीपकत्वेन सर्वां सामग्रीं विधाय, पश्चाद् रमणार्थं स्वानन्दप्रकाशकं कामपितामहं मन उत्पादितवान्। तत्र सर्वासु सङ्कल्पः स्वस्मिन्नपि बोधनीयः। तत्र वेणुरपि सहायतां प्राप्स्यति। ततः कामवर्णनम्। अतः प्रथमं तादृशं मनः कृतवान्। यद्यपि एतत्प्रणालिकाव्यतिरेकेणापि स्वानन्दं तत्र स्थापयितुं शक्तः, तथापि मर्यादा तिष्ठत्विति भगवानपि मनश्चक्रे। नन्वेवं सति स्वानन्दः स्थानत्यागात् अन्यथा भवेत्, ततः स्वरूपादपि प्रच्युतः स्यादित्याशंक्याह योगमायामुपाश्रित इति। योगमाया हि यथास्थितमेवान्यत्र स्थापयति, यथा सङ्कर्षणम्। लीलार्थं सापि पूर्वं परिगृहीतेति नापूर्वं किञ्चित्। यथा प्रमाणे रक्षायां च बलभद्रोपयोगः, एवं कार्ये योगमायायाः। तत्राप्यन्तरङ्गा

"તમે આ રાત્રીઓમાં મારી સાથે રમણ કરજો" (ભાગ. ૧૦. ૧૯. ૨૭) એ પ્રમાણે કુમારિકાઓને રમણ કરવાને માટે ભગવાને જે રાત્રિઓનું વરદાન આપેલું હતું તે રાત્રીઓનું ભગવાને ગ્રહણ કર્યું અને બધી ય લૌકિક રાત્રિઓમાં તે આધિદૈવિક રાત્રિઓનો આરોપ કર્યો. તે રાત્રિઓ પૂર્ણ હોવાથી તેમને પૂર્ણિમાની રાત્રિઓ બનાવી. ભગવાને ઋતુ પણ શરદ્ જ બનાવી અને તે ઋતુના કાર્યરૂપે મલ્લિકાનાં પુષ્પો પણ બનાવ્યાં. આ પ્રમાણે રસને ઉદ્દીપન કરે એવી બધી સામગ્રી ભગવાને ઉત્પન્ન કરી અને પછીથી રમણ કરવાને માટે પોતાનામાં રહેલા આનન્દને પ્રકટ કરનાર અને કામના પિતામહ મનને ઉત્પન્ન કર્યું. (મનને કામનો પિતામહ કહેવામાં આવે છે, કારણ કે કામને ઉત્પન્ન કરનાર સંકલ્પ અને સંકલ્પને ઉત્પન્ન કરનાર મન છે.) ભગવાનમાં વ્રજસ્ત્રીઓની સાથે રમણ કરવાનો જે સંકલ્પ રહેલો છે તે તેમણે બધી ય વ્રજસ્ત્રીઓને ગાનદ્વારા જણાવવો જોઇએ. વ્રજસ્ત્રીઓને આ સંકલ્પ જણાવવાના કાર્યમાં ગાન સાધન છે અને વેણુ સહાયભૂત છે. પછીથી આ ગાનમાં કામનું વર્ણન કરવામાં આવે છે. તેથી પહેલાં ભગવાને રમણ કરવાનું મન કર્યું—ઇચ્છા કરી. જો કે આ પ્રકારથી બીજે પ્રકારે પણ ભગવાન્ પોતાનામાં રહેલો આનન્દ વ્રજસ્ત્રીઓમાં સ્થાપી શકે એમ છે, છતાં પણ રસશાસ્ત્રની મર્યાદાનું પાલન થાય એ હેતુથી ભગવાને પણ મન કર્યું.

**શંકાઃ**—ઉપર કહ્યું તે પ્રમાણે ભગવાનમાં રહેલો આનન્દ રમણદ્વારા ભગવાનમાંથી વ્રજભક્તોમાં જાય તો પોતાના મૂળ સ્થાનનો ત્યાગ થાય અને તેથી તે આનન્દ વિકૃત થઈ જાય; અને પછીથી તે સ્વરૂપમાંથી પણ ચ્યુત—ભ્રષ્ટ—થઈ જાય એને તેથી તે પૂર્ણ પુરુષોત્તમનો આનન્દ કહેવાય નહિ. (અને તેમ થાય તો પછી એવા વિકૃત અને સ્વરૂપચ્યુત આનન્દનું વ્રજભક્તોમાં સ્થાપન કરવામાં કોઈ જાતનું પ્રયોજન રહ્યું નહિ.)

**સમાધાનઃ**—આ પ્રમાણે શંકા થાય તો શુકદેવજી પોતે કહે છે કે **योगमायामुपाश्रितः**—ભગવાને યોગમાયાનો આશ્રય લીધો છે. યોગમાયા એક સ્થળે જે સ્થિતિમાં પદાર્થ હોય છે તે જ સ્થિતિમાં તે પદાર્થને બીજે સ્થળે લઈ જાય છે. જેમ બલદેવજીના જન્મપ્રસંગે ભગવાનની આજ્ઞાથી યોગમાયા દેવકીજીના ગર્ભને તેજ સ્થિતિમાં લઈ જઈ રોહિણીજીમાં સ્થાપન કરે છે, જેમ મથુરામાં રહેલા આનન્દરૂપ પ્રભુને પોતે પ્રકટ થઈ ગોકુલમાં સ્થાપે છે, તેમ પહેલાં ગોપોના ઘરમાં રહેલી શ્રુતિરૂપા ગોપીઓને હવે ભગવાનમાં સ્થાપે છે અને ભગવાનમાં રહેલા આનન્દને શ્રુતિરૂપામાં સ્થાપે છે. યોગમાયાનો આશ્રય લેવો એ કાંઈ અપૂર્વ વાત નથી; કારણકે પહેલાં પણ (દશમસ્કન્ધના બીજા અધ્યાયમાં) ભગવાને લીલાને માટે યોગમાયાનો આશ્રય લીધો છે અને તે દ્વારા બલદેવજીનો ગર્ભ રોહિણીજીમાં સ્થાપ્યો છે. જેમ વેદરૂપી પ્રમાણની બાબતમાં અને રક્ષણ કરવાના કાર્યમાં ભગવાન્ બલભદ્રનો ઉપયોગ કરે છે તેમ ભજનાનન્દનું દાન કરવાના કાર્યમાં તે યોગમાયાનો ઉપયોગ કરે છે. (દશમ સ્કન્ધના અગીઆરમા અધ્યાયમાં વત્સાસુરનો પ્રસંગ આવે છે, અને ત્યાં વત્સનો વધ કરવો

योगमाया, अन्यत्र स्थितं प्रमाणमन्यत्रापि योजयति, अन्यत्र स्थितं चानन्दमन्यत्र । अतः प्रमाणातिरिक्तमार्गो भक्तिमार्गश्चाग्रे विततौ भविष्यतः । याश्च रात्रयो रमणार्थमेव निर्मिताः, ता एव परिगृहीताः, अन्यथा साधारणीपरिग्रहे सर्वत्रैवानन्दः स्यात् । शरदि ऋतावुत्फुल्ला मल्लिका यासु । ता दृष्ट्वा रमणार्थं मनः कृतवान् । योगमायां च समीप एवाश्रित्य स्थितः ॥ १ ॥

नूतने तस्मिन् मनसि देवता नास्तीति, अनधिष्ठितं च कार्यं न साधयिष्यतीति तदधिष्ठातृदेवं चन्द्रं च ससृज इत्याह तदोडुराज इति ।

**तदोडुराजः ककुभः करैर्मुखं प्राच्या विलिम्पन्नरुणेन शन्तमैः ।**
**स चर्षणीनामुदगात् शुचो हरन् प्रियः प्रियाया इव दीर्घदर्शनः ॥ २ ॥**

यदैव मनः कृतवान्, तदैव तस्याधिदैवतमुडुराज उदगात्, उदितो जातः । यद्यप्येकदा रात्रयो दृष्टाः, तथापि क्रमेणैव तासां स्थितिः । भगवन्मनश्चन्द्रस्याधिदैविकत्वात् पूर्ण एव सः, निष्कलङ्कश्च । मनस्येवाविर्भूते तस्याविर्भावः, क्रीडायामुपरतायामुपरतिः, मध्याकाशपर्यन्तमेव गमनम्, नास्तमयः कदाचिदपि । सोपि चन्द्रः, स्त्रीणां मनांसि उडुस्थानानीति तेषामपि रक्षकः । इदं प्रथमतया जात इति पूर्वस्यामेव दिशि तस्योदय उच्यते । 'सा दिग्देवाना'मिति । तस्या दिश इन्द्रो

---

એ અનુચિત છે એમ શંકા થતાં વેદરૂપ બલદેવજીની સમ્મતિને માટે તે તરફ બલદેવજીનું ધ્યાન ખેંચવામાં આવે છે.) તેમાં પણ જે અંતરંગ યોગમાયા છે તે એક સ્થળે રહેલા પ્રમાણને બીજા સ્થળે યોગ્ય રીતે ઘટાવે છે, અને એક સ્થળે રહેલા આનન્દને બીજે સ્થળે બરોબર સ્થાપે છે; તેથી ભવિષ્ય કાળમાં જગતમાં બે માર્ગોનો પ્રચાર થશેઃ—એક પ્રમાણાતિરિક્ત માર્ગનો અને બીજો ભક્તિમાર્ગનો.

ભગવાને જે રાત્રિઓ રમણને માટે જ બનાવી હતી તે જ રાત્રિઓનું તેમણે આ પ્રસંગે ગ્રહણ કર્યું. જો આ પ્રમાણે ન કર્યું હોત અને સાધારણ રાત્રિઓનો સ્વીકાર કર્યો હોત તો આખા જગતમાં બધે ય આનન્દ પ્રકટ થઈ જાય.

શરદ્ ઋતુમાં ઉત્ફુલ્લ—વિકસિત—થએલાં છે મલ્લિકા પુષ્પો જેમાં એવી રાત્રિઓને ભગવાને બરોબર જોઈ અને રમણને માટે મન કર્યું, અને યોગમાયાનો સમીપમાં જ આશ્રય લીધો. ૧

ભગવાને જે નવું મન ઉત્પન્ન કર્યું તેમાં તેનો અધિષ્ઠાતા દેવ ન હતો, અને જે વસ્તુમાં અધિષ્ઠાતા દેવ ન હોય તે વસ્તુ પોતાનું કાર્ય કરી શકતી નથી, તેથી ભગવાને મનના અધિષ્ઠાતા દેવ ચન્દ્રને ઉત્પન્ન કર્યો એમ નીચેના શ્લોકમાં શુકદેવજી કહે છેઃ—

જેમ લાંબે કાળે મળેલો પતિ પોતાની પ્રિયાનો શોક દૂર કરે છે
તેમ શાન્ત કિરણોની રતાશથી પૂર્વ દિશાના મુખને લેપન કરતો ચન્દ્રમા
ઉદય પામ્યો અને લોકોના તાપને દૂર કરવા લાગ્યો. ૨.

ભગવાને જે સમયે મન કર્યું તે જ સમયે મનનો અધિષ્ઠાતા દેવ, નક્ષત્રોનો રાજા, ચન્દ્ર, ઉદય પામ્યો. જો કે બધી રાત્રિઓનું દર્શન એક જ સમયે થએલું છે, છતાં પણ તે બધી રાત્રિઓ એક પછી એક એમ ક્રમ પ્રમાણે આવે છે; એટલે બહુ રાત્રિઓમાં એક જ ચન્દ્રથી નિર્વાહ થાય છે અને ભગવાન્ પણ આગળ ઉપર "આ રાત્રિ" એ પ્રમાણે કહે છે. ભગવાનના મનનો અધિષ્ઠાતા દેવ ચન્દ્ર આધિદૈવિક છે એટલે તે પૂર્ણ અને કલંકરહિત છે. મનનો આવિર્ભાવ થાય કે તરત જ ચન્દ્રનો આવિર્ભાવ થાય છે, ક્રીડા બંધ થાય કે તરત જ ચન્દ્ર પણ સ્થિર થાય છે અને આકાશના મધ્ય ભાગ સુધી જ જાય છે, પણ કોઈ દિવસ ચન્દ્રનો અસ્ત થતો નથી. વળી જેનો ઉદય થયો છે તે ચન્દ્ર છે, અને વ્રજસ્ત્રીઓનાં મન નક્ષત્ર જેવાં છે, એટલે ચન્દ્ર સ્ત્રીઓનાં મનરૂપી નક્ષત્રોનો પણ રાજા બની તેમનું રક્ષણ કરે છે. આ લીલાને માટે જ ચન્દ્રનો પ્રથમ ઉદય થયો છે એટલે પૂર્વ દિશામાં જ ચન્દ્ર ઉદય પામ્યો છે

देवता अधिपतिश्च । इदानीं भगवानेवेन्द्र इति तस्य रेतोरूपः तस्यामुद्गतः । अतः प्राच्याः ककुभः मुखं मध्यभागं स्वकरैः स्वकिरणैः विलिम्पन् उदगात् । तस्या मुखे न रागः स्थितः, प्रतिस्पर्धिन्यां सूर्यसम्बन्धेन रागसम्भवात्, अतः अस्या अपि मुखं कुङ्कुमसदृशैः करैरारक्तं क्रियते । यदि चन्द्रः स्वदिशो मुखं न रञ्जयेत्, तदा भगवन्मनोपि स्त्रीणां हृदयं न रञ्जयेत् । कराः शन्तमाः शीतलत्वात् तापहारकाः । किञ्च, अरुणेन गुणेन कृत्वा अत्यन्तं कल्याणरूपाः । अरुणो हि रागप्रधानः । पुरुषोपि यद्यनुरागेण स्पृशति तदा सुखं भवति । ननु अस्य चन्द्रस्य यदि वा अधिष्ठातृत्वमात्रं तदा मनस्येव तदुदयो भवेत्, यद्यन्धकारनिवृत्तिः प्रयोजनं तदा भगवतैव अन्धकारो निवर्तेत, यदि वा उद्दीपकत्वं तदापि भगवतैव तत्संभवः, अतोस्यासाधारणं कार्यं वक्तव्यमिति चेत्, अत आह स चर्षणीनां शुचो हरन्निति । चर्षण्यः सर्वत्र परिभ्रमणशक्तयः । ताः सर्वत्र परिभ्रान्ता अपि न क्वापि परमानन्दसम्बन्धिन्यो जाताः । यदि वा कश्चिन् मुच्येत, तथापि ता न प्रवेशं लभन्ते । ततः पूर्वमेव ता निवृत्ता भवन्ति । अतस्तासां शोकस्तिष्ठत्येव । चर्षणीसहितानां जीवानां वा । तासां शोकः इदानीमेव निवृत्तः । शक्तिसहितानामेव परमानन्दानुभवस्य वक्तव्यत्वात् । प्रायेण तदानीन्तना जीवाः

---

એમ કહેવામાં આવ્યું છે. અને શ્રુતિ પણ કહે છે કે "તે—પૂર્વ દિશા—દેવોની દિશા છે." પૂર્વ દિશાનો દેવ અને અધિપતિ ઇન્દ્ર છે. હમણાં તો ભગવાન્ જ ઇન્દ્ર છે એટલે ભગવાનના રેતસ્—વીર્ય—રૂપ ચન્દ્રનો પૂર્વ દિશામાં ઉદય થયો. તેથી પૂર્વ દિશાના મુખને—મધ્યભાગને—પોતાનાં કિરણો વડે રંગીને ચન્દ્ર ઉદય પામ્યો. રાત્રિના સમયે પૂર્વ દિશાના મધ્યભાગમાં રતાશ ન હતી, જ્યારે પૂર્વ દિશાની સ્પર્ધા કરનારી પશ્ચિમ દિશામાં સૂર્યના સંબંધથી રતાશનો સંભવ હતો, તેથી આ પૂર્વ દિશાના મધ્યભાગને પણ કુંકુમના જેવાં કિરણોથી રાતો બનાવવામાં આવ્યો છે. જો ચન્દ્ર પોતાની દિશાના—પૂર્વ દિશાના—મુખને રાતું ન બનાવે તો ભગવાનનું મન પણ સ્ત્રીઓનાં હૃદયને રંજિત કરી શકે નહિ. કિરણો શંતમ છે—શીતળતાને લીધે તાપનું હરણ કરનારાં છે. વળી અરુણ—રાતા—ગુણને લીધે તે કિરણો અત્યન્ત કલ્યાણરૂપ છે. અરુણ રાગપ્રધાન છે. પુરુષ પણ જો અનુરાગ—સ્નેહ—થી સ્પર્શ કરે તો સુખ થાય છે.

**શંકાઃ**—જો આ ચન્દ્ર માત્ર મનના અધિષ્ઠાતા દેવ તરીકે જ હોય તો પછી તેનો ઉદય મનમાં જ થવો જોઈએ. જો અન્ધકાર દૂર કરવાના પ્રયોજન માટે ચન્દ્રનો ઉદય થયો હોય તો ભગવાન્ પોતે જ અન્ધકારને દૂર કરી શકે એમ છે. જો રસના ઉદ્દીપનને માટે ચન્દ્રનો ઉદય છે તો ભગવાન્ પોતે જ રસનું ઉદ્દીપન કરી શકે એમ છે. તો પછી આ ચન્દ્રના ઉદયનું શું પ્રયોજન—અસાધારણ કાર્ય—છે તે કહેવાની જરૂર છે.

**સમાધાનઃ**—ઉપરની શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે ચન્દ્ર ઉદય પામીને લોકોનો શોક દૂર કરે છે. ચર્ષણીઓ સર્વત્ર પરિભ્રમણ કરનારી શક્તિઓ છે. તેઓ બધે ય સ્થળે ફર્યા પણ કોઈ પણ ઠેકાણે તેમને પરમાનન્દનો સંબંધ થયો નહિ. જો કોઈ સંસારમાંથી મુક્ત થાય અને મોક્ષ મેળવે તો પણ આ ચર્ષણી શક્તિઓનો તે મોક્ષમાં પણ પ્રવેશ થતો નથી, કારણ કે મોક્ષ પહેલાં જ તેઓ ત્યાંથી પાછાં ફરે છે. મોક્ષાવસ્થામાં મુક્ત આત્માને પરિભ્રમણ હોતું નથી એટલે ચર્ષણીરૂપી પરિભ્રમણશક્તિઓનો તે અવસ્થામાં ઉપયોગ રહેતો નથી. તેથી આ શક્તિઓનો શોક હજુ સુધી વિદ્યમાન છે જ, ગયો નથી. અથવા તો મૂળ શ્લોકમાં સચર્ષણીનામ્ એ પ્રમાણે અન્વય કરવો. આ પ્રમાણે અન્વય કરવાથી સચર્ષણીનામ્ એ પદનો અર્થ 'ચર્ષણીસહિત જીવો' થશે. ચર્ષણીશક્તિઓનો શોક હમણાં જ, ચન્દ્રનો ઉદય થયો ત્યારે જ, જતો રહ્યો. પરિભ્રમણ કરાવનારી ચર્ષણીશક્તિઓનો રાસક્રીડામાં નૃત્યાદિ ભ્રમણમાં ઉપયોગ હોવાથી તે શક્તિઓ જતી રહેતી નથી, પણ પરિભ્રમણશક્તિવાળી વ્રજસ્ત્રીઓને

तादृशशक्तियुक्ताः तस्मिन्नुदिते परमानन्दानुभवोवश्यंभावीति । तथा सति प्रयोजनत्रयं दिग्देवताया मुखसम्मार्जनं, चर्षणीनां शोकदूरीकरणं, अन्धकारनिवृत्त्यादिश्च । कण्ठोक्तं द्वयमपि तदेकसाध्यमिति वक्तुं दृष्टान्तमाह **प्रियः प्रियाया** इति । **दीर्घकाले दर्शनं** यस्य । महता कालेनागतो भर्ता **प्रियः प्रियायाः** पतिव्रतायाः शोकं दूरीकृत्य मुखसम्मार्जनं च करोति । न चैतत् कार्यमन्यथा सिध्यति ॥ २॥

एवं मनस उत्पत्तिमुक्त्वा तद्देवतायाश्च ततः सङ्कल्पोत्पत्त्यर्थं तस्य शब्दयोनित्वं निरूपयन् तद्दर्शनेन वेणुनाद उत्पन्न इत्याह दृष्ट्वेति ।

**दृष्ट्वा कुमुद्वन्तमखण्डमण्डलं रमाननाभं नवकुङ्कुमारुणम् ।**
**वनं च तत्कोमलगोभिरञ्जितं जगौ कलं वामदृशां मनोहरम् ॥ ३ ॥**

**कुमुद्वांश्चन्द्रः,** पृथिव्यां सर्वत्रैव मुदं कृतवानिति । तथाकरणे सामर्थ्य**मखण्डमण्डल**मिति । न खण्डं मण्डलं यस्य । एतस्य रसोत्पादने विभावत्वमप्यस्तीति ज्ञापयितुं **रमाननाभ**मित्युक्तम् । लक्ष्म्या अयं भ्राता भवतीति, **रमाया आननवत् आभा** यस्य तथोक्तः । किञ्च, नवकुङ्कुमवदरुणवर्णमपि ।

---

રાસમાં પરમાનન્દનો અનુભવ થવાનો છે એવું જાણવાથી ચર્ષણીઓનો શોક દૂર થાય છે. જે શક્તિસહિત જીવો છે 'તેમને જ પરમ આનન્દનો અનુભવ થવાનો છે. સાધારણ રીતે તે સમયના રાસલીલામાં અંગીકાર કરવામાં આવેલા જીવો પરિભ્રમણશક્તિવાળા હતા. જ્યારે ચન્દ્રનો ઉદય થયો ત્યારે તે જીવોને પરમાનન્દનો અનુભવ અવશ્ય થવાનો જ. આ પ્રમાણે ચન્દ્રના ઉદયનાં ત્રણ પ્રયોજનો છેઃ—

(૧) પૂર્વ દિશાના મુખનું સંમાર્જન કરવું,
(૨) ચર્ષણીશક્તિઓનો શોક દૂર કરવો, અને
(૩) અન્ધકારને દૂર કરવો વગેરે કાર્ય.

પહેલાં બે પ્રયોજનો મૂળ શ્લોકમાં સ્પષ્ટ શબ્દોમાં જણાવેલાં છે, છતાં પણ આ બન્ને ય પ્રયોજનો એક જ વસ્તુ—ચન્દ્રનો ઉદય—સિદ્ધ કરે છે એ દર્શાવવાને માટે શુકદેવજી પતિ અને પ્રિયાનું ઉદાહરણ આપે છે. લાંબે કાળે દર્શન થયું છે જેનું એવો પ્રિય—પતિ—દીર્ઘદર્શન કહેવાય છે. લાંબે કાળે આવેલો પ્રિય ભર્તા પોતાની પ્રિય અને પતિવ્રતા સ્ત્રીનો શોક દૂર કરે છે અને તેના મુખનું બરોબર માર્જન કરે છે. પૂર્વ દિશાના મુખનું માર્જન અને ચર્ષણીશક્તિઓના શોકની નિવૃત્તિ ચન્દ્રના ઉદય વિના સંભવી શકતાં નથી. ૨.

આ પ્રમાણે શુકદેવજીએ મન અને તેના અધિષ્ઠાતા દેવ ચન્દ્રની ઉત્પત્તિનું વર્ણન કર્યું. હવે સ્વામિનીજીઓમાં સંકલ્પ ઉત્પન્ન થાય એટલા માટે ગાન (અને તેનો અધિષ્ઠાતા ચન્દ્ર) વેણુનાદના શબ્દનું કારણ છે એમ શુકદેવજી નિરૂપણ કરે છે અને કહે છે કે ચન્દ્રના દર્શનથી વેણુનાદ ઉત્પન્ન થયોઃ—

પૃથ્વીમાં સર્વત્ર આનન્દ ઉત્પન્ન કરનાર, અખંડિતમંડળવાળા,
લક્ષ્મીજીના મુખના જેવી શોભાવાળા તથા નવા કુંકુમ જેવા રાતા ચન્દ્રને,
અને તેના કોમળ કિરણોથી રંગાએલા વનને દેખીને, સુંદર દૃષ્ટિવાળી
સ્ત્રીઓનાં મનને હરણ કરે એવું અવ્યક્ત અને મધુર ગાન ભગવાને કર્યું. ૩

કુમુદ્વાન્ એટલે ચન્દ્ર. ચન્દ્ર પૃથ્વીમાં બધે ય ઠેકાણે આનન્દ ઉત્પન્ન કરે છે એટલે તેને 'કુમુદ્વાન્ કહેવામાં આવે છે. ચન્દ્ર આખા ય વિશ્વમાં આનન્દ ઉત્પન્ન કરી શકે છે તેનું કારણ કે તે 'અખણ્ડમણ્ડલ' છે એમ શુકદેવજી કહે છે. અખણ્ડમણ્ડલ એટલે જેનું મંડળ ખંડિત નથી તે. રસ ઉત્પન્ન કરવામાં આ ચન્દ્ર આલમ્બનવિભાવરૂપ પણ છે એમ દર્શાવવાને શુકદેવજી ચન્દ્રનું 'રમાનનાભ' એ પ્રમાણે વર્ણન કરે છે. ભગવાનને જ્યારે રમણ કરવાની ઇચ્છા થઇ ત્યારે રસની પૂર્તિને માટે તેમણે લક્ષ્મીજીરૂપ નાયિકાને–બ્રહ્માનન્દને–ઉત્પન્ન કર્યાં. ચન્દ્ર આ બ્રહ્માનન્દનું રમણ કરવાનું સ્થાન છે એટલે રસને પૂર્ણ કરવાને માટે તેનો–ચન્દ્રનો–પણ ઉદય થયો. આ પ્રમાણે ચન્દ્ર લક્ષ્મીજીનો ભાઇ થાય છે એટલે ચન્દ્રની શોભા લક્ષ્મીજીના મુખની શોભા જેવી છે. તેથી ચન્દ્રને 'રમાનનાભ' કહેવામાં આવેલો છે. વળી નવા

तेन विवाहसमये यथा लक्ष्मीसुखं तथायं वर्तते । अतो नूतनकामजनकः । किञ्च, वनमपि रसपोषकम् । तस्य कोमलगोभिरल्पकिरणैः अभितो रञ्जितमारक्तकुङ्कुमम् । ( किरणानां रसदोग्धृत्वं वन एव पाल्यमानत्वं च ज्ञापयितुं गोपदम् । रमाननामत्वेन पूर्वं निरूपणाद्यथा लक्ष्मीनूतनकटाक्षा भावोदयहेतवः, तथैतेपीति ज्ञापनाय च । गोपदमिन्द्रियत्वापि वाचकमिति तथा । अधुना भावोत्पादितेव । तत्पोषस्तु स्वामिन्यागमनादिनाग्रे भावीति ज्ञापयितुं कोमलपदम् । यत्र तेन वनमपि रज्यते तत्र तदर्थमागतः तद्रागं कथं न कुर्यात् ।) ततः सङ्कल्पद्वारा कामजनने सर्वं कार्यं भविष्यतीति कलं यथा भवति तथा जगौ गानं कृतवान् । तत्र गानं वामदृशां सुन्दरदृष्टीनां स्त्रीणां मनोहरमिति । 'तस्माद् गायन्तं स्त्रियः कामयन्ते' इति श्रुतेः । अर्थाद् गीतेन सर्वाः समाहूता इति । यदि व्यक्तमधुरं गीतं कुर्यात्, तदा गीतमेव शृण्वन्त्यः तत्रैव स्थिता भवेयुः । यासां पुनर्दृष्टिर्नोत्तमा, तास्तु नाकारिता एव ॥ ३ ॥

ततः सर्वाः स्त्रियः समागता इत्याह निशम्येति ।

**निशम्य गीतं तदनङ्गवर्धनं व्रजस्त्रियः कृष्णगृहीतमानसाः ।**
**आजग्मुरन्योन्यमलक्षितोद्यमाः स यत्र कान्तो जवलोलकुण्डलाः ॥ ४ ॥**

કુંકુમની માફક આ ચન્દ્રનો રંગ રાતો છે એટલે આ કારણથી પણ તે ચન્દ્ર રસને પ્રકટ કરવામાં ઉદ્દીપનવિભાવરૂપ થાય છે. આ ઉપરથી એટલું સમજાય છે કે વિવાહ વખતે જેવું લક્ષ્મીજીનું સુખ હતું તેવો જ આ વખતે ચન્દ્ર છે. તેથી આ ચન્દ્ર નવા કામને ઉત્પન્ન કરે છે. વળી વન પણ રસનું પોષણ કરનાર છે. ચન્દ્રનાં કોમળ કિરણોથી—અલ્પ કિરણોથી—આ વન ચારે ય બાજુ રંગાએલું છે. કિરણો રસ ઉત્પન્ન કરનારાં છે અને તેમનું વનમાં જ પાલન કરવા યોગ્ય છે એ બે ભાવ દર્શાવવાને માટે મૂળ શ્લોકમાં કિરણોને માટે ગો પદ મૂકવામાં આવ્યું છે. પહેલાં ચન્દ્રને 'રમાનનાભ' તરીકે વર્ણવવામાં આવ્યો છે, એટલે જેમ લક્ષ્મીજીનાં નવાં નવાં કટાક્ષો ભાવને ઉત્પન્ન કરે છે તેમ આ ચન્દ્રનાં કિરણો પણ ભાવ ઉત્પન્ન કરે છે એમ દર્શાવવાને માટે પણ મૂળમાં ગો પદ મૂકવામાં આવ્યું છે. ગો પદનો અર્થ ઇન્દ્રિય પણ થાય છે એટલે તેથી ભાવ ઉત્પન્ન થાય છે. હમણાં ભગવાને શ્રીગોપીજનોમાં કેવળ ભાવ જ ઉત્પન્ન કર્યો છે, અને આ ભાવનું પોષણ આગળ ઉપર જ્યારે સ્વામિનીજીઓ આવશે અને બીજી ક્રિયાઓ કરશે ત્યારે થશે એ અર્થ દર્શાવવાને માટે મૂળ શ્લોકમાં કોમળ એ પદ મૂકવામાં આવ્યું છે. જ્યારે ચન્દ્ર વનને પણ રાતું બનાવે છે ત્યારે જે શ્રીગોપીજનોને માટે આ ચન્દ્રનો ઉદય થયો છે તે ચન્દ્ર તેમનામાં રાગ—સ્નેહ—પ્રેમ ઉત્પન્ન ન કરે? ચન્દ્ર અને વનને જોઇને ભગવાને સંકલ્પથી કામ ઉત્પન્ન થતાં બધું કાર્ય થશે એમ વિચારી અવ્યક્ત અને મધુર ગાન કર્યું. ગાન વામદૃક્—સુંદર દૃષ્ટિવાળી—સ્ત્રીઓનાં મનને હરણ કરનારૂં હતું. શ્રુતિ પણ કહે છે કે "સ્ત્રીઓ ગાન કરનાર માણસને ચાહે છે." આ બધાનો અર્થ એટલો જ કે ગીત વડે ભગવાને બધાં શ્રીગોપીજનોને બોલાવ્યાં. જો ભગવાને વ્યક્ત—સ્પષ્ટ—અને મધુર ગાન કર્યું હોત તો શ્રીગોપીજનો તે ગાનનું જ શ્રવણ કરતાં કરતાં ગોકુળમાં જ રહ્યાં હોત અને ભગવાનની પાસે ન આવ્યાં હોત. જે ભક્ત પુષ્ટિમાર્ગને અનુસરીને ભગવાનનું ભજન કરે છે તે ભક્તની દૃષ્ટિ ઉત્તમ કહેવાય છે. જે ગોપીજનોની દૃષ્ટિ ઉત્તમ ન હતી તેમને તો ભગવાને બોલાવ્યાં જ નહિ. આ ભાવ સ્પષ્ટ કરવાને માટે મૂળ શ્લોકમાં વામ પદ મૂકવામાં આવેલું છે. ૩

વેણુનાદ થયા પછી બધાં શ્રીગોપીજન આવ્યાં એમ શુકદેવજી નીચેના શ્લોકમાં કહે છેઃ—

કામને વધારનાર તે ગીતનું શ્રવણ કરીને, કૃષ્ણમાં જ જેમનું મન ગએલું છે, જેમણે એક બીજાના ઉદ્યમો જાણ્યા નથી, અને વેગને લીધે જેમનાં કુંડલો હાલે છે એવાં વ્રજસ્ત્રીઓ જ્યાં કાન્ત—ભગવાન્—હતા ત્યાં આવ્યાં. ૪

यद्यपि भगवता कुमारिका एवाहूताः, तथापि आह्वानं सदृशमिति, निरोधोपि कर्तव्य इति सर्वा एव समागताः। किञ्च, यद् भगवता गीतं तदनङ्गमेव वर्धयति, अङ्गं तु नाशयत्येव। अतो नूतन उत्पन्नः कामः ता आनीतवान्। किञ्च, व्रजस्य स्त्रियः पूर्वमपि भगवदीयाः, अतः कृष्णेनैव गृहीतं मनो यासाम्। अतः शीघ्रमेव यत्र कान्तस्तत्रागताः। अनेन आकारिता एव प्रथममागता इत्युक्तम्। तासां मुख्यः कान्त इति। अत एवान्योन्यमलक्षित उद्यमो यासाम्। ता हि प्रत्येकमेव भगवन्तं पतित्वेन स्वीकृतवत्यः। स पूर्वमुपात्तो यः कान्तः। तासां शरीरविचारेपि दृष्टिर्न जातेति वक्तुं जवेन लोले कुण्डले यासामिति कर्णपीडाननुसन्धानं प्रदर्शितम्। ताः स्त्रियो गौडदेशस्थाः। तत एव कुमारिकाः समागता इति। पूर्वं मथुरादेशस्थितानामपि अनागरीणां कुण्डले एव। ताटङ्कयोरेव वा कुण्डलत्वम् ॥ ४ ॥

प्रसङ्गादन्यासामप्यागमनमाह दुहन्त्य इति।

**दुहन्त्योभिययुः काश्चित् दोहं हित्वा समुत्सुकाः।**
**पयोधिश्रित्य संयावमनुद्वास्यापरा ययुः ॥ ५ ॥**

---

પહેલાં ભગવાને કુમારિકાઓને જ અલૌકિક રાત્રિઓમાં રમણ કરવાનું વરદાન આપેલું હતું. તેને અનુસરીને જો કે ભગવાને એકલાં કુમારિકાઓને જ બોલાવ્યાં હતાં છતાં પણ બધાં ય શ્રીગોપીજન ત્યાં આવ્યાં, કારણ કે કુમારિકાઓએ અને બીજાં ગોપીજનોએ જે ગાન સાંભળ્યું તે સરખું જ હતું, કારણ કે તે બધાંનો નિરોધ કરવાનો હતો. વળી ભગવાને જે ગાન કર્યું તે અનંગને–કામને–જ વધારે છે, પણ અંગનો–દેહાદિનો–તો નાશ જ કરે છે. આ પ્રમાણે વેણુનાદ ભક્તોના જૂના દેહનો લય કરી નવો અલૌકિક દેહ અને પ્રપંચ ઉત્પન્ન કરે છે. ગાન શ્રવણ કર્યા પછી નવો જ–પહેલા કરતાં વધારે ઉત્કટ જ–કામ ઉત્પન્ન થયો અને તે કામે ગોપીજનોને ભગવાનની પાસે આણ્યાં. વળી વ્રજની સ્ત્રીઓ તો પહેલેથી જ ભગવદીય હતી; તેથી તેમનું મન કૃષ્ણે જ ખેંચી લીધું હતું. તેથી જ્યાં કૃષ્ણ ભગવાન્‌રૂપી કાન્ત હતા ત્યાં તરત જ તે ગોપીજનો આવ્યાં. આ રીતે જેમને બોલાવવામાં આવ્યાં હતાં તે કુમારિકાઓ જ પ્રથમ આવ્યાં એમ સિદ્ધ થાય છે, કારણ કે કુમારિકાઓને પ્રભુ મુખ્ય કાન્ત હતા.

આ કારણથી એક બીજાનો ઉદ્યમ તે કુમારિકાઓ જાણી શક્યાં નહિ. દરેક કુમારિકાએ ભગવાનનો પતિ તરીકે સ્વીકાર કર્યો હતો. મૂળમાં જે સઃ પદ છે તે પહેલાં જે કાન્તનું વર્ણન કરવામાં આવ્યું છે તેને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે. કુમારિકાઓ ઉતાવળથી આવતી હતી એટલે તેમનાં કુંડળ હાલતાં હતાં એમ કહી શુકદેવજી એમ દર્શાવવા માગે છે કે કુંડળો હાલવાથી કાનને જે દુઃખ થતું હતું તેનું અનુસંધાન વ્રજસ્ત્રીઓને ન હતું અને તેથી તેમને પોતાના શરીરનો વિચાર પણ થયો નથી. આ સ્ત્રીઓ ગૌડદેશની હતી. કુમારિકાઓ ગૌડ દેશમાંથી જ આવી હતી. પહેલાં મથુરા દેશમાં રહેનારી અનાગરી–નગરમાં ન રહેનારી, ગામડામાં રહેનારી અર્થાત્ વ્રજમાં રહેનારી–સ્ત્રીઓ પણ કુંડળો જ ધારણ કરતી હતી. અથવા તો કુંડળનો અર્થ 'કર્ણનું ભૂષણ' જ એ પ્રમાણે કરવો. ૪

અહીં બે પ્રકારના પક્ષ સંભવે છે. એક પક્ષ તો એ કે ભગવાને એકલાં કુમારિકાઓને જ મુખ્યત્વે બોલાવ્યાં; અને બીજો પક્ષ એ કે ભગવાને કોઈ પણ પ્રકારના ભેદ વિના બધાં ય શ્રીગોપીજનોને બોલાવ્યાં. જો પહેલો પક્ષ સ્વીકારવામાં આવે તો પ્રસંગવશાત્ બીજાં પણ ગોપીજનો ભગવાનની પાસે આવ્યાં એમ નીચેના શ્લોકનો અર્થ થાય; અને જો બીજો પક્ષ સ્વીકારવામાં આવે તો અનેક જાતની ક્રિયા કરતાં ગોપીજનો આવ્યાં એમ શ્લોકનો અર્થ થાય. શુકદેવજી કહે છે કેઃ—

કેટલાંક ગોપીજનો જે ગાયને દોહતાં હતાં તે બહુ ઉત્સુક થઈને દોહવાનું કામ પડતું મૂકીને ભગવાનની પાસે આવ્યાં; કેટલાંક ચૂલા ઉપર દૂધ ઉકળતું રહેવા દઈને આવ્યાં, અને કેટલાંક ઘઉંની ખીર-ચૂલા ઉપરથી ઉતાર્યા વિના-આવ્યાં. ૫.

तासां वा क्रियापराणाम् । तत्र काश्चन षोडशसहस्रव्यतिरिक्ताः नवविधाः समागताः, दशविधा वा । गुणानां त्रैविध्यात् नवविधत्वम् । निर्गुणाश्चैकविधाः । जातिकुललोकधर्मपराः तिस्रस्तिस्र उदीरिताः । तत्र गोपजातीयाः दुग्धपराः । तत्र दुग्धस्योत्पत्तिस्थितिप्रलयान् कुर्वन्ति तास्तिस्रः प्रथममुदीरिताः । एवंविधा अपि गणश इति वक्तुं सर्वत्र बहुवचनम् । काश्चिद् दुहन्त्य एव दोहं दोहनलक्षणं कर्म मध्ये त्यक्त्वा भगवदाभिमुख्येन ययुः । गौर्वत्सश्च बद्धौ दोहनपात्रं च अर्धदुग्धं च, समयः सर्वथा त्यक्तुमशक्यः, तस्मिन् समये समागताः । तथा समागमने हेतुः समुत्सुका इति । सम्यगुत्सुकाः, को वेद क्षणान्तरे भगवान् क्व गमिष्यतीति । अन्याः पुनः पयः अधिश्रित्य तथैव ययुः । भोजनार्थं पयसि पच्यमानाः गोधूमकणाः संयावशब्देनोच्यन्ते । तेषां दाहे सर्वनाश इति । पक्वदशैव संयावशब्देनोच्यते । अतस्तदप्यनुद्वास्य काश्चन अभिययुः । अपरा इति सर्वत्र गुणैर्भिन्नस्वभावत्वम् । एवं तिस्रो राजस्यः ॥ ५ ॥

---

તેમાં નિર્ગુણ સોળ હજાર કુમારિકાઓથી જુદાં અને નવ પ્રકારનાં કેટલાંક ગોપીજનો આવ્યાં. અથવા તો દસ પ્રકારનાં ગોપીજનો ભગવાનની પાસે આવ્યાં. સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો છે. ગુણનો અર્થ આં બધા પ્રકરણમાં 'ભાવ' કરવાનો છે. આ ત્રણ ગુણોમાંના દરેક ગુણમાં પાછા સત્ત્વ, રજસ્ અને તમસ્ એ પ્રમાણે ત્રણ ગુણો રહેલા છે; આ પ્રમાણે બધા મળીને ગોપીજનોના નવ પ્રકાર થાય છે. દશમો પ્રકાર નિર્ગુણ ગોપીજનોનો છે. જાતિધર્મ, કુલધર્મ અને લોકધર્મ—એ પ્રમાણે ત્રણ ધર્મોવાળાં ત્રણ ત્રણ ગોપીજનોનું આ સ્થળે વર્ણન કરવામાં આવેલું છે. આ રીતે પણ ગોપીજનોના નવ પ્રકાર સિદ્ધ થાય છે. તેમાં ગોપજાતિના ધર્મવાળાં જે ગોપીજનો છે તે દૂધની સાથે સંબંધ ધરાવનારાં છે. ગોપજાતિના ધર્મવાળાં ત્રણ પ્રકારનાં ગોપીજનો દૂધની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ કરે છે અને પ્રથમ તેમનું વર્ણન આ પાંચમા શ્લોકમાં કરવામાં આવેલું છે. આ ત્રણ પ્રકારનાં ગોપીજનોનું યૂથ રાજસી છે. તેમાં જે ગોપીજનો દૂધ દૂહે છે અને તે રીતે દૂધની ઉત્પત્તિ કરે છે તે રાજસરાજસી છે; જે ગોપીજનો દૂધને ચૂલા ઉપર મૂકે છે અને તે રીતે દૂધની સ્થિતિ સિદ્ધ કરે છે તે સાત્ત્વિકરાજસી છે; અને જે ગોપીજનો ઘઉંની ખીરને ચૂલા ઉપરથી ઉતાર્યા વિના ચાલ્યાં ગયાં છે અને તે રીતે જેમણે દૂધનો નાશ કર્યો છે તે તામસરાજસી છે. આ દરેક પ્રકારનાં ગોપીજનોનાં પણ યૂથ છે એમ જણાવવાને શુકદેવજીએ મૂળ શ્લોકમાં दुहन्त्यः વગેરેમાં બહુવચનનો પ્રયોગ કરેલો છે. કેટલાંક રાજસરાજસી ગોપીજનો દૂધ દહોતાં દહોતાં જ દોહવાનું કામ વચમાં જ મૂકી દઈને ભગવાનની પાસે ચાલ્યાં ગયાં. ગાય અને વાછરડાને બાંધવામાં આવેલાં છે, દોહવાના પાત્રમાં અડધું દૂધ દહોવાયલું છે. આ સમયે દહોવાનું કાર્ય કોઈ પણ રીતે છોડી શકાય એમ નથી. આવા બારીક સમયે પણ આ રાજસરાજસી ગોપીજનો ભગવાનની સમીપ ચાલ્યાં ગયાં. આ પ્રમાણે તે ગોપીજનો ભગવાનની પાસે ચાલ્યાં ગયાં તેનું કારણ એ કે તે ઘણાં ઉત્સુક થઈ ગયાં હતાં. સમુત્સુક એટલે બહુ જ ઉત્સુક; અર્થાત્ ગોપીજનો એમ માનવા લાગ્યાં કે કોણ જાણે એક ક્ષણ પછી ભગવાન્ ક્યાં જતા રહેશે; આ કારણથી તે ઘણાં ઉત્સુક બની ગયાં હતાં. બીજાં કેટલાંક સાત્ત્વિકરાજસી ગોપીજનો દૂધને ચૂલા ઉપર મૂકીને જ ભગવાનની પાસે ચાલી ગયાં. ભોજનને માટે દૂધની અંદર ઉકાળેલા ઘઉંને 'સંયાવ' કહેવામાં આવે છે. અર્થાત્ 'સંયાવ' એટલે ઘઉંની ખીર. જ્યારે આ ખીર બળી જાય ત્યારે તો બધાંનો નાશ જ થઈ જાય. 'સંયાવ' શબ્દ મૂળ શ્લોકમાં વાપરવામાં આવેલો છે તેનો અર્થ બરોબર ઉકળેલી અને ચઢી ગએલી ઘઉંની ખીર એ પ્રમાણે જ કરવાનો છે. એટલે કે આવી ઉકળી ગએલી અને પક્વ બનેલી ઘઉંની ખીરને ચૂલા ઉપરથી નીચે ઉતાર્યા વિના જ બીજાં કેટલાંક તામસરાજસી ગોપીજનો ભગવાન્ પાસે ચાલ્યાં ગયાં. મૂળ શ્લોકમાં अपराः એ શબ્દ છે તેનો ભાવ એવો છે કે બધે ય શ્રીગોપીજનો સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોને લીધે જુદા જુદા સ્વભાવનાં છે. આ પ્રમાણે આ શ્લોકમાં ગોપજાતિના ધર્મવાળાં સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારનાં રાજસી ગોપીજનોનું વર્ણન કરવામાં આવેલું છે. ૫

सात्त्विकीराह परिवेषयन्त्य इति ।

परिवेषयन्त्यस्तद् हित्वा पाययन्त्यः शिशूनथ ।
शुश्रूषन्त्यः पतीन् काश्चिदश्नन्त्योपास्य भोजनम् ॥ ६ ॥

भर्तुरपत्यस्यापि सेवा स्त्रीधर्मः । तत्र भर्तुर्भोजने शयने च सेवा स्वधर्मः । अतिबालकानां पुत्राणां स्तनदानं च । परिवेषणं च सृष्टिरेव, रेतस उत्पादकत्वात् । स्तनदानं पालनम् । शिष्टमन्यत् । सर्वत्र सत् तद् हित्वेति ज्ञेयम् । अन्या इत्यपि । तामसीराह अश्नन्त्योपास्य भोजनमित्यादि ॥ ६ ॥

लिम्पन्त्यः प्रमृजन्त्योऽन्या अञ्जन्त्यः काश्च लोचने ।
व्यत्यस्तवस्त्राभरणाः काश्चित्कृष्णान्तिकं ययुः ॥ ७ ॥

लिम्पन्त्यः शरीरानुलेपनं कुर्वन्त्यः, प्रमृजन्त्य उद्वर्तनादिकं कुर्वन्त्यः, गृहं वा लिम्पन्त्यः,

---

નીચેના શ્લોકમાં શુકદેવજી કુલધર્મવાળાં સાત્ત્વિક ગોપીજનોનાં ત્રણ યૂથનું વર્ણન કરે છે:—

કેટલાંક ગોપીજનો પીરસતાં હતાં તે પીરસવાનું કામ છોડી દઈને ભગવાનની પાસે ચાલ્યાં ગયાં; બીજાં કેટલાંક ગોપીજનો બાળકોને ધવડાવતાં હતાં તે ધવડાવવાનું કામ છોડી દઈને ભગવાનની પાસે ચાલ્યાં ગયાં; કેટલાંક ગોપીજનો પતિની સેવા કરતાં હતાં તે પતિની સેવા છોડી દઈને ચાલ્યાં ગયાં; અને બીજાં કેટલાંક ગોપીજનો ભોજન કરતાં હતાં તે ભોજનનો ત્યાગ કરીને ચાલ્યાં ગયાં. ૬

પતિ અને બાળકોની સેવા કરવી એ સ્રીઓનો ધર્મ છે. તેમાં ભોજન સમયે અને શયન સમયે પતિની જે સેવા કરવામાં આવે છે તે સ્રીઓનો સ્વધર્મ છે. વળી તદ્દન ન્હાનાં બાળકોને સ્તનપાન કરાવવું તે પણ સ્રીઓનો સ્વધર્મ છે. પીરસવાની ક્રિયા એ સૃષ્ટિ જ છે, કારણ કે ભોજન દ્વારા રેતસ્–વીર્ય–ઉત્પન્ન થાય છે. આ રીતે પીરસનારાં ગોપીજનો રાજસસાત્ત્વિક છે. બાળકોને સ્તનપાન કરાવવાની ક્રિયા એ તેમનું રક્ષણ કરવા બરોબર છે, એટલે સ્તનપાન કરાવનારાં ગોપીજનો સાત્ત્વિકસાત્ત્વિક છે. બાકી રહેલી પતિની સેવા તામસ છે, કારણ કે પતિસેવામાં ભોગ મુખ્ય હોય છે એટલે પારમાર્થિક બુદ્ધિનો નાશ થાય છે, અને નાશ કરવું એ તમોગુણનું કાર્ય છે. આ પ્રમાણે પતિની સેવા કરનારાં ગોપીજનો તામસસાત્ત્વિક છે. આ બધાં ય ગોપીજનોની બાબતમાં એક વાત લક્ષમાં રાખવાની કે તે બધાં જે જે કાર્યો કરતાં હતાં તે તે કાર્યોનો ત્યાગ કરીને ભગવાનની પાસે ગયાં. અને તે તે કાર્યો ત્યાગ કરનારાં ગોપીજનો ભિન્ન ભિન્ન છે એમ સમજવાનું છે. હવે લોકધર્મવાળાં તામસી ગોપીજનોનું શુકદેવજી अश्नन्त्योऽपास्य भोजनम् વગેરે શબ્દોમાં નિરૂપણ કરે છે. અર્થાત્ કેટલાંક ગોપીજનો ભોજન કરતાં હતાં તે ભોજનનો ત્યાગ કરીને ભગવાનની પાસે ચાલી ગયાં. ભોજનનો ત્યાગ કરીને ચાલી ગએલાં ગોપીજનો રાજસતામસ છે. ૬

કેટલાંક ગોપીજનો શરીરનું અનુલેપન કરતાં કરતાં, અથવા તો જમીન લિંપતાં લિંપતાં, કેટલાંક સ્નાન કરતાં કરતાં, કેટલાક આંખ્યો આંજતાં આંજતાં, અને કેટલાંક જેમનાં વસ્રો તથા આભરણ ઉલટ સુલટ થઈ ગયાં છે તેવાં ગોપીજનો કૃષ્ણની પાસે ચાલ્યાં. ૭

કેટલાંક ગોપીજનો લિંપન કરતાં હતાં, એટલે પોતાના શરીરનું અનુલેપન કરતાં હતાં. આ ગોપીજનો સાત્ત્વિકતામસ છે. બીજાં ગોપીજનો પ્રમાર્જન કરતાં હતાં, એટલે કે ઉદ્વર્તન–શરીરને લેપન–કરતાં હતાં. આ ગોપીજનો તામસતામસ છે. અથવા તો लिम्पन्त्यः અને प्रमृजन्त्यः નો બીજો

---

१ सृष्टिरेव इत्यपि पाठः ।

प्रमृजन्त्यः आभरणानि, भाण्डानि वा प्रमृजन्त्यः । अत्रापि पूर्ववदेव क्रमः । शरीरसेवातः गोसेवा मुख्या, ततः पतिसेवेति । 'अञ्जन्त्यः काश्च लोचने' इति गुणातीताः । अतः 'काश्च लोचने' इति दुर्लभाधिकारः सूचितः । ज्ञानमार्गशोधिका इति निर्गुणत्वम् । तासामागमने दैहिकविचारोऽपि न जातः किम्पुनस्तद्धर्माणामिति वक्तुं वस्त्राभरणयोर्व्यत्यासमाह व्यत्यस्तेति । व्यत्यस्तानि विपरीतानि वस्त्राण्याभरणानि च यासाम् । एवमुक्तमः सर्वासामेव साधारणो निरूपितः । 'व्यत्यासो मार्गगत'मिति केचित् । तन्मध्येऽपि काश्चित्कृष्णान्तिकं ययुः काश्चिन्न । याः पुनः शब्दपरा जातास्ता

---

અર્થ પણ સંભવી શકે છે: અને તે એ કે લિમ્પન્ત્યઃ એટલે ઘર લિંપતાં લિંપતાં અને પ્રમૃજન્ત્યઃ એટલે આભરણો અથવા વાસણોને સાફ કરતાં કરતાં. આ ગોપીજનોની બાબતમાં પણ પહેલાંની માફક રાજસ, સાત્વિક અને તામસ એ પ્રકારે ક્રમ રહેલો છે.

આ પ્રમાણે અત્યાર સુધીમાં રાજસ, સાત્વિક અને તામસનાં મુખ્ય યૂથનું, અને તે દરેક યૂથમાં પાછા રાજસ, સાત્વિક અને તામસ એ પ્રકારના ત્રણ વિભાગોનું વર્ણન કરવામાં આવ્યું. શ્રીગોપીજનોનાં રાજસ, સાત્વિક અને તામસ એ પ્રકારનાં ત્રણ યૂથો થવાનું કારણ એ છે કે કેટલાંક ગોપીજનો શરીરની સેવા કરે છે, કેટલાંક ગોસેવા કરે છે અને કેટલાંક પતિસેવા કરે છે. તેમાં શરીરસેવા કરનારાં ગોપીજનો તામસ છે, ગાયની સેવા કરનારાં ગોપીજનો રાજસ છે અને પતિની સેવા કરનારાં ગોપીજનો સાત્વિક છે. શરીરસેવા કરતાં ગોસેવા મુખ્ય છે અને ગોસેવા કરતાં પતિસેવા મુખ્ય છે. ભોજન, લેપન અને પ્રમાર્જન કરનારાં ગોપીજનો શરીરસેવા કરે છે, ગાયને દોહનારાં, દૂધને ચૂલા ઉપર મૂકનારાં અને ઘઉંની ખીરને ચૂલા ઉપર ઉકળતી રાખનારાં ગોપીજનો ગોસેવા કરનારાં છે; અને પતિને પીરસનારાં, બાળકોને સ્તનપાન કરાવનારાં અને પતિની સેવા કરનારાં ગોપીજનો પતિસેવા કરનારાં છે, અને તેથી આ બધાં ગોપીજનો અનુક્રમે તામસ, રાજસ અને સાત્વિક છે.

'કેટલાંક ગોપીજનો આંખ્યો આંજતાં આંજતાં ચાલ્યાં ગયાં' આ પ્રકારે ગુણાતીત-નિર્ગુણ-ગોપીજનોનું વર્ણન કરવામાં આવ્યું છે. તેથી મૂળ શ્લોકમાં "काश्च लोचने"-કેટલાંક આંખ્યો આંજતાં-એમ કહીને શુકદેવજી સૂચન કરે છે કે આવા પ્રકારના ગુણાતીત ભક્ત થવાનો અધિકાર દુર્લભ છે. દોહન વગેરે ક્રિયાઓ કરતાં આંખમાં અંજન કરવાની ક્રિયા અંતરંગ છે, અને શરીરને બીજાં આભૂષણોથી શોભાયમાન કર્યું હોય છતાં પણ જો અંજન ન હોય તો શરીરની શોભા પૂર્ણ થતી નથી, તેથી અંજન બીજી બધી ક્રિયાઓ કરતાં મુખ્ય છે; અને આ મુખ્ય ક્રિયાનો ત્યાગ કરવો અશક્ય છે; છતાં પણ આ ગોપીજનોએ આવી મુખ્ય અને આવશ્યક અંજનરૂપી ક્રિયાનો ત્યાગ કર્યો તે જ બતાવી આપે છે કે આ અધિકાર દુર્લભ છે. આ ગોપીજનો જ્ઞાનમાર્ગનું શોધન કરનારાં છે એટલે તેમને નિર્ગુણ કહેવામાં આવે છે.

આ ગોપીજનો ભગવાનની પાસે આવ્યાં તે વખતે તેમને પોતાના દેહનો પણ વિચાર આવ્યો ન હતો; અને જ્યારે દેહનો વિચાર ન હતો તો પછી તેમને લજ્જા વગેરે દેહના ધર્મોનો તો વિચાર ક્યાંથી જ આવી શકે?-આ બધો ભાવ દર્શાવવાને માટે શુકદેવજી કહે છે કે ગોપીજનોનાં વસ્ત્રો અને આભરણો ઉલટાં સુલટાં થઈ ગયાં હતાં. વ્યત્યસ્ત-ઉલટાં સુલટાં-થઈ ગયાં છે વસ્ત્રો અને આભરણો જેમનાં એવાં ગોપીજનો व्यत्यस्तवस्त्राभरणाः કહેવાય છે. બધાં ય ગોપીજનોનો આ પ્રકારનો ઉદ્યોગ સરખો જ હતો. કેટલાક ટીકાકારો એમ કહે છે કે વ્યત્યાસ એટલે રસ્તામાં ચાલવું તે-અર્થાત્ રસ્તે ચાલતાં વસ્ત્ર અને આભરણ ઉલટાં સુલટાં થઈ ગયાં. જેમનાં વસ્ત્રો અને આભરણો ઉલટાં સુલટાં થઈ ગયાં છે એવાં ગોપીજનોમાંથી પણ કેટલાંક ગોપીજનો કૃષ્ણ ભગવાનની પાસે ગયાં અને કેટલાંક ન ગયાં.

જે ગોપીજનો ભગવાનની પાસે આવવાને માટે તૈયાર થયાં હતાં છતાં પણ પોતાના પતિઓએ ઘરની બહાર જવાનું ના કહેવાથી પતિની આ આજ્ઞાનો જ વિચાર કરવા લાગ્યાં તે ગોપીજનો ભગવાનની પાસે આવી શક્યાં નહિ. પણ જે ગોપીજનોએ પતિની આજ્ઞાનો વિચાર કર્યો નથી, જેમને કોઇ

उद्युक्ता अपि नागताः, याः पुनः शब्दापेक्षां त्यक्तवत्यस्ताः सर्वतो निरपेक्षाः विपरीतावश्यकदेहधर्माः भगवदन्तिकमागताः ॥ ७ ॥

सर्वासामनागमने हेतुमाह ता वार्यमाणा इति ।

ता वार्यमाणाः पतिभिः पितृभिः पुत्रबन्धुभिः ।
गोविन्दापहृतात्मानो न न्यवर्तन्त मोहिताः ॥ ८ ॥

'रक्षेत्कन्यां पिता विन्नां पतिः पुत्रस्तु वार्धके । अभावे ज्ञातयस्तेषां न स्वातन्त्र्यं क्वचित्स्त्रिया' इति चत्वारो रक्षकाः । अतो यथायथं पतिभिर्वार्यमाणा जाताः, काश्चन पितृभिः, तथैव पुत्रैर्बन्धुभिश्च । ते हि निरुद्धा अपि फलरसानभिज्ञाः साधनप्रवणाः । स्वद्वारैव स्त्रीणां भजनं भजनं मन्यन्ते न तु स्वातन्त्र्येण । तथापि गोविन्देनापहृतः आत्मा अन्तःकरणं यासाम् । निवारणं हि श्रौत्रम् । प्रवर्तकश्च भगवान् । अन्तःकरणारूढाश्च पुरुषाः । न हि नौका प्रवाहवेगाद्गच्छन्ती तिष्ठ तिष्ठेत्युक्ता

---

પણ પદાર્થની અપેક્ષા રાખી નથી અને જેમનાં વસ્ત્ર અને આભરણરૂપી દેહના આવશ્યક ધર્મો વિપરીત–ઉલટા સુલટા–થઈ ગએલા છે એવાં ગોપીજનો કૃષ્ણ ભગવાનની પાસે આવ્યાં. ૭

બધાં ગોપીજનો ભગવાનની પાસે ન ગયાં તેનું કારણ શુકદેવજી નીચેના શ્લોકમાં આપે છે:—

તે ગોપીજનોને તેમના પતિઓએ, માબાપોએ, પુત્રોએ અને સંબં-
ધીઓએ રોક્યાં છતાં પણ તેમનું–ગોપીજનોનું–અંતઃકરણ ગોવિન્દ ભગ-
વાને ખેંચી લીધેલું હોવાથી અને તેઓ–ગોપીજનો–મોહિત થએલાં હોવાથી
પાછાં ફર્યાં જ નહિ. ૮

"પિતા કુમારિકાનું રક્ષણ કરે છે; પરણેલી સ્ત્રીનું રક્ષણ પતિ કરે છે; વૃદ્ધાવસ્થામાં પુત્ર રક્ષણ કરે છે; અને આ ત્રણે ય ન હોય તો જ્ઞાતિજનો–સંબંધીઓ–સ્ત્રીઓનું રક્ષણ કરે છે. આ પ્રમાણે સ્ત્રીઓને કોઈ પણ વખતે સ્વતંત્રતા મળતી નથી." આ રીતે ચાર જણ સ્ત્રીઓનું રક્ષણ કરનારા છે. તેથી જે ગોપીજનો પરણેલાં હતાં તેમને તેમના પતિઓએ અટકાવ્યાં; જે કુંવારાં હતાં તેમને તેમનાં માબાપોએ અટકાવ્યાં; જે વૃદ્ધ હતાં તેમને તેમના પુત્રોએ અટકાવ્યાં, અને જેમને પાસેનું કોઈ સગું ન હતું તેમને તેમના સંબંધીઓએ અટકાવ્યાં. ગોપીજનોના પતિઓ, માબાપો, પુત્રો અને સંબંધીઓનો જો કે નિરોધલીલામાં અંગીકાર કરવામાં આવેલો હતો છતાં પણ તેમણે ફલરસ જાણ્યો ન હતો, કારણ કે તે બધા સાધનોમાં આસક્ત હતા. તેઓ એમ માનતા હતા કે જો સ્ત્રીઓ પોતાના પતિની દ્વારા જ ભગવાનનું ભજન કરે તો જ તે ખરેખરું ભજન કહી શકાય, પણ જો પતિથી સ્વતંત્ર બનીને સ્ત્રીઓ ભગવાનનું ભજન કરે તો તે ખરેખરું–શાસ્ત્રીય–ભજન કહી શકાય નહિ. પતિ, માબાપ, પુત્ર અને સંબંધીઓએ ગોપીજનોને અટકાવ્યાં છતાં પણ ગોપીજનોનો આત્મા–અંતઃકરણ–ગોવિન્દ ભગવાને ખેંચી લીધો હતો. ગોપીજનોને ભગવાનની પાસે જતાં તેમના પતિ વગેરેએ શબ્દ દ્વારા અટકાવ્યાં હતાં અને શબ્દની અસર કર્ણ ઉપર થાય છે અને કર્ણ એ બાહ્ય ઇન્દ્રિય છે, જ્યારે અન્તઃકરણ એ આન્તર ઇન્દ્રિય છે અને અન્તઃકરણમાં રહેલા ભગવાન્ તે અન્તઃકરણના પ્રવર્તક બને છે. પુરુષો–છવો–અન્તઃકરણને વશ હોય છે એમ પુરંજનના પ્રસંગમાં સિદ્ધ થએલું છે. જ્યારે નૌકા પાણીના પ્રવાહમાં ચાલતી હોય છે ત્યારે તેને "ઉભી રહે, ઉભી રહે" એમ કહેવામાં આવે તો પણ તે ઉભી રહેતી નથી. તે પ્રમાણે પતિઓ, માબાપો વગેરેએ ગોપીજનોને "ના જાવ, ના જાવ" એ પ્રમાણે કહ્યું છતાં પણ ભગવાન્ જેમાં રહેલા છે તેવા અન્તઃકરણને અધીન થઈને ગોપીજનો ભગવાનની પાસે ચાલ્યાં ગયાં. આ પ્રમાણે જે ગોપીજનો પોતાના પતિ વગેરેની આજ્ઞાનો વિચાર કરતાં હતાં તેમનું અન્તઃકરણ ભગવાને પોતાનામાં ન પરોવ્યું. અર્થાત્ બધાં ય ગોપીજનોને અટકાવવામાં આવ્યાં હતાં તેમાંથી જેમનું મન ગોવિન્દ ભગવાનમાં લાગેલું હતું તે જ પાછાં ફર્યાં નહિ. વળી જેમ મર્યાદામાર્ગમાં

तिष्ठति । भयं स्वधर्मो वा तासां नास्तीत्याह मोहिता इति । यदि ता: कृष्णान्तिकं न गच्छेयुस्तदा मूर्च्छिता इव प्राणाँस्त्यजेयुः । ( सर्वात्मभावज्ञापनायैवाधुना व्रजस्थानामेतदागमनज्ञानं कारितवानिति ज्ञेयम् । अन्यथापि 'मन्यमानाः स्वपार्श्वस्था'निति वाक्यात् यथा वनस्थित्यज्ञानं सम्पादितवानेवं पूर्वमेवागमनाज्ञानमेव कथं न सम्पादयेत् । [1]'प्रक्षालनाद्धि पङ्कस्ये'ति न्यायेन तज्ज्ञानं सम्पाद्य तत्सम्भावितदोषाभावसम्पादनात्तदसम्पादनस्यैव वरीयस्त्वादिति ) ॥ ८ ॥

एवं दशविधानां भगवत्समीपगतिमुक्त्वा यासां कालः प्रतिबन्धकः पूर्वमेव भक्तियुक्तास्ता भजनानन्दमननुभूयैव प्रतिबद्धा एव भगवत्सायुज्यं प्राप्तवत्य इत्याह अन्तर्गृहगता इति त्रिभिः ।

अन्तर्गृहगताः काश्चिद् गोप्योऽलब्धविनिर्गमाः ।
कृष्णं तद्भावनायुक्ता दध्युर्मीलितलोचनाः ॥ ९ ॥

સ્ત્રીઓને પોતાના પતિ, માબાપ વગેરેનો ભય રહે છે તેમ આ ગોપીજનોને કોઇ પણ પ્રકારનો ભય હતો નહિ, કારણ કે તે મોહિત થએલાં હતાં એમ શુકદેવજી કહે છે. જો આ ગોપીજનો કૃષ્ણ ભગવાનની પાસે ન જાય તો મૂર્છા પામેલા માણસની માફક પોતાના પ્રાણનો ત્યાગ કરે; અને પ્રાણ ત્યાગ કરવાની પરિસ્થિતિ ઉભી થાય ત્યારે તો ભય વગેરે સ્વધર્મનો વિચાર કરવો પ્રાપ્ત થતો નથી એમ શાસ્ત્ર પોતે જ કહે છે.

(જે ગોપીજનો પતિ વગેરેની આજ્ઞા માન્યા વિના ભગવાનની પાસે ગયાં તેમનામાં સર્વાત્મભાવ હતો એ દર્શાવવાને માટે જ ભગવાને હમણાં વ્રજમાં રહેનારા ગોપોને 'આ ગોપીજનો ભગવાન્ પાસે જાય છે' એ પ્રમાણે જ્ઞાન કરાવ્યું એમ સમજવું. જો આ પ્રમાણે આપણે ન સમજીએ તો પછી આગળ ઉપર "પોતાની પાસે જ પોતાની સ્ત્રીઓ સૂઈ રહી છે એમ ગોપો માનવા લાગ્યા" એ શુકદેવજીના વચન ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ગોપીજનો વનમાં છે એનું અજ્ઞાન ભગવાને ગોપોને કર્યું તે પ્રમાણે પહેલાં પણ ભગવાને ગોપીજનોના જવાની બાબતનું અજ્ઞાન ગોપોને કેમ ન કર્યું? "ચોખ્ખા પગને કાદવમાં નાખીને પછીથી પગનો કાદવ ધોવો" એ ન્યાય પ્રમાણે ગોપીજનોના જવાની બાબતનું જ્ઞાન ભગવાને પહેલાં ગોપોને કર્યું અને પાછું એ જવાની બાબતના જ્ઞાનથી જે દોષો સંભવે છે તેને દૂર કરવાનો પ્રયત્ન કર્યો. ભગવાનની આવી પ્રવૃત્તિ નકામી છે. તેના કરતાં તો ભગવાને પહેલેથી જ ગોપીઓના જવાની બાબતનું જ્ઞાન ગોપોને ન કર્યું હોત તે જ વધારે સારૂં હતું. પણ ભગવાને ગોપીઓના આગમનનું જ્ઞાન ગોપોને પહેલાં કર્યું છે. તેથી આપણે માનવું જ પડે છે કે ગોપીજનોમાં ભગવાનને વિષે સર્વાત્મભાવ હતો તે બતાવવાને માટે જ ભગવાને ગોપીઓના આગમનનું જ્ઞાન ગોપોને કર્યું છે.) ૮

આ પ્રમાણે નવ પ્રકારનાં સગુણ ગોપીજનો અને દસમાં ગુણાતીત ગોપીજનો—એ રીતે દસ પ્રકારનાં ગોપીજનો ભગવાનની પાસે ગયાં એમ શુકદેવજીએ કહ્યું. હવે જે ગોપીજનોને ભગવાનમાં જારબુદ્ધિ હતી તેમનો કાળે પ્રતિબંધ કર્યો—ગોપીઓના પતિ વગેરેએ ગોપીઓના ભજનમાં પ્રતિબંધ કર્યો એટલે તે બધા કાળનો અંશ ગણાય છે; પહેલાં સાધનાવસ્થામાં આ ગોપીઓમાં ભક્તિ હતી પણ ફળદશામાં જારબુદ્ધિ હોવાથી ભજનાનન્દનો તેમણે અનુભવ કર્યો જ નહિ અને જારબુદ્ધિથી તેમનો પ્રતિબંધ જ થયો અને ભગવાનનું સાયુજ્ય તેમણે પ્રાપ્ત કર્યું એમ શુકદેવજી નીચેના ત્રણ શ્લોકોમાં કહે છેઃ—

કેટલીક ગોપીઓ ઘરની અંદર હતી; અને તેમને જ્યારે બહાર આવવાનો લાગ ન મળ્યો ત્યારે તેમણે આંખો મીંચી દઈને કૃષ્ણ ભગવાનમાં જારની ભાવના રાખીને તેમનું—કૃષ્ણ ભગવાનનું—ધ્યાન ધર્યું. ૯

1 ( )विदन्तर्गतं प्रभुणामिति।

जातम् ।
कोटिब्रह्मकल्पेषु कुम्भीपाकादिनरकेषु यावत् दुःखं भवेत् तावत् दुःखं भगवद्विरहे क्षणमात्रेण
तत्: सर्वपापफलभोगः समाप्तः । पुण्यक्षयप्रकारमाह ध्यानप्राप्तेति । सर्वपापक्षये भगवान् ध्याने
प्राप्तः । अच्युतः परमात्मा । न तु समागतोऽपि जारत्वेन, अन्यथा ततोऽपि कर्मशेषः स्यात् ।
तस्य योऽयमाश्लेषः, तेन या निर्वृतिः, तया क्षीणं मङ्गलं पुण्यं यासाम् । कोटिब्रह्मकल्पेषु स्वर्गादि-
लोकेषु यावत्सुखमनुभूयते तावत् भगवदाश्लेषे क्षणमात्रेणैवानुभूतम् । अतः पुण्यक्षयोऽपि जातः ॥१०॥
ततो मुक्ता जाता इत्याह तमेव परमात्मानमिति । सुखभोगार्थमेव भगवान् पूर्वमाश्लिष्टः, भोगे
जातेऽपि वियोजकपापाभावात् न वियुक्ताः, अतः संगता एव स्थिताः । शरीरं तु प्रारब्धकर्मनिर्माण-
मपवत् । यद्याश्लिष्टो भगवान् न भवेत् तदा तत्र प्रविष्टाः तद्वत् धर्माधर्मफलं बुभुजुः, भगवति प्रवि-
ष्टत्वात् मुक्ता एव जाताः । तदाह तमेव परमात्मानमिति । पूर्वं सम्बन्धसमये यद्यपि जारबुद्ध्यापि
संगता एव, ततः कर्मबन्धस्य प्रक्षीणत्वात् गुणमयं देहं जहुः । तदा अज्ञानमन्यथाज्ञानं वा त्रिगुणा-

---

છે. બ્રહ્માના કરોડો કલ્પોની અંદર કુમ્ભીપાક જેવાં નરકોમાં જે દુઃખનો અનુભવ થાય છે તે બધા
દુઃખનો અનુભવ ભગવાનથી વિરહ થતાં ગોપીજનોને એક ક્ષણમાં જ થયો. એટલે ગોપીજનોએ
'પોતાનાં બધાં પાપોનું ફળ ભોગવી દીધું અને તેથી તેમનાં બધાં પાપકર્મો નાશ પામ્યાં.

ગોપીજનોનાં પુણ્ય કર્મોનો નાશ કેવી રીતે થયો તે શુકદેવજી ધ્યાનમાપ્ત ઇત્યાદિ શબ્દોમાં
સમઝાવે છે. ગોપીજનોનાં બધાં પાપ નાશ પામ્યાં એટલે તેમણે ધ્યાનમાં ભગવાનનાં દર્શન કર્યાં.
ગોપીજનોને ધ્યાનમાં જેમનાં દર્શન થયાં તે અચ્યુત-પરમાત્મા-હતા. ગોપીજનોએ ભગવાનમાં જાર-
બુદ્ધિ રાખીને તેમનું ધ્યાન ધર્યું હતું છતાં પણ ભગવાને જ્યારે ગોપીજનોને ધ્યાનમાં દર્શન આપ્યું ત્યારે
તેમણે ગોપીજનોના જાર તરીકે દર્શન આપ્યું ન હતું. જો ભગવાન્ જાર તરીકે ગોપીજનોને ધ્યાનમાં
મળ્યા હોત તો પછી કર્મનો કેટલોક ભાગ બાકી રહેત અને તેથી બધાં કર્મોનો નાશ થાત નહિ.
ગોપીજનોને ધ્યાનમાં જે સમાગમ થયો તેથી તેમને ઘણું સુખ થયું, અને તેને પરિણામે તેમનાં બધાં
મંગલ-પુણ્ય-કર્મો નાશ પામ્યાં. બ્રહ્માના કોટિ કલ્પોની અંદર સ્વર્ગાદિ લોકોમાં જેટલા સુખનો અનુભવ
થાય છે તેટલા સુખનો અનુભવ ભગવાનના સમાગમથી ગોપીજનોને એક ક્ષણમાં જ થઇ ગયો. આ
રીતે બધાં પુણ્ય કર્મોનું ફળ ભોગવી લેવાથી તેમનાં બધાં પુણ્ય કર્મો નાશ પામ્યાં. ૧૦

આ પ્રમાણે જ્યારે ગોપીજનોનાં પાપ અને પુણ્ય કર્મો નાશ પામ્યાં ત્યારે તેમને મુક્તિ મળી
એમ શુકદેવજી तमेव परमात्मानम् ઇત્યાદિ અગીઆરમા શ્લોકમાં કહે છે. સુખ ભોગવવાને માટે જ
ગોપીજનોએ પહેલાં ભગવાનની સાથે સમાગમ કર્યો; અને ગોપીજનોને સંયોગ રસનો અનુભવ થયો,
છતાં પણ તે રસમાં વિઘ્ન નાખી ગોપીજનોનો ભગવાનથી વિયોગ કરે એવું ગોપીજનો પાસે પાપ ન
હતું એટલે તેમનો ભગવાનથી વિયોગ થયો નહિ. તેથી તેમણે ભગવાનના સમાગમનું સુખ અનુભવ્યા જ
કર્યું. ગોપીજનોનાં પ્રારબ્ધ કર્મો નાશ પામ્યાં હતાં એટલે તેમના શરીરનો તો નાશ થયો. જેમની
સાથે ગોપીજનોનો સમાગમ થયો હતો તે જો ભગવાન્ ન હોત તો ગોપીજનોનો પ્રવેશ બીજા શરી-
રમાં થાત અને તેથી શરીરની સાથે સંબંધ ધરાવતા ધર્મ અને અધર્મનું ફળ તેમને ભોગવવું પડત.
પણ તેમનો પ્રવેશ ભગવાનમાં થયો હતો એટલે જ તે બધાં ગોપીજનો મુક્ત જ થઇ ગયાં. આ જ
વાત શુકદેવજી तमेव परमात्मानम् ઇત્યાદિ શ્લોકમાં કહે છે. પહેલાં જ્યારે ગોપીજનોનો ભગવાનની
સાથે સંબંધ થયો ત્યારે ગોપીજનોએ જો કે જારબુદ્ધિથી જ ભગવાનનો સમાગમ કર્યો છતાં પણ
અચ્યુત ભગવાન્ કૃષ્ણના સમાગમથી જ તેમનાં બધાં કર્મનાં બંધનો નાશ પામ્યાં અને તેથી તેમણે
ગુણમય-પ્રાકૃત-દેહનો ત્યાગ કર્યો. તે વખતે ગોપીજનોના પ્રાકૃત દેહો અમંગલ ન ગણાય તેટલા માટે
જગતને વ્યવહારને માટે તેમાં બીજો જીવ મૂકી આપ્યો. જ્યારે ગોપીજનોનો ભગવાનની સાથે સમા-
ગમ થયો ત્યારે ગોપીજનોને ભગવાનના સ્વરૂપનું જ્ઞાન ન હતું અને તેમને ભગવાનમાં જારબુદ્ધિ

दुःसहप्रेष्ठविरहतीव्रतापधुताशुभाः ।
ध्यानप्राप्ताच्युताश्लेषनिर्वृत्या क्षीणमङ्गलाः ॥ १० ॥
तमेव परमात्मानं जारबुद्ध्यापि सङ्गताः ।
जहुर्गुणमयं देहं सद्यः प्रक्षीणबन्धनाः ॥ ११ ॥

दैवगत्या काश्चिद्गृहमध्ये स्थिता गोपभार्याश्चातुर्यानभिज्ञा अप्रौढाः पतिसहिताः पतिभिरेव संरक्षिता अलब्धविनिर्गमा जाताः । ततः प्रतिबन्धनिवृत्त्यर्थं कृष्णमेव ध्यातवत्यः, परं तद्भावनायुक्ता भगवान् जारः स्वयमभिसारिका इति । अन्यथा प्रतिबन्धो न स्यात् । तादृश्योऽपि मीलितलोचनाः सत्यो भगवन्तं दध्युः ध्यातवत्यः, ततो मुक्ता जाताः ॥ ९ ॥ ननु तत्र ज्ञानाभावात् विहितभक्त्यभावात् भगवतोऽपि सान्निध्याभावात् कथं मुक्ता इत्याशंक्य कर्मक्षयात् मुक्ता इति वक्तुं कर्मक्षयप्रकारमाह दुःसहेति । दुःसहो यः प्रेष्ठविरहः स एव महानग्निः, तस्य यस्तीव्रस्तापः, तेन धुतानि निर्धूतानि ज्वालितानि[1] भस्मसात्कृतानि अशुभानि यासाम् । फलभोगे कर्म[2] क्षीयत इत्यविवादम् ।

---

कृष्ण भगवान्‌रूपी पोताना प्रियतमना दुःसह विरहथी गोपीओने तीव्र ताप थयो अने तेथी तेमनां बधां पापो बळी गयां. गोपीओ भगवाननुं ध्यान करती हती, एटले ते ध्यानमां तेमने अच्युतनो–कृष्ण भगवाननो–समागम थयो अने तेथी तेमने एटलो बधो आनन्द थयो के तेमनां बधां पुण्यकर्मो पण क्षीण थई गयां. १०

आ प्रकारनां गोपीजनोए भगवानमां जो के जार बुद्धि राखी हती छतां पण ते ज परमात्मानो तेमने समागम थयो, अने तेथी तेमनां बधां कर्मनां बंधनो नाश पाम्यां अने तेमणे तरत ज गुणमय देहनो त्याग कर्यो. ११

दैवगतिए केटलांक गोपीजनो घरनी अंदर हतां. आ स्त्रीओ गोपीओ हती एटले तेमनामां चातुर्य न हतुं, वळी तेमनी उम्मर मोटी न हती एटली तेमनी पासे तेमना पतिओ हता अने आ पतिओ ज तेमनुं रक्षण करता हता एटले गोपीजनोने बहार नीकळवानो लाग मळ्यो नहि. पछीथी आ प्रतिबन्ध दूर करवाने ते गोपीजनोए कृष्ण भगवाननुं ज ध्यान धर्युं, पण आ ध्यानमां तेमणे एवी भावना राखी के भगवान् जार छे अने अमे पोते अभिसारिकाओ छीए. जो आ प्रमाणे भगवानमां जारबुद्धि गोपीजनोए राखी न होत तो भगवाननी पासे जवामां कोई पण जीव प्रतिबन्ध करी शकत नहि. गोपीजनोए भगवानमां जारबुद्धि राखीने पण पोतानी आंख्यो मींची दीधी अने भगवान् कृष्णनुं ध्यान धर्युं, अने पछीथी तेओ मुक्त थई गयां. ९

**शंकाः**—गोपीजनोमां ज्ञान न हतुं, विहित–शास्त्रीय–मर्यादा भक्ति पण न हती, अने भगवान् पण पासे न हता; तो पछी ते केवी रीते मुक्त थयां ?

**समाधानः**—शुकदेवजी उपरनी शंकानुं समाधान करे छे के गोपीजनोनां बधां सारां अने नरसां कर्मो–पुण्य अने पाप कर्मो–नाश पाम्यां अने तेथी तेमने मुक्ति मळी. आ बधां पाप अने पुण्य कर्मोनो क्षय केवी रीते थयो ते शुकदेवजी दुःसह इत्यादि दसमा श्लोकमां बतावे छे. गोपीजनोना प्रियतम कृष्ण भगवान्; तेमनो विरह सहन न थई शके एवो. आ दुःसह विरह ज मोटो अग्नि छे, अने आ अग्निनो ताप घणो सखत छे; एटले ते सखत तापथी गोपीजनोनां बधां अशुभ–पाप–कर्मो बळी गयां छे. कर्मनां फळनो भोग कर्या पछी कर्मनो नाश थाय छे ए वात निर्विवाद

---

१ ज्वालितानीति पाठः । २ कर्मक्षय इति पाठः ।

क्षणमात्रेण जातम् ।
कोटिब्रह्मकल्पेषु कुम्भीपाकादिनरकेषु यावत् दुःखं भवेत् तावत् दुःखं भगवद्विरहे सर्वपापक्षये भगवान् ध्याने
ततः सर्वपापफलभोगः समाप्तः । पुण्यक्षयप्रकारमाह ध्यानप्राप्तेति । अन्यथा ततोऽपि कर्मशेषः स्यात् ।
प्राप्तः । अच्युतः परमात्मा । न तु समागतोऽपि जारत्वेन, कोटिब्रह्मकल्पेषु स्वर्गादि-
तस्य योऽयमाश्लेषः, तेन या निर्वृतिः, तया क्षीणं मङ्गलं पुण्यं यासाम् । अतः पुण्यक्षयोऽपि जातः ॥१०॥
लोकेषु यावत्सुखमनुभूयते तावत् भगवदाश्लेषे क्षणमात्रेणैवानुभूतम् । भगवान् पूर्वमाश्लिष्टः, भोगे
ततो मुक्ता जाता इत्याह तमेव परमात्मानमिति । सुखभोगार्थमेव शरीरं तु प्रारब्धकर्मनिर्वाण-
जातेऽपि वियोजकपापाभावात् न वियुक्ताः, अतः संगता एव स्थिताः । भगवति प्रवि-
मपतत् । यद्याश्लिष्टो भगवान् न भवेत् तदा तत्र प्रविष्टाः तद्गतं धर्माधर्मफलं बुभुजुः, पूर्वं सम्बन्धसमये यद्यपि जारबुद्ध्यापि
ष्टत्वात् मुक्ता एव जाताः । तदाह तमेव परमात्मानमिति । तदा अज्ञानमन्यथाज्ञानं वा त्रिगुणा-
संगता एव, ततः कर्मबन्धस्य प्रक्षीणत्वात् गुणमयं देहं जहुः ।

---

છે. બ્રહ્માના કરોડો કલ્પોની અંદર કુમ્ભીપાક જેવાં નરકોમાં જે દુઃખનો અનુભવ થાય છે તે બધા
દુઃખનો અનુભવ ભગવાનથી વિરહ થતાં ગોપીજનોને એક ક્ષણમાં જ થયો. એટલે ગોપીજનોએ
પોતાનાં બધાં પાપોનું ફળ ભોગવી દીધું અને તેથી તેમનાં બધાં પાપકર્મો નાશ પામ્યાં.

ગોપીજનોનાં પુણ્ય કર્મોનો નાશ કેવી રીતે થયો તે શુકદેવજી ધ્યાનપ્રાપ્ત ઇત્યાદિ શબ્દોમાં
સમજાવે છે. ગોપીજનોનાં બધાં પાપ નાશ પામ્યાં એટલે તેમણે ધ્યાનમાં ભગવાનનાં દર્શન કર્યાં.
ગોપીજનોને ધ્યાનમાં જેમનાં દર્શન થયાં તે અચ્યુત–પરમાત્મા–હતા. ગોપીજનોએ ભગવાનમાં જાર-
બુદ્ધિ રાખીને તેમનું ધ્યાન ધર્યું હતું છતાં પણ ભગવાને જ્યારે ગોપીજનોને ધ્યાનમાં દર્શન આપ્યું ત્યારે
તેમણે ગોપીજનોના જાર તરીકે દર્શન આપ્યું ન હતું. જો ભગવાન્ જાર તરીકે ગોપીજનોને ધ્યાનમાં
મળ્યા હોત તો પછી કર્મનો કેટલોક ભાગ બાકી રહેત અને તેથી બધાં કર્મોનો નાશ થાત નહિ.
ગોપીજનોને ધ્યાનમાં જે સમાગમ થયો તેથી તેમને ઘણું સુખ થયું, અને તેને પરિણામે તેમનાં બધાં
મંગલ–પુણ્ય–કર્મો નાશ પામ્યાં. બ્રહ્માના કોટિ કલ્પોની અંદર સ્વર્ગાદિ લોકોમાં જેટલા સુખનો અનુભવ
થાય છે તેટલા સુખનો અનુભવ ભગવાનના સમાગમથી ગોપીજનોને એક ક્ષણમાં જ થઇ ગયો. આ
રીતે બધાં પુણ્ય કર્મોનું ફળ ભોગવી લેવાથી તેમનાં બધાં પુણ્ય કર્મો નાશ પામ્યાં. ૧૦

આ પ્રમાણે જ્યારે ગોપીજનોનાં પાપ અને પુણ્ય કર્મો નાશ પામ્યાં ત્યારે તેમને મુક્તિ મળી
એમ શુકદેવજી તમેવ પરમાત્માનમ્ ઇત્યાદિ અગીઆરમા શ્લોકમાં કહે છે. સુખ ભોગવવાને માટે જ
ગોપીજનોએ પહેલાં ભગવાનની સાથે સમાગમ કર્યો; અને ગોપીજનોને સંયોગ રસનો અનુભવ થયો,
છતાં પણ તે રસમાં વિઘ્ન નાખી ગોપીજનોનો ભગવાનથી વિયોગ કરે એવું ગોપીજનો પાસે પાપ ન
હતું એટલે તેમનો ભગવાનથી વિયોગ થયો નહિ. તેથી તેમણે ભગવાનના સમાગમનું સુખ અનુભવ્યા જ
કર્યું. ગોપીજનોનાં પ્રારબ્ધ કર્મો નાશ પામ્યાં હતાં એટલે તેમના શરીરનો તો નાશ થયો. જેમની
સાથે ગોપીજનોનો સમાગમ થયો હતો તે જો ભગવાન્ ન હોત તો ગોપીજનોનો પ્રવેશ બીજા શરી-
રમાં થાત અને તેથી શરીરની સાથે સંબંધ ધરાવતા ધર્મ અને અધર્મનું ફળ તેમને ભોગવવું પડત.
પણ તેમનો પ્રવેશ ભગવાનમાં થયો હતો એટલે જ તે બધાં ગોપીજનો મુક્ત જ થઇ ગયાં. આ જ
વાત શુકદેવજી તમેવ પરમાત્માનમ્ ઇત્યાદિ શ્લોકમાં કહે છે. પહેલાં જ્યારે ગોપીજનોનો ભગવાનની
સાથે સંબંધ થયો ત્યારે ગોપીજનોએ જો કે જારબુદ્ધિથી જ ભગવાનનો સમાગમ કર્યો છતાં પણ
અચ્યુત ભગવાન્ કૃષ્ણના સમાગમથી જ તેમનાં બધાં કર્મનાં બંધનો નાશ પામ્યાં અને તેથી તેમણે
ગુણમય–પ્રાકૃત–દેહનો ત્યાગ કર્યો. તે વખતે ગોપીજનોના પ્રાકૃત દેહો અમંગલ ન ગણાય તેટલા સારુ
ભજવાને વ્યવહારને માટે તેમાં બીજો જીવ મૂકી આપ્યો. જ્યારે ગોપીજનોનો ભગવાનની સાથે સમા-
ગમ થયો ત્યારે ગોપીજનોને ભગવાનના સ્વરૂપનું જ્ઞાન ન હતું અને તેમને ભગવાનમાં જારબુદ્ધિ

यश्चायीति न तयोः प्रतिबन्धकत्वं वियोजकाभावात् शरीरान्तरोत्पादकाभावाच । अविद्या परं तिष्ठति, सा भगवच्छक्तिः, भगवत्संगतं न व्यामोहयतीति सापि निवृत्ता । ततो मुक्ता जाता इत्यर्थः ॥ ११ ॥

:अत्र राजा श्रुतिविरोधमाशङ्कते कृष्णमिति ।

राजोवाच—कृष्णं विदुः परं कान्तं न तु ब्रह्मतया मुने ।
गुणप्रवाहोपरमस्तासां गुणधियां कथम् ॥ १२ ॥

'तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाये'तिश्रुतौ ज्ञानमेव साधनत्वेनोक्तम् । तत्रैव पुनः 'भक्त्यैव तुष्टिमभ्येति विष्णुर्नान्येन केनचित् । स एव मुक्तिदाता च भक्तिस्तत्रैव कारणम् ॥' उभयोश्च निर्णयः, 'ज्ञानयोगश्च मन्निष्ठो नैर्गुण्यो भक्तिलक्षणः । द्वयोरप्येक एवार्थो भगवच्छब्द-लक्षण' इति । 'भक्त्या मामभिजानाती'त्यपि भगवतोक्तम् । ततो मर्यादायां ज्ञानेनैव मुक्तिः;

---

હતી. આ પ્રમાણે ગોપીજનોમાં અનુક્રમે અજ્ઞાન અને અન્યથાજ્ઞાન–વિપરીત જ્ઞાન–હતાં. ભગવાનની સાથે ગોપીજનોનો સમાગમ થયો ત્યારે ગોપીજનોનાં અજ્ઞાન અને અન્યથાજ્ઞાન ત્રણ જ ક્ષણ રહ્યાં હતાં એટલે તે બે–અજ્ઞાન અને અન્યથાજ્ઞાન–ગોપીજનોને મુક્તિ મેળવવામાં પ્રતિબન્ધ કરી શક્યાં નહિ. જો ભગવાનથી ગોપીજનોનો વિયોગ થાય તો જ ગોપીજનોનું ભગવત્સ્વરૂપ વિષેનું અજ્ઞાન સ્થિર રહે અને નાશ ન પામે; તે જ પ્રમાણે જો ભગવાનથી ભિન્ન કોઈ બીજા શરીરમાં તેમનો પ્રવેશ થયો હોત તો જ ગોપીજનોનું જારબુદ્ધિરૂપી અન્યથાજ્ઞાન પણ સ્થિર રહેત. પણ ભગવાનથી ગોપીજનોનો વિયોગ કરી શકે એવું એક પણ તત્ત્વ અસ્તિત્વમાં ન હતું, તેમજ અન્ય શરીર ઉત્પન્ન કરી શકે એવું પણ તત્ત્વ ન હતું. આ પરિસ્થિતિમાં ગોપીજનોને મુક્તિ મળવામાં કોઈ પણ પ્રતિબંધ ન થયો. જો કે ભગવાનની સાથે જ્યારે ગોપીજનોનો સમાગમ થયો ત્યારે અવિદ્યા હતી, પણ તે અવિદ્યા ભગવાનની શક્તિ છે, એટલે ભગવાનની સાથે જેનો સમાગમ થયો છે તેને તે કોઈ રીતે વ્યામોહ ઉત્પન્ન કરી શકતી નથી. એટલે અવિદ્યા પણ ગોપીજનોને મુક્તિ મેળવવામાં પ્રતિબન્ધ કર્યા વિના જ જતી રહી. આ પ્રમાણે ગોપીજનોનાં બધાં શુદ્ધ અશુદ્ધ કર્મોનો નાશ થયો એટલે તેમને મુક્તિ મળી એ આ શ્લોકનો ભાવાર્થ છે. ૧૧

અંતર્ગૃહગતા ગોપીજનોને ભગવાનમાં જારબુદ્ધિ હતી તો પણ તેમને મુક્તિ મળી એમ સાંભળીને પરીક્ષિત્ રાજાને શ્રુતિનો વિરોધ જણાયો અને તેથી તેમણે નીચેના શ્લોકમાં શંકા ઉઠાવી:—

પરીક્ષિત્ રાજા કહે છે કેઃ—હે મુનિ, આ અન્તર્ગૃહગતા ગોપીજનોએ કૃષ્ણ ભગવાનને પોતાના શ્રેષ્ઠ કાન્ત તરીકે માન્યા હતા, બ્રહ્મ તરીકે નહિ. તો પછી ગુણબુદ્ધિવાળાં આ ગોપીજનોને ગુણપ્રવાહરૂપ આ સંસારનો નાશ કેમ થયો ? ૧૨

"તે પરમાત્માનું જ્ઞાન મેળવીને જ માણસ મૃત્યુની પેલે પાર જાય છે; મોક્ષ મેળવવાને માટે પરમાત્માના જ્ઞાન વિના બીજો એક પણ માર્ગ નથી."—આ શ્રુતિમાં મોક્ષ મેળવવાનું સાધન ફક્ત જ્ઞાન છે એમ કહેવામાં આવ્યું છે. વળી જ્યારે મોક્ષના સાધનોનો વિચાર કરીએ છીએ ત્યારે ભક્તિને પણ મોક્ષના સાધન તરીકે વર્ણવવામાં આવી છે એમ જણાય છે, અને તે વાત નીચેના શ્લોકમાં જ આપેલી છેઃ–"વિષ્ણુ ભગવાન્ કેવળ ભક્તિથી પ્રસન્ન થાય છે, બીજા કોઈ સાધનથી નહિ. તે જ વિષ્ણુ ભગવાન્ મુક્તિ આપનારા છે, અને મુક્તિ મેળવવામાં ભક્તિ જ સાધનભૂત છે." આ પ્રમાણે જ્ઞાન અને ભક્તિ મોક્ષ મેળવવાનાં સાધનો છે. તે બે વિષેનો નિર્ણય આ પ્રમાણે છે. "જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ મારામાં રહેલા છે અને તેથી તે નિર્દુષ્ટ છે. જ્ઞાન અને ભક્તિ એ બન્ને ય માર્ગનું ફળ એક જ છે અને તે ભગવાન્." વળી ગીતાજીમાં પણ ભગવાન્ કહે છે કે "ભક્તિવડે જ મને મનુષ્ય બરોબર જાણે છે." આ ઉપરથી એટલું સ્પષ્ટ જણાય છે કે મર્યાદામાર્ગમાં જ્ઞાનવડે જ મુક્તિ મળે છે, જ્યારે

पुष्टौ भक्त्या ज्ञानेन वा। एतासां तु न द्वयम्। भक्तिरपि सगुणा, ज्ञानमपि सगुणम्, उभयं च तामसम्। अतः कथं मुक्तिरिति। तदाह ताः **कृष्णं कान्तं परं विदुः**। कान्तः पतिर्जारो वा, न तु ब्रह्मतया विदुः। **मुने** इतिसम्बोधनमत्र निर्णयपरिज्ञानार्थम्। विरोधस्तु स्पष्टः। तासां भगवति स्वस्मिंश्च गुणबुद्धिरेव। गुणबुद्धिश्च गुणप्रवाहस्य मूलम्, अन्यथा गुणबुद्धिनिवारकाणि सर्वाण्येव शास्त्राणि व्यर्थानि भवेयुः। वैदिकपक्षस्त्वसंभावित एव। अतो **गुणधिया** गुणबुद्धियुक्तानां **गुणप्रवाहोपरमः कथम्** ॥ १२ ॥

तत्रोत्तरमाह उक्तमितिचतुर्भिः।

श्रीशुक उवाच—**उक्तं पुरस्तादेतत्ते चैद्यः सिद्धिं यथा गतः।**
**द्विषन्नपि हृषीकेशं किमुताधोक्षजप्रियाः ॥ १३ ॥**
**नृणां निःश्रेयसार्थाय व्यक्तिर्भगवतो नृप।**
**अव्ययस्याप्रमेयस्य निर्गुणस्य गुणात्मनः ॥ १४ ॥**
**कामं क्रोधं भयं स्नेहमैक्यं सौहृदमेव वा।**
**नित्यं हरौ विदधतो यान्ति तन्मयतां हि ते ॥ १५ ॥**

---

પુષ્ટિમાર્ગમાં ભક્તિવડે અથવા જ્ઞાનવડે મુક્તિ મળે છે. આ અંતર્ગૃહગતા ગોપીજનોમાં એક પણ સાધન ન હતું. તેમની ભક્તિ પણ ભગવાનમાં જારબુદ્ધિ હોવાને લીધે સગુણ હતી, અને તેમનું જ્ઞાન પણ મોહને લીધે સગુણ હતું. આ પ્રમાણે આ ગોપીજનોનાં ભક્તિ અને જ્ઞાન તામસ હતાં. આવી સ્થિતિમાં તે ગોપીજનોને મુક્તિ કેમ મળી એમ પરીક્ષિત્ રાજાને આ શ્લોકમાં શંકા થાય છે. કાન્ત એટલે પતિ અથવા જાર. ગોપીજનોએ કૃષ્ણ ભગવાનને પોતાના પતિ અથવા જાર તરીકે માન્યા હતા, બ્રહ્મ તરીકે માન્યા ન હતા. પરીક્ષિત્ રાજા શુકદેવજીને 'મુનિ' કહીને સંબોધે છે. તેનો ભાવ એ છે કે શુકદેવજી મુનિ હોવાથી આ વાતનો નિર્ણય જાણતા હશે અને તેથી પરીક્ષિતની શંકાનું સમાધાન થઈ શકશે. અંતર્ગૃહગતા ગોપીજનોને મુક્તિ મળી એ વાતનો શ્રુતિ સાથે જે વિરોધ થાય છે તે સ્પષ્ટ છે. ભગવાનમાં અને પોતાનામાં ગોપીજનોને ગુણબુદ્ધિ જ હતી, અને ગુણબુદ્ધિ એ ગુણપ્રવાહરૂપી સંસારનું મૂળ છે. ગુણબુદ્ધિને ગુણપ્રવાહનું કારણ ને ન માનીએ તો પછી ગુણબુદ્ધિનો નાશ કરનારાં બધાં ય શાસ્ત્રો વ્યર્થ થઈ જાય. "બ્રહ્મને જે જાણે છે તે બ્રહ્મ જ થાય છે" એમ ઉપનિષદમાં જે બ્રહ્મભાવ દર્શાવવામાં આવ્યો છે તે વૈદિક પક્ષ તો આ ગોપીજનોમાં અસંભવિત જ છે, કારણ કે ગોપીજનોએ ઉપનિષદનું શ્રવણ મનન વગેરે કરેલું જ નથી, કેમકે તેમને તે કરવાનો અધિકાર ન હતો. આ પ્રમાણે જ્યારે ગોપીજનો ગુણબુદ્ધિવાળાં હતાં તો પછી તેમનો ગુણપ્રવાહ-સંસાર-કેમ નાશ પામ્યો એમ પરીક્ષિત્ શુકદેવજીને પ્રશ્ન પૂછે છે. ૧૨.

શુકદેવજી પરીક્ષિતના પ્રશ્નનો ઉત્તર નીચેના ચાર શ્લોકોમાં આપે છેઃ—

શુકદેવજી કહે છે કેઃ—પહેલાં સપ્તમ સ્કંધની અંદર મેં તમને કહ્યું હતું કે શિશુપાલ ભગવાન્ કૃષ્ણ ઉપર દ્વેષ કરતો હતો છતાં પણ તે ભગવત્સાયુજ્ય પ્રાપ્ત કરી શક્યો, તો પછી આ ભગવાનનાં પ્રિયજનો—ગોપીજનો—સિદ્ધિ, મુક્તિ, પામે તેમાં શું આશ્ચર્ય! ૧૩

હે રાજન્! અવ્યય, અપ્રમેય, નિર્ગુણ અને સર્વ ગુણોના આત્મારૂપ ભગવાનનું પ્રાકટ્ય મનુષ્યોના કલ્યાણને માટે જ છે. ૧૪

જે કૃષ્ણ ભગવાન્ ઉપર હમેશાં કામ, ક્રોધ, ભય, સ્નેહ, એકતા અથવા ભક્તિ રાખે છે તે ભગવદ્રૂપ થઈ જાય છે. ૧૫

**न चैवं विस्मयः कार्यो भवता भगवत्यजे ।**
**योगेश्वरेश्वरे कृष्णे यत एतद्विमुच्यते ॥ १६ ॥**

एतत्सप्तमस्कन्ध एवोक्तं शिशुपालमुक्तौ । यथा शास्त्रं भक्तिज्ञानप्रतिपादकं साधनम्, तथा भगवत्स्वरूपमपि । भगवान् हि मुक्तिदानार्थमेवावतीर्णः सच्चिदानन्दरूपेण प्रकटः । अतो यः कश्चन येन केनाप्युपायेन भगवति सम्बन्धं प्राप्नोति स एव मुच्यते । ज्ञानभक्त्योस्तु आविर्भावार्थमुपयोगः । आविर्भावश्चेदन्यथा सिद्धस्तदा न ज्ञानभक्त्योरुपयोगः । अत्र तु भगवान् स्वत एवाविर्भूतो मुक्तिदानार्थं सर्वसाधारण्येन, ईश्वरेच्छाया अनियम्यत्वात् । अत आविर्भावः स्वेच्छया, भक्त्या ज्ञानेन वा । भगवदवतारातिरिक्तकाले द्वयमेव हेतुः । अवतारदशायां तु न तयोः प्रयोजकत्वम् । वर्षाकाले जलं सर्वत्र सुलभमिति न कूपनदीनामनुपयोगः शङ्कनीयः । तदाह **पुरस्तात्** सप्तमस्कन्धे । **यथा चैद्यः शिशुपालः सिद्धिं** भगवत्सायुज्यं **गतः** । **द्विषन्नपि** द्वेषं कुर्वन्नपि । यद्यपि द्वेषकृतो दोषः प्रतिबन्धको भवति तथापि स्मरणेन तदघं हृत्वा तत्र सायुज्यं प्राप्तः । किञ्च, नापि तस्य दोषोऽस्ति कश्चन । द्वेषादयोऽपि भगवतैवोत्पादितास्तदाह **हृषीकेश**मिति । इन्द्रियप्रेरकोऽयं यथासुखं भावानुत्पादयति ।

---

જેનાથી આ મુક્ત થાય છે એવા અજ, યોગેશ્વરના ઈશ્વર, કૃષ્ણ
ભગવાન્ વિષે તમારે આ પ્રમાણે વિસ્મય કરવો જોઇએ નહિ. ૧૬

સપ્તમ સ્કન્ધમાં જ શિશુપાલની મુક્તિના પ્રસંગે આ વાત મેં તમને કહી છે. જેમ ભક્તિ અને જ્ઞાનનું પ્રતિપાદન કરનારૂં શાસ્ત્ર–ઉપાસનાકાણ્ડ અને જ્ઞાનકાણ્ડ–મોક્ષનું સાધન છે તેમ ભગવાનનું સ્વરૂપ પણ મોક્ષનું સાધન છે. ભગવાન્ મોક્ષ આપવાને માટે જ અવતાર લે છે અને સચ્ચિદાનન્દરૂપે પ્રકટ થાય છે. માટે ગમે તે મનુષ્ય કોઇ પણ ઉપાયથી ભગવાનની સાથે સંબંધ પ્રાપ્ત કરે તો તેને મોક્ષ મળે છે જ. જ્ઞાન અને ભક્તિનો ઉપયોગ ભગવાનનું પ્રાકટ્ય સિદ્ધ કરવામાં થાય છે. પણ જો ભગવાનનું પ્રાકટ્ય બીજા કોઈ પ્રકારે સિદ્ધ થાય તો પછી જ્ઞાન અને ભક્તિનો ઉપયોગ રહેતો નથી. અહીં વ્રજમાં તો ભગવાન્ પોતે જ પોતાની ઇચ્છાથી જ પ્રકટ થયા છે. અને સર્વને મુક્તિનું દાન કરવાના છે, કારણ કે ઇશ્વરની ઇચ્છાનું નિયમન થઈ શકતું નથી. ઇશ્વર જે ઇચ્છા કરે છે તેમાં કોઈ બાધ કરી શકતું નથી. તેથી ભગવાનનો આવિર્ભાવ કાં તો પોતાની ઇચ્છાથી થાય, કાં તો ભક્તિથી થાય અથવા તો જ્ઞાનથી થાય. ભગવદિચ્છાથી ભગવત્પ્રાકટ્ય પુષ્ટિમાર્ગમાં થાય છે, જ્યારે જ્ઞાન અથવા ભક્તિથી ભગવત્પ્રાકટ્ય મર્યાદામાર્ગમાં થાય છે. જે સમયે ભગવાનનું પ્રાકટ્ય ન થયું હોય તે સમયે માત્ર જ્ઞાન અને ભક્તિ એ બે જ સાધનો ભગવાનનું પ્રાકટ્ય સિદ્ધ કરવામાં ઉપયોગમાં આવે છે. પણ જ્યારે ભગવાને અવતાર લીધો હોય ત્યારે તો જ્ઞાન અને ભક્તિનો ઉપયોગ રહેતો નથી. આ ઉપરથી એમ ન માનવું કે જ્ઞાન અને ભક્તિ નકામાં છે. જેમ ચોમાસામાં બધે ય સ્થળે પાણી સ્હેલાઇથી મળે છે છતાં પણ કૂવા અને નદીઓ નકામાં નથી મનાતાં, તેમ ભગવાન્ જ્યારે સ્વેચ્છાથી અવતારદશામાં પ્રકટ થાય છે છતાં પણ જ્ઞાન અને ભક્તિને નિરુપયોગી માનવાં નહિ. આ જ વાત શુકદેવજી પુરસ્તાત્ વગેરે શબ્દોમાં કહે છે. પુરસ્તાત્ એટલે પહેલાં–ભાગવતના સાતમા સ્કન્ધમાં. ઉદાહરણ તરીકે ચૈદ્ય–શિશુપાલ–ભગવાનનો દ્વેષ કરતાં કરતાં પણ સિદ્ધિ–ભગવત્સાયુજ્ય–પામ્યો. જો કે ભગવાન્ ઉપર દ્વેષ રાખવાથી દોષ ઉત્પન્ન થાય છે અને આ દોષ મુક્તિ મેળવવામાં પ્રતિબંધ કરે છે, છતાં પણ દ્વેષ દ્વારા ભગવાનનું સ્મરણ કરવાથી દ્વેષથી ઉત્પન્ન થતું પાપ નાશ પામે છે અને અંતે તે માણસ ભગવાનમાં સાયુજ્ય પ્રાપ્ત કરે છે. વળી, શિશુપાલ ભગવાન્ ઉપર દ્વેષ કરતો હતો તેમાં તેનો કોઈ જાતનો દોષ નથી, કારણ કે ભગવાને જ તે દ્વેષ વગેરે ભાવનાઓને ઉત્પન્ન કરેલી છે. આ વાત શુકદેવજી હૃષીકેશમ્ એ શબ્દદ્વારા કહે છે. ભગવાન્ હૃષીકેશ છે, ઇન્દ્રિયોના પ્રેરક છે, અને તેથી પોતાને જે પ્રકારે સુખ થાય

---

१ द्विषन्नपिस्मरन्निलपि पाठः ।

यत्र द्वेषस्यापि मोक्षसाधकत्वं तत्र अधोक्षजप्रियाः किमु वक्तव्या मुक्तिं गच्छन्तीति ॥ १३ ॥

अत्र मुख्यामुपपत्तिमाह नृणां निःश्रेयसार्थायेति । प्राणिमात्रस्य मोक्षदानार्थमेव भगवान्
अभिव्यक्तः, अतः इयमभिव्यक्तिः निःश्रेयसार्थैव । अन्यथा न भवेत् । असाधारणप्रयोजनाभावात् ।
भूभारहरणादिकं च अन्यथापि भवति । अतो निःश्रेयसार्थमेव भगवतोऽभिव्यक्तिः प्राकट्यम् ।
नृपेतिसम्बोधनं कदाचिद्राजा कथञ्चिद्गच्छति तद्वदिति ज्ञापयितुम् । प्रकारान्तरेण तादृशस्य नाभि-
व्यक्तिः सम्भवतीति वक्तुं भगवन्तं विशिनष्टि । आदौ भगवान् सर्वैश्वर्यसम्पन्नः अपराधीनः काल-
कर्मस्वभावानां नियामकः सर्वनिरपेक्षः किमर्थमागच्छेत् । किञ्च, स्वार्थं गमनाभावेऽपि परार्थं वा
स्यात्, तदपि नास्तीत्याह अव्ययस्येत्यादिचतुर्भिः पदैः । अन्येषां कृतिसाध्यं ज्ञानसाध्यं वा यद्भवति
तदुपयुज्यते । भगवाँस्तु अव्ययत्वात् अविकृतत्वात् न कृतिसाध्यः । अप्रमेयत्वात् ज्ञानसाध्योऽपि
न । देहादिभजनद्वारा भजनीयो भविष्यतीत्यपि न, यतो निर्गुणः, निर्गता गुणा यस्मात् । गुणेषु
विद्यमानेष्वेवान्यस्य प्रतिपत्तिस्तत्र भवति, यथा क्षुधि सत्यामन्नदानम्, कामे सति स्त्र्युपयोगः, इन्द्रियेषु

તે પ્રકારે જુદા જુદા ભાવો ઉત્પન્ન કરે છે. જ્યારે શિશુપાલના દૃષ્ટાન્તમાં દ્વેષ પણ મોક્ષનું સાધન બને છે,
તો પછી કૃષ્ણ ભગવાનને પ્રિય એવાં ગોપીજનોને જારબુદ્ધિથી પણ મુક્તિ મળે તેમાં શું જ કહેવું? ૧૩

આ પ્રમાણે ભગવાનનું સ્વરૂપ પણ મુક્તિ આપે છે એ વાત સિદ્ધ થઈ. આ સિદ્ધાન્તના અનુમોદનમાં
શુકદેવજી નૃણાં નિઃશ્રેયસાર્થાય એ શ્લોકમાં મુખ્ય યુક્તિ આપે છે. બધાં ય પ્રાણીઓને, નિઃસાધન પ્રાણી-
ઓને પણ, મોક્ષ આપવાને માટે જ ભગવાન્ પોતે પ્રકટ થયા છે. તેથી ભગવાનનું જે આ પ્રાકટ્ય છે તે
લોકોના કલ્યાણને માટે જ છે. જો એમ ન માનીએ તો ભગવાન્ પોતે પ્રકટ જ ન થાત, કારણ કે પછી
ભગવત્પ્રાકટ્યનું બીજું કોઈ અસાધારણ પ્રયોજન રહેતું નથી. પૃથ્વીનો ભાર દૂર કરવો, ધર્મની રક્ષા
કરવી, સૃષ્ટિ કરવી વગેરે કાર્યો વ્યૂહ દ્વારા પણ થઈ શકે છે. માટે ભગવાનની અભિવ્યક્તિ, પ્રાકટ્ય,
પ્રાણીઓના કલ્યાણને, ઉદ્ધારને, માટે જ છે. શુકદેવજી પરીક્ષિતને 'હે નૃપ' એ પ્રમાણે જે સંબોધે છે
તેમાં નીચે જણાવેલું પ્રયોજન રહેલું છે. જેમ રાજા સાધારણ રીતે બીજા માણસો દ્વારા જ બધાં કામ
કરાવે છે,અને પોતે કોઈક દિવસ જ ક્રીડાને માટે બહાર જાય છે, તેમ ભગવાન્ પણ પૃથ્વીનો ભાર
દૂર કરવો, ધર્મનું રક્ષણ કરવું વગેરે કાર્યો પોતાના વ્યૂહદ્વારા કરાવે છે, અને સર્વે પ્રાણીઓનો ઉદ્ધાર
કરવાનું કાર્ય પોતે જ કરે છે. આ બધો ભાવ 'હે નૃપ' એ સંબોધનમાં રહેલો છે. બીજે કોઈ પ્રકારે
ભગવાનનું સ્વતંત્ર પ્રાકટ્ય સંભવી શકતું નથી એમ જણાવવાને માટે શુકદેવજી ભગવાનનાં અવ્યય
વગેરે વિશેષણો આપે છે. પ્રથમ તો કૃષ્ણ ભગવાન્ છે એટલે તેમનામાં બધા પ્રકારનાં ઐશ્વર્ય રહેલાં
છે. તેથી તે કોઈને અધીન નથી, અને કાલ, કર્મ અને સ્વભાવ એ ત્રણના નિયામક બને છે. આ પ્રમાણે
જેમને કોઈની અપેક્ષા નથી એવા કૃષ્ણ ભગવાન્ શા માટે વ્યાપિવૈકુણ્ઠમાંથી આવીને ભૂતળ ઉપર
પ્રકટ થાય? વળી, ભગવાન્ પોતાના કાર્ય માટે વ્યાપિવૈકુણ્ઠમાંથી ભૂતળ ઉપર ન આવે, તો પણ બીજાઓના
સાધન સિદ્ધ કરવાને માટે કદાચિત્ ભૂતળ ઉપર ભગવાન્ પ્રકટ થાય. આ પણ સંભવતું નથી એમ
અવ્યયસ્ય વગેરે ચાર શબ્દોમાં શુકદેવજી કહે છે. જે પદાર્થ ક્રિયાનો વિષય બને છે, અથવા તો જ્ઞાનનો
વિષય બને છે તે પદાર્થ બીજાઓના ઉપયોગમાં આવે છે. ભગવાન્ તો 'અવ્યય' છે, અવિકારી છે, તેથી
તે ક્રિયાનો વિષય બની શકશે નહિ, ક્રિયાથી સિદ્ધ થઈ શકશે નહિ. ભગવાન્ 'અપ્રમેય', જેમનું જ્ઞાન
થઈ શકે નહિ એવા, છે; તેથી તે જ્ઞાનનો વિષય પણ નહિ બને. દેહ વગેરેની ભક્તિ, સેવા, દ્વારા ભગ-
વાનની ભક્તિ, સેવા, થઈ શકશે એમ પણ નથી, કારણ કે ભગવાન્ 'નિર્ગુણ' છે. નિર્ગુણ એટલે જેમ-
નામાંથી ગુણો જતા રહ્યા છે તે. જો એક પદાર્થમાં ગુણો હોય તો જ તે પદાર્થને બીજા પદાર્થો ઉપયોગમાં
આવી શકે. દાખલા તરીકે, ભૂખ લાગે ત્યારે જ અન્न આપી શકાય, કામ હોય ત્યારે જ સ્ત્રીનો

१ कचिदिति योजनापाठः ।

सत्सु तद्विषयाणाम् । अतो भगवतः सेवकपूरणीयांशः कोऽपि नास्तीति भजनीयोऽपि न भवति। किञ्च, लीलार्थं यद्यपेक्षेतापि, तथापि सर्वं तस्यैव, यतः सर्वगुणानां स एवात्मा । अतः साधनप्रकारेण नान्यस्याप्युपयोगः । अतः स्वपरप्रयोजनाभावात् यदि साधननिरपेक्षां मुक्तिं न प्रयच्छेत्, तदा व्यक्तिः प्रयोजनरहितैव स्यात् ॥ १४ ॥

एवं सति येन केनाप्युपायेन य एव सम्बध्यते तस्यैव मुक्तिर्भवतीत्याह **काममिति** । कामादयः षट् साधनानि भगवत्सम्बन्धे । तत्र **कामः** स्त्रीणामेव, **क्रोधः** शत्रूणामेव, **भयं** वध्यानामेव, **स्नेहः** सम्बन्धिनामेव, **ऐक्यं** ज्ञानिनामेव, **सौहृदं** भक्तानामेव । सख्यं तेष्वेव सिध्यतीति । पूर्वसिद्धज्ञानभक्त्योर्नात्रोपयोगः । तेषां मर्यादया स्वतन्त्राविर्भावस्य नियतत्वात् । एकस्य तूभयत्वे संयोगपृथक्त्वन्यायेन निर्णयः । वेत्सनादरे । अन्यो वा कश्चनोपायो भवेत्, परं सर्वदा कर्तव्यः, अन्यथा

---

ઉપયોગ થઈ શકે, ઇન્દ્રિયો હોય તો જ તે ઇન્દ્રિયોના વિષયોનો ઉપયોગ થઈ શકે. પણ ભગવાનમાં ગુણો નથી, એટલે ભગવાનમાં એવો એક પણ અંશ નથી કે જે ભક્ત પૂરો પાડી શકે. આ પ્રમાણે ભગવાનનું ભજન પણ થઈ શકે એમ નથી. વળી લીલાને માટે જો ભગવાનને કોઈની અપેક્ષા રહે તો પણ બધું ભગવાનનું જ છે, કારણ કે ભગવાન્ જ સર્વ ગુણોના આત્મા છે. માટે સાધન તરીકે કોઈ પણ અન્ય પદાર્થનો ઉપયોગ થઈ શકે એમ નથી. આ રીતે જ્યારે ભગવાનને પોતાનું પ્રયોજન નથી, તેમ જ બીજાઓનું પણ પ્રયોજન નથી, અને તે છતાં પણ સાધનની અપેક્ષા રાખ્યા વિના જ જો તે મુક્તિ ન આપે, તો ભગવાનનું પ્રાકટ્ય પ્રયોજન વગરનું જ થઈ જાય. માટે ભગવાનનું પ્રાકટ્ય નિઃસાધન પ્રાણીઓના ઉદ્ધારને માટે જ છે એમ સિદ્ધ થાય છે. ૧૪

આ પ્રમાણે જ્યારે ભગવાનનું પ્રાકટ્ય સર્વ પ્રાણીઓના—નિસ્સાધન જનોના પણ—ઉદ્ધારને માટે થયું છે ત્યારે તો જે માણસનો કોઈપણ ઉપાયથી ભગવાનની સાથે સંબંધ થાય તેની મુક્તિ જ થાય છે એમ શુકદેવજી **कामम्** ઇત્યાદિ પંદરમા શ્લોકમાં કહે છે. કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય અને સૌહૃદ એ છ ભગવાનની સાથે સંબંધ બાંધવામાં સાધનભૂત છે. આ છ સાધનોમાં કામ સ્ત્રીઓમાં જ હોય છે, ક્રોધ શત્રુઓમાં જ હોય છે, ભય વધ્ય—જેનો વધ કરવા યોગ્ય છે તે—મનુષ્યોમાં જ હોય છે, સ્નેહ સંબંધીઓમાં જ હોય છે, ઐક્ય જ્ઞાનીઓમાં જ હોય છે, અને સૌહૃદ—અવિહિત ભક્તિ—ભક્તોમાં જ હોય છે, કારણ કે સખ્ય ભક્તોમાં જ સિદ્ધ થાય છે. તેથી પહેલાં સિદ્ધ થએલાં જ્ઞાન અને ભક્તિનો અહીં ઉપયોગ નથી, કારણ કે તે બધા શાસ્ત્રોક્ત ધર્મોનો મર્યાદા માર્ગની રીતે ભગવાનનો સ્વતંત્ર આવિર્ભાવ કરાવવામાં ઉપયોગ થાય છે. ભગવાન્ જ્યારે અવતાર ધારણ કરે છે તે સમયે મર્યાદામાર્ગીય ભક્તોને માટે તેમને પાછો બીજો જ અવતાર લેવો પડે છે કે તેના તે જ અવતારથી જ મર્યાદામાર્ગીય ભક્તોને ફળ આપે છે—આ પ્રમાણે જો શંકા થાય તો પૂર્વમીમાંસાના ન્યાય પ્રમાણે નિર્ણય કરવો. (આ ન્યાયનું સ્વરૂપ **एकस्य तूभयत्वे संयोगपृथक्त्वम्** એ પ્રમાણે છે; અને તેનો અર્થ એ કે કોઈ પણ દ્રવ્યનો બે જુદા જુદા પદાર્થોની સાથે જ્યારે સંબંધ હોય ત્યારે તે જ દ્રવ્ય એક જ સમયે તે બન્નેય પદાર્થોના ઉપયોગમાં આવી શકે છે. ઉદાહરણ તરીકે:—હોમમાં જ વપરાતી જુહૂ જ્યારે પર્ણની બનેલી હોય છે ત્યારે તે જુહૂ એક જ વખતે બે કાર્ય સાધે છેઃ એક હોમ અને બીજું અકીર્તિનો—નિન્દાનો—નાશ. અર્થાત્ હોમ સિદ્ધ કરવાને માટે એક જુહૂ અને અકીર્તિ દૂર કરવાને માટે બીજી જુહૂની જરૂર પડે છે એમ નથી. આ પ્રમાણે ભગવાનનો એક જ અવતાર એક જ સમયે પુષ્ટિભક્તોનું કાર્ય અને મર્યાદાભક્તોનું કાર્ય સિદ્ધ કરી શકે છે.) (શ્રીવિઠ્ઠલનાથજી આ વિષયમાં લખે છે કે જ્યારે કેવળ મર્યાદામાર્ગનું સ્થાપન કરવાને માટે પ્રભુનું પ્રાકટ્ય થયું હોય ત્યારે પુષ્ટિમાર્ગીય ભક્તોને તે અવતારમાં ભગવાન્ ફળ આપી શકતા નથી; જ્યારે કેવળ પુષ્ટિમાર્ગને માટે જ ભગવાનનું પ્રાકટ્ય હોય ત્યારે

'अन्ते या मतिः सा गति'रिति अन्यशेषतामापद्येत । कर्मवशाच्च नान्ते भगवतः स्मरणमन्यस्येव प्रपञ्चविरोधित्वाद्भगवतः । अतो नित्यं ये विदधते, ते तन्मयतामेव प्राप्नुवन्ति । ननु कामादिषु क्रियमाणेषु दुःखान्तराभिभवे कथं नित्यं करणं सम्भवति, तत्राह हराविति । स हि सर्वदुःखहर्ता, नित्यं तद्भावनायां जगदेव तदात्मकं स्फुरति । दृष्टिः कान्तेनानुरक्तेति किम्पुनः स्वात्मा । अतस्तदात्मका एव भवन्ति सर्वत्र भगवदावेशात् ।

जीवेऽन्तःकरणे चैव प्राणेष्विन्द्रियदेहयोः । विषयेषु गृहेऽर्थे च पुत्रादिषु हरिर्यतः ॥ १ ॥
तादृशीं भावनां कुर्वन् कामक्रोधादिनिर्भयात् । पूर्वप्रपञ्चविलयो यथा ज्ञाने तथा यतः ॥२॥ ॥१५॥

---

ભગવાન્ મર્યાદામાર્ગના ભક્તોને ફળ આપતા નથી.. શ્રીપુરુષોત્તમજી પણ શ્રીવિઠ્ઠલનાથજીના આશયને અનુસરીને લખે છે કે મૂળ શ્રીસુબોધિનીજીમાં આચાર્યશ્રીએ જે પૂર્વમીમાંસાનો ન્યાય આપ્યો છે અને તે પ્રમાણે નિર્ણય કરવાની આજ્ઞા કરી છે તે વાસ્તવિક રીતે આચાર્યશ્રીનો અભિપ્રાય નથી. પૂર્વમીમાંસાનો ન્યાય આપીને આચાર્યશ્રીને એટલું જ કહેવું છે કે ભગવાનની ઇચ્છા સ્વતંત્ર છે એટલે કોઈક વખત એક જ અવતાર દ્વારા પુષ્ટિમાર્ગીય ભક્તો અને મર્યાદામાર્ગીય ભક્તો—એ બન્ને ય પ્રકારના ભક્તોને ભગવાન્ ફળ આપી શકે છે.)

મૂળ શ્લોકમાં શુકદેવજીએ જે 'વા' પદ મૂકેલું છે તેનો અર્થ એ કે શ્લોકમાં જણાવેલાં છ સાધનો જ ખરાં છે, તેમાં જ શુકદેવજીનો આદર છે, તેનો જ તેમને આગ્રહ છે, અને બીજાં સાધનો નકામાં છે એમ ન માનવું. શ્લોકમાં જણાવેલાં છ સાધનો વિના બીજું પણ કોઈ સાધન હોય. પરંતુ તેમાં એક જ વાત ધ્યાનમાં રાખવાની કે કામ, ક્રોધ વગેરે જે સાધનો જણાવ્યાં છે, અને બીજાં જે કોઈ સંભવિત સાધનો હોય, તે બધામાંથી જે એક ભાવ સ્વીકારવામાં આવ્યો હોય તે ભાવ ભગવાનમાં હમેશાં જ— અવિચ્છિન્ન—રાખવો. જો આ પ્રમાણે મનુષ્ય પોતાનો ભાવ ભગવાનમાં અવિચ્છિન્ન—નિરંતર—ન રાખે તો પછી 'અંતે જે મતિ તે ગતિ' એ ન્યાય પ્રમાણે તેને પોતાના ભાવનું ફળ ભગવાન્ વિના બીજું જ મળે. મનુષ્યના અન્ત સમયે કર્મને લીધે જેમ પુત્ર વગેરે પદાર્થોનું સ્મરણ થાય છે તેમ ભગવાનનું સ્મરણ થતું નથી, કારણ કે ભગવાન્ અને જગત્ એ બે વચ્ચે વિરોધ છે. તેથી જે લોકો ભગવાનમાં હમેશાં જ એક કે બીજો ભાવ રાખે છે તે ભગવન્મય થઈ જ જાય છે.

શંકાઃ—જો મનુષ્ય ભગવાનમાં કામ ક્રોધ વગેરે કરે તો તેને બીજાં દુઃખો સહન કરવાં પડે છે; તો પછી કામ, ક્રોધ વગેરે ભાવ ભગવાનમાં નિત્ય શી રીતે રાખી શકાય?

સમાધાનઃ—ઉપરની શંકાનું નિરાકરણ કરવાને માટે શુકદેવજી મૂળ શ્લોકમાં હરૌ એ પ્રમાણે કહે છે. ભગવાન્ તો હરિ છે, સર્વ દુઃખના હરનાર છે. જ્યારે મનુષ્ય કોઈ પણ ભાવ ભગવાનમાં નિત્ય રાખે છે ત્યારે તેને આખું જગત્ જ ભગવન્મય જણાય છે. જ્યારે શ્રીગોપીજનોએ ભગવાનમાં કામબુદ્ધિ નિત્ય રાખી અને તે ભાવનાદ્વારા જ્યારે તેમને આખું જગત્ જ ભગવન્મય જણાયું, ત્યારે તો તેમનો પોતાનો આત્મા ભગવન્મય જણાય તેમાં શું આશ્ચર્ય? આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે જે લોકો ભગવાનમાં કોઈ પણ ભાવ હમ્મેશાં જ રાખે છે તેમને, બધે ય ભગવાનનો આવેશ થવાથી, આખું જગત્ જ ભગવન્મય જણાય છે, અને તે પોતે ભગવન્મય જ થાય છે.

મનુષ્યની ભગવદ્ભાવના જ્યારે અતિ તીવ્ર થાય છે ત્યારે તેના પોતાના જીવ, અન્તઃકરણ, પ્રાણ, ઇન્દ્રિય, દેહ, વિષય, ઘર, અર્થ અને પુત્રાદિકમાં ભગવાનનો આવેશ થાય છે; માટે તેણે કામ ક્રોધ વગેરે ઉપાયોથી એવી ભગવદ્ભાવના કરવી કે, જે પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત થતાં જ્ઞાનીને જગતનો લય થાય છે તે પ્રમાણે, તેને—ભક્તને—જગતનો નાશ થાય. ૧૫

किञ्च, आदावेव गोप्यो मुक्ताः, किमाश्चर्यम्, यतश्च एवाग्रे मुक्ता भविष्यन्तीति। इत्याह न चैवमिति। एवमसंभावनारूपो विस्मयो न कार्यः, असंभावितबुद्धीनामन्यथा स्फुरणनियमात्। यतो भगवान्। यत्किञ्चिन्मोक्षे ज्ञानादिकमुपयुज्यते एतत्सर्वं भगवत्येवास्ति। यदि ज्ञानव्यतिरेकेण मोक्षो न भवेदिति ज्ञास्यति, तदा सिद्धत्वात् ज्ञानस्य, तदपि दास्यति। किञ्च, अन्यः सन्देहं कुर्यादपि भगवतो माहात्म्यं न दृष्टमिति, भवता तु न कार्यः, गर्भ एव माहात्म्यदर्शनात्। किञ्च, निर्दुष्टे सर्वं संभवति। तत्र दोषाणां मूलं जन्म, तदभावे दोषाभाव इति। तेन अजत्वात् निर्दुष्टः। अन्ये सर्वे हि जायन्ते, न तैस्तेषां मुक्तिः सम्भवति तुल्यत्वात्। किञ्च, यो हि साधनपरः स मुच्यते। तत्र साधनं मनः सर्वतो निवृत्तम्, तथा योगेन भवति, तस्य योगस्य च नियामको भगवानेव। यद्यन्यस्यापि मोक्षो भवेत्, भगवदिच्छयैव भवेत्। योगादिसाधनानां तन्नियम्यत्वात्। किञ्च, सदानन्दो भगवान् फलात्मा। यः कश्चिन्मुच्यते स एतमेव प्राप्स्यति। अतः साधनैरप्ययमेव प्राप्यः। सोऽत्र स्वयमेव सम्बध्यत इति न किञ्चिदनुपपन्नम्। किञ्च, एतत्परिदृश्यमानं सर्वमेव जगत् यतो विमुक्तिं यास्यति। भावनया गोकुले स्थित आह, ज्ञानदृष्ट्या वा। साक्षात्परम्परया वा सर्वानेव मोचयिष्यतीति। तदग्रे वक्ष्यति 'स्वमूर्त्ये'ति श्लोकद्वयेन ॥ १६ ॥

---

વળી પહેલાં—સારસ્વત કલ્પમાં—જ ગોપીજનો મુક્ત થઈ ગયાં. તેમાં શું આશ્ચર્ય ? કારણ કે આગળ ઉપર ઘણા ય માણસો મુક્ત થશે. આ વાત શુકદેવજી **न चैवम्** એ સોળમા શ્લોકમાં કહે છે. હે રાજન્, આ પ્રમાણે તમારે ભગવાનમાં અસંભાવનારૂપ—ભગવાનમાં આવું સંભવી શકે નહિ એવો—વિસ્મય કરવો જોઇએ નહિ; કારણ કે ભગવાનમાં આવી અસંભાવનાની બુદ્ધિ રાખવાથી બીજું જ સ્ફુરે એવો નિયમ છે. તમારે પ્રભુની બાબતમાં જરા પણ આશ્ચર્ય પામવું નહિ, કારણ કે તે તો ભગવાન્ છે. મોક્ષ મેળવવાને માટે જ્ઞાન વગેરે જે સાધનની જરૂર હોય છે તે સર્વ ભગવાનમાં જ છે. જો તમે એમ માનશો કે જ્ઞાન વિના મોક્ષ નહિ મળે, તો જ્ઞાન ભગવાનમાં પહેલેથી સિદ્ધ છે, એટલે ભગવાન્ તે જ જ્ઞાન પોતાના ભક્તોને આપશે. વળી બીજો માણસ તો કદાચ સંદેહ કરે પણ ખરો, કારણ કે તેણે ભગવાનના માહાત્મ્યનો અનુભવ કર્યો નથી; પરંતુ તમારે તો આવો સંદેહ ભગવાનને વિષે કરવો જોઇએ નહિ, કારણ કે તમે ગર્ભાવસ્થામાં જ ભગવાનના માહાત્મ્યનો અનુભવ કર્યો છે. વળી જે પદાર્થ દોષરહિત છે તેમાં બધું સંભવી શકે છે. દોષોનું મૂળ કારણ જન્મ છે, અને જ્યાં જન્મ ન હોય ત્યાં દોષ પણ હોતો નથી. માટે ભગવાન્ પોતે અજ—જન્મરહિત—છે, એટલે તે નિર્દુષ્ટ—દોષરહિત—છે. ભગવાન્ વિના બીજા બધા ય પદાર્થો જન્મ પામે છે, તેથી તેમના દ્વારા દોષવાળા મનુષ્યોને મુક્તિ મળતી નથી, કારણ કે ભગવાન્ વિનાના અન્ય પદાર્થો અને મનુષ્યો એ બન્ને ય દોષવાળા હોવાથી સરખા છે. વળી જે સાધન કરે છે તે મુક્ત થાય છે. જે મન બધેથી નિવૃત્ત થએલું છે તે મુક્તિ મેળવવાને માટે સાધન બને છે. યોગ કરવાથી મન બધેથી નિવૃત્ત થાય છે, અને આ યોગના નિયામક—ઈશ્વર—ભગવાન્ જ છે. જો બીજા કોઈ માણસને પણ મોક્ષ મળે તો તે ભગવદિચ્છાથી જ થાય છે, કારણ કે યોગ વગેરે મુક્તિ મેળવવાનાં સાધનોનું નિયમન ભગવાન્ જ કરે છે. વળી સદાનન્દ કૃષ્ણ ભગવાન્ ફળરૂપ છે. જે કોઈ માણસ મુક્ત થશે તે આ ભગવાન્ કૃષ્ણને જ પ્રાપ્ત કરશે. તેથી સાધનો વડે પણ આ કૃષ્ણ ભગવાનની જ પ્રાપ્તિ થવાની છે. આ જ ફળરૂપ કૃષ્ણ પરમાત્મા વ્રજમાં પોતાની મેળે જ પ્રકટ થયા છે અને તેમની સાથે જ ગોપીજનોનો સંબંધ થયો છે એટલે એમાં કાંઈ પણ અયોગ્ય નથી. વળી કૃષ્ણ ભગવાનને લીધે જ આ દેખાતું બધું ય જગત્ મુક્તિ મેળવશે. આ પ્રમાણે શુકદેવજી ભાવનાવડે ગોકુળમાં જઇને કહે છે અથવા તો જ્ઞાનદૃષ્ટિથી કહે છે. ભગવાન્ સાક્ષાત્ અથવા પરંપરાથી સર્વને જ મુક્ત કરશે એમ આગળ ઉપર અગીઆરમા સ્કન્ધના પહેલા અધ્યાયમાં **स्वमूर्त्या** ઇત્યાદિ બે શ્લોકમાં શુકદેવજી કહેશે. ૧૬

(यद्वा, अत्र राजानुपपत्तिं शङ्कते **कृष्णमिति** । एताः **कृष्णं कान्तं परं विदुः, न तु ब्रह्म**तया, अतो **गुणप्रवाहोपरमः कथं संगच्छत इति** । **अत्रायं भावः** । ब्रह्मत्वेन विज्ञानं हि शास्त्रीयम्, तत्र सात्त्विकं भवितुमर्हति । 'सत्त्वात्सञ्जायते ज्ञान'मितिवाक्यात् । एतास्तु गुणातीतस्यानन्दमात्रकरपादमुखोदरादेः प्रकटस्यानन्तगुणपूर्णस्य सौन्दर्यादिगुणेषु परिनिष्ठितधियः अतो निर्गुणत्वाद्गुणप्रवाहोपरमः कथं संगच्छते ? । उपरमस्याभावरूपत्वेन प्रतियोगिसापेक्षत्वादत्र च प्रतियोगिन एवाभावादिति । **मुने** इतिसम्बोधनं शुद्धसत्त्वाविर्भावे ज्ञानोदयस्यानुभवसिद्धत्वेन संवादार्थम् । अत्रोत्तरमाह **उक्तमिति** । **पुरस्तात्सप्तमस्कन्धे** 'गोप्यः कामा'दित्यादिना । **अत्रायमर्थः** । यथा भगवति गुणातीत एव परिनिष्ठितबुद्धित्वेऽपि द्वेषस्य तत्र प्रयोजकत्वात् चैद्यादीनां तामसत्वं तथैव तासामपि निर्गुण एव परिनिष्ठितबुद्धित्वेपि जारत्वबुद्धेस्तत्र प्रयोजकत्वात् सगुणत्वमेवेति लक्ष्यते । अयं च रसः सर्वभावप्रपत्त्येकलभ्यः । न हि जारत्वबुद्धौ सर्वभावप्रपत्तिः । कामपूरकत्वेनैव तत्संभवनियमात् । अत्र च सगुणत्वस्य प्रतिबन्धकत्वाद्यथा चैद्यादीनां स्वाधिकारानुसारेण तादृशशरीर-

(અથવા તો ૧૨ થી ૧૬ શ્લોક સુધીનો અર્થ આ પ્રમાણે પણ આપી શકાય એમ શ્રીવિઠ્ઠલનાથજી
કહે છે). (ગોપીજનોએ પોતાના ગુણમય દેહનો ત્યાગ કર્યો તે સંબંધમાં પરીક્ષિત્ રાજા કૃષ્ણમ્ ઇત્યાદિ
બારમા શ્લોકમાં શંકા ઉઠાવે છે કે આ ગોપીજનો કૃષ્ણ ભગવાનને પોતાના શ્રેષ્ઠ કાન્ત તરીકે ઓળખે
છે, નહિ કે બ્રહ્મ તરીકે, તો પછી તેમનો ગુણપ્રવાહ—સંસાર—કેમ નાશ પામ્યો ? પરીક્ષિત્ જે શંકા
કરે છે તેનો ખરેખરો ભાવ આ પ્રમાણે છે. ભગવાનનું બ્રહ્મ તરીકે જ્ઞાન મેળવવું તે શાસ્ત્રીય છે, અને તે
સાત્ત્વિક હોવું જોઇએ, કારણ કે "સત્ત્વમાંથી જ્ઞાન ઉત્પન્ન થાય છે" એમ ભગવાને ગીતાજીમાં આજ્ઞા
કરી છે. આ ગોપીજનો તો ગુણાતીત, આનન્દમાત્રકરપાદમુખોદરાદિ, પ્રકટ અને અનન્તગુણપૂર્ણ
ભગવાનના સૌન્દર્યાદિ ગુણોમાં આસક્ત થએલાં છે. એટલે વાસ્તવિક રીતે તે નિર્ગુણ છે. અને જ્યારે
ગોપીજનો નિર્ગુણ જ છે તો પછી એમનો ગુણપ્રવાહ—સંસાર—નાશ કેવી રીતે પામે ? કારણ કે નાશ
એ અભાવરૂપ છે, અને અભાવને પોતાના પ્રતિયોગીની અપેક્ષા રહે છે, અને ગોપીજનોમાં આ પ્રતિયોગીનો
જ અભાવ છે. તાત્પર્ય એ કે જ્યારે ગોપીજનો નિર્ગુણ જ છે અને તેથી તેમનામાં ગુણપ્રવાહ હોવાનો
સંભવ જ નથી, તો પછી તેમનો ગુણપ્રવાહ નાશ પામ્યો એમ શી રીતે કહી શકાય ? જે વસ્તુ હોય
તેનો જ નાશ થાય; ગોપીજનો નિર્ગુણ છે એટલે તેમનામાં ગુણપ્રવાહ જ નથી, તો પછી તેના નાશની
વાત જ કેવી ? પરીક્ષિત્ શુકદેવજીને 'હે મુને' એ પ્રમાણે જે સંબોધે છે તેનો ભાવ એવો છે કે શુદ્ધ
સત્ત્વ જ્યારે પ્રકટ થાય છે ત્યારે જ્ઞાનનો ઉદય થાય છે એવો અનુભવ શુકદેવજીએ પોતે જ મુનિ હોવાથી
કરેલો છે એટલે સત્ત્વમાંથી જ્ઞાન ઉત્પન્ન થાય છે એ સિદ્ધાન્તને તેમનો પોતાનો જ ટેકો મળે છે.
શુકદેવજી પરીક્ષિતના પ્રશ્નનો ઉત્તર ઉક્તમ્ ઇત્યાદિ તેરમા શ્લોકમાં આપે છે. પહેલાં સાતમા
સ્કન્ધના પહેલા અધ્યાયમાં "ગોપીઓ કામથી" ઇત્યાદિ શબ્દોમાં આ પ્રશ્નનું નિરાકરણ કરવામાં આવ્યું
છે. આ વિષયમાં આ પ્રમાણે અર્થ છે. જેમ શિશુપાલ વગેરેની બુદ્ધિ ગુણાતીત ભગવાનમાં જ રહેલી
હતી છતાં પણ તેમાં દ્વેષ વગેરે કારણ હોવાથી તેઓ તામસ ગણાય છે, તેમ આ અન્તર્ગૃહગતા
ગોપીજનોની બુદ્ધિ નિર્ગુણ ભગવાનમાં જ રહેલી છે છતાં પણ તેમાં જારબુદ્ધિ કારણ હોવાથી તેઓ
સગુણ જ છે એમ જણાય છે. ભગવાનમાં રહેલા આ અલૌકિક રસની પ્રાપ્તિ કેવલ સર્વભાવપૂર્વક પ્રપત્તિ
કરવાથી થાય છે. જ્યારે ગોપીજનોની ભગવાનમાં જારબુદ્ધિ હોય ત્યારે તો તેમનામાં સર્વભાવપ્રપત્તિ
હોઈ શકે નહિ, કારણ કે ભગવાન્ કામ પૂર્ણ કરે છે એમ ધારવાથી જ જારબુદ્ધિ ઉત્પન્ન થાય છે એ
નિયમ છે. ભગવાનમાં દ્વેષ, જારબુદ્ધિ વગેરે રાખવાથી ભક્ત સગુણ બને છે. અને આ સગુણત્વ
સર્વભાવથી ભગવાનને શરણે જવામાં પ્રતિબંધ કરે છે. તેથી જેમ શિશુપાલ વગેરેએ પોતાના અધિકાર

१ ( ) सिद्धान्तर्गतः प्रभूणां स्वतन्त्रः ।

नाशे तत्पदप्राप्तिः। तथैतासामपि स्वाधिकारानुसारेण तथात्वे सगुणत्वोपरमेण सर्वभावप्रपत्त्यैव ततो निजपतिभजनमिति सर्वमवदातम् । अन्यथा 'ये यथा मां प्रपद्यन्त' इतिमर्यादा भज्येत । एतदेव मनसि कृत्वाह उक्तं पुरस्तादेतत्त इति । ननु तथापि तादृशप्रपत्तेरेव मूलत्वात्कथं सर्वभावप्रपत्तिसाध्यं फलं भविष्यतीत्यत आह द्विषन्नपीति । अयमर्थः । मोक्षसुखानमीप्सुस्तद्विरुद्धद्वेषकर्ता च चैद्यः। तस्मै यथा ज्ञानिनामपि दुर्लभां मुक्तिं दत्तवान्, एवं तादृक्प्रपत्तिमूलानामप्येतासां तादृशं फलं दत्तवानिति । एतेन यथा द्वेषमुक्त्योस्तारतम्यं तथान्यशेषभजनैतद्रसयोरपीति सूचितम् । ननु गोकुलस्य भगवत्क्रीडोपयोगित्वेन सर्वथाङ्गीकृतस्य सर्वस्यैव निर्गुणत्वे कथमेतासां सगुणत्वमुच्यते । किञ्च, अग्रेऽपि यदि सर्वभावप्रपत्तिलभ्यमेव फलं दित्सितं भगवतः, तदा पूर्वमेव स एव भावः किमिति नोत्पादित इति चेत्, अत्र वदामः । यासां साक्षाद्भगवत्सम्बन्धस्तासां सर्वासामेव रासमण्डलमण्डनानां शरीरमपि गुणातीतमेवेति ज्ञापयितुं भगवानेव कतिपयगोपीः सगुणदेहाः स्थापयित्वा, पूर्वोक्तानां भावोऽपि निर्गुण इति ज्ञापयितुमासां सगुणं भावमुत्पाद्य, एतन्निवर्तकोऽपि

---

પ્રમાણે પોતાના દ્વેષમય શરીરનો નાશ થતાં ભગવાનના ચરણારવિન્દની પ્રાપ્તિ કરી તે પ્રમાણે આ અન્તર્ગૃહગતા ગોપીજનોએ પણ પોતાના અધિકાર પ્રમાણે પોતાના જારબુદ્ધિવાળા શરીરનો નાશ થતાં સગુણત્વનો નાશ થવાથી સર્વભાવપ્રપત્તિથી જ પોતાના પતિ કૃષ્ણ ભગવાનનું ભજન કર્યું. એટલે આ બાબતમાં કોઈ જાતનો દોષ નથી. જો આ પ્રમાણે માનવામાં ન આવે તો "જે લોકો જે પ્રકારે મારે શરણે આવે છે" એ ગીતાજીમાં જણાવેલી મર્યાદાનો ભંગ થાય. આ બધાનો વિચાર કરીને શુકદેવજીએ કહ્યું કે उक्तं पुरस्तादेतत्ते—આ તો તમને પહેલાં કહેવામાં આવ્યું છે.

**શંકાઃ**—પણ ગોપીજનો ભગવાનમાં જારબુદ્ધિ રાખીને ભગવાનને શરણે ગયાં છે, અને આ પ્રકારની જ પ્રપત્તિ મૂળમાં હોવાથી સર્વભાવપ્રપત્તિ વડે મળનારું ફળ ગોપીજનોને કેવી રીતે મળશે?

**સમાધાનઃ**—ઉપરની શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે द्विषन्नपि—દ્વેષ કરતો હોય તો પણ. આનો અર્થ આ પ્રકારનો છે. શિશુપાલને મોક્ષનું સુખ મેળવવાની ઇચ્છા ન હતી, ઉલટું તે ભગવાનમાં મોક્ષવિરોધી દ્વેષ કરતો હતો. જ્ઞાનીઓને પણ દુર્લભ એવી મુક્તિ ભગવાને જેમ દ્વેષવાળા શિશુપાલને આપી તેમ ગોપીજનોને—જો કે તેઓ જારબુદ્ધિથી ભગવાનને શરણે ગયાં હતાં તો પણ—તે પ્રકારનું ફળ આપ્યું. આ ઉપરથી એટલું સૂચિત થાય છે કે જેમ દ્વેષ અને મુક્તિ એ બેમાં તારતમ્ય—અંતર, વૈષમ્ય—છે, તેમ જારબુદ્ધિએ કરેલા ભજન અને ભગવદ્રસ એ બેમાં પણ તારતમ્ય છે.

**શંકાઃ**—ભગવાનની ક્રીડામાં ગોકુલ ઉપયોગી હોવાથી તેનો સર્વ રીતે અંગીકાર કરવામાં આવ્યો હતો એટલે સર્વ ગોકુલ જ નિર્ગુણ હતું તો પછી આ અન્તર્ગૃહગતા ગોપીજનોને સગુણ કેમ કહેવામાં આવે છે? વળી આગળ ઉપર ફળદશામાં જ જ્યારે કેવળ સર્વભાવપ્રપત્તિ વડે મળનારું ફળ આપવાની ભગવાનની ઇચ્છા છે તો પછી ભગવાને પહેલેથી જ ગોપીજનોમાં સર્વાત્મભાવ કેમ ઉત્પન્ન ન કર્યો?

**સમાધાનઃ**—આનો ઉત્તર અમે આ પ્રમાણે આપીએ છીએ. સર્વ ગોકુલ નિર્ગુણ છે છતાં પણ ભગવાને અન્તર્ગૃહગતા ગોપીજનોને સગુણ બનાવ્યાં તેમાં નીચે જણાવેલાં પ્રયોજનો રહેલાં છેઃ—

(૧) જે ગોપીજનોનો સંબંધ ભગવાનની સાથે સાક્ષાત્—દેહત્યાગ વિના—જ થયો હતો તે બધાં ય રાસમંડલનાં ભૂષણરૂપ ગોપીજનોનાં શરીર પણ ગુણાતીત જ હતાં તે જણાવવાને ભગવાને જ કેટલાંક ગોપીજનોને સગુણ દેહ આપ્યોઃ

(૨) મુખ્ય ગોપીજનોનો ભાવ પણ નિર્ગુણ હતો એ જણાવવાને માટે અન્તર્ગૃહગતા ગોપીજનોમાં ભગવાને જ સગુણ ભાવ ઉત્પન્ન કર્યોઃ

स्वयमेव नान्य इत्यपि ज्ञापयितुं तन्निवृत्तिं विधाय, अग्रे भाविस्वविरहजदुःखसङ्गमजसुखयोः कर्मोजन्यत्वमपि ज्ञापयितुं कर्मक्षयप्रकारेण स्वप्राप्तिं विधाय, मत्स्वाम्येव सर्वमिदं कृतवानिति निगर्वः। पुष्टिमार्गाङ्गीकारान्मर्यादामार्गीयानुपपत्तयोऽनवसरपराहता इति सर्वमनवद्यम्। अत एव श्रीशुकोऽपि 'जहुर्गुणमयं देह'मिति सगुणदेहत्यागमेवोक्तवान्, अग्रे गुणातीतत्वप्राप्त्यभिप्रायेण, गोप्यत्वात्स्पष्टं नोक्तवान्। अन्यथा गुणमयपदवैयर्थ्यं स्यात् ॥ १३ ॥

ननु पूर्वोक्तज्ञापनायैवेदं कृतवानिति कथं ज्ञेयमुपपत्त्यभावादित्याशंक्योपपत्तिमाह नृणामिति । अयमाशयः । लीलायां तत्स्थितभक्तेषु च सुतरां रासस्थासु या साधारणत्वबुद्धिः सा सदोषत्वा-रोपापरपर्याया । तासामगुणत्वात्तस्य दोषरूपत्वाद्भगवत्स्वरूपे लीलायां च सगुणत्वप्रसञ्जकत्वाच । एवं सत्येतल्लीलाया मुक्तिप्रतिबन्धकत्वमेव स्यात्, न तु तद्धेतुत्वम्। तथा सत्यवतारप्रयोजनं विरुध्येते-

ભાવનો નાશ કરનાર પણ ભગવાન્ પોતે જ છે,

(૩) અન્તર્ગૃહગતા ગોપીજનોના આ સગુણ ભાવનો નાશ કરનાર પણ ભગવાન્ પોતે જ છે, બીજો કોઈ જીવ અથવા બ્રહ્માદિ દેવ નથી એ જણાવવાને માટે ભગવાને પોતે જ એ સગુણ ભાવનો નાશ કર્યો:

(૪) ભગવાનથી થએલા વિરહને લીધે ગોપીજનોને થતું દુઃખ, ભગવાનની સાથે સમાગમ થવાથી ગોપીજનોને થતું સુખ—આ બન્ને ય દુઃખ અને સુખ કર્મથી ઉત્પન્ન થયું નથી તે જણાવવાને માટે ગોપીજનોનાં બધાં શુભ અને અશુભ કર્મોનો નાશ કરીને ભગવાને તેમને પોતાની પ્રાપ્તિ કરાવી.

આ પ્રમાણે આ બધું મારા સ્વામીએ—પ્રભુએ—જ કર્યું છે એમ તાત્પર્ય છે. અહીં પુષ્ટિમાર્ગને અનુસરીને જે સમાધાન આપવામાં આવેલું છે તેમાં મર્યાદામાર્ગને અનુસરીને કાઢવામાં આવતા દોષોને અવકાશ નથી એટલે એ બધા દોષો દૂર થઈ જ ગયા છે એટલે આ બધો પ્રસંગ નિર્દોષ અને શુદ્ધ છે. તેથી શુકદેવજીએ પણ '<u>જહુર્ગુણમયં દેહમ્</u>'-ગુણમય દેહનો તેમણે ત્યાગ કર્યો—એ પ્રમાણે સગુણ દેહના ત્યાગની જ વાત કહી. અને તે રીતે તેમણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો કે આગળ ઉપર આ ગોપીજનોને ગુણાતીત દેહની પ્રાપ્તિ થવાની છે. ગુણાતીત દેહની પ્રાપ્તિ કરીને ગોપીજનોએ ભગવાનની સાથે રમણ કર્યું તે વાત ગુપ્ત રાખવા જેવી હોવાથી શુકદેવજીએ તે સ્પષ્ટ કહી નથી. આ પ્રમાણે જો માનવામાં ન આવે તો પછી <u>ગુણમય</u> પદ વ્યર્થ થઈ જાય. ૧૩

શંકાઃ—ઉપર જણાવેલાં ચાર પ્રયોજનોને માટે ભગવાને આ પ્રમાણે કર્યું એમ શી રીતે જાણવું? કારણ કે એમાં કોઈ પણ જાતની યુક્તિ નથી.

સમાધાનઃ—ઉપરની શંકાનું નિરાકરણ કરવાને માટે શુકદેવજી <u>નૃણામ્</u> ઇત્યાદિ ચૌદમા શ્લોકમાં યુક્તિ આપે છે. અહીં આ આશય છે. લીલા અને તેનું પાન કરનારા ભક્તો વિષે, અને તેમાં પણ ખાસ કરીને રાસનો આનન્દ લેનારાં શ્રીગોપીજનો વિષે, જે સાધારણ બુદ્ધિ—આ તો સાધારણ માણસો છે, સગુણ ભક્તો છે એ પ્રકારની બુદ્ધિ—રાખવામાં આવે છે તે તો તેમના ઉપર દોષ મૂકવા જેવું છે; કારણ કે રાસમાં ભાગ લેનારાં શ્રીગોપીજનો ગુણાતીત છે, અને જે ભક્ત સગુણ હોય છે તે દોષવાળો ગણાય છે, અને લીલા અને તેમાં ભાગ લેનારા ભક્તોને માટે સાધારણ બુદ્ધિ રાખવાથી ભગવાનનું સ્વરૂપ અને લીલા એ બન્ને ય સગુણ થઈ જાય છે. અને આ પ્રમાણે જો ભગવાનનું સ્વરૂપ અને લીલા એ બે સગુણ થાય તો પછી તે મુક્તિનો પ્રતિબંધ જ કરે છે; અર્થાત્ તે મુક્તિ આપી શકશે નહિ. અને જો ભગવાનનું સ્વરૂપ અને લીલા મોક્ષ ન આપી શકે તો પછી ભગવાનના અવતારનું જે પ્રયોજન છે તેની સાથે વિરોધ આવે છે. માટે અન્યથાનુપપત્તિથી જ—ભગવાનના અવતારનું પ્રયોજન બીજે કોઈ પણ પ્રકારે બરોબર સમજાવી શકાતું નથી એ કારણથી જ—એમ માનવું પડે છે કે ઉપર જણાવેલાં ચાર પ્રયોજનોને માટે જ ભગવાને તે પ્રમાણે કર્યું છે. ભગવાનની લીલા મોક્ષ આપનારી છે. જેમ ભગવલ્લીલા અને તેના ભક્તોને સગુણ માનવાથી મોક્ષ મળતો નથી તેમ તેમને નિર્ગુણ માનવાથી મોક્ષ મળે છે એ

त्यन्यथानुपपत्त्यैव तथोच्यत इति । ज्ञापनप्रयोजनमपीदमेवेति ज्ञेयम् । व्याख्यानं पूर्ववत् ॥ १४ ॥

नन्वियदवधि सगुणास्तेतासु कृताया लीलायाः पूर्वोक्तदोषप्रसञ्जकत्वं दुर्वारमित्याशंक्य पूर्वलीलाकृतितात्पर्यमाह कामिति । इदं हि साधारण्येनोच्यते य एवं नित्यं विदधते ते तन्मयतां यान्तीति, नत्वेतद्गोपभार्याविषयकमेव । अत एव क्रोधाद्युक्तिरपि । अन्यथाऽप्रस्तावेनात्र तन्निरूपणमयुक्तं स्यात् । तथा च सगुणेनापि भावेन भजते भगवान् स्वानुरूपमेव फलं ददातीतिज्ञापनाय पूर्वलीलेत्यर्थः । अन्यथा मुख्याधिकारिणामेव भगवत्प्राप्तिरितिज्ञानेऽन्येषामप्रवृत्त्या मुक्त्युच्छेदः स्यात् । एवं शास्त्रमप्रयोजनकं च स्यात् । मुख्याधिकारिणां स्वत एव प्रवृत्तेः । स्वरूपलीलयोस्तु न कदाचित्सगुणत्वं लीलाविषयाणां सगुणानामपि निर्गुणत्वापादकत्वात् । न हि दोषनिवर्तकमौषधं रोगिसम्बद्धं सत् तद्दूषयति । तथा सति तद्निवर्तकत्वापत्तेः । लीलाया विषयसाजात्यनियमे सगुणनिर्गुणभक्तयोरेकया वेणुवादनादिलीलया निरोधो नोपपद्येत । क्रोधादिवत्कामोपाधिकभावस्यापि जघन्यत्वज्ञापनायापि क्रोधादिनिरूपणं ज्ञेयम् । **तन्मयतां** निर्गुणतामित्यर्थः ॥ १५ ॥

---

સિદ્ધાન્ત સમજાવવાને માટે ઉપર જણાવેલાં ચાર પ્રયોજનો આપવામાં આવેલાં છે. આ ચૌદમા શ્લોકનો અર્થ પહેલાંની માફક જ કરવાનો છે. ૧૪

**શંકાઃ**—અત્યાર સુધી સગુણ ભક્તોની સાથે જે લીલા ભગવાને કરી તે લીલા સગુણ છે અને તેથી તેમાં દોષ આવતાં તે લીલા મુક્તિનો પ્રતિબંધ અવશ્ય કરશે જ.

**સમાધાનઃ**—ઉપરની શંકા દૂર કરવાને માટે શુકદેવજી **કામમ્** ઇત્યાદિ પંદરમા શ્લોકમાં ભગવાને પહેલાં જે લીલા કરી તેનું તાત્પર્ય સમજાવે છે. જે કોઈ ભગવાનમાં કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય અને સૌહૃદ હમ્મેશાં જ કર્યા કરે છે તે તન્મય—ભગવન્મય, નિર્ગુણ—થાય છે એ વાત તો સાધારણ નિયમ તરીકે કહેવામાં આવે છે, નહિ કે એકલાં શ્રીગોપીજનોને માટે જ આ વાત કહેવામાં આવી છે. તેથી આ શ્લોકમાં ક્રોધ, ભય વગેરેનું પણ કથન છે. આ શ્લોકમાં જણાવેલો સિદ્ધાન્ત સર્વસાધારણ છે એમ જો આપણે ન માનીએ તો અહીં શ્રીગોપીજનોના પ્રસંગમાં ક્રોધ વગેરે ભાવોને અવકાશ મળતો નથી એટલે તે બધા ભાવોનું આ શ્લોકમાં કરેલું વર્ણન નકામું થઈ જશે. અર્થાત્ જે કોઈ સગુણ ભાવથી પણ ભગવાનનું ભજન કરે છે તેને ભગવાન્ પોતાને શોભે એવું જ મુક્તિરૂપ ફળ આપે છે એ દર્શાવવાને માટે ભગવાને પહેલાંની લીલા કરેલી છે. આ પ્રમાણે જો આપણે ના માનીએ તો પછી એકલા મુખ્ય અધિકારીઓને જ ભગવાનની પ્રાપ્તિ થાય, અને જો આ વાત બીજા લોકો જાણે તો પછી ભગવાનની પ્રાપ્તિ કરવાને માટે તે લોકો કોઈ પણ જાતનો પ્રયત્ન કરશે નહિ, અને જો તે પ્રમાણે થયું તો પછી મુક્તિનો નાશ જ થઈ જશે. અને જ્યારે મુક્તિનો નાશ થયો ત્યારે તો શાસ્ત્રનું પ્રયોજન પણ રહેશે નહિ, કારણ કે જે મુખ્ય અધિકારીઓ છે તે તો શાસ્ત્રની અપેક્ષા રાખ્યા વિના જ પોતાની મેળે જ ભગવત્પ્રાપ્તિને માટે પ્રવૃત્તિ કરશે જ. અર્થાત્ શાસ્ત્ર સામાન્ય માણસોને માટે છે, મુખ્ય અધિકારીઓને માટે નથી; અને જો સામાન્ય માણસોને મોક્ષ મળવાનોજ ન હોય તો શાસ્ત્ર વ્યર્થ થઈ જાય છે.

ભગવાનનું સ્વરૂપ અને લીલા એ બન્ને કોઈ દિવસ સગુણ હોતાં જ નથી, કારણ કે જ્યારે સગુણ ભક્તો પણ લીલામાં પ્રવેશ કરે છે ત્યારે તેઓ પણ નિર્ગુણ થઈ જાય છે. દોષ દૂર કરનારૂં ઔષધ જ્યારે રોગી માણસને આપવામાં આવે છે ત્યારે તે રોગી માણસના સંબંધથી તે ઔષધ રોગ—દોષ—વાળું થતું નથી જ; અને જો તે ઔષધ રોગીના સંબંધથી દોષવાળું થાય તો પછી તે ઔષધ દોષ દૂર કરી શકે નહિ. ભગવાનની લીલા જો વિષયના જેવી જ હોય તો ભગવાનની એક જ વેણુનાદલીલાથી સગુણ અને નિર્ગુણ એ બન્ને ય પ્રકારના ભક્તોનો નિરોધ થઈ શકે નહિ. જેમ ક્રોધભાવથી ભગવાનનું કરેલું ભજન હલકી કોટિનું છે તેમ કામભાવથી ભગવાનનું કરેલું ભજન પણ હલકા પ્રકારનું છે એ દર્શાવવાને માટે પણ શુકદેવજીએ આ શ્લોકમાં ક્રોધ, ભય વગેરે ભાવોનું નિરૂપણ કરેલું છે એમ જાણવું. મૂળ શ્લોકમાં આવેલા **તન્મયતા** શબ્દનો અર્થ નિર્ગુણતા છે. ૧૫

ननु साक्षादङ्गसङ्गित्वेऽपि सगुणत्वस्थितिं वस्तुशक्तिः कथं सहते वह्निसम्बन्ध इव तूलस्थितिमित्येको विस्मयः । लौकिकरीत्या कामभाववतीष्वलौकिकस्य रमणं द्वितीयः । क्रोधादिभाववतां तत्फलमननुभूयैव भगवत्प्राप्तिस्तृतीयः । स्नेहवत्समानफलत्वं च । यशोदानन्दने हि ता भाववत्यः, तस्य च वनस्थितस्यैतद्ध्यानप्राप्तिश्चान्यः । एतासां तदैव निर्गुणदेहप्राप्तिर्विनैव तत्साधनमिति चेतरः । सर्वात्मभाववत्स्वेव करिष्यमाणलीलाया अनुभवः, अन्यस्यास्तु तद्रहितानामपीत्यनेकविस्मयाविष्टं राजानं ज्ञात्वा तन्निवारकं क्रमेण वदन् पूर्वश्लोकोक्तभाववतां भगवत्प्राप्तौ हेतूनप्याह न चैवमिति । आद्यविस्मयाभानार्थमाह भवतेति । अत्रायं भावः । पूर्वमनिवर्त्यब्रह्मास्त्रतोऽपि गर्भेऽपि रक्षितवान् भवन्तम्, प्रयोजनमस्तीति । अधुना तु तदभावाद्बालवाक्यादपि न रक्षतीति भवतैवानुभूयते । न हि एतावता वस्तुशक्तौ काचिन्न्यूनता । इच्छाशक्त्यधीनत्वात्सर्वासां शक्तीनाम् । तस्याः सर्वतोऽधिकत्वात् । न हि मन्त्रप्रतिबन्धदशायामग्नेरदाहकत्वमिति तच्छक्त्यपगम एवेति वक्तुं युक्तम् । प्रकृतेऽपि 'यासां साक्षादि'त्यादिनोक्तप्रयोजनार्थं भगवता तथा कृतमिति ज्ञात्वा भवता तु विस्मयो न कार्यः । अनुभावानुभवेनान्यः

---

ભગવાનની લીલા વિષે પરીક્ષિત્ રાજાને નીચે જણાવેલી અનેક શંકાઓ થાય છે. (૧) જેમ અગ્નિનો સંબંધ રૂનું અસ્તિત્વ સહન કરતો નથી અને તેને બાળી જ નાખે છે તેમ જ્યારે ભક્તોનો ભગવાનના શ્રીઅંગ સાથે સાક્ષાત્ સંબંધ થયો ત્યારે ભગવાનનું સ્વરૂપ ભક્તોની સગુણ અવસ્થા સહન નહિ કરે અને તેનો નાશ કરશે. પણ અહીં તો ભગવાનની સાથે સગુણ ભક્તોનો સંબંધ થએલો હોવા છતાં પણ ભક્તોની સગુણ અવસ્થા રહેલી છે એ આશ્ચર્યની એક વાત. (૨) અલૌકિક ભગવાને લૌકિક રીતે ભગવાનમાં કામબુદ્ધિ રાખનારાં શ્રીગોપીજનોની સાથે જે રમણ કર્યું એ આશ્ચર્યની બીજી વાત. (૩) શિશુપાલ વગેરેએ ભગવાનમાં ક્રોધાદિ ભાવ રાખ્યો હતો, છતાં પણ તેમને ક્રોધાદિભાવનું ફળ ભોગવ્યા વિના જ ભગવત્પ્રાપ્તિ થઈ એ આશ્ચર્યની ત્રીજી વાત. (૪) ભગવાનમાં સ્નેહ રાખનારા વૃષ્ણિકુળના માણસોને જે ફળ મળ્યું તેવું જ ફળ ક્રોધાદિભાવ રાખનારા શિશુપાલ વગેરે મનુષ્યોને પણ મળ્યું એ આશ્ચર્યની ચોથી વાત. (૫) શ્રીગોપીજનોનો ભાવ યશોદાજીના પુત્રમાં જ હતો. યશોદાજીના પુત્ર વનમાં રહેતા હતા, છતાં પણ તે શ્રીગોપીજનોના ધ્યાનમાં પ્રાપ્ત થયા એ આશ્ચર્યની પાંચમી વાત. (૬) આ શ્રીગોપીજનોને કોઈ પણ પ્રકારનું સાધન કર્યા વિના જ તે જ સમયે—ધ્યાનમાં ભગવત્પ્રાપ્તિ થઈ તે જ સમયે—નિર્ગુણ દેહની પ્રાપ્તિ થઈ એ આશ્ચર્યની છઠ્ઠી વાત. (૭) ભગવાન્ આગળ ઉપર જે રાસલીલા કરવાના છે તેનો અનુભવ ફક્ત સર્વાત્મભાવવાળાં શ્રીગોપીજનોને જ થાય છે, જ્યારે બીજી લીલાનો અનુભવ સર્વાત્મભાવ વિનાનાં ગોપીજનોને પણ થાય છે એ આશ્ચર્યની સાતમી વાત.

આ પ્રમાણે પરીક્ષિત્ રાજાને અનેક વિસ્મયોથી ચકિત થએલા જોઈને શુકદેવજી તે બધી શંકાઓનું અનુક્રમે સમાધાન કરે છે અને સાથે સાથે અગીઆરમા શ્લોકમાં જે જારબુદ્ધિવાળાં શ્રીગોપીજનોનું વર્ણન કરવામાં આવેલું છે તેમને ભગવત્પ્રાપ્તિ શા કારણથી થઈ તે પણ ન ચૈવમ્ ઇત્યાદિ શ્લોકમાં સમજાવે છે. પરીક્ષિતનું પહેલું આશ્ચર્ય દૂર કરવાને માટે શુકદેવજી આ શ્લોકમાં ભવતા પદ મૂકે છે. અહીં આ ભાવ છે. હે રાજન્! પહેલાં જ્યારે તું તારી માતા ઉત્તરાના ઉદરમાં હતો ત્યારે અશ્વત્થામાએ તારા ઉપર બ્રહ્માસ્ત્ર ફેંક્યું, આ બ્રહ્માસ્ત્રને કોઈ પણ પાછું વાળી શકે એવું ન હતું. તે સમયે ભગવાને જોયું કે પાંડવોની વંશવૃદ્ધિને માટે પરીક્ષિતની જરૂર છે અને આ પરીક્ષિત્ તો બ્રહ્માસ્ત્રથી મરી જશે; એટલે તરત જ ભગવાને પોતે જ તારૂં ગર્ભાવસ્થામાં રક્ષણ કર્યું. પણ હવે હે રાજન્! ભગવાનને તારૂં પ્રયોજન નથી એટલે એક મુનિકુમારના શાપમાંથી પણ તે અત્યારે તારૂં રક્ષણ કરતા નથી તે તું પોતે જ અનુભવી રહ્યો છું. આ પ્રમાણે કરવાથી કાંઈ ભગવદ્રૂપ પદાર્થની શક્તિમાં કોઈ જાતની ન્યૂનતા થતી નથી, કારણ કે ભગવાનની બધી શક્તિઓ તેમની ઇચ્છાશક્તિને અધીન છે, અને ભગવાનની ઇચ્છાશક્તિ બીજી બધી શક્તિઓ કરતાં અધિક છે. જ્યારે અગ્નિની દાહકશક્તિ મંત્રબળ વડે અટકાવવામાં આવે ત્યારે આપણે એમ ન કહી શકીએ કે અગ્નિની દાહકશક્તિનો નાશ જ થઈ ગયો. પ્રકૃત વિષયમાં પણ "યાસાં સાક્ષાદ્" ઇત્યાદિ પંક્તિઓમાં

भगवतो भक्तातिरिक्ते रागाभावो भक्तेष्वेव च राग इति वैराग्यवत्त्वं तथा भक्तानामपि भगवतीति सौहार्दयोग्येषु सौहार्दं ददातीति पूर्वोक्तवैराग्यवत्त्वात् तेषु तथा करणं युक्तमितिभावः । 'यशोदानन्दन' इत्यादिनोक्तविस्मयाभावार्थमाह अज इति । यदि भगवतो जीववत् कुत्रापि जन्म स्यात् तदान्यत्र बहिः-स्थितोऽत्रान्तर्हृदि कथमागतस्तत्र सन्नेवेतिशङ्का स्यात् । तदभावात् । स्वेच्छया यथा मायाजवनिकां दूरीकृत्य यशोदागृहे प्रकटः, तथा वने, तथैवान्तर्हृद्यपीत्यत्रे नायं विस्मयः कार्यः । अग्रिमोक्ततदभावार्थमाह योगेश्वरेति । योगिनो हि योगबलेन भोगार्थमनेकानि शरीराणि युगपत्क्षणमात्रेण सृजन्ति । तेषां च योग आगन्तुको धर्मः । भगवाँश्च तादृग्धर्मसम्पादकः फलदाता चेति तेषामपीश्वर इति सहजानन्तशक्तिमानिति तास्वलौकिकदेहसम्पादनमात्रं न विस्मयहेतुर्भवितुमर्हति । अग्रिमतदभावायाह कृष्ण इति । 'कृषिर्भूवाचक'इतिवाक्यात् सदानन्दस्वरूपो भगवान्, निर्दोषपूर्णगुण इति यावत् । तेन कृष्णातिरिक्तस्य वस्तुमात्रस्यैव सदोषत्वात्तत्रापि स्वास्थ्यहेतुत्वं जानतः सदोषत्वमेवेतिनिश्चयः । इयं च लीला स्वरूपानन्दरूपा तादृश्यैवेति सर्वात्मभावरहितेष्वेतदनुभवायोग्यत्वान्नायं विस्मयः कार्य इत्यर्थः । किञ्च, एतासां तु स्नेहः पूर्वोक्तः साधनत्वेनासीत्, गोकुलं 'त्वहयाप्तं निशि शयान'मिति वाक्यात् सर्व-

---

જાણતો નથી" ઈત્યાદિ ભગવાનનાં વાક્યોવડે જેમ ભક્ત વિના બીજા કોઈ પદાર્થમાં ભગવાનની આસક્તિ હોતી નથી, અને ભક્તોને વિષે જ આસક્તિ હોય છે અને તે રીતે ભગવાનમાં વૈરાગ્ય સિદ્ધ થાય છે તેમ ભક્તોની પણ આસક્તિ ભગવાનમાં જ હોય છે, અને ભગવાન્ વિના બીજા કોઈ પદાર્થમાં હોતી નથી, અને તે રીતે ભક્તોમાં વૈરાગ્ય સિદ્ધ થાય છે, એટલે મિત્રતા કરવા યોગ્ય ભક્તોને ભગવાન્ સૌહાર્દ આપે છે. માટે ભક્તોમાં પહેલાં જણાવેલો વૈરાગ્ય નામનો ધર્મ હોવાથી તેમના પ્રતિ ભગવાન્ (વૈરાગ્યમૂલક) સૌહાર્દ દર્શાવે એ યોગ્ય છે. ગોપીજનોનો ભાવ યશોદાનન્દનમાં છે ઈત્યાદિ વાક્યોમાં રાજાને જે (પાંચમો) વિસ્મય થયો હતો તે દૂર કરવાને શુકદેવજી અજ એ પ્રમાણે કહે છે. જો ભગવાન્ જીવની માફક કોઈ પણ સ્થળે જન્મ્યા હોત તો એક સ્થળે બહાર પ્રકટ થઈને, ત્યાં ને ત્યાં રહીને જ, અહીં અંતર્ગૃહગતા ગોપીજનોના હૃદયમાં શી રીતે આવ્યા એમ શંકા થાય. પણ ભગવાનને જીવની માફક જન્મ હોતો નથી (એટલે તે શંકાને સ્થાન નથી). જેમ ભગવાન્ પોતાની ઈચ્છાથી માયાનો પડદો દૂર કરીને યશોદાજીના ઘરમાં પ્રકટ થયા, તેમ વનમાં પ્રકટ થયા, તેમ અંતર્ગૃહગતા ગોપીજનોના હૃદયમાં પણ પ્રકટ થયા. તેથી જેમનો જન્મ નથી એવા ભગવાનને વિષે આ વિસ્મય તમારે કરવો જોઈએ નહિ. આગળની પંક્તિઓમાં વર્ણવેલા છઠ્ઠા વિસ્મયને દૂર કરતાં શુકદેવજી કહે છે કે યોગેશ્વર. યોગી લોકો, ખરેખર, પોતાના યોગબળથી ભોગને માટે અનેક શરીરો ક્ષણમાત્રમાં એક સામટાં ઉત્પન્ન કરે છે. યોગીઓનો આ યોગ આગન્તુક ધર્મ છે, સહજ નહિ. ભગવાન્ તો આવા પ્રકારના યોગને ઉત્પન્ન કરનાર છે અને તે યોગનું ફળ આપનાર છે, તેથી તે યોગેશ્વરોના પણ ઈશ્વર છે, એટલે ભગવાન્ સહજ—સ્વાભાવિક—અનન્ત શક્તિવાળા છે. તેથી તેમણે અન્તર્ગૃહગતા ગોપીજનોને અલૌકિક દેહ આપ્યો તેમાં વિસ્મયનું કારણ હોવું જોઈએ નહિ. આગળની પંક્તિઓમાં વર્ણવેલો સાતમો વિસ્મય દૂર કરતાં શુકદેવજી કહે છે કે કૃષ્ણ. 'કૃષ્ ધાતુ સત્તાવાચક છે' એ વાક્યથી જણાય છે કે ભગવાન્ સદાનંદસ્વરૂપ છે, અર્થાત્ નિર્દોષ પૂર્ણગુણ છે. તેથી કૃષ્ણ વિના બીજા બધાય પદાર્થો દોષવાળા છે, અને તે દોષવાળા પદાર્થોમાં પણ પોતાને શાન્તિ મળે છે એમ જે જાણે છે તે દોષવાળો જ છે એમ નિશ્ચય થાય છે. આ રાસલીલા સ્વરૂપાનન્દરૂપ છે અને તેથી જેમનામાં સર્વાત્મભાવ છે તેમનાથી જ તે અનુભવાય છે, એટલે જેઓ સર્વાત્મભાવરહિત છે તેઓ આ રાસલીલાનો અનુભવ કરવાને માટે અધિકારી નથી. તેથી આ વિસ્મય તમારે કરવો જોઈએ નહિ એવો અર્થ છે. વળી તે ગોપીજનોનો સ્નેહ જે પહેલાં વર્ણવવામાં આવ્યો છે તે સાધનરૂપે હતો, પરંતુ "દિવસે કામમાં રોકાયલું અને રાત્રિએ સૂઈ જનારૂં" એ વાક્ય

कुर्यादपीति । द्वितीयतृतीयादिकं परिहरति भगवतीति । तत्रेश्वरो हि सर्वरसभोक्ता भवति । 'सर्वरस' इतिश्रुतेः । कामरसो हि तादृशभाववतीषु विशिष्टोऽनुभूतो भवति । कामशास्त्रे तथैव निरूपणात् । तथा चैश्वर्यवत्ययं विस्मयो न कार्यः । तथा भगवद्वीर्यस्येतरसाधनासाध्यसाधकत्वेनात्युग्रत्वात् क्रोधादिदोष-मन्यानिवर्त्यमपि स्ववीर्येण हरिर्निवारयितुं समर्थ इति तादृशे स विस्मयो न कार्यः । यशो ह्यसाधा-रणमसाधारणे कर्मणि सति भवति । यदि स्नेहवत्स्वेव मुक्तिं दद्यात्, न द्विट्सु, तदान्यसाधारण्येना-साधारणं यशो न स्यात् । भयद्वेषादिमत्स्वपि स्नेहादिमत्समानफलदाने ह्यसाधारणत्वेनासाधारणं यशः स्यात् । तथा च तादृशयशसः सहजत्वेन तद्ज्ञापकधर्मा अपि हरौ सहजा एवेति नायं विस्मयः कार्यः । श्रीर्लक्ष्मीः । सा चैतादृशस्नेहवती यद्वक्षसि स्थितिं प्राप्यापि चरणरजः कामयते प्रत्यवतारं चावतरति । सदा तद्वत्त्वेन हरिः स्नेहरसाभिज्ञ इति तद्वत्सु स्वरूपदानं युक्तम् । ऐक्यं हि ज्ञानमार्गे । हरेश्च ज्ञानवत्त्वेन तेषु तथा युक्तम् । सौहार्दं हि सख्ये सति भवति । तच्च समानशीलव्यसनेष्वेव । 'नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना । श्रियं चात्यन्तिकीं ब्रह्मन् येषां गतिरहं परा ॥ साधवो हृदयं मह्यं साधूनां हृदयं त्वहम् । मदन्यत्ते न जानन्ति नाहं तेभ्यो मनागपि' ॥ इत्यादिवाक्यैर्यथा

---

જે પ્રયોજન દર્શાવવામાં આવ્યાં છે તે જ પ્રયોજનો માટે ભગવાને કેટલાંક ગોપીજનોને સગુણ બનાવ્યાં છે એમ સમજીને તમારે વિસ્મય કરવો જોઇએ નહિ. ભગવાનના સામર્થ્યનો અનુભવ ન હોવાથી બીજો માણસ કદાચ શંકા કરે પણ ખરો, (પરંતુ તમે ભગવાનના માહાત્મ્યનો અનુભવ કરેલો છે એટલે તમને આ વિષયમાં આશ્ચર્ય થવું જોઇએ નહિ.) શુકદેવજી ભગવતિ એ પદ વડે બીજા અને ત્રીજા વિસ્મયનો પરિહાર કરે છે. ખરેખર! ઈશ્વર સર્વ રસના ભોક્તા છે, કારણ કે શ્રુતિ કહે છે કે ભગવાન્ સર્વરસ છે. કામરસનો વિશિષ્ટ અનુભવ કામભાવવાળી સ્ત્રીઓમાં થાય છે, કારણ કે કામશાસ્ત્રમાં તે પ્રમાણે જ વર્ણન કરવામાં આવ્યું છે. માટે ઐશ્વર્યવાળા ભગવાનને વિષે તમારે આવો વિસ્મય કરવો નહિ. (ત્રીજા વિસ્મયનો પરિહાર કરતાં શુકદેવજી કહે છે કે) ભગવાનમાં જે વીર્ય ગુણ રહેલો છે તે બીજાં સાધનોથી સિદ્ધ ન થઈ શકે એવા પદાર્થોને સિદ્ધ કરી શકે છે અને તેથી તે ઘણું ઉગ્ર છે, અને તેથીજ બીજાં સાધનોથી નાશ ન પામે એવા ક્રોધાદિ દોષોનો પણ ભગવાન્ પોતાના વીર્ય વડે નાશ કરવાને સમર્થ છે; એટલે એવા વીર્યવાળા ભગવાનને વિષે તમારે વિસ્મય કરવો જોઇએ નહિ. (ચોથો વિસ્મય દૂર કરતાં શુકદેવજી કહે છે કે) યશ ખરેખર અસાધારણ છે અને અસાધારણ કર્મ કરવાથી તે પ્રાપ્ત થાય છે. જો ભગવાન્ એકલા સ્નેહવાળા ભક્તોને જ મુક્તિ આપે અને દ્વેષ કરનારાઓને ન આપે તો તે બીજા સાધારણ માણસોની માફક જ વર્તે છે અને તેથી ભગવાનને અસાધારણ યશ મળે નહિ. સ્નેહ વગેરે ધર્મોવાળા મનુષ્યોને ભગવાન્ જે ફલ આપે છે તે જ ફલ જો ભગવાન્ ભય, દ્વેષ વગેરે ધર્મોવાળા મનુષ્યોને આપે તો તે ખરેખર અસાધારણ કહેવાય, અને તેથી તેમને અસાધારણ યશ મળે. આ પ્રમાણે ભગવાનનો અસાધારણ યશ સહજ છે, અને તેથી તે યશ દર્શાવનારા ધર્મો પણ ભગવાનમાં સહજ જ છે; માટે તમારે આ વિસ્મય કરવો જોઇએ નહિ. શ્રી એટલે લક્ષ્મીજી. ભગવાનમાં તેમનો સ્નેહ એવા પ્રકારનો છે કે ભગવાનના વક્ષઃસ્થળ ઉપર સ્થાન મેળવીને પણ લક્ષ્મીજી તેમના ચરણરજની ઇચ્છા કરે છે અને દરેક અવતારમાં ભગવાનની સાથે તે પોતે અવતરે છે. આ પ્રમાણે ભગવાન્ હમ્મેશાં શ્રીવાળા છે એટલે તે સ્નેહરસને પૂરેપૂરી રીતે જાણનારા છે, અને તેથીજ સ્નેહવાળા મનુષ્યોને તે સ્વરૂપદાન કરે છે એ બરોબર છે. (ભગવાનની સાથેનું) ઐક્ય જ્ઞાનમાર્ગમાં હોય છે. ભગવાન્ જ્ઞાનવાળા છે એટલે જ્ઞાની માણસો ભગવાનની સાથે ઐક્ય પ્રાપ્ત કરે તે યોગ્ય છે. સૌહાર્દ, સખ્ય હોય તો, સંભવે છે. આ મિત્રતા સરખા આચાર વિચારવાળા માણસોમાં જ હોય છે. "હે બ્રહ્મન્, જેમની પરા ગતિ હું છું એવા મારા સાધુ ભક્તો વિના હું મારા આત્માની તથા નિત્ય શ્રીની આશા રાખતો નથી. સાધુઓ મારૂં હૃદય છે અને સાધુઓનું હૃદય હું છું. તેઓ મારા વિના બીજું કાંઈ પણ જાણતા નથી, અને હું પણ તેઓના વિના જરાં પણ બીજું

भगवतो भक्तातिरिक्ते रागाभावो भक्तेष्वेव च राग इति वैराग्यवत्त्वं तथा भक्तानामपि भगवतीति सौहार्दयोग्येषु सौहार्दं ददातीति पूर्वोक्तवैराग्यवत्त्वात् तेषु तथा करणं युक्तमितिभावः । 'यशोदानन्दन' इत्यादिनोक्तविस्मयाभावार्थमाह अज इति । यदि भगवतो जीववत् कुत्रापि जन्म स्यात् तदान्यत्र बहिः-स्थितोऽन्तर्हृदि कथमागतस्तत्र सन्नेवेतिशङ्का स्यात् । तदभावात् । स्वेच्छया यथा मायाजवनिकां दूरीकृत्य यशोदागृहे प्रकटः, तथा वने, तथैवान्तर्हृद्यपीत्यजे नायं विस्मयः कार्यः । अग्रिमोक्ततदभावार्थमाह योगेश्वरेति । योगिनो हि योगबलेन भोगार्थमनेकानि शरीराणि युगपत्क्षणमात्रेण सृजन्ति । तेषां च योग आगन्तुको धर्मः । भगवाँश्च तादृग्धर्मसम्पादकः फलदाता चेति तेषामपीश्वर इति सहजानन्तशक्तिमानिति तास्वलौकिकदेहसम्पादनमात्रं न विस्मयहेतुर्भवितुमर्हतीति । अग्रिमतदभावायाह कृष्ण इति । 'कृषिर्भूवाचक'इतिवाक्यात् सदानन्दस्वरूपो भगवान्, निर्दोषपूर्णगुण इति यावत् । तेन कृष्णातिरिक्तस्य वस्तुमात्रस्यैव सदोषत्वात्तत्रापि स्वास्थ्यहेतुत्वं जानतः सदोषत्वमेवेतिनिश्चयः । इयं च लीला स्वरूपानन्दरूपा तादृश्येवेति सर्वात्मभावरहितेष्वेतदनुभवायोग्यत्वान्नायं विस्मयः कार्य इत्यर्थः । किञ्च, एतासां तु स्नेहः पूर्वोक्तः साधनत्वेनासीत्, गोकुले 'त्वह्नयाप्तं निशि शयान'मिति वाक्यात् सर्व-

---

જાણતો નથી" ઇત્યાદિ ભગવાનનાં વાક્યોવડે જેમ ભક્ત વિના બીજા કોઈ પદાર્થમાં ભગવાનની આસક્તિ હોતી નથી, અને ભક્તોને વિષે જ આસક્તિ હોય છે અને તે રીતે ભગવાનમાં વૈરાગ્ય સિદ્ધ થાય છે તેમ ભક્તોની પણ આસક્તિ ભગવાનમાં જ હોય છે, અને ભગવાન્ વિના બીજા કોઈ પદાર્થમાં હોતી નથી, અને તે રીતે ભક્તોમાં વૈરાગ્ય સિદ્ધ થાય છે, એટલે મિત્રતા કરવા યોગ્ય ભક્તોને ભગવાન્ સૌહાર્દ આપે છે. માટે ભક્તોમાં પહેલાં જણાવેલો વૈરાગ્ય નામનો ધર્મ હોવાથી તેમના પ્રતિ ભગવાન્ (વૈરાગ્યમૂલક) સૌહાર્દ દર્શાવે એ યોગ્ય છે. ગોપીજનોનો ભાવ યશોદાનન્દનમાં છે ઇત્યાદિ વાક્યોમાં રાજાને જે (પાંચમો) વિસ્મય થયો હતો તે દૂર કરવાને શુકદેવજી અજે એ પ્રમાણે કહે છે. જો ભગવાન્ જીવની માફક કોઈ પણ સ્થળે જન્મ્યા હોત તો એક સ્થળે બહાર પ્રકટ થઈને, ત્યાં ને ત્યાં રહીને જ, અહીં અંતર્ગૃહગતા ગોપીજનોના હૃદયમાં શી રીતે આવ્યા એમ શંકા થાય. પણ ભગવાનને જીવની માફક જન્મ હોતો નથી (એટલે તે શંકાને સ્થાન નથી). જેમ ભગવાન્ પોતાની ઇચ્છાથી માયાનો પડદો દૂર કરીને યશોદાજીના ઘરમાં પ્રકટ થયા, તેમ વનમાં પ્રકટ થયા, તેમ અંતર્ગૃહગતા ગોપીજનોના હૃદયમાં પણ પ્રકટ થયા. તેથી જેમનો જન્મ નથી એવા ભગવાનને વિષે આ વિસ્મય તમારે કરવો જોઈએ નહિ. આગળની પંક્તિઓમાં વર્ણવેલા છઠ્ઠા વિસ્મયને દૂર કરતાં શુકદેવજી કહે છે કે યોગેશ્વર. યોગી લોકો, ખરેખર, પોતાના યોગબળથી ભોગને માટે અનેક શરીરો ક્ષણમાત્રમાં એક સામટાં ઉત્પન્ન કરે છે. યોગીઓનો આ યોગ આગન્તુક ધર્મ છે, સહજ નહિ. ભગવાન્ તો આવા પ્રકારના યોગને ઉત્પન્ન કરનાર છે અને તે યોગનું ફળ આપનાર છે, તેથી તે યોગેશ્વરોના પણ ઈશ્વર છે, એટલે ભગવાન્ સહજ—સ્વાભાવિક—અનન્ત શક્તિવાળા છે. તેથી તેમણે અન્તર્ગૃહગતા ગોપીજનોને અલૌકિક દેહ આપ્યો તેમાં વિસ્મયનું કારણ હોવું જોઈએ નહિ. આગળની પંક્તિઓમાં વર્ણવેલો સાતમો વિસ્મય દૂર કરતાં શુકદેવજી કહે છે કે કૃષ્ણે. 'કૃષ્ ધાતુ સત્તાવાચક છે' એ વાક્યથી જણાય છે કે ભગવાન્ સદાનંદસ્વરૂપ છે, અર્થાત્ નિર્દોષ પૂર્ણગુણ છે. તેથી કૃષ્ણ વિના બીજા બધાય પદાર્થો દોષવાળા છે, અને તે દોષવાળા પદાર્થોમાં પણ પોતાને શાન્તિ મળે છે એમ જે જાણે છે તે દોષવાળો જ છે એમ નિશ્ચય થાય છે. આ રાસલીલા સ્વરૂપાનન્દરૂપ છે અને તેથી જેમનામાં સર્વાત્મભાવ છે તેમનાથી જ તે અનુભવાય છે, એટલે જેઓ સર્વાત્મભાવરહિત છે તેઓ આ રાસલીલાનો અનુભવ કરવાને માટે અધિકારી નથી. તેથી આ વિસ્મય તમારે કરવો જોઈએ નહિ એવો અર્થ છે. વળી તે ગોપીજનોનો સ્નેહ જે પહેલાં વર્ણવવામાં આવ્યો છે તે સાધનરૂપે હતો, પરંતુ "દિવસે કામમાં રોકાયલું અને રાત્રિએ સૂઈ જનારું" એ વાક્ય

मुक्तिर्देहेति तन्निवृत्तिं विना न सेति तथोक्तम् । तासां न तथेति न तथोक्तमिति चेत्, अहो शङ्काढ्य-मानिनो मौढ्यदार्ढ्यं तव । यस्मादालोचनलोचनराहित्येन बाहिर्मौख्यासत्सङ्गरूपगिरिगर्तापातपातवि-दशाशनः परोक्तमपि नानुसंधत्से । तथा हि । यच्छङ्कानिरासायैतत्कथावतारिता तद्भावश्च त्वया वर्णितः, तत्र त्वां पृच्छामस्तदर्थमियं कथा कल्पिता उत सिद्धैवानूदिता । अन्त्य एव संमतश्चेत्, तत्रापि त्वां पृच्छामः, एतासां प्रतिबन्धे को हेतुरिति । स्वप्रियास्वपि सगुणत्वं स्थापयितुमेतासां प्रतिबन्धो हरिणैव कृत इति चेद्ब्रवीपि, हन्त एवंविचारकस्य तव शतधा हृदयं नास्फुटत् कुतस्तन्न जानीमः । यतो मर्यादाभक्तिमार्गीयसेवाविषयकश्रद्धाया अपि निर्गुणत्वं तत्र साक्षादङ्गसङ्गिनीषु सगुणत्वं ब्रवीषि । किञ्च, 'ता मन्मनस्का मत्प्राणा मदर्थे त्यक्तदैहिका' इत्यादिना प्रभुणैव, 'एताः परं तनुभृत' इत्यादिनो-द्धवेन 'नोद्धवोऽण्वपि मन्न्यून' इत्यादिना भगवता स्तुतेनापि चरणरेणुप्रार्थनापूर्वकं स्तुता इति च तदन्यथाशङ्कापि । ननु कामोपाधिस्नेहवत्त्वेन तथोच्यत इति चेत् । न । तथात्वेहि भगवतोऽपि विषयान्तर-

---

અગીઆરમા શ્લોકમાં કહ્યું. આઠમા શ્લોકમાં વર્ણવેલાં ગોપીજનોને દેહનિવૃત્તિપૂર્વક મોક્ષ મળ્યો નથી એટલે ત્યાં તે પ્રમાણે કહ્યું નથી. આ પ્રમાણે આઠમા શ્લોકમાં જણાવેલા શ્રુતિરૂપા ગોપીજનો અને નવ, દસ અને અગીઆર એ ત્રણ શ્લોકમાં જણાવેલાં અંતર્ગૃહગતા ગોપીજનો એક જ પ્રકારનાં છે, શ્રુતિરૂપા ગોપીજનો ઉચ્ચકોટિનાં અને અંતર્ગૃહગતા ગોપીજનો નીચકોટિનાં એમ નહિ.

**સમાધાનઃ**—અરે ! તારા જેવા શંકા કરનારની આ મૂર્ખતાની પરાકાષ્ઠા ! કારણ કે તારી પાસે વિચારરૂપી ચક્ષુઓ નથી એટલે બહિર્મુખતા અને અસત્સંગરૂપી પર્વતોની ખીણોમાં અફળાઈને પડવાથી તારૂં અંતઃકરણ એટલું બધું દુષ્ટ થઈ ગયું છે કે શુકદેવજી જેવા મુનિઓ જે કહે છે તેનો પણ તું વિચાર કરતો નથી. જો, ગોપીજનો ઘેર ન ગયાં એ વસ્તુ લોકમાં અસંભવિત છે અને તેથી તે કેમ સંભવે-આ શંકાને દૂર કરવાને માટે નવ, દસ અને અગીઆર એ ત્રણ શ્લોકમાં જણાવેલી કથાનું તેં વર્ણન કર્યું અને તેનો ભાવ પણ તેં વર્ણવ્યો. તો હવે એ કથાનો અર્થ હું તને પૂછું છું—આ કથા કલ્પિત છે કે તે સિદ્ધ જ હતી અને તેનો અહીં ફક્ત અનુવાદ કરવામાં જ આવ્યો છે? જો સિદ્ધાનુવાદરૂપી બીજો પક્ષ તને સંમત હોય તો પછી એ વિષે હું તને પ્રશ્ન પૂછું છું કે બધાં ગોપીજનોનો પ્રતિબંધ કરવામાં શો હેતુ છે?

साधनविमुखं सदपि प्रतिक्षणं स्वरूपे लीयते, अग्रिमाग्रिमलीलारसानुभवार्थं भगवान् परं पुनः पुनः पृथक्कृत्य तामनुभावयतीत्यचिन्त्यानन्तशक्तिमति न किञ्चिदाश्चर्यमित्याशयेनाह यत एतदिति । शुकस्त्वधुना लीलेतराननुसंधानाद्भावनया तत्रैव स्थित इत्येतदित्युक्तवान्, वर्तमानप्रयोगं च कृतवान्, तामेव लीलामनुभवतीति सर्वमनवद्यम् ।

नन्वेतद्वैपरीत्यमपि सुवचम् । तथाहि । एता अपि पूर्वोक्तमध्यपातिन्य एव । अत एव पूर्वश्लोके तासामनिवृत्तिमुक्त्वा तादृशी सा लोकेऽत्यसम्भावितेति सा कथमुपपद्यत इत्याशङ्कानिरासायाह अन्तर्गृहेत्यादि । अत्रायं भावः । पूर्वं हि वचनेन निवर्तनम् । तथा सति निवृत्तिर्हि विपरीतस्वक्रियया भवति । सा चातिदूरे, यतस्तत्सजातीयाः काश्चिद्भर्त्रादिकृते क्रियया प्रतिबन्धे तत्प्रतिबन्ध्यं देहमपि त्यक्त्वा भगवत्सङ्गता जाताः । तथा चैतादृश्यः पूर्वोक्ताः सर्वा इति युक्तैवानिवृत्तिः । किञ्च, 'तद्भावनायुक्ता' इतिपदे तच्छब्दस्य पूर्वपरामर्शित्वेन पूर्वं च पूर्वोक्तानामेव भावस्योक्तत्वादेतद्भावसजातीयभाववत्त्वं पूर्वोक्तानामपीति गम्यते । तेनैतन्निष्ठाशेषधर्मवत्त्वं तत्रापि सिध्यति । एतासां

---

એમ બતાવે છે કે ગોકુલ તો સર્વસાધનરહિત હોવા છતાં પણ દરેક ક્ષણે ભગવાનના સ્વરૂપમાં લય પામે છે, પણ બીજી આગળની લીલાના રસના અનુભવને માટે ભગવાન્ વારંવાર તેમને પોતાના સ્વરૂપથી છૂટા પાડીને તે તે લીલાનો અનુભવ કરાવે છે. આ પ્રમાણે અચિન્ત્ય અનન્ત શક્તિવાળા ભગવાનને વિષે કાંઈ પણ આશ્ચર્ય નથી એમ કહેવાને માટે શુકદેવજી કહે છે કે यतः एतद्, જેનાથી આ ગોકુલ મુક્ત થાય છે. શુકદેવજીને તો હમણાં લીલા વિના બીજા પદાર્થનું અનુસંધાન ન હોવાથી તે પોતે ભાવનાવડે ગોકુલમાં લીલામાં જ સ્થિતિ કરી રહ્યા છે એટલે તેમણે एतद् એ પ્રમાણે કહ્યું અને मुच्यते એ પ્રમાણે વર્તમાન કાળનો પ્રયોગ કર્યો. આ પ્રમાણે શુકદેવજી રાસલીલાનો અનુભવ કરી રહ્યા છે એટલે સર્વ વર્ણન યોગ્ય છે.

**શંકાઃ**—અત્યાર સુધી તમે જે કહ્યું કે રાસમંડલનાં ગોપીજનો નિર્ગુણ છે અને અંતર્ગૃહગતા ગોપીજનો સગુણ છે તેનાથી વિરુદ્ધ પણ સારી રીતે કહી શકાય એમ છે. જેમકે—આ અન્તર્ગૃહગતા ગોપીજનો પણ પહેલાં જણાવેલાં ગોપીજનોના જેવાં જ છે. તેથી જ આઠમા શ્લોકમાં તેઓ ન ગયાં એમ કહેવામાં આવ્યું. સ્ત્રીઓ આ પ્રકારે પોતાને ઘેર ન જાય એ તો લોકમાં બહુ અસંભવિત છે માટે તે સ્ત્રીઓ ઘેર ન ગયાં તે શી રીતે ઘટી શકે છે એ શંકા દૂર કરવાને માટે શુકદેવજીએ अन्तर्गृह ઇત્યાદિ ત્રણ શ્લોકો (નવ, દસ અને અગીઆર) કહ્યા. અહીં આ પ્રમાણે તાત્પર્ય છે. પહેલાં આઠમા શ્લોકમાં પતિ વગેરેએ શબ્દો વડે ગોપીજનોને અટકાવવા માંડ્યાં. આ પ્રમાણે થતાં, ગોપીજનોની નિવૃત્તિ વિપરીત ક્રિયાથી—પાછા ફરવાથી—થાય. પણ તે વિપરીત સ્વક્રિયાની વાત તો ઘણી દૂર રહી, કારણ કે તેમના જેવાં જ બીજાં કેટલાંક અન્તર્ગૃહગતા ગોપીજનોનો જ્યારે તેમના પતિ વગેરેએ ક્રિયા વડે પ્રતિબંધ કર્યો ત્યારે પતિ વગેરે જેનો પ્રતિબન્ધ કરતા હતા એવા દેહનો પણ તે ગોપીજનોએ ત્યાગ કર્યો અને પછીથી તે ભગવાનની સાથે સમાગમ પામ્યાં. અર્થાત્ પૂર્વોક્ત સર્વ ગોપીજનો આ પ્રકારનાં—અંતર્ગૃહગતા ગોપીજનો જેવાં—જ છે તેથી આઠમા શ્લોકમાં ગોપીજનો ઘેર ન ગયાં એ વાત જે કહેવામાં આવી છે તે બરોબર છે. વળી નવમા શ્લોકમાં આવેલા तद्भावनायुक्ताः એ પદમાં तद् શબ્દ પહેલાં જણાવેલા પદાર્થનો સંબંધ દર્શાવે છે, અને પહેલાં આઠમા શ્લોકમાં પૂર્વોક્ત શ્રુતિરૂપા ગોપીજનોના ભાવનું જ વર્ણન કરવામાં આવેલું છે, એટલે નવમા, દસમા અને અગીઆરમા શ્લોકમાં વર્ણવેલાં અન્તર્ગૃહગતા ગોપીજનોનો ભાવ પહેલાં આઠમા શ્લોકમાં વર્ણવેલાં ગોપીજનોમાં પણ છે એમ જણાય છે. તેથી નવ, દસ અને અગીઆર એ ત્રણ શ્લોકમાં વર્ણવેલાં અંતર્ગૃહગતા ગોપીજનોના બધા ય ધર્મો આઠમા શ્લોકમાં વર્ણવેલાં ગોપીજનોમાં પણ છે એમ સિદ્ધ થાય છે. અંતર્ગૃહગતા ગોપીજનોને વિદેહ મુક્તિ આપી એટલે દેહની નિવૃત્તિ વિના મુક્તિ હોતી નથી એ પ્રમાણે શુકદેવજીએ

मुक्तिर्दत्तेति तन्निवृत्तिं विना न सेति तथोक्तम्। तासां न तथेति न तथोक्तमिति चेत्, अहो शङ्काकृन्मानिनो मौढ्यगाढ्यं तव। यस्मादालोचनलोचनराहित्येन बाहिर्मुख्यासत्सङ्गाख्यगिरिगर्तायातपातविवशाशयः परोक्तमपि नानुसंधत्से। तथा हि। यच्छङ्कानिरासायैतत्कथावतारिता तद्भावश्च त्वया वर्णितः, तत्र त्वा पृच्छामस्तदर्थमियं कथा कल्पिता उत सिद्धैवानूदिता। अन्त्य एव समतश्चेत्, तत्रापि त्वा पृच्छामः, एतासां प्रतिबन्धे को हेतुरिति। स्वप्रियास्वपि सगुणत्वं ज्ञापयितुमेतासां प्रतिबन्धो हरिणैव कृत इति चेद्ब्रवीषि, हन्त एवंविचारकस्य तव शतधा हृदयं नास्फुटत् कुतस्तन्न जानीमः। यतो मर्यादाभक्तिमार्गीयसेवाविषयकश्रद्धाया अपि निर्गुणत्वं तत्र साक्षादङ्गसङ्गिनीषु सगुणत्वं ब्रवीषि। किञ्च, 'ता मन्मनस्का मत्प्राणा मदर्थे त्यक्तदैहिका' इत्यादिना प्रभुणैव, 'एताः परं तनुभृत' इत्यादिनोद्धवेन 'नोद्धवोऽण्वपि मन्न्यून' इत्यादिना भगवता स्तुतेनापि चरणरेणुप्रार्थनापूर्वकं स्तुता इति क तद्गन्धशङ्कापि। ननु कामोपाधिस्नेहवत्त्वेन तथोच्यत इति चेत्। न। तथास्नेहे भगवतोऽपि विषयान्तर-

---

અગીઆરમા શ્લોકમા કહ્યુ આઠમા શ્લોકમા વર્ણવેલા ગોપીજનોને દેહનિવૃત્તિપૂર્વક મોક્ષ મળ્યો નથી એટલે ત્યા તે પ્રમાણે કહ્યુ નથી આ પ્રમાણે આઠમા શ્લોકમા જણાવેલા શ્રુતિરૂપા ગોપીજનો અને નવ, દસ અને અગીઆર એ ત્રણ શ્લોકમા જણાવેલા અતર્ગૃહગતા ગોપીજનો એક જ પ્રકારના છે, શ્રુતિરૂપા ગોપીજનો ઉચ્ચકોટિના અને અતર્ગૃહગતા ગોપીજનો નીચકોટિના એમ નહિ

**સમાધાનઃ**—અરે! તારા જેવા શકા કરનારની આ મૂર્ખતાની પરાકાષ્ઠા! કારણ કે તારી પાસે વિચારરૂપી ચક્ષુઓ નથી એટલે બહિર્મુખતા અને અસત્સગરૂપી પર્વતોની ખીણોમા અફળાઈને પડવાથી તારૂ અત કરણ એટલુ બધુ દુષ્ટ થઈ ગયુ છે કે શુકદેવજી જેવા મુનિઓ જે કહે છે તેનો પણ તુ વિચાર કરતો નથી જો ગોપીજનો ઘેર ન ગયા એ વસ્તુ લોકમા અસભવિત છે અને તેથી તે કેમ સભવે—આ શકાને દૂર કરવાને માટે નવ, દસ અને અગીઆર એ ત્રણ શ્લોકમા જણાવેલી કથાનુ તેં વર્ણન કર્યુ અને તેનો ભાવ પણ તેં વર્ણવ્યો તો હવે એ કથાનો અર્થ હુ તને પૂછુ છુ—આ કથા કલ્પિત છે કે તે સિદ્ધ જ હતી અને તેનો અહીં ફક્ત અનુવાદ કરવામા જ આવ્યો છે? જો સિદ્ધાનુવાદરૂપી બીજો પક્ષ તને સમત હોય તો પછી એ વિષે હુ તને પ્રશ્ન પૂછુ છુ કે બધા ગોપીજનોનો પ્રતિબધ કરવામાં શો હેતુ છે?

આઠમા શ્લોકમા વર્ણવેલા સ્વપ્રિયા ગોપીજનો પણ સગુણ છે એ દર્શાવવાને માટે આ અન્તર્ગૃહગતા ગોપીજનોનો પ્રતિબધ ભગવાને પોતે જ પતિ વગેરેની દ્વારા કર્યો—એમ જો તુ કહેતો હોય તો ખરેખર! તે ખેદની વાત છે, અને આ પ્રમાણે વિચાર કરતા તારા હૃદયના સો કકડા કેમ ન થઈ ગયા તે હુ સમજી શકતો નથી કારણ કે જ્યા મર્યાદાભક્તિમાર્ગની સેવા વિષેની શ્રદ્ધા પણ નિર્ગુણ છે ત્યા સાક્ષાત્ ભગવાનનો સમાગમ કરનારી ગોપીજનો જેમનુ આઠમા શ્લોકમા વર્ણન કરવામા આવ્યુ છે તે સગુણ છે એમ તુ કહે છે (તેથી મને ઘણો ખેદ થાય છે) વળી "તે ગોપીજનોનુ મન મારામા છે, તેમની ઇન્દ્રિયો મારામા છે અને મારે માટે તેમણે દેહની ઉપયોગી વસ્તુઓનો ત્યાગ કર્યો છે" ઇત્યાદિ શબ્દોમા ભગવાને પોતે જ ગોપીજનોની સ્તુતિ કરી છે, "ઉદ્ધવ મારાથી જરા પણ ન્યૂન નથી" એ પ્રમાણે ભગવાને જેમની સ્તુતિ કરી છે એવા ઉદ્ધવજી પણ "આ ગોપીજનો ઉત્તમ પ્રકારે દેહ ધારણ કરનારા છે" ઇત્યાદિ શબ્દોમા ગોપીજનોના ચરણરજની પ્રાર્થના કરીને તેમની સ્તુતિ કરે છે. તો પછી એવા ગોપીજનોમાં સગુણત્વના ગન્ધની શકા પણ ક્યાથી હોઈ શકે?

**શંકાઃ**—આઠમા શ્લોકમા જણાવેલા ગોપીજનોનો ભગવાનમા જે સ્નેહ હતો તે કામની ઉપાધિવાળો હતો અને તેથી તે ગોપીજનોનો દેહનિવૃત્તિપૂર્વક મોક્ષ ન થયો એમ કહેવામા આવ્યુ છે.

तुल्यत्वेन 'संत्यज्य सर्वविषया'निति कथनानुपपत्तेः । विषयार्थमेवागमनात् । न च भगवतो विषयत्वेऽपि तदतिरिक्तविषयाणां त्यागोऽनूद्यत इति वाच्यम् । 'तव पादमूलं प्राप्ता'इत्युक्तिविरोधात् । न हि कामिन्य एवं वदन्ति किन्तु भक्ता एव । किञ्च, अतितोके पूतनासुपयःपानानन्तरं रक्षाकरणे श्रीशुकेन हेतुरुक्त 'इतिप्रणयबद्धाभिर्गोपीभि'रिति । न हि तादृशे कामोपाधिकः स संभवति । न वा तादृशीनामञ्जनादित्यागः संभवति, प्रत्युत तदादि सर्वं प्रसाध्यागमनं कुब्जावत् । तदनन्तरं यद्रमणं तत्तु 'रसो वै स' इतिश्रुतेः स्वरूपस्य रसात्मकत्वाद्रसरीत्या स्वरूपानन्ददानमेव । 'सात्त्विकं सुखमात्मोत्थं विषयोत्थं तु राजसं । तामसं मोहदैन्योत्थं निर्गुणं मदपाश्रय'मिति भगवद्वाक्यात् भगवत्सम्बन्धिसुखस्यापि गुणातीतत्वमेव) ॥ १६ ॥

एवं प्रासङ्गिकं परिहृत्य प्रस्तुतमाह ता दृष्ट्वेति ।

ता दृष्ट्वान्तिकमायाता भगवान् व्रजयोषितः ।
अवदद्वदतां श्रेष्ठो वाचःपेशैर्विमोहयन् ॥ १७ ॥

---

**સમાધાનઃ**—આ પ્રમાણે શંકા કરવામાં આવે છે તે યોગ્ય નથી. જો ભગવાનમાં ગોપીજનોનો સ્નેહ કામમૂલક હોય તો ભગવાન્ પણ જગતના બીજા બધા પદાર્થોના જેવા થઈ જાય, અને તેથી "બધા વિષયોનો સંપૂર્ણ ત્યાગ કરીને" એ ગોપીજનોનું વચન ઘટી શકે નહિ, કારણકે (ગોપીજનોનો ભગવાનમાં કામમૂલક સ્નેહ હોય તો) તેઓ ભગવદ્રૂપ વિષયને માટે જ આવેલાં હોવાં જોઇએ. ભગવાન્ ગોપીજનોના કામનો વિષય થાય તો પણ ભગવાન્ વિનાના બીજા બધા વિષયોનો ત્યાગ કરવાની વાત સંત્યજ્ય સર્વવિષયાન્ એ શ્લોકમાં કહેવામાં આવેલી છે—એમ કોઇએ શંકા કરવી નહિ; કારણ કે (તેમ શંકા કરવાથી) "તમારા ચરણમાં અમે પ્રાપ્ત થયાં છીએ" એ વચનની સાથે વિરોધ આવે છે. ભગવાનના ચરણકમલને પ્રાપ્ત થવાની વાત કામિની સ્ત્રીઓ કરતી નથી, પરંતુ ભક્તો જ તે પ્રમાણે કહે છે. વળી જ્યારે ન્હાના બાળકરૂપે ભગવાને પૂતનાના પ્રાણ અને સ્તનનું પાન કર્યું ત્યારે ગોપીજનોએ તેમનું રક્ષણ કર્યું હતું. અને પછી શુકદેવજીએ "આ પ્રમાણે ભક્તિજન્ય સ્નેહ વડે બંધાએલી ગોપીજનોએ જેમનું રક્ષણ કર્યું એવા ભગવાન્......." ઇત્યાદિ શબ્દોમાં કહ્યું કે ગોપીજનોએ ભગવાનનું જે રક્ષણ કર્યું તેનું કારણ એ કે તેમનો ભગવાનમાં ભક્તિજન્ય સ્નેહ હતો. આવા ન્હાના બાળકને વિષે કામોપાધિક સ્નેહ બીલકુલ સંભવતો નથી. વળી કામિની સ્ત્રીઓ અંજન વગેરેનો ત્યાગ કરે તે પણ સંભવતું નથી, પણ કુબ્જાની માફક અંજન વગેરેથી દેહની શોભા કરીને પોતાના કાન્તની પાસે આવે છે. ગોપીજનો ભગવાનની પાસે આવ્યાં ત્યાર પછી ભગવાને તેમની સાથે જે રમણ કર્યું તે તો તેમણે ગોપીજનોને રસશાસ્ત્રની રીતે સ્વરૂપાનન્દનું જ દાન કર્યું છે, કારણ કે "ખરેખર પરમાત્મા રસરૂપ છે" એ શ્રુતિને આધારે ભગવાનનું સ્વરૂપ રસાત્મક છે (અને એ જ રસાત્મક સ્વરૂપનું દાન ભગવાને રમણદ્વારા કર્યું છે, જારબુદ્ધિથી ભગવાને રમણ કર્યું નથી.) "આત્માથી જે સુખ મળે છે તે સાત્ત્વિક છે, વિષયથી જે સુખ મળે છે તે રાજસ છે, મોહ અને દૈન્યથી જે સુખ મળે છે તે તામસ છે અને મારાથી જે સુખ મળે છે તે નિર્ગુણ છે." એ પ્રમાણે અગીઆરમા સ્કન્ધમાં ભગવાનની આજ્ઞા છે અને તે ઉપરથી જણાય છે કે ભગવત્સંબંધી સુખ પણ નિર્ગુણ જ છે.) ૧૬

આ પ્રમાણે પરીક્ષિતની પ્રાસંગિક શંકા દૂર કરીને શુકદેવજી નીચેના ता दृष्ट्वा એ શ્લોકમાં ચાલતા વિષયનું નિરૂપણ કરે છેઃ—

તે વ્રજસ્ત્રીઓને પોતાની પાસે આવેલાં જોઇને વક્તાઓમાં શ્રેષ્ઠ
એવા ભગવાન્ સુંદર શબ્દવાળાં વાક્યોથી મોહ પમાડતા બોલ્યા. ૧૭

यास्तु समाहूताः समागतास्ता न निवार्यन्ते, याः पुनः सगुणाः समागता अन्यसम्बन्धिन्यः, ताः शब्दश्रवणात् समागता इति शब्देन निवारणीयाः । अन्यशेषतया भजनमयुक्तमिति । करिष्यमाणलीला तु सर्वभावप्रपत्तिसाध्या, अतो निवारणार्थं यत्नमाह । ता 'दुहन्त्य' इत्याद्याः अन्तिकमायाता दृष्ट्वा स्वार्थमेवागता इति निश्चित्य भगवान् सर्वज्ञः सर्वसमर्थोऽपि ता अपि व्रजयोषितः अपावृताः स्वकीयाश्च । अतः सर्वानुपपत्तिरहिता अपि दृष्ट्वा अवदत् । धर्मप्रबोधनार्थं वक्ष्यमाणमुक्तवान् । ननु ताः पूर्वं निवार्यमाणाः समागताः कथमेतद्वाक्येन निवृत्ता भविष्यन्ति, अतो व्यर्थो वाक्प्रयास इति चेत्, तत्राह वदतां श्रेष्ठ इति । ये केचिद्वदन्ति तेषां मध्ये श्रेष्ठः । अतो हृदयगाम्यस्य

---

જે ગોપીજનોને—કુમારિકાઓ અને અન્તર્ગૃહગતા ગોપીજનો (જે ગુણમય દેહનો ત્યાગ કરીને નિર્ગુણ દેહથી ભગવાનની પાસે આવ્યાં હતાં તે)—ભગવાને બોલાવ્યાં હતાં તે ભગવાનની પાસે આવેલાં છે. તેમને ભગવાન્ પોતાની પાસે આવતાં અટકાવતા નથી. પણ જે દુહન્ત્યઃ ઇત્યાદિ શ્લોકોમાં જણાવેલાં સગુણ ગોપીજનો હતાં અને જે વિવાહિત હોવાથી બીજાની-પોતાના લૌકિક પતિની-સાથે સંબંધવાળાં હતાં તે ભગવાનના વેણુનાદના શબ્દનું શ્રવણ કરીને ભગવાનની પાસે આવ્યાં હતાં તેથી ભગવાને તે ગોપીજનોનું કેવળ શબ્દથી-હૃદયથી નહિ-નિવારણ કરવું યોગ્ય છે, કારણ કે ભક્તિમાર્ગનો સિદ્ધાન્ત એવો છે કે કોઈ પણ ઉપાધિ અથવા પ્રયોજનથી ભગવાનનું ભજન કરવું યોગ્ય નથી. (જો આ ગોપીજનો કેવળ વેણુનાદના શબ્દથી જ પ્રેરાઈને આવ્યાં હશે-અને ભગવાનને માટે જ નહિ આવ્યાં હોય તો-શબ્દથી જ ભગવાન્ તેમનું પોતપોતાને ઘેર જવાનું કહેતાં જ તે ગોપીજનો પોતાને ઘેર ચાલ્યાં જશે. પણ આગળ ઉપર આપણે જોઇએ છીએ કે ગોપીજનો ભગવાનના શાબ્દિક નિવારણથી ઘેર ચાલ્યાં જતાં નથી. તે ઉપરથી સિદ્ધ થાય છે કે આ ગોપીજનોનું આગમન ઉપાધિરહિત હતું.) ભગવાન્ આગળ ઉપર જે રાસલીલા કરવાના છે તે કેવળ સર્વભાવપ્રપત્તિથી સિદ્ધ થાય એમ છે. અર્થાત્ જે સર્વાત્મભાવપૂર્વક ભગવાનને શરણે જાય છે તે જ રાસલીલાનો અધિકારી બને છે તેથી ભગવાને સગુણ ગોપીજનોને ઘેર પાછા મોકલવા માટે વાચનિક પ્રયત્ન કર્યો એમ શુકદેવજી આ શ્લોકમાં કહે છે.

*તાઃ—દુહન્ત્યઃ* (૧૦-૨૬-૫) દોહતાં ઇત્યાદિ વર્ણનવાળાં ગોપીજનો. તેમને પોતાની પાસે આવતાં જોઈને ભગવાને જાણ્યું કે તે પોતપોતાના સ્વાર્થને માટે જ આવ્યાં છે. ભગવાન્ સર્વજ્ઞ છે અને સર્વસમર્થ પણ છે અને તેથી તેમને ગોપીજનોના પતિ પુત્ર વગેરેનો ભય નથી જ. વળી આ ગોપીજનો વ્રજમાં રહેનારી સ્ત્રીઓ છે એટલે તેમનામાં હૃદયમાં એક ભાવ અને બહારથી બીજો ભાવ એવું કાપટ્ય નથી, અને વ્રજના સમ્બન્ધને લીધે તેઓ ભગવદીય છે. આ પ્રમાણે ગોપીજનોમાં કોઈ પણ જાતની અયોગ્યતા નથી. એવાં ગોપીજનોને પોતાની પાસે આવતાં જોઈને ભગવાન્ બોલ્યા. કોઈ પણ જાતની ઉપાધિથી પ્રેરાઈને ભગવાનનું ભજન કરવું અયોગ્ય છે એ ભક્તિમાર્ગનો સિદ્ધાન્ત સમજાવવાને માટે ભગવાને ગોપીજનોને ઘેર જવાનો ઉપદેશ કર્યો.

**શંકાઃ**—આ ગોપીજનોના પતિઓ, પુત્રો, બંધુઓ વગેરેએ પહેલાં તેમને ઘરની બહાર જતાં અટકાવવા પ્રયાસ કર્યો હતો, છતાં પણ તે ગોપીજનો ભગવાનની પાસે ચાલી આવ્યાં. તો પછી ભગવાનના ઉપદેશથી આ ગોપીજનો ઘેર પાછાં શી રીતે જવાનાં છે? માટે ગોપીજનોને ઘેર પાછાં મોકલવાનો ભગવાનનો આ શાબ્દિક પ્રયાસ વ્યર્થ છે.

**સમાધાનઃ**—આ પ્રમાણે શંકા થાય તો શુકદેવજી કહે છે કે ભગવાન્ વદતાં શ્રેષ્ઠઃ—વક્તાઓમાં શ્રેષ્ઠ છે. જે કોઈ બોલનારાઓ આ જગતમાં છે તેમાં ભગવાન્ શ્રેષ્ઠ વક્તા છે. તેથી ભગવાનનાં વચન સાંભળનારના હૃદયમાં પેસી જાય છે. તેથી જ્યાં સુધી ગોપીજનો કેવળ ભગવાનના શબ્દથી ઘેર પાછાં ચાલ્યાં જતાં હોય ત્યાં સુધી ભગવાનને ક્રિયાથી ગોપીજનોને ઘેર પાછાં મોકલવાની જરૂર નથી.

वचनं भवति । अतो यावद्वचनेन निवृत्ता भवन्ति, तावन्न कृतौ योजनीयाः । किञ्च, अलौकिकमप्यस्य निवर्तने सामर्थ्यमस्ति तदाह **वाचःपेशैर्विमोहयन्**निति । वाचःपेशाः वाक्सौन्दर्ययुक्ताः शब्दाः तैर्विशेषेण मोहयन् । अथ वा । ता दृढीकर्तुमेव सम्यक् मोहनार्थं निषेधवाक्यान्युक्तवान्, अन्यथा गच्छेयुरेव । अतः अर्थतो निवारयन् अपि पर्यवसानतो न निवारयति ॥ १७ ॥

भगवद्वाक्यान्याह स्वागतमित्यादिदशभिर्दशविधानां निवारकाणि ।

**श्रीभगवानुवाच—स्वागतं वो महाभागाः प्रियं किं करवाणि वः ।**

**व्रजस्यानामयं कच्चित् ब्रूतागमनकारणम् ॥ १८ ॥**

तमोरजःसत्त्वभेदाः स्वान्तपर्यवसानतः । निरूप्यन्ते स्त्रियस्तासु वाक्यान्यपि यथायथम् ॥ १ ॥

प्रथमतस्तामससात्त्विक्यो निवार्यन्ते, ततस्तामसराजस्यः, ततस्तामसतामस्यः, एवमग्रेऽपि विभाज्याः । प्रथमं समागतानां लौकिकन्यायेनाह **स्वागत**मिति । कुशलप्रश्नोऽयम् । **वो** युष्माकमागमनं **स्वागतं** किमिति । स्तुतिमाह **महाभागा** इति । भवतीनां महद्भाग्यम्, अतः स्वागमनमेव तथापि

---

વળી ભગવાનની પાસે ગોપીજનોને ઘેર પાછાં મોકલવાનું અલૌકિક સામર્થ્ય પણ છે એમ શુકદેવજી **વાચઃપેશૈર્વિમોહયન્** એ શબ્દોમાં કહે છે. **વાચઃ પેશાઃ** એટલે સુંદરવાણી વાળા શબ્દો; આવા શબ્દો વડે ભગવાન્ ગોપીજનોને વધારે મોહ પમાડતા હતા. અથવા તો તે ગોપીજનોને વધારે દૃઢ બનાવવાને માટે જ અને રસના પોષણને માટે જ સારી રીતે મોહ ઉત્પન્ન કરવા સારુ ભગવાન્ 'તમે અહીં ઉભાં ન રહો; પણ ઘેર ચાલ્યાં જાવ' એ પ્રમાણે નિષેધ કરનારાં વાકયો બોલ્યા. જો ભગવાન્ આ પ્રમાણે રસના પોષણને માટે નિષેધ વાકયો બોલ્યા ન હોય તો તે ગોપીજનો ઘેર પાછાં જ ચાલ્યાં જાય. તેથી ભગવાન્ પોતાનાં વાકયોના વાચ્ય અર્થથી–ઉપરથી એકદમ સમજાતા અર્થથી–ગોપીજનોને વનમાં રહેવાની ના પાડે છે છતાં પણ તાત્પર્યાર્થથી તેમને ના પાડતા નથી. ૧૭

ગોપીજનો સગુણ નિર્ગુણ ભેદે કરીને દસ પ્રકારનાં છે એટલે તેમનું નિવારણ કરવાને માટે હવે શુકદેવજી **સ્વાગતમ્** ઇત્યાદિ દસ શ્લોકમાં ભગવાનનાં વાકયો કહે છે.

શ્રીભગવાન્ બોલ્યા—

હે મહાભાગ્યશાળીઓ, તમે ભલે પધાર્યાં. હું તમારૂં શું પ્રિય કરૂં ?

વ્રજમાં તો કુશળ છે ને ? બોલો, અહીં આવવાનું શું કારણ છે ? ૧૮

તમસ્, રજસ્, અને સત્વ એ ત્રણ ગુણોનું ફળ અનુક્રમે નાશ, ઉત્પત્તિ અને પાલન છે. પ્રભુનો સમાગમ કરવામાં જે પદાર્થ વિલંબ કરાવતો હોય તે પદાર્થનો નાશ કરવાનું કામ તમસ્‌નું છે, પ્રભુની સાથે સમાગમ થવામાં જે વિલંબ થતો હોય તે સહન ન કરવાને માટે અમુક ભાવ ઉત્પન્ન કરવો એ કામ રજસ્‌નું છે અને તે ભાવનું પોષણ કરવાનું કામ સત્વગુણનું છે. બધા ગુણોનું તાત્પર્ય આ ત્રણ પ્રકારના ફળમાં છે તેથી ગોપીજનોમાં તમસ્, રજસ્ અને સત્વ એ ત્રણ ગુણોના ભેદો રહેલા છે. અને એવા ભેદવાળી સ્ત્રીઓનું અહીં વર્ણન કરવામાં આવ્યું છે. આ દસ પ્રકારનાં ગોપીજનોની અંદર ભગવાનનાં દસ વાકયો યથાયોગ્ય ઘટી શકે છે.

ભગવાન્ પહેલાં તામસસાત્વિક ગોપીજનોનું નિવારણ કરે છે, પછીથી તામસરાજસીઓનું અને ત્યાર પછી તામસતામસીઓનું નિવારણ કરે છે. આગળના શ્લોકોમાં પણ ગોપીજનોનો આ પ્રકારે જ વિભાગ પાડવાનો છે. ભગવાન્ જે ગોપીજનો પોતાની પાસે આવ્યાં હતાં તેમને પહેલાં લૌકિક ન્યાયે **સ્વાગતમ્**–ભલે પધાર્યાં–એ પ્રમાણે કુશળ પ્રશ્ન પૂછે છે. તમે બધાં આવ્યાં તે બહુ સારૂં થયું. કેમ આવ્યાં છો તે પ્રયોજન કહેશો ? **મહાભાગાઃ**–મહાભાગ્યશાળી–એ પ્રમાણે ભગવાન્ ગોપીજનોની સ્તુતિ કરે છે, તમારૂં ભાગ્ય મોટું છે, તેથી તમારૂં આગમન સારૂં જ છે; છતાં પણ ગોપીજનોને ભગવાન્ પૂછે

पृच्छ्येत इति लोकोक्तिः । वस्तुतस्तु निष्प्रत्यूहं भगवत्सामीप्यमागता इति । समागतानामुपचारमाह प्रियं किं करवाणि व इति । किञ्चित्प्रार्थयितुमागता इति लक्ष्यन्ते, तथा सति तद्वक्तव्यम् । अर्थात् एतासां नाहं स्वभावतः प्रियः किन्तु कामतः प्रिय इति ज्ञापितम् । तत्प्रयोजनं त्रिविधं भवति, इष्टरूपमनिष्टनिवृत्तिरूपं देशकालव्यवहितं कामितं च । तत्रापि त्रैविध्यमस्तीति वाक्यत्रयं वा । यद्भवत्यो धावन्त्यः समागताः, तत्र किं व्रजे कश्चन उपद्रवो जातः, यद् ज्ञापयितुं तेषां समागमनम्, पूर्वपूर्वानङ्गीकारे उत्तरोत्तरवाक्यम् । यदि प्रियमपि न किञ्चित्कर्तव्यम्, व्रजे च न काप्यनुपपत्तिः, तदा आगमनकारणं ब्रूत ॥ १८ ॥

तत्राप्यनुत्तरे स्वयमेव पक्षान्तरं कल्पयति । यथा भवन्तः समागतास्तथा वयमपीत्याशङ्क्याह रजनीति ।

**रजन्येषा घोररूपा घोरसत्त्वनिषेविता ।**
**प्रतियात व्रजं नेह स्थेयं स्त्रीभिः सुमध्यमाः ॥ १९ ॥**

एषा रजनी न तु दिनम् । दिवस एव ह्यरण्ये कार्यार्थं गम्यते, अयं तु चन्द्रो न तु सूर्यं

---

છે તે લોકને અનુસરીને. વાસ્તવિક રીતે તો ગોપીજનો કોઈ પણ પ્રકારના પ્રતિબંધ વિના ભગવાનની પાસે આવ્યાં છે. આવેલાં ગોપીજનોનો સત્કાર કરતાં ભગવાન્ કહે છે કે પ્રિયં કિં કરવાણિ વઃ–હું તમારૂં શું પ્રિય કરૂં ? તમે કાંઈક માગવા આવ્યાં છો એમ જણાય છે. જો એમ હોય તો તમારે જે માગવાનું હોય તે કહી દો. અર્થાત્ હું–ભગવાન્–આ ગોપીજનોને સ્વભાવથી જ પ્રિય નથી પણ કોઈ પ્રયોજનને લીધે પ્રિય છું એમ ભગવાને ગોપીજનોનો સત્કાર કરતાં જણાવ્યું. આ પ્રયોજન ત્રણ પ્રકારનું હોય છેઃ–ઇષ્ટપ્રાપ્તિ, અનિષ્ટની નિવૃત્તિ, અને દેશ અને કાળથી દૂર એવા પદાર્થની કામના. અથવા તો તેમાં પણ ત્રણ પ્રકારના ભેદો રહેલા છે અને તેથી ત્રણ વાક્યો આ શ્લોકમાં ત્રણ ચરણોમાં આપવામાં આવ્યાં છે. (આ ગોપીજનો તામસસાત્ત્વિક છે, અને તેના ત્રણ પ્રકારના ભેદો આ પ્રમાણે સંભવિત છેઃ–(૧) તમસ્ ઓછું અને સત્ત્વ વધારે, (૨) સત્ત્વ ઓછું અને તમસ્ વધારે અને (૩) તમસ્ અને સત્ત્વ એ બન્ને સરખા પ્રમાણમાં. અર્થાત્ ત્રણ પ્રયોજનોને લીધે અથવા તો ગોપીજનોના આ ત્રણ ભેદોને લીધે આ શ્લોકના ત્રણ ચરણોમાં ત્રણ વાક્યો આપવામાં આવેલાં છે.) તમે જ્યારે મારી પાસે દોડતાં દોડતાં આવ્યાં છો તો વ્રજમાં કોઈ ઉપદ્રવ થયો છે કે જે કહેવાનેમાટે તમે અહીં મારી પાસે આવ્યાં છો ? પહેલાંના વાક્યમાં જણાવેલો વિકલ્પ ન સ્વીકારવામાં આવે તો પછીના વાક્યમાં જણાવેલો વિકલ્પ સ્વીકારવો એમ ઉત્તરોત્તર વાક્યો આપવામાં આવ્યાં છે. જો મારે તમારૂં કોઈ પણ જાતનું પ્રિય કરવાનું ન હોય અને જો વ્રજમાં કોઈ પણ જાતનો ઉપદ્રવ ન હોય તો પછી અહીં આવવાનું કારણ શું તે તમે મને કહો. (આ શ્લોક તામસસાત્ત્વિક ગોપીજનોને ઉદ્દેશીને કહેવામાં આવેલો છે.) ૧૮

આ પ્રમાણે જ્યારે ભગવાને ગોપીજનોને પોતાની પાસે આવવાનું કારણ પૂછ્યું છતાં પણ જ્યારે ગોપીજનોએ ઉત્તર ન આપ્યો ત્યારે ભગવાન્ પોતે જ બીજા પક્ષની કલ્પના કરવા લાગ્યા. ગોપીજનો કદાચિત્ ભગવાનને એવો ઉત્તર આપે કે "જેમ આપ વનમાં આવ્યા છો તેમ અમે પણ વનમાં આવ્યાં છીએ." આવા ઉત્તરની શંકા કરીને ભગવાન્ રજની ઇત્યાદિ શ્લોક બોલે છેઃ–

હે સુમધ્યમા ગોપીજનો ! આ રાત્રી ભયાનક છે અને ઘોર પ્રાણીઓ
તેનો આશ્રય કરી રહ્યાં છે. તમે વ્રજમાં પાછાં ચાલ્યાં જાવ. અહીં
સ્ત્રીઓએ રહેવું જોઇએ નહિ. ૧૯

આ રાત્રી છે, નહિ કે દિવસ. દિવસે જ અરણ્યમાં કાર્યને માટે જવાય છે. (તમને તાપ થતો હશે એટલે તમે સૂર્ય માન્યો હશે પણ) આ ચંદ્ર છે, સૂર્ય નહિ, એમ ભાવ છે.

इतिभावः । नन्वस्तु रजनी तथापि प्रकाशस्य विद्यमानत्वात् आगन्तव्यमेवेति चेत्, तत्राह **घोररूपेति** । प्रकाशयुक्ताप्येषा वस्तुतो घोररूपा भयजनिका । प्रकाशयुक्तायामपि रात्रौ गच्छन् पुरुषो बिभेतीति । किञ्च, **घोरसत्त्वनिषेविता** । घोराण्येव सत्त्वानि रात्रिं निषेवन्ते, न त्वघोराणि । अतो रात्रौ अघोरो निर्गतो घोरैरुपहन्यते । अतः स्वभावधर्मसंसर्गिणां स्वरूपं ज्ञात्वा **व्रजं प्रतियात** । नन्वेवं सति तत्रैव स्थाने स्थास्यामः परिचितो भवानिति चेत्, तत्राह **नेह स्थेयं स्त्रीभिरिति** । वयं हि पुरुषा रात्रिश्चेयम-तोऽत्र **स्त्रीभिर्न** स्थातव्यम् । तथा सत्युभयोरपि विक्रिया स्यात् । किञ्च, भवत्यो यदि वृद्धा बाला वा भवेयुः, तदा स्थीयेतापि । भवत्यस्तु **सुमध्यमाः** रसात्मिकाः । अतो देहाध्यासे विद्यमाने सर्वथैव गन्तव्यम् । स्थितिपक्षे नञ्प्रश्लेषो घोरपदयोर्ज्ञेयः, **न प्रतियातेति** च ॥ १९ ॥

अथ वयमभिसारिका एव त्वामुद्दिश्य समागताः किमिति प्रेष्यन्त इत्याशङ्क्याह **मातर** इति ।

**मातरः पितरः पुत्रा भ्रातरः पतयश्च वः ।**
**विचिन्वन्ति ह्यपश्यन्तो मा कृढ्वं बन्धुसाध्वसम् ॥ २० ॥**

भवतीनां **मातरो** नियामिकाः, तास्तु नागताः, अतो भवतीनामन्वेषणमपि करिष्यन्ति ।

---

**શંકાઃ**—આ રાત્રી છે રહી, છતાં પણ અત્યારે પ્રકાશ છે એટલે અહીં આવવું જ જોઇએ.

**સમાધાનઃ**—આ શંકાનું નિવારણ કરતાં ભગવાન્ કહે છે કે **घोररूपा**. આ રાત્રી પ્રકાશવાળી છે છતાં પણ વસ્તુતઃ તે ઘોરરૂપ–ભય ઉત્પન્ન કરનારી–છે. કારણ કે રાત્રીએ અજવાળું હોય છતાં પણ તે સમયે જનારો પુરુષ બ્હીએ છે. વળી આ રાત્રીમાં ઘોર સત્ત્વોએ વાસ કરેલો છે. ભયંકર પ્રાણીઓ જ રાત્રીનો આશ્રય કરે છે, નહિ કે સાત્ત્વિક પ્રાણીઓ. માટે રાત્રીએ સાત્ત્વિક મનુષ્ય બહાર આવે તો ઘોર પ્રાણીઓ તેનો નાશ કરે છે. માટે સ્વભાવતઃ આ રાત્રી છે, તે ઘોર છે (આ રાત્રીનો ધર્મ છે), અને ઘોર પ્રાણીઓએ તેનું સેવન કરેલું છે એ બન્નેનું સ્વરૂપ સમજીને તમે વ્રજમાં પાછાં ચાલ્યાં જાવ.

**શંકાઃ**—ગોપીજનો કહે છે કે જ્યારે આ રાત્રી છે, તે ભયાનક છે અને તેનો આશ્રય ભયાનક પ્રાણીઓએ કરેલો છે ત્યારે તો આપના જ સ્થાનમાં અમે રહીશું, અને આપ અમારા પરિચિત છો.

**સમાધાનઃ**—ભગવાન્ કહે છે કે **नेह स्थेयं स्त्रीभिः**–અહીં સ્ત્રીઓએ રહેવું જોઇએ નહિ. અમે લોક પુરુષ છીએ અને આ સમય રાત્રીનો છે; તેથી સ્ત્રીઓએ અહીં રહેવું જોઇએ નહિ. અને જો તમે અહીં રહેશો તો આપણા બન્નેય માં વિકાર ઉત્પન્ન થશે. વળી જો તમે વૃદ્ધ અથવા બાળક હોત તો તો તમે અહીં રહી શકત, પરંતુ તમે તો સુમધ્યમા–રસાત્મિકા–છો. માટે જ્યાં સુધી દેહાધ્યાસ છે ત્યાં સુધી તમારે સર્વથા જ વ્રજમાં પાછા જવું જોઇએ.

ભગવાન્ ગોપીજનોને વનમાં જ રહેવાનો ઉપદેશ કરે છે એ પક્ષ સ્વીકારીએ તો **घोरपदमां न** નો પ્રશ્લેષ માનવો (અર્થાત્ **अघोररूपा** અને **अघोरसत्त्वनिषेविता** એમ વાંચવું) અને **न प्रतियात**–તમે વ્રજમાં પાછાં જશો નહિ–એ પ્રમાણે અન્વય કરવો. (આ શ્લોક તામસરાજસી ગોપીજનોને ઉદ્દેશીને કહેવામાં આવ્યો છે.) ૧૯

અમે તો અભિસારિકાઓ જ છીએ અને તમારે માટે જ અમે અહીં આવેલાં છીએ, માટે અમને વ્રજમાં પાછાં કેમ મોકલો છો? આ પ્રમાણે ગોપીજનોના ઉત્તરની શંકા કરીને ભગવાન્ **मातरः** એ શ્લોકમાં જવાબ આપે છેઃ—

તમારાં માતાઓ, પિતાઓ, પુત્રો ભાઇઓ અને પતિઓ તમને
નહિ દેખે અને તમારી શોધ કરશે; માટે તમે સગાંઓને ત્રાસ આપો નહિ. ૨૦

તમારી માતાઓ તમારું નિયમન કરે છે, પરંતુ તેઓ અહીં આવ્યાં નથી. તેથી તેઓ તમારી શોધ પણ કરશે. માટે તમે તેમને ભય–ત્રાસ–આપો નહિ. ગોપીજનો કદાચિત્ એમ કહે કે 'તેઓ (અમારી

अतस्तासां साध्वसं भयं मा कुरुतम्, मा कुरुत । न च धकत्र्यं ता अपि तथा स्त्रीत्वाद्वा नागमिष्यन्तीति तत्राह पितर इति । तेषां कुले कलङ्कशङ्कया ते समागमिष्यन्त्येव । तर्हि तैः सह गन्तव्यमिति चेत्, तत्राह विचिन्वन्ति ह्यपश्यन्त इति । गोकुलान्निर्गतानां कृष्णस्थानागमने मध्ये बहवो मार्गाः स्फुटिताः सन्ति तत्र भगवन्माया तिष्ठति, यथा न कोऽपि भगवत्समीपं गच्छति, अतो मार्गान्तरेणैव गताः अपश्यन्तः सन्तः विचिन्वन्त्येव । अनेन स्थितौ शङ्काभावोऽप्युक्तः । बन्धुभ्यः साध्वसमिति च । तस्मात् सर्वा नागता इति नागन्तव्यम् । कुले च कलङ्को भविष्यतीति च । [1]ननु तेऽपि स्त्रीस्वभावं जानन्तीति नागमिष्यन्तीति चेद् भगवदर्थं वा समागता इति, तत्राह पुत्रा इति । पुत्राणां सर्वथा रक्षकत्वं महती लज्जेति तेषु दयया भयाभावार्थं गन्तव्यम् । ननु ते बालका इति चेत् तत्राह भ्रातर इति । ते हि समर्था अन्वेषणे लज्जावन्तश्च, अतो लज्जया अदृष्ट्वा कदाचित् शरीरमपि त्यजेयुः । अतो भ्रातृस्नेहाद्गन्तव्यम् । ननु ते अपकीर्तिभयादन्वेषणे न गमिष्यन्ति तरुणास्ते तरुण्यो वयमिति चेत्, तत्राह वः पतय इति । तेषां भोगापेक्षाप्यस्ति, तेषामेव चायं रसः, अतः परस्वं नान्यस्मै देयम् । भोगश्च ततोऽपि सिद्धिः । सर्व एवापश्यन्तः गृहे अदृष्ट्वा अवश्यं विचिन्वन्ति । ततो बहुकालमदृष्ट्वा नाश-

---

માતાઓ) અમારી માફક આપની મુરલીના નાદથી મોહિત થયેલાં છે અને તેથી કદાચ અહીં આવશે તો પણ કોઈ જાતનો તે બાધ કરશે નહી; અથવા તો અમારી માતાઓ સ્ત્રીઓ હોવાથી રાત્રીએ વનમાં આવશે નહી, તેથી તે અમને પ્રતિબંધ કરશે નહી.' આના ઉત્તરમાં ભગવાન્ કહે છે કે પિતરઃ. (તમે અહીં આવ્યાં છો તેથી) પોતાના કુળ ઉપર કલંક આવે એ ભયથી તમારા પિતાઓ અહીં (તમારી શોધને માટે) જરૂરથી આવશે જ. ગોપીજનો કદાચિત્ એમ કહે કે 'ત્યારે તો અમે અમારા પિતાઓની સાથે જ જઈશું'; તો તેના ઉત્તરમાં ભગવાન્ કહે છે કે વિચિન્વન્તિ ह्यपश्यन्तः—તમને દેખશે નહિ અને તમારી તેઓ શોધ કરશે. ગોકુલથી નીકળીને કૃષ્ણ ભગવાનના સ્થાનમાં—વૃન્દાવનમાં—જતાં પથમાં અનેક માર્ગો ચોખ્ખા દેખાય છે. ત્યાં ભગવાનની યોગમાયા ઉભી રહે છે, જેથી કોઈ પણ ભગવાનની પાસે જાય નહિ. તેથી તમારા પિતાઓ બીજે જ માર્ગે ચઢી જશે અને તેથી તમને દેખશે નહિ અને તમારી શોધ કર્યા જ કરશે. આ પ્રમાણે ભગવાને ગોપીજનોને કહ્યું કે તમે તમારા પિતાઓની રાહ જોઇને અહીં રહેવાનો જે વિચાર કરો છો તે અસંભવિત જ છે. વળી તમે બંધુઓને ભય ઉત્પન્ન કરો નહિ. તેથી બધાં ગોપીજનો અહીં આવ્યાં નથી માટે તમારે અહીં ન આવવું, અને તમારા કુળમાં કલંક આવે તેથી પણ તમારે અહીં આવવું જોઇએ નહિ. ગોપીજનો કદાચ એમ કહે કે 'અમારા પિતાઓ સ્ત્રીઓનો સ્વભાવ જાણે છે તેથી તેઓ અહીં આવશે નહિ, અથવા તો અમે બધાં ભગવાનને માટે આવ્યાં છીએ (એમ ધારીને અમારા પિતાઓ અહીં નહિ આવે)', તો તેના ઉત્તરમાં ભગવાન્ કહે છે કે પુત્રાઃ પુત્રો સર્વથા માતાઓનું રક્ષણ કરે છે અને તેમને માતાઓના નિમિત્તે ઘણી લાજ આવે છે તેથી તે પુત્રોના ઉપર દયા કરીને તેમને ભય ન થાય એટલા સારુ તમે પાછાં ઘેર જાવ. ગોપીજનો કદાચ એમ કહે કે 'અમારા તે પુત્રો બાલક છે', તો તેના ઉત્તરમાં ભગવાન્ કહે છે કે भ्रातरः—તમારા ભાઇઓ તમારી શોધ કરી શકે એવા છે અને લાજવાળા પણ છે, તેથી જ્યારે તેઓ તમને નહિ જુવે ત્યારે લાજથી કદાચ શરીરનો પણ ત્યાગ કરે; તેથી ભાઇઓના સ્નેહને લીધે (પણ) તમારે ઘેર પાછાં જવું જોઇએ. કદાચ ગોપીજનો એમ કહે કે 'અમારા ભાઇઓ અપકીર્તિના ભયને લીધે અમારી શોધ કરવા માટે બહાર જશે નહિ; વળી તેઓ જુવાન છે, અમે પણ જુવાન છીએ.' આના ઉત્તરમાં ભગવાન્ કહે છે કે वः पतयः—તમારા પતિઓને તમારી સાથે ભોગ કરવાની અપેક્ષા પણ હોય છે, આ સંયોગરસનો અધિકાર તમારા પતિઓનો જ છે, માટે બીજાઓનું ધન અન્યને આપવું જોઇએ નહિ. (અર્થાત્ તમે તમારા પતિઓનું ધન છો, તેથી તે ધન મારા જેવા ઇતર માણસને તમારે આપવું જોઇએ નહિ.) તમારે

---

१ अयं पाठः केषुचित्सुबोधिनीपुस्तकेषु इन्दौरपुस्तके चोपलभ्यते । न चैष पाठोऽसमीचीनो भाति ।

शङ्कया अपहारशङ्कया च भयं प्राप्स्यन्ति । न च वक्तव्यं किमस्माकं तैः । तत्राह बन्धुसाध्वसमिति । ते हि बान्धवाः, तैः सहैव स्थातव्यम् । अतो बलवद्बाधकस्य विद्यमानत्वात् व्याघुट्य गन्तव्यमिति ॥२०॥

एवमुक्ते परितो विलोकयन्तीराह दृष्टं वनमिति ।

**दृष्टं वनं कुसुमितं राकेशकररञ्जितम् ।**
**यमुनानिललीलैजत्तरुपल्लवमण्डितम् ॥ २१ ॥**

एषा हि राजसराजसी, अग्रिमा राजसतामसी । यदि वनदर्शनार्थमागतं तदा **दृष्टमेव वनम्**, अतः प्रतियातेति । अर्थात् सर्वदा दृष्टमेवैतद्वनं नात्र भयमिति ज्ञापितम् । गृहे च न गन्तव्यमिति । यदि गृहगमनापेक्षा तदैव गन्तव्यमिति वचनात् । तच्च वनं **कुसुमितमिति** वर्णयति यथा तासामन्यासक्तिर्भवति । इदानीं पुष्पाण्येव जातानि न फलानीति वा । कुसुमिते वने रतिः कर्तव्येतिभावः ।

---

ભોગની અપેક્ષા હશે તો તમારા પતિઓ દ્વારા પણ તે મળશે. તમારાં માતાઓ, પિતાઓ, પુત્રો વગેરે બધાં ય સગાંઓ તમને ઘરમાં નહિ જુવે એટલે જરૂર તેઓ તમારી શોધ કરશે. પછી ઘણા સમય સુધી તમને જ્યારે તેઓ નહિ જુવે ત્યારે તેઓ એમ ધારશે કે ગોપીઓનો નાશ થયો છે અથવા તો તેમને કોઈ ઉપાડીને લઈ ગયું છે, અને તેને પરિણામે તેઓ ભયભીત થશે. ગોપીજનો કદાચ એમ કહે કે 'અમારાં સગાંઓ ભયભીત થાય તેમાં અમારે શું?' તો ભગવાન્ કહે છે કે, તમારે એમ કહેવું યોગ્ય નથી.' ભગવાન્ કહે છે કે **बन्धुसाध्वसम्**. તમારાં માતા પિતા વગેરે તમારાં બાન્ધવો છે, અને તેથી તમારે તેમની સાથે જ રહેવું જોઇએ. માટે આ પ્રમાણે તમે અહીં રહો તેમાં બળવાન્ બાધક તત્ત્વો છે એટલે તમારે પાછાં વળીને ઘેર જવું જોઇએ. (આ શ્લોક તામસતામસી ગોપીજનોને ઉદ્દેશીને કહેવામાં આવ્યો છે.) ૨૦

આ પ્રમાણે જ્યારે ભગવાને ગોપીજનોને કહ્યું ત્યારે ગોપીજનો વનમાં ચારે બાજુ જોવા લાગ્યાં. ભગવાને તેમને કહ્યું કે **दृष्टं वनम्**—

શ્રીયમુનાજીના પવનની ધીમી લહેરોથી હાલતાં ઝાડોનાં પાંદડાંથી
શોભતું અને ચન્દ્રના કિરણોથી રંગાએલું પુષ્પોવાળું આ વન તો
તમે જોયું. ૨૧

(આ શ્લોક જેને ઉદ્દેશીને કહેવામાં આવ્યો છે) તે ગોપીજન રાજસરાજસી છે. આગળનો શ્લોક જેને ઉદ્દેશીને કહેવામાં આવ્યો છે તે રાજસતામસી છે (અને પછીના શ્લોકમાં રાજસસાત્ત્વિક ગોપીજનની વાત છે). જો વન જોવાને માટે તમે અહીં આવ્યાં હો તો તો તમે વન જોઈ નાખ્યું જ છે, માટે તમે હવે ઘેર પાછાં જાવ. અર્થાત્ આ વન સર્વદા દૃષ્ટ જ છે, અહીં ભય નથી એમ ભગવાને ગોપીજનોને જણાવ્યું. તાત્પર્ય કે તમારે ઘેર પાછા જવું નહિ. જો તમારે ઘેર પાછા જવાની અપેક્ષા હોય તો જ તમારે જવું એમ શાસ્ત્રનું વચન છે. (શાસ્ત્રમાં એમ કહેવામાં આવ્યું છે કે સંસારના બધા પદાર્થો ત્યાગ કરીને જો કોઈ વનમાં પ્રવેશ કરે અને ફરીથી જો તેને સંસારની અપેક્ષા રહે તો જ તેણે પ્રાયશ્ચિત્ત કરીને ઘરમાં પ્રવેશ કરવો. ગોપીજનોને તો ઘેર જવાની અપેક્ષા જ નથી એટલે તેમને ઘેર પાછાં જવાનું રહેતું નથી.) આ વન પુષ્પોવાળું છે એમ ભગવાન્ વનનું વર્ણન કરે છે જેથી તે ગોપીજનોની ભગવાનમાં આસક્તિ વધે. અથવા બીજો અર્થ એવો પણ થાય કે હમણાં તો પુષ્પો જ થયાં છે, ફળ થયાં નથી. (આ બીજા અર્થ પ્રમાણે ભગવાન્ એમ કહેવા માગે છે કે હમણાં તો પુષ્પોરૂપી ઉદ્દીપન સામગ્રી તૈયાર થઈ, મારું દર્શન પણ થયું—એ રીતે રમણની પહેલાં જે સામગ્રી જોઇએ તે સર્વે સિદ્ધ થઈ. ફળ તો રમણ થાય ત્યારે મળશે માટે રમણરૂપી ફળને માટે, હે ગોપીજનો, તમારે અહીં જ સ્થિતિ કરવી.) પુષ્પવાળા વનમાં રમણ કરવું એવો ભાવ છે. સર્વત્ર મોહ અને પ્રેપણ .

सर्वत्र मोहः प्रेषणं चानुस्यूतम् । किञ्च, **राकेशस्य** चन्द्रमसः **करैः रञ्जितम्** । उद्दीपका एते । वनं तामसम्, पुष्पाणि राजसानि, चन्द्रकिरणाः सात्त्विका इति । अयं राकेश इति पूर्णचन्द्रः । अतः पूर्णत्वे स्थातव्यम् । पर्वादिबुद्धौ तु गन्तव्यमिति । वायुमपि तत्रत्यं वर्णयति यमुनेति । यमुनासम्बन्धिनानिलेन लीलया ये **एजन्तः** कम्पमानास्तरुपल्लवास्तैर्मण्डितमिति । जलसम्बन्धात् लीलया चलनात् तरूणां सुगन्धानां सम्बन्धात् त्रिगुणो वायुरुक्तो वर्णनायां रसोद्बोधके चोपयुज्यते ॥ २१ ॥

एवं वनं वर्णयित्वा अन्यासक्तिमुत्पाद्य ततो गन्तव्यमित्याह तद्यातेति ।

**तद्यात मा चिरं गोष्ठं शुश्रूषध्वं पतीन् सतीः ।**
**क्रन्दन्ति वत्सा बालाश्च तान्पाययत दुह्यत ॥ २२ ॥**

तत्तस्माद्वनं दृष्टमिति कार्यस्य सिद्धत्वाद्यात । एतादृशं वनमिति **मा यात**ेत्यपि ध्वनिः । **चिरं मा** विलम्बो न कर्तव्यः, चिरं मा यातेति च । न हि कश्चिद्भगवन्तं विहाय गोष्ठं गच्छति । किञ्च, **गोष्ठं यात** । तत्र गवां शुश्रूषणमपि भवति । किञ्च, तत्र गतानां धर्मः सिध्यतीत्याह शुश्रूषध्वमिति । पतिसेवा स्त्रीणां धर्मः, तत्रापि भवत्यः **सतीः** सत्यः । पतिविशेषणं वा । पूर्वजन्मनि ताः पतिव्रताः

---

અનુસ્યૂત છે. અર્થાત્ પોતાના અને વનના સૌન્દર્યમાં મોહ કરીને ગોપીજનોને વનમાં સ્થિતિ કરવાનુ કહેવું, અને ઉપર ઉપરથી ઘેર પાછા મોકલવાનું કહેવું એવા બન્ને અર્થો નીકળે છે એમ સર્વત્ર સમજવું. વળી રાકેશ એટલે ચન્દ્રમાના કિરણોથી રંજીત—રંગાએલું—તે વન છે. ચન્દ્રનાં આ કિરણો ઉદ્દીપક છે. વન તામસ છે, પુષ્પો રાજસ છે અને ચન્દ્રનાં કિરણો સાત્વિકછે. આ રાકેશ છે એટલે પૂર્ણ ચન્દ્ર છે. માટે આ પ્રકારે સર્વ ભાવ પૂર્ણ હોવાથી તમારે અહીં જ રહેવું; પણ જો તમને એમ લાગતું હોય કે આ પૂર્ણિમાનો ચન્દ્ર છે એટલે પર્વનો દિવસ છે અને તેથી રમણ આજે નિષિદ્ધ છે, તો તો પછી તમારે ઘેર પાછા જ ચાલ્યા જવું. ભગવાન્ વનના વાયુનું પણ **યમુના** ઇત્યાદિએ વર્ણન કરે છે યમુનાજીના સંબંધવાળા પવનથી ધીમે ધીમે હાલતાં જે વૃક્ષનાં પાંદડાં તેનાથી શોભતું વન યમુનાજીના જળના સંબંધથી, ધીમે ધીમે હાલવાથી અને વૃક્ષોની સુગન્ધના સંબંધથી ત્રણ પ્રકારના—શીત, મન્દ અને સુગંધિ—વાયુનું વર્ણન કરવામાં આવ્યું છે. વર્ણનમાં અને રસોદ્બોધક ગન્ધને લાવવામાં આ ત્રણ પ્રકારના પવનનો ઉપયોગ થાય છે. તાત્પર્ય એ કે આવો સુંદર વાયુ જેમા છે તેવું વન તમે જોયુ, હવે તમે ઘેર જાવ એ પ્રમાણે વર્ણન કરવામાં પવનનો ઉપયોગ છે. વળી અહીં આવી રસોદ્બોધક સામગ્રી છે તેથી અહીં રહેશો તો રસ મળશે એવો અર્થ દર્શાવવાને માટે પણ પવનનો ઉપયોગ છે. ૨૧

આ પ્રમાણે વનનું વર્ણન કરીને, ભગવાનમાં અધિક આસક્તિ ઉત્પન્ન કરીને ભગવાન્ **તદ્યાત** એ શ્લોકમાં શ્રીગોપીજનોને કહે છે કે તમે અહીંથી ચાલ્યાં જાવઃ—

માટે હવે, હે સતી સ્રીયો ! તમે વિલંબ કર્યા વિના વ્રજમાં પાછાં
ચાલ્યાં જાવ, અને તમારા પતિઓની સેવા કરો; રુદન કરતાં વાછરડાં અને
બાલકોને તમે ધવરાવો અને ગાયોને દુહો. ૨૨

તત્—તેથી, વન જોયું એટલે તમારૂં કાર્ય સિદ્ધ થયું તેથી—તમે, હે ગોપીજનો, પાછાં ચાલ્યાં જાવ. તત્—આ પ્રકારનું—વન છે એટલે તમે ઘેર પાછાં જશો નહિ એવો પણ ધ્વનિ છે. **ચિરં મા**—તમારે વિલંબ કરવો જોઇએ નહિ. **ચિરં મા યાત**—લાંબા કાળ સુધી તમારે જવું નહિ, અર્થાત્ લાંબા કાળ સુધી તમે અહીં જ રહો—એવો પણ ધ્વનિ છે. ખરેખર, ભગવાનને છોડીને કોઈ વ્રજમાં જતું નથી. વળી, તમે વ્રજમાં જાવ, વ્રજમાં ગાયોની સેવા પણ થાય છે, વ્રજમાં જનારાઓનો બીજો ધર્મ પણ સિદ્ધ થાય છે એમ ભગવાન્ **શુશ્રૂષધ્વમ્** એ પદ વડે કહે છે. પતિની સેવા કરવી એ સ્રીઓનો ધર્મ છે. તેમાં પણ તમે બધાં તો સતી સ્રીઓ છો. અથવા તો **સતીઃ** એ પદ પતિના વિશેષણ તરીકે લેવું, અર્થાત્ **સતીઃ**

स्त्रियः स्थिताः, पुरुषभावनया पुरुषा जाताः, भवन्तश्च पुरुषाः विपरीता जाता इति, अग्रेऽपि वैपरीत्यं भविष्यतीति विचार्य गन्तव्यमिति भावः । धर्मस्तत्र, रसस्त्वत्रैवेति । पतीनितिबहुवचनात् धर्माभावश्च । या भवतीनां मध्ये पतिव्रताः ता वा गच्छन्त्विति । सर्वासामेवातथात्वे न गन्तव्यमेवेति । न हि पतिव्रताः समायान्ति लौकिकधर्मपरायणाः । अतो भगवद्वाक्यं रसालत्वात् तदभावमेव सूचयति । किञ्च, वत्साश्चैव बद्धाः, बालाश्च क्षुधिताः, ते क्रन्दन्ति । अतस्तेषां रोदननिवृत्त्यर्थं तान् पाययत स्तनम्, दुह्यत च गाः । परार्थं च भवतीनां जीवनं न स्वार्थम् । अतो दुःखितानां स्थाने सुखाकाङ्क्षिभिर्न गन्तव्यमिति ॥ २२ ॥

एवमुक्ते याः स्निग्धदृष्ट्यो जाताः, ताः प्रत्याह अथ वेति ।

अथ वा मदभिस्नेहाद्भवत्यो यन्त्रिताशयाः ।
आगता ह्युपपन्नं तत् प्रीयन्ते मम जन्तवः ॥ २३ ॥

मया वृथैवैते पक्षाः कल्पिताः, वस्तुतस्तु मां द्रष्टुमेवागताः । स्नेहात् सिद्धान्तोऽयं पूर्वपक्षार्थमनूद्यते । निरुक्तो भावो गुणात्मको दोषात्मको वा न फलं प्रयच्छति, लौकिको भवति,

---

पतीन् એ પ્રમાણે અન્વય કરવો. ગોપીજનોના પતિઓ પૂર્વજન્મમાં સતી-પતિવ્રતા-સ્ત્રીઓ હતી, અને પુરુષની ભાવનાને લીધે આ જન્મમાં પુરુષ તરીકે જન્મ્યા છે. હે ગોપીજનો ! તમે પણ પૂર્વજન્મમાં પુરુષો હતા અને આ જન્મમાં તમે સ્ત્રીઓ તરીકે જન્મ્યાં છો; આગળ ઉપર પણ તમે જ્યારે ઘેર પાછાં જશો ત્યારે સ્ત્રીભાવનાને લીધે તે ગોપલોકો પણ સ્ત્રીઓ થઇ જશે અને તે પ્રકારે વિપરીતતા થશે. આ બધાનો વિચાર કરીને તમારે જવું એ પ્રકારનું તાત્પર્ય છે. વ્રજમાં જવાથી તમને ધર્મ સિદ્ધ થશે, પરંતુ રસની સિદ્ધિ તો અહીં જ થશે. पतीन् એ પ્રમાણે બહુવચનનો પ્રયોગ કરવામાં આવેલો છે અને તેમાંથી એવો અર્થ નીકળે છે કે વાસ્તવિક રીતે વ્રજમાં જઇને પતિઓની સેવા કરવામાં ધર્મ રહેલો નથી. તમારામાં જે પતિવ્રતા-ધર્મશીલ-સ્ત્રીઓ છે તે જ ઘેર પાછાં ભલે જાય. પણ બધાંય ગોપીજનો જો તે પ્રકારનાં-ધર્મશીલ-ન હોય તો તેમણે ઘેર પાછાં જવું જ નહિ. લૌકિકધર્મ-પતિસેવા-ની અંદર પરાયણ રહેતી પતિવ્રતા સ્ત્રીઓ પતિનો ત્યાગ કરીને વનમાં આવતી નથી. તેથી ભગવાનનાં આ વાક્યો રસાલ હોવાથી એમ સૂચવે છે કે આ ગોપીજનોની આસક્તિ પોતાના લૌકિક પતિઓમાં નથી. વળી વત્સો-વાછરડાં-દહોતી વખતે બાંધેલાં જ છે; બાળકો પણ ભૂખ્યાં છે, તેથી તેઓ રડે છે. માટે તે બધાંને રડતાંબંધ કરવાને માટે તેમને સ્તનપાન કરાવો, અને ગાયોને દુહો. તમારું જીવન બીજાઓને માટે છે; પોતાને માટે નથી. તેથી સુખની ઇચ્છા રાખનારાઓએ દુ:ખી લોકોના સ્થાનમાં જવું નહિ. (આ શ્લોક રાજસતામસીને ઉદ્દેશીને કહેવામાં આવેલો છે.) ૨૨

આ પ્રમાણે જ્યારે ભગવાન્ બોલ્યા ત્યારે જે રાજસસાત્ત્વિક ગોપીજનો સ્નેહાળ દૃષ્ટિવાળાં થયાં તેમને ઉદ્દેશીને ભગવાન્ अथ वा ઇત્યાદિ બોલ્યા:—

અથવા તો મારામાં તમારો ઘણો સ્નેહ હોવાને લીધે તમારું અન્તઃ-
કરણ મારામાં ચોંટેલું છે, અને તેથી તમે અહીં આવ્યાં છો તે યોગ્ય છે,
કારણ કે બધાં પ્રાણીઓ મારા ઉપર પ્રેમ રાખે છે. ૨૩

પહેલાંના શ્લોકોમાં જણાવેલા વિકલ્પો મેં નકામા કલ્પ્યા, કારણ કે વાસ્તવિક રીતે તો તમે સ્નેહને લીધે મારાં દર્શન કરવાને માટે જ અહીં આવેલાં છો. સ્નેહને લીધે ભગવાનનાં દર્શન કરવા જવું એ ખરી રીતે તો સિદ્ધાન્ત જ છે, છતાં તેનો પૂર્વપક્ષ કરવાને માટે અહીં અનુવાદ કરવામાં આવ્યો છે. ગુણરૂપ અથવા દોષરૂપ ભાવનું વર્ણન કરવામાં આવે તો તેનું ફળ મળતું નથી, કારણ કે વર્ણન કરવાથી તે ભાવ લૌકિક થઇ.

अतः अनूद्यते । मयि योऽयमभितः स्नेहः सर्वभावेन तेन कृत्वा यन्त्रितः आशयो यासां तादृश्यश्चे-त्कृपस्य इहागतास्तदुपपन्नमेव । तर्हि को विलम्ब इति चेत् तत्राह प्रीयन्ते मम जन्तव इति । मम सम्बन्धिनः सर्व एव जन्तवः स्वयमेव प्रीता भवन्ति । न तु मया किञ्चित्कर्तव्यम् । स्नेह एव मयि न तु कृतिरिति । ततः साधारणमिममर्थं ज्ञात्वा प्रतियात । स्थितिपक्षे तु स्पष्ट एवार्थः । तत्रात मेति फलिष्यति । न हि स्नेहादागतः प्रेर्यमाणोऽपि गच्छति । यन्त्रितो वशीकृतः । अन्तःकरणे अन्याधीने जाते न किञ्चिदवशिष्यते । निष्कपटा च प्रीतिः कर्तव्येत्युभयत्र भावः ॥ २३ ॥

**भर्तुः शुश्रूषणं स्त्रीणां परो धर्मो ह्यमायया ।**
**तद्बन्धूनां च कल्याण्यः प्रजानां चानुपोषणम् ॥ २४ ॥**

एवं राजसीर्निरूप्य सात्त्विकीर्निरूपयति । सत्त्वयुक्ता निरूप्यन्ते । ततो रजोयुक्ताः । स्त्रीणां मुख्यो धर्मः भर्तृशुश्रूषणमित्याह भर्तुरिति । स्वभावतो जीवानां भगवानेव भर्ता तत्रापि स्त्रीणां

---

જાય છે, માટે તમારા સ્નેહમૂલક આગમનનો પૂર્વપક્ષ કરવાને માટે અનુવાદ કરવામાં આવ્યો છે. (સ્નેહથી સર્વ પદાર્થનો ત્યાગ કરીને ભગવાનની પાસે આવવાનો ભાવ ગુણરૂપ અને દોષરૂપ હોઈ શકે છેઃ જ્યારે ભગવાન્ ભગવાન્ તરીકે ઇચ્છા પૂર્ણ કરે છે એવો ભક્તનો ભાવ હોય ત્યારે તે ભાવ ગુણરૂપ થાય છે, અને જ્યારે ભગવાન્ જાર તરીકે ઇચ્છા પૂર્ણ કરે છે એવો ભક્તનો ભાવ હોય ત્યારે તે ભાવ દોષરૂપ થાય છે. આ બન્ને ય ભાવો ભગવદાત્મક ફળ આપતાં નથી. આ બન્નેય પ્રકારના ભાવો લક્ષમાં રાખીને સ્નેહમૂલક સર્વત્યાગપૂર્વક ભગવાનની પાસેના આગમનનો પૂર્વપક્ષ કરવાને માટે અનુવાદ કરવામાં આવ્યો છે.)

મારામાં જે આ પૂર્ણ સર્વભાવથી સ્નેહ છે તેથી અન્તઃકરણ બંધાઈ ગયું છે જેમનું, એવાં જો તમે હો અને અહીં આવ્યાં હો તો તો તે યોગ્ય જ છે.

પછી તમે વિલમ્બ શા માટે કરો છો એમ જો ગોપીજન કહે તો તેના ઉત્તરમાં કહે છે કે પ્રીયન્તે મમ જન્તવઃ. મારા સમ્બન્ધવાળા બધા ય પ્રાણીઓ પોતાની મેળે જ—મારામાં પ્રીતિ રાખવાથી જ—પ્રસન્ન થાય છે, મારે કાંઈ પણ કરવાનું રહેતું નથી. (હું ભાવસ્વરૂપ છું તેથી) મારામાં સ્નેહ જ હોઈ શકે—હું સ્નેહવાળા ભક્તો તરફ સ્નેહ જ રાખી શકું—કૃતિ નહિ, (કારણ કે નમન વગેરે ક્રિયા એ જીવનો ધર્મ છે, ભગવાનનો નહિ). તેથી આ બધા ય ભક્તોનાં સામાન્ય નિયમને જાણી તમે ઘેર પાછાં ચાલ્યાં જાવ. તમે અહીં જ રહો એમ અર્થ લઇએ તો શ્લોકનો અર્થ સ્પષ્ટ જ છે, અને તેથી તેમાં યાત મા—તમે જાવ નહિ—એ પ્રમાણે અન્વય થશે. જે સ્નેહથી આવેલો છે તેને પ્રેરવામાં—કહેવામાં—આવે તો પણ તે પાછો ઘેર જતો નથી, કારણ કે તે યન્ત્રિત એટલે વશ થએલો છે. જ્યારે અન્તઃકરણ ભગવાનને અધીન થઈ જાય છે ત્યારે કાંઈ પણ બાકી રહેતું નથી. નિષ્કપટ પ્રીતિ કરવી એમ બન્નેય પક્ષમાં—રહેવાના અને ઘેર પાછા જવાના પક્ષમાં—ભાવ છે. (આ શ્લોક રાજસસાત્ત્વિકને ઉદ્દેશીને કહેલો છે.) ૨૩

હે કલ્યાણી સ્ત્રીઓ, નિષ્કપટતાથી પતિની અને તેમના સંબંધીઓની
સેવા કરવી અને પ્રજાનું પોષણ કરવું એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે. ૨૪

આ પ્રમાણે રાજસી ગોપીજનોને ઉદ્દેશીને ભગવાને કહ્યું; હવે સાત્વિક ગોપીજનોને ઉદ્દેશીને ભગવાન્ કહે છે. આ શ્લોકમાં સત્વગુણવાળી સાત્વિક ગોપીજનોને—અર્થાત્ સાત્વિકસાત્વિક ગોપીજનોને—ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે. પછીથી સાત્વિકરાજસને ઉદ્દેશીને (અને ત્યાર પછી સાત્વિકતામસને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે.) સ્ત્રીઓનો મુખ્ય ધર્મ પતિની સેવા છે એમ ભગવાન્ ભર્તુઃ ઇત્યાદિ શબ્દોમાં કહે છે. સ્વાભાવિક રીતે બધા ય જીવોનો ભગવાન્ જ પતિ છે; તેમાં પણ જે

स्त्रीशरीरं प्राप्तानां व्यभिचाराभावाय भगवानेव सेव्यः । लौकिके तु परिग्रहात् भर्तृत्वेनाभिमतः सेव्यः । स एव परो धर्मः । तत्राप्यमायया । कापट्ये तु न सेवायां फलम् । अन्ये सर्वे धर्मा अवराः । **तद्बन्धूनां** श्वशुरादीनाम् । कल्याण्य इतिसम्बोधनात् भवतीनां सर्वेऽपि सन्तीति ज्ञापितम् । **प्रजानां** च पुत्रादीनामनुपोषणं अन्नादिदानेन स्तनादिदानेन च। पित्रादिभिः पोष्यमाणानां स्ततोऽपि पोषणं वा ॥ २४ ॥

तथापि स पतिः समीचीनो न भवतीति चेत् तत्राह **दुःशील** इति ।

**दुःशीलो दुर्भगो वृद्धो जडो रोग्यधनोऽपि वा ।**
**पतिः स्त्रीभिर्न हातव्यो लोकेप्सुभिरपातकी ॥ २५ ॥**

**दुष्टं** शीलं यस्य । द्यूतादिदुर्व्यसनवान् । **दुर्भगो** दरिद्रः । **वृद्धः** इन्द्रियविकलः । **जडो** मूर्खः । **रोगी** महारोगग्रस्तः । **अधनो वा** । अधनोऽपि भाग्यवाँश्चेत् तदा संभावनया स्त्रीभिर्न त्यज्यते। एवं षड्दोषयुक्तोऽपि स्त्रीभिरनन्यगतिकाभिः पतिर्न हातव्यः। स्पष्ट एव विरोधः। षड्गुणो भगवान्, षड्दोषः स इति । पातकी तु हातव्य एव। 'भजेदपतितं पति'मितिवाक्यात्। किञ्च, तत्रापि **लोकेप्सुभिः**। येषामिह लोके परलोके च कीर्त्याद्यपेक्षा तैर्न हातव्य एव, अन्यथा अपकीर्तिर्भवेत् ॥२५॥

---

સ્ત્રીઓ છે—જેમને સ્ત્રી શરીર પ્રાપ્ત થએલું છે—તેમણે તો વ્યભિચાર ન થાય તેટલા સારૂ ભગવાનની જ સેવા કરવી જોઇએ. લોકમાં તો જેની સાથે વિવાહ થયો છે તેની પતિ તરીકે સેવા કરવી જોઇએ. તે જ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે. વળી આ પતિસેવા પણ નિષ્કપટતાથી કરવી જોઇએ. કપટ રાખીને પતિસેવા કરવામાં આવે તો તેનું ફળ મળતું નથી. પતિસેવાથી બીજા બધા ધર્મો હલકા છે. **તદ્બન્ધૂનામ્** એટલે પતિનાં સગાંઓની—સસરા વગેરેની—સેવા કરવી જોઇએ. 'હે કલ્યાણીઓ' એ પ્રમાણે ગોપીજનોને સંબોધન કરવાથી ભગવાને જણાવ્યું કે તમારે બધાં સગાં પણ છે. પ્રજાનું—પુત્ર વગેરેનું—અનુપોષણ અન્ન વગેરે આપીને અને સ્તનપાન કરાવીને તમારે કરવું જોઇએ. અથવા તો પિતા વગેરે જે પ્રજાનું પોષણ કરે છે તે પ્રજાનું પોષણ માતાઓએ પણ કરવું જોઇએ એમ પણ અર્થ થઈ શકે. ૨૪.

પતિસેવા એ સ્ત્રીઓનો શ્રેષ્ઠ ધર્મ છે એમ આપ (=ભગવાન્) કહો છો તો પણ અમારો પતિ સારો નથી એમ જો ગોપીજન કહે તો ભગવાન્ દુઃશીલઃ ઇત્યાદિ શબ્દોમાં ઉત્તર આપે છેઃ—

પતિ દુષ્ટ, ભાગ્યહીન, વૃદ્ધ, જડ, રોગી, નિર્ધન, ગમે તેવો હોય
તોપણ, જો તે પાતકી ન હોય તો, આ લોક અને પરલોકની ઇચ્છા
રાખનારી સ્ત્રીઓએ તેનો ત્યાગ કરવો જોઇએ નહિ. ૨૫

દુઃશીલ એટલે દુષ્ટ છે શીલ જેનું—અર્થાત્ દ્યૂત વગેરે દુર્વ્યસનવાળો, દુર્ભગ એટલે દરિદ્ર, વૃદ્ધ એટલે ઇન્દ્રિયવિકલ, જડ એટલે મૂર્ખ, રોગી એટલે મહારોગવાળો, અથવા અધન એટલે ગરીબ. પતિ ગરીબ હોય તો પણ જો તે ભાગ્યવાળો હોય તો ભવિષ્યમાં તેના તરફની આશા રાખીને સ્ત્રીઓ તેનો ત્યાગ કરતી નથી. આ પ્રમાણે પોતાનો પતિ છ દોષવાળો હોય તો પણ સ્ત્રીઓએ, બીજો રસ્તો ન હોવાથી, તેનો ત્યાગ કરવો જોઇએ નહિ. લૌકિક પતિ અને અલૌકિક પતિ—ભગવાન્—વચ્ચે સ્પષ્ટ વિરોધ છે, કારણ કે ભગવાનમાં ઐશ્વર્ય, વીર્ય, શ્રી, યશ, જ્ઞાન અને વૈરાગ્ય એ છ ગુણો રહેલા છે, જ્યારે લૌકિક પતિમાં દુઃશીલ વગેરે છ દોષો રહેલા છે. પણ જો પતિ પાતકી હોય તો સ્ત્રીએ તેનો ત્યાગ કરવો જ જોઇએ, કારણ કે 'અપતિત પતિનું સ્ત્રીએ ભજન કરવું' (ભાગ. ૭-૧૧-૨૮) એ પ્રમાણે વચન છે. વળી તેમાં પણ લોકની ઇચ્છા રાખનારી સ્ત્રીઓએ તો દોષવાળા પતિનો ત્યાગ કરવો જોઇએ નહિ. જેમને આ લોકમાં અને પરલોકમાં કીર્તિ વગેરેની ઇચ્છા છે તેમણે તો પતિનો ત્યાગ કરવો જોઇએ નહિ જ, નહિ તો તેમની અપકીર્તિ થાય. (આ શ્લોક સાત્વિકરાજસને ઉદ્દેશીને કહેવામાં આવ્યો છે.) ૨૫

ननु कामरसे निविष्टमनसां न धर्मो बाधकः परस्मिन्नेव रसोत्पत्तिरिति, तत्राह अस्वर्ग्यमिति।

अस्वर्ग्यमयशस्यं च फल्गु कृच्छ्रं भयावहम्।
जुगुप्सितं च सर्वत्र ह्यौपपत्यं कुलस्त्रियः॥ २६॥

हे कुलस्त्रियः, औपपत्यं जारसम्बन्धः सद्रसात्मकमपि बहुदोषग्रस्तम्। तत्रत्यान् षड् दोषानाह। अस्वर्ग्यं परलोकनाशकम्। पूर्वं धर्मेण सिद्धोऽपि स्वर्गः तस्मिन् अपगच्छति। किञ्च, इह लोकेऽपि यशो दूरीकरोति। चकारात् नरकोऽपि। नापि तत्र रसभोगो महानित्याह फल्ग्विति। अल्पमेव तत्सुखं क्षणमात्रसाध्यं स्वरूपतो महदपि कालतः परिच्छिन्नमपि। कृच्छ्रमिति। कष्टसाध्यम्, नाल्पेन प्रयासेन सिध्यति। अतो बलवदनिष्टानुबन्धि। किञ्च, अनुभवकालेऽपि न रसमुत्पादयति यतो भयजनकम्। शृङ्गारविरोधी भयानकरसः। अत एव व्यभिचारशब्दवाच्यः। मुख्यतया भयानकरसमुत्पादयेत्, विशेषतः प्रथमतः। किञ्च, सर्वत्रैव जुगुप्सितम्। सर्वदेशेषु सर्वकालेषु तत्कृत्वा यदि सत्कर्मापि कुर्यात् ततोऽपि जुगुप्सितो भवेत्। धर्मबुद्धिस्तत्र विचिकित्सैव भवति। अतो बहुदोषग्रस्तत्वात् उत्तमाया नैवयुक्तम्॥ २६॥

---

કામરસમાં જેમનું મન રહેલું છે તેમને ધર્મ બાધ કરતો નથી, કારણ કે અન્યમાં જ રસની ઉત્પત્તિ થાય છે—આ પ્રમાણે જો ગોપીજન કહે તો ભગવાન્ अस्वर्ग्यम् વગેરે શબ્દોમાં ઉત્તર આપે છેઃ—

કુલીન સ્ત્રીઓને જારની સેવા સ્વર્ગનો નાશ કરનારી, અપકીર્તિ
આપનારી, તુચ્છ, કષ્ટસાધ્ય, ભય ઉત્પન્ન કરનારી અને સર્વત્ર નિન્દ્ય છે. ૨૬

હે કુલીન સ્ત્રીઓ, ઔપપત્ય એટલે જારની સાથેનો સંબંધ જો કે રસમય છે છતાં પણ બહુ દોષથી ભરેલો છે. જાર સાથેના સંબંધમાં જે છ દોષ રહેલા છે તે ભગવાન્ કહે છે. અસ્વર્ગ્ય એટલે પરલોકનો નાશ કરનારો. પહેલાં ધર્મ કરવાથી સિદ્ધ થએલું સ્વર્ગ પણ જારકર્મ કરવાથી નાશ પામે છે. વળી, આ લોકમાં પણ તે જારકર્મ યશનો નાશ કરે છે. શ્લોકમાં જે च છે તેનો અર્થ એવો થાય છે કે નરક પણ પ્રાપ્ત થાય છે. જારકર્મની અંદર મહાન્ રસનો ભોગ છે એમ પણ નથી એમ ભગવાન્ फल्गु પદ વડે કહે છે. તે જારકર્મનું સુખ અલ્પ જ છે, એક ક્ષણ જ ભોગવી શકાય છે. કામરસ સ્વરૂપથી તો ઘણો મોટો છે છતાં પણ કાળથી મર્યાદિત પણ થાય છે. કૃચ્છ્ર એટલે કષ્ટથી સાધ્ય; જારકર્મ અલ્પ પ્રયાસ વડે સિદ્ધ થતું નથી, એટલે પરિણામે તે ઘણું અનિષ્ટ કરનારૂં છે. વળી, જારકર્મનો જ્યારે અનુભવ કરવામાં આવે છે ત્યારે પણ તે કામરસને ઉત્પન્ન કરતું નથી, કારણ કે તે ભય ઉત્પન્ન કરે છે. ભયાનકરસ શૃંગારરસનો વિરોધી છે, અને તેથી જ જારકર્મને વ્યભિચાર કહેવામાં આવે છે. જારકર્મ મુખ્યત્વે ભયાનક રસ ઉત્પન્ન કરે છે, ખાસ કરીને પહેલેથી જ. વળી, આ જારકર્મ બધે ય નિન્દ્ય છે. જો કોઈ માણસ જારકર્મ કરીને સર્વ દેશમાં અને સર્વ કાળમાં સત્કર્મ પણ કરે, તો પણ બીજા માણસો તેનાથી કંટાળશે અને ધિક્કારશે. (એક બ્રહ્મચારીને કોઈ સતી સ્ત્રીની સાથે કામભોગ કરવાની ઇચ્છા થઈ; તેમાં જો ભોગ કરવામાં તે સતી સ્ત્રીને સુખ થાય તો તેનું પાતિવ્રત્ય નષ્ટ થઈ જાય, અને જો સુખ ન થાય તો તે સ્ત્રીનો પાતિવ્રત્યનો ધર્મ રહે; આ પ્રમાણે) જારકર્મની અંદર ધર્મ રહે છે એમ કેટલાકનો જે અભિપ્રાય છે તે સંદેહવાળો જ છે. (અર્થાત્ તે અભિપ્રાય ખરો નથી.) માટે જ્યારે જારકર્મમાં ઘણા દોષો રહેલા છે ત્યારે તો ઉત્તમ સ્ત્રીને માટે તે જારકર્મ યોગ્ય નથી. (આ શ્લોક સાત્ત્વિકતામસીને ઉદ્દેશીને કહેવામાં આવ્યો છે.) ૨૬

एवं सगुणाः प्रबोध्य गुणातीताः प्रबोधयति श्रवणादिति ।

**श्रवणाद्दर्शनाद्ध्यानान्मयि भावोऽनुकीर्तनात् ।**
**न तथा सन्निकर्षेण प्रतियात ततो गृहान् ॥ २७ ॥**

ननु लौकिकदृष्ट्यैवैते दोषाः न तु भक्तिमार्गे, परमार्थदृष्टौ वा, भवांस्तु पुरुषोत्तम इति चेत् तत्राह श्रवणादिति । न हि भक्तिमार्गे सम्बन्ध एव कर्तव्य इतिशास्त्रमस्ति । भक्तिर्हि नवविधा श्रवणादिरूपा प्रेमरूपा च । स्वतन्त्रपक्षे तु सुतरामेव नापेक्षा । स्नेहस्तु भगवद्विषयकः अलौकिकः । स एव सर्वाधिको भवति । लौकिकस्तु कामशेषतां प्राप्तः हीन एव भवति । तस्यालौकिकस्य कारणानि त्रीणि । श्रवणं दर्शनं ध्यानमिति । आदौ श्रवणं भगवद्वाचकानां पदवाक्यानां भगवति शक्तितात्पर्यावधारणम् । तथा सति विषयो व्यावर्तितो भवति, अन्यथा अन्यत्रापि स्नेहः स्यात् । तदनु दर्शनं तदर्थस्यानुभवः कृपया भगवत्साक्षात्कारो वा भगवत्कामार्थः नारदादेरिव । ततो ध्यानं योगेन चिन्तनम् । एवैरेव मयि भावो भवति । स चोत्पन्नो भावः अनुकीर्तनात् स्थिरो भवति । यथायमुपायः

---

આ પ્રમાણે નવ પ્રકારનાં સગુણ ગોપીજનોને ભગવાને ઉપદેશ કર્યો; હવે તે નિર્ગુણ ગોપીજનોને શ્રવણાત્ ઇત્યાદિ શબ્દો વડે ઉપદેશ કરે છે:—

મારાં શ્રવણ, દર્શન, ધ્યાન અને કિર્તનથી મારા વિષે જેવો ભાવ ઉત્પન્ન થાય છે તેવો ભાવ મારી પાસે રહેવાથી થતો નથી. તેથી તમે ઘેર પાછાં ચાલ્યાં જાવ. ૨૭

ઉપર જણાવેલા દોષો લૌકિક દૃષ્ટિએ કરેલા જારકર્મમાં હોઈ શકે, પરંતુ ભક્તિમાર્ગમાં, (અમે બધા જીવો પુરુષો છીએ અને) આપ પુરુષોત્તમ છો એ પ્રકારના ભક્તિમાર્ગમાં, અથવા તો પારમાર્થિક દૃષ્ટિમાં તે દોષો સંભવતા નથી—આ પ્રમાણે જો ગોપીજનો શંકા કરે તો તેનું સમાધાન કરતાં ભગવાન્ કહે છે કે શ્રવણાત્ ભક્તિમાર્ગમાં (ભગવાનની સાથે) સંબંધ જ કરવો જોઇએ એમ શાસ્ત્ર કહેતું નથી. ભક્તિ તો શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એમ નવપ્રકારની છે, અને દશમી પ્રેમરૂપ છે. સ્વતંત્ર ભક્તિમાર્ગમાં તો સમ્બન્ધની જરા પણ અપેક્ષા નથી (કારણ કે સ્નેહરૂપ ભક્તિ એ જ ફળરૂપ છે.) સ્વતંત્ર ભક્તિમાર્ગમાં તો ભગવાનમાં જ સ્નેહ હોય છે. અને તેથી તે સ્નેહ અલૌકિક છે. આ જ ભગવદ્વિષયક અલૌકિક સ્નેહ સર્વથી અધિક છે; પરંતુ લૌકિક સ્નેહ કામને અધીન થાય છે (અને તેથી તેમાં સંબંધની અપેક્ષા રહે છે) એટલે તે હલકા પ્રકારનો જ સ્નેહ છે. ભગવદ્વિષયક અલૌકિક સ્નેહનાં શ્રવણ, દર્શન અને ધ્યાન એમ ત્રણ કારણો છે. પ્રથમ કારણ શ્રવણ છે. શ્રવણ એટલે ભગવદ્વાચક પદો અને વાક્યોની શક્તિ અને તાત્પર્ય ભગવાનમાં રહેલાં છે એમ નિર્ણય કરવો તે. આ પ્રમાણે બધાં પદો અને વાક્યોનું તાત્પર્ય ભગવાનમાં જ છે એમ જ્યારે નિશ્ચય થાય ત્યારે ઘટપટાદિ સંસારના વિષયો દૂર થઈ જાય; પણ જ્યારે એવો નિશ્ચય ન થયો હોય અને ઘટપટાદિ પદાર્થો નિવૃત્ત ન થયા હોય ત્યારે તો ભગવાનથી અન્ય એવા ઘટપટાદિ પદાર્થોમાં પણ સ્નેહ થાય. ત્યાર પછી બીજું કારણ દર્શન. દર્શન એટલે શ્રવણ કરેલા અર્થનો અનુભવ અર્થાત્ માનસ પરોક્ષાનુભવ અથવા નિદિધ્યાસન. અથવા તો જેમ ભગવાને કૃપા કરીને નારદજીને પોતાના સ્વરૂપનાં દર્શન કરાવ્યાં અને પોતાના વિષે સ્નેહ ઉત્પન્ન કર્યો તેમ ભગવદ્વિષયક કામ ઉત્પન્ન કરવાને માટે ભગવાન્ કૃપા કરીને પોતાના સ્વરૂપનો જે સાક્ષાત્કાર કરાવે તે દર્શન કહેવાય છે. ત્યાર પછી ત્રીજું કારણ ધ્યાન છે. ધ્યાન એટલે યોગ વડે ભગવાનનું ચિન્તન. આ ત્રણ સાધનો વડે જ ભક્તોનો મારા વિષે ભાવ ઉત્પન્ન થાય છે (નહિ કે મારી પાસેના સંબંધથી). આ પ્રમાણે ઉત્પન્ન થએલો ભાવ અનુકીર્તનથી સ્થિર થાય છે. ભક્તિમાર્ગના શાસ્ત્રમાં દર્શાવેલો આ ઉપાય જેમ સારો છે તેમ દૂરદેશમાં ભગવાનની પાસે

श्रीयः साधीयान् न तथा निरन्तरसान्निध्येन जातो लौकिकः स हि कामदोष इत्यवोचाम। अतो ग्रान् प्रतियात। अतः परमार्थविचारेऽपि न स्थातव्यमिति। तथेत्यत्र प्रकार एव निषिद्धः, न रूपतो महत्त्वं निषिद्धम्। गृहस्थितानां च विहितं भवतीति गृहगमनमाज्ञापितम्॥ २७॥

एवं तासां गृहगमने बोधिते तत्परित्यागानन्तरं पुनर्ग्रहणं वांताशनमिव मन्यमाना भगवद्वाक्यं नुल्लंघ्यमिति विचार्य अतिविरोधे उभयानुरोधिशरीरपरित्यागः कर्तव्य इति निश्चित्य तत्रापि भगवत्सम्बन्धानन्दाभावादितिकर्तव्यतामूढा जाता इत्याह इति विप्रियमिति।

श्रीशुक उवाच—**इति विप्रियमाकर्ण्य गोप्यो गोविन्दभाषितम्।**
**विषण्णा भग्नसङ्कल्पाश्चिन्तामापुर्दुरत्ययाम्॥ २८॥**

विगतं प्रियं यस्मादिति उभयथापि प्रियाभावः। किं परीक्षार्थमाह आहोस्विदभिप्रेत एवायमर्थ इति। आ समन्तात् श्रुत्वा वाक्यतात्पर्यं निर्धार्य सत्यं गमनमेव वदतीति निश्चित्य अनभिप्रेतत्वेऽपि तत्सवहेतुमलभमाना गोप्यो नैपुण्यरहिता गोविन्दस्य स्वामिनः देवभाषितत्वेन अनृतशङ्काहितमीश्वरवाक्यात्र निर्धाररहितमाकर्ण्य विषण्णा जाता मनसि परमं विषादं प्राप्ताः। तत्र हेतु-

---

હેવાથી ઉત્પન્ન થતો લૌકિક સ્નેહ સારો નથી. ભગવાનની પાસે રહેવાથી જે લૌકિક સ્નેહ ઉત્પન્ન થાય છે. તે કામમૂલક છે એમ અમે પહેલાં કહેલું છે. તેથી હે ગોપીજનો, તમે તમારે ઘેર પાછાં ચાલ્યાં જાવ. તેથી પારમાર્થિક વિચાર કરતાં પણ તમારે અહીં રહેવું જોઇએ નહિ. (હવે શ્રી આચાર્યજી સ્થિતિપક્ષ દર્શાવે છે.) મૂળશ્લોકમાં જે પ્રકારવાચક **તથા** પદ છે તે પ્રકારનો—લૌકિક સ્નેહનો—જ નિષેધ કરે છે, કાંઈ સ્નેહના સ્વાભાવિક મહત્ત્વનો નિષેધ કરતો નથી. જે ભક્તો ઘેર રહેનારા છે તેઓ શ્રવણાદિવિહિત ભક્તિ કરી શકે છે. તેથી ભગવાને ગોપીજનોને ઘેર જવાની આજ્ઞા કરી. (અર્થાત્ ઘરમાં સ્થિતિ કરનારા ભક્તો શ્રવણાદિવિહિત ભક્તિ જ કરી શકે છે પણ સ્વતંત્ર ભક્તિ કરી શકતા નથી; જ્યારે ભગવાનની પાસે રહેનારા ભક્તો સ્વતંત્ર ભક્તિ કરી શકે છે એટલે આ ભક્તોનો જ પ્રકાર ઉત્તમ છે.) ૨૭

ભગવાને જ્યારે ગોપીજનોને આ પ્રમાણે ઘેર જવાનો ઉપદેશ કર્યો ત્યારે ગોપીજનો વિચાર કરવા લાગ્યાં કે ઘરનો ત્યાગ કર્યા પછી ફરીથી ઘેર જવું એ ઉલટી કરેલા પદાર્થના ભક્ષણ કરવા જેવું છે, અને પાછું ભગવાનના વાક્યનું ઉલ્લંઘન થઈ શકે નહિ. આ પ્રમાણે બે અતિ વિરુદ્ધ વિચારો આવવાથી બન્નેને અનુસરનારા શરીરનો ત્યાગ કરવો એમ તેમણે નિશ્ચય કર્યો; પણ શરીરનો ત્યાગ કરવાના નિર્ણયમાં પણ ભગવાનની સાથેના સંબંધથી જે આનન્દ મળે છે તે મળી શકતો નથી એમ વિચારીને ગોપીજનોને હવે શું કરવું એની સમજ પડી નહિ એમ **इति विप्रियम्** શ્લોકમાં શુકદેવજી કહે છે.

શુકદેવજી કહે છે કેઃ—આ પ્રમાણે ગોવિન્દ ભગવાનનાં અપ્રિય
વચનો સાંભળીને ગોપીજનો ખેદ પામ્યાં; તેમના સંકલ્પો ભાગી ગયા અને
તેઓ અપાર ચિન્તામાં પડી ગયાં. ૨૮

જેમાંથી પ્રિય જતું રહ્યું છે તે વિપ્રિય કહેવાય. (ભગવાનનું ભાષણ એવા પ્રકારનું હતું કે) તે શબ્દ અને અર્થ એ બે દૃષ્ટિએ પણ ગોપીજનોને અપ્રિય થઈ પડ્યું. ભગવાન્ આપણી પરીક્ષા કરવા ઘેર જવાનું કહે છે કે ખરા હૃદયથી તે પ્રમાણે કહે છે એમ ગોપીજનોને સંદેહ થવા લાગ્યો. ભગવાનનાં વચનો આ—બરોબર—શ્રવણ કરીને, વાક્યોનું તાત્પર્ય નક્કી કરીને, ખરેખર! ભગવાન્ ઘેર જવાનું જ કહે છે એમ ગોપીજનોએ નિશ્ચય કર્યો. ગોપીજનો ઘેર પાછાં જાય એમ ભગવાનનો અભિપ્રાય ન હોય તો પણ ભગવાનની આ ઇચ્છા જાણવાનું સાધન ગોપીજનોને મળ્યું નહિ. ગોપીઓમાં નિપુણતા—હોંશીઆરી—ન હતી. દેવનું ભાષણ હોવાથી અસત્યની શંકારહિત અને ઈશ્વરનું વાક્ય હોવાથી નિર્ધાર-નિશ્ચય-રહિત એવાં સ્વામી ગોવિન્દનાં વાક્યો સાંભળીને ગોપીજનો ખિન્ન થયાં—અર્થાત્ મનમાં પરમ ખેદ પામ્યાં.

भग्नसङ्कल्पा इति । तदा परां चिन्तां प्रापुः । कथमस्मद्विचारितं भगवद्वाक्यं चैकमुखं भवतीति । सा चिन्ता त्रैलोक्यं व्याप्य चेदं जन्मजन्मान्तराणि च निर्द्धारमलभमाना दुरत्यया पर्यवसानरहिता जाता ॥ २८ ॥

ततः चिन्तया यज्जातं तदाह कृत्वेति ।

**कृत्वा मुखान्यवशुचः श्वसनेन शुष्यद्बिम्बाधराणि चरणेन भुवं लिखन्त्यः।**
**अस्रैरुपात्तमपिभिः कुचकुङ्कुमानि तस्थुर्मृजन्त्य उरुदुःखभराः स्म तूष्णीम्॥२९॥**

चिन्तया प्रथमं मूर्च्छिता जाताः । ततः मुखान्येव अवाङ्मुखानि कृत्वा कमपि स्वमुखं न प्रदर्शयिष्याम इति अवाङ्मुखानि कृतवत्यः । अवगताः शुचः याभिस्ताः शोकसम्बन्धिन्यो वा जाताः । शुचः श्वसनेन शोकसम्बन्धिना श्वासवायुना शुष्यन्ति बिम्बवदधराणि येषां तादृशानि कृत्वा, चरणेन च भुवं लिखन्त्यः, तथैवावस्था भवतीति । भूमिविवरमिव प्रार्थयन्त्यः, उपात्तमपिभिः अस्रैः कुचकुङ्कुमानि मृजन्त्यः, तूष्णीं तस्थुः । मुखस्य अवाक्त्वेन भक्तितिरोभावः । श्वसनेन प्राणपीडा, शोकेनान्तःकरणस्य, बिम्बाधरशोषेण कामरसस्य, पदा भूमिलेखनेन शरीरस्य, अस्रैरिन्द्रियाणां, कुङ्कुमाभावेन कान्तेः, दुःखभरेण आनन्दस्य, तूष्णीं स्थित्या चैतन्यस्य तिरोभावो निरूपितः । केवलं स्थाणुवत् स्थिताः ॥ २९ ॥

---

ખેદ પામવાનું કારણ એ હતું કે તેમના સંકલ્પો ભાગી ગયા. જ્યારે બધા ય સંકલ્પો ભાગી ગયા ત્યારે તેમની ચિન્તાનો પાર રહ્યો નહિ. અમારા મનમાં જે વિચાર છે તે અને ભગવાનનાં વાક્યો એ બેની એકવાક્યતા—એક જ તાત્પર્ય—કેવી રીતે થાય એની ગોપીજનો ચિન્તા કરવા લાગ્યાં. આ ચિન્તા ત્રણ લોકમાં આ જન્મ અને બીજા જન્મોમાં વ્યાપી પણ કોઈ જાતનો નિશ્ચય કરી શકી નહિ તેથી તે દુરત્યયા—અંતરહિત—થઈ. ૨૮

પછી ચિન્તાથી જે બન્યું તેનું કૃત્વા એ શ્લોકમાં શુકદેવજી વર્ણન કરે છે.

શોકસંબંધી શ્વાસવાયુથી બિમ્બ જેવાં લાલ અધર જેમાં સુકાયાં છે
એવાં શોકયુક્ત મુખોને ગોપીજનોએ નીચે નમાવ્યાં તેઓ પોતાના ચરણથી
ભૂમિ ખોતરવા લાગ્યાં, અને મેંસવાળાં આંસુઓથી સ્તન ઉપરના કુંકુમનું
માર્જન કરતાં, બહુ દુઃખના ભારથી, મૌન ધારણ કરીને ઉભાં રહ્યાં. ૨૯

ગોપીજનો ચિન્તાથી મૂર્છિત થઈ ગયાં. પછીથી પોતાનાં મુખને નીચે નમાવ્યાં. કોઇને પણ અમે અમારૂં મુખ બતાવીશું નહિ એમ વિચાર કરીને ગોપીજનોએ નીચાં મુખ કર્યાં. ગોપીજનો જેમણે શોક પ્રાપ્ત કર્યો છે એવાં અથવા તો શોકસમ્બન્ધવાળાં થયાં. શુચઃ શ્વસનેન—શોકવાળા શ્વાસવાયુથી—સૂકાયાં છે બિમ્બના જેવાં ( લાલ ) અધરો જેમનાં એવાં મુખો. ગોપીજનો આ પ્રકારનાં મુખો નીચે નમાવીને ચરણ વડે પૃથ્વીને ખોતરતાં હતાં, કારણ કે (આ સંયોગોમાં) આ જ પ્રકારની અવસ્થા થાય છે. ગોપીજનો પૃથ્વીમાં જાણે માર્ગ માગતાં હોય તેમ ભૂમિને ખોતરવા લાગ્યાં. ગોપીજનો મેશવાળાં અશ્રુઓથી સ્તન ઉપરના કુંકુમનું માર્જન કરતાં શાન્ત ઉભાં રહ્યાં. આપ્રમાણે નીચા મુખથી ભક્તિનો તિરોભાવ, શ્વાસથી પ્રાણપીડા, શોકથી અન્તઃકરણની પીડા, બિમ્બ જેવા લાલ અધર સૂકાઈ જવાથી કામરસનો તિરોભાવ, ચરણથી ભૂમિને ખોતરવાથી શરીરને પીડા, અશ્રુઓથી ઇન્દ્રિયોને પીડા, કુંકુમના અભાવથી કાન્તિનો—સૌંદર્યનો—તિરોભાવ, દુઃખના ભારથી આનન્દનો તિરોભાવ, અને મૌન ધારણ કરીને ઉભા રહેવાથી ચૈતન્યનો તિરોભાવ વર્ણવવામાં આવ્યો છે. કેવળ સ્થાણુ—થાંભલા—ની માફક ગોપીજનો ઉભાં રહ્યાં ૨૯

एवमपि स्थितौ तूष्णीं स्थितं भगवन्तमालक्ष्य किञ्चिद्विज्ञापयामासुरित्याह प्रेष्ठमिति ।

**प्रेष्ठं प्रियेतरमिव प्रतिभाषमाणं कृष्णं तदर्थविनिवर्तितसर्वकामाः ।**
**नेत्रे विमृज्य रुदितोपहते स्म किञ्चित् संरम्भगद्गदगिरोऽब्रुवतानुरक्ताः ॥ ३० ॥**

भाषणं पूर्वोक्तमेव । अथ वा । तस्यामप्यवस्थायां 'किमिति रोदनं क्रियते, स्वस्था भवत, गृहे गच्छत' इत्येव वदति, परं हसन्मुखः, तदा तासां हृदये वाक्यामृतानि प्रविष्टानि सजातीयानि वाक्यान्युत्पादितवन्ति, तदा भगवदुद्बोधिता एव ताः भगवद्वाक्यानि पूर्वपक्षयितुमारेभिर इत्याह प्रेष्ठमिति । **प्रेष्ठो** भवत्येव । स्वसामग्र्या तथा सम्पादितत्वात्, परं वदत्यन्यथा, तथाप्यप्रियमिव प्रतिभाषमाणमिति नोक्तम् । न हि कदाचिदपि भगवानप्रियवद्भवति, किन्तु प्रियो भवति, इतरोऽपि भवति, सर्वभवनसामर्थ्यात् । इतरत्वे न प्रियत्वं बाध्यते । यथा जगज्जगदतिरिक्तरूपश्च । तदाह **प्रियेतरमिव प्रतिभाषमाण**मिति । यः प्रियोंऽशस्तं न तिरोधापयति । किन्तु वाक्यं न तेन रूपेण वदति

---

પોતે આ પ્રમાણે શાન્ત ઉભાં રહ્યાં તો પણ ભગવાન્ શાન્ત ઉભા રહ્યા એ જોઇને ગોપીજનો ભગવાનની કાંઇક વિજ્ઞપ્તિ કરવા લાગ્યાં એમ प्रेष्ठम् એ શ્લોકમાં શુકદેવજી કહે છે.

શુકદેવજી કહે છે કેઃ—શ્રીકૃષ્ણ ઉપર સ્નેહ રાખનારાં અને તેમનો સમાગમ કરવાને માટે સર્વ કામનાઓનો ત્યાગ કરનારાં ગોપીજનો રુદન કરવાથી સૂજી ગએલી આંખોને લુછી નાખી પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણ, જે પ્રિયથી અન્ય હોય એમ બોલતા હતા, તેમના પ્રત્યે ક્રોધથી ગદ્ગદ વાણીથી બોલવા લાગ્યાં. ૩૦

પહેલાં શ્રીકૃષ્ણ જે વાક્યો બોલ્યા હતા તેની જ વાત આ શ્લોકમાં છે. અથવા તો આ શ્લોકનો સંબંધ બીજી રીતે પણ સમજાવી શકાય એમ છે. ગોપીજનોની આવી અવસ્થામાં પણ જ્યારે ભગવાને હસતે મુખે કહ્યું કે "તમે શા માટે રડો છો ? તમે સ્વસ્થ થાવ અને ઘેર જાવ", ત્યારે તેમના હૃદયમાં ભગવાનનાં વચનામૃતે પ્રવેશ કર્યો અને પોતાના જેવાં જ બીજાં વાક્યો ઉત્પન્ન કર્યાં. તે વખતે ભગવાનની પ્રેરણાથી જ તે ગોપીજનોએ ભગવાનનાં વાક્યોને પૂર્વપક્ષ તરીકે માનવાનો આરંભ કર્યો એમ प्रेष्ठम् એ શ્લોકમાં કહેવામાં આવ્યું છે.

ભગવાન્ પ્રિયતમ તો છે જ, કારણ કે શ્રુતિમાં ભગવાનની જે સ્તુતિ કરવામાં આવેલી છે તેમાં ભગવાન્ પ્રિયતમ છે એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. (અથવા તો સ્વસામગ્રી–નવો ચન્દ્ર, નવાં ફૂલ અને ફળ, નવું ગાન વગેરે સામગ્રી–થી, ભગવાનનું પ્રેષ્ઠપણું સંપાદન કરવામાં આવ્યું છે) પરંતુ અત્યારે ભગવાન્ બીજે પ્રકારે—પ્રિયથી અન્ય હોય તેમ—બોલે છે, છતાં પણ શુકદેવજીએ મૂળ શ્લોકમાં 'અપ્રિય હોય—પ્રિયવિરુદ્ધ હોય–એ પ્રમાણે બોલતા શ્રીકૃષ્ણ' એમ કહ્યું નથી. કોઈ પણ દિવસ ભગવાન્ અપ્રિય જેવા થતા નથી, પરંતુ તે પ્રિય થાય છે, ઈતર—પ્રિયથી અન્ય—પણ થાય છે, કારણ કે તે સર્વભવનસમર્થ છે. પ્રિયથી અન્ય થવામાં પ્રિયત્વનો બાધ થતો નથી. જેમ ભગવાન્ જગદ્રૂપ થાય છે અને જગત્થી અન્ય પણ થાય છે તેમ ભગવાન્ પ્રિય થાય છે અને પ્રિયથી અન્ય પણ થાય છે. આજ વાત प्रियेतरमिव प्रतिभाषमाणम् એ શબ્દોમાં શુકદેવજી કહે છે. જે પ્રિય ભાગ છે તેનું તિરોધાન ભગવાન્ કરતા નથી, પરંતુ પોતે તે રૂપે—ફલાત્મક ભગવત્સ્વરૂપે—વાક્ય બોલતા નથી, પરંતુ બીજે રૂપે—અનિરુદ્ધરૂપે—બોલે છે, ત્યારે જ તેમની સાથે વાદ કરી શકાય. (પ્રિયતમ એવા

किन्तु रूपान्तरेण, तदा तेन सह वादः कर्तुं शक्य इति। न हि फलं क्वचित्साधनं भवति, मां वृणुतेति वा वदति, परं बलादपि प्रतिबन्धनिराकरणं कृत्वा स ग्राह्य एव। तदाह कृष्णं सदानन्दमिति। ननु कोऽयं निर्बन्धः स एव काम्य इति महाँश्चेन्न मन्यते, तदा अल्पतरा अपि काम्या इति, तत्राह **तदर्थविनिवर्तितसर्वकामा** इति। तदर्थं भगवदर्थं विशेषेण निवर्तिताः सर्वे कामा याभिः। अयमेव काम्य इति निश्चित्य पूर्वमेव सर्वे कामास्त्यक्ताः। 'काममयश्चायं पुरुषः'। यदि त्यक्तोऽपि गृह्येत, तदा भगवदुक्तमेव गृहं कथं न गृह्येत। तस्मादयमेव कामः अवशिष्यते। स चेन्न भवेत् स्वरूपहानिरेवेति निश्चित्य, फले मानमकृत्वा दृढीभूय, रुदितोपहते नेत्रे विमृज्य, यथास्थानं सर्वं प्रापयित्वा, किञ्चित्संरम्भेण, वादार्थमुद्यमः संरम्भः। भगवान् हि वाक्येन निराकरोति न तु स्वरूपतः। वाक्यं तु निराकार्यमिति तदर्थं संरम्भः। सर्वोऽप्यन्तं गत्वा परावर्तते परं संरम्भेण **गद्गदा गीर्यासाम्**। वर्णानां न स्फुटनिर्गमनम्, ईश्वरवाक्यनिराकरणे यतो वाणी बिभेति। एतासां तु न भयम्। यतः अनुरक्ताः। रागो हि भयप्रतिपक्षः। यत्र रागः स्वल्पोऽपि न तत्र भयम्। अतः अब्रुवत उक्तवन्तः ॥ ३० ॥

---

ફલાત્મક ભગવાનની સાથે વાદ કરી શકાય નહિ એવો સામાન્ય નિયમ છે, પરંતુ અનિરુદ્ધ સ્વરૂપની સાથે તો વાદ થઈ શકે.) ફલાત્મક પ્રભુ કોઈ દિવસ સાધનરૂપ થતા નથી અથવા તો "મને તમે વરો" એમ પણ કહેતા નથી; પરંતુ ભગવાનને મળવામાં જે પ્રતિબંધો આવતા હોય તેને બળથી પણ દૂર કરીને ફલાત્મક ભગવાનનું ભક્તોએ ગ્રહણ કરવું જ જોઇએ. આ જ વાત કૃષ્ણમ્ એ શબ્દમાં શુકદેવજી કહે છે. કૃષ્ણ એટલે સદાનન્દ.

**શંકાઃ**—ભગવાનની જ કામના કરવી એવો આગ્રહ ગોપીજનોએ શા માટે કરવો? જો મહાન્ એવા કૃષ્ણ ગોપીજનોની માગણી ન સ્વીકારે તો ઘણા ન્હાના એવા ગોપોની પણ કામના રાખવી જોઈએ.

**સમાધાનઃ**—ઉપરની શંકાનું નિરાકરણ કરતાં શુકદેવજી કહે છે કે **તદર્થવિનિવર્તિતસર્વકામાઃ** તદર્થ એટલે ભગવાનને માટે વિશેષે કરીને દૂર કરી છે મુક્તિપર્યન્તની સર્વે ઇચ્છાઓ જેમણે એવાં ગોપીજનો તદર્થવિનિવર્તિતસર્વકામ કહેવાય છે. આ કૃષ્ણ ભગવાનની જ કામના કરવા જેવી છે એમ નિશ્ચય કરીને ગોપીજનોએ પહેલેથી જ બીજી બધી કામનાઓનો ત્યાગ કર્યો. શ્રુતિ પણ કહે છે કે "આ પુરુષ કામમય છે." જો ત્યજી દીધેલા પદાર્થનું—ઘર વગેરેનું—પણ ફરીથી ગ્રહણ કરવામાં આવે તો ભગવાનની આજ્ઞા થવાથી ઘરનું જ ગ્રહણ કેમ ન કરવું? ભગવાનને માટે બધા કામોનો ત્યાગ કરેલો છે તેથી ભગવદ્વિષયક કામ જ બાકી રહે છે. જો આ ભગવદ્વિષયક કામ સિદ્ધ ન થાય તો પોતાના સ્વરૂપની હાની જ થાય એમ નિશ્ચય કરીને, ફલરૂપ ભગવાનની આગળ અમારે તમારી શી પરવા છે એમ માન કર્યા વિના દ્દઢ થઈને, રોવાથી સૂઝી ગએલાં નેત્રોને લૂછી નાખીને, બધું વ્યવસ્થિત રીતે ગોઠવીને ગોપીજનો કાંઇક ક્રોધથી (બોલવા લાગ્યાં). વાદ કરવાને માટે જે પ્રયત્ન કરવામાં આવે છે તે સંરમ્ભ કહેવાય છે. ભગવાન્ ખરેખર વચનથી નિરાકરણ કરેછે, સ્વરૂપથી નહિ. ભગવાનના વાક્યનું નિરાકરણ કરવું જોઇએ, તેથી ગોપીજનોએ ભગવાનની સાથે વાદ કરવાને માટે પ્રયત્ન કર્યો. બધા ય માણસો ઉપાય કરીને પાછા ફરે છે; પરંતુ ગોપીજનોની વાણી ક્રોધથી ગદ્ગદ થઈ ગઈ હતી; વર્ણો સ્પષ્ટ રીતે બહાર આવતા ન હતા, કારણ કે ભગવાનનાં વાક્યોનું નિરાકરણ કરવામાં વાણીને ભય લાગે છે. ગોપીજનોને તો ભય ન હતો, કારણ કે તેમનો ભગવાન્ ઉપર સ્નેહ હતો. સ્નેહ એ ભયનો નાશ કરનાર છે. જ્યાં થોડો પણ સ્નેહ હોય છે ત્યાં ભય હોતો નથી. તેથી તે ગોપીજનો બોલ્યાં. ૩૦

वाक्यानां बाधवाक्यानि तावन्ति प्रार्थनाधिका। एकादशविधात्वेन तासां वाचो जयन्ति हि ॥१॥

यद्भगवता प्रथममुक्तं 'स्वागतं वो महाभागा' इति, यद्यपि भगवता वयं स्तुताः, तथापि प्रेषणाभिप्रायेण, न तु स्वसन्निधागता इति। तथा सति नैयं स्तुतिः, किन्त्वतिक्रूरं वचनम्, अनिष्टपर्यवसानात्। नन्वशक्ये किं कर्तव्यम्, तत्राह मैवं विभो इति।

श्रीगोप्य ऊचुः—

**मैवं विभोऽर्हति भवान् गदितुं नृशंसं संत्यज्य सर्वविषयांस्तव पादमूलम्।**
**प्राप्ता भजस्व दुरवग्रह मा त्यजास्मान् देवो यथादिपुरुषो भजते मुमुक्षून् ॥३१॥**

भवान् सर्वमेव कर्तुं समर्थः। समर्थश्चेदन्यथा वदेत्, नृशंसमेव भवति, दयायां विद्यमानायां न वदेदिति। यच्च भगवतोक्तं 'प्रजस्यानामय'मिति, तदस्माकं नोद्देश्यम्, यतः सर्वविषयानेव संत्यज्य तव पादमूलं प्राप्ताः। अनेन-त्यक्तार्थपरिग्रहः अनुचितः, नापि जारत्वेन समागतमिति निरूपितम्। एकादशेन्द्रियाणामपि विषयास्त्यक्ताः सवासनाः। तत्र विनिगमकं तव पादमूलं प्राप्ता इति। अन्यथा पादमूलप्राप्तिरेव न स्यात्। यदुक्तं 'व्रजागमनकारण'मिति, तत्राहुः भजस्वेति।

---

ભગવાનનાં દસ વાક્યોનું ખંડન કરનારાં ગોપીજનોનાં વાક્યો પણ દસ છે, અને અધિકમાં તેમણે એક શ્લોકમાં ભગવાનની પ્રાર્થના કરી છે. આ પ્રમાણે ગોપીજનોનાં અગીઆર વાક્યો છે. (ભગવાન્ રસાત્મક છે, અને તેથી તેમની સાથેના વાદમાં) આ ગોપીજનોનાં વાક્યોનો ખરેખર જય છે.

પ્રથમ ભગવાને ગોપીજનોને કહ્યું કે 'હે મહાભાગ્યશાળી સ્રીઓ, તમને સ્વાગત હો.' જો કે આ પ્રમાણે ભગવાને અમારી (=ગોપીજનોની) સ્તુતિ કરી છે, પણ તે અમને ઘેર પાછાં મોકલવાના અભિપ્રાયથી કરવામાં આવી છે, નહી કે 'તમે મારી પાસે આવ્યાં' તેથી. આ પ્રમાણે હોવાથી ભગવાનનું તે વાક્ય અમારી સ્તુતિ કરતું નથી, પરંતુ અતિ ક્રૂર છે, કારણ કે તેનું પરિણામ અનિષ્ટ છે.

ભગવાન્ કદાચિત્ એમ જવાબ આપે કે જે વાત અશક્ય છે તેમાં શું થઈ શકે ? તો ગોપીજન ઉત્તર આપે છે કે **મૈવં વિભો.**

શ્રી ગોપીજન બોલ્યાં—

હે પ્રભુ! આવાં ક્રૂર વચનો કહેવાનું આપને શોભતું નથી. અમે સર્વે વિષયોનો સમ્પૂર્ણ ત્યાગ કરીને આપના ચરણના મૂલને—વૃન્દાવનમાં—પ્રાપ્ત થયાં છીએ. હે દુરાગ્રહી પ્રભુ! આપ અમારો ત્યાગ ન કરો, પરંતુ જેમ આદિ પુરુષ મુમુક્ષુ પુરુષોને ભજે છે તેમ આપ અમને ભજો. ૩૧

આપ બધું ય કરવાને સમર્થ છો. કોઈ સમર્થ હોઈને જો અન્યથા બોલે તો તો તે ક્રૂર જ હોવો જોઈએ, કારણ કે જો દયા હોય તો તે પ્રમાણે તે ન બોલે. ભગવાને જે અમને પૂછ્યું કે "વ્રજમાં તો બધા કુશળ છે ને?" તે પ્રશ્નમાં અમને કોઈ જાતનો રસ નથી—તેમાં અમારૂં પ્રયોજન નથી. કારણ કે બધા વિષયોનો જ સમ્પૂર્ણ ત્યાગ કરીને આપના ચરણના મૂલમાં—વૃન્દાવનમાં—અમે આવ્યાં છીએ. આ વચનોમાં ગોપીજનોએ કહ્યું કે જે પદાર્થનો ત્યાગ કરવામાં આવ્યો છે તેનો સ્વીકાર કરવો અયોગ્ય છે, અને વળી અમે જાર બુદ્ધિથી આપની પાસે આવ્યાં નથી. અગીઆર ઇન્દ્રિયોના વિષયોનો પણ વાસના સાથે ત્યાગ કરવામાં આવ્યો છે. અમે આપના ચરણના મૂલમાં આવ્યાં છીએ એ જ વાત અમારો સર્વત્યાગ દર્શાવી આપે છે. એમ જો ન માનીએ તો અમને આપના ચરણના મૂલની પ્રાપ્તિ જ ન થાય. ભગવાને ગોપીજનોને જે પૂછ્યું કે "અહીં આવવાનું શું કારણ છે?" તેના સંબંધમાં ગોપીજનો કહે છે કે ભજસ્વ—આપ અમારૂં ભજન—સેવન—કરો. ભગવાન્ કદાચિત્ એમ કહે કે ભજન વિના બીજું કરવું

अन्यत् कर्तव्यमिति चेत् तत्राहुः **हे दुरवग्रहेति** । दुष्टोऽयमवग्रहः आग्रहः, यद्भजनं न कर्तव्यम्, अन्यत्कर्तव्यमिति । यथा जीवानाम् । ते हि सर्वं कर्तुं वाञ्छन्ति न भगवद्भजनम् । यथायमाग्रहो जीवानां दुष्टः, तथात्रापि भवितुमर्हति । 'ये यथा मां प्रपद्यन्ते' इति तु नास्ति । यदि तदभिप्रायेणैव तथा, तदा **मा त्यजास्मान्** । अस्माभिर्न त्यज्यत इति । एतच्च भजनं न विषयवत्, किन्तु प्रकारान्तरेणेति विशेषतो वक्तुमशक्ताः दृष्टान्तेनाहुः **देवो यथेति** । **देवो हि सर्वानेव भजते**, अन्यथा शास्त्रं व्यर्थं स्यात् । तत्राप्यादिपुरुषो **देवः** । पूर्वकाण्डेऽपि भजनं सार्थकम्, सुतरां उत्तरकाण्डे । आदिपुरुषस्तु सेव्य एव भवति, देवश्च । न हि देवभजनं व्यभिचारजनकं भवति । ( न हि ) पुरुषान्तरभजनेऽपि प्रथमभर्ता विवाहितः अभजनीयो भवति । अनङ्गीकारस्तूचितः, न त्वभजनम् । एतेन स यथा स्वातिरिक्तभजनं न सहते, तन्निवृत्तिपूर्वकमेव स्वभजनं संपाद्य स्वयं भजते तथा त्वयापि कार्यम्, अतस्तत्र प्रेषणं तवाप्यनुचितमिति ज्ञाप्यते । किञ्च, **यथा मुमुक्षून् भजते** भगवान् आत्मीयत्वेन परि-

---

યોગ્ય છે તો ગોપીજનો કહે છે કે હે દુરવગ્રહ—હે દુરાગ્રહી ! આપે અમારૂં ભજન ન કરવું પણ બીજું કાંઈ કરવું એ જીવોની માફક આપનો ખોટો અવગ્રહ—આગ્રહ—છે. જીવો બધું ય કરવાની ઇચ્છા રાખે છે, પણ ભગવાનનું ભજન કરવાની ઇચ્છા રાખતા નથી. જેમ જીવોનો આવો આગ્રહ દુષ્ટ છે તેમ આપનો પણ આગ્રહ દુષ્ટ થવાને યોગ્ય છે. ગીતાજીમાં આપે "જે મારૂં જે પ્રકારે ભજન કરશે તેનું હું તે જ પ્રકારે ભજન કરીશ" એ પ્રમાણે જે પ્રતિજ્ઞા કરેલી છે તેનું આપ પાલન કરતા નથી. "જેમ તમે બધાં ગોપીજનો મારી પાસે આવ્યાં છો તેમ મારે પણ તમારી પાસે આવવું જોઇએ" એમ માનીને જો અત્યારે આપ અમારૂં ભજન ન કરતા હો તો અમારે કહેવાનું એ છે કે આપ અમારો ત્યાગ ન કરો; કારણ કે અમે આપનો ત્યાગ કરતાં નથી. આપ અમારૂં જે ભજન કરશો અને અમે આપનું જે ભજન કરીએ છીએ તે વિષયબુદ્ધિથી ભોગરૂપ નથી પરંતુ સર્વાત્મભાવવાળું છે. આ સર્વાત્મભાવથી કરવામાં આવતા ભજનનું વધારે સ્પષ્ટતાથી ગોપીજનો વર્ણન કરી શકે એમ નથી તેથી તે દૃષ્ટાન્ત આપીને કહે છે કે **देवो यथा**, દેવ ખરેખર સર્વનું જ ભજન કરે છે સર્વને ફળ આપે છે. જો એમ ન માનીએ તો દેવનું ભજન કરવું એમ કહેનારૂં શાસ્ત્ર વ્યર્થ થઈ જાય. ( કર્મમાં દેવોને આહુતિ આપવામાં આવે છે અને દેવની દ્વારા જ ફળ મળે છે.) આ બધા દેવોમાં આદિપુરુષ દેવ—ભગવાન્—જ રહેલા છે ( એટલે તેમની દ્વારા જ ફળ મળવું જોઇએ. ) પૂર્વકાણ્ડની અંદર પણ કર્મનું ફળ આપીને ભગવાન્ જે ભજન કરે છે તે સાર્થક છે ( કારણ કે કર્મ કરતી વખતે મનુષ્ય ભગવાનનું પૂજન કરે છે અને ભગવાન્ તેને કર્મનું ફળ આપે છે. ) ઉત્તરકાણ્ડમાં તો ભગવાન્ જ્ઞાન અને ભક્તિનું પણ ફળ આપે છે એટલે વધારે યોગ્ય છે. આદિપુરુષની તો નિષ્કામ સેવા કરવી જ જોઇએ. વળી તે દેવ છે (**सोऽश्नुते सर्वान् कामान्** એ તૈત્તિરીય શ્રુતિમાં ભગવાન્ રમણ કરે છે એમ કહેવામાં આવ્યું છે અને તેથી ભગવાન્ દેવ કહેવાય છે. દેવ શબ્દની અંદર જે ધાતુ છે તેનો અર્થ રમણ કરવું એવો થાય છે. ) રમણ કરનાર દેવનું—ભગવાનનું—ભજન કરવાથી વ્યભિચાર થતો નથી ( કારણ કે ભગવાન્ જ સર્વના પતિ છે અને તેમનું ભજન કરવામાં વિષયનો સંબંધ હોતો નથી. ) બીજા—લૌકિક—પુરુષનું ભજન કરવામાં આવે તો પણ પ્રથમ પતિ જે ભગવાન્, જેમની સાથે જીવોનો સ્વાભાવિક રીતે વિવાહ થએલો છે, તેમનું ભજન ન કરવું જોઇએ એમ નહિ. ( અર્થાત્ તેમનું ભજન કરવું જોઇએ. ) લૌકિક પતિનો સ્વીકાર કરવામાં નથી આવતો તે બરોબર છે, પરંતુ સર્વના સ્વાભાવિક પતિ જે ભગવાન્ તેમનું ભજન કરવામાં ન આવે તે યોગ્ય નથી. જેમ પ્રથમ પતિ—વિવાહિત પતિ—પોતાનાથી અન્ય પુરુષનું ભજન સહન કરતો નથી, અને અન્ય પુરુષના ભજનને દૂર કરીને જ પોતાનું—પ્રથમ પતિનું—ભજન કરાવીને પોતે ભજે છે તેમ આપે—ભગવાને—પણ કરવું જોઇએ; તેથી ગોકુલમાં પાછા જવાની જે આજ્ઞા આપ કરો છો તે આપને પણ યોગ્ય નથી એમ **यथा आदिपुरुषो देवः** એ દૃષ્ટાન્ત ઉપરથી જણાય છે. વળી, ભગવાન્ મુમુક્ષુ લોકોનું ભજન કરે છે

गृह्णाति, आत्मतया स्फुरति, स्वानन्दं तेभ्यः प्रयच्छति । 'एष ह्येवानन्दयाती'तिश्रुतेः । 'स्वाप्ययसम्प-
त्त्योरन्यतरापेक्षमाविष्कृतं ही'तिन्यायेन भगवान् तदर्थमात्मानं प्रकटीकरोतीति मुमुक्षून् भजत इत्यु-
क्तम् । अन्यथा मुमुक्षव एव भगवन्तं भजन्ते न तु भगवान्, अतः फलद्वारा भजनम् । यथा तेषां
पुनः पूर्वावस्थां न सम्पादयसि, सततं स्वस्मिन्नेव स्थापयसि तथा अस्मदर्थमाविर्भूय स्वानन्देन वयं
योजनीया इति एतत्कर्तव्यमित्यर्थः । (एतेन प्रार्थनया सकृदङ्गीकृत्य तूष्णींभावपक्षो निरस्तः । अग्रे
गृहगमनाज्ञापनगृहस्थितिसम्पादनादिकं तु रसपोषायैव न तु गृहार्थमिति ज्ञेयम्) ॥ ३१ ॥

**यत्पत्यपत्यसुहृदामनुवृत्तिरङ्ग स्त्रीणां स्वधर्म इति धर्मविदा त्वयोक्तम् ।**
**अस्त्वेवमेतदुपदेशपदे त्वयीशे प्रेष्ठो भवाँस्तनुभृतां किल बन्धुरात्मा ॥ ३२ ॥**

यदपि भगवतोक्तं 'स्त्रीणां स्वधर्मपरित्यागोऽनुचित' इति, अतः 'एषा रजनी घोररूपा, नेह स्त्रीभिः स्थेय'मिति । तत्राप्याहुः यत्पत्यपत्येति । पतिरपत्यानि सुहृदश्च । एषामनुवृत्तिः स्त्रीणां **स्वधर्म इति धर्मविदा त्वया उक्तम्** । वहिर्मुखा हि धर्मशास्त्रज्ञाः, शारीरमेव धर्मं स्वधर्ममाहुर्न त्वात्म-धर्मं भगवद्धर्मं वा । यतस्ते अनात्मविदः । तथा धर्मविदैव त्वया, न त्वस्मान् विचार्य, आत्मानं वा,

---

પોતાના માણુસ તરીકે સ્વીકારે છે, આત્મા તરીકે તેમના આગળ સ્ફુરે છે અને તેમને પોતાનો આનન્દ
આપે છે, કારણ કે શ્રુતિ કહે છે કે "આ જ અરેખર આનન્દ આપે છે." "સુષુપ્તિ અને બ્રહ્મસંપત્તિ—
મોક્ષ—એ બે અવસ્થામાંથી કોઈ પણ અવસ્થામાં ભગવાનનું પ્રાકટ્ય થાય છે" એ સૂત્ર પ્રમાણે ભગવાન
મુમુક્ષુ જનો માટે પોતાના સ્વરૂપને પ્રકટ કરે છે તેથી જ ભગવાન્ મુમુક્ષુ જનોને ભજે છે એમ
કહેવામાં આવ્યું છે. આ પ્રમાણે જો ન માનીએ તો ફક્ત મુમુક્ષુ જનો ભગવાનનું ભજન કરે છે, પણ
ભગવાન્ તેમનું ભજન કરતા નથી એમ પ્રાપ્ત થાય. તેથી ભગવાન્ ફળ આપીને ભજન કરે છે. વળી
ભગવાન્ મુમુક્ષુ જનોને ફરીથી સંસારમાં નાખતા નથી, પણ હમ્મેશાં પોતાનામાં જ તેમને સ્થાપે છે.
આ પ્રમાણે જેમ ભગવાન્ મુમુક્ષુ જનો પ્રતિ વર્તે છે તેમ અમારે માટે આપ શુદ્ધ ધર્મિસ્વરૂપે પ્રકટ
થઇને આપના સ્વરૂપાનન્દનું દાન કરો અને તે રીતે આપ અમારૂં ભજન કરો એવું તાત્પર્ય છે. મૂળ
શ્લોકમાં મુમુક્ષુ પદ મૂકવાથી એમ સમજાય છે કે અમારી પ્રાર્થનાથી અમારો એક વાર અંગીકાર કરીને
આપે શાન્ત બેસી રહેવું એ પક્ષનું ખંડન થયું. રાસલીલા પછી ઘેર જવાની કરવામાં આવેલી આજ્ઞા,
ઘરમાં સ્થિતિ કરાવવી ઇત્યાદિ તો વિરહરસના પોષણને માટે જ છે, નહિ કે ઘરમાં સ્થિતિ કરવાને માટે
એમ પણ સમજવું. ૩૧

હે અંગ! ધર્મને જાણનાર એવા આપે જે કહ્યું કે પતિ, પ્રજા, અને
મિત્રોની સેવા કરવી એ સ્ત્રીઓનો ધર્મ છે, તે સિદ્ધાન્ત ઉપદેશના આશ્રયરૂપ
અને ઈશ્વર એવા આપને વિષે જ હો! આપ તો ખરેખર દેહધારીઓના
પ્રિયતમ પદાર્થ છો, બન્ધુ છો, આત્મા છો. ૩૨

ગોપીજનોને ભગવાને જે કહ્યું કે "સ્ત્રીઓએ પોતાના ધર્મનો પરિત્યાગ કરવો ઉચિત નથી,"
અને તેથી "આ ઘોર રાત્રી છે એટલે સ્ત્રીઓએ અહીં રહેવું ન જોઇએ", તે વિષે પણ ગોપીજનો કહે
છે કે યત્પત્યપત્ય ઇત્યાદિ. પતિ, બાળકો, અને મિત્રો—એમની અનુવૃત્તિ—અનુસરવું—એ સ્ત્રીઓનો
સ્વધર્મ છે એમ ધર્મને જાણનાર એવા આપે કહ્યું. ધર્મશાસ્ત્રનું જ્ઞાન ધરાવનારાઓ ખરેખર બહિર્મુખ છે,
કારણ કે તેઓ શારીર ધર્મને જ સ્વધર્મ કહે છે, અને આત્મધર્મને અથવા ભગવદ્ધર્મને સ્વધર્મ કહેતા
નથી; તેનું કારણ એ કે તેઓ આત્માને જાણતા નથી. અમે સ્વરૂપની સાથે સંબંધ રાખનારાં છીએ,
અને આપ ભજન—સેવા—કરાવવાને માટે પ્રકટ થયા છો. તેથી અમારો અથવા આપના સ્વરૂપનો
વિચાર કર્યા વિના જ આપે ધર્મના જ્ઞાતા તરીકે જ અમને આ પ્રમાણે કહ્યું છે. આપે જે અમને કહ્યું છે

त्वयोक्तम् । तस्याप्यस्माभिर्विषयनिर्धारः क्रियते न तु दूष्यते । तदाहुः अस्त्वेवमेतदिति । स्त्रीभिः स्वधर्मः कर्तव्य इति यदुक्तं तदेवमेवास्तु । न हि पत्यादयः धर्मस्वरूपं नाप्याधारः किन्तु निमित्तम् । स च धर्मः अनुष्ठीयमानः प्रमीयमाणश्च भवति । अनुष्ठीयमाने पुत्रादयो निमित्तम् । प्रमीयमाणे गुरुः । अतः सा अनुवृत्तिः प्रथमतो गुरावस्तु, अन्यथा स्वधर्मो ज्ञात एव न स्यात् । न च भगवद्वाक्यमनुवादकम् । पूर्वमस्माकं धर्मज्ञानाभावात् । अन्यथा तदेव क्रियेत । नापि सेवाव्यतिरेकेणायं धर्मः स्फुरति । अन्यथा वचनमात्रेणैव गतं स्यात् । अत उपदिष्टस्य सिद्ध्यर्थं सेवां कारय । उपदेशस्य पदमाश्रयः कर्तैव भवति । अङ्गेतिकोमलसम्बोधनात् नास्माभिः प्रतिकूलतया निरूप्यते । किञ्च, स्वधर्मा अनेकविधाः, स्वापेक्षयोत्कृष्टविषयाः, समानविषयाः, हीनविषयाश्च । तत्र पूर्वपूर्वधर्मप्राबल्यम् । यथा स्त्रीणां पतिपुत्रादीनां स्वसमानानां सेवा धर्मः । एवं स्वनियामकस्येश्वरस्यापि अनुवृत्तिर्मुख्यो धर्मः । अन्यथा तत्प्रेरणाभावे पतिसेवादौ न प्रवर्तेत । अतः प्रकृतेऽपि भवानीश्वरः अन्तर्यामी । तादृशोऽपि

---

તેના વિષયનો અમે નિર્ણય કરીએ છીએ, નહિ કે તેમાં અમે દોષ કાઢીએ છીએ. તે જ વાત अस्त्वेवमेतद् એ શબ્દોમાં ગોપીજનો કહે છે. આપે જે કહ્યું કે સ્ત્રીઓએ પોતાનો ધર્મ પાળવો જોઇએ, તો તેની વ્યવસ્થા આ પ્રમાણે જ થાવ. પતિ, બાળકો વગેરે ધર્મસ્વરૂપ નથી, તેમ તેઓ ધર્મનો આધાર—આશ્રય—પણ નથી, પરંતુ તેઓ કેવળ નિમિત્ત છે. આ ધર્મ બે પ્રકારનો હોય છેઃ એક અનુષ્ઠાન કરવા યોગ્ય અને બીજો જાણવા યોગ્ય. જે ધર્મ કરવાનો છે તેમાં પુત્ર વગેરે નિમિત્ત હોય છે, પરંતુ જે ધર્મ જાણવા યોગ્ય છે તેમાં તો ગુરુ—આચાર્ય—નિમિત્ત છે. તેથી જે અનુવૃત્તિ—સેવા—કરવાની છે તે પ્રથમ ગુરુની થાવ. આ પ્રમાણે જો કરવામાં ન આવે તો પોતાનો ધર્મ કોઈ પણ જાણી શકે જ નહિ. ભગવાનનું જે વાક્ય છે તે અનુવાદ કરનારૂં—ગૌણ—નથી, કારણ કે ભગવાને ધર્મનો ઉપદેશ કર્યો તે પહેલાં અમને—ગોપીજનોને— ધર્મનું જ્ઞાન ન હતું. ગોપીજનો પહેલાં જે પતિ વગેરેની સેવા કરતાં હતાં તે તો બીજા લોકોને અનુસરીને કરતાં હતાં, કાંઈ શાસ્ત્રને અનુસરીને નહિ, કારણ કે તેમને તે વિધિનું જ્ઞાન ન હતું. જો ઉપદેશ પહેલાં તેમને તે પ્રમાણે જ્ઞાન હોત તો ભગવાનના વાક્ય પ્રમાણે તેઓ પતિ, બાળક વગેરેની સેવા જ કરત. વળી, ગુરુની સેવા વિના શાસ્ત્રમાં જણાવેલો ધર્મ સમજાતો નથી. આ પ્રમાણે જો ન માનીએ તો ગુરુની સેવા કર્યા વિના જ ફક્ત તેમના વચનથી જ અમે બધાં ઘેર ગયાં હોત તેથી આપે જે ઉપદેશ કર્યો છે તે સિદ્ધ કરવાને માટે પહેલાં આપ અમારી પાસે આપની સેવા કરાવો. આપ ઉપદેશનું પદ—આશ્રય—છો, અર્થાત્ આપ ઉપદેશના કરનારા જ છો. મૂળ શ્લોકમાં अङ्ग એ પ્રમાણે ભગવાનને માટે જે કોમલ સંબોધન વાપરવામાં આવ્યું છે તે સૂચવે છે કે અમે—ગોપીજનો—ભગવાનને પ્રતિકૂળ થાય એવું કાંઈ પણ કહીશું નહિ. વળી, સ્વધર્મો પણ અનેક પ્રકારના છેઃ કેટલાક ધર્મો પોતાનાથી ઉત્તમ પદાર્થો વિષેના હોય છે, કેટલાક પોતાના જેવા જ પદાર્થો વિષેના હોય છે, અને કેટલાક પોતાનાથી હલકા પદાર્થો વિષેના હોય છે. આ ત્રણ પ્રકારના ધર્મોમાં પહેલાંનો ધર્મ પછીના ધર્મ કરતાં ઉત્તમ છે. (અર્થાત્ ત્રીજા પ્રકારના ધર્મ કરતાં બીજા પ્રકારનો ધર્મ ઉત્તમ, અને બીજા પ્રકારના ધર્મ કરતાં પહેલા પ્રકારનો ધર્મ ઉત્તમ છે.) દા. ત. પતિ, બાળકો વગેરે પોતાના જેવા જ પદાર્થોની સેવા કરવી એ સ્ત્રીઓનો ધર્મ છે. આ પ્રમાણે પોતાના નિયામક—અન્તર્યામી—ઈશ્વરની પણ સેવા કરવી એ સર્વ પ્રાણીઓનો મુખ્ય ધર્મ છે (કારણ કે ઈશ્વર આપણા કરતાં ઉત્તમ છે, અને તેથી તેમની સેવા એ સર્વથી શ્રેષ્ઠ ધર્મ ગણાય છે.) પ્રભુની સેવા એ મુખ્ય ધર્મ છે એમ જો આપણે ન માનીએ તો પ્રભુની પ્રેરણા આપણને ન થાય અને તેથી કોઈ પણ જીવ પતિસેવા વગેરેમાં પ્રવૃત્ત થાય નહિ. તેથી અહીં બહાર પ્રકટ થયા છો તો પણ આપ ઈશ્વર છો, અંતર્યામી છો (અને તેથી અમને પ્રેરનારા છો.) આપ ઈશ છો છતાં પણ પતિ, પુત્ર વગેરેને માટે આપ અમને પ્રેરતા નથી, પરંતુ આપની સેવાને માટે જ પ્રેરો છો. (જ્યારે આપ પતિ, પુત્ર વગેરેને માટે અમને પ્રેરતા નથી ત્યારે તો એમ જણાય છે કે

भूत्वा पतिपुत्राद्यर्थं न प्रवर्तयसे किन्तु स्वसेवार्थमेव प्रेरयसि, अतो वाक्योक्तधर्मसिद्ध्यर्थमपि भया- नादौ-सेव्यः । किञ्च, धर्मो धर्मिमूलः, तदविरोधेन कर्तव्यः, फलार्थं च कर्तव्यः, अन्यथा चेत्, अनिष्टेऽपि पुरुषं प्रवर्तयन् अनाप्तः स्यात् । अत एव धर्मशास्त्रे प्रियत्वात् शरीरस्य तदनुरोध उक्तः । 'द्रव्यसंस्कारविरोधे द्रव्यं बलीय' इतिन्यायाच्च । तत्कस्यचित् प्रियो देहः, कस्यचिदात्मा, कस्यचित् परमात्मा, कस्यचिन्निर्वाहकः । भवांस्तु सर्वरूपो भवति, यतः अत्यन्तं प्रेष्ठः परप्रेमास्पदमानन्दः । बन्धुर्देहनिर्वाहकश्च । किञ्च, न केवलमस्माकं किन्तु तनुभृतां सर्वेषामेव देहधारिणाम् । ('भवाय नाशाये'त्यत्र त्वया दत्तमेव शरीरं त्वद्विचारितप्रयोजनार्थं जीवो गृहीत्वा तिष्ठतीति निरूपितम् । अतः स देहः भगवदीयः भगवतैव स्थापितः, तस्मै निवेद्य, तदनुपयोगे जाते, पश्चादन्यस्मै देयः । चेतनो हि प्रेर्यः । अतः यावद्भगवदुपयोगं ज्ञास्यति, तावन्नान्यस्मै दास्यति, चोदितोऽपि ।) यतस्तनुभृतां त्वमेव प्रेष्ठः । प्रेष्ठाय च देयं प्रियं वस्तु । अत्रार्थे किलेति प्रसिद्धिरेव प्रमाणम् । किञ्च, न केवलं देहदाता, किन्तु बन्धुरपि, येन प्रयत्नेन शरीरं बिभर्ति स बन्धुः, आत्मा धारकश्च । अतः अन्त-

---

પ્રેરણા કરશો.) તેથી આપનાં
આપ અમારી સેવાથી પ્રસન્ન થઈને અમને પતિ, પુત્ર વગેરેને માટે
વાક્યોમાં જે સ્ત્રીઓના ધર્મનું—પતિ વગેરેની સેવા કરવાનું—વર્ણન કરવામાં આવ્યું છે તે સિદ્ધ કરવાને
માટે પણ અમારે પ્રથમ આપની જ સેવા કરવી જોઈએ. વળી ધર્મ ધર્મીને—ધર્મકર્તાને—આધારે રહેલો
હોય છે એટલી ધર્મીની—ધર્મકર્તાના સ્વરૂપની—સાથે વિરોધ ન આવે એવી રીતે ધર્મ કરવો જોઈએ,
અને ફળને માટે પણ ધર્મ કરવો જોઈએ (અને આ રીતે ધર્મકર્તાએ પોતે ફળ ભોગવવું જોઈએ.) જો
આ પ્રમાણે ન માનીએ અને ધર્મીની સાથે વિરોધ રાખીને અને ફળ મેળવ્યા વિના ધર્મ કરવામાં આવે
તો અનિષ્ટ—નિષ્ફળ ધર્મ—માં પણ ધર્મનો બોધ કરનાર વેદ પુરુષને પ્રવર્તે અને તેથી તેમાં કોઈને
વિશ્વાસ રહે નહિ. આથી જ ધર્મશાસ્ત્રમાં, શરીર પ્રિય હોવાથી, શરીરને અનુસરવાનું કહેવામાં આવ્યું છે.
વળી, "દ્રવ્ય (=ધર્મી) અને તેનો સંસ્કાર (=ધર્મ) એ બે વચ્ચે જ્યારે વિરોધ ઉભો થાય ત્યારે દ્રવ્ય
વધારે બળવાન્ છે" એ પૂર્વમીમાંસાનો ન્યાય પણ છે. આ પ્રમાણે કોઈને દેહ પ્રિય હોય છે, કોઈને
આત્મા પ્રિય હોય છે, કોઈને પરમાત્મા પ્રિય હોય છે અને કોઈને નિર્વાહ કરનાર પ્રિય હોય છે. આપ તો
સર્વરૂપ છો, કારણ કે અત્યન્ત પ્રેષ્ઠ—પ્રિયતમ—છો. આપ પ્રેષ્ઠ છો એટલે પરમ પ્રેમનું સ્થાન છો,
આનન્દ છો, બન્ધુ છો, અને દેહના નિર્વાહક છો. આ પ્રમાણે પ્રેષ્ઠ શબ્દ વડે ભગવાન્ ધર્મી છે એમ સિદ્ધ
કરવામાં આવ્યું; અને તેથી ગોપીજનોએ તે ધર્મીની સેવા કરવી પ્રાપ્ત થાય છે. ('પરમપ્રેમ' એ શબ્દ
વડે ભગવાનનું દેહરૂપ સિદ્ધ થાય છે, 'આનન્દ' શબ્દ વડે તેમનું આત્માનું રૂપ સિદ્ધ થાય છે, 'બન્ધુ'
શબ્દ વડે પરમાત્માનું રૂપ સિદ્ધ થાય છે.) વળી એકલા અમને જ આપ આ રૂપે જણાવ છો એમ નહિ
પણ બધા ય દેહ ધારણ કરનારા મનુષ્યોને આપ આવા જણાવ છો. (भवाय नाशाय એ શ્લોકમાં એમ
કહેવામાં આવ્યું છે કે આપે વિચાર કરેલા પ્રયોજનને માટે જીવ આપે આપેલું જ શરીર ગ્રહણ કરે છે.
તેથી આ દેહ ભગવદીય છે અને તે ભગવાને જ આપેલો છે. તેથી તે દેહનું ભગવાનને નિવેદન કરવું, અને
જ્યારે ભગવાનને તે દેહનો ઉપયોગ ન હોય ત્યારે પછીથી બીજાને તે દેહ આપવો. જે ચેતન પદાર્થ છે
તેને પ્રેરણા કરી શકાય છે. જેમ પ્રિયમતને રાજ્યાદિ બાબતોમાં પોતાના દેહનો ઉપયોગ કરવાનું જ્ઞાન
ન હતું અને તેથી બ્રહ્માએ તેને તે પ્રમાણે જ્ઞાન આપ્યું, તેમ આપ પણ અમને બીજાઓને દેહ અર્પણ
કરતાં અટકાવીને આપની સેવાને માટે પ્રેરણા કરો. માટે જ્યાં સુધી ભગવાનને પોતાના દેહનો ઉપયોગ છે
એમ જીવ જાણશે ત્યાં સુધી તેને કહેવામાં આવશે તો પણ તે બીજાને પોતાનો દેહ નહિ આપે.) આપ
બધા ય દેહધારીઓના દેહ, આત્મા, પરમાત્મા અને દેહનિર્વાહક છો, કારણ કે બધાયના આપ જ પ્રિય-
તમ પદાર્થ છો. અને પ્રિયતમ પદાર્થને પ્રિય વસ્તુ આપવી પડે છે. આ બાબત પ્રસિદ્ધ જ છે અને પ્રસિદ્ધિ
જ પ્રમાણ છે એ જણાવવાને માટે મૂળ શ્લોકમાં કિલ શબ્દ મૂકવામાં આવ્યો છે. વળી આપ, કેવળ દેહ
આપનારા છો એમ નહિ, પરંતુ બન્ધુ પણ છો, કારણ કે જેને માટે જીવ પ્રયત્નથી શરીરનું પોષણ કરે છે

रङ्गबहिरङ्गन्यायेन नित्यानित्यन्यायेन वा भ(ग)वत्सेवैव मुख्या । यदा पुनस्त्वदनुपयोगः, तदापि चेत्तथा प्रेरणम्, तदान्यस्मै दास्यामो, नान्यथेति । धर्मिविचारो धर्मादप्यधिकः । एतच्च त्वदनङ्गीकृतं सर्वमेव विरुद्धं भवतीति प्रार्थ्यते वस्त्विति । सर्वरूपत्वात् त्वमेव सेव्य इति वा । अन्यत्र एकदा सर्वसेवा प्राप्ता, अंशतो बाधिता स्यात्, विनिगमनाभावाच्च । अनेन स धर्मोऽपि न भवति यः कालादिना बाध्यते, अशक्यश्च भवति । न हि प्रमाणं विरुद्धं विधत्ते । अतः पत्यादिसेवाविधायकं च शास्त्रं त्वत्सेवामेव विधत्ते । अतः अनुवादपक्षे स्वतन्त्रविधानपक्षे वा भवत्सेवैवोचितेतिभावः ॥ ३२ ॥

एवं राजसीनां निरूप्य सात्त्विकीनां निरूपयति कुर्वन्ति हीति ।

**कुर्वन्ति हि त्वयि रतिं कुशलाः स्व आत्मन् नित्यप्रिये पतिसुतादिभिरार्तिदैः किम् ।**
**तन्नः प्रसीद वरदेश्वर मा स्म छिन्द्या आशां धृतां त्वयि चिरादरविन्दनेत्र ॥ ३३ ॥**

તે ખરો બન્ધુ છે, અને તે રીતે આપ અમારા બન્ધુ છો. આપ આત્મા—શરીરને ટકાવનાર—પણ છો. તેથી અંતરંગબહિરંગન્યાયથી અથવા તો નિત્યાનિત્યન્યાયથી આપની સેવા જ મુખ્ય છે. (શરીરનું ભરણ કરનાર અને ટકાવનાર ભગવાન્ અંતરંગ અને નિત્ય છે; જ્યારે શરીરની સાથે સંબંધ રાખનારા પદાર્થો બહિરંગ અને અનિત્ય છે. બહિરંગ કરતાં અંતરંગ ચઢે છે, અને અનિત્ય કરતાં નિત્ય ચઢે છે એ સામાન્ય ન્યાય છે. અને તે ન્યાયથી જ ભગવાનની સેવા મુખ્ય છે.) પરંતુ જ્યારે અમારા દેહનો આપને ઉપયોગ નહિ હોય, અને તે સમયે પણ જો આપની તે પ્રમાણે—તમારો દેહ બીજાને આપો એવી—પ્રેરણા થશે તો જ અમે બીજાઓને—પતિ વગેરેને—અમારું શરીર આપીશું, અન્યથા નહિ. ધર્મી—વસ્તુ—નો વિચાર ધર્મ—વસ્તુના ગુણ—કરતાં અધિક છે. આ બધું ધર્મ વગેરે જો આપ ન સ્વીકારો તો બધું જ વિરુદ્ધ થઈ જાય; માટે આપની અમે વસ્તુ એ શબ્દમાં પ્રાર્થના કરીએ છીએ. અથવા તો આપની સેવા સર્વરૂપ છે—પતિ વગેરે સર્વની સેવા કરીએ તેવી છે—તેથી આપની જ સેવા કરવી જોઈએ. આપના વિના બીજાને વિષે એક જ સમયે બધી સેવા જો પ્રાપ્ત થાય તો કેટલાક અંશમાં તે સેવાનો બાધ થાય, કારણ કે તેમાં કોઈ પણ નિયામક પ્રમાણ—અમુકની સેવા કરવી અને અમુકની ન કરવી એનો નિર્ણય કરી શકે એવું પ્રમાણ—નથી. તેથી જેનો કાળ વગેરેથી બાધ થાય છે અને જે અશક્ય છે તે ધર્મ પણ થઈ શકતો નથી. જે પ્રમાણ છે તે વિરુદ્ધ બાબતનું વિધાન કરતું નથી. તેથી પતિ વગેરેની સેવા કરવી એમ વિધાન કરનારું શાસ્ત્ર અને ભગવત્સેવા કરવી એમ વિધાન કરનારું શાસ્ત્ર પણ આપની સેવાનું જ વિધાન કરે છે. આ પ્રમાણે સર્વ શાસ્ત્ર આપની સેવાનું જ વિધાન કરે છે, અને અન્યની સેવા જે કોઈ પોતાની ઇચ્છાથી કરે છે તેનો અનુવાદ કરે છે. તેથી અનુવાદપક્ષમાં અથવા સ્વતંત્રપક્ષમાં આપની સેવા જ ઉચિત છે એમ તાત્પર્ય છે. (અનુવાદપક્ષ અને સ્વતંત્રપક્ષનું સ્વરૂપ આ પ્રમાણે છે. શાસ્ત્ર ભગવત્સેવા અને પતિ વગેરેની સેવા એમ બન્ને સેવાઓનું વિધાન કરે છે, છતાં પણ પતિ વગેરેની સેવા કેટલાક અંશમાં બાધિત થાય છે, અને તે પોતાની ઇચ્છાથી પ્રાપ્ત થએલી હોવાથી શાસ્ત્રમાં તેનો અનુવાદ કરવામાં આવ્યો છે. તેથી શાસ્ત્રમાં ભગવત્સેવાનું જ વિધાન કરવામાં આવ્યું છે. આથી ભગવાનની જ સેવા કરવી પ્રાપ્ત થાય છે. પતિ વગેરેની સેવાનો આ અનુવાદપક્ષ થયો, અને આ પક્ષમાં ભગવત્સેવા જ પ્રાપ્ત થઈ. હવે પત્યાદિ સેવાના સ્વતંત્રપક્ષનું સ્વરૂપ આ પ્રમાણે છે. જો એમ માનીએ કે શાસ્ત્રમાં પતિસેવાનું પણ સ્વતંત્ર રીતે વિધાન કરવામાં આવેલું છે, તો તે ધર્મના જ્ઞાન વગેરેને માટે આપની ગુરુ તરીકે સેવા કરવી પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે પતિસેવાના સ્વતંત્રવિધાનપક્ષમાં પણ ભગવત્સેવા જ પ્રાપ્ત થાય છે.) ૩૨

આ પ્રમાણે રાજસી ગોપીજનોનાં વાક્યોનું નિરૂપણ કરીને હવે શુકદેવજી સાત્ત્વિક ગોપીજનોનાં વાક્યોનું કુર્વન્તિ હિ એ શ્લોકમાં નિરૂપણ કરે છે.

તેથી કરીને ચતુર પુરુષો હંમેશાં પ્રિય અને પોતાના આત્મરૂપ આપને વિષે પ્રીતિ કરે છે. દુઃખ આપનારા પતિ, પુત્ર વગેરેનું તેમને શું

यद्यप्युक्तं 'मातरः पितर' इति, 'मा रुद्धं बन्धुसाध्वस'मिति, तत्किमिदं प्रथमतयास्माभिरेव क्रियते, अहोस्विदन्येऽपि कुर्वन्ति । तत्रापि किमधमा मात्राद्यनुवृत्तिं कुर्वन्ति, अहोस्विदुत्तमाः । उत्तमा अपि त्वत्सेवायामशक्ताः, आहोस्वित् शक्ता इति विचारणीयम् । अस्मिन्नर्थे निर्णायकं महतां चरित्रमाहुः । ये त्वात्मनि कुशलाः आत्महितार्थिनः, न तु देहेन्द्रियाणाम्, ते त्वय्येव रतिं कुर्वन्ति । स्नेहेन हि क्रिया भवति । भगवत्कृतमेव जीवगामि भवतीति तदुपपादितं 'तच्चात्मने प्रतिमुखस्ये'त्यत्र । प्रीत्या च सेवा भवति । यदि पुत्रादिसेवापि धर्मः स्यात्, तदा पुरुषार्थत्वेनात्मपर्यवसायिनी स्यात् । 'कुशला' इत्यनेन तेषां कौशलमेतत्, प्रवृत्त्यपेक्षया निवृत्तिरुत्तमा । इन्द्रियदमनसामर्थ्याभाव एव अन्यगामि कर्तव्यं 'यतो यतो निवर्तेते'त्यत्र निरूपितम् । निरुद्धानीन्द्रियाण्यात्मगामीनि भवन्ति । तत्रा-

---

પ્રયોજન છે? માટે હે વરદાન આપનારાઓના ઈશ્વર, આપ અમારા ઉપર
પ્રસન્ન થાવ, અને હે કમળના જેવાં નેત્રવાળા પ્રભો! આપને વિષે ઘણા
સમયથી રાખેલી અમારી આશાને આપ છેદો નહિ. ૩૩

"માતાઓ, પિતાઓ વગેરે તમને શોધશે...માટે બન્ધુઓને તમે ત્રાસ આપો નહિ" એમ આપે જે પહેલાં કહ્યું તે વિષે અમારે નીચે પ્રમાણે પ્રશ્ન કરવો છે:—

(ઘરનો ત્યાગ કરીને અમે આપની પાસે આવ્યાં અને તેમ કરવાથી સગાં સંબંધીઓને અમે ત્રાસ આપ્યો છે. આ રીતે ત્રાસ આપવો નહિ એવો નિષેધ છે. તો) આ પ્રમાણે કરનારાં (જગતમાં) પહેલ વહેલાં અમે જ છીએ, કે બીજાઓ પણ આ પ્રમાણે કરે છે? સગાંઓને ત્રાસ ન આપનારાઓમાં પણ શું અધમ કોટિના માણસો માતા વગેરેની સેવા કરે છે કે ઉત્તમ કોટિના માણસો? ઉત્તમ કોટિના માણસો પણ આપની સેવા કરવાને માટે અશક્ત હોવાથી માતા વગેરેની સેવા કરે છે કે આપની સેવા કરવાને સમર્થ હોય છતાં પણ માતા વગેરેની તેઓ (=ઉત્તમ મનુષ્યો) સેવા કરે છે? આ બધા પ્રશ્નોનો વિચાર કરવો જોઇએ.

આ વિષયમાં મહાપુરુષોનું ચરિત્ર નિર્ણય કરી શકે એમ છે એમ ગોપીજનો કહે છે. જે લોકો આત્માને વિષે કુશળ હોય છે, જે આત્માનું હિત ઇચ્છનારા છે, પણ દેહ અને ઇન્દ્રિયોનું હિત ઇચ્છનારા નથી તેઓ આપને જ વિષે પ્રીતિ કરે છે. ખરેખર! સ્નેહથી ભગવત્સેવા વગેરે ક્રિયા થાય છે. સમષ્ટિરૂપ ભગવાનને વિષે જે કર્મ કરવામાં આવે છે તે જ કર્મ વ્યષ્ટિરૂપ જીવને વિષે આવે છે (કારણ કે ભગવાન સર્વના આત્મા છે.) આ જ વાતનું પ્રતિપાદન "જેમ મુખની શોભા પ્રતિબિમ્બની શોભા થાય છે તેમ ભગવાનની જે સેવા કરવામાં આવી હોય તેમાં પોતાની જ સેવા—પૂજા—થાય છે" એ સાતમા સ્કન્ધના નવમા અધ્યાયના અગીઆરમા શ્લોકમાં કરવામાં આવેલું છે. પ્રેમથી સેવા થાય છે. જો પુત્ર વગેરેની સેવા પણ ધર્મ હોય તો તે સેવા, પુરુષાર્થ હોવાથી, આત્માને વિષે જવી જોઇએ (પરંતુ તે પ્રમાણે થતું નથી એટલે પુત્ર વગેરેની સેવા ધર્મ કહેવાય નહિ.) શ્લોકમાં 'કુશળ' એમ જે કહેવામાં આવ્યું છે તેનો ભાવ એવો છે કે (દેહ વગેરેની) સેવા કરતાં (ભગવત્સેવારૂપી) નિવૃત્તિ ઉત્તમ છે એમ માનવામાં અને તે પ્રમાણે આચરવામાં તે મનુષ્યોની કુશળતા રહેલી છે. જ્યારે ઇન્દ્રિયોનું દમન કરવાની શક્તિ ન હોય ત્યારે જ ઇન્દ્રિયોનો પતિ વગેરે અન્ય પદાર્થની સેવા કરવામાં ઉપયોગ કરવો; અને આ પ્રમાણે "મનુષ્ય જ્યાંથી નિવૃત્ત થતો જાય છે ત્યાંથી બંધનોથી મુક્ત થતો જાય છે" એ અગીઆરમા સ્કન્ધના એકવીસમા અધ્યાયના અઢારમા શ્લોકનું તાત્પર્ય છે. (આ શ્લોકમાં એમ કહેવામાં આવ્યું કે જ્યાંથી મનુષ્ય નિવૃત્ત થાય છે ત્યાંથી બન્ધનમાંથી મુક્ત થાય છે. આ ઉપરથી એવું સૂચન થાય છે કે નિવૃત્ત થવાની શક્તિ માણસનામાં ન હોય ત્યારે તે પોતાની ઇન્દ્રિયો બીજા કાર્યમાં વાપરે છે.) જ્યારે ઇન્દ્રિયોનો નિરોધ કરવામાં આવે છે ત્યારે તે આત્મા તરફ વળે છે. તેમાં પણ જ્યારે આપને માટે જ તે. ઇન્દ્રિયોનો ઉપયોગ કરવામાં આવે ત્યારે જ તે આત્મા તરફ વળે છે. તેથી જે લોકો ફક્ત ઇન્દ્રિયોનો

व्यासगामीनि तवैव भवन्ति यदि त्वदर्थमुपयुक्तानि भवन्ति । अतः केवलनिमदकर्त्रपेक्षया ये त्वयि रतिं कुर्वन्ति ते कुशला इति हिशब्दार्थः । त्वयीत्येकवचनेन च पूर्वपद्येऽत्र सर्वसंभवो निरूपितः । किञ्च, भवान् स्वात्मा स्वरूपभूतः, न त्वभ्यासन्यायेन तथा जातः । किञ्च, प्रियस्य हि सेवा कर्तव्या स चेत्प्रियः कालपरिच्छेद्यो न भवति, स भवानेव, अन्यथा जारसेवापि धर्मः स्यात्, जन्मवत् दिनस्यापि परिच्छेदकत्वात् । किञ्च, पतिसुतादयश्च न धर्महेतवो भवितुमर्हन्ति । यत आर्तिदाः । न हि धर्मनिमित्तानि कदाचित् दुःखदानि भवन्ति । अन्यथा संसारो न स्यात् । अतस्तैः किम् । तेषां भयमस्तु, अन्यद्वा, न तैः किञ्चित्प्रयोजनमित्यर्थः । परमेकमेव प्रार्थनीयं यदभावे सर्वं शास्त्रं युक्तिश्च व्यर्था स्यात् । तदाहुः, तत्तस्मात् **प्रसीद**, त्वं प्रसन्नो भव । त्वदप्रसादादेव लोका भ्रान्ताः दुःखहेतुष्वपि प्रवर्तन्ते । ननु किं साधनं प्रसादे भवतीनामिति चेत् तत्राहुः **वरदेश्वरेति** । ये हि वरान् प्रयच्छन्ति, ते लोकानां क्लेशं ज्ञात्वा यतो दयालवः, अन्यथा तपसि क्रियमाणे वरं न प्रयच्छेयुः । तेषामपि त्वमीश्वरोऽतिदयालुः । तद्द्वारापि सर्वेषां दुःखशमनं करोषि । अतो वयं क्लिष्टाः । क्लेश एव

---

નિગ્રહ જ કરે છે તેમના કરતાં જે લોકો આપનામાં પ્રેમ કરે છે તેઓ કુશળ—ચતુર—છે એમ મૂળ શ્લોકમાં આવેલા હિ શબ્દનો અર્થ છે. મૂળ શ્લોકમાં ભગવાનને માટે ત્વયિ—આપનામાં—એ પ્રમાણે જે એક વચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે તે એમ દર્શાવે છે કે પહેલાંના શ્લોકમાં જણાવ્યું તે પ્રમાણે આપના એકલામાં જ બધું સંભવી શકે છે. (આ પ્રમાણે ઔપાધિક પ્રીતિનો પક્ષ સ્વીકારીને કુશળતાનું નિરૂપણ કર્યું. હવે સિદ્ધાન્તની રીતિએ કુશળતાનું સ્વરૂપ સમઝાવવામાં આવે છે.) વળી, આપ અમારા આત્મા—સ્વરૂપભૂત—છો, નહિ કે અભ્યાસથી આપ અમારા આત્મા થયા છો. (હવે સેવ્ય પદાર્થનો વિચાર કરીને કુશળતા સમઝાવવામાં આવે છે.) વળી, જે પ્રિય છે તેની સેવા કરવી જોઈએ. જો આ પ્રિયને કાળની મર્યાદા ન હોય—અર્થાત્ તે અનિત્ય ન હોય—તો જ તે પ્રિયની સેવા કરવી પ્રાપ્ત થાય છે, બીજાની નહિ. આવા કાળથી અતીત પ્રિય આપ જ છો. જો કાળથી મર્યાદિત થએલા પ્રિયની સેવા કરવામાં આવે તો જારની સેવા પણ ધર્મ થાય, કારણ કે જેમ અમારા પતિઓને જન્મની મર્યાદા છે તેમ જારને પણ દિવસની મર્યાદા છે. (અર્થાત્ પતિ અને જાર એ બન્ને ય કાલપરિચ્છિન્ન છે, અને જો કાલપરિચ્છિન્ન પ્રિય પદાર્થની સેવા કરવાની પ્રાપ્ત થાય તો તો પતિસેવાની માફક જારસેવા પણ ધર્મરૂપ ગણાય. પરંતુ તેમ નથી. તેથી સ્પષ્ટ માલમ પડે છે કે કાલપરિચ્છિન્ન પ્રિય પદાર્થની સેવા કરવી નહિ.) વળી, પતિ, પુત્ર વગેરે ધર્મનું કારણ થઈ શકે નહિ, કારણ કે તેઓ દુઃખ આપનારા છે. ખરેખર! જે ધર્મનાં કારણો છે તે કોઈ પણ દિવસ દુઃખ આપતાં નથી. જો પતિ, પુત્ર વગેરેને ધર્મનાં કારણ તરીકે માનવામાં આવે તો પછી સંસાર જ ન રહે. તેથી તેવા પતિ, પુત્ર વગેરેનું (અમારે) શું પ્રયોજન છે?

અમારા પતિ, પુત્ર વગેરેને ભલે અમારે લીધે ભય થાવ, અથવા બીજું કાંઈ થાવ, પણ અમારે તો ધર્મની સિદ્ધિને માટે તેમનું જરા પણ પ્રયોજન નથી એમ ભાવ છે. અમારે તો એક જ વસ્તુની પ્રાર્થના કરવાની છે. આ વસ્તુ એવી છે કે જો તે ન હોય તો પછી સર્વ શાસ્ત્ર અને તર્ક વ્યર્થ થઈ જાય. ગોપીજનો તે વસ્તુની પ્રાર્થના કરતાં કહે છે કે તેથી આપ પ્રસન્ન થાવ. આપની કૃપા વિના જ લોકો ભ્રાન્તિમાં પડે છે અને દુઃખ આપનારા વિષયોમાં પણ પ્રવર્તે છે.

કદાચિત્ ભગવાન્ ગોપીજનોને પ્રશ્ન કરે કે "મ્હારી કૃપા મેળવવાને માટે તમે શું સાધન કર્યું છે?"—તો ગોપીજનો કહે છે કે વરદેશ્વર. જે લોકો વરદાન આપે છે તે મનુષ્યોનું દુઃખ જાણીને વરદાન આપે છે, કારણ કે તે દયાળુ હોય છે. જો વરદાન આપનારાઓ દયાળુ ન હોય તો બીજા લોકો તપ કરે તો પણ તેઓ વરદાન આપે નહિ. આવા વરદાન આપનારાઓના પણ આપ ઈશ્વર છો; આપ અતિ દયાળુ છો. બીજા વરદાન આપનારાઓની દ્વારા પણ આપ બધાનાં દુઃખો દૂર કરો છો. આપ વરદેશ્વર છો તેથી અમે આપને કહીએ છીએ કે અમને ઘણો ક્લેશ થાય છે. જેમ તપશ્ચર્યા ભગવાનની કૃપા

साधनं तपोवत् । निषिद्धप्रकारस्तु यद्यत्र कश्चन भविष्यति, स न कर्तव्यः । ननु यथैतावन्तं कालं पति-
सेवा कृता, एवमेवाग्रेऽपि कर्तव्या, प्राप्तत्वात्, गौणमपि कर्म समारब्धं समापयेदिति, तस्मादविचार्यैव
पतिसेवां कुरुतेति चेत् तत्राहुः **मास्म छिन्द्या आशां धृतामिति** । नास्माभिः पतिसेवा कृता, तदर्थं
वा स्थितम्, त्वदाशया स्थितम्, मध्ये स्थितिनिर्वाहार्थमेव तदङ्गीकारः । इदानीं चेत् समागतानाम-
भिलषितार्थो न सिध्येत्, तदा आशा भग्ना भविष्यति तस्यां गतायां प्राणा एव गमिष्यन्तीति । अत
एव केनचित् स्त्रीहृदयज्ञेन निरूपितम् 'आशाबन्धो हृदयं रुणद्धी'ति । एतस्य मूलमपि स्त्रीशास्त्रे भविष्यति ।
**चिरात् त्वय्येव धृताम्**, तस्यां छिन्नायामवलम्बनाभावात् अधः पतिष्याम इति । **स्मे**त्ययमर्थः
प्रसिद्धः । **अरविन्दनेत्रे**ति सम्बोधनं दृष्ट्यैवाप्यायकत्वं निरूपयति । (आशाहेतुरप्यनेनोक्तः, तापहा-
रकदृक्षा दर्शनात् । भावोद्गारिण्या एव तथात्वात् । इयदवधि जीवनमप्यत एवेति भावः ।) ॥ ३३ ॥

यदुक्तं 'वनदर्शनार्थं किमागता' इति, ततश्च वनवर्णना कृता, तत्राहुः **चित्तं सुखेने**ति ।

**चित्तं सुखेन भवतापहृतं गृहेषु यन्निर्विशत्युत करावपि गृह्यकृत्ये ।**
**पादौ पदं न चलतस्तव पादमूलाद्यामः कथं व्रजमथो करवाम किं वा ॥ ३४ ॥**

---

મેળવવાનું સાધન છે તેમ (તાપાત્મક) કલેશ જ ભગવત્કૃપા પ્રાપ્ત કરવાનું સાધન છે. વરદાન આપવાની
અંદર જો આપને કોઈ નિષિદ્ધ પ્રકાર જણાતો હોય તો તે આપે કરવાની જરૂર નથી. (તાત્પર્ય એ કે
અમારૂં દુઃખ દૂર કરવામાં આપને કોઈ નિષિદ્ધ પ્રકાર—ગોપીજનો વિષયભોગને માટે આવ્યાં છે,
સર્વાત્મભાવથી નથી આવ્યાં એવો નિષિદ્ધ પ્રકાર—જણાય તો તે સ્વીકારવાની આપને જરૂર નથી.)

જો ભગવાન્ એમ કહે કે "જેમ આટલો વખત તમે પતિની સેવા કરી તેમ હવે પછી પણ
પતિસેવા કર્યા કરો, કારણ કે પતિસેવા તમને અત્યાર સુધી પ્રાપ્ત થએલી છે, અને વળી એવો ન્યાય છે
કે ગૌણકર્મનો આરંભ કરવામાં આવ્યો હોય તો તેને પણ પૂર્ણ જ કરવું: તેથી તમે આ બધી ચર્ચા કર્યા
વિના જ પતિસેવા કરો", તો ગોપીજન કહે છે કે **મા સ્મ છિન્દ્યા આશાં ધૃતામ્**. અમે પતિસેવા કરી
નથી, તેમ જ પતિને માટે અમે ઘરમાં સ્થિતિ કરી નથી, પરંતુ આપની આશાએ જ અમે રહ્યાં છીએ,
અને વચમાં મર્યાદાને અનુસરવાને માટે જ અમે ગોપોનો સ્વીકાર કર્યો છે. હમણાં જ્યારે અમે આપની
પાસે આવ્યાં છીએ અને જો અમારી આશા પૂર્ણ થાય નહિ તો પછી આશા ભાગી જશે, અને જ્યારે
આશા જતી રહેશે ત્યારે અમારા પ્રાણ પણ (નિરાધાર થઈને) જતા રહેશે. આ કારણથી જ સ્ત્રીઓનાં
હૃદયને જાણનાર કોઈ એક કવિએ—કાલિદાસે—(મેઘદૂતમાં) કહ્યું છે કે "આશારૂપી બન્ધ હૃદયને
ટકાવે છે." કવિના આ વચનનું મૂળ પણ સ્ત્રીશાસ્ત્રમાં—રસશાસ્ત્રમાં—હશે. ઘણા વખતથી આપનામાં જ
અમે આશા રાખી રહ્યાં છીએ. આ આશા જ્યારે તૂટી જશે ત્યારે આધાર વિના અમે નીચે પડી જઈશું.
મૂળ શ્લોકમાં સ્મ શબ્દ છે તે દર્શાવે છે કે આ વાત પ્રસિદ્ધ છે. ગોપીજનો ભગવાનને અરવિન્દનેત્ર એ
પ્રમાણે જે સંબોધે છે તેનું તાત્પર્ય એ છે કે ભગવાન્ પોતે પોતાની દૃષ્ટિથી જ ભક્તોને શાન્તિ આપે છે.
(અરવિન્દનેત્ર એ સંબોધન અમારી આશાનું કારણ પણ કહે છે, કારણ કે તાપને હરણ કરનારી દૃષ્ટિથી
આપ અમને જુઓ છો અને આપની ભાવ દર્શાવનારી દૃષ્ટિ જ તાપ હરણ કરે છે. અત્યાર સુધી અમે
જે જીવીએ છીએ તે આ—આપ અરવિન્દનેત્ર છો તે—કારણથી જ. આ પ્રમાણે અરવિન્દનેત્ર સંબોધનનું
તાત્પર્ય છે.) ૩૩

ભગવાને ગોપીજનોને કહ્યું કે 'તમે શું વન જોવા આવ્યાં છો?' અને પછીથી તેમણે વનનું વર્ણન
પણ કર્યું. આના ઉત્તરમાં ગોપીજનો **ચિત્તં સુખેન** એ પ્રમાણે કહે છે.

આનન્દ રૂપ આપે જ અમારૂં ચિત્ત સહેજમાં હરણ કરી લીધું છે
જેથી અમારૂં ચિત્ત તથા હાથ પણ ઘરના કાર્યમાં લાગતા નથી; અને

वनदर्शनेच्छा तदा भवति, यदा चित्तं स्वस्मिन् तिष्ठेत् । तत्तु त्वयैवापहृतम्, तत्रापहारे न तव प्रयासः, तथा सति सर्वं नापहृतं स्यात्, तदाह सुखेनेति । भवता वा आनन्दरूपेणापहृतम् । न हि साक्षात् परमानन्दे सति कश्चित् परम्परया पाक्षिकं साधनं गृह्णाति । वनदर्शनं दूरे, गृहेऽपि यच्चित्तं निर्विशति । अनेन ज्ञानशक्तेरपहार उक्तः । नापि गन्तव्यं वनं किञ्चित्कार्यार्थमागता इति । तदर्थं क्रियाशक्तेरप्यपहारमाह **उत करावपीति** । यौ गृह्यकृत्ये निर्विशतः, दूरेणापास्तं वनकृत्यम्, कामेन बलस्य हृतत्वात् । त्वत्स्पर्शेनैव करौ सजीवौ भवतः, नो चेन्मृतौ । अतः सेवाविधिरपि हस्ताभावात् कुण्ठितः । न हि कररहितं कर्मणि कश्चिन्नियुङ्क्ते । किञ्च यत् 'व्यावृत्य गन्तव्यमि'त्यभिप्रायेण 'वनदर्शनं जातमि'त्युक्तं तदप्यसम्भावितम् । यतोऽस्माकं **पादौ द्वावपि तव पादमूलादस्मात्** स्थानात् एकमपि **पदं न चलतः**, नान्यत्र गच्छतः । पादानां गतियुक्तानां मूलभूतौ त्वत्पादौ, तस्यापि चेन्मूलं

---

આપના ચરણના મૂળથી એક ડગલું પણ અમારા પગ ચાલતા નથી; તો પછી અમે વ્રજમાં કેવી રીતે જઈ શકીએ ? અને ત્યાં જઈને પણ અમે શું કરીએ ? ૩૪

જ્યારે ચિત્ત સ્વસ્થ હોય તો જ વન જોવાની ઇચ્છા થાય. પણ તે ચિત્ત તો આપે જ હરી લીધું. આ ચિત્ત હરણ કરવામાં આપને કોઈ જાતનો પ્રયાસ કરવો પડ્યો નથી. જો અમારૂં ચિત્ત હરવામાં આપને પ્રયાસ કરવો પડ્યો હોત તો અમારૂં સર્વ ચિત્ત આપ હરી શક્યા ન હોત. આ બધો ભાવ શુકદેવજી **सुखेन** એ શબ્દ વડે દર્શાવે છે. અથવા તો **सुखेन** નો સંબંધ भवता સાથે લઈને એવો અર્થ કરવો કે આનન્દરૂપ એવા આપે અમારા ચિત્તનું હરણ કર્યું. જ્યાં સાક્ષાત્ પરમાનન્દસ્વરૂપ ભગવાન્ હોય છે ત્યાં કોઈ પણ માણસ પરમ્પરાથી પ્રાપ્ત થાય એવું પાક્ષિક સાધન સ્વીકારતો નથી. વનને જોવાની વાત તો દૂર રહી, પરંતુ ઘરમાં પણ અમારૂં ચિત્ત પરોવાતું નથી. આ પ્રમાણે ગોપીજનોની જ્ઞાનશક્તિનું હરણ કરવામાં આવ્યું છે એમ કહેવામાં આવ્યું.

'અમે—ગોપીજનો—વનમાં કોઈ કામને માટે આવ્યાં છીએ' એમ પણ માનવાની જરૂર નથી. આ દર્શાવવાને માટે ગોપીજનોની ક્રિયાશક્તિનું પણ હરણ કરવામાં આવ્યું છે એમ શુકદેવજી उत करावपि એ શબ્દોમાં કહે છે. ગોપીજનોના બે હસ્ત ઘરના કામમાં લાગતા નથી, તો પછી વનના કાર્યની વાત તો દૂર જ રહી, કારણ કે ભગવાન્ વિષેની અમારી ઇચ્છાએ બળનું—ક્રિયાશક્તિનું—હરણ કરેલું છે. આપના સ્પર્શથી જ અમારા હાથ સજીવ—ચેતનવાળા—થશે; અને જો આપનો સ્પર્શ નહિ થાય તો અમારા હાથ મરી જશે. આપનો સ્પર્શ અમારા હાથને થએલો નથી તેથી અમારા હાથ નિર્જીવ થઈ ગયા છે એટલે પતિ વગેરેની સેવા કરવાની શાસ્ત્રની આજ્ઞા પણ કુંઠિત—ભગ્ન—થઈ જાય છે. ખરેખર, કોઈ પણ માણસ હાથ વગરના માણસને કોઈ પણ કામમાં યોજતો નથી.

વળી "પાછા વળીને તમે બધાં ઘેર જાવ" એ હેતુથી આપે જે કહ્યું કે 'વન જોવાઈ ગયું' તો તેના સંબંધમાં અમારે કહેવાનું કે તે—પાછા વળીને ઘેર જવાનું—પણ અસંભવિત છે; કારણ કે અમારા બન્ને ય પગ આપના પાદમૂળથી—આ સ્થાનથી—એક પણ ડગલું ચાલતા નથી, બીજે જઈ શકતા નથી. ગતિવાળા પગોનું મૂળ આપનાં ચરણો છે; આ ચરણોના પણ મૂળમાં અમારા પગો જ્યારે આવ્યા છે તો પછી બીજે ઠેકાણે તે શી રીતે જઈ શકે ? જો આમ ન માનીએ તો મૂળ સુધી પહોંચેલાં વૃક્ષો પણ ચાલવા માંડે. મૂળ શ્લોકમાં अस्मात् स्थानात्—આ સ્થાનમાંથી—એમ કહેવાને બદલે જે तव पादमूलात्—આપના ચરણોના મૂળમાંથી—એ પ્રમાણે કહેવામાં આવ્યું છે તે ઉપરથી જણાય છે કે 'આપ જશો તો અમારા—ગોપીજનોના—પગો બધે જઈ શકશે, પરંતુ આપના વિના તે જઈ શકશે નહિ' એ પ્રમાણે ગોપીજનો ભગવાનને કહેવા માગે છે. માટે અમે અહીંથી કેવી રીતે જઈએ ? 'ગાડાં વગેરે સાધનોથી તમને ઘેર પાછાં મોકલવામાં આવશે' એમ જો ભગવાન્ ગોપીજનોને કહે તો તેના

गवाः, तदा कथमन्यत्र गच्छेयुः, अन्यथा वृक्षाणामपि गतिः स्यान्मूलं गवानाम् । 'अस्मान् स्या
दिति वक्तव्ये यत् 'तव पादमूला'दित्युक्तं तत् त्वद्गमनेन सर्वत्र गन्तुं शक्यते न तु त्वद्व्यतिरेके
ज्ञापितम् । अतः कथं यामः । शकटादिना प्रेषणीया इति चेत्, तत्राहुः । **अथो** अथ तत्र गत्वा
**वा करवाम** । यथा शकटादिकं गृहे यानार्थं साधनमस्ति, न चैवं हस्तयोः कार्यकरणे कि
लोकसिद्धम् । न केवलं गमनेन प्रयोजनम्, किन्तु पित्रादिसेवार्थं गमनम्, तदभावाद् व्यर्थमेव ग
मितिभावः । तदाहुः । **अथो अथ किं वा करवामेति** । हस्तनिरपेक्षा कृतिः भिन्नप्रक्रमेण भगव
वेन भवतीति तथोक्तम् । अनेन स्तनपानमप्यशक्यं निरूपितम् । आशाऽभावे सर्वत्रैव शोषात् ॥ ३

यद्भगवता शीघ्रं गच्छतेत्युक्तम्, तत्राहुः सिञ्चाङ्गेति ।

**सिञ्चाङ्ग नस्त्वदधरामृतपूरकेण हासावलोककलगीतजहृच्छयाग्निम् ।**
**नो चेद्वयं विरहजाग्न्युपयुक्तदेहा ध्यानेन याम पदयोः पदवीं सखे ते ॥ ३**

वयं शीघ्रमेव गमिष्यामः, यदि त्वं प्रतिबन्धं न करिष्यसि । अनेन तूष्णींभावेऽपि मरण
पराघृत्तौ तु न किञ्चिद्वक्तव्यम् । हे अङ्ग ! त्वदधरामृतपूरकेण त्वदधरामृतप्रवाहजलेन **नो हृ**
**याग्निं सिञ्च** । स चाग्निः त्वयैवोत्पादित इति । तत्कारणमाहुः **हासावलोककलगीतजेति** । तव यं

---

ઉત્તરમાં ગોપીજનો કહે છે કે अथो. अथो એટલે अथ—પછીથી—ગાડામાં બેસીને ઘેર જઈને
શું કરીએ ? જેમ ગાડું વગેરે ઘેર જવાને માટે સાધન છે તેમ હાથને કામ કરવામાં કોઈ પણ જ
સાધન લોકમાં જાણીતું નથી. અમારે કેવળ ઘેર જવામાં જ પ્રયોજન નથી, પરંતુ પિતા વગેરે સગાં
સેવાને માટે અમારે ઘેર જવાનું છે, પણ અમે પિતા વગેરેની સેવા કરી શકીએ એમ નથી, તેથી
ઘેર પાછાં જઈએ તે તદ્દન નકામું જ છે. આ બધો ભાવ ગોપીજનો अथो किं वा करवाम એ શબ્દો
જણાવે છે. ભગવદાવેશને લીધે અહીં ભિન્ન પ્રકારે અમે—ગોપીજનો—હસ્ત વિના પણ ક્રિયા
શકીશું, પણ ઘેર જઈને અમે હસ્ત વિના કોઈ પણ ક્રિયા કરી શકીશું નહિ; તેથી ગોપીજનોએ अथो कि
એ પ્રમાણે કહ્યું.

આ પ્રમાણે જ્યારે ગોપીજનોની ક્રિયાશક્તિ જતી રહી છે ત્યારે તો તેઓ (ઘેર જઈને પ
બાળકોને સ્તનપાન પણ કરાવી શકશે નહિ. (બાળકો પોતાની મેળે સ્તનપાન કરવા મંડી જશે એમ
કહેવામાં આવે તો તે પણ શક્ય નથી) કારણ કે ભગવાનને છોડીને ઘેર જવામાં ગોપીજનોની આ
ભાગી જવાથી તેમના આખા શરીરમાં જ શોષ પડશે અને તેથી બાળકોને દૂધ મળી શકશે નહિ. ૩૪

ભગવાને ગોપીજનોને જે કહ્યું કે 'તમે જલદી પાછાં ઘેર જાવ' તો તેના ઉત્તરમાં ગોપીજ
सिञ्चाङ्ग એ પ્રમાણે કહે છે.

હે સખા ! આપના હાસ્યપૂર્વક અવલોકનથી અને અવ્યક્ત મધુર ગીતથી ઉત્પન્ન થએલા અમારા કામરૂપી અગ્નિનું આપના અધરામૃતના પૂરથી સિંચન કરો. જો આપ આ પ્રમાણે નહિ કરો તો વિરહથી ઉત્પન્ન થએલા અગ્નિથી અમારો દેહ બળી જશે અને અમે ધ્યાનવડે આપના ચરણની પદવીને પામીશું. ૩૫

ઘેર પાછા જવામાં આપ જો પ્રતિબન્ધ કરશો નહિ તો અમે જલદીથી જ ઘેર જઈશું. આ
ઉપરથી એમ સમજાય છે કે જો ભગવાન્ હમણાં ગોપીજનોને સાક્ષાત્ સુધાનું દાન ન કરે અથવા
તેમની સાથે ભાષણ પણ ન કરે તો ગોપીજનોનું મરણ થાય, તો પછી ગોપીજનો ઘેર પાછાં જ
તેમાં તો કાંઈ કહેવાનું રહેતું જ નથી. હે અંગ ! આપના અધરામૃતના પૂરથી, અધરામૃતન
પ્રવાહના જળથી, અમારા કામરૂપી અગ્નિનું સિંચન કરો; કારણ કે આ કામાગ્નિને આપે જ ઉત્પન્ન
કર્યો છે. કામાગ્નિને ઉત્પન્ન કરનારું કારણ સમજાવતાં ગોપીજનો हासावलोककलगीतज એ પ્રમાણે

हासपूर्वकः अवलोकः कलगीतं च, ताभ्यां जातो यो हृच्छयः कामः, स एवाग्निः । हासः कामजनकः, अवलोकः सन्धुक्षणकर्ता । गीतं वायुरिव, तत्रापि कलगीतं सर्वतो वायुः । सोऽपि जातो हृदये । हृदयगामि च त्वदधरामृतमेव । पूरो हि वस्तु प्रवाहयति, तस्मात्र सिञ्चनकरणत्वेनोक्त्याऽग्नेरतिमहत्त्वं ध्वन्यते । अतो युक्ता सिञ्चनोक्तिः । अलौकिकश्चाग्निः अलौकिकेनैव शाम्यति । कन्दर्पो हि मृतो ज्वलति, स हि जीवन् अग्न्यवस्थां त्यजति, नान्यथा, अमृतेनैव च जीवति, तत्रापि न देवभोग्येन, अन्यथा तैरेव जीवितः स्यात् । सृष्टिकारणत्वात् नास्य मोक्षः । अतोऽतिगुप्तेनैवाधरामृतेन तस्य जीवनम् । अतः सिञ्चनमेवोक्तम् । अन्यथा निर्वापणमेव प्रार्थयेयुः । कामे जीवति जीविष्यामः, अन्यथा स स्वयं ज्वलन् अन्यानपि ज्वालयिष्यति । तदाहुः नो चेदिति । सिञ्चनेन यदि मन्त्रवादीव न जीवयिष्यसि, तदा विरहेण जनितो योऽग्निः, तेनोपभुक्तदेहाः ध्यानेन ते पदयोः पदवीं यामः । स्वयं स्वतन्त्रमार्गाज्ञानात्, त्वं च सखा येन मार्गेण गमिष्यसि, तेनैव वयमपि यास्यामः । (यथा त्वमधुनास्मभ्यमार्तिप्रदः, तथा वयमपि तथाभूतास्तुभ्यं पश्चात्तापादिहेतवो भविष्याम इति गूढाभिसन्धिः'ते पदयोः पदवीं यामे'ति वचनाणामिति ज्ञेयम् ।) देहे गते त्वन्तर्यामिणा कचिद्गन्त-

---

કહે છે. આપનું જે આ હાસ્યપૂર્વક અવલોકન—કટાક્ષ—અને અવ્યક્ત મધુર ગીત તે બેથી ઉત્પન્ન થએલો જે હૃચ્છય—હૃદયમાં વસનારો કામ—તે જ અગ્નિ છે. હાસ્ય કામને ઉત્પન્ન કરનાર છે, અને અવલોકન—કટાક્ષ—કામને ફુંકનાર, ઉત્તેજિત કરનાર, છે. ગીત વાયુની માફક કામને વધારનાર છે. તેમાં પણ પાછું કલ—અવ્યક્ત અને મધુર—ગીત. એટલે આ કલગીત ચારે ય બાજુથી આવતા પવન જેવું છે અને તેથી કામને વધારે ફેલાવનાર છે. આ પ્રકારનો અગ્નિ પાછો અમારા—ગોપીજનોના—હૃદયમાં ઉત્પન્ન થયો છે, અને હૃદયમાં પહોંચી શકે એવું તો આપનું અધરામૃત જ છે, દેવભોગ્ય અમૃત નહિ. પૂર વસ્તુને ખેંચી જાય છે. 'પૂર વડે અમારા અગ્નિનું સિંચન કરો' એમ જ્યારે ગોપીજનો ભગવાનને કહે છે ત્યારે તેમાંથી એવો ધ્વનિ નીકળે છે કે ગોપીજનોનો કામાગ્નિ ઘણો મોટો—તીવ્ર—હોવો જોઇએ. તેથી પૂરવડે સિંચન કરવાની જે વાત કહી છે તે બરોબર છે. ગોપીજનોનો અલૌકિક કામાગ્નિ ભગવાનના અલૌકિક અધરામૃતના પૂરથી જ શાન્ત થાય. ખરેખર! કામ જ્યારે મરી જાય છે ત્યારે સળગે છે, પણ જ્યારે તે જીવતો હોય છે ત્યારે તે અગ્નિસ્વરૂપનો ત્યાગ કરે છે, અન્યથા નહિ. વળી કામ અમૃતવડે જ જીવે છે; તેમાં પણ દેવભોગ્ય અમૃત વડે નહિ. જો દેવભોગ્ય અમૃતવડે કામ જીવતો હોય તો દેવોએ જ તેને જીવતો રાખ્યો હોય. કામ સૃષ્ટિનું કારણ છે એટલે તેને મોક્ષ હોતો નથી. તેથી અતિ ગુપ્ત અધરામૃતવડે જ કામ જીવી શકે છે. તેથી—કામ જીવી શકે તેટલા માટે—સિંચનની જ વાત કહેવામાં આવી. જો આ પ્રમાણે ન હોય તો ગોપીજનોએ ભગવાનને કામાગ્નિને શાન્ત જ કરવાની પ્રાર્થના કરી હોત. જો કામ જીવશે તો જ અમે—ગોપીજનો—જીવીશું; પણ જો કામ મરી ગયો તો તે પોતે અગ્નિરૂપે સળગીને બીજાઓને—અમને—પણ બાળશે. આ વાત ગોપીજનો નો ચેત્ એ શબ્દોમાં કહે છે. જો મંત્રવાદી જાદુગરની માફક આપ સિંચન કરીને અમારા કામાગ્નિને નહિ જીવાડો તો પછી વિરહથી ઉત્પન્ન થએલા અગ્નિથી અમારા દેહો બળી જશે અને ધ્યાનવડે અમે આપના ચરણને માર્ગે જઇશું. અમને પોતાને સ્વતંત્ર માર્ગનું જ્ઞાન નથી એટલે આપ, અમારા સખા, જે માર્ગે જશો તે જ માર્ગે અમે પણ જઇશું. (શ્રીવિઠ્ઠલનાથજી આ પંક્તિનું રહસ્ય સમઝાવતાં કહે છે કે જ્યારે ગોપીજનો ભગવાનને એમ કહે છે કે 'અમે તમારા ચરણને માર્ગે જઇશું' ત્યારે ગોપીજનોના કહેવાનો ગૂઢ ભાવ એવો છે કે 'જેમ આપ—ભગવાન્—હમણાં અમને દુઃખ આપો છો તેમ અમે પણ આપને દુઃખ આપીશું અને આપને પશ્ચાત્તાપ કરાવીશું.')

અમારો દેહ જ્યારે નાશ પામશે ત્યારે અન્તર્યામીને બીજે સ્થળે જવું પડશે. (જ્યાં અંતર્યા-

न्यम्, देहान्तरस्य तु नोत्पत्तिः, बीजस्य दग्धत्वात् । हरेणैव दग्धो न कामः प्ररोहति, स विपरीतो
रहो भवति । तत्रापि विशिष्टो विरहः एकान्ताभावरूपो वा । अनेन त्वया सह एकान्ताभावे विरह-
त्वम् । यद्यपि पूर्वोक्ताग्निनैव दाहः सम्भवति तथापि भस्मसात्करणे न तस्य सामर्थ्यम्, यावत्
सर्वाङ्गेषु सूक्ष्मावयवेष्वप्यग्निः प्रविश्य नोद्बुद्धो भवति । यथा वह्निसम्बन्धेन शुष्कं काष्ठं ज्वलति ।
तत उपाधेरत्यन्तं गतत्वात् ते पदयोर्गमनम् । अतो गमनं दूरापास्तम्, प्रत्युत मरणमुपस्थितमिति
शीघ्रं प्रतीकारं कुरु ॥ ३५ ॥

---

ભીને જવાનું છે તે જ ભગવાનનો માર્ગ.) વળી અમારે બીજો દેહ ઉત્પન્ન થવાનો નથી, કારણ કે
વિરહાગ્નિએ અમારા વાસનાદેહને બાળી નાખ્યો છે. (આ પ્રમાણે અમને બીજો દેહ ઉત્પન્ન થવાનો
નથી તેથી આ દેહ નાશ પામશે એટલે અંતર્યામી જે પંખીની માફક ઉડીને આપના ચરણકમળમાં
જ આવશે તેની સાથે અમે પણ આપના ચરણકમળમાં આવીશું, કારણ કે અમે અંતર્યામીની છાયા-
રૂપ છીએ. તેથી જ્યાં અંતર્યામી જશે ત્યાંજ અમે પણ જઇશું.)

(ભગવાન્ કદાચિત્ ગોપીજનોને એમ કહે કે 'તમારો દેહ બળી જશે તો પણ તમને પરી-
ક્ષિતની માફક ફરીથી જીવતાં કરીશ', તો તેના ઉત્તરમાં ગોપીજનો નીચે પ્રમાણે કહે છે.) હરે—
મહાદેવે—પણ જે કામને બાળ્યો છે તે ફરીથી ઉત્પન્ન થતો નથી. (મહાદેવે બાળેલો કામ અગ્નિરૂપે
પણ રહે છે, તે ભસ્મીભૂત થતો નથી; અને દેવોના અમૃતથી તે કામ જીવે પણ ખરો.) 'હર' શબ્દમાં
જે 'હ' અને 'ર' એ બે અક્ષરો છે તેને ઉલટા કરવામાં આવે તો 'રહ' શબ્દ સિદ્ધ થાય છે. તેમાં પણ
વિશિષ્ટ પ્રકારનો 'રહ' તે 'વિરહ' કહેવાય છે. (વિરહાગ્નિથી બળેલો પદાર્થ તો એક જ ક્ષણમાં ભસ્મ
થઇ જાય છે, અને તેને ફરીથી જીવવાની આશા પણ હોતી નથી. આ પ્રમાણે કામને બાળનાર જે
'હર' તેના અક્ષરોને ઉલટાવવાથી 'રહ' શબ્દ બને છે અને આ 'રહ'નો ધર્મ 'હર'ના ધર્મ કરતાં
વિપરીત જ છે. ગોપીજનોના કહેવાનું તાત્પર્ય એ છે કે મહાદેવે બાળી નાખેલો કામ હજુ પણ
જીવતો નથી, તો પછી 'વિરહ'થી બળેલાં અમે—ગોપીજનો—કેવી રીતે ફરી જીવી શકીશું? 'રહ'
શબ્દનો અર્થ 'પ્રભુનું સ્વરૂપ' એ પ્રમાણે કરવો. પ્રભુનું સ્વરૂપ જાતે જ સમર્થ છે, તેમાં પણ કરોડો
કામદેવોના સૌન્દર્યથી અધિક સૌન્દર્ય છે, અને વિભાવ, અનુભાવ વગેરે સામગ્રી છે, એટલે આ બધા
ગુણોથી વિશિષ્ટ થએલું પ્રભુનું સ્વરૂપ—'વિરહ'—શું શું ન કરે?)

અથવા તો 'વિરહ' શબ્દનો અર્થ 'એકાન્તનો અભાવ' એ પ્રમાણે કરવો. (રહ=એકાન્ત;
વિરહ=એકાન્તનો અભાવ એ પ્રમાણે લોકપ્રસિદ્ધ અર્થ છે.) આ પ્રમાણે આપની સાથે અમને એકાન્ત
મળતું નથી એટલે 'વિરહ' છે. (પ્રભુ રસરૂપ છે; શૃંગારરસમાં સંયોગ અને વિપ્રયોગ એ બે ભેદ છે.
એટલે પ્રભુનું સ્વરૂપ જ વિરહરૂપ છે એ બરોબર છે.)

મૂળ શ્લોકના બીજા પાદમાં જણાવેલા કામાગ્નિથી પણ અમારો દેહ બળી જાય એ સંભવિત
છે. પણ જેમ અગ્નિના સંબંધથી સૂકું લાકડું બળી જાય છે તેમ તે અગ્નિ અમારા સર્વ અંગોમાંના
સૂક્ષ્મ અવયવોમાં પણ પ્રવેશ કરીને પાછો સળગતો નથી એટલે તે અમને ભસ્મીભૂત કરવાને સમર્થ
નથી. જેમ સૂકા લાકડામાંથી ભીનાશરૂપી ઉપાધિ તદ્દન જતી રહી છે અને તેથી તે લાકડું સારી રીતે
સળગે છે, તેમ ભગવાનના સ્વરૂપથી અન્ય પદાર્થમાં સ્નેહ રાખવા રૂપી ઉપાધિ અમારામાંથી તદ્દન
જતી રહી છે તેથી આપના ચરણમાં અમે જરૂરથી આવીશું જ. માટે અમારે ઘેર પાછા જવાની વાત
તો દૂર રહી, પરંતુ હમણાં જ વિરહાગ્નિને લીધે અમારૂં મરણ આવી પહોંચ્યું છે, માટે આપ જલદીથી
આપના અધરામૃતના પૂરનું સિંચન કરીને ઉપાય કરો. ૩૫

किञ्च, यदप्युक्तं 'अथवा मदभिस्नेहात् आगता' इति, यदस्माकं स्नेहः स्तुतः, तत्र याथार्थ्यं शृण्वित्याहुः यर्हीति ।

**यर्ह्यम्बुजाक्ष तव पादतलं रमाया दत्तक्षणं क्वचिदरण्यजनप्रियस्य ।**
**अस्प्राक्ष्म तत् प्रभृति नान्यसमक्षमङ्ग स्थातुं त्वयाभिरमिता वत पारयामः ॥३६॥**

हे अम्बुजाक्ष, दृष्ट्यैव तापनाशक, यर्हि यस्मिन् क्षणे तव पादतलमस्प्राक्ष्म तत्प्रभृति **नान्यसमक्षमङ्गः** सामस्त्येनापि **स्थातुं पारयामः** । साक्षात् चरणस्पर्शो दुर्लभः । यत्र पुनः पादः प्रतिफलितः, तत्पादतलमुच्यते । **रमा**पि तेनैव जीवति । तदुक्तं नागपत्नीभिः 'यदाङ्घ्रिरेणुस्पर्शाधिकारः यद्वाञ्छये'ति । अतस्तत् फलस्थानीयम् । **रमायाः क्षणं** सुखं तेनैव दत्तम्, क्वचिद् हृदये समागतम्, सुखं तत्रैव भवतीति । तत्र स्पर्श एवास्माकं भूमिष्ठस्य, न तु लक्ष्मीवत् हृदये तत्तलमायाति । अस्माभिर्विचारितं लक्ष्म्या यदेतत्प्राप्तम्, तपसा चाञ्चल्यपरिहारेण, तदास्माभिरपि चाञ्चल्यपरिहारेण तन्निष्ठतया स्थातव्यम् । किञ्च, **अरण्यजनाः प्रियाः** यस्य । तेनापि सर्वसङ्गपरित्यागेन स्थातव्यम् । सङ्गाभाव एव भगवत्तोषहेतुरिति । अरण्यं हि सात्त्विकं वैष्णवं च । ( एतेन

---

વળી "તમે મારા સ્નેહને લીધે અહીં આવ્યાં છો" એ પ્રમાણે આપે—ભગવાને—જે અમારા સ્નેહની સ્તુતિ કરી તેના સંબંધમાં આપ યથાર્થ હકીકત સાંભળો એમ યર્હિ ઇત્યાદિ શ્લોકમાં ગોપીજનો ભગવાનને કહે છે—

હે કમળનેત્ર પ્રભો ! આપ વનમાં રહેનારા મનુષ્યો ઉપર સ્નેહ રાખો છો; આપના ચરણુતલની સેવા લક્ષ્મીજીને કોઈક વખત જ મળે છે. એવા પ્રકારના આપના ચરણુતલનો અમે જ્યારથી સ્પર્શ કર્યો છે અને આપનાથી અમને આનન્દ મળ્યો છે ત્યારથી અમે બીજાની સમક્ષ ઉભા રહી શકતાં નથી. ૩૬

હે કમળના જેવાં નેત્ર વાળા ભગવાન્ !—ભગવાનનાં નેત્રો કમળના જેવાં છે તેથી કેવળ દૃષ્ટિથી જ તે ભક્તોનો તાપ નાશ કરી શકે છે. જે ક્ષણુથી અમે તમારા ચરણુતલનો સ્પર્શ કર્યો છે તે ક્ષણુથી અમે બીજાની સમક્ષ ખરોખર ઉભા રહી શકતાં નથી. ભગવાનનાં ચરણુનો સાક્ષાત્ સ્પર્શ ઘણો દુર્લભ છે. જ્યાં ચરણુની આકૃતિ પડી હોય તેને પાદતલ કહેવામાં આવે છે. લક્ષ્મીજી પણ આ પાદતલ વડે જ જીવે છે, અને "જેની ઇચ્છા રાખીને લક્ષ્મીજી તપશ્ચર્યા કરે છે એવો આપના ચરણુની રેણુને સ્પર્શ કરવાનો અધિકાર આ કાલીય નાગને મળ્યો..." એ શ્લોકમાં નાગપત્નીઓએ પણ તે જ પ્રમાણે કહ્યું છે. તેથી આપનું ચરણુતલ ફળરૂપ છે. ભગવાનના આ ચરણુતલે જ લક્ષ્મીજીને ક્ષણ–સુખ—આપ્યું છે. સુખ હૃદયમાં જ મળે છે તેથી કોઈક વખત હૃદય ઉપર આ ચરણુતલ આવે છે. જ્યારે ભગવાન્ ભૂમિ ઉપર ઉભા રહે છે ત્યારે અમને તો ફક્ત તેમના ચરણુતલનો સ્પર્શ જ મળે છે, પરંતુ જે પ્રમાણે લક્ષ્મીજીના હૃદય ઉપર ભગવાનનું ચરણુતલ આવે છે તે પ્રમાણે અમારા હૃદય ઉપર ચરણુતલ આવતું નથી. અમે વિચાર કર્યો કે જ્યારે લક્ષ્મીજીએ તપશ્ચર્યા કરીને ચંચલતા દૂર કરી અને આ ચરણુતલ પ્રાપ્ત કર્યું ત્યારે અમારે પણ (ગોપોને વિષે આસક્તિ રાખવાથી ઉત્પન્ન થતી) ચંચલતા દૂર કરીને ભગવાનના ચરણુતલમાં નિષ્ઠા રાખીને રહેવું જોઇએ. વળી, અરણ્યમાં રહેનારાં માણુસો પ્રિય છે જેમને એવા ભગવાન્. ભગવાનને અરણ્યવાસી માણુસો પ્રિય છે તેથી પણ અમારે બીજા બધા પદાર્થોનો સંગ છોડી દઇને ભગવાનના પાદતલ આગળ જ રહેવું જોઇએ; કારણુ કે બીજા બધા પદાર્થોમાં આસક્તિ ન રાખવાથી ભગવાન્ પ્રસન્ન થાય છે. અરણ્ય સાત્ત્વિક અને વૈષ્ણુવ છે (તેથી ભગવાનને અરણ્યવાસી મનુષ્યો પ્રિય છે.) [અથવા તો મૂળ શ્લોકમાં જે अरण्यजनपद છે

पुलिन्दीस्मारणं वा । पादतलसम्बन्धिकुङ्कुमसम्बन्धेनैव ता अपि प्रिया आसन्निति । तेन पादतलस्य फलपर्यवसायित्वं प्रभुप्रीतिसाधकत्वं च सहजमिति वयमप्यात्मनि तथैव जानीम इतिभावः । स्फुटमिदं न वक्तुं शक्यमित्येवमुक्तम् । ) अतः त्वत्प्राप्त्यर्थं नान्यसमक्षं स्थातुं शक्नुमः । सर्वथा त्वां यो न प्रपन्नः, तत्त्यभावः तद्धर्मप्रवेशात्, यो हि यस्य घातकः तद्भावापत्तौ तस्याग्रे स्थातुं न शक्तो भवति यथा व्याघ्राग्रे देहाभिमानी, तथा भगवदीयः, भगवद्व्यतिरिक्तो हि तद्भावं नाशयिष्यतीति । यत्रैवं सूक्ष्मेक्षिका, तत्रान्यस्य स्थाने गमनं तस्य च देवतात्वेन भावनं दूरापास्तम् । अतः प्रीतिमात्रस्तुतिर्या सा अल्पीयसी । अनन्यभावा एव वयं लक्ष्मीवत् । किञ्च, यथा सर्वपरित्यागेन लक्ष्मीः चेत् त्वां शरणं गता तदा त्वया अभिरमिता जाता, तथा वयमपि जाताः । सर्वदैव स्वप्ने त्वत्सम्बन्धं प्राप्नुमः । अन्यथा जीवनमेव न स्यात् । एवं भुक्तपूर्वा वयं नान्यत्र प्रेषयितुमुचिता इति ॥ ३६ ॥

ननु तस्या दैवगत्या सम्बन्ध आसीत्, स च प्राथमिकः, भवतीनां तु प्रथमतोऽन्यत्रैव सम्बन्धः, अतो वैषम्यमिति चेत्, तत्राहुः श्रीरिति ।

---

તેનાથી પુલિન્દીઓનું સ્મરણ કરાવવામાં આવે છે, કારણ કે ભગવાનના ચરણતલના સંબંધવાળું જે
કુંકુમ તેના સંબંધથી જ તે પુલિન્દીઓ પણ ભગવાનને પ્રિય થઈ પડ્યાં. તેથી પાદતલ સ્વાભાવિક રીતે
પ્રિયત્વરૂપી ફળ આપનારૂં છે અને પ્રભુની પ્રીતિ સાધનારૂં છે, એટલે અમે પણ પુલિન્દીઓની માફક
અમારા આત્મા વિષે ભગવાનની પ્રિયાનો ભાવ સમજીએ છીએ એમ તાત્પર્ય છે. અર્થાત્ ભગવાનના
ચરણતલનો સ્પર્શ થવાથી અમે અમારી જાતને કૃતાર્થ માનીએ છીએ. આ વાત બહુ સ્પષ્ટ શબ્દોમાં
કહી શકાય એવી નથી તેથી પરોક્ષ પ્રકારે अरण्यजनप्रियं એ પ્રમાણે કહેવામાં આવ્યું છે.]

અમે પણ વનમાં આવ્યાં છીએ તેથી તમારી પ્રાપ્તિ કરવાને માટે બીજાની સમક્ષ અમે ઉભાં
રહી શકીશું નહિ. જે માણુસ આપને સર્વથા શરણે આવ્યો નથી તેની સમક્ષ અમે ઉભાં રહી શકીશું
નહિ, કારણકે અમારામાં ભગવદ્ભાવનો પ્રવેશ થએલો છે. જે એક પદાર્થ બીજા પદાર્થનો નાશ
કરનારો છે તે પદાર્થની આગળ પેલો બીજો પદાર્થ, તે ભાવની પ્રાપ્તિ થતાં—આત્માને દેહત્વની પ્રાપ્તિ
અને ભગવદીયને ભગવત્ત્વની પ્રાપ્તિ થતાં—, ઉભો રહી શકતો નથી; જેમ વાઘના આગળ દેહાભિ-
માની પુરુષ ઉભો રહી શકતો નથી તેમ ભગવાનને શરણે નહિ ગએલા પુરુષની સમક્ષ ભગવદીય
મનુષ્ય ઉભો રહી શકતો નથી, કારણ કે જે ભગવાનથી જૂદો છે—જે ભગવાનને શરણે ગએલો
નથી—તે ભગવદ્ભાવનો નાશ કરે છે. ભક્તિમાર્ગમાં જ્યાં આ પ્રકારે સૂક્ષ્મ વિચાર કરવામાં આવ્યો
છે ત્યાં બીજાના—ગોપલોકના—સ્થાને જવું અને તેની દેવતા તરીકે ભાવના કરવી એ વાત તો દૂર જ
રહે છે. માટે આપે તેવીસમા શ્લોકમાં સ્નેહનિમિત્ત આગમનની જ જે સ્તુતિ કરી છે તે નકામી છે.
અમે તો લક્ષ્મીજીની માફક અનન્યભાવવાળાં જ છીએ. વળી, જેમ સર્વ પદાર્થનો ત્યાગ કરીને
લક્ષ્મીજી આપને શરણે જ્યારે આવ્યાં છે ત્યારે આપે તેમની સાથે સર્વ પ્રકારે રમણ કર્યું છે; તેવી
જ રીતે અમે પણ બધાંનો ત્યાગ કરેલો છે અને તેથી આપે અમારી સાથે સર્વ પ્રકારે રમણ કર્યું છે.
મૂળ શ્લોકમાં જે त्वयाभिरमिता પદ છે તે એમ દર્શાવે છે કે અમને હમેશાં જ સ્વપ્નમાં આપનો
સંબંધ થાય છે, નહિ તો અમે અત્યાર સુધી જીવી શક્યાં જ ન હોત. આ પ્રમાણે આપે અમારો
પહેલાં ભોગ કરેલો છે માટે હવે અમને બીજે સ્થળે આપ મોકલો તે યોગ્ય નથી. ૩૬.

લક્ષ્મીજીનો ભગવાનની સાથે દૈવગતિથી સંબંધ થએલો છે અને તે પહેલી જ વારનો છે,
જ્યારે તમારો (= ગોપીજનોનો) સંબંધ પ્રથમ બીજે જ ઠેકાણે હતો, તેથી લક્ષ્મીજી અને તમારી
વચ્ચે સરખાપણું નથી. આ પ્રમાણે જો ભગવાન્ શ્રીગોપીજનોને કહે તો તેનો ઉત્તર ગોપીજનો
श्रीः એ પ્રમાણે નીચેના શ્લોકમાં આપે છેઃ—

**श्रीर्यत्पदाम्बुजरजश्चकमे तुलस्या लब्ध्वापि वक्षसि पदं किल भृत्यजुष्टम् ।**
**यस्याः स्ववीक्षणकृतेऽन्यसुरप्रयासस्तद्वद्वयं च तव पादरजः प्रपन्नाः ॥ ३७ ॥**

लक्ष्मीरपि न दैवगत्या भवन्तं प्राप्तवती किन्तु त्वच्चरणारविन्दार्थं महत्तपः कृतवती । सा न स्त्रीत्वेन त्वदीया किन्तु भक्तत्वेन, अन्यथा वक्षसि स्थलं प्राप्य स्वतन्त्रम्, तुलस्या सह सापत्न्यमप्यङ्गीकृत्य, चरणरजो न कामयेत् । चरणरजस्तुलस्या भवति । भक्ता हि भक्तेः, तदुपपादितं प्रथमस्कन्धे । तस्य रजसः माहात्म्यमाह **भृत्यजुष्टमिति** । तद्रजसैव भृत्यानां शरीरोत्पत्तेः । किलेति प्रसिद्धिः । सर्व एव भक्ताः त्वच्चरणरजसैव सम्पादितदेहवन्तः । अतस्तुलसी तत्र भक्तिरूपा प्रतिष्ठिता । तद्रजःप्राप्तिर्येषां ते त्वत्सेवका एव भवन्ति । अतो लक्ष्मीः, अन्तःकरणे स्थानं प्राप्यापि, अन्यः स्प्रक्ष्यतीति चिन्तया **रजश्चकमे** । तस्मिन् प्राप्ते तु न शङ्कापि । ननु किमेतावद्भयं लक्ष्म्याः, तत्राहुः । **यस्याः स्ववीक्षणकृते अन्यसुरप्रयासः** । अन्ये सर्व एव ब्रह्मादयो देवाः तपः कुर्वन्ति 'लक्ष्मीरस्मान् पश्य'त्विति । अन्यथा तेषां कोऽपि पुरुषार्थो न सिध्येदिति । अतो बहुभिः प्रार्थ्यमाना भीता जाता । कश्चिदत्यन्तमपि

---

જે લક્ષ્મીજીના પોતાના ઉપર કટાક્ષને માટે બીજા દેવો પ્રયાસ
કરી રહ્યા છે તે લક્ષ્મીજીએ આપના વક્ષઃસ્થલમાં પદ પ્રાપ્ત કરીને પણ જે
ભક્તોથી સેવાએલી આપના ચરણકમલના રજની તુલસીની સાથે સ્પૃહા
કરી છે, તેમ અમે પણ તે જ ચરણની રજને પ્રાપ્ત થયાં છીએ. ૩૭

લક્ષ્મીજી પણ દૈવગતિથી આપનો સંબંધ મેળવી શક્યાં નથી, પરંતુ આપના ચરણારવિન્દને માટે તેમણે મોટું તપ કરેલું છે. લક્ષ્મીજીએ આપની સાથે સ્ત્રી તરીકે સંબંધ બાંધ્યો નથી પણ ભક્ત તરીકે. આ પ્રમાણે જો ન માનીએ તો આપના વક્ષઃસ્થલ ઉપર સ્વતંત્ર સ્થાન મેળવ્યા પછી તુલસીની સાથે સપત્નીપણાનો—શૉક્યનો—પણ સંબંધ સ્વીકારીને આપના ચરણરજની લક્ષ્મીજી કામના ન કરે. તુલસીનો ભગવાનના ચરણારવિન્દની સાથેનો સંબંધ પ્રસિદ્ધ છે અને તેથી ભગવાનની ચરણરજ તુલસીની પાસે હોવાથી તુલસીની છે એમ સિદ્ધ થાય છે, અને લક્ષ્મીજી ચરણરૂપી ભક્તિનાં ભક્ત છે. આ વાતનું પ્રતિપાદન પ્રથમસ્કંધમાં ઓગણીસમા અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં કરવામાં આવેલું છે. (અથવા તો બીજે પ્રકારે પણ અન્વય થઈ શકે:—ચરણરજ તુલસીની છે, કારણ કે તે ભક્તિરૂપ ચરણની ભક્તા છે.)

ગોપીજનો ભગવાનના ચરણની રજનું માહાત્મ્ય દર્શાવતાં કહે છે કે **भृत्यजुष्टम्**—સેવકોથી સેવાએલી. કારણ કે ભૃત્યોનું—સેવકોનું—શરીર ભગવાનના ચરણકમલની રજથી જ ઉત્પન્ન થએલું છે. **किल** એટલે પ્રસિદ્ધિ; અર્થાત્ આ વાત પ્રસિદ્ધ છે. બધા ય ભક્તોના દેહ આપના ચરણની રજથી જ ઉત્પન્ન થએલા છે. તેથી તુલસી આપની ચરણરજમાં ભક્તિરૂપે રહેલી છે. જેમને આપના ચરણની રજ પ્રાપ્ત થએલી છે તે આપની સેવા જ કરે છે. તેથી લક્ષ્મીજીએ ભગવાનના વક્ષઃસ્થલમાં સ્થાન મેળવ્યું હતું છતાં પણ 'મને કોઈ અભક્ત સ્પર્શ કરશે' એ વિચારથી ભગવાનની ચરણરજની કામના કરી. જ્યારે ભગવાનના ચરણની રજ પ્રાપ્ત થાય છે ત્યારે કોઈ અભક્તના સ્પર્શની શંકા પણ હોતી નથી.

લક્ષ્મીજીને વળી આટલો બધો ભય શો એમ જો શંકા કરવામાં આવે તો તેના સમાધાનમાં ગોપીજનો કહે છે કે લક્ષ્મીજી પોતાના ઉપર કટાક્ષ કરે તેટલા સારૂ અન્ય દેવો પ્રયાસ કરે છે. બીજા બધા ય બ્રહ્માદિ દેવો 'લક્ષ્મીજી અમારા ઉપર નજર નાખે' એ હેતુથી તપ કરે છે, કારણ કે લક્ષ્મીજીના કટાક્ષ વિના તેમનો કોઈ પણ પુરુષાર્થ સિદ્ધ થતો નથી. ઘણા લોકોએ લક્ષ્મીજીની પ્રાર્થના કરવા માંડી એટલે લક્ષ્મીજીને બીજાના સ્પર્શની બ્હીક લાગી. લક્ષ્મીજીએ વિચાર્યું કે કોઈ ઘણું જ તપ કરે અને પછીથી તે, કોણ જાણે, શું કરે. આ વિચારથી તેમને ભય લાગ્યો. પરંતુ ભગવાનની

तपः कुर्यात्, स, को वेद, किं कुर्यादिति। रजःकामनायां तु नेयं शङ्का। प्राप्तौ तु सन्देह एव न भवति। एवं चरणरजसः प्राप्तौ अनन्यगामित्वं निरूप्य स्वस्य तथात्वमाहुः **तद्वद्वयं** चेति। अस्मानपि बहवः प्रार्थयन्ति तद्भयादेव पूर्वं चरणरजः स्पृष्टम्, ततो देहोऽपि त्वच्चरणरजसा समुद्भूत इति **सर्वथा तव पादरजःप्रपन्नाः**। चकारात् या अपि साम्प्रतं नागताः, या वा महिष्यः, ता एतादृशशरीरयुक्ता एव। अतोऽस्मदर्थं एव समागतो भवान्। नात्मानं गोपय। नापि गुप्तः स्थास्यसि। तस्मान्नाग्रहः कर्तव्य इतिभावः॥ ३७॥

एवं स्वस्य भगवदेकभोग्यशरीरत्वमुपपाद्य प्रार्थयन्ति तन्न इति।

**तन्नः प्रसीद वृजिनार्दन तेंऽघ्रिमूलं प्राप्ता विसृज्य वसतीस्त्वदुपासनाशाः।**
**त्वत्सुन्दरस्मितनिरीक्षणतीव्रकामतप्तात्मनां पुरुषभूषण देहि दास्यम्॥ ३८॥**

पूर्वश्लोकेनैव भर्तृशुश्रूषणविधिर्निराकृतः। तदपरित्यागः सुतरामेव तेनैव निराकृतो भवति। अनेनापि निराकरणं प्रार्थयन्ति। भगवत्कृपाभावे तादृशैरेव सम्बन्धो भवेदिति, कृपा हि सर्वतोऽधिका, **तत्** तस्मात्कारणात् **प्रसीद** प्रसन्नो भव, त्वयि प्रसन्ने सर्वं सेत्स्यतीति। ननु भवतीनां प्रतिकूलमदृष्टं

---

ચરણરજની ઈચ્છા રાખવામાં આવે તો પછી અન્યના સ્પર્શની શંકા રહેતી નથી. વળી જ્યારે ચરણ-રજની પ્રાપ્તિ થાય ત્યારે તો અન્યના સ્પર્શનો સંદેહ પણ સંભવતો નથી. આ પ્રમાણે ભગવાનની ચરણરજ પ્રાપ્ત થતાં લક્ષ્મીજી બીજાની પાસે જતાં નથી એમ વર્ણન કરીને અમે પોતે પણ તેવાં જ છીએ એમ ગોપીજનો **तद्वद्वयं च** શબ્દોમાં કહે છે. અમારી (= ગોપીજનોની) પણ ઘણા ગોપલોકો પ્રાર્થના કરે છે—ગોપીજનો શ્રુતિરૂપા છે એમ માનીએ તો તે શ્રુતિરૂપા ગોપીજનો ઉપર જુદા જુદા મંત્રોના અભિમાની દેવો પોતપોતાનું સ્વામિત્વ માને છે—તેમના ભયને લીધે જ પહેલાં અમે આપની ચરણરજનો સ્પર્શ કર્યો, તેથી અમારો દેહ પણ આપની ચરણરજમાંથી ઉત્પન્ન થયો એટલે સર્વ રીતે અમે આપના ચરણની રજને પ્રાપ્ત થયાં છીએ. મૂળ શ્લોકમાં જે **च** છે તેનો અર્થ એવો છે કે જે ગોપીજનો હમણાં અહીં આવ્યાં નથી, અને જે મહિષીઓ છે તેમનાં શરીર પણ આવાં—આપની ચરણરજથી ઉત્પન્ન થએલાં—જ છે. તેથી અમારે માટે જ આપ પધાર્યા છો. માટે આપના સ્વરૂપને હવે આપ છુપાવો નહિ, તેમ આપ ગુપ્ત પણ રહી શકશો નહિ. તેથી અમને ઘેર જવાનો આગ્રહ કરશો નહિ એવું તાત્પર્ય છે. ૩૭.

આ પ્રમાણે 'અમારા દેહનો ભોગ એકલા ભગવાન્ જ કરી શકે એમ છે' એમ પ્રતિપાદન કરીને શ્રીગોપીજન तन्नः એ શ્લોકમાં ભગવાનની પ્રાર્થના કરે છે:—

હે પાપનો નાશ કરનાર પ્રભો! આપ અમારા ઉપર પ્રસન્ન થાવ. ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને આપની સેવા કરવાની આશાથી અમે આપના ચરણના મૂલને પ્રાપ્ત થયાં છીએ. હે પુરુષોના ભૂષણ! આપના સુન્દર મન્દહાસ્યવાળા નેત્રના કટાક્ષથી ઉત્પન્ન થએલા તીવ્ર કામથી અમારાં અન્તઃકરણ તપી ગયાં છે, માટે આપ અમને દાસ્યનું દાન કરો. ૩૮.

પોતાના પતિની સેવા કરવાની વિધિનું ખંડન પૂર્વ શ્લોકમાં જ કરવામાં આવ્યું છે. એ પતિ-ઓનો ત્યાગ ન કરવો એ પક્ષનું સમર્થ ખંડન પણ તે જ શ્લોકમાં કરવામાં આવ્યું છે. આ શ્લોકમાં પણ શ્રીગોપીજન પોતાના પતિનો ત્યાગ ન કરવો એ પક્ષનું ખંડન કરવાની પ્રાર્થના કરે છે. ભગવાનની કૃપા ન હોય તો તેવા લૌકિક પતિની સાથે જ સંબંધ થાય, તેથી ભગવત્કૃપા જ સર્વ પ્રમાણો કરતાં અધિક છે. तत्—ભગવત્કૃપા સર્વથી અધિક છે તેથી—આપ અમારા ઉપર પ્રસન્ન થાવ, કારણ કે આપ પ્રસન્ન થશો તો બધું સિદ્ધ થઈ જશે.

दुःखप्रापकमस्ति, अतः कथं प्रसाद इति चेत्, तत्राहुः **वृजिनार्दनेति**। **वृजिनं** दुःखजनकं पापम्। स्वभावत एव सर्वेषां येन केनापि सम्बन्धेन तदर्दयसि। प्रसादे हेतुमाहुः **तेऽङ्घ्रिमूलं प्राप्ता इति**। यस्तु चरणतलं प्राप्नोति स प्रसादमपि। स च प्रसादः पशुपुत्रादिरूपो मा भवत्विति स्वाधिकारमन्येभ्यो व्यावर्तयन्ति **विसृज्य वसतीरिति**। गृहस्थाश्रमस्त्यक्तः, न तु गृहमात्रमिति **वसतीरितिबहुवचनम्**। परित्यागेऽपि हेतुमाहुः **त्वदुपासनाशा इति**। त्वत्सेवां करिष्याम इति **आशामात्रेणैव** पूर्वसिद्धं त्यक्तम्। तत्र समागतानां पुनर्गृहसम्बन्धे किं वक्तव्यमिति। अतो देयं प्रार्थयन्ति **त्वत्सुन्दरेति**। तव **सुन्दरं** यत्स्मितं मोहकमप्यानन्दजनकं त्वत्सम्बन्धात् परमानन्दरूपं तादृशस्मितपूर्वकं **यन्निरीक्षणं**, तेन जातः **तीव्रो यः कामः**, तेन तप्तान्तःकरणानामस्माकं, **पुरुषाणां भूषणरूप** अनन्तकोटिकन्दर्पलावण्यरूप स्वतः पुरुषार्थरूपमेव **दास्यं देहि**। (अधिकारिभेदेन दास्यस्यानेकविधत्वादेयं रूपं स्वतापोक्त्या व्यज्यते। उक्ततापविशिष्टानां यदेतत्तापनिवर्तकं तदिति। किञ्च, प्रभोरपेक्षितवस्तुसमर्पणे हि दास्यं भवति न त्वन्यथा। एवं सति यथास्माकमुक्ततापेन प्रचुरा त्वदपेक्षा तथा तवास्मदपेक्षायां स्वयमुत्पन्या-

---

ભગવત્કૃપાને પ્રતિકૂળ થઈ પડે એવું તમારૂં અદષ્ટ તમને દુઃખ આપનારૂં છે, તેથી હું તમારા ઉપર કૃપા કેવી રીતે કરી શકું? એમ જો ભગવાન્ ગોપીજનને કહે તો ગોપીજન ઉત્તર આપતાં કહે છે કે **वृजिनार्दन**—પાપનો નાશ કરનાર. **वृजिन** એટલે દુઃખજનક પાપ. આપ સ્વભાવથી જ કોઈ પણ પ્રકારના સંબંધથી—કામાદિભાવના સંબંધથી પણ—સર્વેના પાપનો નાશ કરો છો.

ભગવાન્ ગોપીજનો ઉપર કૃપા કરે તેનું કારણ દર્શાવતાં ગોપીજનો કહે છે કે **तेऽङ्घ्रिमूलं प्राप्ताः**—અમે આપના ચરણના મૂળમાં પ્રાપ્ત થયાં છીએ. જે માણસ ભગવાનના ચરણતલને પ્રાપ્ત કરે છે તે ભગવત્કૃપા પણ પ્રાપ્ત કરે છે. પશુ, પુત્ર વગેરે મેળવવામાં ભગવત્કૃપા અમારે જોઈતી નથી એમ જણાવવાને ગોપીજનો પોતાનો અધિકાર—યોગ્યતા—બીજાઓનાં કરતાં જુદા પ્રકારનો છે એમ **विसृज्य वसतीः**—ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને—એ શબ્દોમાં કહે છે. અમે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો છે, નહિ કે ફક્ત ઘરનો, એ ભાવ દર્શાવવાને માટે ગોપીજનોએ **वसतीः** એમ બહુવચનનો પ્રયોગ કર્યો છે. ગૃહસ્થાશ્રમનો પરિત્યાગ કરવામાં પણ કારણ જણાવતાં ગોપીજનો કહે છે કે **त्वदुपासनाशाः**—આપની સેવા કરવાની આશાવાળાં અમે છીએ. અમે આપની સેવા કરીશું એ આશાથી જ પહેલેથી પ્રાપ્ત થએલા ગૃહ વગેરે પદાર્થોનો અમે ત્યાગ કરેલો છે. તેમાં પણ આપના ચરણકમલના મૂલમાં પ્રાપ્ત થએલાંઓને ફરીથી ઘરનો સમ્બન્ધ કેવી રીતે થઈ શકે? એમાં વળી શું જ કહેવું? તેથી ગોપીજનો દાન કરવા યોગ્ય કૃપાની ભગવાન્ પાસે પ્રાર્થના કરે છે કે **त्वत्सुन्दर**—આપનું સુન્દર. આપનું જે સુન્દર સ્મિત—મોહક છતાં પણ આનન્દજનક—તે આપના સમ્બન્ધથી પરમાનન્દરૂપ છે. આવા પ્રકારના સ્મિતપૂર્વક આપનું જે નિરીક્ષણ—નેત્રકટાક્ષ—તેનાથી ઉત્પન્ન થએલો જે તીવ્ર કામ, તેનાથી તપ્ત થએલું છે અન્તઃકરણ જેમનું એવાં અમે—ગોપીજનો—હે પુરુષોના ભૂષણરૂપ! અનન્તકોટિ કામદેવના સૌન્દર્યરૂપ! આપ અમને—ગોપીજનોને—દાસ્યનું—જે જાતે જ પુરુષાર્થરૂપ જ છે તેનું—દાન કરો.

(અધિકારી જનો અનેક પ્રકારના હોવાથી દાસ્ય પણ અનેક પ્રકારનું હોય છે તેથી 'અમારાં અન્તઃકરણ કામથી તપ્ત થએલાં છે' એમ ગોપીજનોના કહેવાથી જે દાસ્યનું દાન કરવાનું છે તે દાસ્ય કેવા પ્રકારનું હોવું જોઈએ તેનું સૂચન કરવામાં આવે છે. અર્થાત્ આપના સુન્દર સ્મિતવાળા કટાક્ષથી ઉત્પન્ન થએલા તીવ્ર કામથી અમારાં શરીર તપ્ત થએલાં છે અને તેથી તે તાપને જે પ્રકારનું દાસ્ય દૂર કરી શકે તે પ્રકારનું દાસ્ય આપ અમને આપો. વળી પ્રભુને જે વસ્તુ જોઈતી હોય તે વસ્તુ સમર્પવાથી દાસ્ય સિદ્ધ થાય છે, બીજે પ્રકારે નહિ. આ પ્રમાણે હોવાથી જેમ ઉપર જણાવેલા તાપને લીધે

तदुपभोगः धार्य इत्यर्थः पर्यवस्यति । अन्यथा दास्यस्य कृतिसाध्यत्वेन दानोक्तिरनुपपन्ना स्यात् । अत एव तथा सम्बोधनं पुरुषो भूत्वा भूषणरूपेति । तद्धि कण्ठादिषु सर्वेष्वङ्गेषु भवति । त्वमपि तथा भूत्वा दास्यं देहीति वाक्यैकवाक्यतया आप्यते । भूषणत्वोक्त्यैव स्वतन्त्रपुरुषार्थताप्युक्ता । मणिखचितं तद्धिभूषणत्वसम्पत्त्यर्थं मध्ये लाक्षावदपि भवति । तेन महानपि तद्धारणार्थं लाक्षामपि धारयति तुच्छामपि, तथा मध्ये कामोपयोग इति न तदुपाधिकृतं दास्यवरणमपि तु तद्विपरीतमिति भावः ।) अतो दास्यार्थिन्य एव वयं न तु विवाहार्थिन्यः । अत उपनयनाद्यपेक्षापि न लोकव्यवहारेण कर्तव्येतिभावः ॥ ३८ ॥

ननु भवतीनां सर्वासामेव दास्यवरणे को हेतुः सालोक्यादेरपि फलस्य विद्यमानत्वात्, तत्राहुः वीक्ष्यालकावृतमिति ।

**वीक्ष्यालकावृतमुखं तव कुण्डलश्रि गण्डस्थलाधरसुधं हसितावलोकम् ।**
**दत्ताभयं च भुजदण्डयुगं विलोक्य वक्षः श्रियैकरमणं च भवाम दास्यः ॥३९॥**

अनेन लोकेप्साया पतिर्न लक्ष्य इत्यनोत्तरमुक्तम् । लोके हि पुरुषार्थनयम् । चतुर्विधो

---

અમારે આપની જરૂર છે તેમ આપને અમારી જરૂર જણાય તો આપે પોતે જ પ્રયત્ન કરીને અમારો ઉપભોગ કરવો યોગ્ય છે એમ અર્થ નીકળે છે જો આ પ્રમાણે ન માનીએ તો દાસ્ય જીવની કૃતિથી સિદ્ધ થતા તેનુ દાન આપવાનુ જે કથન છે તે અયોગ્ય થઈ જાય તેથી કરીને પુરુષભૂષણ એ સબોધનનો અર્થ એ કે પુરુષ થઈને આપ ભૂષણરૂપ છો ભૂષણ, ખરેખર, કણ્ઠ વગેરે અગોમા હોય છે આપ પણ ભૂષણરૂપ થઈને અમને દાસ્યનુ દાન કરો એવો અર્થ વાક્યની એકવાક્યતા કરવાથી પ્રાપ્ત થાય છે ભગવાનને પોતાના અગે અગના ભૂષણરૂપ કહેવાથી જ દાસ્ય સ્વતત્ર પુરુષાર્થ પણ છે એમ કહેવામા આવ્યુ મણિથી જડેલી વસ્તુ ભૂષણરૂપ થવાને માટે વચમા લાખવાળી પણ હોય છે તેથી મહાન્ પુરુષ પણ ભૂષણ ધારણ કરવાને માટે લાખ પણ, તુચ્છ છે છતા પણ, ધારણ કરે છે, તેવી રીતે વચમા તુચ્છ કામનો પણ ઉપયોગ છે (અર્થાત્ કણ્ઠ વગેરે અગોમા આપનુ ધારણ કરવાને માટે કામનુ પણ ધારણ કરીએ છીએ) એટલે અમે આપની પાસે જે દાસ્યનુ વરણ કરીએ છીએ તે કામની ઉપાધિવાળુ નથી, પરતુ તેનાથી વિપરીત—નિરુપધિ શુદ્ધ—છે એવુ તાત્પર્ય છે)

તેથી અમે આપના દાસ્યની જ અપેક્ષાવાળી છીએ, વિવાહની ઇચ્છાવાળી નથી. તેથી અમને દાસ્યનુ દાન કરવામા લોકના વ્યવહારને અનુસરીને આપે ઉપનયન, સમાવર્તન વગેરે સસ્કારોની અપેક્ષા પણ કરવા જેવી નથી એમ ભાવ છે ૩૮

ભગવાન્ ગોપીજનોને કહે છે કે 'તમે બધા ય મારુ દાસ્ય જ કેમ પસદ કરો છો? સાલોક્ય સામીપ્ય, સાયુજ્ય વગેરે બીજા પણ ફળ મળી શકે છે, તો તેમાનુ ગમે તે એક ફળ તો પસદ કરો'

આનો ઉત્તર ગોપીજનો વીક્ષ્યાલકાવૃતમ્ શ્લોકમા આપે છે—

કેશની લટકોથી ઢકાએલું, કુંડળોથી શોભતુ, જેમાં ગણ્ડસ્થલને વિષે રસ અને અધરમાં સુધા છે, અને હાસ્યસહિત અવલોકનવાળુ આપનું જે શ્રીમુખ, અભયનુ દાન કરનાર આપના બન્ને ભુજદંડ તથા લક્ષ્મીજીને સુખ્ય રમણ કરવા યોગ્ય આપના વક્ષસ્થળને જોઇને અમે આપનાં દાસી થયાં છીએ ૩૯

આ લોકમા અને પરલોકમા જેમને કીર્તિ વગેરેની અપેક્ષા છે એવી સ્ત્રીઓએ પોતાના પતિનો ત્યાગ કરવો જોઇએ નહિ એમ ભગવાને પચીસમા શ્લોકમા જે કહ્યુ હતુ તેનો ઉત્તર ગોપીજનો

मोक्षः । इन्द्राद्यैश्वर्यभावेन स्वर्गप्राप्तिः । इहलोके **परमा** लक्ष्मीः । तदत्र त्रयमपि दास्ये सर्वोत्कृष्टमस्तीति तदुपपादयन्ति । प्रथमं सारूप्यं सालोक्यं सामीप्यं सायुज्यमिति मोक्षभेदाः । ते दास्याग्रे अप्रयोजकाः, यतो मुखारविन्ददर्शनेन ते कामा निवर्तन्ते इति भक्तिरूपमुखारविन्दस्य तदपेक्षयोत्कृष्टधर्मवत्त्वं निरूप्यते । **अलकाः** सारूप्यमिव प्राप्ता भ्रमराः । ते बहव एवात्र आवृत्य मुखं तिष्ठन्ति । अतः सारूप्यं गतानामपि यदि भक्तिशेषत्वं तदा किं सारूप्येण । किञ्च, **मुखं कुण्डलश्रि,** कुण्डलाभ्यां श्रीर्यस्य, कुण्डलयोर्वा श्रीर्यस्मात् । सामीप्ये हि नैकट्यं भवति । अत्यन्तसामीप्यं जायमानमपि कुण्डलादप्यधिकं न भविष्यति । ते चेत् सांख्ययोगरूपे भगवत्प्रमाणावलम्बिनी भगवदधीनगतिमती पुनर्भगवन्मुखनिरीक्षके, तदा किं सामीप्येन । किञ्च, **गण्डस्थलाधरसुध**मिति । गण्डौ स्थलरूपौ विशालौ । स्थले हि रसः पातुं शक्यत इति । **अधरे च सुधा यस्मिन्** । गण्डस्थले स्थित्वा अधरसुधा पातुमत्र शक्येति । सालोक्ये हि आनन्दमात्रमक्षरामृतपानं च । अक्षरापेक्षयापि गण्डस्थले स्थितिः चुम्बनाद्यर्थमुत्तमा । अधररसश्च अक्षररसादुत्तम इत्युक्तम् । **कुण्डलश्रीयुक्तं गण्डस्थलमित्यस्मिन्**

---

આ શ્લોકમાં આપે છે. લોકમાં ખરેખર ત્રણ પુરુષાર્થો છે: એક તો ચાર પ્રકારનો મોક્ષ, બીજો ઇન્દ્ર વગેરેનું ઐશ્વર્ય પ્રાપ્ત કરીને સ્વર્ગમાં રહેવું તે અને ત્રીજો પુરુષાર્થ આ લોકમાં પુષ્કળ લક્ષ્મી. આ ત્રણ પ્રકારના પુરુષાર્થ ભગવાનનું દાસ્ય સ્વીકારવામાં ઉત્તમમાં ઉત્તમ પ્રકારે મળે છે એ સિદ્ધાન્તનું પ્રતિપાદન ગોપીજનો આ શ્લોકમાં કરે છે.

પ્રથમ તો સારૂપ્ય, સાલોક્ય, સામીપ્ય અને સાયુજ્ય એ ચાર મોક્ષના ભેદ છે. તે ભગવાનના દાસ્ય આગળ નકામા છે, કારણ કે ભગવાનના મુખારવિન્દનું દર્શન કરવાથી આ ચાર પ્રકારના મોક્ષની ઇચ્છાઓ જતી રહે છે. આ પ્રમાણે ભક્તિરૂપ ભગવાનનું મુખારવિન્દ ચતુર્વિધ મોક્ષના કરતાં ઉત્તમ છે એમ નિરૂપણ કરવામાં આવ્યું. ભગવાનના જે અલક—કેશની લટકો—છે તે સારૂપ્ય મોક્ષ જાણે પ્રાપ્ત કર્યો હોય એવા ભમરાઓ છે. આવી ઘણીય કેશની લટકો અહીં મુખ ઉપર વીંટળાઇને સ્થિતિ કરે છે. (ભમરાઓના જેવી દેખાતી કેશની લટકોથી સારૂપ્ય મુક્તિ જેમણે મેળવી હોય એવા ભક્તોનું સૂચન થાય છે.) આ પ્રમાણે જ્યારે સારૂપ્ય પ્રાપ્ત કર્યા પછી પણ જો કેશ—ભમરાઓ—મુખરૂપ ભક્તિનું અંગ બને છે, તો પછી તેવા સારૂપ્યનું શું પ્રયોજન છે? વળી, ભગવાનનું મુખ કુંડલશ્રી છે: એટલે કે કુંડળોને લીધે શોભા છે જેની એવું મુખ, અથવા તો જેને લીધે કુંડળોની શોભા છે એવું મુખ. સામીપ્ય નામના મોક્ષમાં ભગવાનની સમીપ સ્થિતિ હોય છે. સામીપ્યમોક્ષમાં ભગવાનની સમીપ બહુ બહુ જવાય તો પણ કુંડળોના કરતાં વધારે પાસે તો જઈ શકાશે જ નહિ. ભગવાનનાં બે કુંડળો સાંખ્ય અને યોગ છે, ભગવાનનાં પ્રમાણરૂપ કર્ણમાંથી લટકેલાં છે (અર્થાત્ ભગવાનના કર્ણ શબ્દરૂપ હોવાથી પ્રમાણ છે. ભગવત્પ્રમાણ જે વેદ છે તેનો વિરોધ ન કરનારાં સાંખ્ય અને યોગ શાસ્ત્રો ભગવાનનાં કુંડળ છે), અને તેમની ગતિ ભગવાનને અધીન છે; આમ હોવા છતાં પણ જ્યારે આ બે કુંડળો ભગવાનના ભક્તિરૂપ મુખને જોઈ રહ્યાં છે તો પછી એવા સામીપ્ય મોક્ષનું શું પ્રયોજન છે? વળી ભગવાનનું મુખ **गण्डस्थलाधरसुधम्** છે. જે ગણ્ડ—ગાલ—વિશાળ સ્થળરૂપ છે જેમાં એવું મુખ. ગણ્ડને સ્થળ કહેવામાં આવ્યું છે તેનું કારણ એ કે સ્થળમાં ઉભા રહીને જ રસનું પાન કરી શકાય છે. વળી અધરમાં—ઓઠમાં—અમૃત છે જેમાં એવા પ્રકારનું મુખ. આ પ્રમાણે **गण्डस्थलाधरसुधम्** નો અર્થ એવો થાય છે કે ગાલ ઉપર ઉભાં રહીને અધરામૃતનું પાન દાસ્યમાં થઈ શકે છે. સાલોક્ય મુક્તિની અંદર સ્થળ અક્ષર બ્રહ્મ છે તેથી તેમાં ફક્ત આનન્દનો અંશ અને અમૃતપાન જ મળે છે, નહિ કે પરમાનન્દ અને અધરસુધાપાન. અક્ષરબ્રહ્મની સાથે સરખાવતાં પણ ગણ્ડસ્થલને વિષે ચુમ્બનને માટે સ્થિતિ કરવી તે ઉત્તમ છે. અર્થાત્ ભગવાનના અધરનો રસ અક્ષરબ્રહ્મના રસ કરતાં ઉત્તમ છે એમ ગોપીજનોનું કહેવું છે. કુંડળની

पक्षेऽपि सामीप्यात् भक्तौ शास्त्रीयो रसः अधिको निरूपितः परस्परं त्वद्गुणवादरूपः । अक्षरादाधिक्यं तु अधररसे स्पष्टमेव । किञ्च, **हसितावलोकमिति** । हसितपूर्वकमवलोको यस्मिन् । ब्रह्मानन्दे प्रविष्टानां न भक्तिविलासः । हासो हि सर्वरसोद्बोधरूपः । ज्ञानं चाविर्भूतम् । ब्रह्मानन्दे तु द्वयमप्यव्यक्तं जले निमग्नस्य जलपानवत् । अनुभवरसो हि भिन्नतया स्थितौ भवति । अतो भक्तिरूपमुखस्य दृष्टत्वात् हास्यमेव फलं न मोक्षः । **भुजदण्डयुगं च विलोक्य** इन्द्रादिभावेनापि स्वर्गो न प्रयोजक इति निरूपयन्ति **दत्ताभयमिति** । स्वर्गे इन्द्रः परमकाष्ठां प्राप्तः । तेऽपि दैत्येभ्यो निरन्तरं भीता इन्द्रादयः । तेषामप्यभयदातृ भगवतो भुजदण्डयुगलम् । तच्चेद्धास्येऽवास्ति, तत्परित्यज्य किमिन्द्रत्वेन । चकारात् न केवलमभयमात्रं प्रयच्छति किन्तु क्रियाशक्त्या यज्ञादिना हविरपि प्रयच्छति यथाग्रे इन्द्रः स्वाधिकार-समाप्तौ मुक्तो भवति । दण्डपदेनानुल्लंघ्यशासनत्वमुक्तम् । उभयत्र च दण्डो युगपदेन निरूपितः । ततो हि सर्वथा दैत्यनाशो भवति । किञ्च, **वक्षोऽपि विलोक्य** । लोकानां श्रिया रमणं भवति ।

---

શોભાવાળું ગણ્ડસ્થલ એ પ્રમાણે જો અર્થ કરવામાં આવે તો તેમાં પણ કુણ્ડલ ગણ્ડનાં અંગ બનવાથી સામીપ્યમુક્તિ ભક્તિનું અંગ બને છે અને તેથી ગણ્ડસ્થલરૂપી ભક્તિને વિષે પરસ્પર આપનાં ગુણગાન કરવારૂપ શાસ્ત્રીય રસનું અધિક નિરૂપણ થાય છે. અક્ષરબ્રહ્મ કરતાં અધરરસનું આધિક્ય તો સ્પષ્ટ જ છે. વળી ભગવાનનું મુખ **हसितावलोकम्** છે. હાસ્યપૂર્વક અવલોક છે જેમાં એવું મુખ. બ્રહ્માનન્દમાં પ્રવેશ પામેલાઓ—સાયુજ્યમુક્તિ જેમણે પ્રાપ્ત કરી છે તેવા જીવો—ભક્તિનો વિલાસ ભોગવી શકતા નથી. હાસ્ય ખરેખર બધા ય રસોને ખીલવનાર છે. અવલોકરૂપી જ્ઞાન પણ પ્રકટ થઈ ગયું છે. જેમ જળમાં ડૂબેલો માણસ જળરૂપ થઈ જવાથી જળપાનનો અનુભવ કરી શકતો નથી તેમ બ્રહ્માનન્દમાં પ્રવેશ પામેલા જીવોને આનન્દ અને જ્ઞાન એ બન્ને ય અવ્યક્ત—અનુભવ કરી શકાય નહિ એવાં—હોય છે, કારણકે તેઓ બ્રહ્મરૂપ થઈ જવાથી આનન્દ અને જ્ઞાન આત્મારૂપે જ હોય છે અને તેથી કોઈ પણ જાતનો ભેદ ન રહેવાથી આનન્દ અને જ્ઞાન અવ્યક્ત રહે છે. ખરેખર! અનુભવનો રસ તો ભિન્ન—જુદા—રહેવામાં જ મળી શકે છે. આ પ્રમાણે અમે ભક્તિરૂપ આપના મુખનું દર્શન કર્યું છે એટલે આપનું હાસ્ય જ ફળ છે, મોક્ષ નહિ. આપના બન્ને ભુજદણ્ડોને જોયા પછી ઇન્દ્રાદિ દેવોની સ્થિતિ પ્રાપ્ત કરીને પણ સ્વર્ગ અમને કોઈ પણ રીતે ઉપયોગી નથી એમ ગોપીજનો **दत्ताभयम्**—જેમણે અભયનું દાન કર્યું છે એવા બન્ને ભુજદણ્ડ એ પદ વડે નિરૂપણ કરે છે. સ્વર્ગની અંદર ઇન્દ્ર મોટામાં મોટું સ્થાન ભોગવે છે. આ ઇન્દ્રાદિ દેવો પણ હંમેશાં દૈત્યોથી બ્હીતા રહે છે. આવા ઇન્દ્રાદિ દેવોને પણ અભય આપનારા ભગવાનના બન્ને ભુજદણ્ડો છે. આ જ ભુજદણ્ડયુગલ જો હાસ્યમાં જ મળતાં હોય તો પછી તે હાસ્યનો ત્યાગ કરીને અમારે ઇન્દ્રપદનું શું પ્રયોજન છે? મૂળ શ્લોકમાં જે च છે તેનો અર્થ એવો છે કે ભગવાન્ ઇન્દ્રાદિ દેવોને કેવળ અભયનું જ દાન કરે છે એટલું જ નહિ પરન્તુ પોતાના હસ્તથી યજ્ઞાદિદ્વારા તેમને હવિનું પણ દાન કરે છે, જેથી આગળ ઉપર પોતાનો અધિકાર પૂરો થતાં ઇન્દ્ર મુક્ત થાય. ભગવાનના ભુજોને 'દણ્ડ' કહેવામાં આવ્યા છે તેનો ભાવ એવો છે કે ઇન્દ્રાદિને ભય આપનારા દૈત્યોથી પણ ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન થઈ શકે એમ નથી, અને તે પ્રકારે ભગવાન્ ઐહિક અનિષ્ટનો નાશ કરે છેઃ વળી જો દ્વિજો યજ્ઞ ન કરે તો ભગવાન્ તેમને શિક્ષા કરે છે જ, તેથી યજ્ઞ કરવાની ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં આવતું નથી એટલે યજ્ઞના હવિદ્વારા ભગવાન્ પારલૌકિક સુખ—મુક્તિ—આપે છે. બન્ને ય—વામ અને દક્ષિણ—ભુજાઓના દણ્ડને યુગ તરીકે વર્ણવવામાં આવ્યો છે. તેથી—ભગવાનની ક્રિયાશક્તિરૂપ વૈદિક ક્રિયાઓ—યજ્ઞો—ના સંબંધવાળા હવિનું ભક્ષણ કરવાથી—દૈત્યોનો સર્વ રીતે નાશ થાય છે. વળી આપની છાતીનાં પણ દર્શન કરીને અમે આપની દાસી થયાં છીએ. લોકો શ્રીને લીધે રમણ કરે છે અર્થાત્ લક્ષ્મી લોકોના રમણનું સાધન છે. આ લક્ષ્મી પણ ભગવાનના વક્ષઃસ્થળ ઉપર રમણ કરે છે.

श्रीरपि तत्र रमते । चकाराद्धर्मस्यापि । अतो दास्य एव भवामः । ( अत्र वीक्षणस्य दासीभवनहेतुत्वोक्त्या यत्रायं भावो नास्ति, तेषां नैतद्वीक्षणमस्ति, विधिप्रयुक्तत्वाभावेन तद्विपरीतविध्यनङ्गीकारश्च युक्त इति ज्ञाप्यते । यदप्युक्तं भगवता 'अस्वर्ग्य'मित्यादि स्वभजने दोषषट्कं तदपि षड्भिर्गुणैर्निवारितम् । न हि परमपुरुषार्थसाधकं पापं भवति । फलत एव पापस्य निन्द्यमानत्वात् ) ॥ ३९ ॥

ननु तथापि लोकविद्विष्टं स्त्रीणामभिसरणम्, अतः सन्मार्गरक्षणार्थं प्रमाणसिद्धमप्येतन्न कर्तव्यम्, अतः श्रवणदर्शनादिकमेव कर्तव्यमिति चेत्, तत्राहुः का स्त्रीति ।

**का स्त्र्यङ्ग ते कलपदामृतवेणुगीतसम्मोहितार्यचरितान्न चलेत्त्रिलोक्याम् ।**
**त्रैलोक्यसौभगमिदं च निरीक्ष्य रूपं यद्गोद्विजद्रुममृगाः पुलकान्यबिभ्रन् ॥४०॥**

---

(તેથી આપના વક્ષઃસ્થળનું દર્શન કરવાથી શ્રી—લક્ષ્મી—ની અમારે અપેક્ષા રહેતી નથી.) મૂળ શ્લોકમાં च છે તેનો અર્થ આ પ્રમાણે છેઃ—ધર્મઃ સ્તનઃ ઇત્યાદિ શ્લોકમાં એમ કહેવામાં આવ્યું છે કે ધર્મ ભગવાનના વક્ષઃસ્થળ ઉપર રહે છે; આ પ્રમાણે લોકની અંદર લક્ષ્મી મેળવવાના સાધનરૂપ જે ધર્મ તે ધર્મ પણ જ્યારે ભગવાનના વક્ષઃસ્થળ ઉપર વસે છે ત્યારે તો ભગવાનના વક્ષઃસ્થળનાં દર્શન કરનારાં અમો ગોપીજનોને તે ધર્મનું શું પ્રયોજન છે ? અર્થાત્ અમે ભગવાનની દાસીઓ થઇએ તેમાં જ ધર્મનો પણ સમાવેશ થઈ જાય છે. માટે અમે આપની દાસીઓ થયાં છીએ. (આ શ્લોકમાં એમ કહેવામાં આવ્યું છે કે ભગવાનનાં જૂદાં જૂદાં અંગોનું આ પ્રકારનું દર્શન કરવાથી આવો દાસ્યભાવ પ્રાપ્ત થયો. અર્થાત્ આવા દાસ્યભાવનું કારણ ભગવાનનાં આ પ્રકારનાં દર્શન છે. આ ઉપરથી એમ સમજાય છે કે જેમનામાં આવો દાસ્યભાવ નથી તેઓને ભગવાનનાં અંગોનું આવું દર્શન થતું નથી; આ પ્રમાણે ગોપીજનોએ ભગવાનનાં જે આ પ્રકારનાં—રસાત્મક સ્વરૂપનાં—દર્શન કર્યાં તે વિધિ—વેદઆજ્ઞા—ને અનુસરીને કરવામાં આવ્યાં નથી, પણ સ્વાભાવિક પ્રેમને લીધે કરવામાં આવ્યાં છે, એટલે ભગવાનના દાસ્યથી વિપરીત—વિરુદ્ધ—એવો ઘેર પાછા જવાનો જે વિધિ છે તેનો ગોપીજનોએ સ્વીકાર કર્યો નહિ અને તે ખરેખર યોગ્ય છે. વળી, ભગવાને अस्वर्ग्यम् ઇત્યાદિ છવ્વીસમા શ્લોકમાં જે કહ્યું કે સ્ત્રીઓ પોતાના પતિનો ત્યાગ કરીને મારૂં ભજન કરે તો વ્યભિચાર થાય અને તેમાં છ દોષો રહેલા છે, તો તે છ દોષોનું ગોપીજનો છ ગુણો વડે નિવારણ કરે છે. મૂળ શ્લોકમાં अलकावृत વગેરે વિશેષણો છે અને તેમાં ક્રમ પ્રમાણે ઐશ્વર્ય, યશ, વૈરાગ્ય, જ્ઞાન, વીર્ય અને શ્રી એ ભગવાનના છ ગુણોનું વર્ણન કરવામાં આવેલું છે. ભગવાનના દર્શનથી આ છ ગુણો પ્રાપ્ત થાય છે અને તેથી વ્યભિચારમાં ઉત્પન્ન થતા છ દોષોનું નિવારણ કરવામાં આવે છે. ખરેખર જે મોક્ષ વગેરે પરમપુરુષાર્થ સાધી શકે છે તે—દાસ્ય—પાપ હોઈ શકે નહિ, કારણ કે ફળની જ દૃષ્ટિએ પાપની નિન્દા કરવાનાં આવે છે. (અર્થાત્ જેના પરિણામમાં દુઃખ આવે છે તે જ પાપ છે, દાસ્ય નહિ.) ૩૯

ભગવાન્ ગોપીજનોને જો એમ કહે કે 'સ્ત્રીઓ પોતાના જારની પાસે જાય તે લોકમાં નિન્દ્ય ગણાય છે, માટે સન્માર્ગ—મર્યાદામાર્ગ—ના રક્ષણને માટે આ દાસ્ય—જો કે ભક્તિમાર્ગમાં તે સિદ્ધ છે છતાં પણ—તમારે કરવા જેવું નથી; માટે તમારે મારૂં શ્રવણ, દર્શન વગેરે જ કરવું,' તો ગોપીજનો का स्त्री ઇત્યાદિ શ્લોકમાં ઉત્તર આપે છેઃ—

હે અંગ! આ ત્રણ લોકમાં આપના અવ્યક્ત અને મધુર પદોના અમૃતથી ભરેલા વેણુગીતથી મુગ્ધ થએલી એવી કઈ સ્ત્રી છે કે જે આર્યચરિતથી ન ચળે! આપનું આ ત્રૈલોક્યના સૌભાગ્યરૂપ સ્વરૂપનું દર્શન કરીને ગાયો વૃષભો વગેરે, પક્ષીઓ, વૃક્ષો અને મૃગો પણ રોમાંચિત થઈ ગયાં. ૪૦

अयं धर्मः पुरुषाणां वक्तव्यः, न तु स्त्रीणाम्, असंभावितत्वात्। न ह्यसंभावितो धर्मो भवति। एवं धर्मनाशे धर्मस्थापकं स्वरूपमेव हेतुः, अद्भुतकर्मत्वात्। (वस्तुतस्तु स्वरूपसम्बन्धिनां भक्तानां धर्मं स्वरूपेणैव रक्षति। तथान्यभावेभ्यो रक्षणमेतद्भावपोषणं च। ये स्वरूपधर्मसम्बन्धिनस्तांस्तैरेवेति न किञ्चिदनुपपन्नमिति भावः। अत एवैवं स्वरक्षणेन स्वान्तरङ्गत्वज्ञापनाय) अङ्गेतिसम्बोधनम्, अप्रतारणाय च। या स्त्री लोके स्त्रीशब्दवाच्या सा कथमार्यचरितान्न चलेत्। त्रिलोक्यां सत्त्वरजस्तमःकार्यरूपायाम्। तामसीनां मौढ्यात् आर्यचरिते स्थितिं मत्वा तन्निराकरणम्। राजसीनां स्वभाव एव। सात्त्विकीनां सत्त्वाद्धर्मबुद्धिमाशंक्य तन्निराकरणम्। आर्यमार्गपरित्यागे हेतुः ते कलपदामृतवेणुगीतसम्मोहितेति। सम्मोहिता आर्यचरिताच्चलत्येव। सम्मोहः पञ्चपर्वाविद्यास्थानीयैः। भगवत्सम्बन्धात् अविद्या तु न बाधते, परमन्य एव बाधकाः। तेषां बलं ते इति, त्वदीया इति। कलान्य-

---

આપ ઉપદેશ કરો છો કે 'તમે બધાં ઘેર પાછાં જાવ અને ત્યાં રહીને મારું શ્રવણાદિ કરજો,' તો તે વિષે ગોપીજનો કહે છે કે આ સન્માર્ગ રક્ષણરૂપ ધર્મ તો પુરુષોને ઉપદેશ કરવા જેવો છે, નહિ કે સ્ત્રીઓને, કારણ કે આ પ્રકારનો ધર્મ સ્ત્રીઓમાં સંભવી જ શકતો નથી. ખરેખર, જે સંભવી શકે નહિ તે ધર્મ થઈ શકે નહિ. આ પ્રમાણે આપનું દાસ્ય સ્વીકારવામાં ધર્મનો જે નાશ પ્રાપ્ત થાય છે તેમાં ધર્મનું સ્થાપન કરનારૂં આપનું સ્વરૂપ જ કારણભૂત છે, અર્થાત્ આપનું ધર્મસ્થાપક સ્વરૂપ જ ધર્મનો નાશ કરે છે, કારણ કે આપનું સ્વરૂપ અદ્ભુતકર્મ કરનારૂં છે. (વાસ્તવિક રીતે તો જે ભક્તોનો સંબંધ ભગવાનના સ્વરૂપ સાથે થએલો છે તે ભક્તોના ધર્મનું રક્ષણ ભગવાન્ સ્વરૂપબળથી જ કરે છે. અર્થાત્ ભગવાન્ આવા ભક્તોનું બીજા ભાવોમાંથી રક્ષણ કરે છે અને દાસ્યભાવનું પોષણ કરે છે. જે ભક્તોનો ભગવાનના સ્વરૂપના ધર્મો સાથે સંબંધ છે તેમનું રક્ષણ ભગવાન્ સ્વરૂપના ધર્મોથી જ કરે છે એટલે આમાં કાંઈ પણ અનુચિત નથી એવો ભાવ છે. તેથી જ આ પ્રમાણે ભગવાને પોતાનું રક્ષણ કર્યું એટલે પોતે અંતરંગ છે એ જણાવવાને માટે) अङ्ग એ પ્રમાણે ભગવાનને ગોપીજનો સંબોધે છે; અથવા છેતરપંડી ન કરે એટલા માટે ભગવાનને अङ्ग તરીકે ગોપીજનો સંબોધે છે. જગતમાં જે સ્ત્રી શબ્દથી ઓળખાય છે એવી સ્ત્રી આર્યચરિતથી કેમ ચલિત ન થાય? ત્રણ લોકમાં એટલે કે સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોના કાર્યરૂપ લોકમાં. તામસી સ્ત્રીઓ મૂઢતાથી આર્યમાર્ગમાં સ્થિતિ કરે એમ માનવામાં આવે તો તે મન્તવ્યનું નિરાકરણ કરવામાં આવે છે; અર્થાત્ તામસી સ્ત્રીઓ પણ આર્યમાર્ગથી ચલિત થાય છે. રાજસી સ્ત્રીઓનો સ્વભાવ જ ચલિત છે એટલે રાજસી સ્ત્રીઓ સ્વાભાવિક રીતે જ આર્યમાર્ગથી ચલિત થાય છે. સાત્વિક સ્ત્રીઓમાં સત્વગુણ હોવાથી ધર્મબુદ્ધિ હોય છે અને તેથી તે આર્યમાર્ગથી ચલિત થશે નહિ એમ શંકા કરવામાં આવે તો તેનું પણ નિરાકરણ કરવામાં આવે છે; અર્થાત્ સાત્વિક સ્ત્રીઓ પણ આર્યમાર્ગમાંથી ચલિત થાય છે. આ પ્રકારે તામસી, રાજસી અને સાત્વિક સ્ત્રીઓ આર્યમાર્ગમાંથી ચલિત થાય છે એ દર્શાવવાને માટે મૂળ શ્લોકમાં ગોપીજનોએ त्रिलोक्याम्—ત્રણ લોકમાં—એ શબ્દ વાપર્યો છે.

આ બધી સ્ત્રીઓએ આર્યમાર્ગનો પરિત્યાગ કર્યો તેનું કારણ એ કે તે कलपदामृतवेणुगीतसम्मोहिता—આપના અત્યન્ત મધુર પદોમાં રહેલું અર્થરૂપ અમૃત અને તે વેણુથી ગવાએલું; આમ ગોપીજનો અર્થરૂપ અમૃત અને વેણુગીતથી ઘણાં મુગ્ધ પામ્યાં હતાં. જે જે સ્ત્રીને ઘણો મોહ થએલો હોય છે તે આર્યમાર્ગથી ચલિત થાય છે જ. અવિદ્યાનાં પાંચ પર્વો છેઃ અન્તઃકરણાધ્યાસ, પ્રાણાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, દેહાધ્યાસ અને સ્વરૂપવિસ્મરણ. તેથી અવિદ્યા પંચપર્વા કહેવાય છે. સામાન્ય રીતે આ પંચપર્વા અવિદ્યાથી મનુષ્યને મોહ થાય છે; પરંતુ ગોપીજનોને જે સંમોહ થયો છે તે પંચપર્વા અવિદ્યાની જગ્યાએ આવેલી બીજી પાંચ વસ્તુઓથી થયો છે. તે પાંચ વસ્તુઓ આ પ્રમાણે છેઃ ગીત, વેણુ, અમૃત, પદ અને કલ. ભગવાનનો સંબંધ હોવાથી અવિદ્યા તો બાધ કરતી નથી, પણ બીજી વસ્તુઓ જ બાધ કરે છે. કલ, પદ વગેરે પાંચ વસ્તુઓમાં બળ—સામર્થ્ય—રહેલું છે તે

व्यक्तमधुराणि यानि पदानि तत्राविर्भूतं यदमृतं तदेव वेणुद्वारा गीतं तेन संमोहः । गीतं देहमोहजनकम्, 'गायन्तं स्त्रियः कामयन्त' इति । स्त्री तु देह एव । इन्द्रियाणां व्यामोहको वेणुः, रसात्मकत्वात् । अमृतं प्राणानाम् । पदान्यन्तःकरणस्य । अव्यक्तता आत्मन इति सम्यग्विमोहिताः । आर्याः प्रमाणबलविवेकिनः । प्रमाणे हि इन्द्रमहेन्द्रयोरपि भेदस्वीकारः । पृथगुपस्थिताः सर्व एव भिन्ना इति । अन्यथा इन्द्रयाजिनोऽग्रे सम्वत्सरान्ते प्रायश्चित्तश्रवणं न स्यात्, 'सम्वत्सरस्य परस्तादग्नये व्रतपतये पुरोडाशमष्टाकपालं निर्वपे'दिति । अतो देहव्यतिरिक्तः स्वरूपेणोपस्थितोऽपि प्रमाणबले विरुध्यते । वस्तुविचारस्तु प्रमेयबलमाश्रित्य, अन्यथा विधिनिषेधविषयो व्यर्थाः स्युः । तदुत्तरत्र वक्ष्यति एकादशे । अतो मार्गान्तरविरोधो मार्गान्तरे नोपयुज्यत इति मर्यादाभङ्गोऽत्र न दूषणम् । एतस्योत्तरमग्रे शुकश्च वक्ष्यति रासानन्तरं 'धर्मव्यतिक्रमो दृष्ट' इति । तस्मादत्र फलस्य सिद्धत्वात् साधनदृष्ट्या अपकीर्तिः नास्मत्प्रतिबन्धिका । किञ्च, न केवलं नाम्ना मर्यादाभङ्गः, किन्तु स्वरूपेणापि,

---

જણાવવાને માટે તે—આપનાં—એ પ્રમાણે ગોપીજનો કહે છે. કલ, પદ, અમૃત, વેણુ અને ગીત એ પાંચે ય વસ્તુઓ આપની છે એટલે તેમનામાં બાધ કરવાનું સામર્થ્ય રહેલું છે.

**कल** એટલે અવ્યક્ત અને મધુર; એવાં પદો—શબ્દો—: તેમાં પ્રકટ થએલું જે અમૃત, તે જ વેણુવડે ગવાયું, અને તેનાથી ગોપીજનોને ઘણો મોહ થયો. **ગીત** એ દેહને મોહ ઉત્પન્ન કરે છે, કારણ કે શ્રુતિ કહે છે કે "સ્ત્રીઓ ગાયન કરનારને ચાહે છે." સ્ત્રી તો દેહ જ છે. ઇન્દ્રિયોને મોહ કરનાર વેણુ છે, કારણ કે તે રસાત્મક છે. **અમૃત** પ્રાણને મોહ કરે છે. **પદો** અન્તઃકરણને મોહ કરે છે, અને **અવ્યક્તતા**—શબ્દોની અસ્પષ્ટતા—આત્માને મોહ કરે છે. આ પ્રમાણે ગોપીજનોને સંપૂર્ણ મોહ થયો.

આર્યો પ્રમાણબળનો વિવેક કરનારા હોય છે. વાસ્તવિક રીતે ઇન્દ્ર અને મહેન્દ્ર એ બે એક જ છે, છતાં પણ યાગની અંદર પ્રમાણને અનુસરીને ઇન્દ્ર અને મહેન્દ્રનો પણ ગુણોની ઉપાધિને લીધે ભેદ સ્વીકારમાં આવે છે, કારણ કે યજ્ઞમાં જૂદા જૂદા આવેલા બધા ય દેવો ભિન્ન ગણાય છે. આ પ્રમાણે ન માનીએ તો (એકલા) ઇન્દ્રને ઉદ્દેશીને યાગ કરનાર (અને ઇન્દ્ર અને મહેન્દ્ર એ બેને ઉદ્દેશીને યાગ ન કરનાર) પુરુષને આગળ ઉપર વર્ષ પછી 'વર્ષ પછી અગ્નિ વ્રતપતિ દેવતાને આઠ કપાલો ઉપર તૈયાર કરેલો પુરોડાશ અર્પણ કરવો' એ પ્રકારનું જે પ્રાયશ્ચિત્ત કહેવામાં આવ્યું છે તે ન કહેત. તેથી દેહ વિના જે પદાર્થ સ્વરૂપતઃ ઉપસ્થિત થએલો હોય છતાં પણ તેમાં પ્રમાણબળથી વિરોધ આવે છે. ઇન્દ્ર અને મહેન્દ્ર સ્વરૂપતઃ એક છે છતાં પણ શાસ્ત્રના પ્રમાણને અનુસરીને એમને જૂદા ગણવામાં આવે છે. (ભગવાન્ સર્વનો આત્મા છે અને સર્વરૂપ છે એટલે વાસ્તવિક રીતે ભગવાન્ જ પતિ છે. આ પ્રમાણે) વસ્તુનો જે વિચાર કરવામાં આવે છે તે પ્રમેયબળને અનુસરીને કરવામાં આવે છે. આમ ન માનીએ તો દેહને ઉદ્દેશીને કહેવામાં આવેલાં વિધિ અને નિષેધવચનો વ્યર્થ થઈ જાય. (વસ્તુનો વિચાર પ્રમેયબળમાં હોય છે, પ્રમાણબળમાં નહિ. જો પ્રમાણબળમાં વસ્તુનો વિચાર કરવામાં આવે તો દેહધર્મના કરતાં આત્મધર્મો મુખ્ય હોવાથી દેહને ઉદ્દેશીને પ્રવર્તેલાં વિધિ અને નિષેધ વાક્યો નિરર્થક થઈ જાય. પ્રમાણબળનો વિચાર કરનારાઓ વસ્તુનો વિચાર કરતા નથી, તેથી દેહને જ મુખ્ય ગણે છે, એટલે તેમની દૃષ્ટિએ વિવાહિત પતિનું ભજન જ મુખ્ય ગણાય, ભગવદ્ભજન નહિ.) વસ્તુનો વિચાર કરી આત્મધર્મોને આગળ કરીને ભગવાન્ એકાદશ સ્કન્ધના બારમા અધ્યાયમાં ઉદ્ધવજીને પ્રમેયબળ સમજાવશે. માટે પ્રમેય—પુષ્ટિ—માર્ગની અંદર બીજા—મર્યાદા—માર્ગનો વિરોધ કામનો નથી, એટલે આ પ્રસંગમાં મર્યાદાનો ભંગ દૂષણ નથી. મર્યાદાભંગનો ઉત્તર આગળ શુકદેવજી પોતે જ રાસ થઈ ગયા પછી "ધર્મનું ઉલ્લંઘન જોવામાં આવ્યું" ઇત્યાદિ શબ્દોમાં આપશે. તેથી પ્રમેયમાર્ગમાં જ ફળની સિદ્ધિ હોવાથી સાધન—મર્યાદા—માર્ગની દૃષ્ટિએ અમારી (=ગોપીજનોની) જે અપકીર્તિ થશે તે અમને પ્રતિબન્ધ કરનાર નથી. વળી, કેવલ શબ્દથી જ મર્યાદાભંગ છે એમ નહિ, પરંતુ સ્વરૂપતઃ પણ મર્યાદાભંગ છે એમ દર્શાવવાને માટે ગોપીજનો

तदाहुः त्रैलोक्यसौभगमिति । त्रैलोक्यस्यापि सुभगत्वं यस्मात् । यथा सूर्येण दिनम्, चन्द्रमसा रात्रिः, तथा त्रैलोक्यमेव भगवद्रूपेण सुन्दरतां याति । इदमिति प्रत्यक्षसिद्धम् । चकारादनुभावांश्च । तच्छ्रुत्वा एतद् दृष्ट्वा का वा आर्यचरितान्न चलेत् । अस्त्वियं प्रमाणवार्ता दुर्बला, प्रकारान्तरेणापि चलति, भगवतो रूपेण प्रमेयमर्यादाप्यपगच्छति या कथमपि नान्यथा भवति । तदाह यद्गोद्विजद्रुममृगा इति । गावो हि प्रमाणवार्तानभिज्ञाः, मातरमपि गच्छन्ति, द्विजाः पक्षिणः सर्वभक्षाः, द्रुमाः स्थावराः, कदाचिदपि बहिःसम्वेदनरहिताः, निरिन्द्रिया एवेति केचित् । मृगाः सर्वतोभयाः । तेऽपि चेद्भगवद्रूपेण गीतेन वा आश्लिष्टरसाः पुलकानि धारयन्ति रसिकमनुष्यधर्मानाविष्कुर्वन्ति ये भगवता अन्यथैव सृष्टाः । स्त्रियस्तु स्वभावतोऽप्यन्यथाभवन्तीति नाश्चर्यं किञ्चिदत्र ॥ ४० ॥

एवं भगवदुक्तानां वाक्यानां निवारणार्थं पुष्टिसिद्धान्तं निरूप्य एतद्भगवत्कृपैकसाध्यमिति भगवत्कृपां प्रार्थयन्ति व्यक्तमिति ।

**व्यक्तं भवान् व्रजभयार्तिहरोऽभिजातो देवो यथादिपुरुषः सुरलोकगोप्ता ।**
**तन्नो निधेहि करपङ्कजमार्तबन्धो तप्तस्तनेषु च शिरस्सु च किङ्करीणाम् ॥ ४१ ॥**

---

त्रैलोक्यसौभगम् એ પ્રમાણે કહે છે. ત્રણે ય લોકનું સૌભાગ્ય જેના વડે છે તે त्रैलोक्यसौभगम्. જેમ સૂર્યથી દિવસ સુંદર લાગે છે, જેમ ચન્દ્રથી રાત્રી સુંદર લાગે છે તેમ ત્રણે ય લોક ભગવાનના રૂપથી જ સુંદર લાગે છે. इदम्—આ—એટલે પ્રત્યક્ષસિદ્ધ ભગવાનનું રૂપ. च નો અર્થ અનુભાવ થાય છે. અનુભાવનું શ્રવણ કરીને, આ રૂપનું દર્શન કરીને કઈ સ્ત્રી આર્યમાર્ગેથી ચલિત ન થાય?

પ્રમાણના બળની આ પ્રસ્તુત ચર્ચા રહેવા દો, કારણ કે ભગવાનના સ્વરૂપના ધર્મોની સરખામણીમાં તે દુર્બલ છે. બીજા પ્રકારે પણ મર્યાદા ચલિત થાય છે. જે પ્રમેયમર્યાદા કોઈ પણ પ્રકારે ચલિત થતી નથી તે પણ ભગવાનના સ્વરૂપને લીધે ચાલી જાય છે. આ વાત ગોપીજનો यद्गोद्विजद्रुममृगाः એ શબ્દોમાં કહે છે. गो એટલે વૃષભ. વૃષભોને પ્રમાણવાર્તાનું જ્ઞાન હોતું નથી અને તેથી પોતાની જનની—માતા—સાથે પણ સમાગમ કરે છે. द्विज એટલે પક્ષી. પક્ષીઓ બધી ય વસ્તુઓનું ભક્ષણ કરે છે. द्रुम એટલે વૃક્ષ. વૃક્ષો સ્થાવર છે એટલે તેમને કોઈ પણ દિવસ બહારથી લાગણી થતી નથી. કેટલાક ટીકાકારો વૃક્ષોને નિરિન્દ્રિય જ માને છે. मृग એટલે હરણ. હરણો બધાથી ભય પામે છે. આ બધા પદાર્થો જેમને ભગવાને બીજા જ કાર્યને માટે ઉત્પન્ન કર્યા છે તેમણે પણ જ્યારે ભગવાનના રૂપથી અથવા ગીતથી રસમય બનીને રોમાંચ ધારણ કર્યો અને રસિક મનુષ્યોના ધર્મો પ્રકટ કર્યા ત્યારે સ્ત્રીઓ તો સ્વભાવથી જ ચલિત થાય છે એટલે અમે ગોપીજનોએ આપના—ભગવાનના—અનુભાવનું શ્રવણ કરીને અને આપના સ્વરૂપનાં દર્શન કરીને જે આર્યમાર્ગનો ત્યાગ કર્યો છે તેમાં કાંઈ પણ આશ્ચર્ય નથી. ૪૦

આ પ્રમાણે મર્યાદામાર્ગનો ઉપદેશ કરનારાં ભગવાનનાં વાક્યોનું ખંડન કરવાને માટે શ્રીગોપીજનોએ પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તનું દસ શ્લોકોમાં વર્ણન કર્યું, અને આ પુષ્ટિમાર્ગનો સિદ્ધાન્ત કેવળ ભગવત્કૃપાથી જ સિદ્ધ થઈ શકે એવો છે એટલે હવે તેઓ ભગવત્કૃપાની પ્રાર્થના व्यक्तम् એ શ્લોકમાં કરે છે.

જેમ આદિપુરુષ ભગવાન્ દેવલોકનું રક્ષણ કરનારા છે તેમ આપ વ્રજજનોનાં ભય અને દુઃખ દૂર કરવાને માટે પ્રકટ થયા છો; માટે હે દુઃખી જનોના બન્ધો! આપનું હસ્તકમળ આ આપની દાસીઓના તપ્ત સ્તન ઉપર અને મસ્તક ઉપર ધરો. ૪૧

नापि त्वदुक्तमस्मदुक्तं वा किञ्चित्साधकं बाधकं वा तथापि स्वावतारप्रयोजनं विचार्य अस्मासु कृपा कर्तव्या । तत्प्रयोजनमाहुः । **भवान् व्रजभयार्तिहर एव व्यक्तमभिजातः ।** व्रजस्य आर्तिः पीडा भयं च त्वया दूरीकर्तव्यम् । अन्यथा साक्षाद्भगवतोऽवतारे प्रयोजनं न पश्यामः । भूभारहरणं तु सङ्कर्षणांशेन । वसुदेवादिप्रियं प्रद्युम्नेन । धर्मरक्षा त्वनिरुद्धेन । यदि व्रजभयार्तिनिराकरणं न क्रियेत तदा किमवतारान्तरकार्यं स्यात् । अतो व्यक्तं भवान् व्रजभयार्तिहरः । इदानीं यथार्तिरस्माकं तथा न कदापि । अस्मदपगमे तु सर्वस्यापि व्रजस्य महती आर्तिः । अत आर्तिनिवृत्तिः कर्तव्या । ननु मर्यादयैव निवृत्तिकरणमुचितं न तु अमर्यादया, तथा सति भवतीनां कामशान्तिः, ज्ञानं वा, भवत्विति चेत्, तत्राहुः **देवो यथादिपुरुष** इति । भगवान् ब्रह्मरूपः सर्वसमः, तथापि इन्द्रादिषु कृपां कुर्वन् दैत्यान् मारयन् विषमतामङ्गीकरोति । न तु देवेभ्यो ज्ञानं प्रयच्छति । यत्र स्वरूपमेवान्यथाकरोति, तत्र वाचमन्यथाकरोतीति किं वक्तव्यम् । अतो **यथादिपुरुषोऽपि देवो भूत्वा सुरलोकगोप्ता** जातः, तथा भवानपि धर्ममर्यादारक्षकः, अस्मत्सम्बन्धं करोत्विति भावः । तदेव रसपोषणार्थं

---

આપે જે આજ્ઞા કરી તે અથવા તો અમે જે ઉત્તર આપ્યો તે—એ બેમાંથી એક પણ કોઈ રીતે સાધક અથવા બાધક નથી, છતાં પણ આપના અવતારનું પ્રયોજન વિચારીને આપે અમારા ઉપર કૃપા કરવી જોઈએ. કૃપાનું પ્રયોજન દર્શાવતાં ગોપીજન કહે છે કે આપ વ્રજનાં ભય અને દુઃખ હરણ કરવાને માટે જ ભૂતલ ઉપર પ્રકટ થયા છો. વ્રજની આર્તિ એટલે પીડા, અને ભય—આ બન્નેનો આપે નાશ કરવો જોઈએ. જો આ પ્રમાણે આપ નહિ કરો તો ભૂતલ ઉપર આપના સાક્ષાત્ અવતારનું બીજું કોઈ પણ પ્રયોજન અમે જોઈ શકતાં નથી. પૃથ્વીનો ભાર દૂર કરવાનું કાર્ય તો સંકર્ષણ અંશથી થઈ શકે છે, વસુદેવ વગેરેને આનન્દ આપવાનું કાર્ય પ્રદ્યુમ્ન અંશથી થઈ શકે છે, અને ધર્મનું રક્ષણ કરવાનું કાર્ય અનિરુદ્ધ અંશથી થઈ શકે છે. પછીથી જો આપ વ્રજજનોનાં ભય અને દુઃખ હરણ ન કરો તો આપના—પૂર્ણપુરુષોત્તમના—અવતારનું બીજું શું કાર્ય હોઈ શકે? માટે આપ વ્રજનાં ભય અને દુઃખ હરણ કરવાને માટે જ પ્રકટ થયા છો એમ નિર્ણય થાય છે.

આ સમયે અમને જેવા પ્રકારનું દુઃખ થાય છે તેવા પ્રકારનું દુઃખ અમને પહેલાં કોઈ પણ દિવસ થએલું ન હતું. આપ આ દુઃખનો નાશ નહિ કરો તો અમારો નાશ થશે અને તેથી આખા ય વ્રજમાં બહુ દુઃખ થશે. માટે આપે અમારી પીડાનો નાશ કરવો જોઈએ.

ભગવાન્ કદાચિત્ એમ કહે કે—'હે ગોપીજનો! તમારા દુઃખનું નિવારણ કેવળ મર્યાદામાર્ગની રીતે કરવું યોગ્ય છે, નહિ કે અમર્યાદાથી—મર્યાદામાર્ગથી બીજે પ્રકારે—; આ પ્રમાણે કરવાથી તમારા કામની શાન્તિ થશે અથવા તો તમને જ્ઞાન પ્રાપ્ત થશે.' આના ઉત્તરમાં ગોપીજનો કહે છે કે **દેવો યથાદિપુરુષઃ**—જેમ આદિપુરુષ દેવ છે. ભગવાન્ બ્રહ્મરૂપ છે, એટલે કે તે સર્વને સરખા ગણે છે (—બ્રહ્મનું લક્ષણ 'નિર્દોષ અને સમ' છે—), છતાં પણ ઇન્દ્ર વગેરે દેવોના ઉપર કૃપા કરવાની ઇચ્છાથી દૈત્યોને મારવાને માટે ભગવાન્ વિષમતા (દેવો પ્રિય અને દૈત્યો અપ્રિય એ પ્રકારની વિષમતા—અર્થાત્ દેવો માટેનો પક્ષપાત) સ્વીકારે છે, પરંતુ ભગવાન્ કાંઈ દેવોને જ્ઞાન આપતા નથી. ભગવાન્ જ્યારે પોતાના 'સમ' સ્વરૂપનો જ ફેરફાર કરી નાખે છે અને તેને 'વિષમ' બનાવે છે, ત્યારે તો પોતાની વાણીનો—વેદનો અને વેદે જણાવેલા મર્યાદામાર્ગનો—ફેરફાર કરે તેમાં તો શું જ કહેવું? માટે જેમ આદિપુરુષ ભગવાને પણ ક્રીડાને માટે દેવલોકોનું રક્ષણ કર્યું તેમ આપ પણ ધર્મમર્યાદાનું રક્ષણ કરનારા છો છતાં પણ અમારી સાથે સમ્બન્ધ કરો—આપ ક્રીડાને માટે જ પ્રકટ થયા છો—એ પ્રકારનો ભાવ છે.

व्याजेनाहुः सन्नो निधेहीति । आदावस्माकं शिरसि हस्तं स्थापय । यथा अस्माकमभयं भवति । ततोऽस्माकं हृदयतापनिवृत्त्यर्थं स्तनेषु च करपङ्कजममृतस्रावि तापनाशकं निधेहि । अनौचिती तु नास्ति यतो वयं किङ्कर्यः । परीक्षार्थं वा एतद् द्रष्टव्यमितिरसोक्तिः ॥ ४१ ॥

एवं प्रार्थनायां भगवान् यत् कृतवान् तदाह इतीति ।

श्रीशुक उवाच—**इति विक्लवितं तासां श्रुत्वा योगेश्वरेश्वरः ।**
**प्रहस्य सदयं गोपीरात्मारामोऽप्यरीरमत् ॥ ४२ ॥**

षड्गुणैश्वर्यभावेन षोढा रेमे हरिः स्वयम् । स्वरूपेणापि, शृंगारो द्विविधोऽपि निरूपितः ॥ १ ॥
सामान्यरमणं पूर्वं, विशेषे मेलनं पुरा । बाह्येन रमणं पश्चात्, आन्तरं च ततः परम् ॥ २ ॥
ततो नानाविलासेन जातकेलिविभेदतः । विप्रलंभस्य सिद्ध्यर्थं तासां मानमुदीर्यते ॥ ३ ॥

---

રસનું પોષણ કરવાને માટે પરોક્ષ રીતે આ જ વાત ગોપીજનો सन्नो निधेहि—માટે અમારા ઉપર ધરો—એ શબ્દોમાં કહે છે. પ્રથમ આપ અમારા મસ્તક ઉપર આપનો હસ્ત પધરાવો, જેથી અમે ભયમાંથી મુક્ત થઇએ. પછીથી અમારા હૃદયના તાપને દૂર કરવાને માટે અમૃત જેમાંથી ઝરે છે અને તેથી જે તાપનો નાશ કરનાર છે એવા આપના હસ્તકમળને અમારી છાતી ઉપર પધરાવો.

આમ કરવામાં કોઈ પણ જાતનું ખોટું થતું નથી, કારણ કે અમે તો આપની દાસીઓ છીએ. અથવા તો અમે જે અમારી પરિસ્થિતિ વર્ણવી તે ખરી છે કે ખોટી એમ પરીક્ષા કરવાને માટે આપ અમારાં મસ્તક અને છાતીનો સ્પર્શ કરો એમ શ્રીગોપીજનો રસપોષણને માટે ભગવાનને પ્રાર્થના કરે છે. ૪૧

આ પ્રમાણે જ્યારે ગોપીજનોએ ભગવાનની પ્રાર્થના કરી ત્યારે ભગવાને જે કાર્ય કર્યું તે શુકદેવજી इति વગેરે શ્લોકોમાં વર્ણન કરે છે:—

શુકદેવજી કહે છે કે:—

આ પ્રમાણે ગોપીજનોનાં દીન વચનો સાંભળીને યોગેશ્વરોના ઈશ્વર
આત્મારામે પણ હસીને દયા લાવીને ગોપીઓને રમણ કરાવ્યું. ૪૨

(ભગવાન્ ઐશ્વર્ય, વીર્ય, શ્રી, યશ, જ્ઞાન અને વૈરાગ્ય એ છ ગુણોના સ્વામી છે અને તેથી રમણમાં જ્યારે જ્યારે જે જે ગુણની જરૂર પડે ત્યારે ત્યારે તે તે ગુણને ભગવાને પ્રકટ કર્યો.) આ પ્રમાણે ભગવાને પોતે છ ગુણોના સ્વામી હોવાથી છ પ્રકારનું રમણ સંયોગાત્મક શૃંગારરૂપે કર્યું અને સ્વરૂપથી પણ વિપ્રલમ્ભાત્મક શૃંગારરૂપે રમણ કર્યું. આ રીતે સંયોગ અને વિપ્રલંભ એ બે પ્રકારના શૃંગારનું પણ વર્ણન કરવામાં આવ્યું છે. (સંયોગાત્મક શૃંગારનું વર્ણન ૪૨ થી ૪૭ એ છ શ્લોકોમાં કરવામાં આવ્યું છે, અને ૪૮ મા શ્લોકમાં વિપ્રલમ્ભાત્મક શૃંગારનું વર્ણન કરવામાં આવ્યું છે.) ૧.

પ્રથમ ૪૨ મા શ્લોકમાં ભગવાનના સામાન્ય રમણનું વર્ણન કરેલું છે. વિશેષરમણ બે પ્રકારનું છે, બાહ્ય અને આન્તર. બાહ્ય રમણમાં સાક્ષાત્ અંગનો સ્પર્શ નથી હોતો પણ બાહ્ય વિલાસપૂર્વક ગતિ વગેરે હોય છે. આન્તર રમણમાં સાક્ષાત્ અંગનો સ્પર્શ વગેરે થાય છે. વિશેષરમણને માટે પહેલાં ૪૩ મા શ્લોકમાં ભગવાનના ગોપીજનોની સાથેના થએલા સંગમનું વર્ણન છે. પછીથી ૪૪ મા શ્લોકમાં ભગવત્સ્વરૂપથી બાહ્ય એવાં ગતિ, કટાક્ષ વગેરેથી ગોપીજનોના કામને ઉત્પન્ન કરીને જે બાહ્ય રમણ ભગવાને કર્યું તેનું વર્ણન છે. પછીથી ૪૫ મા શ્લોકમાં આન્તર રમણનું વર્ણન છે. ૨.

પછીથી અજાતસ્મરકેલિ (જેમાં કામક્રીડા થઈ નથી) અને જાતસ્મરકેલિ (જેમાં કામક્રીડા થઈ છે) એ બે પ્રકારે કરેલા અનેક વિલાસોવાળા રમણનું વર્ણન અનુક્રમે ૪૫ મા અને ૪૬ મા શ્લોકમાં કરવામાં આવ્યું છે. પછીથી વિપ્રલમ્ભશૃંગારને સિદ્ધ કરવાને માટે ૪૭ મા શ્લોકમાં ગોપીજનોના માન—અભિમાન—નું વર્ણન છે. ૩.

तिरोभावस्तवश्चापि नायं लौकिककामुकः ॥ ३३

प्रथमं तासां तापापनोदनार्थं सामान्यलीलामाह । इति तासां विक्लवितं परमवैक्लव्यभाषितं **श्रुत्वा प्रहस्य अरीरमत्** । ननु निरिन्द्रियः कथं रेमे, तत्राह, **योगेश्वराणामपीश्वर** इति । योगादिषु सर्वे पदार्थाः स्फुरन्ति, अणिमादयोऽपि, तथा तदैव स्वरूपमेवेन्द्रियादिभावेन प्रकटीकृतवान् । न तु स्वस्य कामेन । तथा सति बीजनिवृत्तौ कामो निवर्तेत। तासां यथा न कदाचिदपि स भावो गच्छति तदर्थं **प्रहस्य** प्रकर्षेण हास्यं कृत्वा तासामुद्धरणार्थं न तु भिन्नगणनया मर्यादायां पातयित्वा नाशनार्थमिति । तदाह **सदयमि**। गोपीरेवारमयत्, स्वयं त्वात्माराम एव । तासां रसाधारत्वाय वा **सदयम्** ।

---

પછીથી ૪૮ મા શ્લોકમાં ભગવાનના તિરોભાવનું વર્ણન છે. આ પ્રમાણે ભગવાન્ જગતમાં જોવામાં આવતા કામી પુરુષ જેવા નથી. (જેમ સ્ત્રીને જોવાથી પ્રાકૃત પુરુષને કામ થાય છે અને તેથી શરીરમાં વિકાર ઉત્પન્ન થાય છે તેમ ભગવાનને ગોપીજનોના દર્શનથી જો કામ અને શરીરમાં વિકાર ઉત્પન્ન થાય તો પ્રાકૃત પુરુષની માફક ભગવાનનો વિનાશ પણ થાય. પણ આ પ્રમાણે નથી. પરંતુ "પરમાત્મા રસરૂપ જ છે" એ અને એવી બીજી શ્રુતિઓને આધારે એવું સિદ્ધ થાય છે કે ભગવાનનું સ્વરૂપ જ રસાત્મક છે તેથી રસશાસ્ત્રની અંદર રસના જેટલા ભેદો વર્ણવવામાં આવ્યા છે તે બધાં રૂપો ભગવાનનું સ્વરૂપ જ છે. એટલે પૂર્ણ પુરુષોત્તમનું સ્વરૂપ જ આવા પ્રકારનું છે, તેથી તેમને જગતના કામી પુરુષ જેવા ગણવાના નથી. ભગવાન્ જેમ દૈત્યોની આગળ વીરરૂપે જ પ્રકટ થાય છે, કારણ કે દૈત્યોનો અધિકાર તેવા પ્રકારનો છે, તેમ ગોપીજનોની આગળ ભગવાન્ રસાત્મક સ્વરૂપે પ્રકટ થાય છે, કારણ ગોપીજનોનો અધિકાર જ તેવા પ્રકારનો છે.) ૩૩.

ગોપીજનોનો તાપ દૂર કરવાને માટે ભગવાને જે સામાન્ય લીલા કરી તેનું શુકદેવજી પ્રથમ વર્ણન કરે છે. इति—આ પ્રમાણે ગોપીજનોનું વિક્લવિત—ઘણાં દીન વચનો—સાંભળીને અને હાસ્ય કરીને ભગવાને રમણ કર્યું.

**શંકા:**—ભગવાનને ઇન્દ્રિયો નથી, તો પછી તેમણે કેવી રીતે રમણ કર્યું?

**સમાધાન:**—ઉપરની શંકાનું નિરાકરણ કરતાં શુકદેવજી કહે છે કે ભગવાન્ બ્રહ્મા વગેરે યોગેશ્વરોના પણ ઈશ્વર છે. યોગ અને જ્ઞાનની અંદર બધા પદાર્થો પોતાની મેળેજ સ્ફુરે છે અને ઇન્દ્રિયો વગર જ જ્ઞાનક્રિયાને ઉપયોગી થાય છે, અણિમા જેવી સિદ્ધિઓ પણ પ્રાપ્ત થાય છે. તેવી જ રીતે તે જ સમયે—રમણનો આરંભ કરતી વખતે જ—ભગવાને પોતાના સ્વરૂપને જ ઇન્દ્રિય વગેરે રૂપે પ્રકટ કર્યું. અર્થાત્ ભગવાને પોતાના સ્વરૂપ વડે જ બધાં કાર્યો કર્યાં. ભગવાને પોતાના કામને લીધે રમણ કર્યું નથી. જો ભગવાને પ્રાકૃત મનુષ્યની માફક કામથી પ્રેરાઇને રમણ કર્યું હોત તો બીજની નિવૃત્તિ થતાં—વીર્યનું સિંચન થતાં—કામ જતો રહેત, (પરંતુ ભગવાનનો કામ શાન્ત થતો નથી. એટલે ભગવાને કામથી પ્રેરાઇને આ બધી લીલા કરી નથી એમ સિદ્ધ થાય છે.). ગોપીજનોનો ભગવાનને વિષે જે ભાવ રહેલો છે તે કોઈ પણ દિવસ નાશ ન પામે એટલા માટે ભગવાન્ ખુબ હસ્યા. ગોપીજનોનો ઉત્કટ તાપ જોઇને તેમને તે તાપમાંથી મુક્ત કરવાની ભગવાનને દયા આવી અને ભગવાને પોતાના હાસ્ય વડે જ ગોપીજનોનો તાપ દૂર કરી નાખ્યો. જો ભગવાન્ ગોપીજનોને પોતાનાથી જુદાં ગણીને મર્યાદામાર્ગમાં સ્વીકારે તો પુષ્ટિમાર્ગનો નાશ થઈ જાય. એટલે ગોપીજનોનો મર્યાદામાર્ગમાં અંગીકાર ન કરતાં દયા લાવીને તેમને તેમના ઉત્કટ તાપમાંથી મુક્ત કરવાને માટે ભગવાને હાસ્ય કર્યું. આ જ વાત શુકદેવજી सदयम्—દયા લાવીને—એ પદમાં કહે છે. ભગવાને ગોપીજનોને જ રમણ કરાવ્યું; ભગવાન્ પોતે તો આત્મારામ જ છે; પોતાના સ્વરૂપને વિષે જ રમણ કરનારા છે. અથવા તો सदयम् એ પદનો અર્થ એવો પણ થાય કે ગોપીજનો રસનો આધાર બને તેટલા માટે—ગોપીજનોનો નાધિકાભાવ સિદ્ધ કરવાને માટે—ભગવાને દયા લાવીને રમણ કર્યું.

क्रिया सर्वापि सैवात्र परं कामो न विद्यते । तासां कामस्य सम्पूर्तिर्निष्कामेनेति तास्तथा ॥ १ ॥
कामेन पूरितः कामः संसारं जनयेत् स्फुटः । कामाभावेन पूर्णस्तु निष्कामः स्यात् न संशयः ॥२॥
अतो न कापि मर्यादा भग्ना मोक्षफलापि च । अत एतच्छ्रुतौ लोको निष्कामः सर्वथा भवेत् ॥३॥
भगवच्चरितं सर्वं यतो निष्काममीर्यते । अतः कामस्य नोद्बोधः ततः शुकवचः स्फुटम् ॥ ४ ॥

आत्मारामस्य आत्मनैव रमणं व्यावर्तयितुमपिशब्दः । अरीरमत् बहुधा रेमे, उत्तरोत्तरं रसाधिक्यं च प्रकटितवान् ॥ ४२ ॥

---

૪૬ મા શ્લોકમાં વર્ણન કરેલી બધી ય—બાહુઓને લંબાવવા, ભેટવું, હાથ વગેરે અંગોનો સ્પર્શ, હાસ્ય વગેરે રમણમાં ઉપયોગી—ક્રિયા રસશાસ્ત્રસિદ્ધ જ છે અને તે બધી રાસલીલામાં છે, પરંતુ તેમાં—રાસલીલામાં—લૌકિક કામ નથી. (રાસલીલામાં લૌકિક ક્રિયાના જેવી ક્રિયા છે પણ તેમાં લૌકિક કામ નથી એ તાત્પર્ય છે.) ગોપીજનોનો કામ ભગવાનના અલૌકિક કામથી પૂર્ણ થાય છે એટલે ગોપીજનો ભગવાનના જેવાં નિષ્કામ—લૌકિકકામરહિત—જ છે. (જો આ પ્રમાણે ન માનીએ, અને એમ માનીએ કે ગોપીજનોનો કામ લૌકિક છે તો ભગવાનના અલૌકિક કામથી ગોપીજનોનો લૌકિક કામ પૂર્ણ થાય નહિ, પરંતુ ગોપીજનોનો કામ ભગવાનના અલૌકિક કામથી પૂર્ણ તો થયો જ છે, એટલે એમ સિદ્ધ થાય છે કે ગોપીજનોનો કામ પણ અલૌકિક હતો અને તે પોતે નિષ્કામ—લૌકિકકામરહિત—હતાં.) ૧.

જો ગોપીજનોનો કામ પ્રાકૃત—લૌકિક—હોત અને તે ભગવાનના લૌકિક કામથી પૂર્ણ થયો હોત તો તેના પરિણામરૂપે સંસાર—પુત્રાદિ—સ્પષ્ટ ઉત્પન્ન થાત (પરંતુ રાસલીલામાં આવા પ્રકારનો સંસાર ઉત્પન્ન થયો નથી તેથી સિદ્ધ થાય છે કે ભગવાન્ અને ગોપીજનો લૌકિકકામરહિત છે.) ભગવાનના સ્વરૂપમાં કામનો અભાવ છે ભગવાનના આવા નિષ્કામ સ્વરૂપથી નિષ્કામ અભિલાષા—અલૌકિક કામ અથવા લૌકિકકામરહિત ઇચ્છા—જ પૂર્ણ થાય છે એમાં જરા પણ સંશય નથી. (તેથી ગોપીજનો નિષ્કામ છે એમ સિદ્ધ થાય છે.) ૨

આ પ્રમાણે રાસલીલામાં અલૌકિક જ ભાવ હોવાથી મર્યાદામાર્ગ અને ભક્તિમાર્ગની કોઈ પણ મર્યાદાનો ભંગ થતો નથી અને મોક્ષરૂપી ફળ પ્રાપ્ત થાય છે. તેથી સાધારણ માણસ પણ આ અલૌકિક લીલાનું શ્રવણ કરીને સર્વ પ્રકારે નિષ્કામ—લૌકિકકામરહિત—થઈ જાય છે. ૩

(ભગવાનની આ રાસલીલાનુ શ્રવણ કરવાથી દરેક જણ નિષ્કામ થાય છે કારણ કે) ભગવાનની બધી ય લીલાઓ નિષ્કામ છે. આ લીલા લૌકિકકામરહિત છે એટલે તેનુ શ્રવણ કરવાથી શ્રોતાની અંદર લૌકિક કામ ઉત્પન્ન થતો નથી, અને તેથી (ત્રીસમા અધ્યાયને અંતે આવેલુ) શુકદેવજીનું વચન—જે કોઈ ભગવાનની રાસલીલાનું શ્રવણ અને કથન કરે છે તેના કામરૂપી હૃદયના રોગનો સત્વર નાશ થાય છે એ વચન—ઘણું સ્પષ્ટ છે. તાત્પર્ય એ કે શુકદેવજીએ 'હૃદયના દોષો દૂર થાય છે' એમ સામાન્ય રીતે ન કહેતાં 'કામરૂપી હૃદયનો રોગ દૂર થાય છે' એમ કામના નાશનું સ્પષ્ટ વિધાન કર્યું છે. ભગવાન્ નિષ્કામ છે, અને દરેક વસ્તુનો સ્વભાવ એવો હોય છે કે તે પોતાનામાં રહેલી બીજી વસ્તુને પોતાના જેવી જ બનાવી દે છે આ પ્રમાણે જ્યારે ભગવાન્ લૌકિકકામરહિત છે અને અલૌકિક કામવાળા છે ત્યારે ભગવાનની આ પ્રકારની લીલાનુ શ્રવણ કરનાર પણ ભગવલ્લીલામાં તલ્લીન થઈ જવાથી ભગવાનની માફક લૌકિકકામરહિત અને અલૌકિક કામવાળો થઈ જાય છે એમ તાત્પર્ય છે) ૪.

ભગવાન્ આત્મારામ છે તેમણે ફક્ત આત્મા—સ્વરૂપ—વડે જ રમણ કર્યું નથી પરંતુ મન, વાણી, પ્રાણ, ઇન્દ્રિય અને શરીર વડે પણ રમણ કર્યું છે એમ દર્શાવવાને માટે મૂળ શ્લોકમાં अपि શબ્દ મૂકવામાં આવ્યો છે अरीरमत् એટલે ભગવાને અનેક પ્રકારે રમણ કર્યું અને ઉત્તરોત્તર અધિક અધિક રસ પ્રકટ કર્યો. ૪૨

एवं सामान्यलीलामुक्त्वा विशेषलीलामाह **ताभिरिति** त्रिभिः ।

**ताभिः समेताभिरुदारचेष्टितः प्रियेक्षणोत्फुल्लमुखीभिरच्युतः ।**
**उदारहासद्विजकुन्ददीधितिर्व्यरोचतैणाङ्क इवोडुभिर्वृतः ॥ ४३ ॥**

अजातस्मरकेलिभिः प्रथमतः **ताभिः** समेतो जातः मिलितः । पूर्वं भयात् पृथक् स्थिताः । तत **उदाराणि चेष्टितानि** यस्य । अत्र औदार्यं रसविषयकम् । यथा तासां महानेव रस आविर्भवति तथा कामशास्त्रसिद्धलीलाः सर्वा एव कृतवान् । ततश्च अन्तःपूर्णरसाः । **प्रियस्य** भगवत **ईक्षणार्थमुत्फुल्लानि मुखानि** यासां तादृश्यो जाताः । **प्रियेक्षणेन** वा सूर्यकिरणैरिव उत्फुल्लानि मुखानि । वस्तुतो लोभस्थितरसार्थमेव तथाकरणम् । एतावति कृते रसो निवर्तते, तदभावायाह **अच्युत** इति । तासामपि रससमाप्त्यभावाय **उदारेति** । **उदारो** यो **हासः** पूर्णकामप्रदः, कामार्थमेव यो मोहः तेनैव स्नेहः सम्वर्धितः । तदाह । **हाससहिता ये द्विजाः** त एव **कुन्दपुष्पाणि**, आरक्तान्यपि हासेन शुभ्राणि, तेषु **दीधितिर्यस्य** । कुन्दत्वं स्नेहस्यैतन्मात्रपर्यवसानार्थम् । ( पूर्वं निरुपधि-

---

આ પ્રમાણે ભગવાનની સામાન્ય લીલાનું વર્ણન કરીને **તાભિ** ઇત્યાદિ ત્રણ શ્લોકોમાં ભગવાનની વિશેષ લીલાનું શુકદેવજી વર્ણન કરે છે:—

પ્રિયનાં—ભગવાનનાં—દર્શન કરીને પ્રફુલ્લિત થયાં છે મુખ જેમનાં
અને જે ભગવાનની પાસે આવેલાં છે એવાં ગોપીજનોથી વીંટળાયલા,
ઉદાર ચરિત્રવાળા અને જેમના ઉદાર હાસ્યવાળા દાંતરૂપી કુન્દપુષ્પોમાં
શોભા રહેલી છે એવા અચ્યુત ભગવાન્ નક્ષત્રોથી વીંટળાયલા ચન્દ્રની
માફક શોભવા લાગ્યા. ૪૩

હજુ સુધી જેમને સ્મરકેલિ—કામક્રીડા—થઈ નથી એવાં ગોપીજનો પ્રથમ તો ભગવાનને મળ્યાં. પહેલાં ગોપીજનો ભયને લીધે ભગવાનથી છૂટાં હતાં અને હવે તે ભગવાનની પાસે આવ્યાં. પછીથી ભગવાન્ ઉદારચેષ્ટિત થયા. ઉદારચેષ્ટિત એટલે ઉદાર છે ચેષ્ટા જેમની એવા. અહીં જે ઉદારતાની વાત કરવામાં આવી છે તે રસ વિષેની છે. જેમ ગોપીજનોનો મહાન્ જ રસ પ્રકટ થાય તેમ ભગવાને કામશાસ્ત્રમાં દર્શાવેલી બધી ય લીલાઓ કરી. ત્યાર પછી ગોપીજનોની અંદર પૂર્ણ રસ પ્રકટ થયો. પ્રિયનાં—ભગવાનનાં—દર્શન કરવાને માટે ગોપીજનોનાં મુખ વિકસિત થયાં. અથવા તો જેમ સૂર્યના કિરણોથી મુખ પ્રફુલ્લ થાય છે તે પ્રમાણે પ્રિયનાં દર્શન કરવાથી ગોપીજનોનાં મુખ પ્રફુલ્લ થયાં. વાસ્તવિક રીતે તો ભગવાનના અધરમાં રહેલો રસ લેવાને માટે જ ગોપીજનોએ પોતાનાં મુખ વિકસિત કર્યાં. જ્યારે ગોપીજનો ભગવાનના અધરમાં રહેલો રસ ગ્રહણ કરવા માંડે ત્યારે તો ભગવાનમાં રહેલો રસ જતો રહે—એટલે કે ભગવાનનો પ્રયત્ન શિથિલ થાય અને તેમને ખેદ થાય—એ શંકા દૂર કરવાને માટે શુકદેવજી કહે છે કે **અચ્યુતઃ**—ભગવાન્ અચ્યુત છે—જેમાંથી કાંઈ પણ જતું રહેતું નથી એવા ભગવાન્ છે. ગોપીજનોએ ભગવાનના અધરરસનું ગ્રહણ કરવાને માટે મુખને જે પ્રફુલ્લિત કર્યું તેનું પ્રયોજન એ જ કે તેમને પોતાના હૃદયમાં રહેલા અગ્નિને શાન્ત કરવો હતો, નહિ કે ભગવાનમાં ખેદ હતો તેથી. ગોપીજનો પણ અજાતસ્મરકેલિ હોવાથી પ્રૌઢ ન હતાં એટલે તેમનો રસ સમાપ્ત થઈ જાય એ શંકા દૂર કરવાને માટે શુકદેવજી **उदारहास** એ પ્રમાણે કહે છે. ઉદાર જે હાસ છે; અર્થાત્ હાસ્ય પૂર્ણ કામ આપનારૂં છે, કામને માટે જ જે હાસ્યરૂપી મોહ છે તેનાથી જ ગોપીજનોનો ભગવાનમાં રહેલો સ્નેહ વધ્યો. (ગોપીજનોનો ભગવાનની સાથે જ્યારે ઘણો નિકટ સંબંધ થાય ત્યારે ભગવાનના સ્વરૂપના ધર્મોનું જ્ઞાન અવશ્ય થાય જ અને તેથી ભગવાનને માટે તેમને માહાત્મ્ય બુદ્ધિ થાય, એટલે ભય ઉત્પન્ન થાય અને તેથી રસનો ભંગ થઈ જાય. આ પ્રમાણે ન થાય

रेव स्नेहः स्थितः, भगवता परं रसशास्त्रोक्तरीत्या स्वरूपानन्दं दत्तं तत्सजातीयः कामोपाधिकः स्नेहोऽधुना जनित इति ज्ञापनाय स्नेहरूपरदानां द्विजपदेन कथनम् ।) तथा सति फलभोगात् कान्त्यभावमाशंक्य तत्र दीधितिरुक्ता । यद्यपि भगवान् तन्निर्बन्धेन रेमे जगद्दोषनिराकरणार्थं च न तु स्वयम्, तथापि न पूर्णमनोरथ इव किन्तु यथा लौकिकः, तदाह दृष्टान्तेन । एणाङ्कः उडुभिः नक्षत्रैः सह यथा व्यरोचतेति । बन्धातिरिक्ताः सर्वा बाह्या एव लीला उक्ताः ॥ ४३ ॥

एवं विशेषतः प्रथमलीला बाधककामनिवारिका । द्वितीयलीलाया उद्बोधार्थं पूर्वसामग्रीमाह उपगीयमान इति ।

**उपगीयमान उद्गायन् वनिताशतयूथपः ।**
**मालां बिभ्रद्वैजयन्तीं व्यचरन्मण्डयन् वनम् ॥ ४४ ॥**

---

એટલા માટે ગોપીજનોમાં મોહ ઉત્પન્ન કરવાની જરૂર હતી, તેથી ભગવાને ઉદાર હાસ્ય વડે ગોપીજનોમાં મોહ ઉત્પન્ન કરીને તેમનો ભગવાનને માટેનો સ્નેહ વધાર્યો.) આ જ વાત શુકદેવજી हासद्विज ઇત્યાદિ શબ્દોમાં કહે છે. હાસ્યવાળા જે દ્વિજો—દાંત—તે જ કુન્દનાં પુષ્પો છે ભગવાનના દાંત જો કે રાતા છે છતાં પણ હાસ્યને લીધે શુભ્ર—ધોળા—જણાય છે. ભગવાનના આવા પ્રકારના દાંતમાં કાન્તિ—શોભા—રહેલી છે. દાંતને જે કુન્દનાં પુષ્પો તરીકે વર્ણવવામાં આવ્યા છે તેનું પ્રયોજન સ્નેહનું પરિણામ ફક્ત કામમાં જ થાય છે એ બતાવવાનું છે.

(પહેલાં ગોપીજનોનો ભગવાનમાં રહેલો સ્નેહ કોઈ પણ પ્રકારની ઉપાધિ વિનાનો હતો, પણ ભગવાનને ગોપીજનોને સ્વરૂપાનન્દનું દાન રસશાસ્ત્રમાં જણાવેલી રીતે આપ્યું છે અટલે તેમણે રસશાસ્ત્રમાં વર્ણવેલા રસના જેવો જ કામની ઉપાધિવાળો સ્નેહ ઉત્પન્ન કર્યો એ દર્શાવવાને માટે સ્નેહરૂપી દાંતને द्विज કહેવામાં આવ્યા છે.)

દાંતને જ્યારે કુન્દપુષ્પ તરીકે વર્ણવવામાં આવે ત્યારે તો ફળનો ભોગ કર્યા પછી તેમાંની શોભા જતી રહેશે—આ શંકા દૂર કરવાને માટે શુકદેવજીએ કહ્યું કે દાંતરૂપી કુન્દપુષ્પોમાં દીધિતિ—કિરણ, શોભા, કાન્તિ—રહેલી છે. જો કે ભગવાને ગોપીજનોના આગ્રહથી જ અને જગતમાં રહેલા કામ-દોષનો નાશ કરવાને માટે જ રમણ કર્યું, નહિ કે પોતાની ઇચ્છાથી જ, છતાં પણ ભગવાન્ રમણમાં, બધા મનોરથો પૂર્ણ થઈ ગયા છે એવા પુરુષની માફક, ઉદાસીન રહ્યા નથી પણ લૌકિક નાયકની માફક તેમણે રસપૂર્વક રમણ કર્યું. આ બાબત શુકદેવજી ચન્દ્રનો દૃષ્ટાન્ત આપીને સમઝાવે છે. જેવી રીતે એણાङ્ક:—ચન્દ્ર—તારાઓની સાથે શોભે છે તેવી રીતે ભગવાન્ પણ ગોપીજનોની સાથે શોભવા લાગ્યા. (ચન્દ્રમાં કલંક છે એ વાત એણાङ्कઃ શબ્દથી કહેવામાં આવી છે, અને તેનો ભાવ એવો છે કે જેમ ચન્દ્ર પૂર્ણ હોય છે છતાં પણ અપૂર્ણ થાય છે, અને ફરીથી પૂર્ણ થાય છે, પણ હમેશાં પૂર્ણ રહેલો નથી તેવી રીતે ભગવાન્ પૂર્ણ છે છતાં પણ રમણ પ્રસંગે લૌકિક નાયકની માફક વિકારવાળા થાય છે અને ફરીથી પૂર્ણ થાય છે.)

આ પ્રમાણે આ શ્લોકમાં બન્ધ વિનાની બીજી બધી બાહ્ય—સ્પર્શાદિ—લીલાનું જ વર્ણન કરવામાં આવ્યું છે. આ વિશેષ રમણની પ્રથમ લીલા ગોપીજનોના દેહને બાધક થઈ પડેલા વિરહાગ્નિરૂપ કામનો નાશ કરનારી છે, અર્થાત્ ભગવાનના અધરામૃતથી ગોપીજનોનો હૃદયમાં રહેલો અગ્નિ નાશ પામે છે ૪૩

વિશેષ લીલાની દ્વિતીય લીલા પ્રકટ કરવાને માટે પહેલાં શુકદેવજી उपगीयमानः એ શ્લોકમાં સામગ્રીનું વર્ણન કરે છે —

અનેક પ્રકારની સ્ત્રીઓનાં અનેક પ્રકારના યૂથોના અધિપતિ, જેમનું ગોપીજનો સમીપમાં ગાન કરે છે, એવા ભગવાન્ ઊંચેથી ગાન કરતા, વૈજયન્તી માળા ધારણ કરતા અને વનને શોભાવતા લીલાથી ગતિ કરવા લાગ્યા. ૪૪

: ताभिरुपगीयमानः निकटे गीयमानः स्वयमप्युद्गायन् जातः । ततः वनिताशतानामनेकविधस्त्रीणामनेकविधानेव यूथान् पातीति तथा जातः । यावतीभिर्मिलितो रसहेतुर्भवति तावतीनामेकं यूथम् । एवमनेकरूपाणि कृतानि । तेषामत्र रक्षणं दूरादेवाश्वासनेन च । तदा गायतो गच्छतः रूपमाह मालामिति । वैजयन्तीं नवरत्नखचितां स्वाभाविकीमैश्वर्यप्रबोधिकां कीर्तिमयीं मालां बिभ्रत्, वनमेव सर्वं मण्डयन् अलंकुर्वन् व्यचरत् लीलागतिं कृतवान् । एषा हि गतिः तासां कामोद्बोधिका । स तासां कामपूरकः । एकस्मात् वनात् वनान्तरं वा गत इति ॥ ४४ ॥

एवमुद्बुद्धे कामे ताभिः सह बन्धादिभिः रेम इत्याह नद्या इति ।

**नद्याः पुलिनमाविश्य गोपीभिर्हिमवालुकम् ।**
**रेमे तत्तरलानन्दिकुमुदामोदवायुना ॥ ४५ ॥**

नद्याः पुलिनमच्छं कोमलमाविश्य आ समन्तात् प्रविश्य, रमणे बन्धादिभिरतिकोमलं कृत्वा, गोपीभिरनेकविधाभिः रेमे । हिमाः शीतलाः वालुका यत्रेति अन्तरूष्मा निवारितः । बहिः शैत्यं चाह तत्तरलानन्दीति । तस्या नद्यास्तरलास्तरङ्गाः ताभिः कृत्वा आनन्दयुक्तं पुलिनमेव । आनन्दयुक्तो वायुर्वा । कुमुदानां चानन्दयुक्तसुगन्धः । तस्मानन्दजनकत्वेनैव मान्द्यं निरूपितम् । शैत्यं च

---

તે ગોપીજનો ભગવાનની પાસે રહીને તેમનું ગાન કરતાં હતાં. તે જ સમયે ભગવાન્ પોતે પણ ઊંચેથી ગાન કરવા લાગ્યા. પછીથી અસંખ્ય વનિતાઓના—અનેક પ્રકારની સ્ત્રીઓના—અનેક પ્રકારના યૂથોનું ભગવાન્ રક્ષણ કરવા લાગ્યા; એટલે ભગવાન્ वनिताशतयूथप થયા. જેટલાં ગોપીજનોની સાથે મળવાથી રસ પ્રકટ થાય તેટલાં ગોપીજનોનું એક યૂથ થતું. આ પ્રમાણે અનેક પ્રકારનાં યૂથો કરવામાં આવ્યાં. અહીં આ બધાં ગોપીજનોના યૂથોનું રક્ષણ લલિત ગતિ, સુંદર વાક્ય, મન્દ સ્મિત, કટાક્ષપ્રક્ષેપ વગેરેથી દૂરથી જ આશ્વાસન આપીને કરવામાં આવ્યું. તે સમયે ભગવાન્ ગાતા ગાતા જતા હતા. ભગવાનના તે સ્વરૂપનું વર્ણન શુકદેવજી मालाम् ઇત્યાદિ શબ્દોમાં કરે છે. ભગવાને નવરત્નથી જડેલી, સ્વાભાવિક, ઐશ્વર્ય પ્રકટ કરનારી અને કીર્તિમયી વૈજયન્તી માલા ધારણ કરીને, આખા ય વનને મંડિત—શોભિત—કરીને લીલાથી—ધીમે ધીમે—ગતિ કરી. ભગવાનની આ ગતિ ગોપીજનોના કામને જાગૃત કરનારી છે, કારણ કે ભગવાન્ જ ગોપીજનોના કામને પૂર્ણ કરનાર છે. (આ આખા પ્રકરણમાં સર્વ વસ્તુ રસનું પોષણ કરનારી છે.) અથવા તો व्यचरत् નો અર્થ એમ પણ થાય કે ભગવાન્ એક વનમાંથી બીજા વનમાં ગયા. ૪૪

આ પ્રમાણે જ્યારે ગોપીજનોનો કામ જાગૃત થયો ત્યારે તેમની સાથે ભગવાને રસશાસ્ત્રના બન્ધ વગેરેથી રમણ કર્યું એમ શુકદેવજી नद्याः એ શ્લોકમાં કહે છે—

શ્રીયમુનાજીના શીતળ રેતીવાળા, મોજાંઓને લીધે આનન્દવાળા,
અને કુમુદપુષ્પના સુગન્ધિ વાયુવાળા તટ ઉપર પધારીને ભગવાને
ગોપીજનો સાથે રમણ કર્યું. ૪૫

શ્રીયમુનાજીના સ્વચ્છ અને કોમળ તટ ઉપર ભગવાને પધારીને—બરોબર પ્રવેશ કરીને—અને રમણને માટે રેતીના બન્ધ વગેરેથી તે તટને અતિ કોમળ કરીને અનેક પ્રકારનાં ગોપીજનો સાથે રમણ કર્યું. હિમ—શીતળ—રેતી જેમાં છે એવા પ્રકારનો તે તટ હતો, અને તેથી તેની અંદર કોઈ પણ પ્રકારની ઉષ્ણતા ન હતી. બહારથી પણ ઠંડક હતી એમ શુકદેવજી तत्तरलानन्दि શબ્દ વડે કહે છે. તે નદીના—શ્રીયમુનાજીના—તરલો, મોજાંઓ; તેથી તટ આનન્દવાળો બન્યો હતો. અથવા તો જ્યારે तत्तरलानन्दिकुमुदामोदवायुना એમ એક સમસ્ત પદ લેવામાં આવે ત્યારે તો तत्तरलानन्दि એ વાયુનું વિશેષણ થશે અને તેનો અર્થ એવો થશે કે શ્રીયમુનાજીનાં મોજાંને લીધે આનન્દવાળો

कुमुदानां जलसम्बन्धात् । वादृशवायुना सहितं पुलिनम् । महाबन्धेषु वायोरप्यपेक्षा । एवं सर्वभावेन तासां जातस्मरकेलित्वं सम्पादितम् ॥ ४५ ॥

अतः परं अष्टविधालिङ्गनादिपूर्वकं चेष्टितकामादियुक्तं रसविलासचरित्रमाह बाहुप्रसारेति ।

**बाहुप्रसारपरिरम्भकरालकोरुनीवीस्तनालभननर्मनखाग्रपातैः ।**
**क्ष्वेल्यावलोकहसितैर्व्रजसुन्दरीणामुत्तम्भयन् रतिपतिं रमयांचकार ॥ ४६ ॥**

दूरे स्थितामवयवं वा स्प्रष्टुं **बाहुप्रसारणम्** । ततो बलादपि **परिरम्भः** । ततः करालकोरुनीवीस्तनानामालभनानि । **करालभनं** हस्ते ग्रहणम् । पुरुषायितलीला समबन्धो वा । एवं कचोन्नमनार्थमलकानां स्पर्शः । ऊरुस्पर्शो बाहुबन्धार्थः । **नीवीस्पर्शः** पुष्टे रसे मोचनार्थः । स्तनयोस्तु रसोद्गमनार्थः । एवं पञ्चस्पर्शा विहिताः । **नर्म** परिहासवचनानि कामस्तम्भनार्थम् । ततो नखाग्रपाताः नखक्षतदन्तक्षतताडनादयः कामयुद्धनिरूपकाः । तत्तत्स्थाने स्थितः कामः तैरुद्बोध्यते, यथा सेनावधे राजा समायाति । **क्ष्वेलिः** क्ष्वेलिका प्रस्तोभनादिः, तत्पूर्वकान्येवावलोकनानि हसितानि रसस्थाप-

---

વાયુ. કુમુદોનો—કમળોનો—આનન્દવાળો સુગન્ધ. કમળોને આનન્દ આપનારી જ વાયુની ગતિ મન્દ—ધીમી—હતી એમ શુકદેવજીએ વર્ણન કર્યું. વળી, વાયુ ઠંડો પણ હતો કારણ કે કમળોનો જળની સાથે સંબંધ હતો. આવા ત્રણ પ્રકારના—શીત, મન્દ અને સુગન્ધિ—વાયુવાળો તટ હતો. મહાબન્ધોની અંદર વાયુની પણ જરૂર છે. આ પ્રમાણે ભગવાને ગોપીજનો સાથે અનેક પ્રકારના બન્ધોવાળું રમણ કર્યું અને ગોપીજનોને જાતસ્મરકેલિ બનાવ્યાં. ૪૫

આના પછી જેમાં આઠ પ્રકારનાં આલિંગન વગેરે છે, જેની અંદર ચેષ્ટાવાળો કામ વગેરે છે એવા પ્રકારનું ભગવાનનું રસવિલાસચરિત્ર શુકદેવજી બાહુપ્રસાર એ શ્લોકમાં વર્ણન કરે છેઃ—

હાથ લાંબા કરવા; ભેટી પડવું; હાથ, વાળની લટો, જાંઘ, નીવી અને સ્તનનો સ્પર્શ કરવો; પરિહાસ વચનો બોલવાં; નખ અને દાંત વડે મારવું; પ્રસ્તોભનપૂર્વક જોવું અને હસવું—આ બધાથી વ્રજની સ્ત્રીઓના કામને વધારતા એવા ભગવાન્ ગોપીજનોને રમણ કરાવવા લાગ્યા. ૪૬

દૂર ઉભી રહેલી ગોપીને સ્પર્શ કરવાને માટે અથવા તો અવયવનો સ્પર્શ કરવાને માટે ભગવાને પોતાના હાથ લાંબા કર્યા. પછીથી ભગવાન્ (લજ્જા પામેલી) ગોપીને બળાત્કારથી પણ ભેટી પડ્યા. પછીથી ગોપીના હાથ, કેશની લટો, જાંઘ, નીવી અને સ્તનોનો ભગવાને સ્પર્શ કર્યો. કરનું આલભન એટલે ગોપીનો હાથ પકડવો; આ લીલાને પુરુષાયિતલીલા અથવા સમબન્ધ કહેવામાં આવે છે. આ પ્રમાણે ગોપીના કેશ ઊંચા કરવાને ભગવાને તેની વાળની લટોનો સ્પર્શ કર્યો. બાહુબન્ધને માટે ભગવાને ગોપીની જાંઘનો સ્પર્શ કર્યો. રસ બરોબર પુષ્ટ થાય—જામે—એટલે વસ્ત્ર છોડવાને માટે ભગવાને ગોપીની નીવીનો સ્પર્શ કર્યો. પછી રસને પ્રકટ કરવાને માટે ભગવાને ગોપીના સ્તનોનો સ્પર્શ કર્યો અને પછી મર્દન કર્યું. આ પ્રમાણે કામશાસ્ત્રમાં પાંચ સ્પર્શોનું વર્ણન કરવામાં આવ્યું છે. નર્મ એટલે કામનું સ્તમ્ભન કરવાને માટે પરિહાસ કરનારાં વચનો. પછીથી નખાગ્રપાત—નખની અણીઓ મારવી—એટલે કામયુદ્ધનું નિરૂપણ કરનારું નખ અને દાંતથી મારવું તે. જેમ સેનાનો વધ થતાં રાજા પોતે યુદ્ધમાં આગળ આવે છે તેમ નખ અને દાંત વડે મારવાથી શરીરના જૂદા જૂદા સ્થાનમાં રહેલો કામ પ્રકટ થાય છે. ક્ષ્વેલિ એટલે પ્રસ્તોભનાદિ ક્ષ્વેલિકા—ક્રીડા. ભગવાન્ ગોપીનું જે અવલોકન કરતા હતા અને જે હાસ્ય કરતા હતા તે પ્રસ્તોભનવાળું જ હતું. ભગવાનનાં અવલોકન અને હાસ્ય રસનું સ્થાપન કરનારાં હતાં.

कानि । एवं द्वादशविधोऽपि कामः द्वादशाङ्गेषु स्थितः प्रबुद्धो भवति, तदाह **व्रजसुन्दरीणामुत्तम्भय**-न्निति । संयुक्तः कामो रतिपतिः, वियुक्तस्त्वग्निरूपः । एवमाधिदैविकं काममुद्बोधयन् **रमयांचकार ।** गोपीनां सुखमेव प्रकटितवान् न तु कामान्तेन विरतिमुत्पादितवान् ॥ ४६ ॥

एवं संयोगशृङ्गारमुपपाद्य विप्रयोगमुपपादयितुं तासां मानमाह एवमिति ।

**एवं भगवतः कृष्णाल्लब्धकामा महात्मनः ।**
**आत्मानं मेनिरे स्त्रीणां मानिन्योऽभ्यधिकं भुवि ॥ ४७ ॥**

पूर्वोक्तप्रकारेण **भगवतः** सर्वरसदानसमर्थात् **कृष्णात्** सदानन्दात् फलरूपात्, **लब्धकामाः** प्राप्तमनोरथाः सन्तः **आत्मानमेव पूर्णं मेनिरे,** न तु भगवन्तं पूर्णम्, तेन वा स्वपूर्णताम् । ननु भगवानेवं कथं कृतवान्, न्यूना एव कथं न संरक्षिताः, तत्राह **महात्मन** इति । भगवान् महानेवात्मा । न ह्यगाधे जले प्रविष्टः अमग्नो भवति घटो वा अपूर्णो भवति । किञ्च, **आत्मानं स्त्रीणां** मध्ये **अभ्यधिकं मेनिरे, भुवि** चाभ्यधिकम्, **भुवि स्त्रीणां** मध्ये वा । अत एव **मानिन्योऽपि**

---

આ પ્રમાણે ગોપીજનના શરીરના બાર અંગોમાં રહેલો બાર પ્રકારનો કામ પણ જાગૃત થયો એમ શુકદેવજી **व्रजसुन्दरीणामुत्तम्भयन्**—વ્રજની સુંદરીઓના કામને વધારતા—એ શબ્દોમાં કહે છે. સંયોગદશામાં જે કામ હોય છે તે રતિપતિ કહેવાય છે, જ્યારે વિરહદશામાં જે કામ હોય છે તે અગ્નિ કહેવાય છે. આ પ્રમાણે ગોપીજનોમાં આધિદૈવિક કામને જાગૃત કરીને ભગવાને તેમને રમણ કરાવ્યું. મૂળ શ્લોકમાં જે **रमयाञ्चकार** એમ પરસ્મૈપદી પ્રયોગ છે તેનું તાત્પર્ય એ છે કે રમણનું ફળ ગોપીજનો ભોગવનારાં છે. ૪૫ આ શ્લોકમાં **रेमे** એમ આત્મનેપદી પ્રયોગ છે અને તેનો ભાવ એ છે કે તે ફળ ભગવાને ભોગવ્યું છે. ભગવાને ગોપીજનોને કામરૂપ સુખ જ પ્રકટ કરી આપ્યું, નહિ કે તેમણે કામનો નાશ કરીને ગોપીજનોમાં વૈરાગ્યની ભાવના ઉત્પન્ન કરી. (ભગવાને પોતાના ઉદાર હાસને લીધે કાન્તિવાળા કુન્દ પુષ્પ જેવા દાંતોથી ગોપીજનોનો કામ ઉત્પન્ન કર્યો હતો. ગોપીજનોનો આ ઉપાધિભૂત કામ વિકારવાળો હતો છતાં વિકારો પણ ભગવાનનું સ્વરૂપ હોવાથી તે કામ વાસ્તવિક રીતે આધિદૈવિક જ હતો.) ૪૬

આ પ્રમાણે સંયોગ શૃંગારનું ઉપપાદન કરીને વિપ્રયોગ શૃંગારનું ઉપપાદન કરવાને માટે શુકદેવજી **एवम्** એ શ્લોકમાં ગોપીજનોના માનનું—અભિમાનનું—વર્ણન કરે છે:—

આ પ્રકારે મહાત્મા ભગવાન્ કૃષ્ણની પાસેથી ગોપીજનોએ
પોતાનો મનોરથ પ્રાપ્ત કર્યો, અને તેથી તેઓને અભિમાન થયું કે પૃથ્વી
ઉપર તથા સ્ત્રીઓમાં અમે અધિક—શ્રેષ્ઠ—છીએ. ૪૭.

પહેલાં જણાવેલા પ્રકારે ગોપીજનોએ ભગવાન્ કૃષ્ણની પાસેથી પોતાનો મનોરથ પ્રાપ્ત કર્યો. ભગવાન્ એ સર્વ રસનું દાન આપવાને સમર્થ છે, અને કૃષ્ણ એ સદાનન્દ ફળરૂપ છે. આ પ્રમાણે પોતાનો મનોરથ પૂર્ણ થતાં ગોપીજનો પોતાની જાતને જ પૂર્ણ માનવા લાગ્યાં, પણ ભગવાન્ પૂર્ણ છે અથવા તો ભગવાનને લીધે જ પોતે પૂર્ણ થયાં છે એમ માનવા લાગ્યાં નહિ.

**શંકા:**—ભગવાને આ પ્રમાણે ગોપીજનોનો મનોરથ પૂર્ણ કરીને તેમને પૂર્ણ કેમ બનાવ્યાં? ગોપીજનોને ન્યૂન—હલકી કોટિનાં—જ રાખીને ભગવાને તેમનું સંરક્ષણ કેમ ન કર્યું?

**સમાધાન:**—ઉપરની શંકાના સમાધાનમાં શુકદેવજી કહે છે કે महात्मनः. ભગવાન્ મહાત્મા—મોટા જ આત્મા—છે. અગાધ—ઊંડા—જળની અંદર પ્રવેશ કરેલો માણસ ડુબતો નથી એમ નથી, તેમ ઊંડા જળની અંદર પડેલો ઘડો અપૂર્ણ રહે છે એમ નથી. વળી, ગોપીજનો પોતાની જાતને સ્ત્રીઓમાં તેમજ પૃથ્વીમાં બહુ શ્રેષ્ઠ માનવાં લાગ્યાં. અથવા તો પૃથ્વીમાં સ્ત્રીઓની અંદર પોતાની

जाताः । न ह्यस्मत्सदृशोऽन्याः सन्ति । अतोऽस्मान् यदि प्रार्थयिष्यति तदा रसं दास्याम इति मानयुक्ता जाताः । भगवद्धर्मास्तासु समागताः । तथा सति यथा प्रार्थनया पूर्वं भगवान् वशो जातः, एवं वयमपि भविष्याम इति । रसार्थमेवैवं भावः न तु दोषरूपः, भगवद्भावात् ॥ ४७ ॥

भगवांस्तु ऐक्येनैव रसं प्रयच्छन् बहिस्तिरोहितो जात इत्याह तासामिति ।

**तासां तत्सौभगमदं वीक्ष्य मानं च केशवः ।**
**प्रशमाय प्रसादाय तत्रैवान्तरधीयत ॥ ४८ ॥**

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे षड्विंशोऽध्यायः ॥ २६ ॥

मानः पूर्णता च न दोषाय । स्त्रीषु भूमौ च यदाधिक्यज्ञानं स दोषो भवति । तदनूद्य तत्परिहारार्थं तिरोहित इत्याह । तासां तत् प्रसिद्धं पूर्वोक्तं सर्वोत्तमत्वलक्षणं सौभाग्यमदं वीक्ष्य तस्य

---

જાતને ગોપીજનો બહુ શ્રેષ્ઠ માનવા લાગ્યાં. આથી જ તેમને અભિમાન પણ થયું કે અમારા જેવી જગતમાં બીજી સ્ત્રીઓ નથી. તેથી ગોપીજનોને એવું અભિમાન થયું કે જો ભગવાન્ અમારી પ્રાર્થના કરશે તો જ અમે તેમને રસનું દાન કરીશું. આ પ્રમાણે માન ઇત્યાદિ જે ભગવાનના ધર્મો છે તે ગોપીજનોમાં આવ્યા. તેથી ગોપીજનો માનવા લાગ્યાં કે જેમ ભગવાન્ અમારી પ્રાર્થનાથી વશ થયા તેમ અમે પણ ભગવાનની પ્રાર્થનાથી ભગવાનને વશ થઇશું. ગોપીજનોનો આ પ્રકારનો ભાવ કેવળ રસના પોષણને માટે જ છે, દોષરૂપ નથી, કારણ કે તેમનામાં આ ભાવ—અભિમાન—ભગવદ્ભાવથી થયો છે. ૪૭

ભગવાન્ તો ગોપીજનોની સાથે એક થઇને જ રસનું દાન કરવાના હોવાથી બહારથી તિરોહિત થઈ ગયા એમ શુકદેવજી તાસામ્ એ શ્લોકમાં કહે છેઃ—

ગોપીજનોનાં તે સૌભાગ્યમદ અને અભિમાન જોઇને, તેનું નિવારણ કરવાને તથા કૃપાનું દાન કરવાને ભગવાન કેશવ ત્યાં જ અન્તર્ધાન થઈ ગયા. ૪૮.

ગોપીજનોને પોતાનામાં જે પૂર્ણતા જણાવા લાગી અને તેથી તેમનામાં જે અભિમાન ઉત્પન્ન થયું તે દોષરૂપ નથી; પણ સ્ત્રીઓમાં અને પૃથ્વી ઉપર અમે શ્રેષ્ઠ છીએ એ જે જ્ઞાન ગોપીજનોને થયું તે દોષરૂપ છે. શુકદેવજીએ શ્લોકમાં તેનો અનુવાદ કર્યો અને તે દોષ દૂર કરવાને માટે ભગવાન્ તિરોહિત થઈ ગયા એમ વર્ણન કર્યું.

ગોપીજનોના તે—પ્રસિદ્ધ, પહેલાંના શ્લોકમાં વર્ણવવામાં આવેલા—અમે સર્વથી શ્રેષ્ઠ છીએ એ પ્રકારના સૌભાગ્યમદને ભગવાને જોયો અને તે મદને દૂર કરવાને માટે ભગવાન્ અન્તર્ધાન થઈ ગયા.

**શંકાઃ**—ગોપીજનોએ ભગવાનની સાથે રમણ કર્યું તેથી જ તેમને સૌભાગ્યમદ થયો; એટલે ગોપીજનોનો આ મદ પણ ભગવાને જ કરેલો છે. તો પછી પોતે જ ઉત્પન્ન કરેલા મદને લીધે ભગવાન્ કેમ તિરોહિત થઈ ગયા ?

**સમાધાનઃ**—ઉપરની શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે ગોપીજનોનું માન જોઇને તેમના ઉપર કૃપા કરવાને માટે ભગવાન્ ત્યાં જ અન્તર્હિત થઈ ગયા. ગોપીજનોને કેવળ મદ થએલો હતો એટલું જ નહિ પણ તેમને અભિમાન પણ થયું હતું, અને આ અભિમાન રમણમાં પ્રતિબન્ધ કરનારૂં હોવાથી તેને દૂર કરવાને માટે ભગવાનનું તિરોધાન આવશ્યક હતું. માન એ આન્તર—શરીરની અંદર રહેલો—ધર્મ છે એટલે ભગવાને બહારથી અન્તર્હિત થઇને ગોપીજનોની અંદર પ્રવેશ કર્યો. જે, ખરેખર, અશક્ત છે તે બહારથી દૂર કરવાને માટે યત્ન કરે છે. (અને તેથી જ લૌકિક પ્રેમી પુરુષ અશક્ત હોવાથી બહારથી દૂર કરવાનો પ્રયત્ન કરે છે.) મૂળ શ્લોકમાં જે ચ છે તેનો અર્થ પૂર્ણતારૂપી સ્વધર્મ—ભગવાનનો ધર્મ—કરવાનો છે. (એટલે કે ગોપીજનોનાં માન

**मदस्य प्रशमाय अन्तरधीयत** । ननु भगवद्रमणेन हि तासामेवं मानः, अतः स्वकृत एवेति कथं तिरोधानं कृतवानित्याशङ्क्याह **वीक्ष्य मानं च प्रसादाय तत्रैवान्तरधीयतेति** । मानापनोदनं कर्तव्यम् । मानस्त्वान्तरः । अशक्तो हि बहिरपनोदनार्थं यत्नं करोति । चकारात् स्वधर्मं च । अतः **प्रसादाय**, प्रथमतस्तासाम्, पश्चात् स्वस्य च । तत्रैव गोपिकासु यूथमध्ये वा अन्तर्धानं प्राप्तवान् । नन्वेतत् द्वयमपि न कर्तव्यम्, उपेक्षिताः कुतो नेति चेत्, तत्राह **केशव** इति । यथा रजोगुणं ब्रह्मणो निवार्य तस्मै मुक्तिं दत्तवान्, यथा वा शिवस्य तमोगुणं निवार्य, एवमेतासामपि मदं मानं च निवार्य मुक्तिं दातुं तथा कृतवानित्यर्थः । कायिकतिरोभावोऽयम्, प्रथमाधिकारित्वाद्गोपीनाम् ॥ ४८ ॥

इति श्रीमागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां
दशमस्कन्धविवरणे षड्विंशाध्यायविवरणम् ॥ २६ ॥

---

અને પૂર્ણતા જોઇને ભગવાન્ તિરોહિત થઈ ગયા.) તેથી પહેલાં ગોપીજનોની અંદર પ્રવેશ કરીને ભગવાન્ તેમની પ્રાર્થના કરીને તેમને વશ કરશે, અને પછીથી ગોપીજનોની ૨૮ મા અધ્યાયમાં આવેલી પ્રાર્થનાને લીધે ભગવાન્ પોતે ગોપીજનોને વશ થશે. આ પ્રકારના પ્રસાદનું દાન કરવાને માટે ભગવાન્ તિરોહિત થઈ ગયા.

**तत्रैव**—ત્યાં જ—ગોપીજનોની અંદર—ગોપીજનોના હૃદયમાં—અથવા તો ગોપીજનોના યૂથોની વચમાં. મૂળ શ્લોકમાં જે **एव** પદ છે તેનો અર્થ એવો છે કે જ્યાં મદ અને અભિમાન નથી ત્યાં ભગવાને બહાર પણ સ્થિતિ કરી. (યોજનાકાર લાલૂભટ્ટના અભિપ્રાયે ભગવાનના તિરોધાનમાં ત્રીજો પણ પક્ષ છે; અને તે એ કે ભગવાન્ વ્યાપિવૈકુણ્ઠમાં ગયા અને લક્ષ્મીજીની સાથે તેટલો સમય તેમણે રમણ કર્યું.)

**શંકાઃ**—ભગવાને ગોપીજનોના આ મદ અને માનનો પણ નાશ કરવો જોઇતો ન હતો. ભગવાને ગોપીજનોની ઉપેક્ષા કેમ ન કરી?

**સમાધાનઃ**—ઉપરની શંકાના સમાધાનમાં શુકદેવજી કહે છે કે ભગવાન્ **केशव** છે. **केशव** શબ્દની વ્યુત્પત્તિ આ પ્રકારે થાય છેઃ—**क** (=બ્રહ્મા) અને **ईश** (=મહાદેવ) તે **केशः** તેમને **व** (=મોક્ષરૂપી સુખ) જેમની પાસેથી મળે તે **केशव**. અર્થાત્ ભગવાન્ બ્રહ્મા અને મહાદેવને મોક્ષ આપે છે. જેમ ભગવાને બ્રહ્માના રજોગુણને દૂર કરીને તેમને મોક્ષ આપ્યો, જેમ ભગવાને શિવના તમોગુણનો નાશ કરીને તેમને મુક્તિ આપી, તેમ આ ગોપીજનોના પણ મદ અને માનનો નાશ કરીને તેમને વિપ્રયોગાનુભવરૂપી મુક્તિ આપવાને માટે ભગવાન્ તિરોહિત થઈ ગયા.

ભગવાનનો આ તિરોભાવ વાચિક અથવા માનસિક ન હતો પણ કાયિક—સ્વરૂપનો—હતો, કારણ કે ગોપીજનોનો પ્રથમ અધિકાર છે. ગોપીજનો તામસ છે એટલે તેમનો અધિકાર પ્રથમ છે. તામસ ભક્તો હમેશાં ભગવાનના સ્વરૂપમાં જ નિષ્ઠા રાખે છે, એટલે આવા તામસ ભક્તોને ભગવાનના વાચિક કે માનસિક તિરોધાનથી દુઃખ થતું નથી અને તેથી વિરહનો અનુભવ થતો નથી, પરંતુ ભગવાનના સ્વરૂપના તિરોધાનથી તેમને દુઃખ થાય છે અને વિરહનો અનુભવ પણ મળે છે. આ રીતે ગોપીજનોને વિરહનો અનુભવ કરાવવાને માટે જ ભગવાન્ સ્વરૂપતઃ તિરોહિત થઈ ગયા. (પ્રકાશકાર શ્રીપુરુષોત્તમજી પ્રથમાધિકાર નો અર્થ બીજી રીતે સમજાવે છે. પ્રથમ અધિકાર એટલે સર્વાત્મભાવના આરંભકાળની દશા. ગોપીજનોની દશા સર્વાત્મભાવના આરંભકાળની હતી, કારણ કે ગોપીજનોને જે આ ભાવ—મદ અને માન—થયો તે સર્વાત્મભાવની આરંભદશામાં જ સંભવી શકે છે, પૂર્ણ દશામાં નહિ. આ પ્રમાણે ભગવાને બહારથી તિરોહિત થઇને રસાત્મક સ્વરૂપે ગોપીજનોના હૃદયમાં સ્થિતિ કરી એમ ધ્વનિ થાય છે.) ૪૮.

# अध्यायः २७

स्वानन्दस्थापनार्थाय लीला भगवता कृता । स बाह्यो जनितः पुष्टो यथान्तर्निविशेत्पुनः ॥ १ ॥
तदर्थं भगवांस्तासु लीलया सहितोऽविशत् । चत्वारोऽत्र निरूप्यार्थाः रसासक्तिर्हरेः क्रियाः ॥ २ ॥
गर्वाभावश्च तत्राद्यौ निरूप्यन्ते क्रमात्त्रयः । उद्देशतो लक्षणतः फलतश्च यथायथम् ॥ ३ ॥
सप्तविंशे तिरोधानाल्लीलान्वेषणतत्पराः । रसमन्तर्गतं चक्रुर्गोपिका इति रूप्यते ॥ ४ ॥

---

(શ્રીમહાપ્રભુજી પ્રથમ પાછલા અધ્યાયનો સાર આપે છે.) ગોપીજનોમાં સ્વરૂપાત્મક આનન્દનું સ્થાપન કરવાને માટે ભગવાને છવ્વીસમા અધ્યાયમાં રમણ કર્યું. તે આનન્દાત્મક રસ બહાર પ્રકટ થયો; તે આનન્દ અંદર પુષ્ટ થઈને દેહ, ઇન્દ્રિયો વગેરેમાં ફરીથી પ્રવેશ કરે તેટલા માટે ભગવાને ગોપીજનોમાં લીલાસહિત પ્રવેશ કર્યો. (જગતમાં કામથી ઉત્પન્ન થતો આનન્દ અમુક સમયે જ ઉત્પન્ન થાય છે, અલ્પ સમય જ રહે છે અને પછી નાશ પામે છે, કારણ કે તે વિકૃત છે. પરંતુ ભગવાનની લીલામાં કામલીલાથી જે આનન્દ પ્રકટ થાય છે તે પણ ભગવાનનું સ્વરૂપ જ છે. ભગવાનનું સ્વરૂપ અવિકૃત છે તેથી સ્વરૂપાત્મક આનન્દ પણ અવિકૃત છે. તેથી આ આનન્દ હમ્મેશાં જ રહે છે, કોઈ દિવસ નાશ પામતો નથી. સંયોગાવસ્થામાં તે આનન્દ બહાર પ્રકટ થાય છે, વિરહાવસ્થામાં તે અંદર પ્રકટ થાય છે.) ૧૨

(હવે શ્રીમહાપ્રભુજી આ અધ્યાયનો સાર આપે છે.) આ અધ્યાયમાં, અથવા તો આ વિપ્રયોગાવસ્થામાં, અથવા તો આ આન્તર લીલામાં ચાર વિષયોનું નિરૂપણ કરવાનું છેઃ—(૧) રસાસક્તિ, (૨) ભગવાનની ક્રિયા, (૩) ગર્વનો અભાવ અને (૪) ભગવાનના ગુણોનું ગાન. તેમાં પ્રથમ રસાસક્તિ, ભગવત્ક્રિયા અને ગર્વનો અભાવ એ ત્રણ વિષયનાં ઉદ્દેશ, લક્ષણ અને ફળ આપીને ક્રમસર વર્ણન કરવામાં આવે છે. (પહેલા ત્રણ શ્લોકોમાં રસાસક્તિ, ભગવત્ક્રિયા અને ગર્વાભાવ એ ત્રણનો ઉદ્દેશ—સંક્ષિપ્ત વર્ણન—છે. આ અધ્યાયમાં ચતુર્થ વિષય—ગુણગાન—નો ઉદ્દેશ છે, પરંતુ તેનાં લક્ષણ અને ફળ આપવામાં આવ્યાં નથી. રસાસક્તિનું લક્ષણ ભગવાનની શોધખોળ કરવી તે છે; ભગવાનની ક્રિયાનું લક્ષણ "કૃષ્ણનું અનુકરણ કરનાર એક ગોપીજને પૂતનાનું અનુકરણ કરનારે અન્ય ગોપીજનનું સ્તનપાન કર્યું" (૧૦–૨૭–૧૫) આ અને આવા બીજા શ્લોકોમાં આપવામાં આવેલું છે; ગર્વના અભાવનું લક્ષણ "આ સ્ત્રીએ તો, ખરેખર, ભગવાન્ હરિની આરાધના કરી છે" (૧૦–૨૭–૨૮) ઇત્યાદિ શ્લોકોમાં આપવામાં આવેલું છે, કારણ કે ત્યાં ગોપીજનો પોતાની સપત્નીઓને—શોક્યને—તેમના ભાગ્યને માટે અભિનન્દન આપે છે. ભગવાનની શોધખોળ કરવાનું ફળ તેમનાં ચરણોનું દર્શન છે; ભગવાનની લીલાનો ગોપીજનોમાં જે આવેશ થયો છે તેનું ફળ એ કે ગોપીજનો ભગવાનમાં દોષનો આરોપ કર્યા વિના ભગવાને લક્ષ્મીજી અને અન્ય સ્ત્રી સાથે જે રમણ કરેલું હતું તેનું વર્ણન કરે છે; ગર્વના અભાવનું ફળ એ કે ભગવાન્ વિના બીજા બધા પદાર્થોને ભૂલીને ભગવાનને મેળવવાને માટે જ કરવામાં આવેલો ગોપીજનોનો પ્રયત્ન. ભગવાનના ગુણોના ગાનનું વિશેષ વર્ણન આવતા—અઠ્ઠાવીસમા—અધ્યાયમાં કરવામાં આવશે. ગુણગાનનું સામાન્ય વર્ણન આ અધ્યાયના છેલ્લા શ્લોકમાં કરવામાં આવેલું છે.) ૩

ભગવાન્ તિરોહિત થઈ જવાથી ગોપીજનો ભગવાનની લીલામાં તત્પર થયાં અને તેમની શોધખોળ કરવાને માટે પ્રવૃત્ત થયાં, અને પછીથી તેમણે—ગોપીજનોએ—રસનો અનુભવ અંદર કર્યો એટલે કે તેમણે આન્તર લીલા કરી. આ બાબત સત્તાવીસમા અધ્યાયની અંદર વર્ણન કરવામાં આવે છે. (ભગવાને જે આન્તર લીલા કરી તેનું વર્ણન ગયા અધ્યાયમાં કરવામાં આવ્યું છે; ગોપીજનોએ જે આન્તર લીલા કરી તેનું વર્ણન આ અધ્યાયમાં કરવામાં આવે છે.) ૪

पूर्वाध्यायान्ते भगवतस्तिरोभाव उक्तः, ततः तदनन्तरं प्रथमतः तासां रसासक्तचित्तानामापाततो महांस्तापो जात इत्याह अन्तर्हिते भगवतीति ।

श्रीशुक उवाच—**अन्तर्हिते भगवति सहसैव व्रजाङ्गनाः ।**
**अतप्यंस्तमचक्षाणाः करिण्य इव यूथपम् ॥ १ ॥**

भगवति अन्तःप्रविष्टे षड्गुणैश्वर्यसहिते यावदन्तरनुसंधानं न कृतवत्यः, तावत् सहसैव अकस्मादतप्यन् । अन्तर्विचाराभावे हेतुः **व्रजाङ्गना** इति । तापे हेतुः **तमचक्षाणा** इति । तापः सहज एव स्थितः कामात्मा तद्दर्शनस्पर्शादिभिः शान्तो भवति । यदा पुनः पूर्वसिद्धं बहिर्दर्शनं न जातम्, तदा तत्ताप उचित एव । तासां स्पर्श एव मुख्य इति ज्ञापयितुं दृष्टान्तमाह **करिण्य** इवेति । यूथपो महामत्तगजः । 'रतिं गज एव जानाती'ति वात्स्यायनः । 'रत्यां विमर्दे गज' इति विवृतश्च । सन्ति च सिंहाः, तथात्र कालः । अतः करिणीनां यूथपादर्शने महानेव क्लेशः ॥ १ ॥

---

પાછલા અધ્યાયને અંતે એમ કહેવામાં આવ્યું કે ભગવાન્ તિરોહિત થઈ ગયા. ભગવાનના તિરોભાવને લીધે પછીથી ગોપીજનો કે જેમનું ચિત્ત રસમાં આસક્ત થઈ ગયેલું હતું તેમને પ્રથમ એકદમ ઘણો તાપ થયો એમ શુકદેવજી अन्तर्हिते भगवति એ શ્લોકમાં કહે છે:—

શુકદેવજી કહે છે:—

જેમ હાથણીઓ હાથીને ન જોતાં તાપ પામે છે તેમ ગોપીજનો
પણ, ભગવાન્ અન્તર્ધાન થયા કે તરત જ, ક્લેશ પામવા લાગ્યાં. ૧.

છ ગુણો ઉપર ઐશ્વર્ય ભોગવતા એવા ભગવાને ગોપીજનોના હૃદયમાં પ્રવેશ કર્યો, અને જ્યાં સુધી ગોપીજનોએ ભગવાનનું પોતાના હૃદયમાં અનુસંધાન ન કર્યું ત્યાં સુધી સહસા જ—એકદમ—તાપ પામવા લાગ્યાં. ગોપીજનોએ પોતાના હૃદયમાં ભગવાનનો વિચાર એકદમ ન કર્યો તેનું કારણ શુકદેવજી व्रजाङ्गनाः એ પ્રમાણે આપે છે. (ગોપીજનો વ્રજની સ્ત્રીઓ હતી, અને વ્રજની સ્ત્રીઓને મન તો ભગવાનનું બહાર પ્રકટ થયેલું સ્વરૂપ જ મુખ્ય હતું એટલે તેમને પોતાના હૃદયમાં બિરાજતા પ્રભુનો વિચાર એકદમ આવી શકે નહિ.)

ગોપીજનોને તાપ થયો તેનું કારણ तमचक्षाणाः—તેમને એટલે ભગવાનને ન જોતાં. ગોપીજનોમાં કામરૂપી તાપ સહજ જ સ્થિતિ કરીને રહેલો છે, અને તે ભગવાનનાં દર્શન, સ્પર્શ ઇત્યાદિથી શાન્ત થાય છે. પરંતુ પહેલાં ભગવાનનાં જે બહાર દર્શન થતાં હતાં તે જ્યારે ગોપીજનોને ન થયાં ત્યારે તેમને જે તાપ થાય તે તો યોગ્ય જ છે.

ગોપીજનોને ભગવાનનો સ્પર્શ જ મુખ્ય છે એ દર્શાવવાને માટે શુકદેવજી करिण्य इव—હાથણીઓની માફક—એમ હાથણીઓનું દૃષ્ટાન્ત આપે છે. यूथप એટલે મોટો મત્ત હાથી. વાત્સ્યાયન મુનિ કહે છે કે "રમણ તો હાથી જ જાણે છે"; અને "રતિમાં વિમર્દમાં હાથી સમર્થ છે" એ પ્રમાણે વિવરણ પણ કરવામાં આવ્યું છે. વનમાં સિંહો ઘણા હોય છે, એટલે જ્યારે હાથણીઓ યૂથપતિ હાથીને જોતી નથી ત્યારે તે એકલી પડી જવાથી વનમાં સિંહોથી બ્હીએ છે. તે જ પ્રમાણે જ્યારે ગોપીજનો ભગવાનને જોતાં નથી ત્યારે તેઓ એકલાં પડી જવાથી ભગવાનના અવતારનો સમય સમાપ્ત થયો છે એ જાણીને ભયભીત બની જાય છે અને ક્લેશ કરવા મંડી પડે છે. અર્થાત્ સિંહને લીધે જેમ હાથણીઓ એકલી પડી જવાથી બ્હીએ છે તેમ ગોપીજનો એકલી પડી જવાથી ભગવાનના અવતારની સમાપ્તિના કાલથી બ્હીએ છે. ૧

यदा पुनः स तापः अन्तःप्रवेष्टुमैच्छत्, तावता भगवल्लीला अन्तःप्रविष्टा तापं दूरीकृत्य स्वयमेवाविर्भूतेत्याह गत्येति ।

**गत्यानुरागस्मितविभ्रमेक्षितैर्मनोरमालापविहारविभ्रमैः ।**
**आक्षिप्तचित्ताः प्रमदा रमापतेस्तास्ता विचेष्टा जगृहुस्तदात्मिकाः ॥ २ ॥**

ता भगवदीयैः कायवाङ्मनोभिः वशीकृताः तद्भावमापन्नाः तास्ता एव भगवच्चेष्टा जगृहुः । प्रथमतः कायिकीमाह । गत्या कायचेष्टया वशीकृताः । तत इन्द्रियसहितमनश्चेष्टया वशीकृता जाता इत्याह अनुरागेति । अनुरागः स्नेहो मानसः, तत्पूर्वकं स्मितम्, तस्य विलासः स्वनिष्ठत्याजनार्थः । अन्यथैवं सति ज्ञानमेवोदयं प्राप्नुयात् । अतः स्मितेन मन्दहासेन ईषद्विमोहिताः, न बहिर्गताः,

---

જ્યારે ગોપીજનોના તાપે તેમની અંદર પ્રવેશ કરવાની ઇચ્છા કરી એટલામાં તો ભગવલ્લીલા ગોપીજનોની અંદર પ્રવેશ કરીને અને તાપને દૂર કરીને પોતે જાતે જ પ્રકટ થઈ એમ શુકદેવજી **ગત્યાનુરાગ** ઇત્યાદિ શ્લોકમાં કહે છે.

પ્રભુની કાયિક ગતિ, સ્નેહપૂર્વક સ્મિત અને વિલાસવાળાં કટાક્ષ,
મનોહર આલાપ, અને વિહાર વિલાસ—આ બધાંથી આકર્ષાયેલું છે ચિત્ત
જેમનું એવાં અને જેમની અંદર ભગવાનની સ્ફૂર્તિ થઈ છે એવાં ગોપીજનો
લક્ષ્મીજીના પતિની જુદી જુદી લીલાનું અનુકરણ કરવા લાગ્યાં. ૨

તે ગોપીજનો ભગવાનના કાયિક, વાચિક અને માનસિક વ્યાપારોથી વશ થઈ ગએલાં હતાં અને તેથી તેઓ ભગવદ્ભાવને પ્રાપ્ત કરીને ભગવાનની જુદી જુદી—કાયિક, વાચિક અને માનસિક—ક્રિયાઓ કરવા લાગ્યાં. પ્રથમ શુકદેવજી ગત્યા એ પદવડે ભગવાનની કાયિક ચેષ્ટાનું નિરૂપણ કરે છે. ભગવાનની ગતિથી—શરીરની ચેષ્ટાથી—ગોપીજનો વશ થઈ ગએલાં હતાં. ત્યાર પછી ભગવાનની ઇન્દ્રિયો અને મનની ક્રિયાથી ગોપીજનો વશ થએલાં હતાં એમ અનુરાગ ઇત્યાદિ શબ્દોમાં શુકદેવજી કહે છે. અનુરાગ એટલે માનસ સ્નેહ; માનસ સ્નેહવાળું સ્મિત; સ્મિતનો વિલાસ ભગવાનના ભજનમાં રહેલી નિષ્ઠાનો ત્યાગ કરાવનાર છે. (સ્મિત એ માયારૂપ છે તેથી તે ભક્તોનો ભગવાનના ભજનમાં જે ભાવ રહેલો હોય છે તેનો ત્યાગ કરાવે છે અને ગોપીજન જેવા ભક્તોને પ્રમદાભાવ ઉત્પન્ન કરાવીને માન વગેરે ભાવ ઉત્પન્ન કરે છે.) જો આ પ્રમાણે ન માનીએ તો રસાનુભવરૂપી જ્ઞાન જ પ્રકટ થાય. (અથવા તો—જો ભગવાન્ સ્મિત કર્યા વિના ઈક્ષણ કરે તો ભગવાનનું ઈક્ષણ જ્ઞાનરૂપ હોવાથી ગોપીજનોમાં જ્ઞાન જ ઉત્પન્ન થાય.) તેથી ભગવાનના સ્મિતથી—મન્દ હાસ્યથી—ગોપીજનો જરાક વિમોહિત થયાં. (પહેલાં—છવ્વીસમા અધ્યાયમાં ૪૩ મા શ્લોકમાં—ભગવાનના ઉદાર હાસ્યની વાત આવી ગઈ છે, તે છતાં અહીં ફરીથી સ્મિતની વાત કહેવામાં આવી એટલે અહીં સ્મિતનો અર્થ મન્દ હાસ્ય એ પ્રમાણે કરવો ઘટે છે.) ગોપીજનોને ન હતું કેવળ બહારનું અનુસંધાન, કે ન હતું કેવળ અંદરનું અનુસંધાન; અર્થાત્ ગોપીજનોની કેવળ ભગવદ્ધર્મમાં નિષ્ઠા ન હતી, તેમજ કેવળ ભગવત્સ્વરૂપમાં પણ નિષ્ઠા ન હતી, પરંતુ હૃદયમાં સ્ફુરેલા ભગવાનમાં અને તેમના ધર્મોમાં ગોપીજનોની નિષ્ઠા હતી. (જો ગોપીજનોને કેવળ બહારનું અનુસંધાન થાય તો ભગવાનથી અમારો વિરહ થયો છે એ જ્ઞાનથી તેમને ક્લેશ જ થાય; જો તેમને અંદરનું અનુસંધાન થાય તો ભગવાને લીલાસહિત અમારા હૃદયમાં પ્રવેશ કર્યો છે એ જ્ઞાનથી તેમને સુખ જ થાય. પરંતુ આ ગોપીજનોને તો ક્ષણે ક્ષણે જૂદા જૂદા ભાવો થતા હતાઃ બહાર ભગવાનના વિરહથી દુઃખ અને હૃદયમાં ભગવાનના સમાગમથી સુખ એ પ્રમાણે બન્ને ય ભાવો ગોપીજનો અનુભવતાં હતાં. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે ગોપીજનોને તદ્દન બહારની સ્ફૂર્તિ હતી એમ પણ નહિ, તેમજ તદ્દન અંદરની સ્ફૂર્તિ હતી એમ પણ નહિ.)

नान्तःस्थिताः, किन्तु भगवति मध्ये स्फुरिते तद्धर्मेषु च समागताः । अनुरागस्मितेन सहितो यो **विभ्रमो** विलासः अलसवलितादिः तत्सहितानीक्षितानि सर्व एव कटाक्षाः । वाचिकैरपि विमोहमाह **मनोरमालापे**ति । मनो रमयतीति, मनसि रमते इति वा, **मनोरमः**, सोऽयमालापः, भगवतो शुभभाषणानि । केवलवाक्यस्य चित्ताक्षेपकत्वं न भविष्यतीति प्रामाण्यावधारणं स्त्रीणां प्रकारान्तरेण न भवतीति फलमेषादौ निरूपितम् । सुखार्थं हि भगवद्वाक्यानि तदानीमेव च सुखमुत्पादयन्ति । ते चालापाः कचिद्बन्धादिबोधका लीलोपयोगिन इत्याह **विहार** इति । तत्रापि विलासाः अवान्तर-भेदाः, यथोत्तानके ग्राम्यादयः । तैः पूर्वकृतैः तमःसत्त्वरजोरूपैः त्रिविधमपि चित्तमाक्षिप्तमिति आक्षिप्तचित्ता जाताः । अतस्तापं न प्राप्तवत्य इति भावः । **प्रमदा** इति । (बाह्याभ्यन्तराननुसन्धाने हेतुभूतोत्युत्कटरसभावोऽत्र मदपदेनोच्यते । तेन प्रभुलीलाविष्करणं युक्तमिति भावः । किञ्च,) प्रमदाः प्रकृष्टो मदो यासां स्वभावत एव, अन्यथा दास्यभावान्न प्रच्युताः स्युः । तदा केवलभगवतः लीला स्वानुपयोगिनी साम्प्रतं च नानुभूतेति **रमापते**र्लक्ष्मीपतेः, लक्ष्म्या सह विलासरूपां चेष्टां जगृहुः । एकस्या अपि बह्वयश्चेष्टा इति तास्ता उक्ताः । नन्वीश्वरधर्माविष्करणं दासीनां निषिद्धमिति

---

અનુરાગપૂર્વક જે સ્મિત તે અનુરાગસ્મિત; વિભ્રમ એટલે આળસ નાખીને વળવું વગેરે વિલાસ; અનુરાગસ્મિતવાળો વિભ્રમ; અનુરાગસ્મિતવિભ્રમવાળાં ઈક્ષણો. આ બધાં ય કટાક્ષો છે.

ભગવાને પોતાની વાણીની ક્રિયાથી પણ ગોપીજનોને વિમોહ કર્યો એમ **मनोरमालाप** ઈત્યાદિ શબ્દોમાં શુકદેવજી કહે છે. મનને જે રમાડે અથવા મનની અંદર જે રમે તે **મનોરમ** કહેવાય; આવો આલાપ—ભગવાનનાં શુદ્ધ ભાષણો. કેવળ વાક્ય ચિત્તને આકર્ષતું નથી એટલે અને 'તું મારી પ્રાણપ્રિયા છું' ઈત્યાદિ વાક્યોના પ્રામાણ્યનો નિર્ણય સ્ત્રીઓ આગળ બીજે પ્રકારે થતો નથી એટલે શરૂઆતમાં જ **मनोरम** પદવડે ફળનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ભગવાનનાં વાક્યો ખરેખર સુખ આપવાને માટે જ છે એટલે તે જ વખતે ભગવાનનાં વાક્યો સુખ આપે છે. ભગવાનના તે આલાપો કોઈક વખત બન્ધ વગેરેનું જ્ઞાન આપનારા હતા અને તેથી લીલામાં ઉપયોગી થઈ પડે એવા હતા એમ **विहार** એ શબ્દમાં શુકદેવજી કહે છે. તેમાં—વિહારમાં—પણ વિલાસો—બીજા અવાન્તર ભેદો—છે; જેમ ઉત્તાનક બન્ધમાં ગ્રામ્ય વગેરે વિલાસો છે તેમ અહીં વિહારમાં પણ અનેક પ્રકારના વિલાસો હતા. ભગવાનની તામસી, રાજસી અને સાત્વિક એમ ત્રણ પ્રકારની પહેલાં કરેલી ક્રિયાઓથી ગોપીજનોનું ત્રણ પ્રકારનું ચિત્ત પણ આકર્ષાયું એટલે ગોપીજનો આક્ષિપ્તચિત્તા થયાં; તેથી તેમને તાપ ન લાગ્યો એમ ભાવ છે.

(ગોપીજનોને બહારનું અને અંદરનું જે અનુસંધાન થતું ન હતું તેનું કારણ તેમનો ઉત્કટ રસભાવ હતો, અને અહીં આ ઉત્કટ રસભાવને મદ કહેવામાં આવ્યો છે. તેથી ગોપીજનો જે પ્રભુની લીલાનું અનુકરણ કરે છે તે યોગ્ય છે એમ ભાવ છે. વળી,) **प्रमदाः**—જેમને સ્વભાવથી જ ઘણો મદ છે તે સ્ત્રીઓ પ્રમદા કહેવાય છે, નહિ તો દાસ્યભાવથી તે ભ્રષ્ટ થાય નહિ. (આ પ્રમાણે ગોપીજનોનું ચિત્ત આકર્ષાએલું હોવાથી તેઓ પ્રમદા બન્યાં હતાં અને વળી સ્વભાવથી પણ પ્રમદા હતાં.) કેવળ ભગવાનની ગોચારણાદિ લીલા ગોપીજનોને ઉપયોગની ન હતી અને હમણાં તેનો અનુભવ પણ થએલો ન હતો—કારણ કે થોડી જ ક્ષણ પહેલાં ભગવાનની શૃંગારમય લીલાનો જ ગોપીજનોને અનુભવ થએલો હતો—એટલે **रमापति**—લક્ષ્મીજીના પતિ—ની લક્ષ્મીજીની સાથેની જે શૃંગારપ્રધાન વિલાસરૂપ ચેષ્ટાઓ હતી તેનું તેમણે તે સમયે અનુકરણ કર્યું. એક એક ગોપીજનની પણ બહુ ચેષ્ટાઓ હતી એટલે મૂળ શ્લોકમાં **तास्ताः** એ પ્રમાણે ચેષ્ટાઓનું વિશેષણ મૂકવામાં આવ્યું છે. **तास्ताः** એટલે અનેક પ્રકારની.

चेत्, तत्राह तदात्मिका इति । भगवानेवात्मनि यासाम्, तथात्वेन स्फुरितः । अतो भगवल्लीलाग्रहणं तापनिवारकत्वेनोद्देशत उक्तम् । विस्तरमग्रे वक्ष्यति । क्रमहेतुत्वं च वक्ष्यामः ॥ २ ॥

ततो भगवतः स्वरूपपरिग्रहो जात इत्याह गतिस्मितेति ।

**गतिस्मितप्रेक्षणभाषणादिषु प्रियाः प्रियस्य प्रतिरूढमूर्तयः ।**
**असावहं त्वित्यबलास्तदात्मिकाः न्यवेदिषुः कृष्णविहारविभ्रमाः ॥ ३ ॥**

धर्माश्चेत् स्वस्मिन् समागताः, तदैकत्रोभयधर्मा विरुद्धा इति भगवति स्वधर्मानारोपितवत्यः । कायवाङ्मनसां दृष्टेश्च चत्वारः प्रधानधर्माः । तेषु सर्वेष्वेव प्रतिरूढा मूर्तिर्यासाम् । भगवद्धर्मेषु स्वमूर्तिरारोपिता । अन्यथा अन्योऽन्यधर्माभिनिवेशाभावे सम्यक् विलासो न स्यात्, तदाह । गतिः कायिकी, स्मितं मानसम्, प्रेक्षणमैन्द्रियकम्, भाषणं वाचिकम्, तदादयो यावन्तो विभ्रमाः

---

શંકા:—ગોપીજનો ભગવાનની દાસીઓ હતી, એટલે તેઓ ઈશ્વરના ધર્મોનું અનુકરણ કરી શકે નહિ.

સમાધાન:—ઉપરની શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે તદાત્મિકાઃ. ભગવાન્ જ જેમના આત્માને વિષે લીલા કરનાર તરીકે સ્ફુરે છે તે તદાત્મિકાઃ કહેવાય છે. તેથી ભગવલ્લીલાનું અનુકરણ ગોપીજનોના તાપનો નાશ કરનાર છે એમ સંક્ષેપમાં કહેવામાં આવ્યું છે. અહીં ભગવાનની શૃંગારલીલાનું જ ગ્રહણ કરવામાં આવ્યું છે. આ લીલાનું સવિસ્તર વર્ણન આગળ ઉપર શુકદેવજી કરશે, અને અમે પણ તે તે લીલાના ક્રમનો હેતુ કહીશું. ૨

પહેલાં ગોપીજનોએ ભગવાનના ધર્મોનું ગ્રહણ કર્યું; અને પછીથી ભગવાનના સ્વરૂપનું ગ્રહણ કર્યું એમ શુકદેવજી ગતિસ્મિત એ શ્લોકમાં કહે છેઃ—

> પ્રિયનાં—ભગવાનનાં—ગતિ, સ્મિત, પ્રેક્ષણ, ભાષણ વગેરેમાં પોતાના સ્વરૂપનું આરોપણ કરીને, તદાત્મક થએલાં તે અબલા પ્રિયાઓ કૃષ્ણની માફક વિહાર અને વિલાસ કરતાં 'હું કૃષ્ણ છું' એમ નિવેદન કરવા લાગ્યાં. ૩

જ્યારે ભગવાનના ધર્મો ગોપીજનોમાં આવ્યા ત્યારે ગોપીજનોમાં તેમના પોતાના ધર્મો અને ભગવાનના ધર્મો એમ બે વિરુદ્ધ પ્રકારના ધર્મો પ્રાપ્ત થાય. આ વિરોધ દૂર કરવાને માટે ગોપીજનોએ પોતાના ધર્મોનો ભગવાનમાં આરોપ કર્યો. શરીર, વાણી, મન અને દૃષ્ટિ એ ચારના ચાર મુખ્ય ધર્મો છે. તે બધાય ધર્મોમાં આરોપિત થઈ છે મૂર્તિ જેમની એવાં ગોપીજનોઃ અર્થાત્ ગોપીજનોએ પોતાના સ્વરૂપનો આરોપ ભગવાનના બધા ય ધર્મોમાં કર્યો (અને ભગવાનના સ્વરૂપમાં પોતાના ધર્મોનો આરોપ કર્યો, અને આનું નામ જ ભગવાનના સ્વરૂપનો પરિગ્રહ.) જો આ પ્રમાણે ન થાય તો એક બીજાના ધર્મોનો અભિનિવેશ થાય નહિ, અને તેથી વિલાસ સારી રીતે થઈ શકે નહિ. આ જ વાત શુકદેવજી ગતિસ્મિત વગેરે શબ્દોમાં કહે છે. ગતિ એ શરીરની ક્રિયા છે, સ્મિત એ મનની ક્રિયા છે, પ્રેક્ષણ—જોવું—એ ચક્ષુરિન્દ્રિયની ક્રિયા છે, અને ભાષણ—બોલવું—એ વાણીની ક્રિયા છે. આ બધા જેટલા બન્ધ વગેરે વિભ્રમો છે તે રતિરૂપ જ છે. પ્રિય—ભગવાન્—ના સંબંધવાળા તે બધા ય વિભ્રમોમાં ગોપીજનો પોતે પ્રિયારૂપ થઇને—સોગાવસ્થાને જ પ્રાપ્ત થઇને—વિપરીત થયાં. વાત્સ્યાયન મુનિ કહે છે કે "રસ વધે ત્યારે સ્ત્રીઓ પુરુષ થાય છે." આથી જ ગોપીજનો પોતે ભગવાનની પ્રિયા થવાને યોગ્ય હતાં છતાં પણ તેમની મૂર્તિ—સ્વરૂપ—પ્રતિરૂઢ થઈ, વિપરીત પ્રકારે આરોપિત થઈ; અર્થાત્ ભગવાનના ધર્મોમાં જ્યારે ગોપીજનોના સ્વરૂપનો આરોપ થયો ત્યારે તેઓ ભગવાનની માફક ક્રિયા કરવા લાગ્યાં; તે વખતે તેમને પોતાનું ભાન ન હતું અને એમ માનતાં હતાં કે આ બધું

धन्यादयः रतिरूपा एव । तेषु सर्वेष्वेव **प्रियस्य** सम्बन्धिषु स्वयं **प्रियाः** भोगावस्थामेव प्राप्ताः विपरीता जाताः। 'रसाधिक्ये स्त्रियः पुरुषत्वमापद्यन्त' इति वात्स्यायनः। अत एव स्वयं प्रियायोग्याः **प्रतिरूढा** विपरीततया आरूढा **मूर्तयः** स्वरूपाणि यासामिति । तत्र यासां भगवानल्पव्यवहितः पूर्वमासीत्, ताभिर्भगवत्प्रश्ने कृते, अन्तर्हिताज्ञानात् तत्रोत्तरवक्त्र्यो भवन्ति । 'असौ कृष्णः' 'अहं कृष्ण' इति । अथ वा । योऽन्विष्यते, सोसावहमिति । अन्यासां प्रतीत्यर्थं नटः कपटवेषं कृत्वापि वदति क्रीडायाम्, तथा न, किन्तु स्वत एवेत्याह **अबला** इति । **अबलाः** स्त्रियः भगवद्रूपाविष्कारे च बलरहिताः। स्पष्टवैलक्षण्यं च स्त्रीपुरुषयोः। तथा कथने प्रतारकत्वमालक्ष्याह **तदात्मिका** इति । न केवलं धर्म्यापत्तिः, किन्तु तद्धर्माणामपीत्याह । कृष्णवत् **विहारः** कायवाङ्मनोव्यापारः, **विभ्रमाः** तत्रत्या विलासाः यासाम् ॥ ३ ॥

एवं तापलीलाभगवत्तामुद्देशतस्तासु सम्बन्धमुक्त्वा प्रथमं तापनिवृत्त्यर्थमन्वेषणं कृतवत्य इत्याह । गुणानामिव त्रयाणामेषामन्योन्योपमर्दनेन भगवदिच्छयाविर्भाव इति न परस्परकार्यप्रतिबन्धकता आपाततः । अतो यदा प्रपञ्चसम्वेदनं तदा पृष्टवत्य इत्याह **गायन्त्य** इति । प्रथमतो मिश्रभावात् गायन्त्यो जाताः ।

---

અમારા પ્રિય પ્રભુ જ કરે છે. તેમાં પણ જે ગોપીજનોથી ભગવાન્ પહેલાં થોડે જ અંતરે હતા તે ગોપીજનોએ જ્યારે ભગવાન્ વિષે પ્રશ્ન કર્યો ત્યારે ભગવાન્ તિરોહિત થઈ ગયા છે એ બાબતનું તેમને જ્ઞાન ન હોવાથી તે ગોપીજનો જ પોતાના પ્રશ્નનો ઉત્તર 'પેલા કૃષ્ણ', 'હું કૃષ્ણ' એ પ્રમાણે આપવા મંડી પડ્યાં. અથવા તો તે ગોપીજનો કહેવા લાગ્યાં કે જે પ્રભુની શોધ કરવામાં આવે છે તે આ રહ્યા, હું.

બીજી સ્ત્રીઓને સમજાવવા માટે રમતમાં જેમ નટ બીજો બનાવટી વેષ ધારણ કરીને પણ બોલે છે તેમ આ ગોપીજનો બોલતાં નથી, પરંતુ પોતે જ સ્વાભાવિક રીતે જ બોલે છે એમ શુકદેવજી अबलाः એ પદમાં કહે છે. સ્ત્રીઓ અબલા છે; તેમનામાં ભગવાનના સ્વરૂપને પ્રકટ કરવાને માટે જે બલ—શક્તિ—જોઈએ તે નથી. સ્ત્રી અને પુરુષ એ બે વચ્ચેનો ભેદ તો સ્પષ્ટ જ છે. 'પેલા કૃષ્ણ', 'હું કૃષ્ણ' એ પ્રમાણે જ્યારે ગોપીજનો કહે ત્યારે તો તે બીજાં બધાંને છેતરે છે એમ લાગે, તો તેના સમાધાનમાં શુકદેવજી કહે છે કે तदात्मिकाः. અર્થાત્ ગોપીજનો પોતે જ ભગવદ્રૂપ થયાં છે એટલું જ નહિ, પરંતુ તેમના ધર્મો પણ ભગવદ્ધર્મ થયા છે. કૃષ્ણના જેવો વિહાર—શરીર, વાણી અને મનનો વ્યાપાર—; વિભ્રમ એટલે શરીર, વાણી અને મનના વ્યાપારમાં આવેલા અવાન્તર વિલાસ. કૃષ્ણના જેવા વિહાર અને વિભ્રમ છે જે ગોપીજનોનાં તે कृष्णविहारविभ्रमाः ૩

આ પ્રમાણે ગોપીજનોને થએલો તાપ, તેમનામાં પ્રવેશ થએલી ભગવાનની લીલા અને ભગવાનના સ્વરૂપનો તેમણે કરેલો પરિગ્રહ—આ ત્રણનું સંક્ષેપમાં વર્ણન કરવાથી ગોપીજનોમાં રસાસક્તિ, ભગવાનની ક્રિયા અને ગર્વનો અભાવ વગેરેનો સંબંધ થયો એમ કહીને, પ્રથમ પોતાનો તાપ દૂર કરવાને માટે ગોપીજનો ભગવાનની શોધ કરવા લાગ્યાં એમ શુકદેવજી આ શ્લોકમાં કહે છે. સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની માફક તાપ, લીલા અને ભગવત્સ્વરૂપ એ ત્રણ એક બીજાને દબાવીને ભગવાનની ઇચ્છાથી પ્રકટ થાય છે એટલે દેખીતી રીતે એક બીજાના કાર્યમાં કોઈ પણ જાતનો પ્રતિબન્ધ થતો નથી. તેથી જ્યારે ગોપીજનોને જગતનું ભાન રહેતું ત્યારે તેઓ ભગવાનને વિષે પ્રશ્ન કરવા લાગ્યાં એમ गायन्त्यः એ શ્લોકમાં શુકદેવજી કહે છે. ગોપીજનોને ઘડીકમાં બહારના જગતનું ભાન રહેતું અને ઘડીકમાં ન રહેતું: એટલે તેમને એકી સાથે સંગમ અને વિરહનો અનુભવ થતો હતો. આ પ્રમાણે ગોપીજનોમાં મિશ્રભાવ હોવાથી તેઓ ગાવા લાગ્યાં.

गायन्त्य उच्चैरमुमेव संहता विचिक्युरुन्मत्तकवद्वनाद्वनम् ।
पप्रच्छुराकाशवदन्तरं बहिर्भूतेषु सन्तं पुरुषं वनस्पतीन् ॥ ४ ॥

शब्दो हि धूमवल्लोके बाह्याभ्यन्तरयोगतः ।
विराजते विनिर्गच्छन् तारतम्यं च गच्छति । अतोऽत्र धर्मिधर्माणामाधिक्याज्ज्ञानमुत्तमम् ॥ १ ॥
यथा भगवतो गानात् स्वयमागत्य संगताः । एवं स्वयं भगवत आगत्यर्थं जगुः स्फुटम् ॥ २ ॥
कृत्रिमत्वात्तु भावस्य मिलिताश्च स्वतोऽन्यतः । ततो विशेषविज्ञानात् तिरोभावोऽस्फुरत् स्फुटः ॥ ३ ॥

---

ગોપીજનો એકઠાં મળીને ઊંચેથી પ્રભુનાં ગીત ગાતાં ગાતાં ગાંડા માણસની માફક એક વનમાંથી બીજા વનમાં પ્રભુને શોધવા લાગ્યાં, અને આકાશની માફક અંદર અને બહાર સર્વત્ર બધાં પ્રાણીઓમાં રહેલા પુરુષ વિષે વનસ્પતિઓને ગાંડા માણસની માફક પૂછવા લાગ્યાં. ૪

જેમ જગતમાં બાહ્ય અગ્નિ ભીના લાકડામાં રહેલા અગ્નિના સંબંધથી પોતાની જાતને પ્રકટ કરી શકતો નથી પણ ભીનાશને લીધે ધૂમાડો જ ઉત્પન્ન કરે છે, તેમ ગોપીજનોનો વિરહાગ્નિ પણ, ગોપીજનોને જ્યારે જગતનું અનુસંધાન થતાં ભગવાન્ સર્વથા તિરોહિત થઈ ગયા છે એ બુદ્ધિ થાય છે ત્યારે, ધૂમાડારૂપી ગાનનો શબ્દ જ ઉત્પન્ન કરે છે. ગોપીજનોને ઘડીકમાં બહારનું ભાન થાય છે, તો ઘડીકમાં અંદરનું ભાન થાય છે, એટલે ધૂમાડાની માફક જ્યારે શબ્દ બહાર આવે છે ત્યારે તે ઉત્તરોત્તર વિચિત્ર ભાવો ઉત્પન્ન કરે છે અને ગાનનું સ્વરૂપ ધારણ કરે છે. ભગવાન્ (ધર્મી) રસાત્મક છે અને તેમના ભાવો (ધર્મો) પણ રસાત્મક છે એટલે ભગવાન્ અને ભગવદ્ધર્મો જીવ અને જીવધર્મો કરતાં ઉત્તમ છે, અને તેથી ગોપીજનોને જે પેલા કૃષ્ણ, હું કૃષ્ણ એ પ્રકારનું જે જ્ઞાન થાય છે તે જીવને થતા અખંડાદ્વૈતના અનુભવ કરતાં ઉત્તમ છે. (અખંડાદ્વૈતનો અનુભવ કરવો એ જીવનો ધર્મ છે, અને જીવ ચિત્પ્રધાન છે. ગોપીજનોને ભગવાનનું જે જ્ઞાન પ્રાપ્ત થયું છે તે કેવળ ભગવત્કૃપાથી જ મળી શકે છે, અને ગોપીજનો ભગવાનમાં આસક્ત છે. એટલે ગોપીજનોનું જ્ઞાન સાત્વિક જીવોને થતા અખંડાદ્વૈતના અનુભવ કરતાં ઉત્તમ છે.) ૧.

જેમ ભગવાનના ગાનથી ગોપીજનો પોતે આવીને ભગવાનને મળ્યાં તેમ ગોપીજનોએ પણ, ભગવાન્ પોતે પાસે આવે એટલા માટે ઊંચેથી ગાન કરવા માંડ્યું. ૨.

ગોપીજનોમાં જે ભગવદ્‌ભાવ હતો તે વિરહને લીધે થએલો હોવાથી કૃત્રિમ હતો અને તેથી તે ભાવના તિરોધાનનું તેમને ખરોખર સ્ફુરણ થયું; કારણકે એ વિચિત્ર ભાવવાળાં ગોપીજનો એક બીજાને મળ્યાં કે તરત જ- પોતાની મેળે અને બીજાની દ્વારા તેમને વિશેષ વિજ્ઞાન થયું, પોતાની સ્થિતિનું ખરૂં ભાન થયું. અને તેથી ભગવાનનો જે તિરોભાવ હતો તે તેમને ખરોખર સ્ફૂર્યો.

(આ કારિકાનો બીજો અર્થ પણ સંભવી શકે છે.) ગોપીજનોને પોતાના પ્રિય પ્રભુનાં દર્શન ન થયાં એટલે ઉત્કટ ભાવને લીધે એકલા પ્રિય પ્રભુની જ સ્ફૂર્તિ થઈ, અને ગોપીજનોને પોતાનામાં ફક્ત પ્રિયની જ સ્ફૂર્તિ થઈ એટલે ગોપીજનોમાં જે ભગવદ્‌ભાવ હતો તે કૃત્રિમ થયો. ગોપીજનોનું મિલન બે પ્રકારનું હતું, એક **સ્વતોમિલન** અને બીજું **અન્યતઃમિલન.** જે ગોપીજનમાં ભગવાનનો ભાવ ઉત્પન્ન થયો છે તે બીજી ગોપીજનને સખી માનીને ભેટવાની અને બીજી એવી ક્રિયા કરે છે. આનું નામ સ્વતોમિલન. જ્યારે ભગવદ્‌ભાવવાળી ગોપીજન બીજી ગોપીને ભેટે છે ત્યારે બીજી ગોપીજન ભગવદ્‌ભાવવાળી ગોપીને ભગવાન્ તરીકે માનતી નથી અને ભગવદ્‌ભાવને પ્રતિકૂળ આચરણ કરે છે, પહેલી ગોપીને ભેટવા દેતી નથી. આમ થવાથી ભગવદ્‌ભાવવાળી ગોપીને વિશેષ વિજ્ઞાન થાય છે, પોતાની સ્થિતિનું ખરૂં ભાન થાય છે. જ્યારે બીજી ગોપી પહેલી ગોપી જે પોતાને

तदा विचिक्युः क भगवानस्तीत्यन्वेषणं कृतवत्यः । तत्रापि न सर्वात्मना तिरोभावः स्फुरित इति अन्वेषणेऽपि अनियतवृत्तयो जाता इत्याह उन्मत्तकवदिति । अज्ञात उन्मत्त उन्मत्तकः, कुत्सितो वा । स यथा स्वपरविवेकं न जानाति, वस्त्रादिरहितश्च भवति । एवमवस्थां प्राप्ताः । एकस्माद्वनात् वनान्तरं गताः । किञ्च, न केवलमन्वेषणमात्रम्, किन्तु उन्मत्तकवत् पृच्छन्ति सेत्याह पप्रच्छु- रिति । शुको हि भगवत्स्वरूपाभिज्ञ आनन्दमात्रकरपादमुखोदरादिं कृष्णं सर्वत्रैव विद्यमानं पश्यति । यदि भक्तिसहितं ज्ञानमाविर्भवति तदा अन्योऽपि पश्यति सर्वत्रैव तिरोधाननाशात् । तादृशमेताः परिच्छिन्नं मत्वा पृच्छन्तीति तासामज्ञानकथनार्थमाह आकाशवदन्तरं वहिर्भूतेषु सन्तमिति । बाह्याभ्यन्तरविवेकहेतुराकाश इति पूर्वं निरूपितम् । तद्वदेवायमपि । अत एवाकाशस्य ब्रह्मलिङ्गत्वम् । एतादृशं सर्वत्रैव विद्यमानमदृष्ट्वा, आत्मनि विचारं त्यक्त्वा, चेतनांश्चापृष्ट्वा, स्थावरान् पृच्छन्ति वन- स्पतीन् पप्रच्छुरिति । ते हि वैष्णवा इति । मूढा अपि वैष्णवा एव हि विष्णुगतिं जानन्ति, न त्वत्यन्तं निपुणा अप्यवैष्णवाः ॥ ४ ॥

तत्रापि प्रथमं विष्णुब्रह्मशिवतां लोके प्राप्ताः अश्वत्थप्लक्षवटास्तान् पृच्छन्ति दृष्ट इति ।

---

ભગવાન્ માનતી હતી તેને સખી માનીને મળે ત્યારે અન્યતોમિલન થાય છે. આમાં પણ બીજી ગોપીજન આ ગોપીને ભગવાન્ તરીકે માનતી નથી એટલે તે ગોપીને વિશેષ વિજ્ઞાન થાય છે. આ પ્રમાણે ગોપીજનને વિશેષ વિજ્ઞાન થવાથી ભગવાનના તિરોધાનની સ્પષ્ટ સ્ફૂર્તિ થાય છે.) ૩

તે વખતે ગોપીજનોએ શોધ કરી—ભગવાન્ ક્યાં છે એમ તેમણે શોધ કરવા માંડી. તેમાં પણ ગોપીજનોને ભગવાનના તિરોધાનની સ્ફૂર્તિ સંપૂર્ણપણે થઈ ન હતી એટલે ભગવાનની શોધ કરવામાં પણ તેઓ એક જ પ્રકારની વૃત્તિ ધારણ કરી શક્યાં નહિ એમ શુકદેવજી उन्मत्तकवत् એ પદમાં કહે છે. જેનો ઉન્માદ જાણવામાં નથી આવ્યો તે उन्मत्तक કહેવાય છે; અથવા તો જેનો ઉન્માદ ખરાબ છે તે उन्मत्तक કહેવાય છે. જેમ ઉન્મત્ત માણસ પોતાનું અને પારકું એમ વિવેક જાણતો નથી અને વસ્ત્ર વગેરે ધારણ કરતો નથી તેમ આ ગોપીજનો પણ વિવેકરહિત થઈ ગયાં અને એક વનમાંથી બીજા વનમાં ગયાં. વળી, ગોપીજનોએ ભગવાનની ફક્ત શોધ જ કરવા માંડી એમ નહિ, પરંતુ ઉન્મત્ત માણસની માફક પૂછવા લાગ્યાં એમ શુકદેવજી पप्रच्छुः એ પદમાં કહે છે. શુકદેવજી ભગવાનના સ્વરૂપને બરોબર જાણે છે અને જેમના હાથ, પગ, મુખ, પેટ વગેરે આનન્દમય છે એવા કૃષ્ણ ભગવાનને બધે ય સ્થિતિ કરતા જુવે છે. જો ભક્તિસહિત જ્ઞાન પ્રકટ થાય ત્યારે તો બીજાં પણ જુવે છે, કારણ કે બધે ય ભગવાનના તિરોધાનનો નાશ થયો છે. બધે ય સ્થિતિ કરેલા, અર્થાત્ વ્યાપક, કૃષ્ણ ભગવાનને આ ગોપીજનોએ મર્યાદિત—અવ્યાપક—માનીને તેમને વિષે પ્રશ્નો પૂછવા લાગ્યાં, તેથી તેમનું અજ્ઞાન બતાવવાને માટે શુકદેવજી કહે છે કે आकाशवदन्तरं वहिर्भूतेषु सन्तम्— આકાશની માફક પ્રાણીઓમાં બહાર અને અંદર રહેલા પુરુષને. આકાશ એ બહાર અને અંદર એ બેનો વિવેક કરે છે એમ પહેલાં—તૃતીય સ્કન્ધમાં—કહેવામાં આવ્યું છે. તે જ પ્રમાણે આ કૃષ્ણ પણ બહાર અને અંદર એ બેનો વિવેક કરનાર છે. આ કારણથી જ આકાશને બ્રહ્મનું લિઙ્ગ કહેવામાં આવ્યું છે. આ પ્રકારના બધે ય સ્થિતિ કરનારા કૃષ્ણ ભગવાનને ગોપીજનોએ જોયા નહિ, આત્માને વિષે વિચાર કર્યો નહિ, ચેતન પદાર્થોને પૂછ્યું નહિ અને સ્થાવર પદાર્થોને પૂછ્યું એમ શુકદેવજી वनस्पतीन् पप्रच्छुः એ શબ્દોમાં કહે છે. ગોપીજનોએ વનસ્પતિને ભગવાનને વિષે પૂછ્યું, કારણ કે વનસ્પતિ એ વૈષ્ણવ છે. ખરેખર, વૈષ્ણવો જ, મૂર્ખ હોય તો પણ, વિષ્ણુ ભગવાનની ગતિ જાણે છે, પણ જેઓ વૈષ્ણવ નથી તેઓ, ભલે ને તેઓ પોતે ઘણા હોંશિયાર હોય તો પણ, વિષ્ણુની ગતિ જાણતા નથી. ૪

બધાં વનસ્પતિઓને પ્રશ્ન પૂછવાની અંદર પણ પ્રથમ ગોપીજનો પીપળો, પીપર અને વડ, જે લોકમાં વિષ્ણુ, બ્રહ્મા અને શિવના સ્વરૂપને પ્રાપ્ત થયાં છે, તેમને दृष्टः એ શ્લોકમાં પ્રશ્ન પૂછે છે:—

दृष्टो वः कच्चिदश्वत्थ प्लक्ष न्यग्रोध नो मनः ।
नन्दसूनुर्गतो हृत्वा प्रेमहासावलोकनैः ॥ ५ ॥

अश्वत्थो हि वैष्णवो वृक्षः, विष्णुवत् लोके सन्मानमर्हतीति प्रायेणायं ज्ञास्यति, तथाप्ययं स्तब्धः स्वोत्तमभावनया न ज्ञास्यतीति तदर्थं हेतुभूतं नामाह । अश्वस्तिष्ठत्यस्मिन्निति अश्वत्थः । लोकास्त्वश्वे तिष्ठन्ति, अस्मिंस्त्वश्वस्तिष्ठतीति । 'अश्वो रूपं कृत्वा यदश्वत्थेऽतिष्ठत्' इति श्रुतेः । तर्हि प्राजापत्योऽश्वत्थ इति तदपेक्षया प्राजापत्यो वृक्षः प्रष्टव्य इति प्लक्षं पृच्छन्ति प्लक्षेति । तत्रापि तस्याज्ञानं नाम्ना वदन्ति । अयं हि मनुष्याणामज्ञानार्थं पावित्र्यक्षारणादुत्पन्नः अपवित्रः लोकानामज्ञानहेतुरेव । अतः कथं वक्ष्यतीति । 'पशुना वै देवाः स्वर्गं लोकमायन्, तेऽमन्यन्त मनुष्या नोऽन्वाभविष्यन्तीति, तस्य शिरश्छित्त्वा मेधं प्राक्षारयन्, स प्लक्षोऽभव' दिति श्रुतेः । तर्हि कर्मसम्बन्धरहितः वैष्णवधर्मोपदेष्टा शिवः प्रष्टव्य इति तद्रूपं न्यग्रोधं पृच्छन्ति न्यग्रोधेति । तस्यापि दूषणम् । नितरामग्रोण्यवो यस्येति । अतोऽन्ते हीनभावं गच्छतीति अग्रे गमने हेतुर्भविष्यति । वः युष्माकं सम्बन्धी

---

હે પીપળા !, હે પીપર !, હે વડ !, તમે તમારા સંબંધીને—કૃષ્ણ
ભગવાનને—જોયા છે ? કારણકે નંદરાયના પુત્ર પ્રેમપૂર્વક હાસ્ય કરીને
અને દૃષ્ટિ નાખીને અમારું મન ચોરીને લઇ ગયા છે. ૫

પીપળો એ વૈષ્ણવ વૃક્ષ છે—પીપળાનો દેવતા વિષ્ણુ છે—અને તેને લોકમાં વિષ્ણુની માફક સારૂં માન—પૂજા—ઘટે છે, એટલે તે ભગવાન્ ક્યાં છે એ ઘણું ખરૂં જાણતો હશેઃ છતાં પણ આ ઝાડ સ્તબ્ધ છે, પોતાની જાતને ઉત્તમ માને છે, એટલે ભગવાન્ ક્યાં છે તે જાણતો નહિ હોય એમ માનીને ગોપીજનો તે ઝાડને પોતાને ઉત્તમતાનું ભાન છે તે સૂચવવા માટે તેનું હેતુભૂત નામ—અશ્વત્થ—કહે છે. જેમાં અશ્વ સ્થિતિ કરે છે તે અશ્વત્થ કહેવાય છે. લોકો તો અશ્વમાં સ્થિતિ કરે છે, જ્યારે આમાં—પીપળામાં—તો અશ્વ સ્થિતિ કરે છે, કારણ કે 'અશ્વ રૂપ ધારણ કરીને અશ્વત્થમાં રહ્યો તેથી પીપળો અશ્વત્થ કહેવાય છે' એ પ્રમાણેની શ્રુતિ છે.

તો પછી 'અશ્વત્થનો દેવતા પ્રજાપતિ છે' એ શ્રુતિને અનુસરીને પીપળાના કરતાં પ્રજાપતિ દેવતા વાળા વૃક્ષને પ્રશ્ન કરવો ઘટે છેઃ આમ વિચાર કરીને ગોપીજનો પ્લક્ષ એમ કહીને પ્લક્ષ—પીપર—ને ભગવાન્ વિષે પ્રશ્ન પૂછે છે. તેમાં પણ ગોપીજનો પીપર કાંઈ જાણતો નથી એમ તેના નામનો પ્રયોગ કરીને કહે છે. મનુષ્યો અજ્ઞાનમાં રહે તેટલા માટે પવિત્રતા દૂર કર્યા પછી આ ઝાડ ઉત્પન્ન થએલું છે. અને તેથી તે અપવિત્ર હોઇ લોકોના અજ્ઞાનનું કારણ જ છે, તેથી આ ઝાડ—પીપર—શી રીતે ઉત્તર આપી શકશે ? પીપર અપવિત્ર અને અજ્ઞાનનું કારણ છે, કારણ કે "પશુ વડે દેવો, ખરેખર, સ્વર્ગમાં ગયા. તેમણે વિચાર્યું કે 'મનુષ્યો આપણી પાછળ આવશે;' તેમણે તે પશુનું માથુ કાપી નાખી લોહીની ધારા ચલાવી. આ લોહી જ 'પ્લક્ષ વૃક્ષ થયું.'' એ પ્રમાણેની શ્રુતિ છે.

તો પછી કર્મ સાથે જેમનો સંબંધ નથી અને જે વૈષ્ણવ ધર્મનો ઉપદેશ કરનાર છે એવા મહાદેવને પ્રશ્ન કરવો ઘટે છે એમ માનીને મહાદેવરૂપ વડને ન્યગ્રોધ એમ કહીને ગોપીજનો ભગવાન્ વિષે પ્રશ્ન પૂછે છે. આ વડના ઝાડમાં પણ દોષ છે. આ ઝાડ ન્યગ્રોધ કહેવાય છે. જેમનો આગળનો ભાગ બહુ નીચે જાય તે ન્યગ્રોધ કહેવાય છે. તેથી અન્તે આ ઝાડ નીચે જ જાય છે, આથી ભગવાનને આગળ જવાનું કારણ મળે છે.

વઃ એટલે તમારા સંબંધી—ભગવાન્—તમે જોયા ? (આ વૃક્ષોએ ભગવાનને જોયા હોય તો ભગવાન્ વૃક્ષોના દર્શનના વિષય બને, અને તે રીતે તેમના સંબંધી ગણી શકાય.) કચ્ચિત્‌નો અર્થ પ્રશ્નની સંભાવના છે.

भवद्भिः किं दृष्टः । प्रश्नसम्भावनायां कच्चिदिति । दृष्टोऽस्माभिः पूर्वम्, सर्वदैव वा, ततः किं भवतीनामिति चेत्, नो मनः हृत्वा गत इति । ननु स विष्णुः कथं चौर्यं करिष्यतीति, तत्राहुः नन्दसूनुरिति । नन्दस्य चेत् पुत्रो जातः, तदा तत्कार्यं कर्तव्यम् । ते हि दधिदुग्धादिचौर्यं कुर्वन्ति । अतो मनश्चौर्यमपि नात्यन्तं विरोधि । भर्तृनामाग्रहणं वा । अत एव हरणपर्यन्तं प्रभुपुत्र इति न ज्ञातः । अन्यथा भोगं परित्यज्य कथं गच्छेत् । नन्वन्तःस्थितं मनः कथं गृहीतमित्याशंक्य, त्रिविधं मनः त्रिभिरपि धर्मैर्गृहीतवानित्याह प्रेमहासावलोकनैरिति । प्रेमपूर्वकहास्यसहितान्यवलोकनानि मनोहराणि । तमोरजःसत्त्वभावा उक्ताः । प्रेम्णा अन्तःप्रवेशः, हास्येन ग्रहणम्, अवलोकनेन हरणमिति ॥ ५ ॥

तेषामनुत्तरं मत्वा, एते अमुख्यफला महान्तोऽपि काकसेव्या एवेति, ये महान्तः पुष्पवन्तः सुगन्धाः, तान् पृच्छाम इति कुरबकादीन् पृच्छन्ति कच्चिदिति ।

---

અમે ભગવાનને પહેલાં જોયા હતા, અથવા તો હમ્મેશાં જ તેમનાં દર્શન કરીએ છીએ; પણ તેમાં તમારે—ગોપીજનોને—શું ?—આ પ્રમાણે જો વૃક્ષો ગોપીજનોને કહે તો તેના ઉત્તરમાં ગોપીજનો કહે છે કે **नो मनो हृत्वा गतः**, અમારૂં મન હરણ કરીને તે ભગવાન્ નાસી ગયા છે.

અરે ! એ તો વિષ્ણુ છેઃ તે શી રીતે ચોરી કરશે ?—એમ જો પ્રશ્ન કરવામાં આવે તો ગોપીજનો કહે છે કે **नन्दसूनुः**, તે નન્દનો પુત્ર છે. જ્યારે ભગવાન્ નન્દના પુત્ર તરીકે જન્મ્યા છે ત્યારે તો તેણે નન્દનું કાર્ય કરવું જોઇયે. નન્દાદિ લોકો તો દહીં, દૂધ વગેરેની ચોરી કરે છે. તેથી ભગવાને જે અમારા મનની ચોરી કરી તેમાં બહુ વિરોધ નથી. અથવા તો ભગવાન્ ગોપીજનોના પતિ છે અને પતિનું નામ ન લેવાય એટલા માટે ગોપીજનોએ **नन्दसूनुः**—નન્દના પુત્ર—એ પ્રમાણે કહ્યું. આ કારણથી જ એમ જણાય છે કે ભગવાને ગોપીજનોના મનનું હરણ કર્યું ત્યાં સુધી ગોપીજનોએ ભગવાનને પોતાના શેઠના પુત્ર છે એમ માનેલા, તેમને ચોર તરીકે જાણેલા નહિ; (કારણ કે પોતાના સ્વામીનો પુત્ર ચોરી કરે નહિ એમ તેઓ માનતાં હતાં, પણ અંતે તો ભગવાન્ ચોર જ નીકળ્યા.) જો આમ ન માનીએ તો—જો ભગવાન્ ચોર નથી એમ માનીએ તો—ભોગનો ત્યાગ કરીને તે કેમ ચાલ્યા જાય ? (ચોર હોય તે જ ભોગનો ત્યાગ કરીને ચાલ્યો જાય; ભગવાન્ તે પ્રમાણે ચાલ્યા ગયા છે તો તે ચોર જ છે એમ સિદ્ધ થાય છે.)

અરે ! ગોપીજનોના શરીરની અંદર રહેલા મનનું ભગવાને શી રીતે હરણ કર્યું એમ જો શંકા કરવામાં આવે તો તેના સમાધાનમાં શુકદેવજી **प्रेमहासावलोकनैः** એ શબ્દોમાં કહે છે કે ભગવાને ત્રણ પ્રકારના મનનું ત્રણે ય પ્રકારના ધર્મો વડે હરણ કર્યું. પ્રેમપૂર્વક હાસ્યવાળાં અવલોકનો મનનું હરણ કરનારાં છે. આ પ્રમાણે તમસ્, રજસ્ અને સત્ત્વ એ ત્રણ ભાવોનું વર્ણન કરવામાં આવ્યું; પ્રેમ એ તમસ્‌નો ભાવ છે, હાસ્ય એ રજસ્‌નો ભાવ છે અને અવલોકન એ સત્ત્વનો ભાવ છે. (જેનું મન જે પ્રકારનું હોય છે તેનું મન તે પ્રકારે ભગવાન્ હરણ કરે છે. જો મન તમઃપ્રધાન હોય તો ભગવાન્ પ્રેમના પ્રાધાન્યથી તે મનનું હરણ કરે છે.) પ્રેમ વડે ભગવાન્ અંદર પ્રવેશ કરે છે, હાસ્ય વડે મનનું ગ્રહણ કરે છે અને અવલોકન વડે હરણ કરે છે. ૫

પીપળો, પીપર અને વડ એ ત્રણ વૃક્ષોએ ઉત્તર ન આપ્યો એમ જ્યારે ગોપીજનોએ માન્યું ત્યારે ગોપીજનોએ વિચાર કર્યો કે આ વૃક્ષોનાં ફળ મુખ્ય—ઉપયોગી—નથી, અને આ બધાં વૃક્ષો મોટાં છે છતાં પણ તેમનો ઉપયોગ કાગડાઓને જ કરવા યોગ્ય છે; તેથી જે મોટાં વૃક્ષો છે, જેમને પુષ્પ થાય છે અને જે સારી વાસવાળાં છે એવાં કુરબક વગેરે વૃક્ષોને ભગવાન્ વિષે ચાલો આપણે પ્રશ્ન પૂછીએ. આ પ્રમાણે વિચાર કરીને ગોપીજનો **कच्चित्** એ શ્લોકમાં પ્રશ્ન પૂછે છેઃ—

कच्चित् कुरवकाशोकनागपुन्नागचम्पकाः ।
रामानुजो मानिनीनां गतो दर्पहरस्मितः ॥ ६ ॥

कुरवकाशोकौ कामोद्दीपकौ । एते कामबाणपुष्पाः । नागो नागकेसरः, पुन्नागश्चम्पकश्च अतिसुगन्धपुष्पाः । ते हि कामिनं व्यावर्तयन्ति । अतः पञ्चाप्येते ज्ञास्यन्तीति । रामानुजः कच्चिद्युष्माभिर्दृष्ट इति पृच्छन्ति । पूर्ववदेव प्रयोजनकथनम् । मानिनीनां दर्पहरं स्मितं यस्य । व्यर्थमेव गतो भगवान्, स्मितमात्रेणैव दर्पो गच्छति, किं गमनेन । भयं तु नास्त्येव, यतो रामानुजः बलभद्रभ्राता, भर्तृनाम न ग्राह्यमिति । वयं सर्वा एव मानिन्यः स्थिताः । अतोऽस्मद्दर्पदमनार्थं गतः । प्रायेणैतैर्न दृष्टः । कुत्सितरवात् कं सुखं यस्य । रोदनप्रियोऽयम् । अशोकश्च शोकनाशक एव, न तु कस्यचित् सुखं प्रयच्छति । नागोऽयं नाम्नैव भयानकः । गजपक्षेऽपि पुंसामपि नागः । चम्पकोऽपि परिणामविरसः । अफलाश्चैते ॥ ६ ॥

पूर्वोक्तास्त्वपुष्पाः, एते अफलाः । फलपुष्पाभ्यां नानाविधविनियोगसंभवादज्ञानं मत्वा, तुलस्यास्तदुभयं नास्तीति भगवदीयत्वेन प्रसिद्धां पृच्छन्ति कच्चिदिति ।

---

હે કુરબક !, હે અશોક !, હે નાગ !, હે પુન્નાગ !, હે ચંપક !,
સ્મિતમાત્રથી માનિની સ્ત્રીઓના ગર્વ હરનાર બળદેવજીના નાનાભાઈને
તમે જતાં જોયા ? ૬

કુરબક અને અશોક એ બે વૃક્ષો કામને વધારનારાં છે. આ કુરબક વગેરે વૃક્ષોનાં પુષ્પો કામદેવનાં બાણ છે. નાગ એટલે નાગકેસર. નાગ, પુન્નાગ અને ચમ્પક એ ત્રણ વૃક્ષોનાં પુષ્પો બહુ સુગંધિ છે. તે કામી પુરુષને બીજા કાર્યમાંથી અટકાવે છે. આથી આ પાંચે ય વૃક્ષો ભગવાન્ ક્યાં ગયા છે તે જાણતાં હશે. બળદેવજીના નાના ભાઈને તમે જોયા છે એમ ગોપીજનો વૃક્ષોને પ્રશ્ન પૂછે છે. પહેલાં જેમ ગોપીજનોએ, ભગવાન્ પોતાનું મન હરણ કરીને નાસી ગયા છે તેટલા માટે, વૃક્ષોને ભગવાન્ વિષે પ્રશ્ન પૂછ્યો, તેમ આ શ્લોકમાં પણ તેમણે તે જ કારણથી વૃક્ષોને ભગવાન્ વિષે પ્રશ્ન પૂછ્યો છે. ભગવાનને દર્પહરસ્મિત કહેવામાં આવ્યા છે; અર્થાત્ જેમનું સ્મિત માનિની સ્ત્રીઓના ગર્વનું હરણ કરનાર છે એવા ભગવાન્. ભગવાન્ નકામા જ જતા રહ્યા; એમના ફક્ત સ્મિતથી જ દર્પ ચાલ્યો જાય છે, તો પછી ભગવાનને નાસી જવાની શી જરૂર હતી? ભગવાનને કોઈનો ભય તો છે જ નહિ, કારણ કે તે રામાનુજ—બળદેવજીના નાનાભાઈ—છે. પોતાના પતિનું નામ ન લેવાય એટલા માટે ગોપીજનોએ ભગવાનને માટે રામાનુજ એ શબ્દનો પ્રયોગ કર્યો. અમે બધાં ય માનિનીઓ છીએ; તેથી અમારા ગર્વનો નાશ કરવાને માટે ભગવાન્ જતા રહ્યા. ઘણુંખરૂં આ વૃક્ષોએ ભગવાનને જતાં જોયા નથી; કારણ કે આ કુરબક (कु+रव+क) ને ખરાબ શબ્દથી ક—સુખ—મળે છે; તેને રડવું ગમે છે. આ અશોક (अ+शोक) શોકનો જ નાશ કરે છે, પણ કોઈને સુખ આપતો નથી. આ નાગ પોતાના નામથી જ ભય ઉત્પન્ન કરે છે. નાગનો અર્થ હાથી કરવામાં આવે તો પણ તે—પુન્નાગ—પુરુષોમાં પણ હાથી છે. અર્થાત્ તે બહુ અભિમાની હોવાથી અમને ઉત્તર નહિ આપે. ચમ્પક પણ પાકે એટલે રસ વગરનો થઈ જાય છે. આ બધાં વૃક્ષોમાં ઉપર જણાવેલા દોષો છે તે ઉપરાંત બીજો પણ દોષ છે અને તે એ કે તેમને ફળ નથી. ૬

પાંચમા શ્લોકમાં જણાવેલાં વૃક્ષોને પુષ્પ નથી, અને છઠ્ઠા શ્લોકમાં જણાવેલાં વૃક્ષોને ફળ નથી. પુષ્પો શોભા આપનારાં છે, એટલે જે વૃક્ષોને પુષ્પ નથી તેમનામાં શોભા નથી; અને જે વૃક્ષોને ફળ નથી તે વૃક્ષોને પૂછવામાં આવતો પ્રશ્ન પણ નિષ્ફળ જાય છે. ફળ અને પુષ્પ એ બેનો અનેક પ્રકારનો વિનિયોગ સંભવે છે એટલે આ બધાં વૃક્ષો ભગવાન્ વિષે કાંઈ જાણતાં નથી એમ ગોપીજનોએ માન્યું,

**कच्चित्तुलसि कल्याणि गोविन्दचरणप्रिये ।**
**सह त्वाऽलिकुलैर्बिभ्रत् दृष्टस्तेऽतिप्रियोऽच्युतः ॥ ७ ॥**

तुलसीति सम्बोधनं सखीमिव मत्वा । सा चेत् पूर्वसम्बन्धस्मरणेन भक्तेव भगवन्तं भजेत्, तदा रसो न पुष्ट इति तां भगवत्पत्नीं मन्यमाना आहुः **कल्याणीति** । एवमपि सति भक्तिप्रधानेत्य-स्मदाद्यपेक्षया उत्कृष्टेत्याहुः **गोविन्दचरणप्रिय** इति । किञ्च, तव दर्शने उपायोऽप्यस्ति । त्वत्सजातीयस्य तत्र विद्यमानत्वात् । सजातीयो हि सजातीयं मार्गस्थं दृष्ट्वा गच्छति । तदाहुः । **अलिकुलैः सह त्वा त्वां बिभ्रत् दृष्ट** इति । किञ्च, ते भगवानत्यन्तं प्रियः, यद्यनेन मार्गेण गतः स्यात्, अवश्यं त्वया दृष्टः स्यादिति ॥ ७ ॥

तत्राप्यरुचिं मत्वा, इयं सपत्नीवत् स्वोत्कर्षं ख्यापयन्ती कथमन्याभ्यो वक्ष्यतीति, साधारण्यः स्त्रिय एवास्माकमुपकारिण्य इति, ताः पृच्छन्ति **मालतीति** ।

**मालत्यदर्शि वः कच्चित् मल्लिके जाति यूथिके ।**
**प्रीतिं वो जनयन् यातः करस्पर्शेन माधवः ॥ ८ ॥**

---

અને વિચાર કર્યો કે તુલસીનો ફળ અને પુષ્પ એ બન્ને ય રીતે ઉપયોગ સંભવતો નથી એટલે તે ભગવદીય તરીકે પ્રસિદ્ધ છે, માટે તેને પ્રશ્ન પૂછવા દો. આ પ્રમાણે વિચાર કરીને ગોપીજનો તુલસીને **कच्चित्** એ શ્લોકમાં ભગવાનને વિષે પ્રશ્ન પૂછે છે:—

હે તુલસી ! હે કલ્યાણી ! હે ભગવાનના ચરણ ઉપર પ્રીતિ
રાખનારી ! ભ્રમરોની સાથે તને ધારણ કરનારા, અને તને અત્યન્ત પ્રિય
એવા અચ્યુતને તેં જોયા છે ? ૭

'હે તુલસી !' એ પ્રમાણે ગોપીજનોએ જે સંબોધન કર્યું તે તુલસીને પોતાની સખી માનીને કર્યું છે. પહેલાંનો સંબંધ—ભગવાનના ચરણારવિન્દની સેવા કરવાનો સંબંધ—સંભારીને જો તુલસી ભક્તની માફક ભગવાનનું ભજન કરે તો રસ પુષ્ટ થાય નહિ; તેટલા માટે તુલસીને ભગવાનની પત્ની માનીને ગોપીજનો કહે છે કે **कल्याणि**. આમ હોવા છતાં પણ, તુલસીમાં ભક્તિ પ્રધાન છે તેથી તે અમારા કરતાં ઉત્તમ છે એમ ગોપીજનો **गोविन्दचरणप्रिये** એ શબ્દમાં કહે છે. વળી, તારી પાસે ભગવાનનું દર્શન કરવાનો ઉપાય પણ છે, કારણ કે તારા જેવી બીજી વસ્તુ, તુલસી, ત્યાં—ભગવચ્ચરણમાં—છે. એક પદાર્થ પોતાના જેવા બીજા પદાર્થને રસ્તામાં ઉભેલો જોઈને ત્યાં જાય છે. (તું પણ તુલસી છું, અને તારી સજાતીય તુલસી ભગવાનના ચરણમાં જોઈને તું ત્યાં જાય અને તને ભગવાનનાં દર્શન થાય એ સ્વાભાવિક છે.) આ વાત શુકદેવજી **अलिकुलैः सह त्वा त्वां बिभ्रत् दृष्टः**—ભ્રમરોની સાથે તને ધારણ કરનારા તે જોયા ?—એ શબ્દોમાં કહે છે. વળી, તને ભગવાન્ ઘણા પ્રિય છે; જો ભગવાન્ આ માર્ગે ગયા હોય તો તેં જરૂરથી તેમને જોયા હોય. ૭

ગોપીજનોએ તુલસીને પ્રશ્ન પૂછ્યો, તે પણ તેમને ગમ્યો નહિ, કારણ કે 'આ તુલસી પોતાની શ્રેષ્ઠતા દેખાડે છે એટલે બીજી સ્ત્રીઓને ભગવાન્ વિષે તે શી રીતે કહી શકશે' એમ ગોપીજનોને વિચાર આવ્યો. તેમણે ફરીથી વિચાર્યું કે સાધારણ સ્ત્રીઓ જ અમારા ઉપર ઉપકાર કરશે. આ પ્રમાણે વિચાર કરીને ગોપીજનો **मालति** એ શ્લોકમાં તે બધાંને પ્રશ્ન પૂછે છે:—

હે માલતી ! હે મલ્લિકા ! હે જાઈ ! હે જુઈ ! હાથના સ્પર્શથી
તમને પ્રીતિ ઉત્પન્ન કરતા માધવ ગયા તે તમે જોયા ? ८

हे मालति यः युष्माभिः प्रत्येकं नानारूपाभिः दृष्टः कच्चित् । तथैव मल्लिके, हे जाति, हे यूथिके । एताश्चतस्रो लताः अतिसुगन्धपुष्पाः भगवत्प्रियाः । अतः यः युष्माकं करस्पर्शेन प्रीतिं जनयन् पुष्पावचयं कुर्वन् माधवो लक्ष्मीसहितः । लक्ष्म्या सह तिष्ठति, अतस्तस्याः चूडाग्रन्थनार्थं पुष्पावचय आवश्यक इति ॥ ८ ॥

ननु यद्यप्येताः स्त्रियः, तथाप्यफला इति, अल्पा इति, स्वार्थपरा इति, लक्ष्मीपक्षपातिन्य इति न वदिष्यन्तीति ज्ञात्वा आम्रादीनत्युत्तमान् पृच्छन्ति चूतेति ।

चूतप्रियालपनसासनकोविदारजम्ब्वर्कबिल्वबकुलाम्रकदम्बनीपाः ।
येऽन्ये परार्थभवका यमुनोपकूलाः शंसन्तु कृष्णपदवीं रहितात्मनां नः ॥९॥

चूताम्रौ मधुराम्लप्रकृतिकौ । कालभिन्नफलौ वा । प्रियालस्तु बीजेऽप्यधिकरसयुक्तः । पनसो महाफलः । अन्ये चासनादयो वृक्षाः पुष्पफलप्रधानाः । किं बहुना । अन्येऽपि ये मधूकादयः । परार्थमेव जन्म येषां ते परार्थभवकाः । किञ्च, यद्यपि सर्व एव वृक्षाः परार्थजन्मानः, तत्रापि ये यमुनोपकूलाः यमुनाया उपकूले तपस्विन इव तिष्ठन्ति ते ह्यवश्यं भगवन्तं पश्यन्ति च । अतः

---

હે માલતિ! તમે બધાં પૈ—જૂદા જૂદા રૂપવાળાં દરેકે—ભગવાનને જોયા? તેજ પ્રમાણે હે મલ્લિકા!, હે જાઇ!, હે જુઇ! તમે બધાં યે ભગવાનને જોયા? આ ચાર લતાઓ બહુ સુગન્ધિ પુષ્પોવાળી છે અને ભગવાનને પ્રિય છે. તેથી જ—તમને—માધવ—લક્ષ્મીજી સહિત ભગવાન્—હસ્તના સ્પર્શથી પ્રીતિ ઉત્પન્ન કરે છે—તમારાં પુષ્પો ભગવાન્ પોતાના હસ્ત વતી ચૂંટે છે અને તે રીતે હસ્તસ્પર્શથી તમને આનન્દ આપે છે. ભગવાન્ લક્ષ્મીજીની સાથે સ્થિતિ કરે છે, તેથી તેમનો—લક્ષ્મીજીનો—ચોટલો બાંધવા માટે પુષ્પોને ચૂંટવાની જરૂર હોય છે. ૮

જો કે આ માલતી વગેરે લતાઓ સ્ત્રીઓ છે, છતાં પણ તેમને ફળ નથી, તે અલ્પ છે, સ્વાર્થપરાયણ છે, પણ છાયા, ફળ વગેરે આપીને લોકોના ઉપર ઉપકાર કરનારી નથી, અને લક્ષ્મીજીનો જ પક્ષપાત કરનારી છે, અર્થાત્ ધનવાન્ માણસ જ આ લતાઓનો ઉપયોગ કરી શકે છે, આથી તે આપણને ઉત્તર નહિ આપે એમ ગોપીજનોએ જાણ્યું. તેથી તે ચૂત એ શ્લોકમાં આમ્ર વગેરે ઉત્તમ વૃક્ષોને ભગવાન્ વિષે પ્રશ્ન પૂછે છે —

હે આંબા!, હે રાયણ!, હે પનસ!, હે આશન!, હે કોવિદાર!,
હે જાંબુડા!, હે આકડા!, હે બીલી!, હે બકુલ!, હે આંબલાંઓ!,
હે કદંબ!, હે નીપ!, તથા બીજાના ઉપર ઉપકાર કરવાને માટે ઉત્પન્ન
થએલાં અને શ્રીયમુનાજીના તટ ઉપર આવેલાં હે અન્ય વૃક્ષો!, આત્મરહિત
એવાં અમને ભગવાનનો પત્તો દેખાડો. ૯

ચૂત એ મીઠો આંબો છે, અને આમ્ર એ ખાટો આંબો છે, અથવા તો તે બન્નેને જૂદે જૂદે સમયે ફળ આવે છે. પ્રિયાલ—રાયણ—તો બીજમાં પણ અધિક રસવાળી હોય છે પનસને મોટાં ફળ હોય છે. આશન વગેરે બીજાં વૃક્ષોમાં પુષ્પ અને ફળ પ્રધાન છે. વધારે શું કહેવું? બીજાં પણ મધૂક વગેરે વૃક્ષો છે. બીજાને માટે જ જેમનો જન્મ છે તે પરાર્થભવક કહેવાય છે. વળી, જો કે બધાંય વૃક્ષો ઉપકાર કરવાને માટે ઉત્પન્ન થએલાં છે, તેમાં ય પણ જે યમુનોપકૂલ છે, જે શ્રીયમુનાજીના તટ ઉપર તપસ્વીઓની માફક સ્થિતિ કરે છે, તે તો અવશ્ય જ ભગવાનને જુવે છે અને બીજાને તે પ્રમાણે દર્શન આપે છે. તેથી હે વૃક્ષો! તમે સદાનન્દ એવા ભગવાનનો પત્તો બતાવો, જેથી ભગવાન્ ક્યે માર્ગે ગયા એ અમે બરોબર જાણીએ. બધાં વૃક્ષો ગોપીજનોના ઉપર દયા કરે તેટલા માટે ગોપીજનો કહે છે કે

सदानन्दस्य पदवीं शंसन्तु । यथास्मद्धृदये समायाति । दयार्थमाहुः रहितात्मनामिति । केचिन् गृहरहिताः धनरहिताः देहरहिता वा वयं त्वात्मरहिता एव । अतः सर्वापेक्षया वयं दीनाः । अतः कृष्णपदवीमस्मदर्थे शंसन्तु ॥ ९ ॥

एवमतिविलापे दीनतायामाविष्कृतायां भूमौ भगवच्चरणारविन्दानि दृष्टानि, तदा भूमिं स्तुवन्ति किं ते कृतमिति ।

**किं ते कृतं क्षिति तपो बत केशवांघ्रिस्पर्शोत्सवोत्पुलकिताङ्गरुहैर्विभासि ।**
**अप्यंघ्रिसंभव उरुक्रमविक्रमाद्वा आहो वराहवपुषः परिरम्भणेन ॥ १० ॥**

हे क्षिति ते त्वया किं वा तपः कृतम् । अस्माभिरपि तपः कृतमेव परं नैवं फलमनुभूतम् । सर्वथा पुण्यव्यतिरेकेण नेष्टसिद्धिः, सुतरां भगवल्लक्षणा । स्वस्य तदभावमाशङ्क्य बतेति खेदे । न केवलं तव पादसम्बन्धमात्रं किन्त्वन्येऽपि भावा दृश्यन्त इत्याहुः । केशवस्य ब्रह्मादेरपि मुक्तिदातुः ब्रह्मप्रार्थितचरणारविन्दस्य अंघ्रिस्पर्शेन उत्सवो यस्याः । स्वेदो दृश्यत एव, अन्यथा पदानि स्पष्टानि न भवेयुः । अन्योऽप्युत्सवो दृश्यते, उत्पुलकिता च । सर्वत्र दूर्वाङ्कुरा उत्थिता इति अङ्गरुहैः रोमाञ्चैः कृत्वा विशेषेण भासि । उत्पुलकिताङ्गरुहैर्वा । अंघ्रिस्पर्शोत्सवा विभासि । ननु सर्वत्रैव

---

रहितात्मनाम्—અમે આત્મા વિનાનાં છીએ. કેટલાક ઘર વગરના હોય છે, કેટલાક ધનવગરના હોય છે, કેટલાક દેહ વગરના હોય છે; પરંતુ અમે તો આત્મા વગરનાં જ છીએ. તેથી બીજા બધા કરતાં અમે વધારે દીન—ગરીબ, દયાને પાત્ર—છીએ. આ કારણથી અમારે માટે હે વૃક્ષો! તમે કૃષ્ણનો પત્તો બતાવો. ૯

આ પ્રમાણે જ્યારે ગોપીજનોએ ઘણો વિલાપ કર્યો અને દીનતા પ્રકટ થઈ ત્યારે ભૂમિ ઉપર ભગવાનનાં ચરણારવિન્દો તેમણે જોયાં. તે સમયે ગોપીજનો किं ते कृतम् એ શ્લોકમાં ભૂમિની સ્તુતિ કરે છેઃ—

હે પૃથ્વી! તેં શું તપ કર્યું છે? તારા રોમે રોમે પુલકિત થવાથી
કેશવના ચરણના સ્પર્શના ઉત્સવવાળી તું શોભે છે. એ ઉત્સવ શું ચરણ
સ્પર્શથી થયો છે? કે વામનજીએ પૃથ્વી ઉપર ચરણ મૂક્યું તેથી થયો છે?
કે વરાહ પ્રભુના આલિંગનથી થયો છે? ૧૦

હે પૃથ્વી! તેં શું તપ કર્યું છે? અમે પણ તપ કર્યું જ છે, પણ આ પ્રકારના ફળનો અમને અનુભવ થયો નથી. પુણ્ય વિના ઇષ્ટસિદ્ધિ કોઇ પણ પ્રકારે થતી નથી, તેમાં ય પણ ખાસ કરીને ભગવાન્ વિષે જ્ઞાન આપે એવી ભગવાનની પગલીઓરૂપી ઇષ્ટસિદ્ધિ તો પુણ્ય વિના થતી જ નથી. પોતાની ઇષ્ટસિદ્ધિ થઈ નથી એમ માનીને ગોપીજનોને बत—અરે—એ પ્રમાણે ખેદ થાય છે. હે પૃથ્વી! તને કેવળ ભગવાનના ચરણનો સંબંધ થયો છે એટલું જ નહિ પરંતુ બીજા પણ ભાવો તારામાં જોવામાં આવે છે એમ ગોપીજનો કહે છે. કેશવ એટલે બ્રહ્મા અને મહાદેવને પણ મુક્તિ આપનાર પ્રભુઃ જેમના ચરણારવિન્દની પ્રાર્થના બ્રહ્મા અને મહાદેવ કરે છે તે કેશવ. આવા કેશવના ચરણના સ્પર્શથી ઉત્સવ—આનન્દ અને પરસેવો—જેમને થયો છે એવી પૃથ્વી. ઉપર પરસેવો દેખાય છે જ, નહિ તો ભગવાનનાં પગલાં સ્પષ્ટ હોઇ શકે નહિ. બીજો પણ ઉત્સવ—આનન્દ—પૃથ્વીમાં જોવામાં આવે છે. પૃથ્વી પુલકિત થઇ છે. બધે ય દૂર્વાના અંકુરો પ્રકટ થયા છે એટલે અંગરુહોથી—રોમાંચોથી—પૃથ્વી વિશેષ શોભે છે. અથવા તો બીજી રીતે પણ અન્વય કરી શકાય છેઃ હે પૃથ્વી!, ઉત્પુલકિત—ઊભાં થએલા—રોમને લીધે ભગવાનના ચરણના સ્પર્શના ઉત્સવવાળી તું શોભે છે.

पुलको दृश्यते यदि केशवांघ्रिस्पर्शेन स्यात् तत्रैकदेशे स्यात् स्वेदवदित्याशङ्क्य हेत्वन्तरमुत्प्रेक्षन्ते अप्यंघ्रिसंभव उरुक्रमाद्वेति । अपीति संभावनायाम् । अनेन चरणस्पर्शेन पूर्वस्थितचरणस्पर्शः स्मृतः । स तु सर्वत्र भूमौ व्याप्तः । अतस्तेन अंघ्रिणा संभवो यस्य उत्सवस्य । उरुक्रमः त्रिविक्रमः । तस्य विक्रमात् पदन्यासाद्वेति तत्राप्यनिर्धारः । न हि चरणं संबन्धमात्रेण संभोगरहितेन सात्त्विकभावरूप उत्सवो रोमाञ्चो भवितुमर्हति । तदर्थं पक्षान्तरमाशङ्कते आहो वराहवपुषः परिरम्भणेनेति । अनेन स्वसमानता च वर्णिता ॥ १० ॥

एवं स्थावरान् पृष्ट्वा जङ्गमान् पृच्छन्ति अपीति ।

**अप्येणपत्न्युपगतः प्रिययेह गात्रैस्तन्वन् दृशां सखि सुनिर्वृतिमच्युतो वः ।**
**कान्ताङ्गसङ्गकुचकुङ्कुमरञ्जितायाः कुन्दस्रजः कुलपतेरिह वाति गन्धः ॥ ११ ॥**

हे एणपत्नि कृष्णसारपत्नि, प्रियया कयाचित् लक्ष्म्या अन्यया वा उपगतः मिलितः स्त्रीसहितः, अनेन मार्गेण गच्छन्, स्वगात्रैः स्वावयवैः, भवतीनां दृशां सुनिर्वृतिं तन्वन् दृष्टः कच्चित् । अनेनैव मार्गेण गत इति चरणारविन्ददर्शनात् निश्चीयते । यदि दृष्टो भवेत्, तदा अस्माभिरपि द्रष्टुं शक्यत इति । त्वं त्वन्यस्य पत्नी अस्माकं च सखी भवसि । अत आहुः हे सखीति । सखित्वं

---

અરે, બધે ય પુલક જોવામાં આવે છે; જો કેશવના ચરણના સ્પર્શથી પુલક હોય તો પરસેવાની માફક એક જ ભાગમાં તે પુલક હોવો જોઇએ એમ શંકા કરીને ગોપીજનો બીજું કારણ अप्यङ्घ्रिसंभव उरुक्रमविक्रमाद्वा એ શબ્દોમાં કલ્પે છે. अपिનો અર્થ સંભાવના છે. પૃથ્વીને થએલા આ ભગવાનના ચરણના સ્પર્શથી પહેલાંના ચરણસ્પર્શનું સ્મરણ થાય છે. તે ચરણસ્પર્શ તો ભૂમિ ઉપર બધે વ્યાપેલો હતો. તેથી તે ચરણથી ઉત્પત્તિ છે જેની એવો અંઘ્રિસંભવ ઉત્સવ. ઉરુક્રમ એટલે ત્રિવિક્રમ—ત્રણ પગલાં ભરનાર વામનજી. તેમના વિક્રમથી—પગ મૂકવાથી—આ આનન્દ થયો છે? वा પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે એટલે આ બાબતમાં પણ ગોપીજનોને નિશ્ચય થઈ શકતો નથી. ભગવાનના કેવળ ચરણના સ્પર્શથી જ, સંભોગ કર્યા વિના, પૃથ્વીને સાત્ત્વિકભાવરૂપ ઉત્સવ, રોમાંચ, સંભવી શકતો નથી. તેથી ગોપીજનો બીજું કારણ કલ્પીને કહે છે કે आहो वराहवपुषः परिरम्भणेन—અથવા તો વરાહ અવતાર ધારણ કરનાર પ્રભુના આલિંગનથી તમને આનન્દ થયો છે?—આમ કહેવાથી પૃથ્વી ગોપીજનોની સમાન છે એમ વર્ણન કરવામાં આવ્યું. ૧૦

આ પ્રમાણે સ્થાવર પદાર્થોને પ્રશ્ન પૂછીને જંગમ—હાલતા ચાલતા—પદાર્થોને ગોપીજનો अपि એ શ્લોકમાં પ્રશ્ન પૂછે છેઃ—

હે મૃગલી! હે સખી! પ્રિયાની સાથે અહીંથી જતા અને પોતાનાં
અવયવોથી તમારા નેત્રોને આનન્દ આપતા ભગવાનને તમે જોયા છે?
કારણ કે પ્રિયતમાના અંગસંગના સમયે તેના સ્તન ઉપરના કુંકુમથી રંગાયલી
ગોકુલપતિની કુંદપુષ્પની માળાની સુગંધ અહીં આવે છે. ૧૧

હે એણપત્ની—કૃષ્ણસાર નામના હરણની પત્ની—! પ્રિયાની સાથે—કોઇક લક્ષ્મીની સાથે અથવા તો બીજી કોઈ સ્ત્રી સાથે—આ રસ્તે જતા, અને પોતાના ગાત્રોથી—અવયવોથી—તમારાં નેત્રોને ઘણો આનન્દ આપતા ભગવાન્ તમે જોયા છે? ભગવાન્ આજ માર્ગે ગયા છે એમ એમનાં ચરણારવિન્દના દર્શનથી નિશ્ચય થાય છે. જો તમે ભગવાનને જોયા હોય તો અમે પણ એમને જોઇ શકીએ. તું તો બીજાની પત્ની છે અને અમારી સખી છે; તેથી ગોપીજનો કહે છે કે હે सखि. ગોપીજનો મૃગલીને સખી તરીકે માને છે એનું કારણ એ કે બન્નેને કૃષ્ણ ઉપર પ્રેમ હતો, અને બન્નેને ભય હતો અને

कृष्णानुरक्त्या नेत्रतुल्यत्वेन भीरुत्वादिधर्मैः । अन्यथा भवतीनां विकसितनयनानि न भवन्तीति । ननु कृतलीलः किमिति प्रार्थ्यते, तत्राहुः अच्युत इति । ननु कथं ज्ञायते प्रियया उपगत इति, तत्राहुः कान्तेति । कान्ताया अङ्गसङ्गे यत्कुचयोः कुङ्कुमं तेन रञ्जितायाः कुन्दस्रजः कुन्दपुष्पमालायाः गोकुलपतेः सम्बन्धिन्या इह गन्धो वाति । आर्द्रश्च गन्धः आर्द्रं कुङ्कुमं ज्ञापयति । सात्त्विकभावादेवार्द्रता । अतो ज्ञायते प्रियया सङ्गत इति ॥ ११ ॥

एवं हरिणपत्नीं पृष्ट्वा इयं भर्तृसमीपे वक्तुमशक्तेति पूर्वं भगवत्स्तुतान् वृक्षान् पृच्छन्ति बाहुमिति ।

**बाहुं प्रियांस उपधाय गृहीतपद्मो रामानुजस्तुलसिकालिकुलैर्मदान्धैः ।**
**अन्वीयमान इह वस्तरवः प्रणामं किं वाभिनन्दति चरन् प्रणयावलोकैः ॥१२॥**

प्रियाया अंसे बाहुमुपधाय द्वितीयेन हस्तेन गृहीतपद्मः रामानुजो निर्भयः तुलसिकायाः सम्बन्धिनो येऽलयः तेषां कुलैः कृत्वा अन्वीयमानः पश्चाद् गम्यमानः । हे तरवः । पूर्वं भगवता भक्तत्वेन स्तुताः, अतो भवद्भिः कृतं प्रणाममिहैव किमभिनन्दति, न वेतिप्रश्नः । प्रियांसे बाहुमुपधायेति समतया गमनेन लक्ष्यते । उभयोः पदानां पङ्क्त्याकारेण गमनात् । कदाचित् पदानां

---

ભગવાનનાં ગાત્રોથી નેત્રને આનન્દ થતો હતો એટલે બન્નેનાં નેત્રો પણ સરખાં હતાં. જો મૃગલીઓને ભગવાનનાં દર્શન થયાં ન હોત તો તેમનાં નેત્રો વિકસિત થાત નહિ. (પણ તેમનાં નેત્રો આનન્દથી વિકાસ પામ્યાં છે, એટલે સ્પષ્ટ સમજાય છે કે તેમણે ભગવાનને જોયા છે.)

ભગવાને તો લીલા કરેલી છે તો પછી તેમની તમે પ્રાર્થના શા માટે કરો છો?—આ પ્રમાણે જો ગોપીજનોને કહેવામાં આવે તો તેના ઉત્તરમાં તેઓ કહે છે કે अच्युतः—ભગવાન્ અચ્યુત છે. ભગવાન્ પ્રિયાની સાથે ગયા એમ તમે શી રીતે જાણ્યું?—એમ જો ગોપીજનોને પૂછવામાં આવે તો તેના ઉત્તરમાં તેઓ કહે છે કે कान्ता॰ કાન્તા—પ્રિયતમા—ના અંગના સંગ વખતે સ્તનો ઉપર જે કુંકુમ હતું તેનાથી રંગાયલી ગોકુલપતિ ભગવાનની કુન્દપુષ્પની માળાની સુગંધ અહીં આવે છે. ગન્ધમાં ભીનાશ છે એટલે કુંકુમ પણ ભીનું છે એમ જણાય છે. કુંકુમમાં જે આર્દ્રતા—ભીનાશ—છે તે સાત્વિક ભાવને લીધે જ છે. તેથી જણાય છે કે પ્રિયાની સાથે ભગવાન્ છે. ૧૧

આ પ્રમાણે હરિણપત્નીને પ્રશ્ન પૂછીને ગોપીજનોએ વિચાર્યું કે આ મૃગલી પોતાના પતિની પાસે રહીને અમારા પ્રશ્નનો ઉત્તર આપી શકશે નહિ. તેથી પહેલાં—બારમા અધ્યાયમાં—ભગવાને જે વૃક્ષોની સ્તુતિ કરેલી છે તેમને बाहुम् એ શ્લોકમાં ગોપીજનો પ્રશ્ન પૂછે છેઃ—

હે વૃક્ષો! પ્રિયાના ખભા ઉપર એક હાથ મૂકીને, બીજા હાથમાં
કમળ લઇને જતા, જેમની પાછળ તુલસીના મદાન્ધ ભમરાઓનાં ટોળાં
ભમ્યા કરે છે એવા, બળદેવજીના નાના ભાઈ પ્રેમથી તમારા ઉપર દૃષ્ટિ
નાખીને તમારા પ્રણામ સ્વીકારે છે કે? ૧૨

ભગવાને પ્રિયાના ખભા ઉપર એક હાથ મૂક્યો છે અને બીજા હાથમાં કમળ લીધું છે. ભગવાન્ રામાનુજ—બળદેવજીના નાનાભાઈ—છે તેથી તે નિર્ભય છે. તુલસીના સંબંધવાળા જે ભમરાઓ છે તેમનાં ટોળાં ભગવાનની પાછળ ભમે છે. હે તરુઓ! પહેલાં—દશમસ્કન્ધના બારમા અધ્યાયના પાંચમા શ્લોકમાં—ભગવાને તમારી ભક્ત તરીકે સ્તુતિ કરેલી છેઃ તેથી તમે ભગવાનને જે પ્રણામ કર્યા તે ભગવાને અહીં જ સ્વીકાર્યા કે નહિ?—એમ ગોપીજનો વૃક્ષોને પ્રશ્ન કરે છે. ભગવાન્ અને સ્વામિનીજી એ બન્નેના પગો લીટી આકારે જતા હતા એટલે એક સરખી ગતિએ તેઓ જતા હતા એમ જણાય છે અને તે ઉપરથી એમ અનુમાન થાય છે કે ભગવાન્ પ્રિયાના ખભા ઉપર એક હાથ મૂકીને જતા હતા. કોઇક વખત ભગવાનના પગોની ચંચળતા જોવામાં આવતી હતી. તે ઉપરથી એમ

चाञ्चल्येन भ्रमरोपरुद्धगला तन्निवारणार्थं यत्नो लक्ष्यते । तरवश्च नम्राः, नमस्कारार्थमेव फलोपहारं कृत्वा भूमिसम्बद्धशिरसो जाताः । अतो ज्ञायते प्रणामः कृत इति । अनुत्थानात्संदेहः अभिनन्दति न वेति । अनभिनन्दने हेतुः चरन्निति । यो हि गच्छति स अनवहितोऽपि भवति । ननु निकट एव स गच्छति यद्यभिनन्दनं कृतं स्यात्, तदैव श्रूयेत, कथं संदेह इति चेत्, तत्राहुः प्रणयावलोकैरिति । प्रणयपूर्वकमवलोकैः, न तु वाचा । अतो ये निकटस्थास्त एव जानन्ति नान्ये ॥ १२ ॥

ते ज्ञानिनो वृक्षाः स्त्रीभिः सह सम्भाषणं न करिष्यन्तीति तत्पत्न्य एव प्रष्टव्या इत्याहुः पृच्छतेमा लता इति ।

पृच्छतेमा लता बाहूनप्याश्लिष्टा वनस्पतेः ।
नूनं तत्करजस्पृष्टा बिभ्रत्युत्पुलकान्यहो ॥ १३ ॥

वनस्पतेर्बाहुनाश्लिष्टा अप्येताः पृच्छत । यद्यपि तासामप्यनवसरः, ताश्च पुनर्भर्तृभुजालिङ्गिता अपि भगवत्करजैरेव नखैः स्पृष्टाः सत्यः उत्पुलकानि बिभ्रति । न हि रसान्तराविष्टानां रसान्तरार्थं स्पृहा भवति । अत एव ज्ञायते 'सर्वोपमर्दी भगवत्सम्बन्धी रस' इति । एवं सर्वेषामेवा-

---

જણાય છે કે ભમરાઓ ભગવાનની ગતિને રોકતા હતા અને તેથી તેમને—ભમરાઓને—દૂર કરવાને માટે ભગવાન્ પ્રયત્ન કરતા હતા. તરુઓ નીચાં હતાં; ભગવાનને નમસ્કાર કરવા માટે તેમણે ફળ ધરાવીને ભૂમિ ઉપર પોતાનું માથું મૂક્યું હતું. આ ઉપરથી જણાય છે કે તરુઓએ ભગવાનને પ્રણામ કર્યા છે. હજુ સુધી વૃક્ષો ઊભાં થયાં નથી—નીચાં વળી રહેલાં છે—તેથી ગોપીજનોને સંદેહ થાય છે કે ભગવાને તેમના—વૃક્ષોના—પ્રણામ સ્વીકાર્યા કે નહિ. ભગવાને વૃક્ષોના પ્રણામ કદાચિત્ ન સ્વીકાર્યા હોય તો તેનું કારણ चरन्—ભગવાન્ જતા હતા—એ છે. જે માણસ ચાલે છે તે ધ્યાન વગરનો પણ હોય છે.

અરે! ભગવાન્ તો પાસેથી જ જાય છે; જો તેમણે વૃક્ષોના પ્રણામ સ્વીકાર્યા હોય તો તે જ સમયે તે—અભિનન્દન—સાંભળવામાં આવે; તો પછી તે વિષે સંદેહ કેવી રીતે થાય છે?—એમ જો શંકા કરવામાં આવે તો તેના સમાધાનમાં ગોપીજનો કહે છે કે प्रणयावलोकैः. ભગવાને વૃક્ષોના પ્રણામનો જે સ્વીકાર કર્યો હશે તે પ્રેમપૂર્વક દૃષ્ટિથી કર્યો હશે, વાણીથી નહિ. માટે જે લોકો વૃક્ષોની પાસે છે તે જ ભગવાને વૃક્ષોને આપેલું અભિનન્દન જાણે છે, બીજા નહિ. ૧૨

આ વૃક્ષો જ્ઞાની છે એટલે સ્ત્રીઓની સાથે તે બોલશે નહિ, માટે તેમની સ્ત્રીઓને જ ભગવાન્ વિષે પ્રશ્ન કરવો જોઈએ. આ પ્રમાણે વિચાર કરીને ગોપીજનો पृच्छतेमा लताः એ શ્લોકમાં લતાઓને પ્રશ્ન પૂછે છેઃ—

આ લતાઓ વનસ્પતિના બાહુથી આલિંગાયલી છે છતાં પણ તેમને
પૂછો. ખરેખર, ભગવાનના નખના સ્પર્શથી તેમને રોમાંચ થાય છે. ૧૩

વનસ્પતિના બાહુથી ભેટાયલી છે છતાં પણ આ લતાઓને ભગવાન્ વિષે પ્રશ્ન પૂછો. જો કે આ લતાઓને આ સમયે અવકાશ નથી, તેઓ પોતાના પતિ—વનસ્પતિ—ના બાહુથી આલિંગાયલી છે છતાં પણ ભગવાનના કરજોનો—નખોનો—જ તેમને સ્પર્શ થયો છે એટલે તેમને રોમાંચ થયાં છે. ખરેખર, એક રસમાં તલ્લીન થઈ જનારાઓને બીજા રસને માટે સ્પૃહા હોતી નથી. તેથી જ જણાય છે કે ભગવત્સંબંધી રસ બીજા બધા રસોનો નાશ કરનાર છે.

આ પ્રમાણે જ્યારે બધા ય પદાર્થોએ ગોપીજનોને ઉત્તર ન આપ્યો ત્યારે તેઓ મૂર્છિત જેવાં થઈ ગયાં. અહીં સુધી ગોપીજનોએ ભગવાન્ વિષે જુદા જુદા પદાર્થોને જે પ્રશ્નો કર્યા તેની વાત થઈ. નવ પ્રકારની આ ગોપીઓનું નવ શ્લોકમાં (૫–૧૩) વર્ણન કરવામાં આવ્યું. દસમી ગોપીજન જે ભગવાનની

वंचने मूर्छिता इव जाता इति । एतदन्ता प्रश्नकथा । नवविधा एता गोप्यो निरूपिताः । दशमी तु भगवता नीयते । एवमन्वेषणेन रसस्थैर्यं निरूपितम् ॥ १३ ॥

एवं तिरोधानेन जाततापनिवारणार्थं यत्नो निरूपितः । एतदुपमर्दिका भगवल्लीला प्रादुर्भूता । तस्या विलासं वक्तुं पूर्वोपसंहारपूर्वकमुपक्रमते इतीति ।

श्रीशुक उवाच—**इत्युन्मत्तवचो गोप्यः कृष्णान्वेषणकातराः ।**
**लीला भगवतस्तास्ता ह्यनुचक्रुस्तदात्मिकाः ॥ १४ ॥**

**इति**शब्दः प्रकारवाची । एवंप्रकारेण प्रश्नायोग्येऽपि प्रश्नकरणादु**न्मत्तवाचो गोप्यो** जाताः । **कृष्णस्यान्वेषणे कातरा** अपि, दीना अपि, जाताः । तनुर्वाक् श्रान्ता । मनसि तु त्रयो वर्तन्त इति प्रथमस्यापगमे द्वितीय आविर्भूत इत्याह **लीला** इति । **भगवतस्तास्ताः** पूर्वमुक्ताः कृताश्च **तदात्मिकाः** सत्यः **अनुचक्रुः** । उन्मत्तवच इति छान्दसो ह्रस्वः । अथ वा । **इति** पूर्वोक्तमु**न्मत्तवचः** एतावदिति । ततो **गोप्यः कृष्णान्वेषणार्थं कातरा** जाता इति । **भगवतो लीलाः** षड्विधाः स्वाभाविक्यः तासामपि भेदाः **तास्ताः** । युक्तश्चायमर्थः । भगवति हृदि समाविष्टे लीलाभिः सहिते, यदा यदा भगवानवतरति, तदा तदा पूतनास्तनपयःपानादिकं करोति, तथैव संवत्सरलीलायां पुरुषोत्तमादिषु

---

પાસે ઉભી છે તેને તો ભગવાન્ લઈ જાય છે. આ પ્રમાણે ભગવાનની ગોપીજનોએ શોધ કરી એટલે રસની સ્થિરતાનું—રસાસક્તિનું—નિરૂપણ થયું. ૧૩

આ પ્રમાણે ભગવાનના તિરોધાનથી ગોપીજનોને જે તાપ થયો તેના નિવારણને માટે ગોપીજનોએ જે યત્ન કર્યો તેનું વર્ણન કરવામાં આવ્યું. ગોપીજનોના તાપનો નાશ કરનારી ભગવલ્લીલા પ્રકટ થઈ. આ ભગવલ્લીલાના વિલાસનું વર્ણન કરવાને માટે શુકદેવજી પૂર્વનો ઉપસંહાર કરીને इति એ પ્રમાણે આરંભ કરે છે:—

શુકદેવજી કહેછે:—આ પ્રકારનાં ઉન્મત્ત વચનો બોલતાં ગોપીજનો
કૃષ્ણની શોધમાં દીન થઈ ગયાં; અને ભગવદાત્મક થઈ જઈને પહેલાં
વર્ણવેલી ભગવલ્લીલાનું અનુકરણ કરવા લાગ્યાં. ૧૪

**इति** શબ્દનો અર્થ પ્રકાર, રીત, થાય છે. આ પ્રમાણે જેમને પ્રશ્ન કરવા જેવો નથી એવા અચેતન પદાર્થોને પણ ગોપીજનોએ પ્રશ્ન કર્યો એટલે ગોપીજનો ઉન્મત્તવાણી—ઉન્મત્ત મનુષ્યના જેવી વાણી વાળાં—થયાં. ગોપીજનો કૃષ્ણની શોધ કરવામાં કાતર—દીન—પણ થયાં; તેમનાં શરીર અને વાણી થાકી ગયાં; તેમના મનમાં તો તાપ, લીલા અને ભગવાન્ એ ત્રણે ય છે; એટલે જેમ જ્વાળા બંધ થઈ જવાથી અગ્નિ તિરોહિત થઈ જાય છે તેમ ગોપીજનોએ ભગવાનને વિષે પ્રશ્નો કરીને શોધ કરવા જે યત્ન કર્યો તે જ્યારે બંધ થયો ત્યારે રસાસક્તિનું શરીર અને વાણીમાંથી તિરોધાન થયું; તેથી બીજા પદાર્થનો—ભગવલ્લીલાનો—પ્રાદુર્ભાવ થયો એમ लीलाः એ શબ્દમાં શુકદેવજી કહે છે. ગોપીજનોએ ભગવદાત્મક થઈને ભગવાનની જુદી જુદી—પહેલાં જે વર્ણવવામાં આવી છે અને ભગવાને જે કરેલી છે તે બધી—લીલાઓનું અનુકરણ કર્યું. उन्मत्तवचः એ પદમાં ०वाचः ને બદલે ०वचः થઈને જે હ્રસ્વ સ્વર થયો છે તે વૈદિક પ્રયોગ છે.

અથવા તો શ્લોકનો બીજે પ્રકારે પણ અન્વય થઈ શકે છે. इति એટલે પહેલાં કહેવામાં આવેલું તે બધું અત્યાર સુધીનું उन्मत्तवचः—ઉન્મત્તની વાણી—છે. પછીથી ગોપીજનો કૃષ્ણની શોધ કરવાને માટે કાતર—દીન—થઈ ગયાં. ભગવાનની લીલા સ્વાભાવિક રીતે છ પ્રકારની છે; તેમાં પણ અનેક પ્રકારના ભેદ છે એટલે મૂળ શ્લોકમાં तास्ताः—જુદી જુદી લીલાઓ—એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. (મૂળ શ્લોકમાં જે हि પદ છે તેનો ભાવ એવો છે કે) આ બધો અર્થ યોગ્ય છે. જ્યારે ભગવાન્ લીલાસહિત હૃદયમાં પ્રવેશ કરે છે, ત્યારે ત્યારે ભગવાન્ અવતાર લે છે, ત્યારે ત્યારે તે પૂતનાસ્તનપયઃ

सिद्धिः । एतासामपि मनसि आविर्भूतेन कर्तव्यं तत्साक्षात्कर्तुमशक्यमिति भावनयैवाविर्भूत इति
अनुकरणमात्रं कृतवत्यः ॥ १४ ॥

भक्त्यातिमत्तास्तद्भावमीषन्मत्तास्तु रोषतः । द्वेषभावं समाश्रित्य क्रीडन्त्यो जातमत्सराः ॥ १ ॥
सत्त्वादिगुणभावेन नवलीलाः प्रपेदिरे । अतो न न्यूनभावोऽत्र ह्याविष्टाः शकटादिभिः ॥ २ ॥
सर्वत्र हरिबुद्ध्या वा पादस्पर्शेच्छया पुनः । उलूखलादिभावोऽपि तत्सम्बन्धप्रसिद्धये ॥ ३ ॥

---

પાન વગેરે કરે છે. તે જ પ્રમાણે પુરુષોત્તમ માસ અને બીજા ઉત્સવોમાં વર્ષના ઉત્સવો થાય છે એ
વાત પ્રસિદ્ધ છે. આ ગોપીજનોના મનમાં પ્રકટ થઈને ભગવાનને જે કરવાનું છે તેનો સાક્ષાત્કાર કરવો
અશક્ય હોવાથી ભાવનાથી જ ભગવાન્ પ્રકટ થયા; તેથી ગોપીજનોએ ભગવાનનું અનુકરણ જ કર્યું. ૧૪

(બધાં ગોપીજનોનો પોતાના પ્રિય કૃષ્ણમાં સરખો જ સ્નેહ હતો છતાં પણ કોઈક વખત કોઈ
ગોપીજનને ભગવદ્ભાવ થતો તો કોઈક વખત બીજી ગોપીજનને પૂતનાદિભાવ થતો હતો. શ્રીમહાપ્રભુજી
આનું કારણ નીચે પ્રમાણે સમજાવે છે.) જે ગોપીજનોને કેવળ ભગવાનનું જ જ્ઞાન હતું તે **અતિમત્ત**
કહેવાય છે, અને જેમને ભગવાનના ઉપરાંત ભગવાનની સાથે સંબંધમાં આવેલા પદાર્થોનું પણ જ્ઞાન હતું
તે **ઈષન્મત્ત**—થોડાં મત્ત—કહેવાય છે. આ પ્રમાણે નાયિકાના ભેદને લીધે ભાવમાં ભેદ આવે છે.
એક જ નાયિકામાં પણ જુદે જુદે સમયે જુદો જુદો ભાવ હોય છે. અર્થાત્ ભગવાન્, ભગવલ્લીલા અને
અને ભગવત્સંબંધી પદાર્થ—આ ત્રણમાંથી જેને જ્યારે જે સ્વરૂપની સ્મૃતિ થાય છે તે ત્યારે તદાત્મક
જ થઈ જાય છે, કારણ કે તેનો ભાવ વિશુદ્ધ છે. જે ગોપીજનો ભક્તિને લીધે અતિમત્ત થએલાં હતાં
તેમને ભગવદ્ભાવ પ્રાપ્ત થયો, અને જે ઈષન્મત્ત થએલાં તેમને પૂતનાદિભાવ પ્રાપ્ત થયો અને ક્રોધથી
દ્વેષ રાખીને મત્સરતાથી તે ક્રીડા કરવા લાગ્યાં. સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોવાળા ભાવને
લીધે ગોપીજનોએ નવ લીલા કરી. (૧૫–૨૩ શ્લોકોમાં દરેક શ્લોકમાં જુદી જુદી લીલાનું વર્ણન
કરવામાં આવ્યું છે છતાં પણ તે એક જ પ્રકારની છે એમ માનવું.) ૧.

(કેટલાંક ગોપીજનોને ભગવાનનું જ્ઞાન ન થતાં પૂતનાદિનું જ્ઞાન થયું, તેમાં ભાવની ન્યૂનતા
આવી જાય, અને આ ન્યૂનતાનું સમાધાન કરવાને માટે બીજું કોઈ કારણ આપી શકાય એમ
નથી. આથી શ્રીમહાપ્રભુજી નીચે પ્રમાણે બીજો પક્ષ આપે છે.) કેટલાંક ગોપીજનોમાં શકટાદિનો
આવેશ થએલો હોવાથી બધાં તુલ્ય કોટિનાં જ છે, એટલે આમાં કોઈ જાતનો ન્યૂનભાવ
નથી. અર્થાત્ ભગવદ્ભાવવાળી ગોપીઓ અને પૂતનાદિભાવવાળી ગોપીઓ તુલ્ય જ છે. ભગવાનની
લીલા વિશિષ્ટ પ્રકારની છે. તેમાં ભગવાનની કૃતિ અને ભગવાનની સાથે સંબંધમાં આવેલા
પદાર્થ એ બન્નેનો સમાવેશ થાય છે, આ બેમાંથી એકનો નહિ. તેથી જ્યાં જે અંશ પ્રકટ થયો
હોય ત્યાં તે જ અંશ વર્ણવવામાં આવે છે, એટલે આ બધા ભાવોમાં કોઈ પણ સ્થળે કોઈ
પણ ભાવની ન્યૂનતા નથી. આ પક્ષ પ્રમાણે જ્યાં એક લીલા પ્રકટ થાય છે ત્યાં બીજી લીલા પ્રકટ થતી
નથી એમ સિદ્ધ થાય છે. ૨

(હવે શ્રીમહાપ્રભુજી ત્રીજો પક્ષ દર્શાવતાં આજ્ઞા કરે છે કે ભગવદ્ભાવવાળી ગોપી કરતાં
પૂતનાદિભાવવાળી ગોપી ઉત્તમ છે.) ગોપીજનોને ઘણી આર્તિ થએલી હોવાથી સર્વત્ર જ ભગવદ્બુદ્ધિ
થઈ છે, અને ફરીથી ભગવાનના ચરણના સ્પર્શની ઇચ્છા થવાથી તેમનો ઉલૂખલ—ખાંડણીયો—વગેરે
ભાવ પણ ભગવાનના ચરણારવિન્દનો સંબંધ સારી રીતે સિદ્ધ કરે છે. ગોપીજનોનો વિરહભાવ અતિ
ઉત્કટ થયો હતો અને તેથી તેઓ અતિ દીનતાથી કોઈ પણ પ્રકારે ભગવાનના ચરણારવિન્દનો અમને
સંબંધ થાય એમ ઇચ્છા રાખવા લાગ્યાં; પહેલાં જ્યાં ભગવાનના ચરણનો સંબંધ થયો હતો તે પ્રમાણે
તેઓ આચરણ કરવા લાગ્યાં, અને પ્રાર્થના કરવા લાગ્યાં કે જો આપ મારા ઉપર ચરણ નહિ ધરો તો
પૂતના, ઉલૂખલ ઇત્યાદિ બુદ્ધિથી પણ ચરણ ધરો. આ પ્રમાણે ગોપીજનોને ઘણી આર્તિને લીધે સર્વત્ર
ભગવદ્બુદ્ધિ થઈ. અર્થાત્ પૂતનાદિભાવવાળાં ગોપીજનો ભગવદ્ભાવવાળાં ગોપીજનો કરતાં ઉત્તમ છે. ૩

कस्याश्चित्पूतनायन्त्याः कृष्णायन्त्यपिबत्स्तनम् ।
तोकायित्वा रुदत्यन्या पदाहन् शकटायतीम् ॥ १५ ॥

प्रथमतो भगवच्चरित्रं पूतनासुपयःपानमिति, काचित्पूतना भूता जाता, अन्या 'अहं कृष्ण'इत्युक्तवती, सदा तामङ्के भगवद्बुद्ध्या अगृह्णात् । ततस्तस्याः पूतनायन्त्याः कृष्णायन्ती स्तनमपिबत् । तस्यास्तु मरणभावना न स्थितेति सा न मृता । नाप्यनुकरणं कृतवती । कृष्णायन्ती च स्तनमात्रमेव पिबति । अलौकिकसामर्थ्याभावात् इति स्तनपानमात्रमुक्तम् । अमङ्गलतानिवृत्तये च । शकटभङ्गलीलामाह तोकायित्वेति । तोकवदाचरति, आत्मानं तोकं मन्यते वा, तोकवदात्मानं कृत्वा वा । शकटायतीं शकटवत् स्थितां, अहन् ताडितवती ॥ १५ ॥

तृणावर्तलीलामाह दैत्यायित्वेति ।

दैत्यायित्वा जहारान्यामेका कृष्णार्भभावनाम् ।
रिङ्गयामास काप्यंघ्री कर्षन्ती घोषनिःस्वनैः ॥ १६ ॥

दैत्यवदात्मानं कृत्वा कृष्णस्यार्भं बाल्यं भावयन्ती, कृष्णार्भभावनां तामेका आत्मानं दैत्यायित्वा जहार । काऽपि अंघ्री कर्षन्ती घोषनिःस्वनैः रिङ्गयामास चलितवती । यथा

---

કૃષ્ણના જેવું આચરણ કરતી એક ગોપીએ પૂતના જેવું આચરણ
કરતી બીજી ગોપીનું સ્તનપાન કર્યું; બાલકના જેવું આચરણ કરતી અને
રુદન કરતી એક ગોપીએ ગાડાના જેવું આચરણ કરતી બીજી ગોપીને
ચરણથી પ્રહાર કર્યો. ૧૫

પૂતનાસુપયઃપાન એ ભગવાનનું પ્રથમ ચરિત્ર છે એટલે કોઈ એક ગોપી પૂતના થઈ, અને બીજી ગોપી 'હું કૃષ્ણ છું' એમ બોલવા લાગી. તે વખતે પહેલી ગોપીએ બીજી ગોપીને 'આ ભગવાન્ છે' એમ માનીને ખોળામાં લીધી. પછીથી કૃષ્ણવત્ આચરણ કરનારી ગોપીએ પૂતનાવત્ આચરણ કરનારી ગોપીનું સ્તનપાન કર્યું. પૂતનાવત્ આચરણ કરનારી ગોપીજનને 'હું મરી જવાની છું' એવી ભાવના ન હતી એટલે તે ન મરી ગઈ, તેમ તે પૂતનાનું અનુકરણ કરી શકી નહિ. કૃષ્ણવત્ આચરણ કરનારી ગોપી તો ફક્ત સ્તનપાન જ કરે છે, કારણ કે ભગવાનના જેવું અલૌકિક સામર્થ્ય તેનામાં નથી. આ કારણથી જ અને પૂતનાના મરણરૂપી અમંગલ દૂર કરવાને માટે મૂળ શ્લોકમાં ફક્ત સ્તનપાનની વાત કહેવામાં આવી છે. तोकायित्वा એ પદમાં શુકદેવજી શકટભંગલીલા કહે છે. तोकायित्वा એટલે (૧) બાળકની માફક આચરણ કરવું, અથવા તો (૨) પોતાની જાતને બાળક માનવું, અથવા તો (૩) પોતાની જાતને બાળક જેવું બનાવવું. शकटायतीम् એટલે ગાડાની માફક ઉભેલી ગોપીને, अहन् એટલે મારી. ૧૫

હવે શુકદેવજી दैत्यायित्वा એ શ્લોકમાં તૃણાવર્તલીલાનું વર્ણન કરે છે:—

પોતાની જાતને દૈત્યવત્ બનાવીને એક ગોપી કૃષ્ણના બાલભાવની
ભાવના કરતી બીજી ગોપીને લઈ ગઈ. કોઈ એક ગોપી ઘૂંટણ તાણીને
ઘુઘરીના સ્વરસહિત ચાલવા લાગી. ૧૬

दैत्यायित्वा એટલે પોતાની જાતને દૈત્યવત્ કરીને: कृष्णार्भभावना એટલે કૃષ્ણના અર્ભ—બાલભાવ—ની ભાવના કરનારી ગોપી. પોતાની જાતને દૈત્યવત્ બનાવીને એક ગોપીએ કૃષ્ણના બાલ્યની ભાવના કરનારી બીજી ગોપીનું હરણ કર્યું. બીજી કોઈ ગોપી ઘૂંટણ તાણીને ઘુઘરીના સ્વર સાથે ચાલવા લાગી. જેમ બાલ્યાવસ્થામાં ભગવાન્ મૃદુ અને ભયભીત થએલા બાળકની માફક અનેક પ્રકારના ધ્વનિ કરતા કરતા ચાલે છે તેમ આ ગોપી પણ ચાલવા લાગી.

वात्स्ये मुग्धप्रभीववत् घोषप्रघोषरुचिरं भगवान् गच्छति । पूर्वश्लोके चतस्र उक्ताः लीलाद्वयेन, तामसतामस्यः । अत्र तिस्र एव राजसतामस्य इति । चरित्रलीलायामुक्ता विशेषा अत्राप्यनुसंधेयाः । अथ वा । युगलास्तिस्रो निरूपिताः । गुणातीता त्वेका । पुनः प्रकारान्तरेण बह्व्यः एकभावमापन्नाः भगवदिच्छया प्रधानगुणभावं प्राप्य रजसा अनेकधा विक्षिप्ताः बहुरूपा जाताः ॥ १६ ॥

वृन्दावनक्रीडायां वत्सपालकरूपा जाताः । तत्र प्रकारमाह कृष्णेति ।

**कृष्णरामायिते द्वे तु गोपायन्त्यश्च काश्चन ।**
**वत्सायतीं हन्ति चान्या तत्रैका तु बकायतीम् ॥ १७ ॥**

द्वे कृष्णरामायिते कृष्णरामवत् जाते । काश्चन गोपायन्त्यः । गोपा अत्र बालकाः । जातिशब्दोऽयम् । वत्सरूपाश्च काश्चन जाताः । चकारेण समुच्चिताः । अन्या पुनर्वत्सायिता वत्सासुरवदाचरति । तां प्रती च जाता कृष्णायिता अर्थात् । चकारात् फलानि पातयन्ती च । अन्या पुनः बकायन्तीं प्रती जाता । वत्सवधो लोके बलभद्रकृत इत्यपि प्रसिद्धः । 'प्रलम्बो निहतोऽनेन वत्सको धेनुकादयः' । अत उभयोर्मध्ये एका बकायतीम्, अन्या वत्सायतीम् ॥ १७ ॥

---

પહેલાંના શ્લોકમાં—પંદરમા શ્લોકમાં—બે લીલાઓના વર્ણનમાં ચાર ગોપીઓનું નિરૂપણ કરવામાં આવ્યું. આ ચાર ગોપીઓ તામસતામસી છે. આ શ્લોકમાં—સોળમા શ્લોકમાં—ત્રણ જ ગોપીઓ છે, અને તે રાજસતામસી છે. ભગવાનની ચરિત્રલીલામાં જે જે વિશેષો—ભેદો—કહેવામાં આવ્યા છે તે તે વિશેષોનુ અહીં પણ અનુસંધાન કરવાનું છે. અથવા તો ત્રણ યુગલોનું નિરૂપણ કરવામાં આવ્યું; પૂતના અને કૃષ્ણવત્ આચરણ કરનારી ગોપીઓનું એક યુગલ, બાલક અને શકટવત્ આચરણ કરનારી ગોપીઓનું બીજું યુગલ, અને દૈત્યવત્ આચરનારી અને કૃષ્ણના બાલ્યની ભાવનાવાળી ગોપીઓનું ત્રીજું યુગલ; અને એક ચાલતી ગોપી ગુણાતીત છે તેનું પણ વર્ણન કરવામાં આવ્યું. ફરીથી બીજે પ્રકારે એક ભાવવાળી ઘણી ગોપીઓ ભગવદિચ્છાને લીધે પ્રધાનભાવ—કૃષ્ણભાવ—અને ગૌણભાવ—બલદેવભાવ—પ્રાપ્ત કરીને, શૃંગારરસના અંગભૂત રજોગુણ રૂપી ભાવને લીધે અનેક પ્રકારે તેમનામાં વિક્ષેપ થવાથી બહુરૂપ—અનેક ભાવવાળાં—થયાં. ૧૬

વૃન્દાવનક્રીડામાં ગોપીજનો વત્સપાલકરૂપ થયાં. તેનો પ્રકાર શુકદેવજી કૃષ્ણ ઇત્યાદિ શ્લોકમાં કહે છે:—

> બે ગોપીજન કૃષ્ણ અને બલરામ થયાં અને અન્ય ગોપીજનો ગોપ
> થયાં. એક ગોપીજને વાછરડાનું આચરણ કરતી ગોપીને મારી, અને એક
> તો બગલાનું આચરણ કરતી ગોપીને મારી. ૧૭

બે ગોપીજનો કૃષ્ણ અને બલદેવ થયાં, કૃષ્ણ અને બલદેવની માફક આચરણ કરવા લાગ્યાં. કેટલાંક ગોપીજનો ગોપ થયાં. ગોપનો અર્થ અહીં બાલક થાય છે. આ ગોપશબ્દ જાતિવાચક છે. કેટલાંક ગોપીજનો વાછરડાં થયાં. ચનો અર્થ સમુચ્ચય છે. વળી, બીજી કોઈ ગોપી વત્સાસુરની માફક આચરણ કરતી હતી. તેને બીજી ગોપીએ મારી, અર્થાત્ જે ગોપી કૃષ્ણ થઈ હતી તેણે વત્સાસુર થએલી ગોપીને મારી. ચનો અર્થ એ છે કે કૃષ્ણ થએલી ગોપી ફળો પાડતી હતી. વળી, બીજી ગોપીએ બકાસુર થએલી ગોપીને મારી. લોકમાં વત્સાસુરનો વધ બલભદ્રે કર્યો છે એમ પણ પ્રસિદ્ધ છે, કારણ કે શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે "બલભદ્રે પ્રલમ્બ, વત્સક અને ધેનુકાદિને માર્યા છે." તેથી બે ગોપીજનોમાંથી એકે બકાસુર થએલી ગોપીને મારી અને બીજીએ વત્સાસુર થએલી ગોપીને મારી. ૧૭

ततः परं गोपरूपेण वृन्दावनलीलामाह आहूयेति ।

**आहूय दूरगा यद्वत् कृष्णस्तमनुकुर्वतीम् ।**
**वेणुं क्वणन्तीं क्रीडन्तीमन्याः शंसन्ति साध्विति ॥ १८ ॥**

गोरूपाः काश्चन जाताः, गोपालरूपाः काश्चन । तत्र यद्वत् कृष्णः दूरगाः गाः आहूय वेणुक्वणनं करोति, एवं दूरगा गोपीराहूय तं कृष्णमनुकुर्वती काचित् जाता ताम् । वेणुं क्वणन्तीम् ततो नानाविधक्रीडां कुर्वतीमन्याः गोपायिताः साधुसाध्विति शंसन्ति ॥ १८ ॥

एका पुनः क्रीडायां कृतापि लीला भागवते अनुक्ता तां भावयित्वा तादृशीं लीलां कृतवती, तदाह कस्याञ्चिदिति ।

**कस्याश्चित् स्वभुजं न्यस्य चलन्त्याहापरा ननु ।**
**कृष्णोऽहं पश्यत गतिं ललितामिति तन्मनाः ॥ १९ ॥**

अत्रापि पूर्ववत् युगलास्त्रिसः । चतुर्थ्येषा । कृष्णरामायिते द्वे युगले । साध्वाशंसनहिता वेणुनादनपरा च तृतीया । एषा तु निर्गुणा । कस्यांचित् गोपरूपायां स्वभुजं स्थापयित्वा चलन्ती, अपरा गोपरूपा, अतोऽन्या । ननु हे गोप्यः अहं कृष्णः, मे ललितां गतिं पश्यतेति ।

---

પછીથી ગોપીજનોએ ગોપરૂપે જે વૃન્દાવનલીલા કરી તે શુકદેવજી આહૂય એ શ્લોકમાં કહે છેઃ—

જેમ દૂર ગએલી ગાયોને બોલાવીને કૃષ્ણ વેણુ વગાડતા હતા તેમ
કૃષ્ણનું અનુકરણ કરનારી ગોપી દૂર ગએલી ગાયોને બોલાવીને વેણુ
વગાડતી તથા ક્રીડા કરતી હતી. તેને બીજાં ગોપીજનો 'બહુ સુંદર, બહુ
સુંદર' કહી વખાણવા લાગ્યાં. ૧૮

કેટલાંક ગોપીજનો ગાય થયાં, અને કેટલાંક ગોપીજનો ગોપાલ થયાં. તેમાં જેમ કૃષ્ણ દૂર ગએલી ગાયોને બોલાવીને વેણુનાદ કરે છે તેમ કૃષ્ણ થએલી ગોપી દૂર ગએલી ગોપીઓને બોલાવી, વેણુ વગાડી અનેક પ્રકારની ક્રીડા કરે છે. ગોપ થએલી બીજી ગોપીજનો 'બહુ સરસ, બહુ સરસ' કહી તેનાં વખાણ કરે છે. ૧૮

એક ગોપીજને તો ભગવાને જે લીલા ક્રીડામાં કરેલી છતાં પણ ભાગવતમાં વર્ણવવામાં નહિ આવેલી એવી લીલાની ભાવના કરી એવી લીલા કરી એમ શુકદેવજી **કસ્યાંચિત્** એ શ્લોકમાં કહે છેઃ—

કોઈ એક ગોપી બીજી ગોપીના ખભા ઉપર પોતાનો હાથ મૂકીને,
ભગવાનમાં જ જેનું મન લાગ્યું હતું એવી તે ગોપીજન, ચાલતી ચાલતી
કહે છે કે 'હું કૃષ્ણ છું, મારી મનોહર ચાલ જુવો.' ૧૯

(૧૭–૧૯ એ ત્રણ શ્લોકમાં વૃન્દાવનલીલાનું વર્ણન છે.) અહીં પણ પહેલાંની માફક ત્રણ યુગલો છે, અને આ ચતુર્થ છે. કૃષ્ણરૂપ અને બકરૂપ થએલી ગોપીઓનું એક યુગલ; બલરામરૂપ અને વત્સરૂપ થએલી ગોપીએનું બીજું યુગલ; આ પ્રમાણે બે યુગલ થયાં. અઢારમા શ્લોકમાં એક કૃષ્ણ થએલી દૂર ગએલી ગાયોને બોલાવે છે, વેણુ વગાડે છે અને ક્રીડા કરે છે, અને બીજાં ગોપીજન તેનાં વખાણ કરે છેઃ આ પ્રમાણે આ બે ગોપીજનોનું એક યુગલ થાય છે અને તે ત્રીજું યુગલ છે. આ પ્રમાણે વેણુનાદ કરનારી કૃષ્ણ થએલી ગોપી જેનાં ગોપરૂપ થએલી બીજી ગોપીઓ વખાણ કરે છે તે ત્રીજી છે, ત્રીજું યુગલ સિદ્ધ કરે છે. આ શ્લોકમાં જે કૃષ્ણ થએલી ગોપીનું વર્ણન કરવામાં આવ્યું છે તે ગુણાતીત છે. કોઈ ગોપ થએલી ગોપીના ઉપર પોતાનો હાથ મૂકીને બીજી ગોપ થએલી ગોપી ચાલતી હતી. તે બોલી, 'હે ગોપીઓ, હું કૃષ્ણ છું; મારી સુંદર ગતિ જુવો'. આ ગોપીમાં કોઈ પણ પ્રકારનો

दोषाभावार्थमाह तन्मना इति । पूर्वं कायिकीं चेष्टां केवलां कृतवती । इदानीं वाचा सहिताम् ॥ १९ ॥

पुनः प्रकारान्तरेण चातुर्विध्यमाह मा भैष्टेति ।

**मा भैष्ट वातवर्षाभ्यां तत्त्राणं विहितं मया ।**
**इत्युक्त्वैकेन हस्तेन यतन्त्युन्निदधेऽम्बरम् ॥ २० ॥**

एषैव निर्गुणा । काश्चन गोगोपगोपीरूपा जाता वृष्टिभीता इव । तदा वातवर्षाभ्यां हेतुभूताभ्यां मा भैष्ट, मया तत्त्राणं विहितमित्युक्त्वा एकेन हस्तेन अम्बरं नयन्ती पर्वतवत् स्थापयन्ती ऊर्ध्वं निदधे गोवर्धनवत् धारितवती । यतन्ती प्रयत्नं कुर्वन्ती वा ॥ २० ॥

सात्त्विक्याश्चेष्टामाह आरुह्येति ।

**आरुह्यैकां पदाक्रम्य शिरस्याहापरां नृप ।**
**दुष्टाहे गच्छ जातोऽहं खलानां ननु दण्डधृक् ॥ २१ ॥**

एकामारुह्य पदा च आक्रम्य शिरसि पादाघातं कृत्वा । नृपेतिसम्बोधनं विश्वासाय । एषा लीला कठिना । उपरि वृक्षशाखामवलम्ब्य वा तथा कृतवती । (वस्तुतस्तु या लीला यथा प्रभुणा

---

દોષ ન હતો એ દર્શાવવાને માટે શુકદેવજી કહે છે કે तन्मनाः—કૃષ્ણમાં જેનું મન ચોંટેલું છે તેવી ગોપી. પહેલાં આ ગોપીએ ફક્ત શરીરની ક્રિયા કરી હતી, હવે તે વાણી સાથે શરીરની ક્રિયા કરે છે. ૧૯

હવે શુકદેવજી ફરીથી ગોપીજનોના નિર્ગુણ, સાત્વિક, રાજસ અને તામસ એ ચાર પ્રકારનું मा भैष्ट ઇત્યાદિ શ્લોકોમાં વર્ણન કરે છે —

'પવન અને વરસાદથી બ્હીશો નહિ, મેં તે બેથી તમારૂં રક્ષણ કરેલું છે' આ પ્રમાણે કહીને પ્રયત્નપૂર્વક એક હસ્તથી એક ગોપી પોતાનાં વસ્ત્રને (ગોવર્ધન પર્વતની માફક) ઉંચું કરવા લાગી. ૨૦

આ શ્લોકમાં જે ગોપીનું વર્ણન કરવામાં આવ્યું છે તે નિર્ગુણ છે. કેટલાંક ગોપીજનો ગાય, ગોપ અને ગોપીરૂપ થએલાં હતાં અને તે વરસાદથી બ્હીતાં હોય તેવાં જણાતાં હતાં તે સમયે એક નિર્ગુણ ગોપીએ કહ્યું: 'પવન અને વરસાદથી તમે બધા બ્હીશો નહિ, મેં તમારૂ તે બેથી રક્ષણ કર્યું છે.' આ પ્રમાણે કહીને તે ગોપીએ પોતાના એક હાથ વતી વસ્ત્રને લઇને, પર્વતની માફક સ્થાપન કરીને, ઊંચું કર્યું, ગોવર્ધન પર્વતની માફક ધારણ કર્યું. यतन्तीનો અર્થ 'પ્રયત્ન કરતી' એવો પણ થઈ શકે. ૨૦

શુકદેવજી आरुह्य એ શ્લોકમાં સાત્વિક ગોપીની ક્રિયાનું વર્ણન કરે છે —

હે રાજન્! એક ગોપીજન બીજાં ગોપીજન ઉપર ચઢીને અને તેના માથા ઉપર પગવડે પ્રહાર કરીને બોલ્યાં, 'હે દુષ્ટ સર્પ! જતો રહે, દુષ્ટને શિક્ષા કરનાર હું પ્રકટ થયો છુ.' ૨૧

એક ગોપી બીજી ગોપીના ઉપર ચઢી અને તેના માથા ઉપર પગ વડે આક્રમણ કર્યું, પગ વડે પ્રહાર કર્યો. શુકદેવજી પરીક્ષિતને नृप એ પ્રમાણે જે સંબોધે છે તેનું તાત્પર્ય એ છે કે પરીક્ષિતને શુકદેવજીની વાતમાં વિશ્વાસ આવે. આ લીલા કઠિન છે અથવા તો આ લીલા બીજી રીતે સમજાવી શકાય અને તે એ કે એક ગોપીએ ઝાડના શાખા લટકીને બીજી ગોપીના ઉપર પગથી પ્રહાર કર્યો. (વાસ્તવિક રીતે તો પ્રભુએ જે લીલા જે પ્રકારે કરી છે તે લીલા તે જ પ્રકારે અહીં પણ પ્રકટ થય છે એટલે અહીં

कृता सा तथैवाग्राविर्भवति इति निरालम्बनत्वेऽपि नानुपपत्तिः ।) हे दुष्टाहे कालिय । इतो गच्छ । यतोऽहं खलानां दण्डधृक् जातः । ननु इतिसम्बोधनममारणार्थम् ॥ २१ ॥

तत्रैकोवाचेति ।

तत्रैकोवाच हे गोपा दावाग्निं पश्यतोल्बणम् ।
चक्षूंष्याश्वपिदध्वं वो विधास्ये क्षेममञ्जसा ॥ २२ ॥

राजसी पुनस्तत्रैका जाता । उवाच च वक्ष्यमाणम् । गोरूपाः काश्चन । गोपरूपास्तथापराः । एका तु कृष्णरूपा आह । हे गोपा उल्बणं दावाग्निं पश्यतेति । विरहेण दावाग्निं दृष्टवती, भावनया वा तथा भानम् । सर्वापि क्रीडा भगवद्रूपा तत्र तत्राविशतीति दावाग्नेरपि दर्शनम् । अन्यासां विशेषाकारेण तस्यां भगवद्भावाभावात् न तत्प्रार्थना । एवमेव वातवर्षस्थलेऽपि । अतिमत्तानामेव भगवद्भावेन तल्लीलावेशात् तस्य एव दर्शनमिति निष्कर्षः ॥ २२ ॥

तामसीमाह बद्धेति ।

बद्धान्यया स्रजा काचित् तन्वी तत्र उलूखले ।
भीता सुदृक् पिधायास्यं भेजे भीतिविडम्बनम् ॥ २३ ॥

---

ગોપીજનની આ લીલામાં ઝાડનો આધાર ન હોય તો પણ કોઈ જાતની મુશ્કેલી નથી.) હે દુષ્ટ અહિ—સર્પ—કાલિય નાગ—! અહીંથી તું જતો રહે; કારણ કે હું દુષ્ટ પ્રાણીઓને શિક્ષા કરવાને માટે પ્રકટ થયો છું. નનુ એ પ્રમાણે જે સંબોધન છે તેનો ભાવ એવો છે કે સર્પને મારી નાખવાનો નથી. ૨૧.

શુકદેવજી तत्रैकोवाच એ શ્લોકમાં કહે છે કે

ત્યાં તો એક ગોપીજન બોલ્યાં, 'હે ગોપો! આ ભયંકર દાવાગ્નિ જુવો.
તમે જલદી તમારી આંખ્યો મીંચી દો. હું તમારૂં કલ્યાણ તરત જ કરીશ.'૨૨

ત્યાં તો એક રાજસી ગોપીજન નીચે પ્રમાણે બોલ્યાં. કેટલાંક ગોપીજનો ગાયરૂપ થયાં, અને બીજાં કેટલાંક ગોપીજનો ગોપરૂપ થયાં. એક ગોપીજન તો કૃષ્ણરૂપ થઇને બોલ્યાંઃ 'હે ગોપો! આ ભયંકર દાવાગ્નિ જુવો.' આ ગોપીજને પ્રભુથી થએલા વિરહને લીધે દાવાગ્નિ જોયો. જે ગોપીમાં અતિ વિગાઢ ભાવ હોય છે તેનામાં જ ભગવદ્ભાવ હોય છે, તેના જ હૃદયમાં વિરહાગ્નિ પ્રકટ થાય છે એટલે તે જ ગોપીને દાવાગ્નિનું દર્શન થાય છે, બીજીને નહિ. અથવા તો ભાવનાથી તે પ્રમાણે તે ગોપીને ભાન થયું. ગોપીજનોની બધી જુદી જુદી ક્રિયાઓમાં બધીય ભગવદ્રૂપ ક્રીડાનો આવેશ છે એટલે દાવાગ્નિનું પણ આ ગોપીજનને દર્શન થાય છે. બીજાં ગોપીજનોને ખાસ કરીને દાવાગ્નિનું દર્શન કરનારી આ ગોપીજનમાં ભગવદ્ભાવ—આ ભગવાન્ છે એવો ભાવ—ન હતો એટલે તેમણે પોતાના રક્ષણને માટે તેની પ્રાર્થના કરી નહિ. આ પ્રમાણે વીસમા શ્લોકમાં જણાવેલા પવન અને વરસાદના પ્રસંગમાં પણ સમજવું. (અર્થાત્ બીજાં ગોપીજનોને પેલી ગોપીજનની માફક પવન અને વરસાદનો અનુભવ થયો નથી, તેઓ તે ગોપીજનને ભગવાન્ તરીકે માનતાં નથી, એટલે તેમણે તે ગોપીજનની રક્ષણને માટે પ્રાર્થના કરી નથી.) જે ભક્તો ઘણા મત્ત હોય છે તેમનામાં જ ભગવદ્ભાવને લીધે તે તે લીલાનો આવેશ થાય છે, એટલે તે જ ભક્તોને તે તે લીલાનું દર્શન થાય છે એમ તાત્પર્ય છે. ૨૨

હવે बद्धा એ શ્લોકમાં શુકદેવજી તામસી ગોપીજનનું વર્ણન કરે છેઃ—

એક સુંદર અંગવાળી ગોપીને બીજી ગોપીએ માળા વડે ખાંડણીએ
બાંધી; તે (ખાંડણીયે બંધાયલી) સુંદર નેત્રોવાળી ગોપીએ બ્હીને, મ્હોં
ઢાંકીને, ભયનું અનુકરણ કરવા માંડયું. ૨૩

उलूखले कयाचिद्बद्धा स्रजा मालया उलूखलस्थानीयापि काचित् । अन्या तु यशोदारूपा । तदा भीता सती सुदृक् उत्तमदृष्टियुक्ता आस्यं पिधाय, हस्तेन सम्पूर्णं मुखमाच्छाद्य, भीत्यनुकरणं भेजे । अत्र क्रमे गुणा एव प्रयोजकाः । तत्तदधिकारानुसारेण तत्तल्लीलाः प्रादुर्भवन्ति । भगवद्वशीकरणान्ता च लीला । अन्यथान्ते उलूखललीला न कृता स्यात् । नातः परं कर्तव्यमस्तीति लीलाया विरतिः । एवं लीलाभावमुपपाद्य भगवद्भावे वक्तव्ये भगवतो भीतिविडम्बनलीलायां सर्वा लीलास्तिरोहिताः । ततः पूर्ववत् पुनः प्रश्न एव स्थितः । तस्य संवेदनपूर्वकत्वात् । एतत्त्वावेशेन जातमिति संवेदनराहित्यम् । अतस्तस्य नोपसंहारः ॥ २३ ॥

पूर्वं तु 'इत्युन्मत्तवच' इति वचनमेवोपसंहृतम्, न तु प्रश्न उपसंहृतः । अत इदानीं मध्ये लीलामुक्त्वा तस्यास्तिरोधाने पुनरेव वृन्दावनलतास्तरून् कृष्णं पृच्छमाना जाता इत्याह एवमिति ।

एवं कृष्णं पृच्छमाना वृन्दावनलतास्तरून् ।
व्यचक्षत वनोद्देशे पदानि परमात्मनः ॥ २४ ॥

तदा पुनरनुत्तरे प्राप्ते भगवानाविशन् मोहं दूरीकृत्य सर्वं ज्ञापितवानित्याह व्यचक्षतेति । तापापनोदार्थमेव त्रयम्, अन्वेषणं लीलावेशो भगवदावेशश्चेति । तत्र प्रश्नोऽन्तरङ्ग इति स एव

---

કોઈ એક ગોપીને બીજી ગોપીએ ખાંડણીએ માળા વડે બાંધી. કોઈ ગોપી ખાંડણીયારૂપ પણ થઈ, બીજી ગોપી પણ યશોદારૂપ થઈ. તે વખતે ખાંડણીએ બંધાએલી સુંદર નેત્રોવાળી પેલી ગોપી બ્હી ગઈ અને પોતાનું મુખ ઢાંકી દીધું, પોતાના હાથથી પોતાનું આખું મુખ ઢાંકી દીધું, અને ભયનું અનુકરણ કરવા લાગી.

ગોપીજનો ભગવાનની લીલાનું જે અનુકરણ કરતાં હતાં તેમાં ગોપીજનોના સત્વ વગેરે ગુણોને લીધે જ જુદી જુદી લીલાનો ક્રમ નિશ્ચિત થતો હતો. ગોપીજનોના જુદા જુદા અધિકારને અનુસરીને ભગવાનની જુદી જુદી લીલા પ્રકટ થાય છે. આ બધી લીલાનો અન્ત ભગવાનને વશ કરવામાં છે. આ પ્રમાણે ન માનીએ તો છેવટે ભગવાનની ઉલૂખલલીલા કરવામાં ન આવી હોત. પરંતુ ઉલૂખલલીલામાં ભગવાન્ વશ થઈ ગયા એટલે ત્યાર પછી કાંઈ પણ કરવાનું રહેતું નથી. તેથી ત્યાંથી જ લીલા બંધ થઈ ગઈ. આ પ્રમાણે ગોપીજનોમાં લીલાનો ભાવ ઉત્પન્ન કર્યો: હવે તેમનામાં ભગવદ્ભાવ ઉત્પન્ન થયો એમ કહેવાને માટે ભગવાનની ભીતિનું તેઓ અનુકરણ કરવા લાગ્યાં, અને ભીતિના અનુકરણની લીલા કરવા જતાં બધી લીલા તિરોહિત થઈ ગઈ. ત્યાર પછી પહેલાંની માફક વૃક્ષ વગેરેને ગોપીજનોએ પ્રશ્ન જ કરવાનો રહ્યો, કારણ કે બાહ્ય જગતનું અનુસંધાન થાય એટલે સ્વાભાવિક રીતે પ્રશ્ન કરાય છે. પણ આ—ભીતિનું અનુકરણ—તો ભગવદાવેશથી થએલું હતું એટલે ગોપીજનોને હમણાં બાહ્ય જગતનું ભાન નથી. તેથી જ અહીં ગોપીજનોના પ્રશ્નનો ઉપસંહાર કરવામાં આવ્યો નથી. ૨૩

પહેલાં ચૌદમા શ્લોકમાં 'આ પ્રકારનાં ઉન્મત્ત વચનો બોલતાં ગોપીજનો' એ વાક્યનો ઉપસંહાર કરવામાં આવ્યો છે, પણ પ્રશ્નનો ઉપસંહાર કરવામાં આવ્યો નથી. તેથી હમણાં મધ્યમાં લીલાનું વર્ણન કરીને, તે લીલાનું તિરોધાન થતાં, ફરીથી પણ ગોપીજનો વૃન્દાવનની લતાઓ અને વૃક્ષોને કૃષ્ણ વિષે પ્રશ્ન પૂછવા લાગ્યાં એમ શુકદેવજી एवम् એ શ્લોકમાં કહે છે:—

આ પ્રમાણે વૃન્દાવનની લતાઓ અને વૃક્ષોને કૃષ્ણ વિષે પૂછતાં
પૂછતાં ગોપીજનોએ વનમાં પરમાત્માના પદનાં દર્શન કર્યાં. ૨૪

(ગોપીજનોએ વૃન્દાવનની લતાઓ અને વૃક્ષોને કૃષ્ણભગવાન્ વિષે પ્રશ્ન કર્યો.) પણ જ્યારે ગોપીજનોને તે બાબતમાં ઉત્તર ન મળ્યો ત્યારે ભગવાને તેમનામાં—ગોપીજનોમાં—આવેશ કરીને તેમનો મોહ દૂર કર્યો અને તેમને બધાનું જ્ઞાન કરાવ્યું એમ કહેવાને માટે શુકદેવજી કહે છે કે व्यचक्षत-ભગવાનની શોધ, ભગવલ્લીલાનો આવેશ અને ભગવદાવેશ એ ત્રણ ગોપીજનોના તાપને દૂર કરવાને માટે

सर्वत्रानूद्यते । वृन्दावनलताः तरून् कृष्णं पृच्छमाना जाता इति । ततो वनोद्देशे वनभूमौ भगवतः **पदानि** दृष्टवत्यः । **परमात्मन** इति पदानां परमपुरुषार्थता सूचिता । भगवदावेशे हि सर्वज्ञता भवति । तेषां च कार्यं भगवत्पददर्शनम् । 'तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरय' इति श्रुतेः ॥ २४ ॥

एता अपि पूर्ववत् दशविधाः, तथैव तासां वचनानि । पदानि प्रत्यक्षयोग्यानि सर्वैरेव दृश्यन्त इति तेषां याथात्म्यज्ञानं साध्यम् । अतः प्रथममाहुः **पदानि व्यक्तमेतानीति** ।

**पदानि व्यक्तमेतानि नन्दसूनोर्महात्मनः ।**
**लक्ष्यन्ते हि ध्वजांभोजचक्रांकुशयवादिभिः ॥ २५ ॥**

**एतानि पदानि नन्दसूनोरेव** । **व्यक्तं** सत्यम्, नात्र संदेहः । चिह्नैः पदानां विशेषज्ञानम् । चिह्नान्येव कथं भवन्तीत्याशङ्क्य तत्रोपपत्तिमाहुः **महात्मन** इति । महतामप्यात्मा महान् वा ब्रह्मरूपः । तस्य तत्तत्कार्यार्थं पदे चिह्नानि भवन्ति, प्रकृतेऽपि तेषामुपयोग इति तदभिव्यक्तिः क्रियते । तानि चिह्नान्याह **लक्ष्यन्त** इति । अनुमीयन्ते पदानि, असाधारणधर्मैः । लोकेऽप्येतादृशोऽर्थः प्रसिद्ध इति सम्मतिः । ध्वजस्य स्थापनं भक्तानां निर्भयवासार्थम् । अम्भोजस्थापनं सुखसेव्यत्वाय । चक्र-

---

જ છે. તેમાં પ્રશ્ન અંતરંગ છે એટલે તેનો સર્વત્ર અનુવાદ કરવામાં આવે છે. ગોપીજનો વૃન્દાવનની લતાઓને અને વૃક્ષોને કૃષ્ણ વિષે પૂછવા લાગ્યાં. પછીથી વનભૂમિ પર ગોપીજનોએ ભગવાનનાં પગલાં જોયાં. શ્લોકમાં **परमात्मनः** એ પ્રમાણે પદ છેઃ તે ઉપરથી એમ સૂચન થાય છે કે ભગવાનનાં આ પગલાંઓ પરમ પુરુષાર્થરૂપ છે. જ્યારે જીવમાં ભગવાનનો આવેશ થાય છે ત્યારે તેનામાં ખરેખર સર્વજ્ઞતા આવે છે. જેમનામાં સર્વજ્ઞતા આવે છે, અર્થાત્ જે સર્વજ્ઞ છે, તેમને ભગવાનનાં ચરણનાં દર્શન થાય છે, કારણકે 'જ્ઞાનીઓ અથવા ભક્તો હમેશાં વિષ્ણુના તે પરમ પદનું દર્શન કરે છે' એ પ્રમાણે શ્રુતિ છે. ૨૪.

આ ગોપીજનો પણ પહેલાંની માફક દસ પ્રકારનાં છેઃ નવ ગોપીઓ સગુણ અને દસમી ગોપી નિર્ગુણ. આ ગોપીજનોનાં વચનો પણ તે જ પ્રકારનાં છે, સગુણનિર્ગુણભેદથી દસ પ્રકારનાં છે. પ્રત્યક્ષ જોઈ શકાય એવાં ભગવાનનાં પગલાં બધાં ય જુવે છે તેથી તેમને યાથાત્મ્યજ્ઞાન સિદ્ધ થાય છેઃ અર્થાત્ ભગવાનનાં પગલાંનું દર્શન સાધન છે અને યાથાત્મ્યજ્ઞાન સાધ્ય છે. તેથી ગોપીજનો પ્રથમ કહેવા લાગ્યાં કે **पदानि व्यक्तमेतानि**—

ધ્વજ, કમળ, ચક્ર, અંકુશ અને યવ વગેરેની રેખાઓનાં ચિહ્ન
ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આ પગલાં ખરેખર મહાત્મા કૃષ્ણનાં છે. ૨૫

આ પગલાં નન્દરાયજીના પુત્ર કૃષ્ણનાં જ છે. **व्यक्तम्** એટલે સત્ય, એમાં કોઈ જાતનો સંદેહ નથી. ચિહ્નો વડે પગલાંઓનું વિશેષજ્ઞાન—કૃષ્ણનાં જ છે એ પ્રકારનું જ્ઞાન—થાય છે. ચિહ્નો જ શી રીતે થાય છે એમ જો શંકા કરવામાં આવે તો તેનું સમાધાન કરતાં ગોપીજનો યુક્તિ આપે છે કે **महात्मनः**. મોટાઓના પણ આત્મા, અથવા મહાન્ આત્મા તે મહાત્મા કહેવાયઃ અર્થાત્ મહાત્મા એટલે બ્રહ્મ. જુદાં જુદાં કાર્યોને માટે તે બ્રહ્મરૂપ મહાત્માના પગલાંમાં ચિહ્નો હોય છે. આ પ્રસંગમાં પણ ચિહ્નોનો ઉપયોગ છે એટલે તેમને—ચિહ્નોને—પ્રકટ કરવામાં આવે છે. તે ચિહ્નોનું વર્ણન કરતાં ગોપીજન કહે છે કે **लक्ष्यन्ते**. અસાધારણ ધર્મોને લીધે ભગવાનનાં પગલાંનું અનુમાન થાય છે. લોકમાં પણ આ પ્રકારનો અર્થ પ્રસિદ્ધ છે એમ हि શબ્દ વડે સમ્મતિ આપવામાં આવે છે. ભક્તો નિર્ભય રીતે વાસ કરી શકે એટલા માટે ધ્વજનું

स्थापनं रक्षायै । मनोनिग्रहार्थमङ्कुशस्थापनम् । कीर्तिसिद्ध्यर्थं यवः । वज्रादयोऽप्यादिशब्देनोच्यन्ते पापपर्वतादिनिराकरणार्थाः ॥ २५ ॥

एवमसाधारणधर्मैः पदानि निश्चित्य तन्मार्गेण गता इत्याह तैस्तैरिति ।

**तैस्तैः पदैस्तत्पदवीमन्विच्छन्त्योऽग्रतोऽबलाः ।**
**वध्वाः पदैः सुपृक्तानि विलोक्यार्ताः समब्रुवन् ॥ २६ ॥**

ज्ञानं क्रियापर्यवसायीति क्रिया निरूप्यते । तत्पदवीमन्विच्छन्त्योऽग्रतोऽबलाः जाताः पदान्यन्विष्य तत्पदवीं गता इत्यर्थः । मध्ये तासां प्रतिबन्धमाह वध्वा इति । यदि तासां मत्सरदोषो न स्यात्, गच्छेयुरेवान्तिकम् । दोषवशाच्च परं कुण्ठिता भवन्ति । तदाह । वध्वाः कस्याश्चिद्गोपिकायाः पदैः सुपृक्तानि पंक्त्याकारेण गतानि भगवत्पदानि दृष्ट्वा, तानि विलोक्य च, आर्ता जाताः । तदा अन्योन्यमेवाब्रुवन् । ज्ञानक्रिययोरुपसर्जनं कृत्वा वाचि प्रतिष्ठिता जाताः, अन्यथा शीघ्रगमने भगवान् प्राप्तः स्यात् ॥ २६ ॥

तासामसूयावाक्यान्याह कस्याः पदानीति ।

---

સ્થાપન કરવામાં આવ્યું છે; ભક્તો પ્રભુની સુખેથી સેવા કરી શકે એટલા માટે કમળનું સ્થાપન કરવામાં આવ્યું છે; ભક્તોના રક્ષણને માટે ચક્રનું સ્થાપન કરવામાં આવ્યું છે; ભક્તોના મનનો નિગ્રહ કરવાને માટે અંકુશનું સ્થાપન કરવામાં આવ્યું છે; ભક્તોની કીર્તિ સિદ્ધ કરવાને માટે યવનું સ્થાપન કરવામાં આવ્યું છે. आदि શબ્દ વડે વજ્ર વગેરેનું નિરૂપણ કરવામાં આવે છે. આ વજ્ર વગેરે ચિહ્નો પાપપર્વત વગેરેનો નાશ કરવાને માટે છે. ૨૫

આ પ્રમાણે અસાધારણ ધર્મો વડે આ પગલાં ભગવાનનાં છે એમ નિશ્ચય કરીને ગોપીજનો તે માર્ગે ગયાં એમ શુકદેવજી तैस्तैः ઇત્યાદિ શ્લોકોમાં કહે છે:—

ભગવાનનાં તે તે પગલાંઓ ઉપરથી ભગવાનના માર્ગને શોધતી
અબળાઓ આગળ ચાલી, અને કોઈક સ્ત્રીના પગલાં સાથે સેળભેળ થએલાં
ભગવાનનાં પગલાં જોઈને તેઓ ખેદ પામતાં માંહો માંહે બોલ્યાં. ૨૬

જ્ઞાનનું પર્યવસાન—પરિણામ, અન્ત—ક્રિયામાં છે એટલે ગોપીજનોની ક્રિયાનું વર્ણન કરવામાં આવે છે. (ગોપીજનોને ભગવાનનાં પગલાંના દર્શનથી યાથાત્મ્યજ્ઞાન થયું હતું, અને આ જ્ઞાનના પરિણામે તેમનામાં હવે ક્રિયા પ્રકટ થાય છે.) અબળાઓ—ગોપીજનો—ભગવાનના માર્ગને શોધતી શોધતી આગળ ચાલી: અર્થાત્ ભગવાનનાં પગલાં ખોળીને ભગવાનના માર્ગમાં ગોપીજનો ગયાં. વચમાં ગોપીજનોને પ્રતિબંધ થયો એમ શુકદેવજી वध्वाः એ પદ વડે કહે છે. જો ગોપીજનોમાં મત્સરદોષ ન હોત તો તેઓ ભગવાનની પાસે ગયાં જ હોત; પરંતુ દોષને લીધે તેઓ કુણ્ઠિત થઈ ગયાં. આ જ વાત શુકદેવજી નીચેના શબ્દોમાં કહે છે. સ્ત્રીના—કોઈક ગોપીજનના—પગલાંની સાથે મળેલાં—પંક્તિના આકારમાં આવેલાં—ભગવાનનાં પગલાંને જોઈને અને તે ગોપીજનનાં પગલાંને જોઈને બધાં ગોપીજનો દુઃખી થયાં અને એક બીજાની સાથે બોલવા લાગ્યાં. જ્ઞાન અને ક્રિયાને ગૌણ કરી નાખીને ગોપીજનો વાણીમાં જ—એક બીજાની સાથે વાતો કરવામાં જ—પ્રવૃત્ત થયાં. આ પ્રમાણે જો ન થયું હોત તો જલદી જવાથી ગોપીજનોને ભગવાન્ પ્રાપ્ત થઈ જાત. ૨૬

હવે શુકદેવજી कस्याः पदानि એ શ્લોકમાં તે ગોપીજનોનાં ઇર્ષ્યાનાં વાક્યોનું વર્ણન કરે છે:—

**कस्याः पदानि चैतानि याताया नन्दसूनुना ।**
**अंसन्यस्तप्रकोष्ठायाः करेणोः करिणा यथा ॥ २७ ॥**

पुरुषोऽत्र न संभाव्यते, नापि ग्रामान्तरस्त्रियः, अतोऽस्मन्मध्य एव कस्याश्चिद्भविष्यन्तीति । अयं प्रश्न इतरपरिच्छेदेन विशेषज्ञानार्थः । नन्वत्र पदे लक्षणानि सन्ति । चकाराद्भगवतः तस्याश्च चेष्टाज्ञापकानि चिह्नान्यप्युच्यन्ते । सा हि **नन्दसूनुना** सहैव **याता**, अन्यथा भगवान् न गच्छेत् । तयैव प्रायेण नीतः । स्वापेक्षया तस्या महद्भाग्यमाहुः । **अंसे न्यस्तः प्रकोष्ठभागो** यस्याम् । **प्रकोष्ठभागो** भगवदीयः करतलादर्वाचीनभागः । तावता करेण कश्चित्सम्बन्धः सूचितः । तावदेव नैकट्यं पदयोरिति । किञ्च, मध्ये तयोः रसाविर्भावोऽपि जायत इति दृष्टान्तेनाहुः **करेणोः करिणा यथेति** । **करेणोरंसे करिणा यथा** हस्तः प्रसार्यत इति । **करेणुः** स्त्री, तस्या अंसे यथा **करी** हस्तं प्रसारयति तदा पदानि मिलन्ति, संमुखश्च भवति, उद्धृष्टकण्ठो वा भवति । स्पर्शसुखमेव प्रधानमिति गजो दृष्टान्तीकृतः । एवं त्रिविधा गोपिका उक्ताः ॥ २७ ॥

गुणातीताया वाक्यद्वयमाह । दोषाभावप्रतिपादकं गुणप्रतिपादकं च । तामसतामसी भगवदाविष्टा न भवतीति । **अनयाराधित इति द्वाभ्याम् ।**

---

જેમ હાથી હાથણીના ખભા ઉપર પોતાનો હાથ મૂકે છે તેમ
નંદરાયજીના પુત્રે જેના ખભા ઉપર પોતાનો હાથ મૂક્યો છે એવી
નંદરાયજીના પુત્રની સાથે જનાર આ કઈ સ્ત્રીનાં પગલાં છે? ૨૭

અહીં પુરુષનો સંભવ નથી, તેમ બીજા ગામની સ્ત્રીઓનો પણ સંભવ નથી; તેથી આપણામાંથી કોઈક ગોપીનાં આ પગલાં હશે. આ શ્લોકમાં ગોપીજનોએ જે પ્રશ્ન કર્યો છે તેનું પ્રયોજન બીજી સ્ત્રીનો નિર્ણય કરીને વિશેષ જ્ઞાન મેળવવાનું છે; અર્થાત્ અમુક સ્ત્રીનાં જ આ પગલાં છે એવું વિશેષ જ્ઞાન મેળવવાને માટે પ્રશ્ન કરવામાં આવ્યો છે. અરે! આ પગલાંમાં ચિહ્નો છે. ચનો અર્થ એ છે કે ભગવાન્ અને તે ગોપીની ચેષ્ટા જણાવનારાં ચિહ્નો પણ અહીં છે. તે ગોપી ખરેખર નન્દરાયજીના પુત્રની સાથે જ ગઈ છે, અન્યથા ભગવાન્ જાય નહિ. તે ગોપીજ ઘણુંખરું ભગવાનને લઈ ગઈ છે, *અર્થાત્ તે ગોપી આગળ પ્રભુ ગૌણ બની ગયા છે.* ગોપીજનો હવે કહે છે કે તે ગોપી અમારા કરતાં વધારે ભાગ્યશાળી છે. જેના ખભા ઉપર ભગવાને હાથ મૂક્યો છે તેવી તે ગોપી છે. ગોપીના ખભા ઉપર મૂકવામાં આવેલો પ્રકોષ્ઠભાગ ભગવાનનો છે અને તે હાથના તળીઆની નીચેનો ભાગ છે. જેટલો ભાગ હાથનો છે તેનો સ્તનાદિની સાથે સંબંધ થએલો છે એમ સૂચન થાય છે, કારણ કે ત્યારે જ બે પગલાંઓ એક બીજાની પાસે સંભવી શકે છે. વળી, વચમાં તે બન્નેનો રસ પણ પ્રકટ થાય છે એમ *करेणोः करिणा यथा* એ શબ્દોમાં ગોપીજનો દૃષ્ટાન્ત આપીને કહે છે. જેમ હાથણીના ખભા ઉપર હાથી પોતાનો હાથ પ્રસારે છે તેમ ગોપીના ખભા ઉપર ભગવાને પોતાનો હાથ પ્રસાર્યો છે. करेणु એટલે હાથીની સ્ત્રી, હાથણી; તેના ખભા ઉપર જેમ હાથી પોતાનો હાથ—સૂંઢ—પ્રસારે છે, તેમ તે વખતે તેઓનાં પગલાં એક બીજાને મળે છે, જેમ તે વખતે હાથી હાથણીની સામો ઉભો રહે છે અથવા તો જેમ હાથીનું ગળું હાથણીથી ઘસાય છે તેમ ગોપી અને ભગવાનની સ્થિતિ હતી. શૃંગારરસમાં સ્પર્શસુખ જ મુખ્ય છે તેથી હાથીનું દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે. આ પ્રમાણે ત્રણ પ્રકારની સત્ત્વપ્રધાન ગોપિકાઓનું વર્ણન કરવામાં આવ્યું. ૨૭

હવે શુકદેવજી નિર્ગુણ ગોપિકાના બે શ્લોકો કહે છે. એક શ્લોક દોષના અભાવનું પ્રતિપાદન કરે છે અને બીજો શ્લોક ગુણનું પ્રતિપાદન કરે છે. તામસતામસી ગોપીમાં ભગવાનનો આવેશ થતો નથી એટલે તેનું વાક્ય સંભવતું નથી; તેથી તેને બદલે નિર્ગુણ ગોપીનું એક વાક્ય વધારે આપવામાં આવ્યું છે,

**अनयाराधितो नूनं भगवान् हरिरीश्वरः ।**
**यन्नो विहाय गोविन्दः प्रीतो यामनयद्रहः ॥ २८ ॥**

तत्र प्रथमं तया सह विशेषरमणे तस्या भाग्यं, तस्याः पुण्यं, हेतुत्वेनाहुः । **अनया हरिर्नूनमाराधितः** । यद्यप्यस्माभिरप्याराधितः, तथापि **नूनं** नाराधितः । भगवदनाराधकैरपि फलत्वात् भगवतः सम्बन्धसम्भवात् । आराधिते तु फलं स्ववशे भवति । तत्रापि तारतम्यम् । ननु तुल्यकर्मणां मध्ये कथमवान्तरभेदः, तत्राह **भगवानिति** । सामग्रीभेदात् कर्माणि सर्वत्र विलक्षणानि भवन्ति । तदवान्तरवैलक्षण्यं स एव जानाति । अतस्तथा फलनिरूपको जातः । ननु तथापि वयं तथा न ज्ञापनीयाः, दुःखसाधकत्वादिति चेत् तत्राहुः हरिरिति । स हि सर्वदुःखहर्ता, वैलक्षण्यज्ञापनार्थं तथा बोधितवान् । ननु भक्तिः तुल्येति कथं भक्त्यनुसारेण तुल्यं फलं न कृतवान्, तुल्यफलत्वेन

---

અને તેથી દસની સંખ્યા પૂરી કરવામાં કોઈ જાતનો વાંધો આવતો નથી. (ત્રણ સત્ત્વપ્રધાન, બે ગુણાતીત, ત્રણ રજઃપ્રધાન અને બે તમઃપ્રધાન એમ મળી દસની સંખ્યા થાય છે.) શુકદેવજી **अनयाराधितः** ઇત્યાદિ બે શ્લોકોમાં ગુણાતીત ગોપીનાં વચનોનું વર્ણન કરે છે:—

આ ગોપીએ તો ભગવાન્ શ્રીહરિની ખરેખર આરાધના કરેલી હોવી
જોઈએ, કારણ કે તેના ઉપર પ્રસન્ન થએલા ગોવિન્દ ભગવાન્ આપણો
ત્યાગ કરીને તે ગોપીને એકાન્તમાં લઈ ગયા છે. ૨૮

તે ગોપીની સાથે ભગવાને જે વિશેષરમણ કર્યું તેમાં તે ગોપીનું ભાગ્ય, પુણ્ય, કારણ હતું એમ હવે પ્રથમ ગોપીજનો કહે છે. ખરેખર! આ ગોપીએ હરિની આરાધના કરેલી છે. જો કે અમે ય પણ ભગવાનની આરાધના કરેલી છે છતાં પણ તેમની કોઇની દ્વારા—કાત્યાયનીની દ્વારા—આરાધના કરેલી છે, સાક્ષાત્ આરાધના કરેલી નથી. જે સાધનોમાં ભગવાનનું સાક્ષાત્ આરાધન કરવામાં નથી આવતું તે સાધનો વડે પણ ભગવાન્ રૂપી ફળ મળે છે એટલે ભગવાનની કોઇની દ્વારા કરેલી આરાધનામાં પણ ભગવાનનો સંબંધ સંભવે છે. જેણે ભગવાનનું સાક્ષાત્ આરાધન કરેલું છે તે તો ભગવદ્રૂપ ફળને પોતાને વશ કરી દે છે. (અર્થાત્ કોઇની દ્વારા કરેલી ભગવાનની આરાધનામાં ભગવાનનો સંબંધ થાય છે, જ્યારે ભગવાનની સાક્ષાત્ આરાધનામાં ભગવાન્ ભક્તને વશ થઈ જાય છે.) વળી, ભગવાનની સાક્ષાત્ આરાધનામાં પણ તારતમ્ય રહેલું છે. (ભગવાન્ ગોપીજનોને વશ છે એમ પહેલાં વર્ણન કરવામાં આવી ગએલું છે તેથી એમ જણાય છે કે ગોપીજનોએ પણ ભગવાનની સાક્ષાત્ આરાધના કરેલી છે. તો પછી ગોપીજનોનો ત્યાગ કરીને ભગવાન્ બીજી ગોપીને લઇને કેમ ચાલ્યા ગયા? આ શંકાનું સમાધાન એ કે ભગવાનના સાક્ષાત્ આરાધનમાં પણ તારતમ્ય છે. જે પ્રકારનું પેલી ગોપીએ ભગવાનનું સાક્ષાત્ આરાધન કરેલું છે તે પ્રકારનું આ બધાં ગોપીજનોએ ભગવાનનું સાક્ષાત્ આરાધન કરેલું નથી. આમ જો ન માનીએ તો ભગવાન્ આ બધાં ગોપીજનોનો ત્યાગ કરીને કેમ ચાલ્યા જાય?)

અરે! જ્યારે બધાંનાં કર્મો સરખાં છે તો પછી તેમનામાં અવાન્તર ભેદ શી રીતે હોઈ શકે?—આ પ્રકારની જો શંકા થાય તો ગોપીજન કહે છે કે **भगवान्**. સામગ્રી જુદી જુદી હોવાથી કર્મો બધે ય એક બીજાથી ભિન્ન થાય છે. આ બધી સામગ્રીનો અને તેથી કર્મનો અવાન્તર ભેદ જ્ઞાનસ્વરૂપ ભગવાન્ જ જાણે છે. તેથી ભગવાન્ તે પ્રમાણે—કર્મ પ્રમાણે—ફળ આપે છે. અરે! પણ ભગવાને અમને તે પ્રમાણે જ્ઞાન કરાવવું ન હતું, કારણ કે તેમ કરવાથી અમને દુઃખ થાય છે—આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો ગોપીજનો કહે છે કે **हरिः**. ભગવાન્ હરિ છે, સર્વનું દુઃખ હરણ કરનાર છે. જે ગોપીજન ભગવાનને લઈ ગયાં છે તે ગોપીજન અને આ બધાં ગોપીજનોની વચ્ચે ભેદ છે એ જણાવવાને માટે ભગવાને આ બધાં ગોપીજનોને જ્ઞાન કરાવ્યું કે કર્મોની અંદર ભેદ હોવાથી ભિન્ન ભિન્ન ફળ આપવામાં

कर्म कुतः स्वीकृतवान्, तत्राहुरीश्वर इति । कदाचिद्भक्तिमुरीकरोति, कदाचित्कर्म, कदाचित् स्वेच्छाम् । न हीश्वरो नियन्तुं शक्यः । अस्मान् भक्तिमार्गे योजयति, न कर्ममार्ग इति । अत एव नः अस्मान् विहाय गोविन्दः साधारणेन्द्रोऽपि रहः एकान्ते प्रीतः सन्, तामेवानयत् । कामरसः स्त्रीसमूहापेक्षयाप्येकस्यामेव मुख्यत्वयोत्पद्यते । तथा करणे प्रीतिर्हेतुः, प्रीतौ भक्तिः कर्म वा ॥ २८॥

एवं तस्या भाग्यमभिनन्द्य मात्सर्येऽपि गूढे तथा वचनं भवतीति स्वभाग्याभिनन्दनमप्याहुः धन्या इति ।

धन्या अहो अमी आल्यो गोविन्दाङ्घ्र्यब्जरेणवः ।
यान् ब्रह्मेशो रमा देवी दधुर्मूर्ध्न्यघनुत्तये ॥ २९ ॥

अहो आश्चर्ये, हे आल्यः सख्यः, अमी अङ्घ्रिरेणवो धन्याः । मात्सर्याभावार्थं चैतदु-

---

આવ્યું છે. (જે ફળ પેલી ગોપીજનને આપવામાં આવ્યું છે તે ફળ આ બધાં ગોપીજનોને આપવામાં આવ્યું નથી, કારણ કે તે બન્નેના કર્મમાં ભેદ છે. આ પ્રમાણે જ્યારે ભગવાને આ બધાં ગોપીજનોને જ્ઞાન કરાવ્યું ત્યારે આ ગોપીજનોને લાગ્યું કે આ પ્રકારનું કર્મ તો આપણે જાતે જ કર્યું છે અને ભગવાન્ જે તિરોહિત થઈ ગયા છે તે આપણા પોતાના દોષથી જ તિરોહિત થઈ ગયા છે. આ પ્રમાણે જ્યારે ગોપીજનો વિચાર કરે ત્યારે તેમની મત્સરતાને લીધે તેમને જે દુઃખ થતું હતું તે ન થાય, અર્થાત્ તે દુઃખ નાશ પામે. આ રીતે ભગવાન્ આ ગોપીજનોના દુઃખનું હરણ કરે છે, કારણ કે તે પોતે હરિ છે, સર્વનું દુઃખ હરણ કરનાર છે). તે ગોપીની અને અમારી ભક્તિ તો સરખી છે, (સામગ્રીભેદથી ભલે કર્મ વિલક્ષણ હો,) તો ભક્તિને અનુસાર ભગવાને અમને બધાંને તુલ્ય ફળ કેમ ન આપ્યું? અને તુલ્ય ફળ આપવામાં કર્મનો સ્વીકાર કેમ કર્યો? આ પ્રમાણે જો શંકા થાય તો તેનું સમાધાન કરતાં ગોપીજનો કહે છે કે ईश्वरः. ભગવાન્ કોઈક વખત ફળ આપવામાં ભક્તિ સ્વીકારે છે, કોઈક વખત કર્મ સ્વીકારે છે, અને કોઈક વખત પોતાની ઇચ્છા સ્વીકારે છે. ખરેખર! ઈશ્વરનું નિયમન થઇ શકે એમ નથી. ભગવાન્ સ્વતંત્ર છે તેથી તે અમને ભક્તિમાર્ગમાં યોજે છે અને કર્મમાર્ગમાં યોજતા નથી. તેથી જ અમારો ત્યાગ કરીને ગોવિન્દ—સાધારણ ઇન્દ્ર, સર્વ ગોકુલના ઇન્દ્ર—હોવા છતાં પણ એકાન્તમાં પ્રસન્ન થઇને તે ગોપીને લઈ ગયા. ઘણી સ્ત્રીઓના સમૂહના કરતાં એક જ સ્ત્રીમાં કામરસ મુખ્ય રીતે ઉત્પન્ન થાય છે. ભગવાન્ તે ગોપીને એકાન્તમાં લઈ ગયા તેનું કારણ ભગવાનની પ્રીતિ—પ્રસન્નતા—છે, અને ભગવાનની પ્રસન્નતાનું કારણ તે ગોપીની ભક્તિ અથવા કર્મ છે. ૨૮

આ પ્રમાણે ભગવાન્ જે ગોપીને એકાન્તમાં લઈ ગયા છે તે ગોપીનું ભાગ્ય મોટું છે એમ તેને બીજાં બધાં ગોપીજનોએ અભિનન્દન આપ્યું. પણ આ પ્રકારનાં વચનો તો ગૂઢ માત્સર્યથી પણ કહી શકાય (ભગવાનનું આરાધન તો આણે એકલીએ જ કર્યું જણાય છે, આપણે કાંઈ કર્યું છે એ પ્રમાણે કટાક્ષથી પણ કહી શકાય) તેથી તે શંકા દૂર કરવાને માટે धन्याः એ શ્લોકમાં ગોપીજનો પોતે પણ ભાગ્યશાળી છે એ પ્રમાણે પોતાની જાતને અભિનન્દન આપે છે. (રેણુ ભગવાનના ચરણની સાથે સંબંધમાં આવવાથી ભાગ્યશાળી છે એ પ્રમાણે આ શ્લોકમાં વર્ણન કરવામાં આવ્યું છે. તે ઉપરથી સૂચિત થાય છે કે ગોપીજનો પણ ભગવાનના ચરણનો સંબંધ થવાથી રેણુની માફક ભાગ્યશાળી થાય.)

હે સખીઓ! અહોહોહો! શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરણકમળની રજ
કેટલી બધી ધન્ય છે, કે જે રજને બ્રહ્મા, શિવ અને લક્ષ્મીદેવી પોતાનાં પાપ
દૂર કરવાને માટે પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે. ૨૯

अहो એ આશ્ચર્યવાચક છે. હે અલીઓ, સખીઓ, આ ચરણની રજ ધન્ય છે. પોતાનામાં હવે માત્સર્ય નથી એ બતાવવાને માટે ગોપીજનો કહે છે કે જેમ આ ચરણની રજ ધન્ય છે તેમ તે ગોપી, જેને ભગવાન એકાન્તમાં લઈ ગયા તે પણ ધન્ય છે. आल्यः એ પ્રમાણે ગોપીજનો જે સંબોધન વાપરે

च्यवते । यथा रेणवः, तथा सेति । विश्वासार्थमप्रतारणार्थं च सम्बोधनम् । अनेन रेणूत्कर्षेण रेणव एव धार्याः स्वदोषनिवृत्त्यर्थमित्युक्तं भवति । पूर्वमत्रैव ते रेणवः स्थिताः, न तदा तेषामुत्कर्षः, यदा पुनश्चरणसम्बद्धाः, तदा धनमर्हन्तीति । धनं कृष्णः, यथेन्द्रो देवानाम् । यथा धनेन सर्वविषयप्राप्तिः, एवं प्रभुणापि । तेषां धन्यत्वमुपपादयन्ति यानिति । ब्रह्मा ईशो रमा च देवतारूपा पालिका शक्तिः । तेषां स्वस्वाधिकारे दोषसंभवात् तन्निवृत्त्यर्थं मूर्ध्नि दधुः । ब्रह्मानन्दरूपाया निवृत्त्यर्थं देवतापदम् । अतः कारणादेतद्वारेणेन वयमपि निर्दुष्टाः नीयमानगोपिकातुल्या भविष्याम इति ॥ २९ ॥

अन्या रजःप्रकृतय आहुः तस्या इति ।

तस्या अमूनि नः क्षोभं कुर्वन्त्युच्चैः पदानि यत् ।
यैकापहृत्य गोपीनां रहो भुङ्क्तेऽच्युताधरम् ॥ ३० ॥

भगवच्चरणारविन्दरजस्तथैव, परमस्याः गोपिकायाः अमूनि पदानि सङ्गे गच्छन्त्याः नोऽस्माकं क्षोभं कुर्वन्ति । तत्राप्युच्चैरत्यर्थम् । नन्वेकाकी भगवान् गच्छेत्, तदपेक्षया ससहायो भक्तिमार्गे युक्त इति चेत् तत्राहुः । यद्यस्मात् गोपिकानां सर्वासामेव भागरूपमच्युताधरं ता विहाय एके-

---

છે તેનો ભાવ એવો છે કે પોતાનાં વચનોમાં બીજાંઓને વિશ્વાસ ઉપજે અને બીજાંને પોતે છેતરતાં નથી એમ ખાત્રી થાય. આ પ્રમાણે ભગવાનના ચરણની રેણુની જે શ્રેષ્ઠતા દર્શાવવામાં આવી તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે પોતાના દોષને દૂર કરવાને માટે રેણુ જ ધારણ કરવી જોઇએ. આ રજ પહેલાં આ સ્થળે જ હતી પણ તે વખતે તેમની શ્રેષ્ઠતા ન હતી; પરંતુ જ્યારે તેને ભગવાનના ચરણનો સંબંધ થયો ત્યારે તેને ધન ઘટે છે, તે ધન્ય થાય છે. જેમ દેવોનું ધન ઇન્દ્ર છે તેમ આપણું ધન કૃષ્ણ છે. જેમ ધનવડે સર્વ પદાર્થો મળી શકે છે તેમ પ્રભુવડે પણ બધા પદાર્થો પ્રાપ્ત થઈ શકે છે. આ રજ ધન્ય છે એ સમઝાવવાને માટે ગોપીજનો કહે છે કે યાન્. બ્રહ્મા, મહાદેવ અને લક્ષ્મીજી જે દેવતારૂપ પાલન કરનારી શક્તિ છે. આ બધા દેવો જ્યારે પોતપોતાના અધિકાર પ્રમાણે કાર્ય કરે છે ત્યારે તેમના કાર્યમાં દોષ સંભવે છે, એટલે તે દોષ દૂર કરવાને માટે તેમણે ભગવાનના ચરણકમળની રજ પોતાના મસ્તક ઉપર ધરી. અહીં જે લક્ષ્મીજીનું વર્ણન કરવામાં આવ્યું છે તે બ્રહ્માનન્દરૂપ નથી એ જણાવવાને માટે લક્ષ્મીજીના સંબંધમાં દેવતા પદ વાપરવામાં આવ્યું છે. આ કારણથી આ ભગવાનના ચરણકમળની રજને અમારા મસ્તક ઉપર ધારણ કરીને અમે પણ દોષરહિત થઇએ અને જે ગોપીને ભગવાન્ લઇ ગયા છે તે ગોપીના જેવાં બનીએ. ૨૯

હવે રજોગુણવાળી ગોપીઓ તસ્યાઃ એ શ્લોક કહે છે:—

જે ગોપી એકલી ભગવાનને લઈ જઇને સર્વ ગોપીઓના સરખા
ભાગરૂપ ભગવાનના અધરામૃતનું એકાન્તમાં પાન કરે છે તે ગોપીનાં આ
પગલાં અમને અતિશય ક્ષોભ ઉપજાવે છે. ૩૦

ભગવાનના ચરણારવિન્દની રજ તો ખરેખર તેવી—ધન્ય—જ છે, પરંતુ ભગવાનની સાથે જતી આ ગોપીનાં આ પગલાં અમને ક્ષોભ ઉપજાવે છે. તેમાં પણ उच्चैः એટલે અતિશય (ક્ષોભ ઉપજાવે છે). ભગવાન્ એકલા જાય તેના કરતાં કોઇની સાથે જાય એ ભક્તિમાર્ગમાં યોગ્ય છે એમ જો કહેવામાં આવે તો ગોપીજનો તેનો ઉત્તર શ્લોકના બીજા અડધા ભાગમાં આપે છે. यत् એટલે કારણ કે, બધી જ ગોપીઓના ભાગરૂપ ભગવાનનું જે અધરામૃત છે તેનું, બધી ગોપીઓને છોડીને, આ ગોપી એકલી જ પાન કરે છે. તેમાં પણ બીજી બધી ગોપીઓની રજા વિના તે ગોપી ભગવાનના અધરામૃતનું એકાન્તમાં

योपभुङ्क्ते। तत्रापि रहः एकान्ते तासामनुज्ञाव्यतिरेकेण। ननु विरतो भगवान् बहुस्त्रीसम्बन्धात्कथमिमां फलभूतां भोक्ष्यते, तत्राहुः अच्युतेति। स हि पूर्णकाम एव, न तस्य च्युतिरस्ति ॥ ३० ॥

अन्याः पुनस्ततोऽपि खेदं कृतवत्य इत्याह न लक्ष्यन्त इति।

**न लक्ष्यन्ते पदान्यत्र तस्या नूनं तृणाङ्कुरैः।**
**खिद्यत्सुजाताङ्घ्रितलामुन्निन्ये प्रेयसीं प्रियः ॥ ३१ ॥**

अहो किमिति विचार्यते अधरामृतं पिबतीति। एतावद्दूरे समागतानि तस्याः **पदानि** अग्रे **न लक्ष्यन्ते**। न च वक्तव्यं समीचीनं जातमिति, तत्राहुः। **तस्याः तृणाङ्कुरैः खिद्यत्** पादतलं जातम्। तदा तादृशीमुन्निन्ये ऊर्ध्वं नीतवान् कटिभागे स्कन्धभागे वा। वस्तुतस्तु हस्ताभ्यामेवोद्धृतवानिति सुतरां खेदे हेतुः। ननु कथमेवं करिष्यतीत्याशङ्क्याहुः **प्रेयसीमिति**। साप्यत्यन्तं प्रिया, स्वयमपि तस्याः प्रियः। अतो ज्ञायते न सा स्कन्धमारूढा किन्तु केवलमुन्निन्ये ॥ ३१ ॥

किञ्च। तेन प्रकारेण न बहुदूरे गमनं सम्भवति। अतः क्वचिद्विश्रम्य पुष्पावचयमपि तदर्थे करोतीत्याहुः अत्रेति।

**अत्र प्रसूनावचयः प्रियार्थे प्रेयसा कृतः।**
**प्रपदाक्रमणे एते पश्यतासकले पदे ॥ ३२ ॥**

---

પાન કરે છે. ઘણી સ્ત્રીઓના સંબંધને લીધે હવે ભગવાન્ કોઇનો ભોગ નહિ કરે, એટલે તે ગોપીનો ભગવાન્ કેવી રીતે ભોગ કરશે?—એમ જો શંકા કરવામાં આવે તો ગોપીજનો કહે છે કે અચ્યુત. ભગવાન્ ખરેખર પૂર્ણકામ જ છે, તેમની કોઈ દિવસ પણ ચ્યુતિ થતી નથી. ૩૦

બીજાં ગોપીજનોએ તો તેથી પણ વિશેષ ખેદ કર્યો એમ न लक्ष्यन्ते એ શ્લોકમાં શુકદેવજી કહે છે.

અહીં તો તે ગોપીનાં પગલાં જણાતાં પણ નથી. ખરેખર, જ્યારે
તૃણના અંકુરોથી તે ગોપીના કોમલ પગનાં તળિયાં પીડાતાં હશે ત્યારે તે
પ્રિયાને પ્રિયે—કૃષ્ણે—પોતાના ખભા ઉપર તેડી લીધી હશે. ૩૧.

(આ ગોપીજનો બીજાં ગોપીજનોને કહેવા લાગ્યાં કે) અરે! તે ગોપી ભગવાનના અધરામૃતનું પાન કરે છે એમ શું વિચાર્યા કરો છો? આટલે દૂર સુધી આવેલાં તે ગોપીનાં પગલાં હવે આગળ જણાતાં નથી. હવે પગલાં જણાતાં નથી તે ઠીક થયું એમ કહેવું નહિ. ગોપીજનો તેનું કારણ સમજાવતાં કહે છે કે તે ગોપીના પગનું તળિયું તણખલાના અંકુરોથી પીડાતું હતું. તે વખતે તે ગોપીને ભગવાને કેડ ઉપર અથવા તો ખભા ઉપર તેડી લીધી. વસ્તુતઃ તો ભગવાને તે ગોપીને બે હાથ વતી ઉંચકી લીધી તેથી આ ગોપીજનોને વધારે ખેદ થાય છે. અરે! ભગવાન્ આ પ્રમાણે શી રીતે કરે? એમ જો શંકા કરવામાં આવે તો તેના સમાધાનમાં ગોપીજનો કહે છે કે प्रेयसीम्. તે ગોપી ભગવાનને બહુ પ્રિય છે, અને ભગવાન્ પોતે પણ તે ગોપીને (બહુ) પ્રિય છે. તેથી એમ જણાય છે કે ભગવાને તેને ખભા ઉપર બેસાડી નથી પણ ફક્ત પોતાના બે હાથ વતી ઉંચકી લીધી છે. ૩૧.

વળી, આ પ્રમાણે તે ગોપીને બે હાથ વતી ઉંચકીને ભગવાન્ બહુ દૂર જઈ શકે એમ નથી. તેથી કોઈક સ્થાનમાં આરામ લઈને તે ગોપીને માટે ભગવાન્ ફૂલ પણ ચૂંટે છે એમ अत्र એ શ્લોકમાં ગોપીજનો કહે છે:—

અહીં પ્રિયાને માટે પ્રિયે ઝાડ ઉપરથી ફૂલ ચૂંટેલાં જણાય છે. જુઓ,
પગના આગલા ભાગ ઉપર ઉભા રહેવાથી આ અધુરાં પગલાં પડ્યાં છે. ૩૨

प्रसूनानामवचयो वृक्षादुत्तारणम् । न च स्वार्थं भविष्यतीति शङ्कनीयम् । सा हि श्रान्ता । अतः प्रियार्थ एव । सा तु कर्तुमशक्तैव । तदाहुः प्रेयसा कृत इति । सा हि भगवदपेक्षया खर्वा प्रपदाभ्यामुत्थातुमप्यशक्ता । अतः प्रेयसैव कृतः । यतः प्रपदाक्रमणे पादाग्राभ्यामेवाक्रमणं ययोः । अत एवासकले, पार्ष्णिभागो नाभिव्यक्त इति । पश्यतेति सन्देहाभावार्थं वचनम् ॥ ३२ ॥

ततोऽप्यन्या अधिकमेव सूचयन्त्य आहुः केशप्रसाधनमिति ।

केशप्रसाधनं त्वत्र कामिन्याः कामिना कृतम् ।
तानि चूडयता कान्तामुपविष्टमिह ध्रुवम् ॥ ३३ ॥

नखैरेव केशानां प्रसाधनम्, वेण्याकारेण आपीडाकारेण वा । तुशब्दोऽन्यथापक्षं व्यावर्तयति । न ह्यत्र ज्ञानोपदेशः सम्भवति । तदाहुः कामिन्याः कामिना कृतमिति । एतद् स्थित्वापि भवति । चूडायां पुष्पप्रवेशनं तु स्थिते न भवति । क्रोडे पुष्पाणि स्थापयित्वा क्रमेण तानि निवेशनीयानि । अतः तानि चूडयता इहोपविष्टम् । ध्रुवमिति सत्यम् । कान्तामुप कान्तासमीपे कान्तामुद्दिश्य वा । तथैवाकृतिर्दृश्यत इति ॥ ३३ ॥

एवं रसार्थं वस्त्रानयनं सामग्रीसम्पादनमलङ्करणं चोक्तम् । यदर्थमेतावत्तदाहुः रेम इति ।

---

પુષ્પોનો અવચય એટલે ઝાડ ઉપરથી ફૂલ ચુંટવાં તે. ભગવાન્ પોતાને માટે જ ફૂલ ચુંટે છે એમ માનવું નહિ; કારણ કે તે ગોપી થાકી ગઈ છે, તેથી તેને—પોતાની પ્રિયાને—માટે જ ભગવાન્ ઝાડ ઉપરથી ફૂલ ચુંટે છે. તે ગોપી તો થાકી ગઈ છે એટલે તે ફૂલો ચુંટવાને માટે અશક્ત જ છે. આ વાત પ્રેયસા કૃતઃ એ શબ્દોમાં ગોપીજનો કહે છે. તે ગોપી ભગવાનના કરતાં નીચી છે, ઠીંગણી છે, અને તે એટલી બધી નાજુક છે કે તે પોતાના પગના આગલા ભાગ ઉપર ઉભા રહેવાને માટે પણ અશક્ત છે. તેથી તેના પ્રિયે—કૃષ્ણે—જ ફૂલો ચુંટ્યાં, કારણકે ભગવાનનાં પગલાં પ્રપદાક્રમણ છે. પગના આગલા ભાગથી જ આક્રમણ છે જેમનું એવાં પગલાં અપદાક્રમણ કહેવાય છે. તેથી જ તે પગલાં અધૂરાં જણાય છે, અર્થાત્ તે પગલાંનો પાછલો ભાગ સ્પષ્ટ જણાતો નથી. પશ્યત—જુઓ—એમ જે કહેવામાં આવ્યું છે તેનું તાત્પર્ય એ છે કે આ બાબતમાં કોઈ જાતનો સંદેહ નથી. ૩૨

આ સિવાયનાં પણ બીજાં તામસી ગોપીજનો केशप्रसाधनम् શ્લોકમાં અધિક અર્થનું સૂચન કરે છેઃ—

અહીં તો કામી ભગવાને કામિનીના કેશ ગુંથેલા જણાય છે. અહીં તો
અવશ્ય તેના કેશ ગુંથતાં તે કાન્તાની પાસે કાન્ત બેઠેલા હોવા જોઇએ. ૩૩

વેણીના આકારમાં અથવા તો અંબોડાના આકારમાં કેશોને નખ વડે જ ગુંથવામાં આવે છે. तु શબ્દ આ સિવાયના બીજા પક્ષની વ્યાવૃત્તિ કરે છે. અહીં, ખરેખર, જ્ઞાનનો ઉપદેશ સંભવતો નથી. આ વાત कामिन्याः कामिना कृतम् એ શબ્દોમાં ગોપીજનો કહે છે. કેશોને ગુંથવાનું કામ તો ઉભા થઇને પણ કરી શકાય છે, પરંતુ કેશની અંદર પુષ્પ મૂકવાનું કામ ઉભા રહીને થઈ શકતું નથી. પુષ્પો ખોળામાં મૂકીને ધીમે ધીમે ક્રમસર તેમને કેશમાં મૂકવાં જોઇએ. તેથી કેશમાં પુષ્પો ગુંથતી વખતે ભગવાન્ અહીં બેઠેલા હોવા જોઇએ. આ વાત ધ્રુવ—સત્ય—છે. कान्ताम् उप એટલે કાન્તાની પાસે અથવા તો કાન્તાને ઉદ્દેશીને—તેની સામે—(ભગવાન્ બેઠેલા હોવા જોઇએ), કારણ કે તે જ પ્રકારની આકૃતિ જોવામાં આવે છે. ૩૩

આ પ્રમાણે રસને માટે ભગવાનને એકાન્તમાં આણવામાં આવ્યા, બધી સામગ્રી તૈયાર કરી અને અલંકાર કરવામાં આવ્યો એમ વર્ણન કરવામાં આવ્યું. જેને માટે આટલું બધું કરવામાં આવ્યું તે ગોપીજનો रेमे એ શ્લોકમાં કહે છેઃ—

रेमे तया चात्मरत आत्मारामोऽप्यखण्डितः ।
कामिनां दर्शयन् दैन्यं स्त्रीणां चैव दुरात्मताम् ॥ ३४ ॥

पुष्टत्वात् कामस्य आत्मरतः तया च सह रेमे । चकारात् लक्ष्म्या च । अन्तःप्रविष्टाभिर्वा । सापि रेमे इति वा । आत्मन्येव रतिर्यस्य । तेन निष्काम एव तस्या यथेच्छं कामं पूरितवान् । अस्यामपि दशायामात्मरत एव, रसाधारत्वाय तस्यामात्मानं स्थापितवान् । आत्मन्येव मुख्या रतिः आत्मन्येव रमणं क्रीडा च यस्य । यतः अखण्डितः इन्द्रियैरन्तःकरणैर्विषयैर्वा । यदि स्वानन्दोऽन्यत्र गच्छेत् सदान्यत्र रक्तो भवेत् । ननु कथमेवमसमीचीनस्थाने एतावता प्रयासेन एवं रमणं कृतवानिति, तत्र प्रयोजनमाहुः कामिनां दर्शयन् दैन्यमिति । कामिनस्त्वेवमेव दीना भवन्ति । 'कामार्ता हि प्रकृतिकृपणा' इति तेषामनुकरणं करोति । अन्यथा तेषां निरोधो न स्यात् । प्रयोजनान्तरमप्यस्ती-

---

આત્મારામ ભગવાને, આત્મામાં રમણ કરતાં છતાં, અખંડિત રહીને, કામી પુરુષોનું દૈન્ય અને સ્ત્રીઓની દુષ્ટતા જણાવવાને માટે, તે ગોપીની સાથે તથા લક્ષ્મીજીની સાથે રમણ કર્યું. ૩૪.

કામ પુષ્ટ થયો એટલે આત્મામાં રતિ કરનાર ભગવાને તે ગોપીની સાથે રમણ કર્યું. મૂળ શ્લોકમાં જે च છે તેનો અર્થ લક્ષ્મીજી છે અથવા તો ભગવાનની સાથે સાયુજ્ય જેમણે મેળવેલું છે એવાં અન્તર્ગૃહગતા ગોપીઓ છે. (અર્થાત્ લક્ષ્મીજીની સાથે અથવા તો સાયુજ્ય પામેલી અન્તર્ગૃહગતા ગોપીઓ સાથે પણ ભગવાને રમણ કર્યું.) અથવા તો चનો અર્થ એવો પણ થાય કે તે ગોપીએ પણ રમણ કર્યું. આત્માને વિષે જ જેની રતિ છે તે આત્મરતિ કહેવાય છે. તેથી ભગવાને પોતે નિષ્કામ રહીને જ તે ગોપીનો કામ તેની ઇચ્છા પ્રમાણે પૂર્ણ કર્યો. આ દશામાં પણ ભગવાન્ આત્મરત જ હતા. તે ગોપી શૃંગારરસનો આધાર થઈ શકે તેટલા માટે ભગવાને તેનામાં શૃંગારરસના સ્થાયિભાવરૂપ પોતાના રસાત્મક સ્વરૂપનું સ્થાપન કર્યું. આત્માને વિષે જ—સ્થાયિભાવરૂપ રસાત્મક સ્વરૂપને વિષે જ—જેમની મુખ્ય રતિ, આસક્તિ, છે તે **આત્મરતિ** કહેવાય છે; અને આત્માને વિષે જ—સ્થાયિભાવરૂપ રસાત્મક સ્વરૂપને વિષે જ—જેમનું રમણ, ક્રીડા, છે તે **આત્મારામ** કહેવાય છે. જેમ ભગવાન્ આત્મરત થયા છતાં પણ આત્મારામ જ હતા તેમ નખ અને દન્તના ક્ષતથી ખંડિત થએલા હતા છતાં પણ તે અખણ્ડિત રહ્યા હતા, કારણ કે ઇન્દ્રિય, અન્તઃકરણ અને શબ્દ, સ્પર્શ, રૂપ ઇત્યાદિ વિષયોથી તે ખંડિત થયા ન હતા. (ભગવાનના સ્વરૂપાનન્દનો સંબંધ ઇન્દ્રિય, અન્તઃકરણ અથવા રૂપાદિ વિષય સાથે ન હતો.) જો ભગવાનનો આનન્દ બીજે ઠેકાણે જાય તો ભગવાન્ બીજે ઠેકાણે આસક્ત થાય. (અર્થાત્ ભગવાને પોતાના સ્વરૂપાનન્દનું સ્થાપન તે ગોપીમાં કર્યું હતું તેથી તે ગોપીમાં આસક્ત થયા અને તેની સાથે રમણ કર્યું.) અરે! આવા અયોગ્ય સ્થળમાં—જ્યાં તૃણના અંકુરોથી પગમાં પીડા થાય છે અને જ્યાં શય્યા વગેરે સામગ્રી નથી એવા અનુચિત સ્થળમાં—આટલો બધો પ્રયાસ કરીને ભગવાને તે ગોપીની સાથે આ પ્રમાણે રમણ કેમ કર્યું? આ શંકાનું સમાધાન કરતાં ગોપીજનો कामिनां दर्शयन् दैन्यम् એ શબ્દોમાં ભગવાને જે અયોગ્ય સ્થળમાં રમણ કર્યું તેનું પ્રયોજન કહે છે. કામી લોકો તો આ પ્રમાણે જ દીન બને છે. 'કામથી પીડાએલા મનુષ્યો, ખરેખર, સ્વાભાવિક રીતે કૃપણ, દીન, હોય છે' તેથી ભગવાન્ તે કામી લોકોનું અનુકરણ કરે છે. ભગવાન્ જો આ પ્રમાણે ન કરે તો તે કામી લોકોનો નિરોધ થાય નહિ. (પણ જ્યારે કામી લોકો જાણે કે કામી લોકો અંતે દીન જ બને છે ત્યારે તેઓ કામનો ત્યાગ કરીને ભગવાનને ભજે છે, અને તે પ્રકારે તેમનો નિરોધ સિદ્ધ થાય છે). આ સિવાય બીજું પણ પ્રયોજન છે એમ ગોપીજનો स्त्रीणाम् ઇત્યાદિ શબ્દોમાં કહે છે. ભગવાને આ પ્રમાણે તે

त्याह्नः स्त्रीणामिति । स्त्रीणां च दुरात्मता प्रदर्शिता । न तासां काचिदशक्तिरस्ति नापि सौकुमार्यं किन्तु वशीकृते पुरुषे दौक्ष्यमेव कुर्वन्ति । 'शालावृकाणां हृदयान्येता' इति । अत उभयबोधनार्थमेवं रेमे ॥३४॥

एवं सर्ववस्तुयाथात्म्यस्फुरणं भगवदावेशात्तासां निरूपितम् । उपसंहरति इत्येवमिति ।

श्रीशुक उवाच—**इत्येवं दर्शयन्त्यस्ताश्चेरुर्गोप्यो विचेतसः ।**

एवंप्रकारेण भगवल्लीलाः प्रदर्शयन्त्यः चेरुः गर्वं कृतवत्यः । तासामनेकविधत्वे हेतुमाह गोप्य इति । न हि ताः शास्त्रेण भगवदीया जाताः किन्तु स्वभावेन । स्वभावस्त्वनेकविध इति सर्वमुपपद्यते । किञ्च, नहि ताः किञ्चित् ज्ञात्वा वदन्ति किन्तु विचेतस एव । अथ वा । एवं दर्शयन्त्यो विचेतसो जाताः । प्रकारत्रयस्यापि समाप्तत्वात् । अतस्तासां नाग्रे गतिर्न वचनानि ।

एवमेतासां स्वरूपं निरूप्य, तस्याः स्वरूपं निरूपयति यां गोपीमिति सार्धैः त्रिभिः ।

**यां गोपीमनयत् कृष्णो विहायान्याः स्त्रियो वने ॥ ३५ ॥**
**सा च मेने तदात्मानं वरिष्ठं सर्वयोषिताम् ।**
**हित्वा गोपीः कामयाना मामसौ भजते प्रियः ॥ ३६ ॥**

---

ગોપીની સાથે રમણ કરીને સ્ત્રીઓની દુષ્ટતા પણ દેખાડી. સ્ત્રીઓમાં કોઈ પણ જાતની અશક્તિ નથી, તેમ તેમનામાં સુકુમારતા પણ નથી, પરન્તુ તેમણે પુરુષને વશ કર્યો એટલે તરત જ તેઓ દુષ્ટતા જ કરે છે, કારણ કે 'આ સ્ત્રીઓ વરૂનાં હૃદયો છે' એ પ્રમાણે શ્રુતિ છે. તેથી કામી પુરુષોની દીનતા અને સ્ત્રીઓની દુષ્ટતા એ બન્ને ય દેખાડવાને માટે ભગવાને આ પ્રમાણે રમણ કર્યું. ૩૪

આ પ્રમાણે ગોપીજનોમાં ભગવાનનો આવેશ થવાથી બધી વસ્તુના યથાર્થ સ્વરૂપની તેમને જે સ્ફૂર્તિ થઈ તેનું વર્ણન કરવામાં આવ્યું. હવે શુકદેવજી इत्येवम् એ શ્લોકમાં ઉપસંહાર કરે છેઃ—

આ પ્રમાણે ભગવાનની લીલાઓ દેખાડતાં તે ગોપીજનો વિક્ષિપ્ત
ચિત્તથી વનમાં ફરવા લાગ્યાં. ૩૪½

ગોપીજનો આ પ્રમાણે ભગવાનની લીલાઓ દેખાડતાં દેખાડતાં ચાલવા લાગ્યાં. આ બધાં ગોપીજનો અનેક પ્રકારનાં હતાં તેનું કારણ દર્શાવતાં શુકદેવજી કહે છે કે गोप्यः. ગોપીઓ, ખરેખર, શાસ્ત્ર ભણીને ભગવદીય થયાં નથી, પરંતુ સ્વભાવથી જ ભગવદીય થયાં છે. અને સ્વભાવ તો અનેક પ્રકારનો છે એટલે ગોપીજનો પણ અનેક પ્રકારનાં હોય એ વાત બરોબર ઘટી શકે છે. વળી, તે ગોપીજનો કાંઈ પણ જાણીને—કોઈ પણ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરીને—બોલતાં નથી, પરંતુ તે તો બેભાન થઈ ગએલાં છે. અથવા તો મૂળ શ્લોકનો આ પ્રમાણે પણ અન્વય થઈ શકેઃ આ પ્રમાણે ભગવાનની લીલાઓ દેખાડતાં ગોપીજનો બેભાન થઈ ગયાં કારણ કે ત્રણે ય પ્રકારો—રસાસક્તિ, ભગવત્ક્રિયા અને ગર્વભાવ એ ત્રણ પ્રકારો—સમાપ્ત થઈ ગયા. તેથી તે ગોપીજનો આગળ જઈ શક્યાં નહિ, તેમજ બોલી પણ શક્યાં નહિ. ૩૪½

શુકદેવજીએ આ પ્રમાણે આ બધાં ગોપીજનોના સ્વરૂપનું વર્ણન કર્યું, અને હવે गोपीम् ઇત્યાદિ સાડા ત્રણ શ્લોકોમાં પેલી ગોપી જેને ભગવાન્ લઈ ગયા હતા તેના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

બીજી સ્ત્રીઓનો ત્યાગ કરીને ભગવાન્ જે ગોપીને વનમાં લઈ ગયા
હતા તે ગોપી 'કામથી આવેલી સર્વ ગોપીઓનો ત્યાગ કરીને આ પ્રિય
મને ભજે છે' એમ સમજી પોતાને સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ માનવા લાગી.
ત્યાંથી આગળ અતિ રમણીય વનપ્રદેશમાં જઈને ગર્વવાળી તે ગોપીએ

तदाह । सा च तदा सर्वयोषितां मध्ये वरिष्ठं मेन इति । चकारः पूर्वसमुच्चयार्थोऽप्यर्थे । तदेति । पूर्वं तस्यास्तथात्वं न जातमिति । अनेन समुदायदोषेण न भगवांस्त्यजति किन्तु प्रत्येकदोषेणेति ज्ञापितम् । तस्यास्तथा दोषे हेतुः हित्वेति । कामयाना अपि सर्वाः गोपीः हित्वा असौ मां भजत इति । तत्रापि प्रियः, यथैव मम प्रीतिर्भवति तथैव करोति । न तु कश्चिदप्यप्रियविषयः । अतोऽहं वरिष्ठा । अन्यथानुपपत्त्या तथात्वं कल्प्यते ॥ ३६ ॥

दोषाभावेनैवोत्तमता, न तु धर्मान्तरेण, अतस्तस्या भ्रमः, भ्रान्ताया वाक्यमाह ततो गत्वेति । ततो भोगस्थानादग्रे गत्वा । वनोद्देशमतिरमणीयम् । स्वार्थमयं गच्छति, न तु मदर्थम् । तदन्यार्थं मया कथं खेदः प्राप्तव्य इति दृप्ता । तादृशभगवत्कृपायामनधिकारिणी प्राप्तप्रसादेन जातोऽजीर्णा ब्रह्मादिभ्योऽपि मोक्षदातारं देहेन्द्रियादिसर्वरहितं परमानन्दरूपं केशवमब्रवीत् । तस्या वाक्यमाह न पारय इति । अहं चलितुं न पारये । तथापीष्टदेशं गन्तव्यमिति चेत्, तत्राह । यत्र ते मनः, तत्र मां त्वमेव नय ॥ ३७ ॥

---

ભગવાનની સાથે ગએલી ગોપીને પણ અભિમાન થયું એ વાત શુકદેવજી આ શ્લોકમાં કહે છે. બીજી બધી ગોપીઓનો ત્યાગ કરીને ભગવાન્ જ્યારે આ ગોપીને લઈ ગયા ત્યારે આ ગોપી પોતાની જાતને બધી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ માનવા લાગી. શ્લોકમાં પૂર્વનો સમુચ્ચય કરવા વાળો જે च છે તે अपि—પણ—ના અર્થમાં વપરાયો છે. પહેલાં આ ગોપીને આવું અભિમાન થયું ન હતું એ જણાવવાને માટે શુકદેવજી કહે છે કે तदा. આ ઉપરથી એમ સમજાય છે કે ભગવાન્ આખા વર્ગના દોષને લીધે ભક્તોનો ત્યાગ કરતા નથી પરન્તુ દરેક વ્યક્તિના દોષને લીધે તે તે વ્યક્તિનો ત્યાગ કરે છે. આ ગોપીને જે અભિમાન થયું તેનું કારણ દર્શાવતાં શુકદેવજી કહે છે કે हित्वा, બધી ગોપીઓ કામનાવાળી હોવા છતાં તેમનો ત્યાગ કરીને આ ભગવાન્ મને ભજે છે એમ આ ગોપી માનવા લાગી. તેમાં પણ ભગવાન્ પ્રિય છે, જેમ મને પ્રીતિ થાય તેમ જ તે કરે છે; પરંતુ કોઈ પણ વખત તે મને અપ્રિય લાગે એવું કરતા નથી; તેથી હું સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ છું એમ પણ આ ગોપી માનવા લાગી. ભગવાન્ બીજી બધી ગોપીઓનો ત્યાગ કરીને મને એકલીને જ પોતાની સાથે લઈ ગયા એ વાત બીજી કોઈ રીતે સમજાવી શકાય એમ નથી તેથી આ ગોપી અનુમાન કરે છે કે હું સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ છું. ૩૬

આ ગોપીની ઉત્તમતા દોષના અભાવને લીધે જ છે, નહિ કે બીજા ધર્મને લીધે. (આ ગોપીમાં જે દર્પ જોવામાં આવે છે તે ભગવાને જ વિપ્રયોગરસનું દાન કરવાને માટે ઉત્પન્ન કર્યો છે એટલે તે દોષરૂપ નથી. જેમ ભગવાનના રમણમાં દોષ હોતો નથી તેમ ભગવદ્ભાવાત્મક પદાર્થમાં દોષ હોતો નથી.) તેથી જ તે ગોપીને ભ્રમ થાય છે. (ભગવાન્ પ્રાકૃત કામી પુરુષની માફક કામને અધીન થઈને પોતાને—નાયિકાને—વશ થશે એમ જાણીને પોતાનામાં ચાલવાની શક્તિ હતી છતાં પણ હું ચાલવાને અશક્ત છું એમ કહેવાથી ભગવાન્ મને પોતાના સ્કન્ધ ઉપર પણ બેસાડીને લઈ જશે એમ આ ગોપીએ માન્યું; અને આ પ્રકારનું જે જ્ઞાન તે જ ભ્રમ.) ભ્રાન્ત થએલી ગોપીના વાક્યનું વર્ણન કરતાં શુકદેવજી કહે છે કે ततो गत्वा. ભોગસ્થાનથી આગળ અતિરમણીય વનપ્રદેશમાં જઈને. આ તો પોતાના સ્વાર્થને માટે જાય છે, નહિ કે મારે માટે. તો પછી બીજાને માટે મારે શું કરવા ખેદ પ્રાપ્ત કરવો જોઈએ? આ પ્રમાણે વિચાર કરીને આ ગોપીને દર્પ થયો. આ પ્રકારની ભગવત્કૃપાનો તેને અધિકાર ન હતો, અને ભગવાનની જે કૃપા તેણે મેળવી હતી તે કૃપાને લીધે તેને અજીર્ણ—અભિમાન—થયું અને બ્રહ્મા વગેરેને પણ મોક્ષ આપનાર, દેહ, ઇન્દ્રિય વગેરેથી રહિત, પરમાનન્દરૂપ એવા કેશવ ભગવાનને તેણે કહ્યું. આ ગોપીએ કેશવ ભગવાનને જે વાક્ય કહ્યું તેનું વર્ણન કરતાં શુકદેવજી કહે છે કે न पारये. હું ચાલી શકું એમ નથી. તો પણ ઇષ્ટ દેશમાં તો જવું જોઈએ એમ જો આ ગોપીને કહેવામાં આવે તો આ ગોપી કહે છે કે यत्र ते मनः. જ્યાં તમારું મન હોય ત્યાં મને તમે જ લઈ જાવ. ૩૭

---

1 'जाता जीर्णा' इतिकेरपाठः ।

ततो गत्वा वनोद्देशं दृप्ता केशवमब्रवीत् ।
न पारयेऽहं चलितुं नय मां यत्र ते मनः ॥ ३७ ॥
एवमुक्तः प्रियामाह स्कन्धमारुह्यतामिति ।
ततश्चान्तर्दधे कृष्णः सा वधूरन्वतप्यत ॥ ३८ ॥

दोषोऽभिमानवचनं वचनोत्तरमेव च । पूर्ववच्च तिरोभावो विज्ञेयं दोषदर्शने ॥ १ ॥

यां गोपीं पूर्वमजातदोषामनयत् । यतः कृष्णः सदानन्दः, तस्यामानन्दं स्थापयितुम् । अन्यास्तु स्त्रियो जाताः । सा तु मुग्धैव गोपी । अतस्ता वने विहाय तामनयत् । वनस्थानां विवेको भवतीति ॥ ३५ ॥

स्वर्गैस्युक्तकरणात् प्रकृत्याधिकारिणः । बुद्धिं स्म नाशयामासुः साप्यन्येवाभवत्ततः ॥ १[1] ॥

---

કેશવને કહ્યું કે 'મારાથી ચલાતું નથી, જ્યાં આપનું મન હોય ત્યાં મને તેડીને જાવ' જ્યારે તે ગોપીએ ભગવાનને આ પ્રમાણે કહ્યું ત્યારે શ્રીકૃષ્ણે પોતાની પ્રિયાને કહ્યું કે 'મારા ખભા ઉપર ચઢી જાવ': પછી (પેલી ગોપી ભગવાનના ખભા ઉપર બેસવા જતી હતી એટલામાં જ) શ્રીકૃષ્ણ અન્તર્ધાન થઈ ગયા અને તે અનન્યપૂર્વા સ્ત્રી પશ્ચાત્તાપ કરવા લાગી. ૩૬-૩૮.

(શ્રીમહાપ્રભુજી આ સાડા ત્રણ શ્લોકોનો સાર આપી તેનું પ્રયોજન સમજાવે છે.) પ્રથમ આ ગોપીને અભિમાનરૂપી દોષ પ્રાપ્ત થયો, પછી તેણે અભિમાનનાં વચન કહ્યાં, ભગવાને તે વચનનો ઉત્તર આપ્યો અને પહેલાંની માફક ભગવાન્ તિરોહિત થઈ ગયા. આ ગોપીને પોતાનો દોષ દેખાય એટલા માટે ભગવાન્ તેનો ત્યાગ કરીને અન્તર્હિત થઈ ગયા, (આ ગોપી પોતાની દયાજનક સ્થિતિ જોઇને વિચાર કરે કે ભગવાને જે મારો ત્યાગ કર્યો છે તે મારા દોષને લીધે જ કર્યો છે: એટલે આ બાબતમાં અભિમાનરૂપી દોષ મારો જ છે એમ તે ગોપીને ભાન થાય છે.) ૧

પહેલાં જે ગોપીમાં અભિમાનરૂપી દોષ ન હતો એવી ગોપીને ભગવાન્ લઈ ગયા, કારણ કે ભગવાન્ કૃષ્ણ છે, સદાનન્દ છે, એટલે તે ગોપીમાં સ્વરૂપાનન્દનું સ્થાપન કરવાને માટે ભગવાન્ તેને એકાન્તમાં લઈ ગયા. બીજી બધી ગોપીઓ તો સ્ત્રીઓ હતી, દુરાત્મા હતી, તેમને માન, મદ વગેરે થયો હતો. આ ગોપી તો મુગ્ધા જ હતી, ભલી હતી; તેથી બીજી દુરાત્મા ગોપીઓનો વનમાં ત્યાગ કરીને ભગવાન્ પેલી ભલી ગોપીને લઈ ગયા, જેથી વનમાં રહેલી ગોપીઓને સમજણ પડે કે અમારામાં જ દોષ હતો તેથી જ અમારો ત્યાગ કરીને ભગવાન્ પેલી નિર્દોષ ગોપીને લઈ ગયા. ૩૫

(આ બધાં ગોપીજનોનો અને પેલી ગોપીનો રસ સરખો છે છતાં પણ આ બધાં ગોપીજનોને તે વખતે અભિમાન થયું અને પેલી ગોપીને તે વખતે અભિમાન ન થયું; પરંતુ હમણાં તો તે ગોપીને પણ અભિમાન થયું તેનું શું કારણ? આનું સમાધાન કરતાં શ્રીમહાપ્રભુજી કહે છે કે)

ભગવાન્ જે ગોપીને એકાન્તમાં લઈ ગયા તે ગોપી પોતે નાયિકા હતી, અને નાયિકાઓનો સ્વભાવ અભિમાની હોય છે, છતાં પણ અત્યાર સુધી પોતાના નાયક—પ્રભુ—ને અધીન રહી અને આ પ્રમાણે નાયિકાના સ્વભાવથી વિરુદ્ધ વર્તી. હવે નાયિકાના જે અભિમાન વગેરે સ્વાભાવિક ગુણો તથા પ્રૌઢ ભાવ તે બન્નેએ તે ગોપીના કોમળ ભાવનો—નાયકને અધીન રહેવામાં જે કોમળ ભાવ છે તેનો—નાશ કર્યો અને તે પોતે પણ બીજી ગોપીઓની માફક અભિમાની થઈ. ૧

---

1 स्वर्ग स्वयुक्त इत्यपि पाठः ।

तदाह । सा च तदा सर्वयोषितां मध्ये वरिष्ठं मेन इति । चकारः पूर्वसमुच्चयार्थोऽप्यर्थे । तदेति । पूर्वं तस्यास्तथात्वं न जातमिति । अनेन समुदायदोषेण न भगवांस्त्यजति किन्तु प्रत्येकदोषेणेति ज्ञापितम् । तस्यास्तथा दोषे हेतुः हित्वेति । कामयाना अपि सर्वाः गोपीः हित्वा असौ मां भजत इति । तत्रापि प्रियः, यथैव मम प्रीतिर्भवति तथैव करोति । न तु क्वचिदप्यप्रियविषयः । अतोऽहं वरिष्ठा । अन्यथानुपपत्त्या तथात्वं कल्प्यते ॥ ३६ ॥

दोषाभावेनैवोत्तमता, न तु धर्मान्तरेण, अतस्तस्या भ्रमः, भ्रान्ताया वाक्यमाह ततो गत्वेति । ततो भोगस्थानादग्रे गत्वा । वनोद्देशमतिरमणीयम् । स्वार्थमयं गच्छति, न तु मदर्थम् । तत्रश्चान्यार्थं मया कथं खेदः प्राप्तव्य इति दृप्ता । तादृशभगवत्कृपायामनधिकारिणी प्राप्तप्रसादेन जाताजीर्णा[1] ब्रह्मादिभ्योऽपि मोक्षदातारं देहेन्द्रियादिसर्वरहितं परमानन्दरूपं केशवमब्रवीत् । तस्या वाक्यमाह न पारय इति । अहं चलितुं न पारये । तथापीष्टदेशं गन्तव्यमिति चेत्, तत्राह । यत्र ते मनः, तत्र मां त्वमेव नय ॥ ३७ ॥

---

ભગવાનની સાથે ગયેલી ગોપીને પણ અભિમાન થયું એ વાત શુકદેવજી આ શ્લોકમાં કહે છે. બીજી બધી ગોપીઓનો ત્યાગ કરીને ભગવાન્ જ્યારે આ ગોપીને લઈ ગયા ત્યારે આ ગોપી પોતાની જાતને બધી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ માનવા લાગી. શ્લોકમાં પૂર્વનો સમુચ્ચય કરવા વાળો જે च છે તે अपि—પણ—ના અર્થમાં વપરાયો છે. પહેલાં આ ગોપીને આવું અભિમાન થયું ન હતું એ જણાવવાને માટે શુકદેવજી કહે છે કે तदा. આ ઉપરથી એમ સમજાય છે કે ભગવાન્ આખા વર્ગના દોષને લીધે ભક્તોનો ત્યાગ કરતા નથી પરન્તુ દરેક વ્યક્તિના દોષને લીધે તે તે વ્યક્તિનો ત્યાગ કરે છે. આ ગોપીને જે અભિમાન થયું તેનું કારણ દર્શાવતાં શુકદેવજી કહે છે કે हित्वा. બધી ગોપીઓ કામનાવાળી હોવા છતાં તેમનો ત્યાગ કરીને આ ભગવાન્ મને ભજે છે એમ આ ગોપી માનવા લાગી. તેમાં પણ ભગવાન્ પ્રિય છે, જેમ મને પ્રીતિ થાય તેમ જ તે કરે છે; પરંતુ કોઈ પણ વખત તે મને અપ્રિય લાગે એવું કરતા નથી; તેથી હું સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ છું એમ પણ આ ગોપી માનવા લાગી. ભગવાન્ બીજી બધી ગોપીઓનો ત્યાગ કરીને મને એકલીને જ પોતાની સાથે લઈ ગયા એ વાત બીજી કોઈ રીતે સમજાવી શકાય એમ નથી તેથી આ ગોપી અનુમાન કરે છે કે હું સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ છું. ૩૬

આ ગોપીની ઉત્તમતા દોષના અભાવને લીધે જ છે, નહિ કે બીજા ધર્મને લીધે. (આ ગોપીમાં જે દર્પ જોવામાં આવે છે તે ભગવાને જ વિપ્રયોગરસનું દાન કરવાને માટે ઉત્પન્ન કર્યો છે એટલે તે દોષરૂપ નથી. જેમ ભગવાનના રમણમાં દોષ હોતો નથી તેમ ભગવદ્ભાવાત્મક પદાર્થમાં દોષ હોતો નથી.) તેથી જ તે ગોપીને ભ્રમ થાય છે. (ભગવાન્ પ્રાકૃત કામી પુરુષની માફક કામને અધીન થઈને પોતાને—નાયિકાને—વશ થશે એમ જાણીને પોતાનામાં ચાલવાની શક્તિ હતી છતાં પણ હું ચાલવાને અશક્ત છું એમ કહેવાથી ભગવાન્ મને પોતાના સ્કન્ધ ઉપર પણ બેસાડીને લઈ જશે એમ આ ગોપીએ માન્યું; અને આ પ્રકારનું જે જ્ઞાન તે જ ભ્રમ.) ભ્રાન્ત થએલી ગોપીના વાક્યનું વર્ણન કરતાં શુકદેવજી કહે છે કે ततो गत्वा. ભોગસ્થાનથી આગળ અતિરમણીય વનપ્રદેશમાં જઈને. આ તો પોતાના સ્વાર્થને માટે જાય છે, નહિ કે મારે માટે. તો પછી બીજાને માટે મારે શું કરવા ખેદ પ્રાપ્ત કરવો જોઈએ? આ પ્રમાણે વિચાર કરીને આ ગોપીને દર્પ થયો. આ પ્રકારની ભગવત્કૃપાનો તેને અધિકાર ન હતો, અને ભગવાનની જે કૃપા તેણે મેળવી હતી તે કૃપાને લીધે તેને અજીર્ણ—અભિમાન—થયું અને બ્રહ્મા વગેરેને પણ મોક્ષ આપનાર, દેહ, ઇન્દ્રિય વગેરેથી રહિત, પરમાનન્દરૂપ એવા કેશવ ભગવાનને તેણે કહ્યું. આ ગોપીએ કેશવ ભગવાનને જે વાક્ય કહ્યું તેનું વર્ણન કરતાં શુકદેવજી કહે છે કે न पारये. હું ચાલી શકું એમ નથી. તો પણ ઇષ્ટ દેશમાં તો જવું જોઈએ એમ જો આ ગોપીને કહેવામાં આવે તો આ ગોપી કહે છે કે यत्र ते मनः. જ્યાં તમારું મન હોય ત્યાં મને તમે જ લઈ જાઓ. ૩૭.

---

1 'जाता जीर्णा' इतिलेखपाठः ।

तदा भगवानतिचतुरः तद्वाक्यस्योत्तरमाह एवमुक्त इति। प्रियेति कृत्वा उत्तरमुक्तवान्। उत्तरमाह स्कन्धमारुह्यतामिति। एषा हि नृत्यं कर्तुं वाञ्छति। स्वान्तर्गतं रसमभिनेतुम्। तद्भूमौ पदस्थापने ऊर्ध्वभावाभावात् रसः च्युतो भवेत्। अतः स्वस्कन्धमेवारुह्यतामिति। स एवालन्वं नटपटुः यः स्वस्कन्धमारुह्य नरीनर्ति। अशक्यं ह्युपदिशति। प्रार्थितं तथेति। भगवतो हि मनः अलौकिकरसाभिनयने तद्भूमौ पदस्थापने न भवति। अशक्ता चेत् कथं वदेत्। अतो मम तत्रैव मनः। यदि तथा करिष्यति तदा नेष्यामीति। न ह्यनधिकारी नेतुं योग्यः। भगवांस्तु नान्यथा वदतीति न स्वस्कन्धसम्भावना। तया तु मोहवशात् तथैव बुद्धम्। ततो मोहवशात् तथा चिकीर्षमाणां तां दृष्ट्वा ततोऽप्यन्तर्दधे। यतोऽयं कृष्णः सदानन्दः। ततः पूर्ववदेव सापि जातेत्याह सा वधूरन्वतप्यतेति। वधूरिति सा अनन्यपूर्वा व्रतमध्यस्था। तत्रापि गुणातीता। अतः अन्वतप्यत अनुतापं कृतवती ॥३८॥

---

ગોપીએ જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે ભગવાન્ જે અતિ ચતુર છે તેમણે તે વાક્યનો જે ઉત્તર આપ્યો તેનું વર્ણન શુકદેવજી **एवमुक्तः** ઇત્યાદિ શબ્દોમાં કરે છે. આ ગોપી ભગવાનની પ્રિયા છે એટલે ભગવાને તેના વાક્યનો ઉત્તર આપ્યો. ભગવાન્ ઉત્તર આપે છે કે **स्कन्धमारुह्यताम्.** આ ગોપીને નૃત્ય કરવાની ઇચ્છા છે, અને પોતાની અંદર જે રસ રહેલો છે તેનો અભિનય કરીને બહાર પ્રકટ કરવાની પણ ઇચ્છા છે. રસનો અભિનય ભૂમિ ઉપર પગ મૂકીને કરવામાં આવે—પોતાના હૃદયમાંથી રસને બહાર કાઢવામાં આવે—તો ઊર્ધ્વભાવ (પોતાના હૃદયમાં ગુપ્ત રહેલો રસ અનેક જાતના ભાવોનો જે અનુભવ કરાવે છે તેનું નામ ઊર્ધ્વભાવ) ન થવાથી રસ ચ્યુત થઈ જાય છે, સ્વરૂપતઃ જ નષ્ટ પામે છે. તેથી ભગવાને કહ્યું કે સ્વસ્કન્ધ—પોતાના ખભા—ઉપર જ બેસી જાવ. (ભગવાનના કહેવાનું તાત્પર્ય એ છે કે રસનો અનુભવ તમારા પોતાનામાં જ કરો, રસને બહાર પ્રકટ કરવા જેવો નથી, નહિ તો અન્યથા થઈ જશે.) જે પોતાના ખભા ઉપર બેસીને નૃત્ય કરે છે તે જ નટોમાં પટુ—પોતાના અંગનું વેષ્ટન કરવામાં ચતુર—છે. સંગીતશાસ્ત્રમાં એક પ્રકારના નૃત્યમાં પોતાના ખભા ઉપર ચઢવાનું હોય છે. તે અતિ કઠિન છે, અને જે નટ તે પ્રમાણે કરે છે તે સર્વશ્રેષ્ઠ ગણાય છે. (પોતાના ખભા ઉપર બેસીને નૃત્ય કરવાનું જે કામ છે તે અશક્ય છે,) અને ભગવાન્ ખરેખર આવી અશક્ય બાબતનો ઉપદેશ કરે છે, કારણ કે ગોપીએ તે પ્રમાણે ભગવાનને પ્રાર્થના કરી છે. ભગવાનનું મન, ખરેખર, અલૌકિક રસના અભિનયનમાં છે. ભૂમિ ઉપર પગ મૂકવાથી—પોતાના હૃદયમાંથી રસને કાઢીને બહાર પ્રકટ કરવાથી—અલૌકિક રસનું અભિનયન થતું નથી. જો આ ગોપી અશક્ત હોત તો આ પ્રમાણે—**यत्र ते मनः** એમ દર્પથી—શી રીતે કહેત ? તેથી મારું મન તેમાં જ—રસના અભિનયનમાં જ—છે. તેથી જો આ ગોપી તે પ્રમાણે કરશે—વિરહથી આર્તિ પ્રકટ કરશે—તો જ તેને હું લઈ જઈશ. જે અધિકારી નથી તેને લઈ જઈ શકાય નહિ. ભગવાન્ તો અન્યથા—અસત્ય—કહેતા નથી એટલે ભગવાનના સ્કન્ધની સંભાવના નથી; પરંતુ તે ગોપીએ મોહને વશ થઈને તે જ પ્રમાણે—ભગવાનના ખભા ઉપર ચઢી જવાનું—જાણ્યું. મોહને વશ થઈને તે ગોપી ભગવાનના સ્કન્ધ ઉપર ચઢી જવાની ઇચ્છા કરે છે એમ જ્યારે ભગવાને જોયું ત્યારે ત્યાંથી પણ તે તિરોહિત થઈ ગયા; કારણ કે આ તો કૃષ્ણ—સદાનન્દ—છે. ભગવાનના તિરોધાનથી પહેલાંની માફક જ—બીજાં ગોપીજનોની માફક—તે ગોપી પણ શોક કરવા લાગી એમ શુકદેવજી **सा वधूरन्वतप्यत** એ શબ્દોમાં કહે છે. **वधूः** એટલે તે અનન્યપૂર્વા વ્રતમધ્યસ્થ ગોપીઃ તેમાં પણ ગુણાતીત. તેથી **अन्वतप्यत**—તે અનુતાપ—પશ્ચાત્તાપ—કરવા લાગી. (આ ગોપીએ પશ્ચાત્તાપ કર્યો તેથી તે ગુણાતીત છે એમ અનુમાન થાય છે. જો આ ગોપી ગુણાતીત ન હોત તો તેણે પશ્ચાત્તાપને બદલે ક્રોધ કર્યો હોત.) ૩૮.

न केवलमन्तरनुतापः किन्तु तज्जनितो बहिरपि विलापो जात इत्याह हा नाथेति ।

हा नाथ रमण प्रेष्ठ क्वासि क्वासि महाभुज ।
दास्यास्ते कृपणाया मे सखे दर्शय सन्निधिम् ॥ ३९ ॥

हा इति पश्चात्तापे अयुक्तं कृतमिति । तथापि हे नाथ त्वमेव स्वामी अतो दोष एव दूरीकर्तव्यः, न तु त्यक्तव्या । ननु दूरे स्थित्वा पालनं करिष्यामीति चेत् तत्राह रमणेति । त्वमेव रतिवर्धको भोक्ता, भोग्यरूपाश्च वयम् । अतो निकट एव स्थातव्यमितिभावः । नन्वनुरोधेन केवलं पालनं करिष्यामि, भोक्तुरिच्छाभावात् । न हि भोग्येच्छया भोक्ता भुंक्ते, तत्राह प्रेष्ठेति । न ह्यन्यः प्रीतिविषयोऽस्ति येन जीविष्यामि । अत्यन्तं व्याकुलाया वचनमाह क्वासि क्वासीति । मोहवशात् अन्धा पतिता च जाता तत उत्थापनार्थं संबोधयति महाभुजेति । महान् भुजो यस्य । महती क्रियाशक्तिः । अतो दोष एव दूरीकर्तव्यो न त्वहम् । यतोऽहं दासी, तत्रापि ते तवैवाहं दासी, स्वभावत एवाहं कृपणा अनालोचितयाचिका, अतो मद्वचनात्नान्यथाभावः कर्तव्यः । एवं प्रार्थनायां परमकृपालुस्तामुत्थाप्य स्वस्थां कृतवान्, अदृश्यरूपेणैव । तदा पुनराह । हे सखे, स्पर्शेन स्वधर्मारोपात्स्वसंनिधिं दर्शय । वर्तसे निकटे तथापि यथा सान्निध्यं दृष्टं भवति तथा कुरु । एवमेव वदन्ती स्थिता । भगवानपि तत्रैव स्थितः ॥ ३९ ॥

---

આ ગોપીને ફક્ત હૃદયમાં જ પશ્ચાત્તાપ થયો એમ નહિ પરંતુ તે પશ્ચાત્તાપને લીધે બહાર પણ વિલાપ થયો એમ શુકદેવજી हा नाथ એ શ્લોકમાં કહે છે:—

હા નાથ! હા રમણ! પ્રિયતમ! હા મહાભુજ! આપ ક્યાં છો, ક્યાં છો?
હે સખા! આપની કૃપણ દાસીને—મને—પાસે આવીને દર્શન આપો. ૩૯

हा એ પદનો પ્રયોગ પશ્ચાત્તાપના અર્થમાં થએલો છે. પશ્ચાત્તાપ થવાનું કારણ એ કે મેં—ગોપીએ—અયુક્ત કામ કર્યું. તો પણ હે नाथ, તમે જ મારા સ્વામી છો, તેથી મારો દોષ જ તમારે દૂર કરવાનો છે, પરંતુ મારો ત્યાગ કરવાનો નથી. અરે! હું તો દૂર ઉભો રહીને તારૂં રક્ષણ કરીશ એમ જો ભગવાન્ આ ગોપીને કહે તો આ ગોપી કહે છે કે रमण, તમે જ રતિને વધારનારા ભોક્તા છો, અને અમે તમારી ભોગ્યરૂપા છીએ. તેથી તમારે અમારી પાસે જ સ્થિતિ કરવી જોઇએ એમ તાત્પર્ય છે. અરે! હું તમને અનુકૂળ રહીને ફક્ત તમારૂં રક્ષણ કરીશ, કારણ કે ભોક્તાને—મને—ભોગ કરવાની ઇચ્છા નથી. ભોગ્ય પદાર્થની ઇચ્છાને લીધે કાંઈ ભોક્તા ભોગ કરતો નથી. આ પ્રમાણે જો ભગવાન્ ગોપીને ઉત્તર આપે તો ગોપી કહે છે કે प्रेष्ठ. તમારા વિના બીજો કોઈ પદાર્થ મારી પ્રીતિનો—સ્નેહનો—વિષય નથી કે જેથી તેનું આલંબન રાખીને હું જીવી શકું. અત્યન્ત વ્યાકુલ થએલી આ ગોપીના વચનનું વર્ણન કરતાં શુકદેવજી કહે છે કે क्वासि क्वासि. મોહને લીધે આ ગોપી અન્ધ થઈ ગઈ અને પડી ગઈ, તેથી પોતાને ઉઠાડવાને માટે તે महाभुज એ પ્રમાણે ભગવાનને સંબોધે છે. મહાન્ છે ભુજ જેમના એ મહાભુજ ભગવાન્, ભગવાનની ક્રિયાશક્તિ મોટી છે. તેથી મારો દોષ જ તમારે દૂર કરવા જેવો છે, નહિ કે મારો તમારે ત્યાગ કરવો જોઇએ. કારણ કે હું દાસી છું: તેમાં પણ તે—તમારી જ—હું દાસી છું: સ્વભાવથી જ હું કૃપણ છું, વગર વિચારે માગનારી છું: તેથી મારા વચનને લીધે તમારે અન્યથાભાવ—બીજો ભાવ—કરવાનો નથી. આ પ્રમાણે આ ગોપીજને ભગવાનની પ્રાર્થના કરી કે તરત જ પરમકૃપાલુ ભગવાને અદૃશ્યરૂપે જ તેને ઉભી કરીને સ્વસ્થ બનાવી. તે સમયે આ ગોપી બોલી કે હે सखे! (સખામાં સમાન શીલવ્યસન હોય છે તેથી સખાના ધર્મ પ્રકટ કરી) તમારા ધર્મનો આરોપ કરીને સ્પર્શથી તમારા સાન્નિધ્યનું દર્શન કરાવો. તમે મારી પાસે ઉભા છો, છતાં પણ તમારૂં સાન્નિધ્ય જોઈ શકાય એવી રીતે તમે કરો. આ ગોપી આ પ્રમાણે બોલતી ઉભી રહી. ભગવાન્ પણ ત્યાં જ ઉભા રહ્યા. ૩૯

ततो यज्जातं तदाह अन्विच्छन्त्य इति ।

**अन्विच्छन्त्यो भगवतो मार्गं गोप्यो विचेतस॑ः ।**
**ददृशुः प्रियविश्लेषमोहितां दुःखितां सखीम् ॥ ४० ॥**

पूर्वोक्ता गोप्यः भगवन्मार्गमन्विच्छन्त्यः अविदूरत एव तां ददृशुः । तासां क्रोधाभावायाह दुःखितामिति । न हि दुःखितायां क्रोधो भवति । दुःखे हेत्वन्तरनिराकरणायाह प्रियविश्लेषमोहितामिति । भगवत एव विश्लेषेण परममोहं मूर्च्छां प्राप्ताम् । सापि तासां सखी । अतः सख्यभावेन बह्व्यः तां प्रबोधितवत्यः । 'न दुःखं पञ्चभिः सह' इति ॥ ४० ॥

पूर्वमेताः भगवानेवमेव कौतुकार्थं गतः न त्वस्मद्दोषेणेति ज्ञातवत्यः । अन्यथा दोषनिराकरणार्थमेव यत्नः कृतः स्यात् । स्वदोषपरिज्ञानं च भगवत्कृपयैव भवति न स्वत इति ज्ञापयितुं सा नीता, पश्चात् त्यक्ता कथनार्थमेव, असौ भगवदिच्छया सर्वं कथितवती । तत्र वक्तव्ये यत्प्रयोजकं तदाह तया कथितमिति ।

**तया कथितमाकर्ण्य मानप्राप्तिं च माधवात् ।**
**अवमानं च दौरात्म्याद्विस्मयं परमं ययुः ॥ ४१ ॥**

---

પછીથી જે બન્યું તેનું વર્ણન શુકદેવજી अन्विच्छन्त्यः એ શ્લોકમાં કરે છે:—

ભગવન્માર્ગની શોધ કરતાં વિહ્વલ ચિત્તવાળાં તે ગોપીજનોએ
પ્રિયના વિયોગથી મૂર્છા પામેલી દુઃખી સખીને જોઈ. ૪૦

પહેલાં જેમનું વર્ણન કરવામાં આવેલું છે તે ગોપીજનોએ ભગવાનના માર્ગની શોધ કરતાં કરતાં બહુ દૂરથી નહિ એવી જ રીતે તે ગોપીને જોઈ. આ બધાં ગોપીજનોને તે ગોપી ઉપર ક્રોધ ન થાય એટલા માટે શુકદેવજી કહે છે કે दुःखिताम्. જે સ્ત્રી દુઃખી હોય છે તેના ઉપર, ખરેખર, ક્રોધ થતો નથી. તે ગોપીના દુઃખનું કારણ બીજું નથી એમ જણાવવાને માટે શુકદેવજી કહે છે કે प्रियविश्लेषमोहिताम्. પ્રિય એવા જે ભગવાન્ તેમના જ વિરહથી તે ગોપીને ઘણો મોહ થયો, તે મૂર્છા પામી. તે ગોપી પણ આ બધાં ગોપીજનોની સખી હતી, તેથી સખીભાવે બહુ ગોપીજનોએ તે ગોપીને જગાડી, કારણ કે 'પાંચ માણસોના સમાગમમાં દુઃખ રહેતું નથી' એ પ્રમાણે જગતનો ન્યાય છે. ૪૦

પહેલાં આ બધાં ગોપીજનોએ એમ જાણ્યું કે ભગવાન્ કૌતુકને—ગમ્મતને—માટે જ આ પ્રમાણે આપણી પાસેથી ચાલ્યા ગયા છે, નહિ કે આપણા દોષને લીધે. જો ગોપીજનોએ પહેલાં આ પ્રમાણે ન જાણ્યું હોત તો તેમણે પોતાનો દોષ દૂર કરવાને માટે જ યત્ન કર્યો હોત. પોતાના દોષનું સમ્પૂર્ણ જ્ઞાન ફક્ત ભગવાનની કૃપાથી જ થાય છે, પોતાની મેળે થતું નથી, એમ જણાવવાને માટે તે ગોપીને ભગવાન્ લઈ ગયા, પછીથી દોષ જણાવવાને માટે જ તેનો ભગવાને ત્યાગ કર્યો. તેથી ભગવદિચ્છાને લીધે તે ગોપીએ આ બધી વાત બીજાં બધાં ગોપીજનોને કહી. તે કહેવામાં જે પ્રયોજક—તે ગોપીને માન અને અવમાન કેવી રીતે પ્રાપ્ત થયું એ જણાવનારૂં પ્રયોજક વાક્ય—હતું તે શુકદેવજી तया कथितम् એ શ્લોકમાં કહે છે:—

તે સખીનું કહેલું શ્રવણ કરીને બીજાં બધાં ગોપીજનોએ નિશ્ચય
કર્યો કે માનની પ્રાપ્તિ લક્ષ્મીપતિ ભગવાનના ગુણથી થાય છે, અને
અવમાન પોતાના ધર્મ દુષ્ટતારૂપી અવગુણથી થાય છે, અને તેથી તેઓ
પરમ આશ્ચર્ય પામ્યાં. ૪૧

---

१ 'विचेतसः' इत्यत्र 'अविदूरतः' इति पाठः श्रीमदाचार्यचरणसम्मत इति प्रतिभाति ।

मानप्राप्तिं च माधवात्, अवमानं च दौरात्म्यादिति । तया कथितं यद्यपि बहेव श्रुतं ावानयो निर्धारितः । सन्मानन्तं यत्प्राप्तं तत्र स्वगुणैः किन्तु लक्ष्मीपतेरेव गुणैः, लक्ष्म्यंशा एता । दौरात्म्यात्स्वधर्मादेव अवमानम् । चकारात् खेदभ्रमादयः । एवं भगवतः अलौकिकं मर्थ्यं दृष्ट्वा परमं विस्मयं प्राप्ताः । एवं तद्वाक्यैः पदार्थनिर्धारो जातः अन्वेषणादिना भगवान् न न्य इति ॥ ४१ ॥

अतः परं भगवत्प्रसादे को हेतुरिति विचार्य सर्वपरित्यागेन देहपरित्यागपर्यन्तं साधनमिति श्चित्य तथा कृतवत्य इत्याह तत इति ।

ततोऽविशन् वनं चन्द्रज्योत्स्ना यावद्विभाव्यते ।
तमः प्रविष्टमालक्ष्य ततो निववृतुर्हरेः ॥ ४२ ॥

ततो वनमविशन् । मोहनिवृत्त्यर्थं वनप्रवेशः । वनं गतानामपि चेन्मोहः, तदा किं वन-विशेनेति । चन्द्रज्योत्स्ना यावद्विभाव्यते तावद्दूरमेव गताः । अतिनिबिडवनं तु न प्रविष्टाः यदा पुनर्गाढे वने अन्तश्चन्द्रकिरणा न प्रविशन्ति तदा तत्र तमः प्रविष्टमालक्ष्य ततो निववृतुः निवृत्ता जाताः । ननु प्रथमं यदुद्योगेन वनं गताः, तदकृत्वा कुतो वा निवृत्ता इत्याशंक्याह हरेरिति ।

---

માધવ—લક્ષ્મીજીના પતિ—ના જ ગુણોને લીધે તે ગોપીને માન પ્રાપ્ત થયું અને પોતાની દુષ્ટતાને લીધે જ અવમાન પ્રાપ્ત થયું. તે ગોપીએ કહેલું બીજાં ગોપીજનોએ જો કે બહુ સાંભળ્યું પરંતુ તે વિષયમાં તેમણે આ નિર્ણય કર્યો કે તે ગોપીએ જે સન્માન મેળવ્યું તે પોતાના ગુણોને લીધે મેળવ્યું નથી પરંતુ લક્ષ્મીજીના પતિ ભગવાનના જ ગુણોને લીધે મેળવ્યું છે, અને આ બધાં ગોપીજનો લક્ષ્મીજીના અંશો છે; (આ ગોપીઓ લક્ષ્મીના અંશ છે એમ સમજી ભગવાને તેમનું સન્માન કર્યું હતું.) વળી દુષ્ટતા જે તેનો પોતાનો ધર્મ છે તેને લીધે જ તેણે અવમાન પ્રાપ્ત કર્યું. ચનો અર્થ ખેદ, ભ્રમ વગેરે છે; અર્થાત્ તે ગોપીને ખેદ, ભ્રમ વગેરેની પ્રાપ્તિ પણ પોતાની દુષ્ટતાને લીધે જ થઈ છે. આ પ્રમાણે ભગવાનનું અલૌકિક સામર્થ્ય જોઈને તે બધાં ગોપીજનો ઘણાં વિસ્મય પામ્યાં. આ પ્રમાણે તે ગોપીનાં વાક્યોથી ભગવદ્રૂપી પદાર્થવિષે ગોપીજનોએ નિર્ણય કર્યો કે શોધખોળ વગેરે કરવાથી ભગવાન્ મળી શકતા નથી. ૪૧

હવે પછી ભગવાનની કૃપા મેળવવામાં કયું સાધન છે એ વિચાર કરીને, સર્વ વસ્તુનો પરિત્યાગ કરી દેહનો પરિત્યાગ કરવા સુધીનું સાધન ભગવત્કૃપા મેળવી શકે છે એમ નિશ્ચય કરીને તે ગોપીજનોએ તે પ્રમાણે કર્યું એમ શુકદેવજી તતઃ એ શ્લોકમાં કહે છે:—

પછી જ્યાં સુધી ચન્દ્રનો પ્રકાશ દેખાયો ત્યાં સુધી ગોપીજનોએ
વનમાં પ્રવેશ કર્યો, અને જ્યાં અંધકાર જોયો કે ત્યાંથી એ હરિપ્રિયાઓ
પાછાં ફર્યાં. ૪૨

પછીથી તે ગોપીજનોએ વનમાં પ્રવેશ કર્યો. (ભગવદ્ભાવથી જે બીજો ભાવ હોય છે તે દોષરૂપ છે અને તે મોહ કહેવાય છે.) આ મોહને દૂર કરવાને માટે ગોપીજનોએ વનમાં પ્રવેશ કર્યો કારણ કે વનમાં જનારાઓને પણ જો મોહ થાય તો પછી વનમાં જવાનું પ્રયોજન શું? ચન્દ્રનો પ્રકાશ જ્યાં સુધી દેખાયો ત્યાં સુધી, તેટલે દૂર, તે ગોપીજનો ગયાં; પણ જે ગાઢ વન હતું તેમાં તેમણે પ્રવેશ કર્યો નહિ. જ્યારે ગાઢ વનની અંદર ચન્દ્રનાં કિરણો પ્રવેશ કરી શક્યાં નહિ ત્યારે ગોપીજનોએ ત્યાં અંધકાર જોયો અને ત્યાંથી જ તેઓ પાછાં ફર્યાં.

અરે! પહેલાં જે ઉદ્યોગ કરીને ગોપીજનો વનમાં ગયાં હતાં તે ઉદ્યોગ કર્યા વિના કેમ તેઓ પાછાં

**हरेः** संकाशात् हरेः सम्बन्धिन्यो वा ततः अन्धकारान्निवृत्ताः । न हि भगवदीया अन्धकारं प्रविशन्ति । भगवतैव निवर्तिताः ॥ ४२ ॥

निवृत्ताः चेत्, गृहं गताः भविष्यन्तीत्याशंकायामाह तन्मनस्का इति ।

**तन्मनस्कास्तदालापास्तद्विचेष्टास्तदात्मिकाः ।**
**तद्गुणानेव गायन्त्यो नात्मागाराणि सस्मरुः ॥ ४३ ॥**

ता **नात्मागाराणि सस्मरुः** । आत्मानं देहम् । अगारं गृहम् । तत्सम्बन्धीनि च वस्तूनि स्मृतान्येव न, कुतो गमिष्यन्ति । अस्मरणे हेतवः । **तन्मनस्का** इत्यादिभिः पञ्चभिः पदैः पञ्च निरूप्यन्ते । स्मृतिर्मनसि जायते, तन्मनस्तु केवलं भगवत्येव, अतस्तन्मनस्काः भगवन्मनस्का न **सस्मरुः** । अन्यद्वाराप्यस्मरणार्थमाह **तदालापा** इति । अन्या अपि चेदन्यवार्तां कुर्युः, तदा तत्प्रसङ्गात् गृहादिस्मरणं भवति । सर्वा एव तस्मिन् भगवत्येवालापो यासाम् । अतोऽन्यतोऽपि न स्मरणम् । ननु दैहिकी क्रिया क्षुत्पिपासाकृता आवश्यकी, तया देहादिस्मरणं भविष्यतीति चेत्, तत्राह **तद्वि-चेष्टा** इति । तस्यैव भगवतः पूर्ववच्चेष्टाविष्टाः । ननु तथापि सर्वेज्ञानेष्वात्मांशः स्फुरति घटमहं

---

કર્યાં ?—એમ જો શંકા કરવામાં આવે તો તેનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે **હરેઃ**. હરિની પાસેથી પાછાં આવ્યાં; અથવા તો હરિના સંબંધવાળાં તે ગોપીજનો અન્ધકારમાંથી પાછાં આવ્યાં, ખરેખર, ભગવદીય જનો અંધકારમાં પ્રવેશ કરતા નથી. આ બધાં ગોપીજનો ભગવદીય હતાં એટલે ભગવાને જ તેમને અંધકારમાંથી પાછાં વાળ્યાં છે. ૪૨

ગોપીજનો અંધકારમાંથી પાછાં ફર્યાં એટલે તેઓ પોતાને ઘેર જશે એમ જો શંકા કરવામાં આવે તો તેનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે **તન્મનસ્કાઃ**—

આ બધાં ગોપીજનોનું મન ભગવાનમાં હતું, તેમની વાણી પણ ભગવાનમાં હતી, તેમના શરીરની ક્રિયા ભગવન્મય હતી, તેમના ચિત્તમાં 'કૃષ્ણ એ જ અમારા આત્મા છે' એમ સ્ફૂર્તિ હતી, તેથી ભગવદ્ગુણગાન ગાતાં તેમને પોતાના આત્માનું કે ઘરનું સ્મરણ ન થયું. ૪૩

તે ગોપીજનોને પોતાના આત્માનું તથા ઘરનું સ્મરણ થયું નહિ. આત્મા એટલે દેહ અને અગાર એટલે ઘર. દેહ, ઘર અને તેના સંબંધવાળી વસ્તુઓનું તેમને સ્મરણ પણ ન થયું, પછીથી તો ઘેર જવાની વાત જ શી ? ગોપીજનોને દેહ અને ઘરનું સ્મરણ ન થયું તેનાં પાંચ કારણો શુકદેવજી **તન્મનસ્કાઃ** ઇત્યાદિ પાંચ પદોમાં આપે છે. સ્મરણ મનમાં થાય છે, પણ ગોપીજનોનું તે મન તો ફક્ત ભગવાનમાં જ હતું એટલે તેઓ **તન્મનસ્કાઃ**—ભગવાનની અંદર મનવાળાં—હતાં અને તેથી દેહ અને ઘરનું તેમને સ્મરણ થયું નહિ. બીજી રીતે પણ દેહ અને ઘરનું તેમને સ્મરણ થતું ન હતું એ જણાવવાને માટે શુકદેવજી કહે છે કે **તદાલાપાઃ**. બીજાં ગોપીજનો પણ જો ભગવાન્ સિવાયની બીજી વાત કરે તો તે પ્રસંગને લીધે ઘર વગેરેનું સ્મરણ પણ થાય; પરંતુ આ બધાં ય ગોપીજનોની વાત ભગવાન્ વિષેની જ હતી, તેથી બીજા કોઈ કારણથી પણ ઘર વગેરેનું સ્મરણ સંભવતું ન હતું. અરે ! ભૂખ અને તરસને લીધે દેહની ક્રિયા તો આવશ્યક જ રહી, એટલે આ દૈહિક ક્રિયાને લીધે દેહ વગેરેનું સ્મરણ તો થશે જ—આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો તેનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે **તદ્વિચેષ્ટાઃ**, પહેલાંની માફક તેમની જ—ભગવાનની જ—ચેષ્ટાનો ગોપીજનોમાં આવેશ થયેલો છે, (એટલે બીજી દૈહિક ક્રિયાને હવે અવકાશ નથી.) અરે ! 'હું ઘટ જાણું છું', 'હું પટ જાણું છું' એ રીતે બધાં ય જ્ઞાનોની અંદર 'હું' એ આત્માના અંશનું સ્ફુરણ થાય છે જ, તો પછી આત્માની સ્ફૂર્તિ થતી નથી એમ શી રીતે

जानामि पदमहं जानामीति । अतः कथमात्मास्फूर्तिः, तत्राह तदात्मिका इति । स एवात्मा यासाम् । सर्वदा कृष्णात्मभावनैव चित्ते सहजा तासाम् । अत आत्मत्वेन भगवानेव स्फुरति इति न देहादिस्फुरणम् । ननु 'सदृशादृष्टचिन्ताद्याः स्मृतिबीजस्य बोधकाः' इति अदृष्टवशात् कथं न स्मृतिः, तत्राह तद्गुणानेव गायन्त्य इति । यदि तूष्णीं तिष्ठेयुः, भवेदपि स्मृतिः, अन्यासक्तास्तु ताः कार्यान्तरपराः । यतस्तस्य भगवतो गुणानेव गायन्ति । गुणैः कृत्वा दुरदृष्टं च नश्यति । अतो नादृष्टद्वारापि स्मृतिबोधः ॥ ४३ ॥

तर्हि किं जातमित्याकाङ्क्षायामाह पुनः पुलिनमागत्येति ।

**पुनः पुलिनमागत्य कालिन्द्याः कृष्णभावनाः ।**
**समवेता जगुः कृष्णं तदागमनकाङ्क्षिताः ॥ ४४ ॥**

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

पूर्वं पुलिने स्थिता यत्र तत्रैव पुनरागताः । ननु विवेकरहिताः कथं तत्रागताः, तत्राह कृष्णभावना इति । कृष्ण एव भावना यासाम् । तेन भगवदिच्छया भगवत्प्रेरणया तत्रैव स्थाने भगवान् रतिं करिष्यतीति निश्चित्य, तत् स्थानमस्माकं हितकरमिति तत्रैवागताः । ततः कस्या वा

---

કહેવાય? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે तदात्मिकाः. તે જ—ભગવાન્ જ—આત્મા છે જેમનો: આવાં ગોપીજનો तदात्मिकाः કહેવાય છે. 'કૃષ્ણ એજ અમારો આત્મા છે' એ ભાવના જ હમ્મેશાં આ ગોપીજનોના ચિત્તમાં સ્વાભાવિક રીતે રહેલી છે. તેથી આત્મા તરીકે ભગવાન્ જ સ્ફુરે છે, દેહ વગેરેની સ્ફૂર્તિ થતી નથી. અરે! 'તુલ્ય પદાર્થ, અદૃષ્ટ, ચિન્તન વગેરે સ્મૃતિનાં કારણો છે' આ ન્યાય પ્રમાણે અદૃષ્ટને લીધે દેહ, ઘર વગેરેની સ્મૃતિ કેમ ન થાય? આના ઉત્તરમાં શુકદેવજી કહે છે કે तद्गुणानेव गायन्त्यः. જો ગોપીજનો મૌન રાખીને શાન્ત બેસી રહે તો દેહાદિની સ્મૃતિ થાય પણ ખરી; પરંતુ તેઓ તો અન્યમાં—ભગવાનમાં—આસક્ત થએલાં છે અને બીજા કાર્યમાં—ભગવાનના ગુણ ગાવામાં—રોકાયલાં છે, કારણ કે તેમના—ભગવાનના—ગુણોનું જ તેઓ ગાન કરે છે. ભગવાનના ગુણોને લીધે ગોપીજનોનું ખરાબ અદૃષ્ટ નાશ પામે છે. તેથી પોતાના અદૃષ્ટ દ્વારા પણ ગોપીજનોને દેહાદિની સ્મૃતિ થતી નથી. ૪૩

પછીથી શું થયું એમ જો આકાંક્ષા થાય તો શુકદેવજી કહે છે કે पुनः पुलिनमागत्य.

પહેલાં જ્યાં શ્રીયમુનાજીના તટ ઉપર હતાં ત્યાં જ પાછાં ભગવાનની
પ્રેરણાથી કૃષ્ણમાં ભાવનાવાળાં તે ગોપીજનો આવ્યાં અને પ્રભુ ત્યાં પધારશે
એ આકાંક્ષાથી સાથે મળીને કૃષ્ણનું ગાન કરવા લાગ્યાં. ૪૪.

પહેલાં જ્યાં શ્રીયમુનાજીના તટ ઉપર હતાં ત્યાં જ ફરીથી ગોપીજનો પાછાં આવ્યાં. અરે! ગોપીજનોમાં વિવેકબુદ્ધિ ન હતી, તો પછી શ્રીયમુનાજીના તટ ઉપર પાછાં શી રીતે આવ્યાં? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે कृष्णभावनाः. કૃષ્ણમાં જ જે ગોપીજનોની ભાવના છે તે ગોપીજનો कृष्णभावनाः કહેવાય છે. તેથી ભગવદિચ્છાને લીધે, ભગવાનની પ્રેરણાથી, તે જ સ્થળે ભગવાન્ રમણ કરશે એમ નિશ્ચય કરીને, તે જ સ્થાન અમને હિતકર છે એમ જાણીને તે ગોપીજનો ત્યાં જ—શ્રીયમુનાજીના તટ ઉપર જ—ગયાં. પછીથી કઈ ગોપીના ભાગ્યને લીધે, કઈ ગોપીના સ્નેહથી અથવા કઈ ગોપીના ઉપર ભગવાનની કૃપા હોવાથી ભગવાન્ અહીં આવશે એ બાબતમાં સંદેહ પડવાથી બધાં ગોપીજનો એકઠાં મળ્યાં. તે સમયે ગોપીજનોને બીજું સાધન ન મળવાથી કૃષ્ણનું—સદાનન્દનું—

भाग्यात् स्नेहेन कृपया वा आगच्छेदिति संदेहात् समवेता जाताः । तदा साधनान्तरमलभमानाः कृष्णं सदानन्दं जगुः । हरिगुणगानमेव साधनमिति । निवृत्ते पुनर्दोषे स्वयमेवायास्यतीति तदागमनकाङ्क्षया जगुः ।

श्रीकृष्णगोपिकास्तत्र द्विविधा नवधा गुणैः । समुदायेन भिन्ना वा गतगर्वा असाधनाः ॥ १ ॥
हरेर्गानं प्रियं मत्वा जीवनार्थमपि प्रियाः । स्वसंदेहात्तु मिलिता जगुर्नानाविधैर्गुणैः ॥ २ ॥ ४४ ॥

**इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे सप्तविंशाध्यायविवरणम् ॥ २७ ॥**

---

તેઓ ગાન કરવા લાગ્યાં, કારણ કે સિદ્ધાન્ત એવો છે કે દોષનું નિવારણ કરવાને માટે હરિના ગુણનું ગાન જ સાધન છે. દોષ દૂર થઈ ગયો એટલે પછી ભગવાન્ પોતાની મેળે જ અહીં આવશે એમ ધારીને ભગવાનના આગમનની આકાંક્ષા રાખીને ગોપીજનોએ ગાન કરવા માંડયું.

શ્રીયમુનાજીના તટ ઉપર જે શ્રીકૃષ્ણની ગોપિકાઓ એકત્રિત થયાં હતાં તે બે પ્રકારનાં હતાંઃ (૧)અન્યપૂર્વા અથવા શ્રુતિરૂપા ગોપિકાઓ અને (૨) અનન્યપૂર્વા અથવા કુમારિકા ગોપિકાઓ. સાત્ત્વિક, રાજસ અને તામસ; અને તે દરેકના પાછા ત્રણ વિભાગઃ એમ એકંદરે ગુણોને લીધે નવ વિભાગ થાય. અન્યપૂર્વા ગોપિકાઓના નવ વિભાગ અને અનન્યપૂર્વા ગોપિકાઓના નવ વિભાગ. એ પ્રમાણે અરાઢ વિભાગ થયા અને ઉપલક્ષણ પ્રકારે ઓગણીસમો વિભાગ. આમ ગોપિકાઓના ઓગણીસ પ્રકાર થયા. આ પક્ષમાં દરેક ગોપિકા સાત્ત્વિક રાજસ અને તામસ છે. અથવા તો ગોપીજનોની વ્યવસ્થા બીજે પ્રકારે પણ થઈ શકે છે. ગોપીજનો સમુદાયથી—યૂથથી—નવ પ્રકારનાં છે. આ પક્ષમાં સાત્ત્વિક, રાજસ અને તામસ એ વિભાગ સમુદાયદૃષ્ટિએ કરવામાં આવે છે. અર્થાત્ કોઈક યૂથ સાત્ત્વિક ગોપીજનોનું, કોઈક યૂથ રાજસી ગોપીજનોનું, તો કોઈક યૂથ તામસી ગોપીજનોનું હોય છે. તેમાં પણ દરેકના ત્રણ પ્રકાર હોય છે. એ ગોપીજનોનાં નવ પ્રકારનાં યૂથ થાય છે. તેમાં પણ શ્રુતિરૂપા અને અગ્નિકુમાર એમ ગોપીજનોના બે ભેદને લીધે અરાઢ યૂથ, અને ગુણાતીતનું ઓગણીસમું યૂથ; આ રીતે ગોપીજનોનાં ઓગણીસ યૂથ સિદ્ધ થાય છે.

*આ બધાં ગોપીજનોનો ગર્વ હવે જતો રહ્યો છે અને તેઓ નિઃસાધન બની ગયાં છે.* ૧

હરિને ગાન પ્રિય છે એમ માનીને, અને આપણા જીવનને માટે પણ ગાન આવશ્યક છે એમ માનીને ભગવાનની પ્રિયા ગોપિકાઓ, કોના ભાગ્યને લીધે, અથવા કોના સ્નેહને લીધે અથવા કોના ઉપર કૃપા હોવાથી ભગવાન્ પ્રકટ થાય એ બાબતમાં સંદેહ હોવાથી—સર્વને પોતાની યોગ્યતામાં સંદેહ હોવાથી—સર્વ પ્રથમ એકઠાં મળ્યાં અને સત્ત્વ વગેરે અનેક પ્રકારના ગુણોથી ગાન કર્યું. ૨. ૪૪.



# अध्यायः २८



अष्टाविंशे हरेर्गानं स्वभावादपराधतः । कृतावज्ञा गोपिका हि स्तोत्रं चक्रुरितीर्यते ॥ १ ॥
एकोनविंशतिविधा गोप्यः स्वस्वाधिकारतः । एकोनविंशतिविधां स्तुतिं चक्रुर्हरेः प्रियाम् ॥ २ ॥
राजसी तामसी चैव सात्त्विकी निर्गुणा तथा । एवं चतुर्विधा गोप्यः पतिमत्यो निरूपिताः ॥ ३ ॥
तथैवानन्यपूर्वाश्च प्रार्थनामाहुरुत्तमाम् । गुणातीताः सात्त्विकीश्च तामसी राजसीस्तथा ॥ ४ ॥

સ્વભાવથી અથવા અપરાધથી માનરૂપી અવજ્ઞા જેમણે કરી છે એવાં શ્રીગોપીજનને હરિનું સ્તોત્રરૂપ ગાન કર્યું, તેથી આ અઠ્ઠાવીસમા અધ્યાયમાં ગોપીજનોએ કરેલા હરિના ગાનનું વર્ણન કરવામાં આવે છે. (વિરહાવસ્થાનો સ્વભાવ જ એવો છે કે તેમાં પ્રિયતમના ગુણનું ગાન જ થાય, અને તેથી ગોપીજને સ્વભાવથી જ હરિના ગુણનું ગાન કર્યું; અથવા તો 'ભક્તોથી પણ અમે અધિક છીએ' એમ ગોપીજનોએ પોતાના સ્વરૂપ વિષે આધિક્ય માન્યું અને તે રીતે તેમણે અપરાધ કર્યો અને અભિમાન કર્યું કે જ્યારે પ્રભુ અમારી પ્રાર્થના કરશે ત્યારે જ અમારામાં રહેલા રસનું દાન અમે પ્રભુને કરીશું. આ પ્રકારે ગોપીજનોએ માનરૂપી અવજ્ઞા કરી અને તેથી પ્રભુ અપ્રસન્ન થયા. અપ્રસન્ન પ્રભુ સ્તોત્રથી પ્રસન્ન થશે એમ માનીને ગોપીજનોએ ગાન કર્યું. અથવા શ્લોકનો અન્વય બીજે પ્રકારે પણ થઈ શકે. રસના સ્વભાવથી જે અભિમાનરૂપી અવજ્ઞા થઈ તેથી પ્રભુ અપ્રસન્ન થયા; આ અપ્રસન્ન પ્રભુને પ્રસન્ન કરવાનો ગુણગાન એક જ ઉપાય યોગ્ય છે એમ ગોપીજનોએ નિશ્ચય કર્યો અને સ્તોત્રરૂપ ગાન કર્યું. તેથી આ અઠ્ઠાવીસમા અધ્યાયમાં ગોપીજનોએ ગાએલું ભગવાનનું સ્તોત્ર—ગોપીગીત—વર્ણવવામાં આવે છે. આ બીજા અર્થમાં અભિમાનરૂપી અપરાધનું પણ કારણ શ્રીગોપીજનનો સ્વભાવ છે. ગોપીજનો શૃંગારરસનો આલંબન વિભાવ છે, અને આલંબન વિભાવનો એવો સ્વભાવ છે કે અભિમાનરૂપી અવજ્ઞા પણ સહજ થઈ જાય છે. આવા માનથી પણ જ્યારે પ્રભુરૂપી રસિક નાયક અપ્રસન્ન થઈ જાય છે ત્યારે રસમાર્ગની રીતે નાયિકા નાયકનું ગુણગાન કરે છે અને તે રીતે તેને પ્રસન્ન પણ કરે છે. તેથી શ્રીગોપીજનોએ પોતાના ભાવને અનુસરીને રસશાસ્ત્રની રીતે સ્તોત્રરૂપ ગાન કર્યું, અને તેથી સાત્ત્વિક વગેરે ગુણોનું પણ જે વર્ણન આગળ ઉપર કરવામાં આવે છે તે એમ દર્શાવે છે કે ગોપીજનોનો ભાવ અનેક પ્રકારનો છે.) ૧

પોતાના અધિકાર પ્રમાણે ઓગણીસ પ્રકારનાં શ્રીગોપીજનોએ હરિને પ્રિય એવી ઓગણીસ પ્રકારની સ્તુતિ કરી, તેથી આ અધ્યાયમાં ઓગણીસ શ્લોકો છે. (અન્યપૂર્વા—શ્રુતિરૂપા—ગોપીજનો નિર્ગુણ અને સાત્ત્વિક વગેરે ભેદથી દસ પ્રકારનાં અને અનન્યપૂર્વા—કુમારિકા—ગોપીજનો નિર્ગુણ અને સાત્ત્વિકાદિ ભેદથી નવ પ્રકારનાં એમ ઓગણીસ પ્રકારનાં ગોપીજનો છે. કુમારિકાઓમાં તામસતામસી ગોપી અથવા યૂથ નથી તેથી તેમના નવ પ્રકાર છે.) ૨

પતિમતી—શ્રુતિરૂપા અન્યપૂર્વા—ગોપી પ્રથમ સાત્ત્વિક ક્રમે ગીતનો આરંભ કરે છે, તેથી પહેલો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ સાત્ત્વિકરાજસ છે, બીજો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ સાત્ત્વિકતામસ છે, ત્રીજો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ સાત્ત્વિકસાત્ત્વિક છે અને ચોથો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ ગુણાતીત—નિર્ગુણ—છે. આ પ્રમાણે ચાર પ્રકારનાં શ્રુતિરૂપા ગોપિકાઓનું વર્ણન કરવામાં આવ્યું છે. ૩

પહેલા ચાર શ્લોકનાં ગાનાર ચાર પ્રકારનાં શ્રુતિરૂપા ગોપીઓ છે એમ વર્ણન કરીને હવે શ્રીશુકદેવજી તે જ પ્રકારે અનન્યપૂર્વા—ઋષિરૂપા કુમારિકા—ગોપીઓની ઉત્તમ પ્રાર્થનાનું વર્ણન કરે છે. તેથી અનન્યપૂર્વા ગોપીઓના ગાનમાં પણ પ્રથમ સાત્ત્વિક ક્રમે ગીતનો આરંભ થાય છે; એટલે પાંચમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ સાત્ત્વિકસાત્ત્વિક છે, છઠ્ઠો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ સાત્ત્વિકતામસ છે, સાતમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ સાત્ત્વિકરાજસ છે, અને આઠમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ ગુણાતીત છે. આ પ્રમાણે શ્રુતિરૂપા ગોપીજનોના ચાર પ્રકારની માફક ઋષિરૂપા ગોપીજનોના પણ ચાર પ્રકારનું વર્ણન કરવામાં આવે છે. ૪

कृष्णभावनया सिद्धा विशेषेणाह ताः शुकः । अनन्यपूर्विका एव पुनस्तिस्रो मुदा जगुः ॥ ५ ॥
सात्त्विकी तामसी चैव राजसी चेति विश्रुताः । सपूर्वाश्च ततस्तिस्रः तामसी राजसी परा ॥ ६ ॥
पुनस्ता एव त्रिविधा अष्टतीसादिभिस्त्रिभिः । राजसी तामसी चैव सात्त्विकीति विभेदतः ॥ ७ ॥
अनन्यपूर्वा द्विविधा राजसी सात्त्विकी तथा । तमसा तामसी तत्र नासीत्सैकोनविंशतिः ॥ ८ ॥

---

સાત્વિક ક્રમ પૂર્ણ થયો. હવે બીજા રાજસ ક્રમનો આરંભ અન્યપૂર્વા ગોપીજન કરે કે અનન્યપૂર્વા ગોપીજન કરે એમ જો શંકા થાય તો શુકદેવજી તેનું સમાધાન કરતાં કહે છે કે અનન્યપૂર્વા ગોપીજન કૃષ્ણભાવનાને લીધે સિદ્ધ છે તેથી રાજસક્રમમાં પહેલા ત્રણ શ્લોક પણ અનન્યપૂર્વા ગોપીજન જ વિશેષે ગાય છે; અર્થાત્ નવમાથી અગીઆરમા શ્લોક સુધીનાં ગાનાર અનન્યપૂર્વા ગોપીજન છે. નવમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ રાજસસાત્વિક છે, દસમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ રાજસતામસ છે અને અગીઆરમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ રાજસરાજસ છે. આ પ્રમાણે રાજસ ક્રમે ત્રણ અનન્યપૂર્વા ગોપિકાઓએ આનન્દથી ગાન કર્યું. ૫

પાંચમાથી અગીઆરમા શ્લોક સુધી અનન્યપૂર્વા ગોપીજનોએ સાત્વિક અને રાજસ ક્રમે ૭ શ્લોકોમાં ગાન કર્યું. હવે અન્યપૂર્વા શ્રુતિરૂપા ગોપિકાઓ પણ બાકી રહેલા રાજસ અને તામસ એ બે ક્રમે ૭ શ્લોકમાં ગાન કરે છે. અર્થાત્ બારમાથી ચૌદમા શ્લોક સુધીમાં રાજસ ક્રમે અન્યપૂર્વા ગોપિકા ગાન કરે છે, અને પંદરમાથી સત્તરમા શ્લોક સુધીમાં તામસ ક્રમે ગાન કરે છે. બારમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ રાજસતામસ છે, તેરમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ રાજસરાજસ છે અને ચૌદમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ રાજસસાત્વિક છે. આ પ્રમાણે રાજસીમાં તામસી, રાજસી અને પરા—સાત્વિકી—અન્યપૂર્વા ગોપિકાઓ ગાન કરે છે. ૬

પંદરમા શ્લોકથી તે સત્તરમા શ્લોક સુધી પણ અન્યપૂર્વા ગોપીજનો જ તામસક્રમે ગાન કરે છે. તેમાં પંદરમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ તામસસાત્વિક છે, સોળમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ તામસતામસ છે, અને સત્તરમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ તામસરાજસ છે. (આ વ્યવસ્થા પંદર, સોળ અને સત્તર એ ત્રણ શ્લોકો ઉપરની શ્રીસુબોધિનીજીને આધારે આપવામાં આવેલી છે. કારિકામાં **राजसी तामसी चैव सात्त्विकीति विभेदतः** એ પ્રમાણે કહેવામાં આવેલું છે, એટલે કારિકા પ્રમાણે પંદરમો શ્લોક ગાનાર તામસરાજસ અને સત્તરમો શ્લોક ગાનાર તામસસાત્વિક ગણાય. આ પ્રમાણે શ્રીસુબોધિનીજી અને કારિકાના અભિપ્રાયમાં ભેદ માલમ પડે છે. આ ભેદ દૂર કરવાને માટે લેખકાર શ્રીવલ્લભજી કહે છે કે **राजसी तामसी चैव सात्त्विकीति विभेदतः** એ કારિકામાં જે ક્રમ આપવામાં આવ્યો છે તે ક્રમ સ્વીકારવાનો નથી. કારિકાર્થના લેખક નિર્ભયરામ ભટ્ટ પણ આ વિષયમાં કહે છે કે કારિકામાં આપેલો ક્રમ અવિવક્ષિત છે, અથવા તો તેનું તાત્પર્ય બીજું હોવું જોઇએ. અથવા તો કારિકામાં આપેલો ક્રમ સામાન્ય ગણવો અને શ્રીસુબોધિનીજીમાં આપેલો ક્રમ વિશેષ ગણવો એટલે સામાન્યવિશેષન્યાયે ક્રમનો વિરોધ દૂર થઈ શકે છે.) ૭

સત્તરમા શ્લોકમાં અન્યપૂર્વા ગોપીજનો ઉપસંહાર કરે છે, અને હવે તેમનો કોઈ પણ ક્રમ બાકી નહિ રહેવાથી અનન્યપૂર્વા ગોપીજન તામસ ક્રમે અઢારમા શ્લોકનો આરંભ કરે છે. અઢારમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ અનન્યપૂર્વા તામસસાત્વિક છે, અને ઓગણીસમો શ્લોક ગાનાર ગોપિકા અથવા તેમનું યૂથ અનન્યપૂર્વા તામસરાજસ છે. અનન્યપૂર્વામાં તામસતામસી ગોપિકા અથવા તેમનું યૂથ નથી, તેથી અનન્યપૂર્વાના તામસક્રમમાં ગાનાર ગોપિકાઓ અથવા તેમનાં યૂથ ફક્ત બે જ છે, ત્રણ નથી. આ પ્રમાણે ઓગણીસ શ્લોકોના ગાનાર ઓગણીસ પ્રકારનાં ગોપિકાઓ અથવા તેમનાં યથો છે. ૮.

अथवा प्रार्थनाया याः सप्तान्ते द्विविधा पुनः । चतुर्थ्यस्तु समास्तत्र तत एकोनविंशतिः ॥ ९ ॥
तत्तद्वाक्यानुसारेण तासां भावो निरूप्यते । अन्यथाऽनेकता स्तोत्रे प्रकारैर्नोपयुज्यते ॥ १० ॥

तत्र प्रथमं राजसाः काश्चन गोप्य आहुः जयतीति ।

**जयति तेऽधिकं जन्मना व्रजः श्रयत इन्दिरा शश्वदत्र हि ।**
**दयित दृश्यतां दिक्षु तावकास्त्वयि धृतासवस्त्वां विचिन्वते ॥ १ ॥**

मङ्गलार्थोऽत्र जयशब्दः । यथा फलं साधयेत्स्तोत्रं तथा निर्विघ्नार्थः । अन्यथा क्रियामादौ न प्रयुञ्ज्यात् । त्वदवतारेण व्रजः सर्वोऽपि कृतार्थः, वयमेव परमकृतार्था एवेति यथा वयमपि कृतार्था

---

(આ પ્રમાણે અન્યપૂર્વા ગોપીજનના એકંદરે દસ શ્લોક છે. તેમાં નવ શ્લોકનાં ગાનાર ગોપીજનો સગુણ છે અને એક શ્લોકનાં—ચોથા શ્લોકનાં—ગાનાર ગોપીજન ગુણાતીત છે. અનન્યપૂર્વા ગોપીજનના એકંદરે નવ શ્લોક છે. તેમાં આઠ શ્લોકનાં ગાનાર ગોપીજન સગુણ છે અને એક શ્લોકનાં—આઠમા શ્લોકનાં—ગાનાર ગોપીજન ગુણાતીત છે. આ વ્યવસ્થા પ્રમાણે અન્યપૂર્વા ગોપીજનોનો એક શ્લોક વધારે છે અને તેથી જો વૈષમ્ય જણાય તો તેનો પરિહાર કરવાને માટે ગૂઢ અભિસન્ધિરૂપ બીજો પક્ષ પણ છે. તે આ પ્રમાણે છે.) આરંભની પ્રાર્થનાના સાત શ્લોક (૧–૩, ૫–૮) અને અંતે આવેલા બે શ્લોક (૧૩–૧૪) એમ નવ શ્લોકનાં ગાનાર અનન્યપૂર્વા કુમારિકા ગોપીજનો છે, જ્યારે ચોથા શ્લોક સિવાયના બાકીના નવ (૯–૧૨, ૧૫–૧૯) શ્લોકોનાં ગાનાર અન્યપૂર્વા ગોપીજનો છે. ચોથા શ્લોકનાં ગાનાર અનન્યપૂર્વા અને અન્યપૂર્વા ગોપીજન છે. આમ એકંદરે ઓગણીસ શ્લોકો છે. આ વ્યવસ્થા પ્રમાણે નવ શ્લોક સગુણ અન્યપૂર્વા ગોપીજનના, નવ શ્લોક સગુણ અનન્યપૂર્વા ગોપીજનના અને એક શ્લોક નિર્ગુણ અન્યપૂર્વા અને અનન્યપૂર્વા ગોપીજનનો છે. આ પ્રકારે અન્યપૂર્વા અને અનન્યપૂર્વા ગોપીજનોના શ્લોકોની સંખ્યા સરખી થાય છે એટલે વૈષમ્યદોષનો પરિહાર સહેલાઈથી થઈ શકે છે. તેથી આ બીજો પક્ષ બધી રીતે નિર્દોષ અને સમ છે. ૯

આ અધ્યાયના જુદા જુદા શ્લોકોમાં ગોપીજનોએ ભગવાનની જે સ્તુતિ કરી છે તેમાં ગોપીજનોના ભાવનું જ વર્ણન છે. જો આ પ્રમાણે આપણે ન માનીએ તો ભગવાનની સ્તુતિમાં જે ઉપાલમ્ભાદિ પ્રકારે અનેકતા જોવામાં આવે છે તે નિરુપયોગી થઈ જાય, કારણ કે કેવળ સ્તુતિમાં ઉપાલમ્ભાદિ—'કુહક' 'કિતવ' ઇત્યાદિ શબ્દોનો પ્રયોગ—હોઇ શકે નહિ, અને જ્યારે ગોપીગીતમાં ઉપાલમ્ભાદિ જોવામાં આવે છે ત્યારે એમ અનુમાન થાય છે કે આ બધા શ્લોકોમાં ગોપીજનોના ભાવનું જ વર્ણન છે. ભક્તનો જેવો ભાવ હોય છે, જેવો અધિકાર હોય છે, તેવી જ તે ભગવાનની સ્તુતિ કરે છે. ૧૦

આ બધાં ગોપીજનો ભગવાનના ગુણનું જ્યારે ગાન કરવા લાગ્યાં ત્યારે પ્રથમ કેટલીક રાજસી ગોપીઓ કહે છે:—

આપના જન્મથી વ્રજનો વૈકુણ્ઠ કરતાં પણ અધિક ઉત્કર્ષ થયો છે, કારણ કે લક્ષ્મીજી પણ અહીં જ હમ્મેશાં આશ્રય લે છે. હે પ્રિય! આપનાં જન, આપને માટે જ પ્રાણ ધારણ કરનારાં, આપને દિશાઓમાં શોધે છે તે જુવો. ૧

આ શ્લોકમાં જે જય શબ્દ છે તેનું પ્રયોજન મંગલ છે; ગોપીજનોનું આ સ્તોત્ર બધાં વિઘ્નો દૂર કરીને ફળ સિદ્ધ કરે એ મંગલ અર્થ દર્શાવનાર જય શબ્દ છે. આ પ્રમાણે જય શબ્દનું પ્રયોજન ન હોય તો શ્લોકના આરંભમાં જ जयति એ ક્રિયાપદનો પ્રયોગ કરવામાં આવત નહિ, પણ व्रजः એ કર્તૃવાચક પદનો પ્રયોગ કરીને जयतिનો પ્રયોગ કરવામાં આવ્યો હોત. આપના અવતારથી—આકટ્યથી—આખું ય વ્રજ કૃતાર્થ થઈ ગયું પરંતુ ફક્ત અમે જ અકૃતાર્થ જ રહ્યાં; તેથી અમે પણ જે

भवामः तथा यत्नः कर्तव्य इति वक्तुं व्रजस्य तवावतारेण सर्वोत्कर्षो जात इत्याहुः । ते जन्मना व्रजः **अधिकं जयतीति** । सर्वोत्कर्षेण स्थितिः जयः, अधिकजयो वैकुण्ठादप्युत्कर्षः । न हि वैकुण्ठे भगवानेवंविधां लीलां करोति । यद्यपि मथुरायां जन्म जातं तथापि तेन जन्मना न मथुरा सर्वोत्कर्षेण स्थिता किन्तु व्रज एव । ननु भगवज्जन्मनः सर्वोत्कर्षहेतुत्वं न लोके प्रसिद्धम्, अनन्यत्वेनैकत्वात्, अतस्तादृश उत्कर्षहेतुर्वक्तव्यः यो लोके प्रसिद्ध इति चेत् तत्राह **श्रयत इन्दिरा शश्वदत्र हीति** । अत्र व्रज इन्दिरा सर्वदा **श्रयते** हीनभावेनाश्रयं कुरुते । वैकुण्ठे तु सैव नियता भार्येति न तस्याः सर्वदा श्रयणं कर्तव्यं भवति । इह तु तादृश्यो वयमनेका इति तस्याः स्वारस्याभावात् कदा वा ममावसरो भविष्यतीति निरन्तरं सेवते । अतो लक्ष्मीस्थिता लोका उत्कर्षं मन्यन्ते सा पुनर्लक्ष्मीः गोकुलाश्रया जाता । हि युक्तश्चायमर्थः । पतिव्रता हि सा । यत्र पतिः स्वयमन्याधीनतया तिष्ठति, भक्तेषु कृपां ख्यापयितुम्, तदुक्तमुलूखलप्रकरणे, तत्र तद्भार्या सुतरामेवाश्रयत इति किमाश्चर्यम् । तव जन्मना व्रजस्य सर्वोत्कर्षः सर्वजनीनः । अतस्तव रमणे न कापि न्यूनता, न वा लक्ष्या

---

રીતે કૃતાર્થ થઈએ તે રીતે આપે યત્ન કરવાનો છે. આ પ્રમાણે કહેવાને માટે ગોપીજનો *ते जन्मना व्रजः अधिकं जयति* એ શબ્દોમાં કહે છે કે આપના પ્રાકટ્યથી વ્રજનો સર્વોત્કર્ષ સિદ્ધ થઈ ગયો છે. સર્વથી શ્રેષ્ઠ થઈને સ્થિતિ કરવી તેનું નામ **જય.** વૈકુણ્ઠના કરતાં પણ વધારે શ્રેષ્ઠતા મેળવવી તેનું નામ **અધિક જય.** વૈકુણ્ઠમાં તો ભગવાન્ આ પ્રકારની લીલા કરતા નથી. જો કે ભગવાનનો જન્મ—અવતાર, પ્રાકટ્ય—મથુરામાં થયો છે, છતાં પણ તેમના પ્રાકટ્યથી મથુરા સર્વથી શ્રેષ્ઠ થયું નથી પરંતુ કેવળ વ્રજ જ સર્વશ્રેષ્ઠ થયું છે.

**શંકાઃ**—અરે! ભગવાનનું પ્રાકટ્ય એ સર્વશ્રેષ્ઠતાનું કારણ છે એમ જગતમાં પ્રસિદ્ધ નથી; કારણ કે ભગવાનનું પ્રાકટ્ય ફક્ત વ્રજમાં જ થવાથી અનન્ય—અસાધારણ—છે અને તેથી એક જ છે. (આ રીતે ભગવત્પ્રાકટ્યથી સર્વશ્રેષ્ઠતા સિદ્ધ કરવામાં અસાધારણ અનૈકાન્તિક નામનો હેત્વાભાસ રહેલો છે. જેમ 'શબ્દ નિત્ય છે, શબ્દત્વને લીધે' એ અનુમાનમાં અસાધારણ અનૈકાન્તિક નામનો હેત્વાભાસ રહેલો છે, કારણ કે શબ્દત્વ એકલા શબ્દમાં જ હોય છે બીજામાં હોતું નથી, તેમ 'વ્રજ સર્વશ્રેષ્ઠ, ભગવત્પ્રાકટ્યને લીધે' એ અનુમાનમાં પણ અસાધારણ અનૈકાન્તિક નામનો હેત્વાભાસ રહેલો છે. ભગવત્પ્રાકટ્ય એકલા વ્રજમાં જ છે, બીજે નહિ. એટલે ભગવત્પ્રાકટ્યના આધારે વ્રજની સર્વશ્રેષ્ઠતા સિદ્ધ કરનારૂં અનુમાન આભાસદુષ્ટ, ખોટું, છે.) તેથી વ્રજની સર્વશ્રેષ્ઠતા સિદ્ધ કરનારૂં એવું કારણ આપો કે જે લોકમાં પ્રસિદ્ધ હોય.

मनसि विषादः, अङ्गीकृतत्वात् । अतः कारणादस्मदर्थमागतेन त्वया दृश्यतामिदं गोकुलमेकदा
द्रष्टव्यम् । वाक्यार्थो वा कर्मेति वक्ष्यमाणः । तावकास्त्वयि धृतासवः दिक्षु त्वां विचिन्वत इति
दृश्यताम् । एतादृशोऽर्थोऽनुचित इति अनुचितप्रदर्शनेन बोधयन्ति । लोका हि ब्रह्मादयः त्वमव-
तीर्णो व्रजे वर्तस इति निश्चित्य समायान्ति । व्रजस्थाः पुनरस्मदादयः दिक्षु विचिन्वन्ति । इयं महत्य-
नौचिती । ननु व्रजस्थानां भक्तिर्नास्ति, अन्यथा विरहे म्रियेरन्, अतः अभक्ता न पश्यन्तीति युक्तं
इति चेत् तत्राहुः त्वयि धृतासव इति । त्वदर्थमेव धृता असवः प्राणा यैः । यदैव त्वदनुपयोगं
ज्ञास्यन्ति तदैव त्यक्ष्यन्तीति भावः। अत एव त्वां विचिन्वते प्राणानाश्वासयितुम् । अल्पविलम्बेऽपि
प्राणा गमिष्यन्तीति । अन्यथा व्रजे गच्छेयुः, प्रातस्त्वमेवायास्यतीति अन्वेषणं व्यर्थमेव स्यात् । दिक्षु
त्वदीयाः त्वयि सतीति महद्दैन्यम् । अत एकवारं त्वदीयाः पश्येति प्रार्थना । एवमेकया दर्शनं प्रार्थि-
तम् । दयितेति सम्बोधनात् भर्तृदर्शनेन स्त्रीणां जीवनं न युक्तमिति निरूपितम् । यद्यपि भगवांश्चेत्
पश्येत् तदा न कोऽपि पुरुषार्थः सिध्येत् तथापि दैन्यं दृष्ट्वा आत्मानमपि प्रदर्शयेदिति तथा प्रार्थना ॥१॥

---

તેથી આપ અમારી સાથે રમણ કરો તેમાં કોઈ પણ પ્રકારે ન્યૂનતા થવાની નથી, તેમ જ લક્ષ્મીના
મનમાં પણ ખેદ થવાનો નથી, કારણ કે આપે આપના પ્રાકટ્યથી સર્વશ્રેષ્ઠ વ્રજનો નિજત્વે—આ વ્રજ
મારું છે એ પ્રમાણે—અંગીકાર કર્યો છે. તેથી અમારે માટે પધારેલા આપે આ શ્રીમદ્ગોકુલનું એક
વખત દર્શન કરવું જોઈએ. અથવા તો શ્લોકનો અન્વય બીજે પ્રકારે પણ થઈ શકે છે. તાવકાસ્ત્વયિ
ધૃતાસવો દિક્ષુ ત્વાં વિચિન્વતે એ આગળ કહેવામાં આવનાર વાક્યનો અર્થ જ દૃશ્યતાં ક્રિયાપદનું કર્મ
છે, અને આ અન્વય પ્રમાણે એવો અર્થ થાય કે 'આપના વિષે જેમણે પ્રાણ ધારણ કર્યા છે એવા
આપના ભક્તો—ગોપીજનો—આપને દિશાઓમાં શોધે છે એ આપ જુવો.' આ પ્રકારનો અર્થ—
વ્રજમાં આપ પ્રકટ થઈને તિરોહિત થઈ ગયા અને ભક્તો બધી દિશામાં આપની શોધ કરે એ બાબત—
અનુચિત છે એમ અનુચિતત્વ દર્શાવીને ગોપીજનો જણાવે છે કે આપ વ્રજમાં પ્રકટ થયા છો એમ
નિશ્ચય કરીને બ્રહ્માદિ લોકો અહીં વ્રજમાં આવે છે, જ્યારે વ્રજમાં રહેનારાં અમારા જેવાં ગોપીઓ
બહુ દિશાઓમાં આપને શોધે છે. આ તો બહુ અયોગ્ય વાત છે. અરે ! વ્રજમાં રહેનારા લોકોમાં ભક્તિ
જ નથી, નહિ તો તેઓ ભગવાનના વિરહથી મરી જાત; (પણ વ્રજના લોકો—ગોપીજનો—મરી ગયા
નથી) એટલે તેઓ ભગવાનના ભક્તો નથી અને તેથી તેવા અભક્તો ભગવાનને ન જુવે એ વાત બરોબર
છે. આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો ગોપીજનો તેનો પરિહાર કરતાં કહે છે કે त्वयि धृतासवः
આપને માટે જ ધારણ કર્યા છે પ્રાણ જેમણે એવાં અમે—ગોપીજનો—છીએ. અમારા પ્રાણનો આપને,
જરા પણ ઉપયોગ નથી એમ જે ક્ષણે જ અમે જાણીશું તે જ ક્ષણે અમે અમારા નિરુપયોગી પ્રાણનો
ત્યાગ કરીશું એમ ગોપીજનોના કહેવાનો ભાવ છે. જરાક વિલંબ થતાં જ પ્રાણ જતા રહેશે તેથી જ
પ્રાણને આશ્વાસન આપવાને માટે જ અમે ગોપીઓ આપને શોધીએ છીએ. નહિ તો સવારે આપ પાછા
વ્રજમાં નક્કી આવવાના જ છો, અને અત્યારે રાત્રીએ અમે જે આપની શોધ કરીએ છીએ તે વ્યર્થ જ
છે એમ માનીને અમે વ્રજમાં જ ચાલ્યાં ગયાં હોત. (પરંતુ વ્રજમાં ન જતાં અહીં જ આપની શોધ
કર્યા કરીએ છીએ તે બતાવી આપે છે કે અમે આપને માટે જ પ્રાણ ધારણ કરેલા છે.) આપ વ્રજમાં
વિરાજમાન છો છતાં પણ આપના ભક્તો આપને દિશાઓમાં શોધે છે એ મહત્ દૈન્ય છે. માટે એકવાર
આપના નિજભક્તોને જુવો એમ અમારી પ્રાર્થના છે. આ પ્રમાણે એક ગોપીજને ભગવાનના દર્શનની
પ્રાર્થના કરી. ગોપીજન ભગવાનને દયિત—પ્રિય—એ પ્રમાણે સંબોધે છે તેથી પતિનું દર્શન ન થાય તો
સ્ત્રીઓએ જીવવું યોગ્ય નથી એમ નિરૂપણ કરવામાં આવ્યું. જો કે ભગવાન્ ગોપીજનનાં દર્શન કરે તેથી
ગોપીજનનો કોઈ પણ પુરુષાર્થ સિદ્ધ થાય નહિ, તો પણ ગોપીજનનું દૈન્ય દેખીને તેમને ભગવાન્
પોતાના સ્વરૂપનું પણ બરોબર દર્શન કરાવે એમ ભગવદ્દર્શનને માટે જ ગોપીજનોએ 'અમને જુવો'
એ પ્રમાણે ભગવાનને પ્રાર્થના કરી. ૧

प्रवासः तथा यत्नः कर्तव्य इति वक्तुं व्रजस्य तथावतारेण सर्वोत्कर्षो जात इत्याहुः । **ते जन्मना व्रजः अधिकं जयतीति** । सर्वोत्कर्षेण स्थितिः जयः, **अधिकजयो** वैकुण्ठादप्युत्कर्षः । न हि वैकुण्ठे भगवानेवंविधां लीलां करोति । यद्यपि मथुरायां जन्म जातं तथापि तेन जन्मना न मथुरा सर्वोत्कर्षेण स्थिता किन्तु व्रज एव । ननु भगवज्जन्मनः सर्वोत्कर्षहेतुत्वं न लोके प्रसिद्धम्, अनन्यत्वेनैकत्वात्, अतस्तादृश उत्कर्षहेतुर्वक्तव्यः यो लोके प्रसिद्ध इति चेत् तत्राह **श्रयत इन्दिरा शश्वदत्र हीति** । **अत्र** व्रज **इन्दिरा** सर्वदा **श्रयते** हीनभावेनाश्रयं कुरुते । वैकुण्ठे तु सैव नियता भार्येति न तस्याः सर्वदा श्रयणं कर्तव्यं भवति । इह तु तादृश्यो वयमनेका इति तस्याः स्वास्थ्याभावात् कदा वा ममावसरो भविष्यतीति निरन्तरं सेवते । अतो लक्ष्मीस्थित्या लोका उत्कर्षं मन्यन्ते सा पुनर्लक्ष्मीः गोकुलाश्रया जाता । हि युक्तश्चायमर्थः । पतिव्रता हि सा । यत्र पतिः स्वयमन्याधीनतया तिष्ठति, भक्तेषु कृपां ख्यापयितुम्, तदुक्तमुलूखलप्रकरणे, तत्र तद्भार्या सुतरामेवाश्रयत इति किमाश्चर्यम् । तव जन्मना व्रजस्य सर्वोत्कर्षः सर्वजनीनः । अतस्तव रमणे न कापि न्यूनता, न वा लक्ष्म्या

---

રીતે કૃતાર્થ થઇએ તે રીતે આપે યત્ન કરવાનો છે. આ પ્રમાણે કહેવાને માટે ગોપીજનો **ते जन्मना व्रजः अधिकं जयति** એ શબ્દોમાં કહે છે કે આપના પ્રાકટ્યથી વ્રજનો સર્વોત્કર્ષ સિદ્ધ થઇ ગયો છે. સર્વથી શ્રેષ્ઠ થઇને સ્થિતિ કરવી તેનું નામ જય. વૈકુણ્ઠના કરતાં પણ વધારે શ્રેષ્ઠતા મેળવવી તેનું નામ અધિક જય. વૈકુણ્ઠમાં તો ભગવાન્ આ પ્રકારની લીલા કરતા નથી. જો કે ભગવાનનો જન્મ—અવતાર, પ્રાકટ્ય—મથુરામાં થયો છે, છતાં પણ તેમના પ્રાકટ્યથી મથુરા સર્વથી શ્રેષ્ઠ થયું નથી પરંતુ કેવળ વ્રજ જ સર્વશ્રેષ્ઠ થયું છે.

**શંકાઃ**—અરે! ભગવાનનું પ્રાકટ્ય એ સર્વશ્રેષ્ઠતાનું કારણ છે એમ જગતમાં પ્રસિદ્ધ નથી; કારણ કે ભગવાનનું પ્રાકટ્ય ફક્ત વ્રજમાં જ થવાથી અનન્ય—અસાધારણ—છે અને તેથી એક જ છે. (આ રીતે ભગવત્પ્રાકટ્યથી સર્વશ્રેષ્ઠતા સિદ્ધ કરવામાં અસાધારણ અનૈકાન્તિક નામનો હેત્વાભાસ રહેલો છે. જેમ 'શબ્દ નિત્ય છે, શબ્દત્વને લીધે' એ અનુમાનમાં અસાધારણ અનૈકાન્તિક નામનો હેત્વાભાસ રહેલો છે, કારણ કે શબ્દત્વ એકલા શબ્દમાં જ હોય છે બીજામાં હોતું નથી, તેમ 'વ્રજ સર્વશ્રેષ્ઠ, ભગવત્પ્રાકટ્યને લીધે' એ અનુમાનમાં પણ અસાધારણ અનૈકાન્તિક નામનો હેત્વાભાસ રહેલો છે. ભગવત્પ્રાકટ્ય એકલા વ્રજમાં જ છે, બીજે નહિ, એટલે ભગવત્પ્રાકટ્યના આધારે વ્રજની સર્વશ્રેષ્ઠતા સિદ્ધ કરનારૂં અનુમાન આભાસદુષ્ટ, ખોટું, છે.) તેથી વ્રજની સર્વશ્રેષ્ઠતા સિદ્ધ કરનારૂં એવું કારણ આપો કે જે લોકમાં પ્રસિદ્ધ હોય.

**સમાધાનઃ**—ઉપર પ્રમાણે શંકા થાય તો તેના સમાધાનમાં શુકદેવજી કહે છે કે **श्रयत इन्दिरा शश्वदत्र हि**. અહીં—વ્રજમાં—લક્ષ્મીજી હમ્મેશાં હીનભાવથી આશ્રય કરે છે, 'હું હીન છું' એમ હીનભાવે લક્ષ્મીજી વ્રજનો આશ્રય કરે છે. વૈકુણ્ઠમાં તો લક્ષ્મીજી ભગવાનની નિયત—નક્કી થએલી જ—ભાર્યા છે એટલે તેમને કોઇનો હીનભાવે સર્વદા આશ્રય કરવાનો રહેતો નથી. પણ અહીં વ્રજમાં તો લક્ષ્મીજીના જેવાં અમે—ગોપીજનો—અનેક છીએ એટલે લક્ષ્મીજીને સ્વસ્થતા રહેતી નથી અને તેથી 'મારો અવસર ક્યારે આવશે?' એ વિચારથી તે વ્રજનું હમ્મેશાં સેવન કરે છે. તેથી જે લક્ષ્મીજીની સ્થિતિને લીધે લોકો સર્વશ્રેષ્ઠતા માને છે તે લક્ષ્મી પણ ગોકુલનો આશ્રય કરીને રહી છે. આ અર્થ બરાબર છે એ દર્શાવવાને માટે મૂળ શ્લોકમાં हि પદ મૂકવામાં આવ્યું છે, કારણ કે લક્ષ્મી પતિવ્રતા છે, ભક્તોના ઉપર કૃપા પ્રસિદ્ધ કરવાને લક્ષ્મીના પતિ પોતે ભક્તોને અધીન થઇને જ્યાં સ્થિતિ કરે છે ત્યાં ભગવાનની પત્ની—લક્ષ્મી—સારી રીતે સ્થિતિ કરે જ એમાં શું આશ્ચર્ય? ભગવાન્ વ્રજમાં ભક્તોને અધીન થઇને સ્થિતિ કરે છે અને ભક્તોના ઉપર કૃપા દર્શાવે છે એ વાત તો પહેલાં ઉલૂખલપ્રકરણમાં કહેવામાં આવી છે. આપના પ્રાકટ્યને લીધે વ્રજની સર્વશ્રેષ્ઠતા છે એ વાત સર્વ જાણે છે.

मनसि विपादः, अङ्गीकृतत्वात् । अतः कारणादस्मदर्थमागतेन त्वया **दृश्यतामिदं** गोकुलमेकदा
द्रष्टव्यम् । वाक्यार्थो वा कर्माग्रे वक्ष्यमाणः । **तावकास्त्वयि धृतासवः दिक्षु त्वां विचिन्वत** इति
**दृश्यताम्** । एतादृशोऽर्थोऽनुचित इति अनुचितप्रदर्शनेन बोधयन्ति । लोका हि ब्रह्मादयः त्वमव-
तीर्णो ब्रजे वर्तस इति निश्चित्य समायान्ति । ब्रजस्थाः पुनरस्मदादयः दिक्षु विचिन्वन्ति । इयं महत्य-
नौचिती । ननु ब्रजस्थानां भक्तिर्नास्ति, अन्यथा विरहे म्रियेरन्, अतः अभक्ता न पश्यन्तीति युक्तं
इति चेत् तत्राहुः **त्वयि धृतासव** इति । **त्वदर्थमेव धृता असवः** प्राणा यैः । यदैव त्वदनुपयोगं
ज्ञास्यन्ति तदैव त्यक्ष्यन्तीति भावः । अत एव **त्वां विचिन्वते** प्राणानाश्वासयितुम् । अल्पविलम्बेऽपि
प्राणा गमिष्यन्तीति । अन्यथा ब्रजे गच्छेयुः, प्रातस्त्वमेवायास्यसीति अन्वेषणं व्यर्थमेव स्यात् । **दिक्षु**
**त्वदीयाः** त्वयि सतीति महद्दैन्यम् । अत एकवारं त्वदीयाः पश्येति प्रार्थना । एवमेकया दर्शनं प्रार्थि-
तम् । **दयितेति** सम्बोधनात् भर्तृदर्शनेन स्त्रीणां जीवनं न युक्तमिति निरूपितम् । यद्यपि भगवांश्चेत्
पश्येत् तदा न कोऽपि पुरुषार्थः सिध्येत् तथापि दैन्यं दृष्ट्वा आत्मानमपि प्रदर्शयेदिति तथा प्रार्थना ॥१॥

---

તેથી આપ અમારી સાથે રમણ કરો તેમાં કોઈ પણ પ્રકારે ન્યૂનતા થવાની નથી, તેમ જ લક્ષ્મીના
મનમાં પણ ખેદ થવાનો નથી, કારણ કે આપે આપના પ્રાકટ્યથી સર્વશ્રેષ્ઠ વ્રજનો નિજત્વે—આ વ્રજ
મારૂં છે એ પ્રમાણે—અંગીકાર કર્યો છે. તેથી અમારે માટે પધારેલા આપે આ શ્રીમદ્ગોકુલનું એક
વખત દર્શન કરવું જોઈએ. અથવા તો શ્લોકનો અન્વય બીજે પ્રકારે પણ થઈ શકે છે. **તાવકાસ્ત્વયિ**
**ધૃતાસવો દિક્ષુ ત્વાં વિચિન્વતે** એ આગળ કહેવામાં આવનાર વાક્યનો અર્થ જ **દૃશ્યતાં** ક્રિયાપદનું કર્મ
છે, અને આ અન્વય પ્રમાણે એવો અર્થ થાય કે 'આપના વિષે જેમણે પ્રાણ ધારણ કર્યા છે એવા
આપના ભક્તો—ગોપીજનો—આપને દિશાઓમાં શોધે છે એ આપ જુવો.' આ પ્રકારનો અર્થ—
વ્રજમાં આપ પ્રકટ થઈને તિરોહિત થઈ ગયા અને ભક્તો બધી દિશામાં આપની શોધ કરે એ બાબત—
અનુચિત છે એમ અનુચિતત્વ દર્શાવીને ગોપીજનો જણાવે છે કે આપ વ્રજમાં પ્રકટ થયા છો એમ
નિશ્ચય કરીને બ્રહ્માદિ લોકો અહીં વ્રજમાં આવે છે, જ્યારે વ્રજમાં રહેનારાં અમારા જેવાં ગોપીઓ
બહુ દિશાઓમાં આપને શોધે છે. આ તો બહુ અયોગ્ય વાત છે. અરે! વ્રજમાં રહેનારા લોકોમાં ભક્તિ
જ નથી, નહિ તો તેઓ ભગવાનના વિરહથી મરી જાત; (પણ વ્રજના લોકો—ગોપીજનો—મરી ગયા
નથી) એટલે તેઓ ભગવાનના ભક્તો નથી અને તેથી તેવા અભક્તો ભગવાનને ન જુવે એ વાત બરોબર
છે. આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો ગોપીજનો તેનો પરિહાર કરતાં કહે છે કે **ત્વયિ ધૃતાસવઃ**.
આપને માટે જ ધારણ કર્યા છે પ્રાણ જેમણે એવાં અમે—ગોપીજનો—છીએ. અમારા પ્રાણનો આપને
જરા પણ ઉપયોગ નથી એમ જે ક્ષણે જ અમે જાણીશું તે જ ક્ષણે અમે અમારા નિરુપયોગી પ્રાણનો
ત્યાગ કરીશું એમ ગોપીજનોના કહેવાનો ભાવ છે. જરાક વિલંબ થતાં જ પ્રાણ જતા રહેશે તેથી જ
પ્રાણને આશ્વાસન આપવાને માટે જ અમે ગોપીઓ આપને શોધીએ છીએ. નહિ તો સવારે આપ પાછા
વ્રજમાં નક્કી આવવાના જ છો, અને અત્યારે રાત્રીએ અમે જે આપની શોધ કરીએ છીએ તે વ્યર્થ જ
છે એમ માનીને અમે વ્રજમાં જ ચાલ્યાં ગયાં હોત. (પરંતુ વ્રજમાં ન જતાં અહીં જ આપની શોધ
કર્યા કરીએ છીએ તે બતાવી આપે છે કે અમે આપને માટે જ પ્રાણ ધારણ કરેલા છે.) આપ વ્રજમાં
વિરાજમાન છો છતાં પણ આપના ભક્તો આપને દિશાઓમાં શોધે છે એ મહત્ દૈન્ય છે. માટે એકવાર
આપના નિજભક્તોને જુવો એમ અમારી પ્રાર્થના છે. આ પ્રમાણે એક ગોપીજને ભગવાનના દર્શનની
પ્રાર્થના કરી. ગોપીજન ભગવાનને દયિત—પ્રિય—એ પ્રમાણે સંબોધે છે તેથી પતિનું દર્શન ન થાય તો
સ્ત્રીઓએ જીવવું યોગ્ય નથી એમ નિરૂપણ કરવામાં આવ્યું. જો કે ભગવાન્ ગોપીજનનાં દર્શન કરે તેથી
ગોપીજનનો કોઈ પણ પુરુષાર્થ સિદ્ધ થાય નહિ, તો પણ ગોપીજનનું દૈન્ય દેખીને તેમને ભગવાન્
પોતાના સ્વરૂપનું પણ ખરોખર દર્શન કરાવે એમ ભગવદ્દર્શનને માટે જ ગોપીજનોએ 'અમને જુવો'
એ પ્રમાણે ભગવાનને પ્રાર્થના કરી. ૧

एवं स्वदैन्यानौचित्यादिनिरूपणेन तस्या राजसत्वं निरूपितम् । तामसी तु यथायथं प्रार्थयितुमदर्शनस्य वधसाधकत्वमाह शरदुदाशय इति ।

**शरदुदाशये साधुजातसत्सरसिजोदरश्रीमुषा दृशा ।**
**सुरतनाथ ते शुल्कदासिका वरद निघ्नतो नेह किं वधः ॥ २ ॥**

शरत्कालीनो योऽयमुदाशयः पुष्करिणी, तत्र साधु सम्यक् प्रकारेण जातं यत्सरसिजं कमलं, तदन्तर्वर्तिनी या श्रीः, तामपि मुष्णातीति तादृशया दृशा दृष्टया, हे वरद, यो निहन्ति **तस्य किं वधो न,** अपि तु वधदोषो भवत्येव । येनैव साधनेन परस्य प्राणा गच्छन्ति तत्सम्पादनसाधको घातकः दोषभाग्भवति । अनेन भगवद्दृष्टिः सर्वघातुका निरूपिता । 'आयुर्मनांसि च दृशा सह ओज आच्छे'दिति वाक्यात् । तथास्मानपि प्रायेण क्रूरदृष्ट्या पश्यसि । अन्यथा कथं प्राणबाधा स्यात् । रूपं त्वानन्दमयमिति तद्दृष्टौ तदेव जीवयेत् । अतस्तदभावात् केवलं घातयस्येव । किञ्च, न

---

આ પ્રમાણે પહેલા શ્લોકમાં ગોપીજનનું દૈન્ય અને અયોગ્યતાનું જે વર્ણન કરવામાં આવ્યું છે તે ઉપરથી જણાય છે કે તે ગોપીજન સાત્વિકરાજસ છે. સાત્વિકતામસી ગોપીજન તો 'મારો વધ ન કરો' એમ પ્રાર્થના કરવાને માટે શરદુદાશયે એ શ્લોકમાં કહે છે કે ભગવાનનાં દર્શન ન થવાથી વધ થાય છે:—

હે સુરતનાથ ! શરદ્ ઋતુના સરોવરમાં સુંદર રીતે ઉત્પન્ન થએલા કમળની અંદર રહેલી લક્ષ્મીને હરણ કરનારી દૃષ્ટિથી આપ અમને શુલ્કરૂપી દાસીઓને અથવા ધર્મદાસીઓને મારો છો તે, હે વરદાન આપનાર ! શું ઘાત ન કહેવાય ? ૨

શરત્કાળનું જે ઉદાશય—સરોવર—, તેમાં સુંદર રીતે ઉત્પન્ન થએલું જે કમળ, તેની અંદર રહેલી જે શ્રી—શોભા—, તેનું પણ હરણ કરનારી, અર્થાત્ તેના જેવી સુંદર દૃષ્ટિથી, હે વરદાન દેનાર !, આપ જે મારો છો તે આપને વધનું ફળ નહિ મળે ? અર્થાત્ આપને અમને મારી નાખવાનું ફળ મળશે જ. જે જ સાધનથી બીજાના પ્રાણ ચાલ્યા જાય તે સાધનનો સાધનાર, ઘાતક, પુરુષ દોષપાત્ર થાય છે. (ભગવાનની દૃષ્ટિ ગોપીજનોને મારવાનું સાધન છે તેથી આવું સાધન સાધનાર ભગવાન્ વધના દોષને પાત્ર છે.) આ પ્રમાણે—દૃષ્ટિથી વધ કરો છો એમ કહેવાથી—ભગવાનની દૃષ્ટિ સર્વેનો ઘાત કરનારી છે એમ વર્ણન કરવામાં આવ્યું, અને આના આધારમાં શ્રીમદ્ભાગવત પણ કહે છે કે "ભગવાન્ માત્ર દૃષ્ટિથી જ આયુષ્ય, મન અને ઓજસનું હરણ કરનાર છે." (જો કે ભગવાનની દૃષ્ટિ આનન્દમય છે અને તે પરમાનન્દનું જ દાન કરે છે, કોઇનો ઘાત કરતી નથી, છતાં પણ વિરહાવસ્થામાં સ્મરણ કરવામાં આવતી દૃષ્ટિ ઘણો ક્લેશ આપે છે તેથી ભગવાનની આ આનન્દમય દૃષ્ટિમાં ગોપીજનને ઘાતકનું ભાન થાય છે, એટલે ભગવાનના કાલાદિરૂપમાં જે સર્વઘાતક દૃષ્ટિ છે તેનું નિરૂપણ આ આનન્દમય દૃષ્ટિને વિષે ગોપીજને કર્યું છે.) તે પ્રમાણે આપ અમારા ઉપર પણ સામાન્ય રીતે ક્રૂર દૃષ્ટિથી જુવો છો, નહિ તો અમારા પ્રાણને બાધ શી રીતે થાય ? આપનું સ્વરૂપ તો આનન્દમય છે; (આનન્દમયરૂપ આપ અમને તો દેખો જ છો, પણ આપનું આનન્દમય સ્વરૂપ અમને દેખાડતા નથી. આનન્દમયસ્વરૂપની દૃષ્ટિ પણ આનન્દમય હોય,) તેથી તે આનન્દમય સ્વરૂપ આનન્દમય દૃષ્ટિથી જ જીવાડે, પરન્તુ તેમ થતું નથી એટલે આનન્દમય આપ આપની આનન્દમય દૃષ્ટિથી અમારો કેવળ વધ જ કરાવો છો. (તેથી વાસ્તવિક રીતે આપનું આનન્દમય સ્વરૂપ આપની આનન્દમય દૃષ્ટિ દ્વારા અમારો વધ કરવાના દોષનું કારણ છે.)

वयं वधार्हाः, यतो दासिकाः कुत्सिता दास्यः । न हि स्त्रियः अप्रयोजिकाश्च हन्यन्ते । किञ्च, वयं शुल्कदासिकाः, त्वं च **सुरतनाथः** । सर्वपुरुषार्थसाधकत्वेन तव सम्बोधनानि यथाधिकारं नियतानि । यथा धर्ममार्गे, हे धर्मपालक, हे ब्रह्मण्य, हे यज्ञेश्वरेत्यादीनि, अर्थे, हे लक्ष्मीपते, सर्वसिद्धिदेत्यादीनि, तथा मोक्षे, हे मुकुन्द, हे योगेश्वर, हे ज्ञाननिधे इत्यादीनि धर्मार्थमोक्षार्थिभिरुच्यन्ते । एवमस्माभिरपि **सुरतनाथे**त्युच्यते । **सुरतं** सम्भोगः जगति यावानस्ति तस्य भवान् **नाथः** । त्वदाज्ञाव्यतिरेकेण सुरतं जगति न प्रवर्तते । अतो ब्रह्मणा कामेन वा लोके सुरतप्रवृत्त्यर्थं वयं शुल्करूपा दासिका दत्ताः । शुल्कं मार्गनिर्वाहकं द्रव्यं प्रतिबन्धनिवर्तकम् । सुरतं चेत् भगवत्येव निरुद्धं तिष्ठेत्

---

વળી, અમારો વધ કરવા જેવો નથી, કારણ કે અમે દાસિકાઓ—અધમ દાસીઓ—છીએ. ખરેખર! સ્ત્રીઓનો, અને તેમાં પણ પ્રયોજન વિના, વધ કોઈ કરતું નથી. વળી, અમે શુલ્ક—વેચાતી લીધેલી—દાસિકાઓ છીએ અને આપ સુરતનાથ છો. (સુરતનાથ શુલ્કદાસિકાનો વધ કરે એ તો સર્વથા અનુચિત છે.) હે ભગવન્! આપ સર્વ પુરુષાર્થો સિદ્ધ કરનારા છો તેથી મનુષ્યોના અધિકાર પ્રમાણે આપનાં સંબોધનો નક્કી થએલાં છે. જેમ **ધર્મમાર્ગમાં** 'હે ધર્મપાલક', 'હે બ્રહ્મણ્ય', 'હે યજ્ઞેશ્વર' ઇત્યાદિ સંબોધનોથી ધર્માર્થી પુરુષ ભગવાનને સંબોધે છે; જેમ **અર્થમાર્ગમાં** 'હે લક્ષ્મીપતે', 'હે સર્વસિદ્ધિદ' ઇત્યાદિ સંબોધનોથી અર્થાર્થી પુરુષ ભગવાનને સંબોધે છે, તેમ **મોક્ષમાર્ગમાં** 'હે મુકુન્દ', 'હે યોગેશ્વર', 'હે જ્ઞાનનિધે' ઇત્યાદિ સંબોધનોથી મોક્ષાર્થી પુરુષ ભગવાનને સંબોધે છે. આજ પ્રમાણે તૃતીય પુરુષાર્થ—કામ—ની અભિલાષાવાળાં અમે ગોપીઓ પણ આપને 'સુરતનાથ' એ પ્રમાણે સંબોધીએ છીએ. સુરત એટલે સંભોગ. જગતમાં જેટલો સંભોગ—ભક્તોમાં જેટલો સમ્યક્ ભોગ—છે તે બધાના આપ જ નાથ છો. જગતમાં આપની આજ્ઞા વિના સુ-રત પ્રવર્તી શકતું જ નથી. (તેથી આપ જ સુ-રતના નાથ છો.)

(રત એટલે લૌકિક ભોગ. તે તો સૃષ્ટિના આરંભ કાળથી પ્રવર્તે છે એટલે તેને માટે ભગવાનની આજ્ઞાની અપેક્ષા રહેતી નથી, કારણ કે સૃષ્ટિની માફક લૌકિક ભોગ પણ આલ્યા જ કરે છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી સુ—સારા પ્રકારનું, અલૌકિક શોભનરૂપ—જે રત—રમણ—તે સુરત કહેવાય છે અને તેને સમ્યક્ ભોગ—સંભોગ—પણ કહેવામાં આવે છે. આ સુરત આપની આજ્ઞાથી જ—ઇચ્છાથી જ—અમારામાં જ પ્રવર્તે છે. લૌકિક જગત્ વહ્યા જ કરે છે, નાશ જ પામે છે, પણ તે કાંઈ સ્થિર રહેતું નથી, તેથી અતિ અલૌકિક સ્વરૂપાનન્દરૂપ સુરત આ લૌકિક જગતમાં પ્રકટ થવાને માટે યોગ્ય નથી. આવા પ્રકારના—અલૌકિક રમણના—તો આપ જ નાથ—પ્રવર્તક, રક્ષક—છો. આ પ્રમાણે હોવાથી, જો તે સુરત—અલૌકિક રમણ—આપના જ વિષે રહે તો તો અલૌકિક ભક્તો પણ શૂન્યહૃદય થઈ જાય એમ આપની ઇચ્છા જાણીને બ્રહ્માએ આપની પ્રાર્થના કરી અને તે પ્રકારનાં અમને પ્રકટ કર્યાં કે જેથી રસની પ્રવૃત્તિમાં જે પ્રતિબન્ધ હોય તે દૂર થઈ જાય. તેથી જ ગોપીગીતના ચોથા શ્લોકમાં કહેવામાં આવશે કે 'विखनसार्थितः'—બ્રહ્માએ જેમની પ્રાર્થના કરેલી છે એવા ભગવાન્. કામ પણ ભગવદીય છે. મન પૂર્વરૂપ છે અને વાણી ઉત્તરરૂપ છે, તેથી ભગવાને પ્રથમ મન ઉત્પન્ન કર્યું અને પછીથી પોતાની પ્રિયાઓમાં—ભક્તોમાં—અલૌકિક ભાવ પ્રવર્તાવે એવી વાણી ઉત્પન્ન કરી. આ હેતુથી જ શ્રીસુબોધિનીજીમાં આજ્ઞા પદ મૂકવામાં આવ્યું છે. मैवं विभोऽर्हति भवान् ઇત્યાદિ શ્રીગોપીજનોનાં વચનો પણ ભગવદ્ભાવાત્મક હોવાથી આજ્ઞારૂપ જ છે એમ માનવું. તે બધાં વચનોથી જ રસપ્રવૃત્તિમાં જે જે પ્રતિબન્ધો છે તે બધાની નિવૃત્તિ પણ થઈ ગઈ. તેથી સુરતના નાથ આપ જ છો એમ બ્રહ્માએ અથવા કામે નિશ્ચય કર્યો.) બ્રહ્માએ અથવા કામે—ભગવાનમાં રહેલા રમણ કરવાની ઇચ્છારૂપી ભાવે—, જગતમાં—ભગવદીયોમાં—સુરતની પ્રવૃત્તિને માટે અમને શુલ્કરૂપ દાસિકાઓ તરીકે (બ્રહ્માએ) પ્રકટ કરી છે, અથવા (કામે) આપને સમર્પણ કરેલી છે. શુલ્ક એટલે માર્ગનો નિર્વાહ કરનાર દ્રવ્ય જે પ્રતિબંધને દૂર કરે છે. સુરત જો ભગવાનમાં જ નિરુદ્ધ રહે તો પછી

तदा लोके रसो न भविष्यतीत्यस्मद्द्वारा त्वत्तः तत् लोके प्रसृतं भवत्विति वयमागताः । तत् कार्यं दूरत एव स्थितं प्रत्युतास्मान्मारयसि । एवं सति सर्वमेव कामशास्त्रं व्यर्थं स्यात् । तृतीयः पुरुषार्थश्च न भवेत् । अतः सर्वथा यदर्थं वयं प्रेषितास्तत् कर्तव्यम् । अथ वा । यदा कदाचित्कर्तव्यम्, इदानीं जीवयितव्या रूपप्राकट्येन । दृशो मारकत्वगुणपादयन्ति श्रीमुषेति । यस्तु चोरो भवति स घातकोऽपि भवति । यथा यथा चौर्ये नैपुण्यं तथा तथा घातकत्वम् । तदर्थमाहुः उदरश्रीमुषेति । तत्रापि ये दुर्गजाताः ते अतिनिपुणाः । तत्रापि जलदुर्गजाः । तत् सरसिजम् । तत्रापि ते दुर्ग एव तिष्ठन्ति । तत्रापि ते साधुजाताः प्रभवः । तत्रापि प्रकाशवति काले शीताद्युपद्रवरहिते । एवं देशकालस्वरूपा-

---

લોકમાં રસ રહેશે નહિ, તેથી તે રસ આપનામાંથી અમારા દ્વારા લોકમાં પ્રચાર પામો એ હેતુથી અમે અહીં આવેલાં છીએ.

(અહીં આ તાત્પર્ય છે. બ્રહ્માદિ દેવો કામને—ભગવદ્ભાવને—સાક્ષાત્ પ્રાપ્ત કરી શક્યા નહિ એટલે ભગવદ્ભાવ દર્શાવનારાં લક્ષ્મીજીનાં કટાક્ષો જે હમ્મેશાં પ્રિય ભગવાનની સાથે સંબંધમાં આવવાથી ભગવદ્ભાવાત્મક જ થઈ ગયાં છે તેમની સાથે સંબંધ થવાથી તેમના અનુભાવને લીધે કદાચિત્ તે ભગવદ્ભાવ પણ ઉત્પન્ન થાય એ હેતુથી ભગવદ્ભાવની કામનાવાળા બ્રહ્માદિ દેવો તપશ્ચર્યા કરે છે. અહીં ચાલતા પ્રકરણમાં તો પ્રભુ પોતે જ પ્રકટ થયા છે એટલે રસમાર્ગ પ્રકટ કરવાને માટે અમને દ્વાર તરીકે બ્રહ્માએ પ્રકટ કર્યાં છે. આ શ્લોકમાં જે सुरत શબ્દ છે તેનો વિગ્રહ એવો થાય છે કે सुष्ठु સારી રીતે, ભગવાનની સાથે, रतं येन રમણ છે જેનાથી, અને તેનો અર્થ ભગવદ્ભાવ જ છે, નહિ કે લૌકિક સંભોગ. જો सुरतનો અર્થ પ્રાકૃત સંભોગ કરવામાં આવે તો આવો પ્રાકૃત સંભોગ જગતમાં પામરમાં પામર માણસ સુધી વ્યાપેલો છે એટલે શ્રીસુબોધિનીજીમાં त्वदाज्ञा—આપની આજ્ઞા વિના જગતમાં સુરત પ્રવર્તતું નથી—ઇત્યાદિ શબ્દોમાં જે नाथ શબ્દનું વિવરણ કરવામાં આવ્યું છે તે ઘટી શકે નહિ. આ માર્ગ પ્રકટ થવાથી બ્રહ્માને કોઇ પણ ભાવ સિદ્ધ થતો નથી તેથી શ્રીમહાપ્રભુજી આ પક્ષ ન સ્વીકારતાં બીજો પક્ષ આપે છે કે કામે—ભગવદીય ભાવે—ગોપીઓને ભગવાનને સમર્પણ કરી. સ્વામિનીજીનાં દર્શન થવાથી ભગવાનનો ભાવ ઉછળે છે અને કામનું કાર્ય કરે છે તેથી તે કામે જ સ્વાર્થ માટે અમને પ્રકટ કર્યાં છે.)

તે કાર્ય તો દૂર જ રહ્યું અને ઉલટું આપ અમને દૃષ્ટિથી મારો છો. પરંતુ આ પ્રમાણે થતાં બધું ય કામશાસ્ત્ર વ્યર્થ થઈ જાય. (ભગવાનની લીલાનું પ્રતિપાદન કરવાથી જ કામશાસ્ત્ર સફળ ગણાય છે. જો કામશાસ્ત્ર ભગવાનની લીલાનું વર્ણન ન કરે અને લૌકિક કામનું વર્ણન કરે તો તે શાસ્ત્ર વ્યર્થ થઈ જાય. કામશાસ્ત્ર જો લૌકિક કામનું વર્ણન કરે તો તે લૌકિક કામ મનુષ્યોનું અધઃપતન જ કરે, પણ કોઈ પુરુષાર્થ સાધી શકે નહિ. એટલે ત્રણ જ—ધર્મ, અર્થ અને મોક્ષ—પુરુષાર્થ રહેશે.) તેથી કામરૂપી—અલૌકિક ભગવલ્લીલારૂપી—ત્રીજો પુરુષાર્થ પણ નહિ રહે. માટે સર્વથા જે અલૌકિક કામને માટે અમને મોકલવામાં આવ્યાં છે તે સુરત આપે સર્વથા સિદ્ધ કરવું જોઇએ.

અથવા તો તે સુરત ગમે ત્યારે આપને સિદ્ધ કરવાનું હોય તો પણ હમણાં જ આપના સ્વરૂપને પ્રકટ કરીને આપે અમને જીવાડવાં જોઇએ. આપની દૃષ્ટિ અમને મારે છે એમ ગોપીજનો श्रीमुषा એ શબ્દોમાં કહે છે. જે ચોર હોય છે તે ઘાતક પણ હોય છે. જેમ જેમ ચોરી કરવાના ધંધામાં હોંશીઆરી આવે તેમ તેમ તે ચોરનું ઘાતકીપણું પણ વધે. ગોપીજનો આ અર્થ उदरश्रीमुषा એ શબ્દોમાં કહે છે. તેમાં પણ દુર્ગમાં—કીલ્લામાં—જેમનો જન્મ થએલો હોય છે તેઓ ઘણા હોંશીઆર હોય છે. તેમાં પણ જેઓ જલદુર્ગમાં—પાણીના કીલ્લામાં—જન્મ્યા હોય છે તેઓ ઘણા હોંશીઆર હોય છે, અને આ પ્રકારનો પદાર્થ સરસિજ—કમળ—છે. તેમાં પણ તેઓ કીલ્લાની અંદર જ રહે છે, અર્થાત્ જલદુર્ગમાં જ સ્થિતિ કરે છે. (શ્રી—શોભા—એવા સ્થળમાં રહેલી છે કે તેનું હરણ કરવું અશક્ય છે. આ રીતે ચૌર્ય—હરણ—સ્થળની દૃષ્ટિએ અશક્ય છે એમ વર્ણન કરવામાં આવ્યું.) તેમાં પણ જે સાધુજાત—

दिभिः अशक्यचौर्यादपि पुरुषात् तदुदरवर्तिसर्वस्वनेता अन्तःस्थितप्राणान् साधारणगोपिकादीनां नेष्यतीति किमाश्चर्यम् । चौर्यं हि क्रियते बलिष्ठेनापकीर्त्यभावाय । तदत्र तु न भविष्यतीत्युक्तं किं वधो नेति । अथ वा अदृशा अदर्शनेन अदर्शनमदत्त्वा निघ्नतः किं वधो न । सुरतार्थमागताः, तद्दूरं दूरे, अन्तरा मरणमुपस्थितम् । तथा सति सुरतस्याप्रकटितत्वात् नाथत्वमपि न स्यात् । न हि योगी अश्वनिर्माणसमर्थोऽप्यश्वपतिरुच्यते । प्रकटयति चेत् तदा तथा । किञ्च, असद्वधे किमाश्चर्यम् । तवादर्शने लक्ष्मीरपि न तिष्ठेत् । तदाहुः श्रीमुषेति । उदरस्थिता श्रीश्चेद् बहिरानीता तदैव म्रियते, अपुष्टत्वात् स्रासगर्भवत् । यद्यपि तस्याः जीवने कालद्रव्यदेशवस्तूनि बहून्येव सन्ति तथापि त्वददर्शने

---

ઉત્તમ કુળમાં જન્મેલા પ્રભુ, સમર્થ,—હોય છે તેઓ તો ઘણા નિપુણ હોય છે. તેમાં પણ ઠંડી ઇત્યાદિ ઉપદ્રવો વિનાનો પ્રકાશવાળો સમય—શરદ્ ઋતુ—છે. આ પ્રમાણે સ્થળ, સમય અને સ્વરૂપ વગેરેની દૃષ્ટિએ જેની ચોરી કરવી અશક્ય છે એવા પુરુષ—કમળ—પાસેથી પણ તેના ઉદરમાં રહેલું સર્વસ્વ હરણ કરનાર ચોર—ભગવાનની દૃષ્ટિ—સાધારણ ગોપિકા વગેરેના અંદર રહેલા પ્રાણ હરીને લઈ જાય તો તેમાં શું આશ્ચર્ય ? (જેમ કીલ્લામાં રહેલી વસ્તુની ચોરી થઈ શકે નહિ તેમ જલદુર્ગમાં સ્થિતિ કરનાર કમળની ચોરી થઈ શકે નહિ. આ પ્રમાણે સ્થળની દૃષ્ટિથી કમળની ચોરી થઈ શકે એમ નથી. વળી, કમળ મહુજાત છે, પ્રભુ છે, એટલે તેનું સ્વરૂપ જ એવા પ્રકારનું છે કે તેની—પ્રભુની, સ્વામીની, શક્તિમાન્ પુરુષની—કોઈ ચોરી કરી શકે નહિ. આ પ્રમાણે સ્વરૂપની દૃષ્ટિએ પણ કમળની ચોરી થઈ શકે નહિ. વળી સમય પણ શરદ્ ઋતુનો છે, એટલે પ્રકાશ ઘણો સારો, અને અજવાળાની અંદર ચોરી કરી શકાય નહિ. તેથી સમયની દૃષ્ટિએ પણ કમળની ચોરી થઈ શકે એમ નથી. આ પ્રમાણે દેશ, સ્વરૂપ અને કાળ એ ત્રણ પ્રકારે પણ જેની ચોરી થઈ શકે એમ નથી એવા પદાર્થ—કમળ—પાસેથી જ્યારે ચોર—ભગવાનની દૃષ્ટિ—ઉદરમાં રહેલી સર્વ વસ્તુનું હરણ કરી શકે છે ત્યારે ગોપીજનોની અંદર રહેલા પ્રાણનું હરણ કરે તેમાં શી નવાઈ?) જે લોકો સૌથી વધારે બળવાન્ હોય છે તેઓ અપકીર્તિ ન મેળવવાની ખાતર ચોરી કરે છે. (જે બળવાન્ રાજાઓ હોય છે તેમને જોઈતી વસ્તુ જો પૈસા લઈને પણ આપવામાં ન આવે તો તે રાજાઓ બળાત્કાર કરીને તે વસ્તુ લૂંટી લેતા નથી, કારણ કે તેમ કરવામાં તેમને અપયશ મળે છે, પણ તે વસ્તુની ચોરી કરે છે.) પણ અહીં તો તે નહિ થાય, અહીં અપકીર્તિનો અભાવ નહિ થાય, અર્થાત્ અપકીર્તિ થશે જ. (અથવા તો બીજો અર્થ પણ સંભવે છે. અહીં આપની કેવળ અપકીર્તિ જ થશે એમ નહિ, પરંતુ વધ કરવાનો દોષ પણ થશે જ.) આ વાત ગોપીજનો **किं वधो न** એ શબ્દોમાં કહે છે.

અથવા, શ્લોકમાં **अदृशा** એ પ્રમાણે પદ છૂટું પાડીને અર્થ કરવો. **अदृशा** એટલે અદર્શનથી, દર્શન આપ્યા વિના, આપ અમને મારો છો તે શું વધ નથી ? (અર્થાત્ આપનું દર્શન જ અમને જીવાડે છે અને તેથી આપનું અદર્શન તો અમારો વધ કરનારૂં છે.) અમે જે આપની પાસે આવ્યાં તે સુરત—રમણ—ને માટે, અને તે સુરત તો દૂર જ રહ્યું, ઉલટું વચમાં મરણ આવી પહોંચ્યું ! આ પ્રમાણે થવાથી સુરત અપ્રકટિત જ રહ્યું અને તેથી આપનું 'સુરતના નાથ' એ નામ પણ પ્રકટ થયું નહિ. ઘોડાને ઉત્પન્ન કરવાની યોગીમાં શક્તિ હોય છે, છતાં પણ તે, ખરેખર, અશ્વપતિ કહેવાતો નથી. પણ જ્યારે તે યોગી અશ્વને ઉત્પન્ન કરે ત્યારે જ તે અશ્વપતિ કહેવાય છે. (કોઈનામાં શક્તિ હોય પણ જ્યાં સુધી તે માણસ શક્તિનો ઉપયોગ કરીને કાર્ય ન કરે ત્યાં સુધી તે માણસની શક્તિ બીજા લોકો સ્વીકારતા નથી. આ ન્યાયે, જ્યાં સુધી ભગવાન્ સુરત પ્રકટ કરે નહિ ત્યાં સુધી તે સુરતનાથ કહેવાય નહિ.) વળી, આપનાં દર્શન નહિ થવાથી અમારો વધ થશે એમાં શું આશ્ચર્ય ? પણ આપનાં દર્શન નહિ થાય તો લક્ષ્મી પણ રહેશે નહિ. આ વાત ગોપીજનો **श्रीमुषा** એ શબ્દોમાં કહે છે. કમળના ઉદરમાં રહેલી શ્રીને જો બહાર કાઢવામાં આવે તો તે જ ક્ષણે તે શ્રી, બરોબર પુષ્ટ—

न जीवति, तथा वयमपि । किञ्च । त्वं सर्वेषां वरान् प्रयच्छसि, अस्मांस्तु मारयिष्यसीति महदाश्चर्यम् । वरदाता हि प्रत्यक्षो भवति । अथ वा । ते वयममूल्यदासिकाः, धर्मदासिकाः । अतो न हन्तव्याः । एवमनेकविधक्रौर्यभावनया काश्चिद्भगवन्तमुपालभन्ते ।

अन्तःस्थितो रसः पुष्टो बहिश्चेन्न विनिर्गतः । तदा पूर्णो नैव भवेदिति वाग्निर्गमस्तथा ॥ १ ॥ २ ॥

अन्याः पुनः कोमलाः बहुधा त्वया रक्षिताः, इदानीमपि पालयेत्याहुः विषजलाप्ययादिति ।

विषजलाप्ययाद्व्यालराक्षसात् वर्षमारुताद्वैद्युतानलात् ।
वृषमयात्मजाद्विश्वतो भयादृषभ ते वयं रक्षिता मुहुः ॥ ३ ॥

विषजलं कालीयह्रदजलम्, तत्पीत्वा सर्वे एव बालकाः गावश्च मृताः, ते पुनर्जीविताः । व्यालाः सर्पाः कालियसुदर्शनादयः, राक्षसाः तृणावर्तादयः, तेषामेकवद्भावः । तस्मादपि रक्षिताः । वर्षमारुतादिन्द्रकृतात् । तत्रैव वैद्युतानि अनलो दवाग्निश्च, तयोरप्येकवद्भावः । वृषो योऽयं मया-

---

વિકસિત—ન હોવાથી, કચા ગર્ભની માફક મરી જાય છે. જો કે લક્ષ્મીને જીવાડનારી કાલ, દ્રવ્ય, દેશ વગેરે બહુ વસ્તુઓ છે, છતાં પણ જ્યારે તેને આપનાં દર્શન ન થાય ત્યારે તે જીવતી નથી. તેવી સ્થિતિ અમારી પણ છે. (અર્થાત્ જ્યારે સાધનસામગ્રીવાળાં લક્ષ્મીજી આપનાં દર્શન ન થવાથી મરી જાય છે, ત્યારે અમારા જેવી નિઃસાધન ગોપીઓ આપનું દર્શન ન થવાથી મરી જાય તેમાં શું આશ્ચર્ય ?) વળી, આપ સર્વને વરદાન આપો છો, જ્યારે અમને તો આપ મારો છો, એ એક મોટું આશ્ચર્ય છે. વરદાન આપનાર તો, ખરેખર, પ્રત્યક્ષ હોય છે, કાંઈ છૂપા રહેતા નથી.

અથવા તો શ્લોકમાં अशुल्कदासिकाः એ પ્રમાણે પદચ્છેદ કરવો. અમે અશુલ્કદાસિકાઓ—અમૂલ્ય દાસિકાઓ, ધર્મદાસિકાઓ—છીએ, તેથી આપે અમને મારી નાખવાં જોઇએ નહિ.

આ પ્રમાણે અનેક પ્રકારની ક્રૂરતાની ભાવના વડે કેટલાંક ગોપીજનો ભગવાનને ઠપકો આપે છે.

અંદર રહેલો રસ પુષ્ટ થયો હોય અને જો તે બહાર આવે નહિ તો તે રસ પૂર્ણ નહિ જ થાય. તેથી તે પ્રકારે—ઉપર જણાવેલા પ્રકારે—આ શ્લોકમાં અન્યપૂર્વા સાત્ત્વિકતામસી ગોપીની વાણી બહાર નીકળી છે, બહાર પ્રકટ થઈ છે. (અર્થાત્ ગાનરૂપે વાણી જો બહાર પ્રકટ ન થાય તો અંદર રહેલો રસ પૂર્ણ થાય નહિ, તેથી ગાનરૂપે આ ગોપીજનની વાણી બહાર પ્રકટ થઈ છે.) ૨

આપે અનેક પ્રકારે અમારું રક્ષણ કરેલું છે, તો હમણાં પણ અમારું રક્ષણ કરો એમ विषजलाप्ययात् એ શ્લોકમાં કેટલાંક કોમળ—અન્યપૂર્વા સાત્ત્વિકસાત્ત્વિક—ગોપીજનો કહે છેઃ—

હે ઋષભ ! કાલીયનાગના ઝેરવાળું જળ પીવાથી થએલા મૃત્યુથી, કાલીય વગેરે સર્પોથી, તૃણાવર્ત વગેરે રાક્ષસોથી, ઇન્દ્રે કરેલી વૃષ્ટિ તથા વાયુથી, વીજળી અને અગ્નિથી, વ્યોમાસુરથી અને સર્વ પ્રકારના ભયથી આપે અમારું અનેકવાર રક્ષણ કરેલું છે. (તેથી હમણાં પણ આપ અમારું રક્ષણ કરો.) ૩

रमजः व्योमासुरः, तस्मादपि रक्षिताः । न तासां भूतभविष्यद्विषयकपदार्थज्ञाननिर्बन्धोऽस्ति, सर्वज्ञत्वात् । किम्बहुना । विश्वत एव भयात् । पालने हेतुः ऋषभेति । भर्ता हि पालयत्येव । अतः सर्वदा पालक इति इदानीमपि पालयेत्यर्थः । ते च मारका बाह्याः, इदानीन्तनस्त्वान्तर इति सर्वथा पालनीयाः ॥ ३ ॥

अन्याः पुनः भगवतो महानुभावत्वं ज्ञात्वा तस्य स्वरूपं कीर्तयन्ति । ततश्च ज्ञानिभ्यो यथा मोक्षं प्रयच्छति तथास्मभ्यमपि अस्मदुचितं मोक्षं दास्यतीति तं स्तुवन्ति न खल्विति ।

**न खलु गोपिकानन्दनो भवानखिलदेहिनामन्तरात्मदृक् ।**
**विखनसार्थितो विश्वगुप्तये सख उदेयिवान्सात्वतां कुले ॥ ४ ॥**

भगवतो नन्दसूनुत्वे सर्वे उपालम्भा युक्ता भवन्ति । तदेव नास्ति इति सर्वमयुक्तमुपालम्भनम् । खल्विति निश्चये । नात्र तिरोहितमिव । गोपिकायाः यशोदाया नन्दनः पुत्र इति न । तथा सति

---

નથી, કારણ કે તેઓ સર્વજ્ઞ છે. વધારે શું કહેવું? બધા ય ભયમાંથી (આપ અમારૂં રક્ષણ કરો.) ગોપીજનો રક્ષણ કરવાનું કારણ દર્શાવતાં કહે છે કે ऋषभ, ભર્તા, ખરેખર, રક્ષણ કરે જ છે. તેથી આપ હમ્મેશાં રક્ષણ કરનાર છો, એટલે હમણાં પણ આપ અમારૂં રક્ષણ કરો એમ અર્થ છે. કાલીય નાગનું ઝેર, સર્પો, રાક્ષસો વગેરે અમને મારનારા પદાર્થો બહારના હતા; પણ અત્યારે તો અમને મારનાર પદાર્થ અંદરનો છે, તેથી આપે અમારૂં સર્વથા પાલન કરવું જોઇએ. (ऋषभ એ અંદર અને બહારથી રક્ષણ કરનાર છે. માટે ઋષભમાં—આપમાં—રક્ષણ કરવાનું સામર્થ્ય હોવાથી અને અમને મારનારો અંદરનો પદાર્થ સૌથી બળવાન્ હોવાથી આપે અમારૂં સર્વથા રક્ષણ કરવું જોઇએ.) ૩

બીજાં કેટલાંક શ્રુતિરૂપા નિર્ગુણ ગોપીજનો ભગવાનનો મહાન્ અનુભાવ—પ્રભાવ—જાણીને તેમના સ્વરૂપનું વર્ણન કરે છે, અને તેથી ભગવાન્ જ્ઞાનીને જેમ મોક્ષ આપે છે તેમ અમને પણ અમને યોગ્ય મોક્ષ આપશે એ હેતુથી न खलु એ શ્લોકમાં ભગવાનની સ્તુતિ કરે છે.

હે સખે! આપ કાંઈ વાસ્તવિક રીતે યશોદાના પુત્ર નથી, પણ સર્વ દેહીઓના અન્તઃકરણના દ્રષ્ટા છો. બ્રહ્માની પ્રાર્થનાથી વિશ્વની રક્ષાને માટે આપ યાદવકુલમાં પ્રકટ થયા છો. ૪

ભગવાન્ જો નન્દના પુત્ર હોઇને યશોદાના પુત્ર હોય તો પહેલાં ગોપીજનોએ આપેલા બધા ઠપકાઓ યોગ્ય ગણાય. પણ ભગવાન્ નન્દના પુત્ર થઇને યશોદાના પુત્ર જ નથી, તેથી તેમને ગોપીજનોએ જે બધો ઠપકો આપ્યો છે તે અયોગ્ય છે. (જેમ મથુરામાં વસુદેવમાંથી દેવકીમાં આગમન કરીને ભગવાનનો પ્રાદુર્ભાવ થયો છે તેમ અહીં નંદમાંથી યશોદામાં પ્રવેશ કરીને પ્રાદુર્ભાવ થયો નથી, પરંતુ યશોદાના ગર્ભમાં તો માયા જ રહી હતી અને ભગવાન્ તો ત્યાં સુધી ભક્તોના હૃદયમાં બિરાજેલા હતા. તેથી પ્રાકટ્યના સમયે માયાના આવરણ સહિત ભગવાન્ પ્રકટ થયા. તેથી લીલાને માટે ભગવાને નન્દ અને યશોદા એ બન્નેયમાં પુત્ર તરીકેની બુદ્ધિ સ્થાપી. તેથી છૂટી છૂટી રીતે ભગવાન્ નન્દના પુત્ર છે અને યશોદાના પણ પુત્ર છે, પરંતુ ભગવાન્ નન્દમાંથી યશોદામાં આવેલા ન હોવાથી એક જ વખતે તે નન્દના અને યશોદાના પુત્ર થઇ શકતા નથી. લોકમાં પણ પિતા અને માતા એ બન્નેનો સંબંધ પુત્રમાં હોય છે; એટલે લોકદૃષ્ટિએ વિચારતાં ભગવાનમાં નન્દસૂનુત્વવિશિષ્ટયશોદાસૂનુત્વ—નન્દના પુત્ર હોઈને યશોદાના પુત્ર થવું તે—નથી. આ જ અર્થમાં જ ગોપીજનો ભગવાનને કહે છે કે આપ ગોપિકાનન્દન—યશોદાનન્દન—નથી. અથવા તો ગોપીજનો શૃંગારરસભાવવાળાં હોવાથી કટાક્ષમાં કહે છે કે આપ યશોદાનન્દન નથી.) खलु એ પદ નિશ્ચયના અર્થમાં વપરાયું છે. અહીં કાંઈ પણ તિરોહિત—ગુપ્ત—જેવું નથી. ગોપિકાના—યશોદાના—આપ, નન્દન—પુત્ર—છો એમ નથી. જો લોક રીતે તેમ હોત—

यथा तया स्वाधीनः कृतः, ज्ञातो वा, तथा गोपिकानामपि भवेत् । गोकुलस्वामिपुत्रत्वात् । तुल्यतायामेव हि विद्यायोनिसम्बन्धः । किञ्च, न केवलं भवान् वैकुण्ठाधिपतिः पुरुषोत्तमः किन्तु **अखिलदेहिनां** सर्वेषामेवास्मदादीनामन्तरात्मानमन्तःकरणं **पश्यतीति** । यद्यस्मद्धृदये तादृशं तापं पश्येत् तदा प्रसन्न एव भवेत् । अतो नास्मिन्वक्तव्यं किञ्चित् । किञ्च, आगतश्चास्मदादीनां परिपालनार्थमेव । यदि जानीयात् एता नश्यन्तीति तदा परिपालयेत् । रक्षणार्थं च प्रार्थित एव, न तु स्वेच्छया समागतः, तदाह **विखनसार्थित** इति । **विखना** ब्रह्मा, विशेषेण खनतीति सर्वथा वेदार्थविचारकः । अत एव वैखानसं मतं ब्रह्मणा कृतं भगवद्भजनप्रतिपादकम्, तेनैव मार्गेण पूजां भगवान् गृह्णातीति वेङ्कटादौ तथैव पूजा । अतः सर्वेषां पूजामपि ग्रहीतुं ब्रह्मणा प्रार्थितः । **विश्वगुप्तये** इति मुख्यं प्रयोजनम् । एवमन्तरात्मत्वात् सर्वेषामेव जीवानां भवान् सखा । तादृशः लोके सख्यं प्रकटयितुं **सात्त्वतां** यादवानां वैष्णवानां वा **कुले उदेयिवान्** प्रादुर्भूतः । अत एतदर्थमेवागतः । पूर्वमपि सखा यथेच्छमेव प्रेरयसि, आगतस्य पुनर्विशेषो वक्तव्यः । स चात्मनिवेदनरूपो भवति । अतो वयं किं विज्ञापयामः । यथोचितमेव कर्तव्यमिति भावः ॥ ४ ॥

---

યશોદાના પુત્ર હોત—તો જેમ યશોદાએ આપને સ્વાધીન કરી દીધા અથવા તો યશોદાએ આપને જાણ્યા, તેમ ગોપિકાઓ પણ આપને સ્વાધીન કરી દેત અથવા આપને જાણત, કારણ કે આપ ગોકુલના સ્વામીના પુત્ર છો. બન્ને પક્ષો વચ્ચે તુલ્યતા હોય ત્યારે જ ભગવાનને વશ કરવાના સાધનરૂપ વિદ્યા અને યોનિનો સંબંધ હોઇ શકે. (હું ભક્તોને વશ છું એ જણાવવાને માટે જ ભગવાન્ યશોદાને વશ થયા છે.) વળી, આપ એકલા વૈકુણ્ઠાધિપતિ પુરુષોત્તમ છો એમ નહિ, પરંતુ અમારા જેવા સર્વ દેહીઓના અન્તરાત્માને—અન્તઃકરણને—જુવો છો. જો ભગવાન્ અમારા હૃદયમાં તે પ્રકારનો તાપ જુવે તો તે પ્રસન્ન જ થાય. તેથી આ બાબતમાં કાંઈ કહેવા જેવું નથી. વળી, ભગવાન્ જે આવ્યા છે તે અમારા જેવાના રક્ષણને માટે જ આવ્યા છે. જો ભગવાન્ જાણે કે ગોપીજનો મરી જાય છે તો જરૂર તેમનું રક્ષણ કરે. અમારા રક્ષણને માટે જ અમે ભગવાનની પ્રાર્થના કરી છે, ભગવાન્ પોતાની ઇચ્છાથી અહીં આવ્યા નથી એમ **विखनसार्थितः** એ શબ્દોમાં ગોપીજન કહે છે. **વિખના** એટલે બ્રહ્મા. જે વિશેષ ખનન કરે—ખોદે—તે **વિખના** કહેવાય; અર્થાત્ જે સર્વ રીતે વેદના અર્થનો વિચાર કરનાર છે તે **વિખના**, બ્રહ્મા. આ કારણથી જ બ્રહ્માએ સ્થાપેલો ભગવદ્ભજનનું પ્રતિપાદન કરનારો વૈખાનસ મત પ્રચલિત છે. આ જ માર્ગે પ્રમાણે ભગવાન્ પૂજા સ્વીકારે છે, અને તેથી જ વેંકટ વગેરે પુણ્યસ્થળોમાં તે પ્રકારે જ ભગવાનની પૂજા કરવામાં આવે છે. તેથી સર્વની પૂજા પણ ગ્રહણ કરવાને માટે બ્રહ્માએ ભગવાનની પ્રાર્થના કરી. **विश्वगुप्तये**—સર્વના રક્ષણને માટે—બ્રહ્માએ ભગવાનની પ્રાર્થના કરી અને સર્વનું રક્ષણ એ જ બ્રહ્માની પ્રાર્થનામાં મુખ્ય પ્રયોજન છે. આ પ્રમાણે આપ અન્તરાત્મા છો, એટલે બધા ય જીવોના આપ સખા છો, આવા પ્રકારના—સર્વના સખા—આપ જગતમાં સખ્ય પ્રકટ કરવાને માટે સાત્વતોના—યાદવોના અથવા વૈષ્ણવોના—કુળમાં ઉદય પામ્યા—પ્રાદુર્ભાવ પામ્યા—છો. તેથી આ કારણને માટે જ—જગતમાં સખ્ય પ્રકટ કરવાને માટે જ—ભગવાનનો અહીં પ્રાદુર્ભાવ થયો છે.

ભગવાનનો હાલ જે આવિર્ભાવ થયો છે તેની પહેલાં પણ ભગવાન્ જીવોના સખા હતા, (કારણ કે **सुपर्णावेतौ सयुजौ सखायौ** એ પ્રમાણે શ્રુતિ છે) તેથી આપ ઇચ્છા પ્રમાણે જ—આપની રમણ કરવાની ઇચ્છાને અનુકૂલ જ—અમને પ્રેરો છો. (તેથી અમારો નાયિકાભાવ નિત્ય છે.) સર્વના સખા, ભગવાન્, જ્યારે પ્રકટ થાય ત્યારે તો તે પ્રાકટ્યમાં કાંઇક વિશેષ હોવો જોઇએ એમ આપને અમારે કહેવાનું છે. આ વિશેષ તે ભગવાનનું ભક્તોને આત્મનિવેદન. (ભગવાન્ પહેલેથી જ બધાંના સખા છે, અને જ્યારે તે પ્રકટ થાય ત્યારે તો ભક્તોને—નાયિકાઓને—પોતાના આત્માનું સમર્પણ કરવાને માટે જ—ભક્તોને સ્વરૂપાનન્દનો અનુભવ કરાવવાને માટે જ—તે પ્રકટ થાય છે.) તેથી અમે શી વિજ્ઞપ્તિ કરીએ? આપને જેમ યોગ્ય લાગે તે જ પ્રમાણે આપે કરવું જોઇએ એમ તાત્પર્ય છે. ૪

अन्याः पुनः सात्विकसात्विक्यः राजसप्रधानाभ्यो विशिष्टा अप्रार्थितं च भगवान् न दास्यतीति भगवत्करस्य स्वशिरःसंबन्धं प्रार्थयन्ति विरचिताभयमिति ।

**विरचिताभयं वृष्णिधुर्य ते शरणमीयुषां संसृतेर्भयात् ।**
**करसरोरुहं कान्त कामदं शिरसि धेहि नः श्रीकरग्रहम् ॥ ५ ॥**

हे स्वामिन्, हृदयं स्फुटति, अतः यथा सर्वाङ्गे आप्यायनं भवति तथा शिरसि करसरोरुहं धेहि । शीतलं हि कमलं भवति । तत्रापि सरसि जातम् । तत्रापि कर एव सरःस्थानं सरसिजस्थानं च । अत उद्धरणादिना न रसालवापगमः । कान्तेति संबोधनम् । प्रथमतः शिरसि हस्तस्थापनेन स्वाधीनीकरणं बोधितम् । किञ्च, न केवलं हस्तस्तापमेव दूरीकरोति किन्तु कामदं च अभिलषितं कामं प्रयच्छति । ननु भगवान् पुरुषोत्तमः, योगिध्येयः, कथं स्त्रीणां स्पर्शं करिष्यति इति चेत् तत्राह श्रीकरग्रहमिति । श्रियाः करस्य ग्रहो ग्रहणं येन । अतो भगवान् गृहस्थ इति । यत्र लक्ष्म्या हस्तं गृह्णाति तत्रास्मच्छिरोग्रहणे किं भविष्यतीति भावः । ननु लक्ष्मीर्विवाहितेति विधिवशात् तस्या हस्तग्रहणम्, भवतीनां ग्रहणे को हेतुरिति चेत् तत्राहुः संसृतेर्भयात् शरणमीयुषां विरचिताभयमिति ।

---

બીજાં ગોપીજનો તો સાત્વિકસાત્વિક છે અને રાજસપ્રધાન ગોપીજનોથી વિશિષ્ટ—ઉત્તમ—છે. તેને માટે ભગવાનને પ્રાર્થના કરવામાં નથી આવી તે વસ્તુ તો ભગવાન્ નહિ આપે એમ વિચારીને આ અનન્યપૂર્વા સાત્વિકસાત્વિક ગોપીજનો ભગવાનના હસ્તનો પોતાના માથા સાથે સંબંધ થાય એ પ્રમાણે विरचिताभयम् એ શ્લોકમાં કહે છે.

હે વૃષ્ણિકુળમાં શ્રેષ્ઠ ! હે કાન્ત ! આપનું હસ્તકમળ, જે સંસારના ભયથી આપને શરણ આવનારને અભયદાન આપનાર છે, જે અભિલાષાઓ પૂર્ણ કરે છે અને જેણે લક્ષ્મીજીનું પાણિગ્રહણ કર્યું છે, તે અમારા શિર ઉપર ધરો. ૫

હે સ્વામિન્ ! અમારૂં હૃદય ફાટી જાય છે, તેથી આપ આપનું હસ્તકમળ અમારા મસ્તક ઉપર મૂકો કે જેથી અમારા આખે શરીરે અમને શાન્તિ થાય. કમળ, ખરેખર, શીતળ હોય છે. તેમાં પણ (ગમે તેમ પાણીના સેચનથી ઉછરેલું નહિ પરંતુ) સરોવરમાં ઉત્પન્ન થએલું કમળ. તેમાં પણ ભગવાનનો હસ્ત જ સરોવર અને કમળને સ્થાને. તેથી જેમ સામાન્ય કમળનું ઉદ્ધરણ કરવાથી તેમાંથી રસાલતા જતી રહે છે તેમ આપના હસ્તકમળનું ઉદ્ધરણ કરવાથી તેમાંથી રસાલતા જતી રહેતી નથી, કારણ કે ભગવાનનું હસ્તકમળ સરોવરરૂપ છે. કાન્ત એ ભગવાનનું સંબોધન છે. પ્રથમ અમારા મસ્તક ઉપર ભગવાન્ પોતાના હસ્તનું સ્થાપન કરીને અમને સ્વાધીન કરે, શરણે લે, એમ દર્શાવવામાં આવ્યું. વળી, ભગવાનનો હસ્ત ફક્ત તાપ જ દૂર કરે છે એમ નથી, પરંતુ કામદ પણ છે, જેની અભિલાષા રાખવામાં આવે છે તે પદાર્થ પણ આપે છે.

અરે ! ભગવાન્ પુરુષોત્તમ તો યોગી લોકોને ધ્યાન કરવા યોગ્ય છેઃ તો પછી તે સ્ત્રીઓનો સ્પર્શ કેવી રીતે કરશે ? આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો ગોપીજન કહે છે કે श्रीकरग्रहम्. લક્ષ્મીજીના હસ્તનું ગ્રહણ જેણે કર્યું છે તેવો ભગવાનનો હસ્ત છે. તેથી ભગવાન્ ગૃહસ્થ છે. જ્યાં લક્ષ્મીના હસ્તનું ભગવાન્ ગ્રહણ કરે છે, ત્યાં પછી અમારા મસ્તકનું ગ્રહણ કરવામાં શો વાંધો આવશે એ પ્રમાણે તાત્પર્ય છે.

અરે ! લક્ષ્મીજી તો ભગવાનની સાથે પરણેલાં છે તેથી શાસ્ત્રના નિયમને અનુસરીને ભગવાન્ લક્ષ્મીજીના હસ્તનું ગ્રહણ કરે છે, પણ તમારા મસ્તકનું ગ્રહણ કરવાનું શું કારણ છે ? આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો ગોપીજનો કહે છે કે संसृतेर्भयात् शरणमीयुषां विरचिताभयम्. જે પ્રમાણે

यथा विधिर्विवाहे तथैव शरणागतपालनेऽपि । विवाहापेक्षया शरणागतरक्षा महती । स साधारणधर्मः अयमीश्वरधर्म इति । नन्वयं निषिद्धः प्रकार इति कथं पालनमिति चेत् तत्राहुः हे वृष्णिधुर्येति । वृष्णिर्हि यदुवंशोद्भवः बहुस्त्रीकः बहुवंशकर्ता । तद्वंशेऽपि भवान् धुर्यः श्रेष्ठः । तत्रापि स्त्रियः संसारभयात् समागताः । न हि संसारः स्वभावत एव दुष्टः, किन्त्वसह्यदुःखहेतुरिति । तथा वयमपि महत् दुःखं प्राप्तम् इति दृष्टादृष्टद्वारा भवांस्तन्निवर्तक इति । अनेनैव निर्भयतापि सूचिता । अतः कान्तसम्बोधनात् भवानेव भर्ता । अतः स्त्रीणां मतमनुसरन् वाञ्छितं कुर्वित्यर्थः ॥ ५ ॥

ततः तामसी किञ्चिद्वैलक्षण्येन धार्ष्ट्येन तमेवार्थं प्रार्थयति व्रजजनार्तिहन्निति ।

**व्रजजनार्तिहन् वीर योषितां निजजनस्मयध्वंसनस्मित ।**
**भज सखे भवत्किंकरीः स्म नो जलरुहाननं चारु दर्शय ॥ ६ ॥**

---

વિવાહમાં શાસ્ત્રનો વિધિ છે તે જ પ્રમાણે શરણે આવેલા માણસનું રક્ષણ કરવામાં પણ શાસ્ત્રનો વિધિ છે. શરણે આવેલા માણસનું રક્ષણ કરવું તે વિવાહના કરતાં વધારે મહત્ત્વનું છે. વિવાહ એ જગતમાં સાધારણ ધર્મ છે, જ્યારે શરણે આવેલાનું રક્ષણ કરવું એ ઈશ્વરનો ધર્મ છે.

અરે! શરણે આવેલાનું રક્ષણ કરવાનો આ પ્રકાર નિષિદ્ધ છે; તો પછી રક્ષણ શી રીતે થઈ શકે? આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો ગોપીજનો કહે છે કે हे वृष्णिधुर्य. વૃષ્ણિ, ખરેખર, યદુવંશમાં ઉત્પન્ન થએલા હતા, તેમને ઘણી સ્ત્રીઓ હતી અને તેમણે મોટો વંશ પણ કર્યો. આવા પ્રકારના વૃષ્ણિના કુળમાં પણ આપ—ભગવાન્—ધુર્ય—શ્રેષ્ઠ—છો. (તેથી આપે સ્ત્રીઓનું જ પાલન કરવું જોઈએ,) તેમાં પણ સંસારના ભયથી સ્ત્રીઓ આપની પાસે આવેલી છે (એટલે તેમનું રક્ષણ કરવું એ આપની ફરજ જ છે).

(અરે ગોપીજનો! તમને જ્યારે સંસાર જ નથી ત્યારે સંસારનો ભય તમને ક્યાંથી હોઈ શકે? આ શંકાનું નિરાકરણ કરતાં ગોપીજનો કહે છે કે) સંસાર, ખરેખર, સ્વભાવથી જ દુષ્ટ નથી પણ તે અસહ્ય દુઃખનું કારણ છે તેથી દુષ્ટ છે. (આપના વિરહથી) અમને પણ અસહ્ય દુઃખ પ્રાપ્ત થયું છે, અને તેથી અસહ્ય દુઃખના કારણરૂપ સંસારથી ભય અર્થાત્ મોટું દુઃખ અમને પણ પ્રાપ્ત થયું છે, તેથી દૃષ્ટદ્વારા અથવા અદૃષ્ટદ્વારા આપ જ તેનું નિરાકરણ કરનાર છો. (અર્થાત્ દુઃખના કારણનો નાશ કરવો એ આપનો સ્વભાવ છે તેથી અમારા દુઃખના કારણનો પણ આપે જ નાશ કરવો જોઈએ.) આ પ્રમાણે કહેવાથી—ભગવાન્ અમારા દુઃખના કારણનો નાશ કરે અને અમને અભયદાન આપે એ પ્રમાણે કહેવાથી—અમે ગોપીજનો પણ નિર્ભય છીએ એમ સૂચન થયું. આ પ્રમાણે ભગવાન્ બીજાઓને અભયદાન આપે છે તેથી ગોપીજનો પણ નિર્ભય છે એટલે ગોપીજનોએ ભગવાનને कान्त એ પ્રમાણે સંબોધ્યા અને તેથી સૂચન કર્યું કે આપ જ અમારા પતિ છો, આપ જ અમારા શાસ્ત્રસિદ્ધ ભર્તા છો. તેથી 'સ્ત્રીઓનું રક્ષણ કરવાનું જ છે' એ પ્રકારના સ્ત્રીઓ વિષેના આપના મતને—નિયમને—અનુસરીને આપ અમારો મનોરથ પૂર્ણ કરો એ પ્રમાણે અર્થ છે. ૫

પછીથી અનન્યપૂર્વા સાત્ત્વિકતામસી ગોપીજન કેટલીક વિલક્ષણતાથી ધૃષ્ટતા—હિમ્મત—રાખીને તે જ અર્થની—અમારા દુઃખની નિવૃત્તિ અને મનોરથની પૂર્તિની—व्रजजनार्तिहन् એ શ્લોકમાં પ્રાર્થના કરે છે.

હે વ્રજજનની આર્તિનો નાશ કરનાર! હે સ્ત્રીઓના વીર!
હે નિજજનના ગર્વને મંદહાસ્યથી દૂર કરનાર! હે સખે! આપ આપની
દાસીઓને—અમને—ભજો અને આપના મનોહર મુખકમળનાં દર્શન કરાવો. ૬

हे भगवन्, एता वक्तुं न जानन्ति । मया तु निर्धारितमुच्यते । हे सखे इति अप्रतारणार्थं संबोधनम् । नः अस्मान् भजेतिहितोपदेशः । ननु कथमेवं धार्ष्ट्यं निषिद्धं च बोध्यते तत्राहुः **भवत्किंकरीरिति** । 'ये यथा मां प्रपद्यन्ते' इति हि तव प्रतिज्ञा । अतो यथा **किंकर्यो** वयं भवन्तं भजामस्तथा भवानपि भजतु । किंकरीत्वं तव प्रतिज्ञा च प्रसिद्धेत्याहुः **स्मेति** । न केवलमस्मद्भजने तव सैवैका प्रतिज्ञा हेतुः किन्तु अन्येऽपि हेतवः सन्ति । प्रथममवतारप्रयोजनं **व्रजजनार्तिहन्निति** । **व्रजजनानामार्तिं** हन्तीति तथा । नातः परमन्या आर्तिरस्ति । सामान्यप्रयोजनमेतत् । विशेषप्रयोजनमाहुः **योषितां वीरेति** । कृष्णो भगवान् । **वीरैर्हि** शूरा निराकरणीया अन्यगतकामादयः । तत्र मुख्यः कामः । स च बहुविधः । अन्तर्बहिः पदार्थेन पूर्णेन पूरयित्वाश्रयाभावान्निवारणीयः । अत एव लोके दातारः कीर्तिमन्तो भवन्ति वीरेभ्यः । अतो भवान् **महावीरः** अन्तःस्थितेनानन्देन अतिदरिद्राणां

---

હે ભગવાન્! આ બધાં ગોપીજનોને આપને શું કહેવું તે આવડતું નથી; હું તો આપને નિશ્ચયપૂર્વક કહું છું. હે **सखे** એ પ્રમાણે જે સંબોધન છે તેનું તાત્પર્ય એ છે કે આપ અમારા સખા છો અને તેથી હું આપને છેતર્યા વિના જ નિશ્ચિત અર્થ જ કહીશ. અમને આપ ભજો એટલો જ હિત—લાભકારક—ઉપદેશ મારે આપને કરવાનો છે.

અરે! આ ગોપીજન આટલી બધી હિમ્મત કેમ રાખે છે અને 'અમને ગોપીજનોને ભજો' એ પ્રકારની નિષિદ્ધ વાત કેમ કરે છે? આ શંકાનું નિરાકરણ કરતાં ગોપીજનો કહે છે કે **भवत्किंकरीः**. 'જે પ્રકારે ભક્ત મને ભજે છે તે પ્રકારે જ હું તેને ભજું છું' એ તો આપની પ્રતિજ્ઞા જ છે. તેથી અમે, આપની દાસીઓ, જે પ્રમાણે આપનું ભજન કરીએ છીએ તે પ્રમાણે આપ પણ અમારૂં ભજન કરો. અમે આપની દાસીઓ છીએ તે વાત, અને ગીતાજીમાં જણાવેલી આપની પ્રતિજ્ઞા એ બન્નેય પ્રસિદ્ધ છે, એમ દર્શાવવાને માટે ગોપીજનો કહે છે કે **स्म**.

આપ અમારૂં ભજન કરો તેમાં આપની ફક્ત પેલી એક પ્રતિજ્ઞા જ હેતુ છે એમ નથી, પરંતુ તેમાં બીજાં પણ કારણો છે. પહેલું કારણ તો ભગવાનના અવતારનું પ્રયોજન છે એમ **व्रजजनार्तिहन्** એ શબ્દોમાં ગોપીજન કહે છે. વ્રજજનોની આર્તિ—પીડા—નો નાશ કરનાર તે **व्रजजनार्तिहन्** કહેવાય છે. અમારી આર્તિ—પીડા—આ વિનાની બીજી કોઈ નથી, આનાથી અધિક આર્તિ અમને બીજી નથી. વ્રજજનોની પીડાને દૂર કરવી એ તો આપના અવતારનું સામાન્ય પ્રયોજન છે. હવે ગોપીજનો ભગવાનના અવતારનું વિશેષ પ્રયોજન જણાવતાં કહે છે કે **योषितां वीर**—આપ યોષિત્‌ના વીર છો, સ્ત્રીજનોને આપના આનન્દનું દાન કરનાર છો. આપ સદાનન્દ કૃષ્ણ છો, આપ ઐશ્વર્ય વગેરે છ ગુણવાળા ભગવાન્ છો. વીર પુરુષોએ—દાનવીર પુરુષોએ—શૂરોનો, બીજામાં રહેલા કામાદિનો, નાશ કરવા જેવો છે. (દાન કરનારા પુરુષો બહુ દાન આપીને અન્યની અભિલાષા પૂર્ણ કરે છે. આ કામાદિ શૂરોમાં પણ કામ મુખ્ય છે, અન્ન વગેરેના કામ કરતાં કામશાસ્ત્રસિદ્ધ કામ મુખ્ય છે અને તે અનેક પ્રકારનો હોય છે. દાનવીર પુરુષે સ્વરૂપાનન્દરૂપ પૂર્ણ પદાર્થ વડે બીજા મનુષ્યોને અંદર અને બહાર પૂરીને કામને આશ્રય—રહેવાના સ્થળ—વિનાનો બનાવીને તે કામને દૂર કરવાનો હોય છે. આ કારણથી જ જગતમાં દાનવીર પુરુષો બીજા વીર પુરુષો કરતાં વધારે કીર્તિ મેળવે છે. વીર પુરુષો જે મારી નાખવા યોગ્ય છે તેને સ્વરૂપતઃ મારે છે, જ્યારે દાનવીર પુરુષો ગરીબ લોકોના ઘરને સમૃદ્ધિથી પૂરીને તેમના દારિદ્ર્યનો નાશ કરે છે, અર્થાત્ તે ઘરમાં દારિદ્ર્યને રહેવાને માટે સ્થળ ન મળવાથી દારિદ્ર્ય પોતે જ જતું રહે છે.) આપ દાનવીર છો તેથી આપ મહાન્ વીર છો, બ્રહ્મા પણ જેમની ઇચ્છાઓને પૂરી શકે નહિ એવા ઘણા દરિદ્ર માણસોની પણ ઇચ્છા આપ આપની અંદર રહેલા આનન્દ વડે પૂર્ણ કરો છો. આપની આ વાત તો સર્વત્ર પ્રસિદ્ધ જ છે. આ જ કારણથી **योषितां वीर** એ પ્રકારે આપનું

ब्रह्मणापि पूरयितुमशक्यानामिच्छापूरकः । अयं पार्थस्तव सर्वजनीनः । अतः **योषितां वीरेति** सम्बोधनम् । न हि कृष्णादन्यो जगति कश्चिदेवं सम्बोधनमर्हति, अपूर्णकामत्वात् । अतोऽवतारसामान्यविशेषप्रयोजनाभ्यां च **नो भज** । ननु सत्यं तथापि भवतीनामभिमानदोषनिवृत्त्यर्थं भजनं न क्रियते इति चेत् तत्राह **निजजनस्मयध्वंसनस्मितेति** । **निजजनाः** सेवकाः तेषां **स्मयो** गर्वः, तस्य **ध्वंसनार्थं स्मितं** यस्य । निजजनानां स्मयदूरीकरणार्थं परित्यागो नोपायः किन्तु तदर्थं स्मितमेव कर्तव्यम् । **स्मितं** हि मन्दहासः । 'हासो जनोन्मादकरी च माया' । तस्या मन्दत्वं भक्तेष्वप्रवर्तनम् । न हि मायामोहव्यतिरेकेण कस्यचित्स्मयो भवति । अत एव हास्यसंकोच एव साधनम् । निजजनानामपि धर्म एव दुष्टः, न तु धर्मी । अन्यथा निजजनत्वमेव न स्यात् । इत्यलौकिकोपायः लौकिकेऽपि । तव हास्येन ता अपि आत्मानं तुल्यं मन्यन्ते । यदा पुनर्हास्ये संकोचः, तदैव तासां गर्वो निवर्तते । किञ्च, अभिमानो हि दोषः । स तावदेव तिष्ठति यावत्तव स्मितयुक्तमाननं न पश्यति ।

---

संબોધન છે. ખરેખર, જગતમાં કૃષ્ણના વિના બીજા કોઈ પણ પદાર્થને **योषितां वीर** એ પ્રકારનું સંબોધન ઘટતું નથી, કારણ કે કૃષ્ણ વિના બીજા પદાર્થોની કામનાઓ પૂર્ણ થએલી નથી. (જ્યાં પોતાના જ કામ પૂર્ણ થયા નથી ત્યાં વળી બીજાઓની કામના તેઓ કેવી રીતે પૂર્ણ કરી શકે ? આથી જ તેઓ—કૃષ્ણ વિનાના બીજા પદાર્થો—**योषितां वीर** એ સંબોધનને યોગ્ય નથી.) તેથી આપના અવતારનાં સામાન્ય અને વિશેષ પ્રયોજનોને લીધે પણ આપ અમને ભજો. (અવતારનું **સામાન્ય પ્રયોજન** ભજજનોની આર્તિ દૂર કરવી તે; અને અવતારનું **વિશેષ પ્રયોજન** યોષિતોના વીર, સ્રીજનોને સ્વરૂપાનન્દનું દાન કરવું તે.)

અરે! આ બધું કહ્યું તે તો સાચું, પણ તમારામાં 'અમે સર્વથી અધિક છીએ' એ પ્રકારનો જે અભિમાન દોષ છે તેને દૂર કરવાને માટે જ તમારૂં ભજન કરવામાં આવતું નથી. આ પ્રમાણે જો ભગવાન્ ગોપીજનોને કહે તો તેના જવાબમાં ગોપીજન કહે છે કે **निजजनस्मयध्वंसनस्मित. નિજજનો** એટલે સેવકો; તેમનો **સ્મય** એટલે ગર્વ: તેનો **ધ્વંસન**—નાશ—કરવાને માટે **સ્મિત** છે જેમનું એવા ભગવાન્ **निजजनस्मयध्वंसनस्मित** કહેવાય છે. પોતાના સેવકોનું અભિમાન દૂર કરવાનો ઉપાય પરિત્યાગ—સેવકોને છોડી દેવા તે—નથી, પણ તે અભિમાન દૂર કરવાને માટે સ્મિત જ કરવું જોઈએ. **સ્મિત** એટલે મન્દ હાસ. 'ભગવાનનું હાસ્ય એ મનુષ્યોને ઉન્માદ કરનારી માયા છે' એ પ્રમાણે શ્રીમદ્‌ભાગવતના દ્વિતીય સ્કન્ધના પ્રથમ અધ્યાયની અંદર કહેવામાં આવેલું છે. આ હાસરૂપી માયા જ્યારે ભક્તોને વિષે પ્રવર્તે નહિ ત્યારે તે મન્દ કહેવાય છે. ખરેખર, હાસ્ય—માયાના મોહ—વિના કોઇને પણ અહંકાર થતો નથી, અને તેથી જ અમારા અહંકારને દૂર કરવાને માટે પણ સાધન તરીકે તો આપે આપના માયાત્મક હાસ્યનો સંકોચ જ કરવાનો છે. (અર્થાત્ આપ આપના હાસ્યનો સંકોચ કરીને મન્દહાસ્ય—સ્મિત—જ કરો કે જેથી અમારો અહંકાર નાશ પામે. આ શાસ્રીય પ્રકારે અર્થ કર્યો; હવે લૌકિક પ્રકારે અર્થ કરવમાં આવે છે.) વળી સેવકોનો પણ અભિમાનરૂપી **ધર્મ** જ દુષ્ટ છે, નહિ કે **ધર્મી**—સેવક—જ પોતે દુષ્ટ છે. (અહીં રસનો જે પ્રતિબન્ધ કરે છે તેને દોષ કહેવામાં આવ્યો છે. અમારો—ગોપીજનોનો—અહંકાર રસનો પ્રતિબન્ધ કરે છે. તેથી અમારૂં અભિમાન દુષ્ટ છે, અમે પોતે દુષ્ટ નથી.) જો આ પ્રમાણે ન માનીએ તો અમે ભગવાનનાં સેવકો જ થઈ શકીએ નહિ. આ પ્રમાણે શ્રીગોપીજનોએ પોતાના લૌકિક અહંકારનો પણ નાશ કરવાને માટે ભગવાનના સ્મિતરૂપી અલૌકિક ઉપાય દર્શાવ્યો. આપના હાસ્યને લીધે ગોપીજનો પણ પોતાની જાતને તુલ્ય માને છે; પણ જ્યારે આપના હાસ્યનો સંકોચ થશે ત્યારે જ તેમનો ગર્વ જતો રહેશે. (હવે રસમાર્ગની રીતે અર્થ કરે છે.) વળી અભિમાન એ ખરેખર દોષ છે (કારણ કે તે રસની પ્રાપ્તિ કરવામાં પ્રતિબન્ધક છે):

न हि काचित्तादृशमप्याननं दृष्ट्वा स्वाभिमानं पालयितुं शक्ता । नन्वेतल्लोके अप्रसिद्धं साधनत्वेनेति कथं ज्ञातुं शक्यत इत्याशङ्क्याहुः जलरुहाननं चारु दर्शयेति । जलरुहं कमलम्, तत्सदृशमाननममृतस्रावि । न ह्यमृते पीते कस्यचिद्दोषस्तिष्ठतीति युक्तिः । साधनत्वे चेत्संदेहः, एकवारं प्रदर्श्य पश्येत्यर्थः । किञ्च, अभिमानो हि मनोधर्मः, तव आननं तु चारु मनोहरम् । न हि धर्मिणि हृते धर्मस्तिष्ठति । सख्युः सखिभजनं युक्तमेव ॥ ६ ॥

राजसी तु तत उत्तमा तमेवार्थं प्रकारान्तरेण प्रार्थयते प्रणतदेहिनामिति ।

**प्रणतदेहिनां पापकर्षणं तृणचरानुगं श्रीनिकेतनम् ।**
**फणिफणार्पितं ते पदाम्बुजं कृणु कुचेषु नः कृन्धि हृच्छयम् ॥ ७ ॥**

ते पदाम्बुजं नः कुचेषु कृणु कृणुष्व । छान्दसो लोपः । स्थापय । तत्र प्रयोजनं कृन्धि हृच्छयमिति । हृदये चौरवत् स्थितं कामं कृन्धि । कुचेष्विति समुदायाभिप्रायेण बहुवचनं, विरहेण

---

ज्यां सुधी आपना स्मितवाळा मुखनुं गोपीजन दर्शन करतां नथी त्यां सुधी ज तेमनुं अभिमान रहे छे. एवी एक पण स्त्री नथी के जे आपनुं स्मितवाळुं मुख जोईने पोतानुं अभिमान राखी शके. (आ प्रमाणे निजजन इत्यादि पदनो शास्त्रीय, लौकिक अने रसमार्गीय ए त्रण प्रकारे अर्थ करवामां आव्यो छे.)

अरे! स्मित ए अभिमाननो नाश करवाना साधन तरीके जगतमां प्रसिद्ध नथी; तो पछी भगवाननुं स्मित सेवकोनुं अभिमान दूर करशे ए केवी रीते जाणी शकाय? आ शंकाना समाधानमां गोपीजनो कहे छे के जलरुहाननं चारु दर्शय. जलरुह एटले कमळ. कमळना जेवा मुखमांथी अमृत झरे छे. जे कोई अमृत पीए छे तेनामां कोई पण जातनो दोष, खरेखर, रहेतो नथी ए आ विषयमां युक्ति छे. आपनुं स्मित सेवकोना अभिमाननो नाश करनारुं साधन छे के केम ए विषे जो आपने शंका थती होय तो एक वार स्मित देखाडीने आप पोते ज अनुभव करो के अमारो अहंकार तेनाथी दूर थाय छे के नहि. वळी, अभिमान ए मननो धर्म छे; आपनुं मुख तो चारु, मनोहर—मनने हरण करनारुं—छे. खरेखर! मनरूपी धर्मीनुं हरण करवामां आवे तो पछी मननो अभिमानरूपी धर्म रहेतो नथी. सखाए सखीनुं भजन करवुं योग्य ज छे. ६

सात्त्विकराजसी गोपीजन तो सात्त्विकतामसी गोपीजन करतां उत्तम छे, एटले ते ज आजतनी बीजा प्रकारे प्रणतदेहिनाम् ए श्लोकमां प्रार्थना करे छेः—

आपने प्रणाम करनारा प्राणीओना पापनो नाश करनारुं, पशुओनी पाछळ जनारुं, लक्ष्मीजीना निवासरूप, अने कालीय नागनी फणा उपर मूकाएलुं आपनुं चरणकमळ आप अमारा स्तनो उपर पधरावो अने अमारा हृदयमां चोरनी माफक रहेला कामनो नाश करो. ७

ते पदाम्बुजं नः कुचेषु कृणु—आप आपनुं चरणारविन्द अमारा स्तनो उपर मूको—ए प्रमाणे आ श्लोकमां अन्वय छे. पहेला गणना कृञ् धातु उपरथी जे कृणुष्व रूप सिद्ध थाय छे तेमांना ष्व नो आ श्लोकमां छान्दस लोप करीने कृणु ए प्रमाणे रूप आपवामां आव्युं छे, अने तेनो अर्थ 'स्थापन करो' ए प्रमाणे थाय छे. स्तनो उपर भगवाननुं चरणारविन्द स्थापन करवानुं प्रयोजन दर्शावतां गोपीजन कहे छे के कृन्धि हृच्छयम्. अमारा हृदयमां चोरनी माफक रहेला कामनो आप नाश करो. श्लोकमां कुचेषु—स्तनो उपर—ए प्रमाणे जे बहुवचननो प्रयोग करवामां आव्यो छे ते गोपीजनोना समूहनी दृष्टिए करवामां आव्यो छे, अथवा तो विरहने लीधे गोपिकाओ पोताना स्तनोने पोतानाथी भिन्न माने छे तेथी. (संयोगमां स्तनो भगवानना उपयोगमां आवे एटले स्तनोने

भिन्नान् वा मन्यन्ते । शिरसि हस्तदानेन निकटे समानयनमुक्तम् । ततो भजनेन संबन्ध उक्तः । अनेन विपरीतरस उच्यते, बंधविशेषो वा तिर्यग्भेदः । एकवचनात् । तावता हि हृदयस्थितः कामो गच्छति । स्त्रीणां समूहे लीलाशयने परितः स्थितानां तथा संबन्धो भवतीति वा । ननु कर्कशेषु स्तनेषु कथं कोमलचरणस्थापनमिति चेत् तत्राहुः **फणिफणार्पितमिति** । न हि कालियफणात् क्रूरा अस्मत्स्तनाः । तत्र यथा चरणस्थापनं कृत्वा तदन्तर्गतो दोषो दूरीकृतः, एवमत्रापि कर्तव्यः । अम्बुज-पदेन च प्रत्यक्षतस्तापहारकत्वम् । ननु तथापि स्त्रीणां वक्षसि चरणस्थापनमयुक्तमिति चेत् तत्राहुः **श्रीनिकेतनमिति** । लक्ष्म्याः स्थानं तत् । लक्ष्मीः किल तत्र स्पर्शमर्हति, अन्यासु कः संदेह इति । ननु भवत्यो मूढाः, कथं भवतीनां हितं कर्तव्यमिति चेत् तत्राहुः **तृणचरानुगमिति** । **तृणचरा** गावः,

---

ગોપીજનો પોતાનાં માને, પણ વિરહમાં સ્તનો ભગવદુપયોગી ન હોવાથી તેમને પોતાનાં માનતાં નથી, પરંતુ પોતાનાથી જુદાં માને છે. એટલે ગોપીજનોની પ્રાર્થનાનો ભાવ એવો છે કે જો અમારા ઉપર ચરણારવિન્દનું આપ સ્થાપન કરતા ન હો તો પછી અમારાથી ભિન્ન અને આપનો પક્ષપાત કરનારા એવા સ્તનો ઉપર તો આપ આપનું ચરણારવિન્દ પધરાવો.) અથવા તો પોતાના સ્તનોના ઘણા ટુકડાઓ થઈ ગયા એટલે ગોપીજનોએ **કુચેષુ** એમ બહુવચનનો પ્રયોગ કર્યો છે એમ પણ અર્થ થાય. પાંચમા શ્લોકમાં ગોપીજનોએ પોતાના મસ્તક ઉપર હસ્ત મૂકવાની ભગવાનને જે પ્રાર્થના કરી તેમાં તેમણે ભગવાનની પાસે આવવાની પ્રાર્થના કરી. પછીથી છઠ્ઠા શ્લોકમાં અમને દાસીઓને આપ ભજો એ પ્રમાણે ગોપીજનોએ ભગવાનની જે પ્રાર્થના કરી તેમાં તેમણે ભગવાનની સાથેના સંબંધની પ્રાર્થના કરી. હવે આ સાતમા શ્લોકમાં વિપરીત રસની પ્રાર્થના કરવામાં આવે છે, અથવા તો તિર્યગ્ભેદરૂપી એક વિશિષ્ટ બન્ધની પ્રાર્થના કરવામાં આવે છે, કારણ કે **पदाम्बुजम्** એમ એકવચનનો પ્રયોગ કરવામાં આવેલો છે. સ્તનો ઉપર ભગવાનનું ચરણારવિન્દ પધરાવવાથી હૃદયમાં રહેલો કામ, ખરેખર, નાશ પામે છે. (બધાં ગોપીજનોનો એક સરખો મનોરથ ન હોવાથી **કુચેષુ** એ બહુવચન ન ઘટી શકે તેથી બીજો પક્ષ દર્શાવે છે.) અથવા તો સ્ત્રીઓના સમૂહમાં ભગવાન્ જ્યારે લીલાશયન કરે ત્યારે ગોપીજનો આજુબાજુ રહે અને ભગવાનનું ચરણારવિન્દ મધ્યમાં રહે એટલે ભગવાનના એક ચરણારવિન્દને ગોપીજનોના અનેક સ્તનોનો સંબંધ થઈ શકે, એટલે **કુચેષુ** એ બહુવચન ઘટી શકે એમ છે.

અરે! તમારાં કઠણ સ્તનો ઉપર મારું કોમળ ચરણ શી રીતે સ્થાપી શકાય? આ પ્રમાણે જો ભગવાન્ શંકા કરે તો તેમનું સમાધાન કરતાં ગોપીજનો કહે છે કે **फणिफणार्पितम्**. કાલિયનાગની ફણા કરતાં અમારા સ્તનો વધારે ક્રૂર—કઠણ—નથી. જેમ આપે કાલિયનાગની ફણા ઉપર ચરણ સ્થાપીને તે નાગની અંદર રહેલો દોષ દૂર કર્યો તેમ અમારા સ્તનો ઉપર પણ આપે ચરણ સ્થાપીને અમારામાં રહેલો દોષ દૂર કરવો જોઇએ. ભગવાનના ચરણને જે **अम्बुज**—કમળ—કહેવામાં આવેલું છે તેનો ભાવ એવો છે કે ભગવાનનું ચરણ પ્રત્યક્ષ રીતે તાપનો નાશ કરનારું છે.

અરે! તમે બધાં કાલિય નાગની વાત કરો છો, છતાં પણ સ્ત્રીઓની છાતી ઉપર મારે ચરણ મૂકવું એ અયોગ્ય છે. આ પ્રમાણે જો ભગવાન્ શંકા કરે તો ગોપીજનો તે શંકાનો પરિહાર કરતાં કહે છે કે **श्रीनिकेतनम्**. આપનું ચરણ લક્ષ્મીજીનું સ્થાન છે. જ્યારે લક્ષ્મીજી આપના ચરણનો સ્પર્શ કરવાને યોગ્ય છે, તો પછી લક્ષ્મીજીના જ અંશરૂપ એવી બીજી સ્ત્રીઓ—ગોપીજનો—આપના ચરણનો સ્પર્શ કરે તેમાં શો સંદેહ હોઈ શકે?

અરે! લક્ષ્મીજી ચતુર છે અને તમે બધાં તો મૂઢ છો, એટલે તમારું હિત મારે કેવી રીતે કરવું? આ પ્રમાણે જો ભગવાન્ શંકા કરે તો ગોપીજનો ઉત્તરમાં કહે છે કે **तृणचरानुगम्**. તૃણચરો એટલે ગાય વગેરે પશુઓ. આવા પશુઓની પણ પાછળ આપનું ચરણારવિન્દ તેમના હિતને માટે જાય છે. ભગવાનથી પોતે પ્રેરાએલાં છે એમ માનીને શું તે પશુઓ ઘાસનો ત્યાગ કરીને અમૃતનું ભક્ષણ કરે છે?

तेषामप्यनुगं पश्चाद्गच्छति वाञ्छितार्थम्, ते किं भगवता प्रेर्यमाणा इति तृणं परित्यज्यामृतं भक्षयन्ति । तेषां तृणमेवामृतम्, तथास्माकमपि काम एवामृतम् । नैतावता परमकृपालोः कश्चनार्थः क्षीयते । ननु भवतीनां जितेन्द्रियत्वाद्यभावात् पापमस्ति, तदपगमे पश्चात्पदं स्थापयिष्यामीति चेत् तत्राहुः **प्रणतदेहिनां पापकर्षणमिति** । वयं प्रकर्षेण नताः, नास्माभिः प्रकारान्तरेण निवर्तयितुं शक्यते किन्तु तव चरणप्रसादादेव नम्राणां पापं गच्छति । तत्रापि देहिनः । प्रकर्षेण नतत्वेन धर्ममार्गादि-परित्याग उक्तः । देहाभिमानस्य विद्यमानत्वात् न ज्ञानमपि । प्रणतानां हि नाप्यधोगतिः । अतस्तव पदमेव तेषां पापनाशकं चिन्तितं दृष्टं स्पृष्टमालिङ्गितं वा ॥ ७ ॥

इममेवार्थं ततोऽप्युत्तमा प्रकारान्तरेण प्रार्थयते मधुरया गिरेति ।

**मधुरया गिरा वल्गुवाक्यया बुधमनोज्ञया पुष्करेक्षण ।**
**विधिकरीरिमा वीर मुह्यतीरधरसीधुनाप्याययस्व नः ॥ ८ ॥**

हस्तेन च स्वरूपेण पदा चोपकृतिर्मता । मुखेन चोपकारो हि कर्तव्य इति ता जगुः ॥ १ ॥

---

જેમ તેમને મન ઘાસ જ અમૃત છે તેમ અમને પણ કામ જ અમૃત છે. આથી કરીને પરમકૃપાળુ એવા જે આપ તેમના કોઈ પણ અર્થનો નાશ થતો નથી.

અરે ! તમે બધાંઓએ ઇન્દ્રિયો જીતેલી નથી અને તમારામાં બીજા પણ ગુણો નથી, તેથી હમણાં તમારામાં પાપ છે; તે પાપ જ્યારે નાશ પામશે ત્યારે પછીથી હું તમારા સ્તનો ઉપર મારૂં ચરણ મૂકીશ. આ પ્રમાણે જો ભગવાન્ કહે તો તેના ઉત્તરમાં ગોપીજનો કહે છે કે પ્રણતદેહિનાં પાપકર્ષણમ્. અમે પુષ્કળ નમેલાં છીએ—અમે આપને પુષ્કળ નમન કરીએ છીએ—; આપને પુષ્કળ નમન કર્યા વિના બીજા કોઈ પણ પ્રકારે અમે અમારૂં પાપ નાશ કરી શકીશું નહિ, પરંતુ આપના ચરણના પ્રસાદથી—કૃપાથી—જ નમ્ર લોકોનાં પાપ નાશ પામે છે. તેમાં પણ દેહવાળાં છીએ. પુષ્કળ નમન કરવાનું જે કહેવામાં આવ્યું છે તેનો અર્થ એવો છે કે ધર્મમાર્ગ વગેરેનો તેમણે—પુષ્કળ નમન કરનારાઓએ—સમ્પૂર્ણ ત્યાગ કરેલો છે. દેહાભિમાન હોવાથી દેહીઓને જ્ઞાન પણ સંભવતું નથી. જે લોકો ધર્મીને—ભગવાનને—ખૂબ નમન કરે છે તેમની તો ખરેખર અધોગતિ જ થતી નથી. તેથી જ આપના ચરણકમળનું જો ચિન્તન કરવામાં આવે, અથવા દર્શન કરવામાં આવે, અથવા સ્પર્શ કરવામાં આવે, અથવા તો આલિંગન કરવામાં આવે તો તે આપને ખૂબ નમન કરનારા લોકોના પાપનો નાશ કરે છે. ૭

સાત્વિકરાજસી કુમારિકા ગોપીજન કરતાં પણ ઉત્તમ એવાં નિર્ગુણ કુમારિકા ગોપીજન આ જ બાબતની—પોતાની ઇચ્છિત વસ્તુની—પ્રાર્થના બીજે પ્રકારે મધુરયાગિરા એ શ્લોકમાં કરે છે:—

હે કમળનેત્ર ! હે વીર ! મનોહર વાક્યોવાળી અને વિદ્વાનોને
આનન્દ આપનારી એવી આપની મધુર વાણીથી આ આજ્ઞાંકિત અને
મોહ પામતી અમ દાસીઓને અધરામૃતનું પાન કરાવીને જીવાડો. ૮

ગોપીજનોએ પાંચમા શ્લોકમાં शिरसि धेहि नः श्रीकरग्रहम् એ શબ્દોમાં ભગવાનના હસ્તકમળની પ્રાર્થના કરી, છઠ્ઠા શ્લોકમાં भज सखे भवत्किङ्करीः એ શબ્દોમાં ભગવાનના સ્વરૂપની પ્રાર્થના કરી અને સાતમા શ્લોકમાં पदाम्बुजं कृणु कुचेषु એ શબ્દોમાં ભગવાનના ચરણકમળની પ્રાર્થના કરી. (આ પ્રમાણે ૫–૭ એ ત્રણ શ્લોકોનો સાર આપીને હવે આઠમા શ્લોકનો સાર આપવામાં આવે છે.) હવે અધરામૃતરસ ભગવાનના મુખારવિન્દમાં હોવાથી તેમના મુખારવિન્દની પ્રાર્થના કરવાની રહે છે, તેથી ગોપીજનો मधुरया गिरा એ પ્રમાણે આ શ્લોકમાં કહે છે. ૧

पूर्वोक्तमपि सर्वं हि यावत्स्पष्टं न भाषते । तावत्सरसतां याति न कदाचिदिति स्थितिः ॥ २ ॥

हे स्वामिन्, **मधुरया गिरा मुह्यतीरिमा गोपीराप्याययस्व** । मोहो हि मरणपूर्वावस्थारूपः । तासामाप्यायने हेतुः **विधिकरीरिति** । आज्ञाकारिणीः सेवाकारिणीर्वा । असामर्थ्यं तु तव नास्ती- त्याहुः **हे वीरेति** । शौर्यं हि आर्तानामार्तिनिराकरणार्थम् । **इमा** इति प्रदर्शनेन क्षणमात्रविलम्बेन मरिष्यन्ति इति सूचितम् । ननु वाङ्मात्रेण कथं मोहनिवृत्तिरिति चेत् तत्राहुः **मधुरयेति** । मोहो हि मायारूपः । स भवत्स्वरूपेणैव निवर्तते सच्चिदानन्दरूपेण । तत्र तव वाणी आनन्दरूपेत्याह **मधुर- येति** । मधु असाधारणो रसः । तद्युक्ता **मधुरा** । **वल्गु** मनोहरं वाक्यं यत्र । वाक्यस्य मनोहरत्वं सत्यप्रियप्रतिपादकत्वेन । अतः सद्रूपता निरूपिता । **बुधानां मनोज्ञा** आह्लादकारिणी । अनेन ज्ञान- रूपा निरूपिता । ते हि ज्ञानेनैव रता भवन्ति । मुखे नयने वर्तेते इति तयोरपि व्यापारं कृत्वैव वक्तव्यमित्याहुः **पुष्करेक्षणेति** । कमलवत् परतापापहारके ईक्षणे यस्य । किञ्च **अधरसीधुना** अधरा- मृतेन च **आप्याययस्व** । वक्तव्याः द्रष्टव्याः पाययितव्या इति । मूर्छितानां हि मूर्छानिवारणार्थं

---

ભગવાનના ફક્ત અધરરસની પ્રાર્થના કરવા કરતાં તેમની વાણીની જે પ્રાર્થના કરવામાં આવી છે તેનું પ્રયોજન એ છે કે જ્યાં સુધી ભગવાન્ પોતે પોતાની મધુર વાણીથી સ્પષ્ટ કહે નહિ ત્યાં સુધી પહેલાં વર્ણન કરવામાં આવેલું છે તો પણ તે બધી વસ્તુઓમાં કોઈ પણ વખત રસ આવશે નહિ એ પ્રમાણેની રસમાર્ગની મર્યાદા છે. જો ભગવાન્ બોલ્યા વિના રમણ કરે તો રસ ઉત્પન્ન થતો નથી એ રસમાર્ગની મર્યાદાનું સૂચન કરવાને માટે સ્થિતિઃ એ પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે. ૨

હે સ્વામિન્! આ મોહ પામતી ગોપીઓને આપ મધુર વાણીથી જીવાડો. મોહ એ ખરેખર મરણની પૂર્વાવસ્થા છે. આ ગોપીજનોને જીવાડવાનું પ્રયોજન દર્શાવતાં કહે છે કે **विधिकरीः**. વિધિકરી એટલે ભગવાનની આજ્ઞા પાળનારી અથવા તો સેવા કરનારી. આવી મોહ પામતી ગોપીઓને જીવાડવાનું તમારામાં—ભગવાનમાં—અસામર્થ્ય, અશક્તિ, નથી એ દર્શાવતાં ગોપીજનો કહે છે કે **हे वीर**, વીર પુરુષોમાં જે શૌર્ય રહેલું છે તે દુઃખી લોકોનું દુઃખ દૂર કરવાને માટે છે. इमाः—આ ગોપીઓ—એમ આંગળી વતી ગોપીજનો પોતાની જાતને જે દેખાડે છે તે ઉપરથી એવું સૂચન થાય છે કે ફક્ત એક ક્ષણનો વિલંબ થતાં જ આ ગોપીઓ મરી જશે.

અરે! મારી ફક્ત વાણીથી તમારા મોહનો નાશ કેવી રીતે થશે? આ પ્રમાણે જો ભગવાન્ શંકા કરે તો તેના ઉત્તરમાં ગોપીજનો કહે છે કે मधुरया. મોહ એ ખરેખર માયારૂપ છે. તે ફક્ત આપના સચ્ચિદાનન્દરૂપ સ્વરૂપથી જ નાશ પામે છે. તેમાં આપની વાણી આનન્દરૂપ છે એ દર્શાવવાને ગોપીજન કહે છે કે मधुरया. મધુ એ પ્રીતિરૂપી અસાધારણ રસ છે. મધુવાળી—અસાધારણ રસવાળી—વાણી તે મધુર કહેવાય છે. વલ્ગુ—મનોહર—છે વાક્ય જેમાં એવી વાણી **वल्गुवाक्या** કહેવાય છે. ભગવાનનાં વાક્યો સત્ય અને પ્રિયનું પ્રતિપાદન કરે છે તેથી તે મનોહર હોય છે. આ પ્રકારે ભગવાનના સદ્રૂપનું વર્ણન કરવામાં આવ્યું. ભગવાનની વાણી વિદ્વાનોને મનોજ્ઞ—આનન્દ આપનારી—છે. આ પ્રકારે ભગવાનના જ્ઞાનરૂપનું—ચિદ્રૂપતાનું—વર્ણન કરવામાં આવ્યું. વિદ્વાનો ખરેખર જ્ઞાનમાં જ આસક્ત રહે છે. મુખમાં નેત્રો હોય છે તેથી તે નેત્રોનો પણ ઉપયોગ કરીને જ આપે—ભગવાને—બોલવું જોઇએ એમ સૂચન કરતાં ગોપીજનો કહે છે કે पुष्करेक्षण. પુષ્કરની—કમળની—માફક બીજાઓના તાપને દૂર કરનારાં ઈક્ષણ—નેત્રો—છે જેમનાં તે પુષ્કરેક્ષણ કહેવાય છે. વળી, અધરસીધુ—અધરામૃત—વડે અમને આપ જીવાડો. मधुरया गिरा, पुष्करेक्षण અને अधरसीधुना એ ત્રણ પદો વડે ગોપીજનો ભગવાનને અનુક્રમે કહે છે કે આપે અમારી સાથે બોલવું જોઇએ, અમારા સામું જોવું જોઇએ અને અમને જીવાડવાં જોઇએ. જે પુરુષો મૂર્છા પામેલા હોય છે તેમની મૂર્છા દૂર કરવાને માટે મહામન્ત્રોનો પાઠ કરવામાં

त्राः पट्यन्ते कमलादीनि च शीतलद्रव्याणि स्थाप्यन्ते । सर्वथा असाध्ये अमृतमपि पाय्यते,
ोप्यान् वा रसान् पाययन्ति । इयं तु मूर्च्छा नाल्पेन निवारयितुं शक्येति वीरेतिसम्बोधनम् ।
ान्तिमावस्था प्रदर्शिता । पूर्वप्रार्थिताश्चार्थाः स्मारकत्वेनाधिकमूर्च्छाहेतवो जाताः ॥ ८ ॥

एवं पदार्थचतुष्टयं सम्प्रार्थ्य तद्दाने स्वयमेव हेतुमाशङ्क्य परिहरन्ति तव कथेति ।

तव कथामृतं तप्तजीवनं कविभिरीडितं कल्मषापहम् ।
श्रवणमङ्गलं श्रीमदाततं भुवि गृणन्ति ते भूरिदा जनाः ॥ ९ ॥

ननु सर्वमिदं प्रार्थितं भक्तेभ्यो देयं न त्वभक्तेभ्यः । अभक्तत्वं च विरहेऽपि जीवनाद्व-
ते । भगवांस्तु सर्वनिरपेक्षः । न तस्य भवतीनामनेन कार्यं लक्ष्मीसदृश्यो यस्य कोटिशो दास्यः ।
: 'त्वयि धृतासवः' इत्यप्यसङ्गतम् । तस्मादनर्थमेव प्रार्थनमित्याशङ्क्य परिहरति । नेदं जीवनमस्म-

---

ે છે અને કમળ વગેરે શીતળ દ્રવ્યો તેમના શરીર ઉપર મૂકવામાં આવે છે. જો મૂર્છા કોઈ પણ
ા દૂર થઈ શકે એમ ન હોય તો અમૃત પણ પીવાને માટે આપવામાં આવે છે, અથવા તો ઉત્તમ
ોના વૈદો અતિશુદ્ધ રસો પીવડાવે છે. અમારી આ મૂર્છા અલ્પ માધ્યમ દૂર કરી શકે એમ નથી
ી ગોપીજનો ભગવાનને વીર એ પ્રમાણે સંબોધે છે. આ પ્રમાણે ગોપીજનોએ અમૃતની પ્રાર્થના
ાથી તેમની અંતિમ અવસ્થાનું વર્ણન કરવામાં આવ્યું. પહેલાં જે હસ્ત, સ્વરૂપ વગેરે વસ્તુઓની
ર્થના કરવામાં આવી હતી તે બધી વસ્તુઓ તેમનું સ્મરણ કરાવતી અને તેથી તે અધિક મૂર્છાનું
ણ થઈ પડી. ૮

આ પ્રમાણે ભગવાનના હસ્ત, સ્વરૂપ, ચરણ અને મુખ એ ચાર પદાર્થોની ગોપીજનોએ પ્રાર્થના
ી, અને ભગવાન આ ચાર પદાર્થો અમને નહિ આપે તેનું કારણ પોતે જ કલ્પીને તે કારણનો
રિહાર તવ કથા એ શ્લોકમાં કરે છે (આ શ્લોક અનન્યપૂર્વા—કુમારિકા—રાજસસાત્વિક
ોપીજનનો છે)

આપનું કથારૂપી અમૃત સંસારથી તપેલાઓનું જીવન છે,
જ્ઞાનીઓએ વખાણેલું છે, પાપનો નાશ કરનાર છે, શ્રવણ થતાં જ આનન્દ
આપનાર છે, લક્ષ્મીવાળું છે, અને જગતમાં વ્યાપીને રહેલું છે. ઉદાર
અને ભગવદ્રૂપ વ્યાસ વગેરે મહાપુરુષો આ કથાનાં ગુણગાન કરે છે. ૯

શંકાઃ—ગોપીજનોએ જે બધા પદાર્થોની પ્રાર્થના કરી તે બધા પદાર્થો ભક્તોને આપવામાં
આવે છે, નહિ કે અભક્તોને. વિરહાવસ્થાની અંદર પણ ગોપીજનો જીવે છે તે ઉપરથી નક્કી થાય છે
કે તેઓ ભગવાનના ભક્ત નથી. ભગવાનને તો કોઈ પણ પદાર્થની અપેક્ષા નથી. જે ભગવાનને
લક્ષ્મીજી જેવી કરોડો દાસીઓ છે તેમને તમારા—ગોપીજનોના—જીવવાથી કાંઈ પણ પ્રયોજન નથી,
તેથી 'त्वयि धृतासवः'—આપને માટે જ પ્રાણ ધારણ કરનાર—, 'विधिकरीरिमा'—આપની આજ્ઞા
પાળનારી આ ગોપીઓ—ઇત્યાદિ ગોપીજનોના વાક્યો પણ અયોગ્ય છે. તેથી ગોપીજનોએ કરેલી આ
બધા પદાર્થોની પ્રાર્થના વ્યર્થ જ છે.

સમાધાનઃ—ઉપર પ્રમાણે ગોપીજનો પોતે જ શંકા ઉઠાવીને તેનો પરિહાર કરે છે. અમે
વિરહાવસ્થામાં જે આ જીવીએ છીએ તે અમારા પોતાના પ્રયત્નથી જીવતા નથી, પરંતુ આપની—
ભગવાનની—કથા વિરહાવસ્થામાં પ્રાણને જતા અટકાવે છે. જે પ્રમાણે આપનું—ભગવાનના સ્વરૂપનું—
સામર્થ્ય છે તે પ્રમાણે આપની કથાનું પણ સામર્થ્ય છે. જેમ ભગવાન છ ગુણોવાળા, મોક્ષ આપનારા
અને પરમાનન્દરૂપ છે તેમ આપની કથા પણ ઐશ્વર્ય, વીર્ય, શ્રી, યશ, જ્ઞાન અને વૈરાગ્ય એ છ ગુણો

---

१ प्रापनचतुष्टयमिति क्वचित्पाठः ।

स्कृतिसाध्यं किन्तु तव कथा विरहेण प्राणानां गमने प्रतिबन्धं करोति । कथायाः पुनः यथा तप सामर्थ्यं तथा । सापि षड्गुणात्मिका मोक्षदायिनी परमानन्दरूपा च । तदाहुः **तव कथा अमृतमिव ।** **अमृतं** भगवद्रसात्मकम् । सर्वेषां मरणादिनिवर्तकं यद्रूपं तदमृतशब्देनोच्यते । अतो मोक्षदातृत्वं परमानन्दरूपता च सिद्धा । इदानीं षड्गुणान्निरूपयन्ति **तप्तजीवनमित्यादिषड्भिः पदैः** । तप्ता ये संसारे तेषां **जीवनं** यस्मात् । अमृतं हि तापनिवर्तकं प्रसिद्धमेव । वैराग्यं च भगवतो ज्ञानं वा सर्वतापनिवर्तकम् । यत्संस्कारयोग्यं तत् ज्ञानेन नश्यति । यदयोग्यं तत् परित्यागेन । अत एव स्मार्तैः संस्काराशक्तैः परित्याग एव बोध्यते । अतो ज्ञानं वैराग्यं च तापनाशके भवतः । आपाततस्ताप-नाशकत्वं जलादावपि वर्तत इति तदर्थमाह **कविभिरीडितमिति** । **कविभिः** सर्वैरेव शब्दार्थरसिकैः ज्ञानिभिरीडितं ज्ञानं वैराग्यं वा । आपाततः स्त्रीषु तथात्वमस्तीति तद्व्यावृत्त्यर्थमाहुः **कल्मषापह-मिति** । **कल्मषं** पापमपहन्तीति । 'ऐश्वर्यस्य समग्रस्य धर्मस्ये'त्यपि क्वचित्पाठः । अलौकिकसाधकं च वीर्यं महत् तद्धर्मरूपमेव भवति । धर्म्यं च पुनः कल्मषनिवर्तकं भवति । **पूर्वोक्तधर्मविशिष्टं** च ।

---

વાણી, મોક્ષ આપનારી અને પરમાનન્દરૂપ છે. આ વાત દર્શાવતાં ગોપીજનો કહે છે કે આપની કથા અમૃતના જેવી છે. અમૃત ભગવદ્રસરૂપ છે. જે રૂપ બધાંનાં મરણ વગેરેનો નાશ કરે છે તે અમૃત કહેવાય છે. તેથી કથા મોક્ષ આપનારી અને પરમાનન્દરૂપ છે એમ સિદ્ધ થયું.

હવે ગોપીજનો तप्तजीवनम् ઇત્યાદિ છ પદો વડે ભગવાનની કથાના છ ગુણોનું વર્ણન કરે છે. જે લોકો સંસારમાં તપેલા—બળેલા—છે તેમનું જીવન જેનાથી છે તે કથા तप्तजीवन કહેવાય છે. અમૃત ખરેખર તાપનો નાશ કરનાર છે એ વાત તો પ્રસિદ્ધ જ છે. ભગવાનનો વૈરાગ્યગુણ અથવા જ્ઞાનગુણ બધાના તાપનો નાશ કરે છે. ભગવાનની કૃપાથી જ્ઞાનરૂપી ભગવાનનો ધર્મ જીવોમાં આવે છે અને તે જીવોના તાપનો નાશ કરે છે. ભગવાનની કથા પણ કર્ણદ્વારા શરીરની અંદર પ્રવેશ કરીને તાપ દૂર કરે છે. જે સંસ્કારને યોગ્ય છે તેનો જ્ઞાનવડે નાશ થાય છે; જે સંસ્કારને યોગ્ય નથી તેનો પરિત્યાગથી—વૈરાગ્યથી—નાશ થાય છે. (આ પદાર્થ મિથ્યા નથી પણ બ્રહ્મ છે એ પ્રકારે જે પદાર્થનું જ્ઞાન થઈ શકે એવું હોય તે પદાર્થ સંસ્કારયોગ્ય કહેવાય છે. આવા પદાર્થનો નાશ જ્ઞાનથી થાય છે, અર્થાત્ જ્ઞાનીઓ તે પદાર્થનો સ્વતંત્ર વસ્તુ તરીકે અનુભવ કરતા નથી. પરંતુ સ્ત્રી વગેરે પદાર્થો જે પોતાના સંબંધથી જ્ઞાનનો પણ નાશ કરે છે તેવા પદાર્થોનો નાશ પરિત્યાગથી થાય છે.) આ જ કારણથી સંસ્કાર ન કરી શકે એવા સ્માર્ત પુરુષો પરિત્યાગનો જ ઉપદેશ કરે છે. તેથી જ્ઞાન અને વૈરાગ્ય તાપનો નાશ કરનારાં છે. (तप्तजीवनम् એ વિશેષણથી જ્ઞાન અને વૈરાગ્ય એ બે ધર્મોમાંથી એક ધર્મનું ગ્રહણ થાય છે. જો આ વિશેષણથી જ્ઞાનધર્મનું ગ્રહણ કરવામાં આવે તો कविभिरीडितम् એ બીજા વિશેષણથી વૈરાગ્યધર્મનું ગ્રહણ કરવું; અને જો પહેલા વિશેષણથી વૈરાગ્યનું ગ્રહણ કરવામાં આવે તો બીજા વિશેષણથી જ્ઞાનનું ગ્રહણ કરવું.)

પાણી વગેરે પણ દેખીતી રીતે તાપનો નાશ કરે છે એટલે કથાનું માહાત્મ્ય રહેતું નથી એ શંકા દૂર કરવાને માટે ગોપીજનો કહે છે કે कविभिरीडितम्. કવિઓએ—બધા ય શબ્દાર્થરસિક જ્ઞાનીઓએ—કથારૂપી અમૃતનાં વખાણ કરેલાં છે; અર્થાત્ કથાના જ્ઞાનધર્મનાં અથવા વૈરાગ્યધર્મનાં વખાણ કરેલાં છે.

કવિઓ પણ દેખીતી રીતે સ્ત્રીઓનાં પણ વખાણ કરે છે તો પછી કથાનું વિશિષ્ટ માહાત્મ્ય શું? આ શંકા દૂર કરવાને માટે ગોપીજનો કહે છે કે कल्मषापहम्. કલ્મષને—પાપને—દૂર કરે તે कल्मषापह કહેવાય છે. આ ત્રીજું વિશેષણ કથાના ધર્મરૂપી ગુણનું વર્ણન કરે છે. છ ગુણોમાં ધર્મ પણ એક ગુણ છે, કારણ કે ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः । ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा ॥ એ પ્રકારનો પણ કોઈ કોઈ સ્થળે પાઠ જોવામાં આવે છે. ઉપરના શ્લોકમાં धर्मस्य ને

कथायाश्च तथात्वं सर्वत्र प्रसिद्धम् । प्रायश्चित्तादीनामपि आपाततस्तथात्वमस्तीति तद्व्यावृत्त्यर्थमाह श्रवणमङ्गलमिति । उद्धूलनादिलेपनात्मकमुपवासात्मकं च स्वरूपतोऽप्यमङ्गलम् । घोरात्मकत्वात् श्रवणेऽप्यमङ्गलम् । इदं तूदारचरितं श्रुतमेवानन्दं जनयतीत्यनुभवसिद्धत्वात् श्रवणमङ्गलम् । तेन कीर्तिरुत्यता निरूपिता । पुत्रजन्मादिश्रवणस्यापि किञ्चिद्धर्मसाम्यात् श्रवणमङ्गलत्वमाशङ्क्य तद्व्या-वृत्त्यर्थमाह श्रीमदिति । तद्धनव्ययसाधकं न तु धनसाधकम् । कथामृतं तु लक्ष्म्या अप्यपेक्षितत्वात् तद्युक्तं भवति । तेन श्रोतुर्वक्तुश्च तत्सिद्धिः । राज्यप्राप्तिश्रवणं तथा भवतीति तद्व्यावृत्त्यर्थमाह आततमिति । आ सर्वतः ततं व्याप्तम् । राज्यादिकं तु परिच्छिन्नम् । भगवत ऐश्वर्यं तु न तथा । अन्तर्बहिः सर्वेषां सर्वथा व्याप्तमिति । कथामृतं च पुनः सर्वलोकान् व्याप्य तिष्ठति स्वसामर्थ्यं सर्वत्रैव सम्पादयति । तस्मात् स्वरूपतो धर्मतश्च भवत्सदृशी भवत्कथेति तथा कृत्वा जीवनं न तु स्वतः ।

---

અહીં વીર્યસ્ય એ પ્રમાણે જો પાઠ સ્વીકારવામાં આવે તો આ ત્રીજા વિશેષણથી વીર્યરૂપી ગુણનું ગ્રહણ કરવું. આ બાબતમાં ગોપીજનો યુક્તિ આપે છે કે અલૌકિક વસ્તુઓ સિદ્ધ કરનાર વીર્ય મહત્ છે અને તે ધર્મરૂપ જ છે; અર્થાત્ ધર્મ અને વીર્ય એ બન્ને એક જ છે, કારણ કે જે ધર્મવાળું છે તે તો પાપનો નાશ કરનારૂં હોય છે અને અલૌકિક વસ્તુઓ સિદ્ધ કરનારૂં પણ હોય છે. ભગવાનની કથા પણ પાપ નાશ કરનારી અને અલૌકિક કાર્ય કરનારી છે એ વાત સર્વત્ર પ્રસિદ્ધ છે.

પ્રાયશ્ચિત્ત વગેરે પણ દેખીતી રીતે પાપનો નાશ કરે છે તો પછી ભગવાનની કથાની વિશિષ્ટતા શી? આ શંકા દૂર કરવાને માટે ગોપીજનો કહે છે કે શ્રવણમઙ્ગલમ્. પ્રાયશ્ચિત્તમાં ગાયનું છાણ વગેરે શરીર ઉપર ચોપડવામાં આવે છે અને ઉપવાસ કરવામાં આવે છે; એટલે પ્રાયશ્ચિત્ત સ્વરૂપથી જ અમંગલ—અશુભ—છે. વળી તે ઘોર હોવાથી સાંભળવામાં પણ અમંગલ છે. આ કથા તો ઉદારચરિત્ છે, તેમાં ભગવાનનાં ઉદાર ચરિતોનું વર્ણન કરવામાં આવેલું છે. ભગવાનની કથા સાંભળવામાં આવે છે કે તરત જ આનન્દ ઉત્પન્ન કરે છે એ વાત અનુભવથી સિદ્ધ થએલી છે, તેથી કથા શ્રવણમંગલ છે. આ ચોથા વિશેષણથી કથાના યશરૂપી ગુણનું વર્ણન કરવામાં આવ્યું; અર્થાત્ ભગવાનની અને ભગવત્કથાની કીર્તિ સરખી છે એમ કહેવામાં આવ્યું.

પુત્ર પિતૃઓના ઋણમાંથી મુક્ત કરે છે અને તે રીતે પાપનો નાશ કરે છે; એટલે પુત્રજન્મ વગેરે પ્રસંગોનું શ્રવણ પણ કથાની માફક કેટલેક અંશે પાપનો નાશ કરનારૂં છે. તેથી તે પણ શ્રવણમંગલ કહી શકાય. તો પછી ભગવત્કથાની વિશિષ્ટતા શી? આ શંકા દૂર કરવાને માટે ગોપીજન કહે છે કે શ્રીમત્. પુત્રજન્મ વગેરે પ્રસંગો ધનનો ખર્ચ કરાવનારા છે, પણ ધન આપનારા નથી; જ્યારે કથામૃતની તો લક્ષ્મીજી પણ અપેક્ષા રાખે છે, એટલે કથામૃત લક્ષ્મીયુક્ત છે. તેથી ભગવત્કથા શ્રવણ કરનાર અને કહેનાર એ બન્નેને લક્ષ્મીની સિદ્ધિ થાય છે.

મને રાજ્ય મળ્યું એ પ્રમાણે જ્યારે માણસ શ્રવણ કરે છે ત્યારે પણ તેને લક્ષ્મીની સિદ્ધિ થાય છે; તો પછી કથાની વિશિષ્ટતા શી? આ શંકા દૂર કરવાને માટે ગોપીજન કહે છે કે આતતમ્. આ એટલે સર્વતઃ, બધે; તતમ્ એટલે વ્યાપી રહેલું. જે સર્વત્ર વ્યાપી રહેલું છે તે આતત કહેવાય છે. રાજ્ય વગેરે તો પરિચ્છિન્ન છે, અમુક દેશમાં જ વ્યાપેલું છે, પણ ભગવાનનું ઐશ્વર્ય તે પ્રમાણે પરિચ્છિન્ન નથી, કારણ કે બધામાં અંદર અને બહાર સર્વ પ્રકારે તે વ્યાપી રહેલું છે. કથામૃત પણ બધા લોકોમાં વ્યાપી રહેલું છે. અને પોતાનું સામર્થ્ય બધે ય ઠેકાણે દર્શાવે છે.

તેથી આપની—ભગવાનની—કથા સ્વરૂપથી અને ધર્મથી આપના જેવી છે, એટલે આપની કથાને લીધે જ અમે જીવીએ છીએ, નહિ કે અમારા સ્વતંત્ર પ્રયત્નથી. આ પ્રમાણે કહેવામાં ગોપીજનો ભગવત્કથાની શ્રેષ્ઠતાનું પણ વર્ણન કરે છે. આપ—ભગવાન્—કદાચિત્ અમને મારો પણ છો, જ્યારે

अनेनोक्तर्वोऽप्युक्तः त्वं कदाचिन्मारयस्यपि कथामृतं तस्मिन्नपि काले जीवयतीति । भगवान् स्वतन्त्रः कथामृतं परतन्त्रमित्येतावान् विशेषः । त्वं च अवतारे ब्रह्मादिभिः प्रार्थित आगच्छसि आगतोऽपि तिरोभवसि,कथा तु समागता न तिरोभवति । अत एव तादृशं कथामृतं ये भुवि गृणन्ति त एव भूरिदाः बह्वर्थदातारः । ते इति प्रसिद्धाः व्यासादयः । भूरिदाश्च ते अजनाश्च । ते केवलं भगवद्रूपाः जननादिदोषरहिता वा । परं विरलममृतं केवलं मरणोपस्थितौ तन्निवर्तकमेवेति न तु संभूयैकत्र रसजनकम् । रसपिण्डयोरिव तव कथायाश्च विशेषः । अन्यथा कथार्थमेव यत्नः कृतः स्यात् । परं विरहे मरणनिर्वतकत्वेन तदुपयोग इति भगवत्त्वेन स्तूयते । अतस्तैर्भगवत्कथाकथकैः बहु दत्तमिति तद्वशात् जीवनम् । एतत् सात्त्विकवाक्यः ॥ ९ ॥

तामस्या वचनमाह प्रहसितमिति ।

**प्रहसितं प्रिय प्रेमवीक्षितं विहरणं च ते ध्यानमङ्गलम् ।**
**रहसि संविदो या हृदिस्पृशः कुहक नो मनः क्षोभयन्ति हि ॥ १० ॥**

તે જ સમયે આપની કથારૂપી અમૃત અમને જીવાડે છે. આ પ્રકારે ભગવત્કથા ભગવાન્ કરતાં ઉત્તમ છે એમ કહેવામાં આવ્યું. પણ આ બાબતમાં એક જ ફેર છે, અને તે એ કે ભગવાન્ રસનો અનુભવ કરાવવામાં સ્વતંત્ર છે, જ્યારે કથામૃત પરતંત્ર છે, કારણ કે કથામાં વક્તાની ગરજની જરૂર રહે છે. જ્યારે બ્રહ્મા વગેરે આપની પ્રાર્થના કરે છે ત્યારે આપ અવતાર ધારણ કરીને જગતમાં પધારો છો, પણ અહીં પધારીને પાછા આપ અન્તર્હિત થઈ જાવ છો; પણ કથા તો આવીને કોઈ દિવસ તિરોહિત થતી જ નથી. આ કારણથી જ આવા કથામૃતનું જે લોકો જગતમાં ગાન કરે છે તે જ ભૂરિદ—બહુ અર્થ આપનારા—છે. તે એટલે વ્યાસ વગેરે પ્રસિદ્ધ મુનિઓ. આ મુનિઓ ભૂરિદ—બહુ અર્થ આપનારા—છે, અને અજન—કેવળ ભગવદ્રૂપ અથવા તો જન્મ વગેરે દોષોથી રહિત—છે. (આ અર્થ કરતી વખતે મૂળ શ્લોકમાં भूरिदाजनाः એમ સમસ્ત પદ વાંચવું.)

(હવે ભગવાનનું સ્વરૂપ અને કથા એ બેમાં એક પ્રકારનો જે ભેદ રહેલો છે તે દર્શાવવામાં આવે છે.) ભગવત્સ્વરૂપ અને ભગવત્કથા એ બે સરખાં છે એમ કહેવામાં આવ્યું છે, પણ કથામૃત જળની માફક વિરલ—પ્રવાહી—છે, પિણ્ડની—ઘન પદાર્થની—માફક ઘન નથી; અને ફક્ત જ્યારે મરણ આવે છે ત્યારે જ તે—કથામૃત—મરણને દૂર કરે છે, પણ પિણ્ડની માફક એકત્ર મળીને—ઘનરૂપ થઈને—રસ ઉત્પન્ન કરતું નથી. આપનું—ભગવાનનું—સ્વરૂપ ઘન પિણ્ડ છે અને આપની કથા વિરલ રસ છે, એટલે વિરલ રસમાં અને ઘન પિણ્ડમાં જેટલો તફાવત છે તેટલો તફાવત આપના સ્વરૂપમાં અને આપની કથામાં છે. જો આ પ્રમાણે આપના સ્વરૂપમાં અને આપની કથામાં તફાવત ન હોત તો અમે આપની કથાને માટે જ યત્ન કર્યો હોત. આ પ્રકારે ભગવત્કથા કરતાં ભગવત્સ્વરૂપ ઉત્તમ છે, છતાં પણ ભગવત્કથા વિરહાવસ્થામાં મરણ દૂર કરવામાં ઉપયોગી છે તેથી જ ભગવત્કથાની ભગવત્સ્વરૂપ તરીકે સ્તુતિ કરવામાં આવે છે. આ જ કારણથી ભગવાનની કથા કહેનારા મુનિઓએ ભગવત્કથા સંભળાવીને લોકોને બહુ લાભ આપ્યો છે, એટલે કથાને લીધે જ અમે—ગોપીજન—વિરહાવસ્થામાં જીવી શકીએ છીએ. (આ ઉપરથી એમ જણાય છે કે બીજી ગોપીઓ ભગવત્કથા કરતી હશે અને તે કથાને લીધે જ ગોપીજનો વિરહાવસ્થામાં જીવી શકયાં હશે.) આ વાક્ય અનન્યપૂર્વા—કુમારિકા—રાજસસાત્ત્વિક ગોપીજનનું છે. ૯

હવે શુકદેવજી અનન્યપૂર્વા રાજસતામસીનું વચન प्रहसितम् એ શ્લોકમાં વર્ણવે છે:—

હે પ્રિય ! આપનું અત્યંત હાસ્ય, પ્રેમથી જોવું, ધ્યાનમંગલ વિહાર, હૃદયને સ્પર્શ કરવાની એકાન્તની વાણી—આ સર્વ, હે કપટી !, અમારા મનને ક્ષોભ પમાડે છે. ૧૦

यद्यपि कथया स्थातुं शक्यते यदि त्वदीयैर्धर्मैः क्षोभो नोत्पादितः स्यात् । यथा भगवति षड्गुणाः सन्ति तथा षड् व्यामोहका अपि गुणाः सन्ति । अन्यथा कथयैव चरितार्थता स्यात् । तदर्थं भगवान् मायया कुहकलीलामपि करोतीति । स्वस्वभावदोषात् भगवति तथा स्फूर्तिरिति । यथा ज्वरितस्य अन्ने विरसताप्रतीतिः । अत आह **तव प्रहसितादिकं नो मनः क्षोभयतीति** । प्रकर्षेण **हसितम्** । स्वभावत एव खिन्ना तां त्यक्त्वा अन्यया सह स्थित इति । ततश्चेत् समागत्य प्रकर्षेण हसति, सुतरां क्षोभं प्राप्नोति । **प्रियेतिसम्बोधनात्** तव सम्बन्धोऽपि स्मृतः क्षोभजनको जायते । अत एव यासां न सम्बन्धः तासां न क्षोभः । किञ्च, तव यत् **प्रेमवीक्षितं** प्रेम्णा वीक्षितं तदपि क्षोभयति । स्मृतं सत्, अन्यविषयकं वा, विश्वासजनकत्वाद्वा अन्तःकपटरूपमिति क्षोभजनकम् । अन्यथा कार्ये विसंवादो न स्यात् । मनस उत्तोलकं वा । आशाजनकम् । आशया च श्रमः । तव **विहरणमपि**

---

જો કે આપની કથાથી અમે જીવી શકીએ ખરાં, છતાં પણ જો આપના ધર્મો અમારામાં ક્ષોભ ઉત્પન્ન ન કરે તો જ તે પ્રમાણે બની શકે. જેમ આપનામાં—ભગવાનમાં—ઐશ્વર્ય વગેરે છ ગુણો છે તેમ વ્યામોહ કરનારા પણ છ ગુણો રહેલા છે, (એટલે ફક્ત આપની કથાને લીધે જ અમે હવે જીવી શકીએ એમ નથી.) વ્યામોહ કરનારા છ ગુણો ભગવાનમાં રહેલા છે એમ જો માનવામાં ન આવે તો એકલી કથાથી જ અમારું કાર્ય સિદ્ધ થઈ જાય. (ભગવાનના વ્યામોહક ગુણોને લીધે જ કથામાં અમારી નિષ્ઠા રહી શકતી નથી.) ભગવાનમાં મોહ કરનારા ગુણો છે એ વાતનું પ્રમાણ એ છે કે ભગવાન્ મોહ કરવાને માટે માયાવડે કપટીની લીલા પણ કરે છે. (ભગવાન્ માયાવડે કપટીની લીલા કરે છે એ પ્રમાણે ભગવાન્ ઉપર આરોપ મૂકવો એ ખરોખર નથી એમ જો કોઈને શંકા થાય તો તેનો પરિહાર કરતાં કહે છે કે) જીવ પોતાના સ્વભાવના દોષને લીધે ભગવાનમાં તે પ્રમાણે જુવે છે. જેમ તાવવાળા માણસને અન્ન રસવિનાનું લાગે છે તેમ ગોપીજનને પોતાના સ્વભાવના દોષને લીધે જ ભગવાન્ કપટી જણાય છે. (વાસ્તવિક રીતે ભગવાન્ પોતે કપટી નથી.) આ જ કારણથી ગોપીજન કહે છે કે આપનાં હાસ્ય વગેરે અમારા મનને ક્ષોભ પમાડે છે. પ્રહસિત એટલે ખૂબ હસવું. આ ગોપીજન પોતાના તામસ ભાવથી જ ખેદ પામેલાં છે, એટલે તેમનો ત્યાગ કરીને ભગવાન્ બીજી ગોપી સાથે સ્થિતિ કરે છે અને પછીથી આ ગોપીજન આગળ આવીને ખૂબ હસે છે તેથી આ ગોપીજનને ભગવાનના પ્રહસનથી ઘણો ક્ષોભ થાય છે. આ ગોપીજન ભગવાનને પ્રિય એ પ્રમાણે જે સંબોધે છે તેનું તાત્પર્ય એ છે કે હે પ્રિય ! આપનો સંબંધ પણ જ્યારે સાંભરી આવે છે ત્યારે અમને ક્ષોભ પમાડે છે. આથી જ સિદ્ધ થાય છે કે જે ગોપીજનોને ભગવાનની સાથે સંબંધ થએલો નથી તેમને ક્ષોભ થતો નથી.

વળી, આપનું જે **પ્રેમવીક્ષિત**—પ્રેમથી જોવું—તે પણ અમને ક્ષોભ પમાડે છે. આપનું પ્રેમવીક્ષણ અમને ત્રણ પ્રકારે ક્ષોભ પમાડે છે—(૧) સંયોગદશામાં આપે અમારા ઉપર પ્રેમથી જે જોએલું તેનું વિરહદશામાં સ્મરણ થતાં અમને ક્ષોભ થાય છે; અથવા તો (૨) બીજી ગોપીજન ઉપર આપે જે પ્રેમથી જોએલું તેનું સ્મરણ થતાં અમને ક્ષોભ થાય છે; અથવા તો (૩) આપનું અમારા ઉપર જે પ્રેમથી જોવું તે ઉપર ઉપરથી વિશ્વાસ ઉત્પન્ન કરે છે પણ અંદરથી કપટરૂપ હોઈને તે અમને ક્ષોભ પમાડે છે. આ પ્રમાણે જો માનવામાં ન આવે તો અમારા કાર્યમાં વિસંવાદ—વિરોધ—થાય નહિ. અથવા તો આપનું પ્રેમવીક્ષણ અમારા મનની પરીક્ષા કરનારૂં છે (અને જેમનો પ્રેમ પ્રસિદ્ધ છે એવાઓના પ્રેમની પણ જ્યારે પરીક્ષા કરવામાં આવે ત્યારે તો તેમને ક્ષોભ થાય એ વાત સ્પષ્ટ છે. આ જ કારણથી આપનું પ્રેમવીક્ષણ અમને ક્ષોભ પમાડે છે.) વળી, આપનું પ્રેમવીક્ષણ આશા ઉત્પન્ન કરનારૂં છે, અને આશાને લીધે શ્રમ થાય અને શ્રમને લીધે ક્ષોભ થાય છે.

આપનું **વિહરણ** પણ અમારામાં ક્ષોભ ઉત્પન્ન કરે છે. **વિહરણ** એટલે વેણુ વગાડતાં અને બીજી ક્રિયાઓ કરતાં કરતાં ભગવાનનું ચાલવું. જ્યારે ભગવાન્ ત્રિભઙ્ગલલિતસ્વરૂપે વ્રજમાં પધારે છે

क्षोभजनकम् । **विहरणं** यच्चलनं वेणुवादनादिना । रसो भगवदीय आकाराद्बहिः स्थाप्यत इति विशेषेण **हरणं** यस्मादिति त्रिभङ्गललितादिकं भवति । तत्पूर्वमस्माभिर्ध्यातमिति ध्यानमेव मङ्गलं स्वलक्षणं शुभफलं प्रयच्छतीति । तदपीदानीं क्षोभजनकम्, तिरोहितत्वात् । त इति सर्वत्र सम्बन्धः । अन्यन्माययापि करोतीति मुख्यतया अत्रोक्तिः । एवं रूपसम्बन्धे चतुष्टयं क्षोभकमुक्तम् । नामसम्बन्धि द्वयमाह **रहसि संविद** इति । **या हृदिस्पृश** इति । **रहसि** एकान्ते **संविदो** ज्ञानरूपाः भगवद्वाचः । ज्ञानान्येव वा शास्त्रजनितानि बन्धाद्यभिज्ञारूपाणि । तत्रापि या वाचो हृदिस्पृशः हृदयगामिन्यो भवन्ति । अस्मदनुगुणा एव बन्धसंविदो वा न तु केवलं नायकानुगुणाः । अत एवमेते सुखहेतवोऽपि, भवान् वञ्चयति चेत्, तदा क्षोभं जनयन्ति । अयमर्थः सर्वानुभवसिद्ध इत्याह हीति ॥ १० ॥

राजस्या वचनमाह चलसीति ।

**चलसि यद्व्रजाच्चारयन्पशून् नलिनसुन्दरं नाथ ते पदम् ।**
**शिलतृणाङ्कुरैः सीदतीति नः कलिलतां मनः कान्त गच्छति ॥ ११ ॥**

---

ત્યારે તે પોતે વેણુનાદવડે સ્વામિનીઓની અંદર જે ભગવદીય રસ રહેલો છે તેને બહાર પ્રકટ કરે છે; (વેણુ વગાડતા આપ જ્યારે ચાલો છો ત્યારે આપ આપનો રસ આપના સ્વરૂપથી બહાર સ્થાપો છો, પ્રકટ કરો છો, એમ પણ અર્થ થઈ શકે.) એટલે (ભગવદીય રસનું) વિશેષ હરણ થયું છે જેનાથી તે ત્રિભઙ્ગલલિતસ્વરૂપ **વિહરણ** કહેવાય છે, અને તેથી જ તે અમને ક્ષોભ પમાડે છે. આ વિહરણનું અમે પહેલાં ધ્યાન કરતાં હતાં ત્યારે તે ધ્યાન જ મંગલ—આપ પ્રભુરૂપી શુભ ફળ—આપતું હતું. તે જ વિહરણનું ધ્યાન અત્યારે અમને ક્ષોભ પમાડે છે, કારણ કે આપે અમારી અંદર સ્થિતિ કરી છે કે નહિ તે અમે જાણતાં નથી.

મૂળ શ્લોકમાં જે **ते** પદ છે તેનો સંબંધ **प्रहसितम्** ઈત્યાદિ બધા શબ્દો સાથે કરવાનો છે. જ્યારે **ते** પદનો સંબંધ બધે જ લેવાનો છે ત્યારે તેનો પ્રયોગ **प्रहसितम्** ની સાથે પ્રથમ જ કરવો જોઈતો હતો, પણ તે પ્રમાણે કેમ કરવામાં આવ્યું નથી?—આ શંકાનું સમાધાન કરતાં ગોપીજન કહે છે કે ભગવાન્ બીજું માયા વડે પણ કરે છે, પણ ધ્યાનમંગલ વિહરણવડે ક્ષોભ તો સ્વરૂપથી જ કરે છે, એટલે **ते** પદનો મુખ્ય પ્રયોગ **ध्यानमङ्गलं विहरणम्** ની સાથે જ કરવામાં આવ્યો છે. આ પ્રમાણે ભગવાનના રૂપના સંબંધમાં પ્રહસિત, પ્રેમવીક્ષિત, ધ્યાનમંગલ વિહરણ અને સંબંધ એ ચાર પદાર્થો ક્ષોભ ઉત્પન્ન કરે છે એમ કહેવામાં આવ્યું. (**प्रिय** એ સંબોધન સંબંધ નામના ચોથા પદાર્થનું સૂચન કરે છે. કેટલાક વિચારકોના અભિપ્રાયે ચાર પદાર્થો આ પ્રમાણે છેઃ—પ્રહસિત, પ્રેમવીક્ષિત, વિહરણ અને ધ્યાનમંગલ.)

(ભગવાનના રૂપસંબંધી ચાર ક્ષોભજનક પદાર્થોનું વર્ણન કરીને હવે) ભગવાનના નામસંબંધી બે ક્ષોભજનક પદાર્થોનું વર્ણન કરતાં ગોપીજન કહે છે કે **रहसि संविदः या हृदिस्पृशः**. રહસ્યમાં એટલે એકાન્તમાં, સંવિદ્ એટલે જ્ઞાનરૂપ ભગવાનની વાણી અથવા બન્ધ વગેરેનું જ્ઞાન આપનારૂં શાસ્ત્રમાં વર્ણવેલું જ્ઞાન જ; અને તેમાં પણ જે વાણી હૃદિસ્પૃશ, હૃદયમાં જનારી, હૃદયને સ્પર્શ કરનારી અથવા તો ફક્ત નાયકને અનુકૂલ થાય એવું નહિ પરંતુ અમને જ અનુકૂલ થાય એવું જે બન્ધજ્ઞાન તે **સંવિદ્**. તેથી આ પ્રમાણે આ બધાં જો કે સુખ આપનારાં છે, છતાં પણ જ્યારે આપ અમને છેતરો છો ત્યારે તો તે બધાં ક્ષોભ ઉત્પન્ન કરે છે. આ અર્થ બધાના અનુભવથી સિદ્ધ જ છે એમ ગોપીજન **हि** પદ વડે કહે છે. ૧૦

હવે શુકદેવજી અનન્યપૂર્વા રાજસરાજસી ગોપીજનના વાક્યનું વર્ણન કરે છેઃ—

હે નાથ! જ્યારે આપ વ્રજમાંથી પશુઓને ચરાવતા ચાલો છો ત્યારે કમળ કરતાં પણ કોમળ એવું જે આપનું ચરણ તે પત્થર, તૃણ અને દર્ભ વગેરેના અંકુરોથી પીડાય છે; તેથી, હે કાન્ત! અમારા મનને ખેદ થાય છે. ૧૧

अस्माकं तु स्नेहवशात् त्वद्विषयिकासमीचीनेऽपि खेदबुद्धिर्जायते तव तु नास्मद्विषयिणी सत्यखेदेऽपि जायत इति न्यायविरोधमिवाह । **यत् व्रजात्पशून् चारयन् चलसि** । तत्र चलने **नलिना**पेक्षयापि **सुन्दरं कोमलं, हे नाथ, ते पदं मार्गस्थितैः शिलतृणाङ्कुरैः, शिलाः** पाषाणाः, **तृणानि, अङ्कुराः** दर्भादीनाम्, तामसानि सात्त्विकानि राजसानि । अथ वा **शिलारूपं यत्तृणं शिलतृणं** कठिनतृणम्, **तस्याङ्कुरैः** अतिपरुषतीक्ष्णैः **सीदतीति** क्लेशं प्राप्नोतीति, वस्तुतो न प्राप्नोत्येव, तथापि **हे कान्त** भर्तः **मनः कलिलतां गच्छति** । **व्रजादिति** प्रातरारभ्य खेदः सूचितः । चलनादेव च खेदः, अतः प्रथमतस्तदेवोक्तम् । वस्तुतस्तु तव पदे अस्मत्स्थानं विहाय न गच्छतः, तथापि भवानेव तथा चालयति । किञ्च, व्रजस्थिता गावः अरण्ये नीयन्ते, तासां चारणं न मार्गगमनेन भवति, अतः अमार्गेऽपि गन्तव्यम् । भूम्यादीनामनुग्रहार्थं न पादुकाग्रहणम्, पाल्यानां चर्म च न परिधेयम् । अतो नलिनसुन्दरं पदमेव शिलतृणाङ्कुरैः सीदति । जल एव स्थातुं योग्यं जलपूर्णे वा । नलिनादपि

---

આપને સત્ય ખેદ હોતો નથી—આપનું સ્વાસ્થ્ય હોય છે—છતાં પણ આપના સ્નેહને લીધે આપને માટે અમને તો ખેદબુદ્ધિ થાય છે, પરંતુ જ્યારે અમને સત્ય ખેદ હોય છે ત્યારે પણ આપને અમારે માટે ખેદબુદ્ધિ થતી નથી એ ન્યાયથી વિરુદ્ધ છે. આ ન્યાયવિરોધ જાણે દર્શાવતાં હોય તેમ આ ગોપીજન કહે છે કે **यत् व्रजात्पशून् चारयन् चलसि**, જ્યારે આપ વ્રજમાંથી પશુઓને ચરાવતા ચાલો છો. જ્યારે આપ ચાલો છો ત્યારે કમળના કરતાં પણ સુંદર—કોમળ—આપનું ચરણ, હે નાથ !, માર્ગમાં આવેલા પત્થર, ઘાસ અને અંકુરોથી પીડાય છે. **शिला** એટલે પત્થર, **तृण** એટલે ઘાસ, અને દર્ભના **અંકુરો**: આ ત્રણ અનુક્રમે તામસ, સાત્ત્વિક અને રાજસ છે. અથવા **शिलतृणाङ्कुरैः** નો બીજે પ્રકારે વિગ્રહ કરી શકાય. શિલારૂપ જે તૃણ તે **शिलतृण**, અર્થાત્ કઠિનતૃણ; તેના અંકુરો ઘણા કઠણ અને તીક્ષ્ણ; તેનાથી આપનું ચરણ ક્લેશ પામે છે. ખરી રીતે તો આપનું ચરણ ક્લેશ પામતું જ નથી, છતાં પણ **હે કાન્ત** !—હે ભર્તા !—અમારૂં મન ખિન્ન થાય છે. મૂળ શ્લોકમાં જે **व्रजात्** પદ છે તે એમ સૂચવે છે કે સવારથી જ **અમને** ખેદ થાય છે. આપના ચાલવાથી જ ખેદ થાય છે, તેથી શ્લોકમાં પ્રથમ **चलसि** પદ વડે આપના ચાલવાની વાત કહી.

ખરી રીતે તો આપનાં ચરણો અમારા સ્થાનનો ત્યાગ કરીને બીજે સ્થળે જતાં નથી, છતાં પણ આપ જ આપના ચરણોને ચલાવો છો અને બીજે સ્થળે લઈ જાવ છો. (પશુઓને ચરાવવાને માટે આપ ચાલો છો; એટલે પશુઓને ચરાવવાને આપને જ ચાલવું ગમે છે, નહિ કે આપનાં ચરણોને, એ પ્રમાણે ગોપીજને ભગવાનને કહ્યું.) વળી, વ્રજમાં રહેનારી ગાયોને અરણ્યમાં લઈ જવામાં આવે છે, અને તેમને ચરાવવાનું કામ ચાલુ માર્ગે જવાથી થઈ શકતું નથી, તેથી જ્યાં રસ્તો નથી હોતો ત્યાંથી પણ જવું પડે છે. પૃથ્વી વગેરેના ઉપર કૃપા કરવાને માટે આપ પાદુકા પણ પહેરતા નથી; અને વળી જે પશુઓનું પાલન કરવાનું હોય છે તેમના ચામડાની પાદુકા પહેરી શકાય નહિ. તેથી આપનું કમળના જેવું સુંદર ચરણ જ પત્થર, તૃણ અને દર્ભના અંકુરોથી ક્લેશ પામે છે. આપનું ચરણ કમળના જેવું છે અને કમળ હમેશાં જળમાં રહે છે, તેથી આપના ચરણે જળમાં જ સ્થિતિ કરવી જોઈએ, અથવા તો જળપૂર્ણ ઘટ વગેરેમાં સ્થિતિ કરવી યોગ્ય છે. (આનો ભાવ આ પ્રમાણે છેઃ—કમળ જળમાં ઉત્પન્ન થાય છે, તેથી તે સરોવર વગેરેના જળમાં જ સ્થિતિ કરવાને યોગ્ય છે. આપનું ચરણરૂપી કમળ ચલાવવાને યોગ્ય નથી, તેથી વ્રજમાં જ તેની સ્થાપના કરવી ઘટે છે. કદાચિત્ આપના ચરણરૂપી કમળને ચલિત પણ કરી શકાય, તો પણ જળ વગરના સ્થાનમાં તેનું સ્થાપન કરવું યોગ્ય નથી, તેથી જળપૂર્ણ ઘટ વગેરે પાત્રમાં તેનું સ્થાપન કરવું યોગ્ય છે. જેમ સરોવરરૂપી પોતાના સ્થાનમાંથી ઉપાડી લીધેલું કમળ જળથી ભરેલા ઘટ વગેરે પાત્રમાં સ્થિતિ કરે છે તેમ વ્રજરૂપી પોતાના સ્થાનમાંથી ઉપાડેલું આપનું ચરણકમળ જળથી—રસથી—ભરેલા અમારા સ્તનરૂપી કલશોમાં સ્થિતિ કરે એ જ યોગ્ય છે.)

सुन्दरं चेत्, लक्ष्म्यामस्मासु वा स्थातुं योग्यम् । नाथेतिसम्बोधनात् पश्व एवात्रार्थे नियोज्याः सन्ति तथापि स्वयमेव गच्छसीति । वने हि त्रिविधा भूमिः, पर्वतरूपा अरण्यरूपा कच्छरूपा च । तत्र क्रमेणैकमेकत्र भवति सर्वं वा सर्वत्र । अवसादः अशक्त्या एकत्र स्थितिः । तदा चिन्ता भवति । स्वयं गत्वा स्वहृदये स्थापनीयमिति । मनःकान्तेति च । तेन मनः स्थापितमपि न तिष्ठतीति ॥११॥

एवं सप्तविधा अनन्यपूर्वा निरूपिताः । चतस्रश्च ताः । अतः परं क्रमेण षट् ता एव निरूप्यन्ते । तत्र प्रथमं राजसतामस्या वचनम् । ता हि बहिर्गत्वा द्रष्टुमशक्ताः । अतो यदा संध्यायां

---

(શ્રીમહાપ્રભુજી હવે નલિનસુન્દરમ્ નો બીજો અર્થ સમઝાવે છે.) આપનું ચરણ કમળથી પણ જો સુંદર છે, તો પછી તે ચરણે લક્ષ્મીજીમાં અથવા અમારામાં સ્થિતિ કરવી જોઇએ. (કમળ સરોવરરૂપી પોતાના સ્થાનમાં સ્થિતિ કરે છે, અથવા તો જો તે કમળને સરોવરમાંથી ખસેડવામાં આવે તો તે જળપૂર્ણ પાત્રમાં સ્થિતિ કરે છે. ભગવાનનું ચરણ કમળના જેવું છે. તેથી તે ચરણે લક્ષ્મીજીરૂપી પોતાના સ્થાનમાં રહેવું ઘટે છે, અથવા તો જો તે ચરણ ત્યાંથી ચાલીને બીજે જાય તો તેણે જળપૂર્ણ—રસપૂર્ણ—અમો ગોપીજનમાં સ્થિતિ કરવી ઘટે છે. ભગવાનનું ચરણ કમળના જેવું છે, લક્ષ્મીજી સરોવર જેવાં છે, અને ગોપીઓ જળપૂર્ણ કલશ જેવાં છે.)

ગોપીજનો ભગવાનને નાથ એ પ્રમાણે જે સંબોધન કરે છે તેનો ભાવ આ પ્રમાણે છેઃ ગાયોને ચરાવવાના કામ માટે આપની પાસે ઘણા નોકરો છે, છતાં પણ આપ પોતે જ તેમને ચરાવવાને માટે જાવ છો. વનમાં ત્રણ પ્રકારની ભૂમિ હોય છે. એક પર્વતરૂપ, બીજી અરણ્યરૂપ અને ત્રીજી કચ્છરૂપ—ભીની, કાદવ કીચ્ચડવાળી— આ ત્રણ પ્રકારની ભૂમિમાં ક્રમે કરીને પત્થર, તૃણ અને અંકુરમાંથી એક એક છેઃ અર્થાત્ પર્વતમાં પત્થર, અરણ્યમાં તૃણ અને કચ્છમાં દર્ભ વગેરેના અંકુર છે. અથવા તો પત્થર, તૃણ અને અંકુર એ ત્રણે ય બધે ય ઠેકાણે છે. અવસાદ એટલે અશક્તિને લીધે એક જ ઠેકાણે સ્થિતિ કરવી તે. (ભગવાનના ચરણને કાંટો લાગે ત્યારે તે ચાલી શકતા નથી અને તેથી એક જ સ્થળે તેમને સ્થિતિ કરવી પડે છે.)

આ પ્રમાણે ભગવાનને જ્યારે એક જ સ્થળે સ્થિતિ કરવી પડે છે ત્યારે અમને—ગોપીજનને—અમારા મનમાં એવો વિચાર આવે છે કે અમે પોતે ત્યાં જઇને અમારા પોતાના હૃદયમાં જ ભગવાનના તે ચરણને સ્થાપી દઇએ. (આ પ્રમાણે ગોપીજનોને પોતાના ભાવના અનુભાવને લીધે ભગવાનની વનલીલાનું જ્ઞાન છે એમ વર્ણન કરવામાં આવ્યું.)

અથવા તો મનઃકાન્ત એ પ્રમાણે સમસ્ત પદ લેવું, અને તેનો અર્થ એવો થાય કે હે મનઃકાન્ત—મનના કાન્ત—અમારા મનનું આપે રક્ષણ કર્યું છતાં પણ તે રહી શકતું નથી. (આ પ્રમાણે અર્થ કરવામાં મૂળ શ્લોકમાં મનઃકાન્ત એ પદમાંથી મનઃ એ પદની આવૃત્તિ જાણવી.) ૧૧

આ પ્રમાણે પાંચમા શ્લોકથી માંડીને તે અગીઆરમા શ્લોક સુધીમાં સાત પ્રકારનાં અનન્યપૂર્વા ગોપીજનોનું વર્ણન કરવામાં આવ્યું. (આ સાત પ્રકાર આ પ્રમાણે છેઃ—સાત્વિકસાત્વિક, સાત્વિકતામસ, સાત્વિકરાજસ, નિર્ગુણ, રાજસસાત્વિક, રાજસતામસ, અને રાજસરાજસ.) તે પહેલાંના ચાર શ્લોકોમાં ચાર પ્રકારનાં અન્યપૂર્વા ગોપીજનોનું વર્ણન કરવામાં આવ્યું છે. (આ ચાર પ્રકાર આ પ્રમાણે છેઃ—સાત્વિકરાજસ, સાત્વિકતામસ, સાત્વિકસાત્વિક અને નિર્ગુણ.) હવે પછી ક્રમવાર છ પ્રકારનાં અન્યપૂર્વા ગોપીજનોનું વર્ણન કરવામાં આવે છે. તેમાં પ્રથમ બારમા શ્લોકમાં રાજસતામસી અન્યપૂર્વા ગોપીનું વચન છે. અન્યપૂર્વા ગોપીજનો પતિ વગેરેની આજ્ઞાને અનુસરતાં હોવાથી દિવસે વનમાં જઇને ભગવાનનાં દર્શન કરી શકે એમ નથી. (દિવસે તો તેઓ ભગવાનનાં ગુણગાન કરીને રમણ કરે છે.) તેથી જ્યારે ભગવાન્ સંધ્યાકાળે શ્રીગોકુળમાં પધારે છે ત્યારે અન્યપૂર્વા ગોપીજનો તેમનાં દર્શન કરે છે અને તેથી તેમનામાં કામ ઉત્પન્ન થાય છે. પછીથી તેઓ રજોગુણને લીધે બન્ધની પ્રાર્થના કરે છે અને સત્વગુણને

भगवानायाति तदा भगवन्तं दृष्ट्वा मनसि कामो भवति । ततो वन्धप्रार्थना अधरामृतप्रार्थना च रजसा सत्त्वेन च भविष्यतः । अनन्यपूर्वाणां तु नित्य एव कामः । दिनपरिक्षय इति ।

दिनपरिक्षये नीलकुन्तलैर्वनरुहाननं बिभ्रदावृतम् ।
धनरजस्वलं दर्शयन् मुहुर्मनसि नः स्मरं वीर यच्छसि ॥ १२ ॥

दिनपरिक्षये संध्याकाले । क्षयोक्त्या दिने द्वेष्यत्वं ज्ञाप्यते । रजोगुणस्यायं समयः, कामस्य च कालः । नीलकुन्तला भ्रमरा इव रसबोधकाः । ये हि मुखकमललावण्यामृतं पिबन्ति ते उद्बोधका भवन्ति । अतस्तैरावृतं वनरुहवत् कमलवत् आननं बिभ्रत्, हे वीर, नः मनसि स्मरं यच्छसि । (सन्ध्यायां नीलवर्णैरावृतत्वे तत्प्रभाव्याप्तत्वं भवतीति तदुक्त्या वनरुहोक्त्या च कुवलयाभत्वं ज्ञाप्यते । तथा च प्रियामुखेन्दुदर्शनेनोत्तरोत्तरमधिकविकासवत्त्वमितः पूर्वमताहशत्वं

---

લીધે ભગવાનના અધરામૃતની પ્રાર્થના કરે છે. પરંતુ જે ગોપીજનો અનન્યપૂર્વા છે તેમનો કામ તો નિત્ય જ છે. અર્થાત્ અનન્યપૂર્વા ગોપીજનો વિવાહિત નથી તેથી તેઓ, પતિનો પ્રતિબન્ધ ન હોવાથી, દિવસે વનમાં જઈને અને રાત્રીએ ભગવાનની પાસે જઈને—આ પ્રમાણે રાત્રીદિવસ—રમણ કરે છે; તેથી તેમનો કામ પણ રાત્રીદિવસ અસ્તિત્વમાં હોવાથી નિત્ય જ છે. અનન્યપૂર્વા ગોપીજનો જો કે અન્યપૂર્વા ગોપીજનોની માફક પરાધીન છે છતાં પણ તેમનો કામ નિત્ય છે એમ જાણવું. આ પ્રમાણે જે ગોપીજનો અનન્યપૂર્વા છે તેમનો કામ નિત્ય હોવાથી ભગવાન્ તેમને કામનું દાન કરતા નથી, પણ જે ગોપીજનો અન્યપૂર્વા છે તેમને તો કામનું દાન કરવાની ભગવાનને જરૂર છે, તેથી પ્રથમ આ બારમા શ્લોકમાં સંધ્યાસમયે ભગવાનનાં દર્શન થવાથી અન્યપૂર્વા ગોપીજનોને કામ ઉત્પન્ન થાય છે. આ રીતે અન્યપૂર્વા ગોપીજનોનો કામ પણ ભગવાન્ જ ઉત્પન્ન કરે છે. અર્થાત્ दिनपरिक्षये શ્લોકમાં ભગવાને અન્યપૂર્વા ગોપીજનોને કામનું જે દાન કર્યું તેનું વર્ણન છે. (તેરમા શ્લોકમાં રજોગુણને લીધે બન્ધની જે પ્રાર્થના કરવામાં આવી તેનું વર્ણન છે, અને ચૌદમા શ્લોકમાં સત્ત્વગુણને લીધે અધરામૃતની જે પ્રાર્થના કરી તેનું વર્ણન છે.)

હે વીર! દિવસ પૂરો થતાં (સંધ્યાકાળે) કાળા કેશથી ઢંકાએલા
અને ગોધનની રજવાળા કમળના જેવા મુખને ધારણ કરતા અને વારંવાર
દર્શન કરાવતા આપ અમારા મનમાં કામનું દાન કરો છો. ૧૨

દિનપરિક્ષય થતાં, અર્થાત્ દિવસનો ક્ષય થતા, સંધ્યાકાળે. દિવસનો ક્ષય એમ જે કહેવામાં આવ્યું છે તે એમ જણાવે છે કે આ ગોપીજનને દિવસ ઉપર દ્વેષ છે. (આ શ્લોક બોલનારાં ગોપીજન રાજસતામસી છે, કારણ કે તે સંધ્યાકાળની ભગવાનની લીલાનું વર્ણન કરે છે.) સંધ્યાકાળ એ રજોગુણનો સમય છે, કારણ કે તે વખતે ગાયોને દોહવાનું અને બીજાં એવાં કાર્યોને લીધે ગોપીજનનું ચિત્ત વ્યગ્ર બને છે; વળી સંધ્યાકાળ તમોરૂપી કામને જાગૃત કરે છે તેથી તે તમોગુણનો પણ સમય છે. (આ પ્રમાણે સંધ્યાકાળ એ રાજસતામસ સમય છે, અને તેથી તે કાળની ભગવાનની લીલાનું વર્ણન કરનાર ગોપીજન પણ રાજસતામસી હોય છે.) ભગવાનના કાળા કેશ ભમરાઓની માફક રસને પ્રકટ કરનારા છે. જે ખરેખર ભગવાનના મુખકમળના લાવણ્યરૂપી અમૃતનું પાન કરે છે તે રસને જાગૃત કરનારા હોય છે. તેથી હે વીર! કાળા કેશથી ઢંકાએલા વનરુહ—કમળ—ના જેવા મુખને ધારણ કરતા આપ અમારા મનમાં કામનું દાન કરો છો.

[સંધ્યાકાળ વખતે જ્યારે ભગવાનનું મુખ કાળા કેશથી ઢંકાએલું હોય છે ત્યારે તે મુખ કાળા કેશના તેજથી વ્યાપ્ત બને છે, તેથી ઓઠ અને નેત્રોમાં પણ રતાશ જણાતી નથી. તેથી મૂળ શ્લોકમાં જે नीलकुन्तलैः અને वनरुहाननम् એ પ્રમાણે જે કહેવામાં આવેલું છે તે એમ બતાવે છે કે ભગવાનનું

च ज्ञाप्यते । तेन प्रियस्य सर्वासक्तिः सूचिता भवति । अत एव जलपदं विहाय वनपदमुक्तम् । तेन वने यावस्था तां ज्ञापयितुं तान् धर्मान् विभ्रद्देवाननं दर्शयतीति ध्वन्यते ।) धनेन गोभिः रजस्वलम् । मुहुश्च प्रदर्शयन् । मध्येमार्गं गच्छन् उभयतः स्थिता गोपीः पर्यायेण पश्यति । अतो मुहुः प्रदर्शनम् । अग्रे गच्छन् पुनः पुनर्व्याघुट्य पश्यतीति वा तथा । तादृग्दर्शनं स्वापेक्षाज्ञापकमिति स्मरजनकम् । निरन्तरदर्शनेन तत्रैव रसास्वादनमिति न स्मरोत्पत्त्यवसरः स्यात् । अतो वारंवारं प्रदर्शनं स्मराग्नेः संधुक्षणमिव भवति । तादृशं कृत्वा तत्पूरणार्थं तन्निराकरणार्थं वा युद्धमवश्यं कर्तव्यम् । तत्सूचयन्ति वीरेति । धनेन रजस्वलं च श्रमसूचकं भवति । श्रमनिवृत्तिश्चास्माभिरेव । वनरुहमिति । वन एवैतत्सर्वथा भोग्यम् । अतोऽत्रैव समागमनम् । अनेन गृहे रतिं दास्यामीतिपक्षो व्यावर्तितः । बिभ्रदिति बलात्कारेण तामेवावस्थां स्थापयति । यदि मुखसंमार्जनं कृत्वा समा-

---

મુખ કુવલય—રાત્રીના કમળ—જેવું છે. આ ઉપરથી એમ જણાય છે કે પ્રિયાઓના—ગોપીજનોના મુખરૂપી ચન્દ્રના દર્શનથી ભગવાનના મુખરૂપી કુવલય—રાત્રીકમળ—ઉત્તરોત્તર અધિક વિકાસ પામે છે, અને આની પહેલાં—પ્રિયાઓના મુખરૂપી ચન્દ્રના દર્શનની પહેલાં—ભગવાનનું મુખરૂપી કુવલય વિકાસ પામતું ન હતું. આથી એમ સૂચન થાય છે કે પ્રિયની—ભગવાનની—આસક્તિ બધાંમાં છે. બધાં ગોપીજનોમાં ભગવાનની આસક્તિ હોવાથી મૂળ શ્લોકમાં जल પદ ન વાપરતાં (वनरुहाननम् એમાં) वन પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે. (આનો ભાવ એવો છે કે વનમાંથી ભગવાન્ પાછા આવ્યા છે છતાં પણ ગોપીજનોમાં આસક્તિ હોવાને લીધે આ રમણને માટે ફરીથી તે વનમાં પ્રવેશ કરશે. એટલે ભગવાન્ વનમાં જ રહેશે, તેથી તેમનું વનમાં રહેવાનું સિદ્ધ થશે.) તેથી વનમાં કુવલયની જે અવસ્થા હોય છે તે અવસ્થા જણાવવા માટે કુવલયના તે તે ધર્મોને ધારણ કરનારા મુખનું ભગવાન્ દર્શન કરાવે છે એવો ધ્વનિ છે. ]

ધન વડે, અર્થાત્ ગોધન વડે, ગાયોના ચરણની રજ વડે, ભગવાનનું મુખ રજવાળું છે. આવા પ્રકારના મુખનું ભગવાન્ વારંવાર દર્શન કરાવતા રહે છે. ભગવાન્ માર્ગની વચમાં ચાલે છે, અને બન્ને બાજુએ ઉભાં રહેલાં ગોપીઓને વારાફરતી જુવે છે; તેથી 'ભગવાન્ પોતાનું મુખ વારંવાર દર્શાવે છે' એમ કહેવામાં આવ્યું છે. અથવા તો ભગવાન્ આગળ જતાં જતાં વારંવાર પોતાના મુખને ફેરવીને ગોપીજનોને જુવે છે તેથી 'ભગવાન્ પોતાનું મુખ વારંવાર દર્શાવે છે' એમ કહેવામાં આવ્યું છે.

ભગવાન્ ગોપીજનોને વારંવાર પોતાના મુખનું દર્શન કરાવે છે અને તે રીતે પોતાની (=ભગવાનની) ઇચ્છા જણાવે છે અને તેથી ગોપીજનોમાં કામ ઉત્પન્ન થાય છે. ભગવાન્ જો ગોપીજનોને એકી ટસે નિરંતર જુવે તો તે જ સમયે અને તે જ સ્થળે રસનો ભોગ થઈ જાય; તેથી કામને ઉત્પન્ન થવાનો અવકાશ રહે નહિ. આ કારણથી, ભગવાન્ પોતાનું મુખ ગોપીજનોને જે વારંવાર બતાવે છે તે ગોપીજનોના કામરૂપી અગ્નિને જાણે ફુંકતું હોય એમ લાગે છે. ગોપીજનોને પોતાના મુખનું વારંવાર દર્શન કરાવીને ગોપીજનોના કામરૂપી અગ્નિને ફુંકીને તે કામરૂપી અગ્નિને પૂરવાને માટે અથવા તેનો નાશ કરવાને માટે ભગવાને યુદ્ધ અવશ્ય કરવું જોઇએ એમ ગોપીજનો વીર એ સંબોધન દ્વારા સૂચવે છે. ગાયના ચરણની રજથી ધુસરૂં બનેલું આપનું મુખ આપનો શ્રમ સૂચવે છે. આપનો આ શ્રમ અમારાથી જ નાશ પામશે, બીજાથી નહિ. આપનું શ્રીમુખ वनरुह છે; અર્થાત્ વનમાં જ આપના શ્રીમુખનો સર્વથા ભોગ કરવા જેવો છે; અને તેથી આપ અહીં વનમાં જ પધાર્યા છો. ગોપીજનો ભગવાનના મુખને વનરુહ એ પ્રમાણે વર્ણવે છે તેથી 'હું ઘરમાં રતિનું દાન કરીશ' એ પ્રમાણે જો ભગવાન્ દલીલ કરે તો તેનું ખંડન થઈ ગયું.

મૂળ શ્લોકમાં જે बिभ्रत् પદ છે તે એમ સૂચવે છે કે ભગવાન્ બળાત્કારથી શ્રીમુખને તે જ

गच्छेत् तदा प्रसन्नमुखदर्शनात् ज्ञानं वा भवेत् । धनसम्बन्धि रज इति काम एव न तु क्रोधः । यथा पात्रं धृत्वा तत्स्थितमन्नं भोगार्थं दीयते तथा मुखं धृत्वा तत्रत्यो रसः कामात्मा मनसि स्थाप्यत इति मुखधारणस्य हेतुत्वम् । अतो भोगार्थं दत्त इति भोगः करणीयः । अयं काम आगन्तुक इति नास्मान्येन पूरणं भवति ॥ १२ ॥

तत उत्तमा अनन्यपूर्वावत्स्तयोश्चरणधारणं प्रार्थयन्ति प्रणतेति ।

प्रणतकामदं पद्मजार्चितं धरणिमण्डनं ध्येयमापदि ।
चरणपङ्कजं शन्तमं च ते रमण नः स्तनेष्वर्पयाधिहन् ॥ १३ ॥

अत एव न पौनरुक्त्यं परं पूर्वापेक्षयात्र चरणमाहात्म्यमधिकम् । गुणाधायकमेतत् । पूर्वं तु

---

અવસ્થામાં—કાળા કેશથી ઢંકાએલું અને ગોરજથી ધૂંસરૂં બનેલું મુખ એવી અવસ્થામાં—રાખે છે. જો ભગવાન્ પોતાના મુખને ધોઇને આવે તો પછી તેમના પ્રસન્ન મુખનું દર્શન કરવાથી જ્ઞાન જ થાય; અર્થાત્ આપનું શ્રીમુખ ભક્ત્યાત્મક છે, તેથી સ્નેહરસનો જ અનુભવ થાય. પણ અત્યારે આપનું શ્રીમુખ ગાયોની રજવાળું છે તેથી જ્ઞાન અથવા સ્નેહરસનો અનુભવ થતો નથી, તેમ જ ક્રોધ પણ થતો નથી, પરંતુ કામ જ ઉત્પન્ન થાય છે.

જેમ પાત્ર ધરીને તેમાં રહેલું અન્ન ભોગને માટે આપવામાં આવે છે તેમ આપનું મુખરૂપી પાત્ર ભક્તોની સામે ધરીને આપ આપના શ્રીમુખમાં રહેલો કામરસ અમારા મનમાં સ્થાપો છો. તેથી જે આ પ્રકારનું આપ શ્રીમુખ ધારણ કરો છો તે અમને કામનું દાન કરવામાં કારણભૂત છે. સંધ્યાકાળના વખતે આપે ભોગને માટે અમને કામનું જ દાન કર્યું, તેથી આપે ભોગ કરવો જોઇએ. આ કામ આગન્તુક છે, આપે અમને દાન કરેલો છે, તેથી તેનું પૂરણ બીજે કોઈ પણ પ્રકારે—ભોગ કર્યા વિના ફક્ત આશ્વાસન વગેરે આપવાથી—થઈ શકશે નહિ. અર્થાત્ આપે જ આ આગન્તુક કામનું પૂરણ ભોગ કરીને કરવાનું છે. ૧૨

જેમ प्रणतदेहिनाम् એ સાતમા શ્લોકમાં અનન્યપૂર્વા ગોપીજને ભગવાનને પ્રાર્થના કરી કે આપ આપનું ચરણકમળ અમારી છાતી ઉપર પધરાવો તેમ આ प्रणतकामदम् શ્લોકમાં પાછલાં—અન્યપૂર્વા રાજસતામસ ગોપીજન જે બારસો શ્લોક બોલે છે તે—ગોપીજનના કરતાં ઉત્તમ, અન્યપૂર્વા રાજસરાજસ ગોપીજનો, ભગવાનને પ્રાર્થના કરે છે કે આપ આપનું ચરણકમળ અમારી છાતી ઉપર પધરાવો.

હે રમણ ! હે આધિને હરણ કરનાર ! અનન્યભાવે આપને શરણે આવેલા જીવોની અભિલાષા પૂર્ણ કરનારૂં, બ્રહ્માએ જેનું પૂજન કરેલું છે એવું, પૃથ્વીના અલંકારરૂપ, દુઃખના સમયમાં જેનું ધ્યાન કરવા યોગ્ય છે એવું, કલ્યાણરૂપ આપનું ચરણારવિન્દ અમારા સ્તનો ઉપર પધરાવો. ૧૩

प्रणतदेहिनाम् એ સાતમો શ્લોક અનન્યપૂર્વા ગોપીજનોનો છે, જ્યારે આ શ્લોક અન્યપૂર્વા ગોપીજનોનો છે; તેથી આ શ્લોકમાં પુનરુક્તિ નથી. એટલું જ નહિ પણ પહેલાંના प्रणतदेहिनाम् એ શ્લોકના કરતાં આ શ્લોકમાં ભગવાનના ચરણનું માહાત્મ્ય અધિક છે. આ શ્લોકમાં ભગવાનના જે ચરણનું વર્ણન કરવામાં આવેલું છે તે ભક્તોને ગુણો આપનારૂં છે, જ્યારે प्रणतदेहिनाम् એ શ્લોકમાં જે ચરણનું વર્ણન કરવામાં આવેલું છે તે તો ફક્ત દોષ દૂર કરનારૂં છે. (આ પ્રમાણે ભગવાનના ચરણનું જે બે શ્લોકોમાં વર્ણન કરવામાં આવેલું છે તેમાં પુનરુક્તિ નથી.)

---

१ 'तिं' इत्यपि पाठः ।

दोपनिवर्तकम् । हे रमण रतिकर्तः । नः स्तनेषु चरणपङ्कजमर्पय । प्रयोजनमाहुः आधिहन् इति । आर्तिहन् इति वा । हृदयतापः चिन्ता च निवारणीया । दृष्टोपकारेणैव तापो गमिष्यति । अस्मानिर्हृदये स्थापितं न बहिः समायाति । अतस्त्वया बहिः स्थापनीयम् । चरणपङ्कजस्यापि भगवत इव षड्गुणानाह । तत्र प्रथममैश्वर्यं प्रणतकामदमिति । प्रकर्षेण ये नता अनन्यशरणाः तेषां कामदमभिलषितार्थदातृ । ईश्वर एव तथाविधो भवति । तत्रत्यः कामः स्तब्धैर्ग्रहीतुं न शक्यत इति प्रणतत्वमुक्तम् । पद्मजार्चितमिति धर्मरूपता निरूपिता । ब्रह्मप्रार्थनयैवात्रागतमिति । कीर्तिरूपतामाह धरणिमण्डनमिति । धरण्या मण्डनमलङ्करणरूपं श्रीरूपं वा । आपदि ध्येयं श्रीरूपं कीर्तिरूपं वा । पङ्कजसाम्यात् स्वरूपोत्कर्ष उक्तः । शन्तमं कल्याणतमं ज्ञानरूपम् । आर्तिहन्निति सम्बोधनात् ते

---

હે રમણ, રતિ કરનાર ! અમારા સ્તનો ઉપર આપનું ચરણકમળ પધરાવો. સ્તનો ઉપર ભગવાનનું ચરણકમળ પધરાવવાની ગોપીજનો ભગવાનને જે વિનંતી કરે છે તેનું પ્રયોજન સમજાવતાં ગોપીજનો કહે છે કે आधिहन्, આધિનો—મનની, હૃદયની, વ્યથાનો—નાશ કરનાર. અથવા તો आधिहन् ને બદલે आर्तिहन् પણ પાઠ છે, અને તેનો અર્થ આર્તિનો—ચિન્તાનો—નાશ કરનાર એ પ્રમાણે થાય છે. હૃદયનો તાપ અને ચિન્તા એ બેનું નિવારણ કરવાનું છે. (આપનું ચરણ કમલના જેવું છે અને કમલ તાપ દૂર કરે છે એ દેખીતી વાત છે, એટલે) આ પ્રમાણે દૃષ્ટ ઉપકારથી જ અમારા હૃદયનો તાપ જતો રહેશે. આપનું જે ચરણકમલ અમે અમારા હૃદયમાં સ્થાપેલું છે તે બહાર આવતું નથી, તેથી આપે આપનું ચરણકમલ બહાર—અમારા વક્ષઃસ્થળ ઉપર—સ્થાપવાનું છે, (અને તે રીતે અમારા હૃદયનો તાપ અને ચિન્તા દૂર કરવાની છે.)

જેમ ભગવાનમાં ઐશ્વર્ય વગેરે છ ગુણો રહેલા છે તેમ ભગવાનના ચરણકમલમાં પણ છ ગુણો રહેલા છે. તેમાં પ્રથમ ઐશ્વર્ય છે એમ प्रणतकामदम्—શરણે આવેલાની ઇચ્છા પૂર્ણ કરનારું—એ શબ્દમાં ગોપીજન કહે છે. ભગવાનને જે ખૂબ નમેલા છે તે પ્રણત, અર્થાત્ અનન્ય શરણે આવેલા; તેમના કામને—ઇચ્છેલા પદાર્થને—આપનારૂં ભગવાનનું ચરણકમલ છે. અનન્યભાવથી શરણે આવેલા જીવોની અભિલાષા પૂર્ણ કરનાર ઈશ્વર જ હોય છે. દાન કરવા યોગ્ય જે કામ—ઇચ્છેલો પદાર્થ—ઈશ્વરના મનમાં રહેલો છે તેનું ગ્રહણ સ્તબ્ધ—જે શરણે જતા નથી એવા—જીવોથી થઈ શકતું નથી, તેથી મૂળ શ્લોકમાં प्रणतत्व—ભગવાનને શરણે રહેવાનું—કહેવામાં આવેલું છે. (અર્થાત્ ભગવાન જે ઇચ્છિત પદાર્થનું દાન કરે છે તેનું ગ્રહણ કરવાને પણ સ્તબ્ધતાનો ત્યાગ કરીને અનન્યાશ્રય કરવાની જરૂર છે.)

पद्मजार्चितम्—બ્રહ્માથી પૂજાએલું ભગવાનનું ચરણકમલ—એ શબ્દથી ભગવાનના ચરણકમલની ધર્મરૂપતાનું વર્ણન કરવામાં આવ્યું છે. બ્રહ્માની પ્રાર્થનાથી જ ભગવાનના ચરણકમલનું અહીં આગમન થયું છે. (બ્રહ્મા ભગવાનના ચરણકમલની ધર્મબુદ્ધિથી જ પૂજા કરે છે, ગોપીજનોની માફક સ્નેહથી પૂજા કરતા નથી.)

धरणिमण्डनम्—પૃથ્વીના અલંકારરૂપ—એ પદવડે ભગવાનનું ચરણકમલ કીર્તિરૂપ છે એમ ગોપીજન કહે છે. ભગવાનનું ચરણકમલ ધરણીનું—પૃથ્વીનું—મંડન—અલંકાર—છે અથવા તો શોભા છે.

ભગવાનનું ચરણકમલ દુઃખમાં ધ્યાન કરવા યોગ્ય છે તેથી ભગવાનનું ચરણ શ્રીરૂપ અથવા કીર્તિરૂપ છે. (જો धरणिमण्डन પદ વડે ભગવાનના ચરણકમલની કીર્તિનું ગ્રહણ કર્યું હોય તો ध्येयमापदि એ પદવડે ભગવાનના ચરણકમલની શોભાનું ગ્રહણ કરવું; પણ જો धरणिमण्डन પદવડે ભગવાનના ચરણકમલની શોભાનું ગ્રહણ કર્યું હોય તો ध्येयमापदि એ પદવડે ભગવાનના ચરણકમલની કીર્તિનું ગ્રહણ કરવું.)

चरणपङ्कजमितिसम्बन्धनिरूपणाद् वैराग्ययुक्तं च । रमणेतीष्टप्रापकः । आर्तिहन्निल्यनिष्टनिवारकः । अथ वा । यल्लोके पञ्चविधमुपकारं करोति तदस्मास्वेकमेव करोत्विति प्रार्थ्यते । प्रणतासु कामं ददाति । तत्पूर्वमुक्तं 'मनसि नः स्मरं वीर यच्छसी'ति । प्रकर्षेण नम्रेषु वा कामं द्यति खण्डयति । पद्मजेन पद्मजया वा अर्चितमैश्वर्यार्थं कामार्थं वा । पद्मजैः अर्चितम् । तत्तुल्यं वा । अन्यथा

---

ભગવાનના ચરણને કમલની ઉપમા આપવામાં આવેલી છે તેથી સ્વરૂપની—ચરણની—શ્રેષ્ઠતા કહેવામાં આવી છે. ભગવાનનું ચરણકમલ शन्तम—સૌથી વધારે કલ્યાણરૂપ—છે, અને તેથી જ્ઞાનરૂપ છે, (કારણ કે જ્ઞાન કલ્યાણરૂપ છે.)

ભગવાનને માટે आर्तिहन् એ પ્રમાણે સંબોધન વાપરવાથી, અને ते चरणपङ्कजम्—આપનું ચરણકમલ—એ પ્રમાણે ચરણકમલનો ભગવાનની સાથે સંબંધ દર્શાવવાથી વૈરાગ્યનું વર્ણન કરવામાં આવ્યું છે. અર્થાત્ ભગવાનના સંબંધથી જ ભગવાનનું ચરણકમલ વૈરાગ્યયુક્ત છે.

ભગવાનને માટે रमण સંબોધન વાપરવામાં આવ્યું છે તેનો અર્થ 'ઇષ્ટ વસ્તુઓ આપનાર' એમ થાય છે, અને आर्तिहन् એ સંબોધનનો અર્થ 'અનિષ્ટ વસ્તુઓને દૂર કરનાર' એમ થાય છે. (અર્થાત્ ઇષ્ટ વસ્તુ મેળવવાને માટે અને અનિષ્ટ વસ્તુ દૂર કરવાને માટે બીજા કોઇનો આશ્રય કર્યા વિના ફક્ત ભગવાનનો અથવા ભગવાનના ચરણકમલનો આશ્રય કરવો જોઇએ.)

અથવા આપનું જે ચરણારવિન્દ લોકમાં પાંચ પ્રકારનો ઉપકાર કરે છે તે ચરણારવિન્દ અમારા ઉપર પાંચ નહિ પણ એક જ ઉપકાર કરો એમ ગોપીજન ભગવાનની પ્રાર્થના કરે છે. ભગવાનનું ચરણારવિન્દ જગતમાં પાંચ પ્રકારના ઉપકાર કરે છે: (૧) લૌકિક કામનું ખંડન કરવું, (૨) ઐશ્વર્યનું દાન કરવું, (૩) શરણે આવેલાની ઇચ્છાને પૂર્ણ કરવું, (૪) અલંકરણ, શોભા આપનાર, અને (૫) દુ:ખ દૂર કરનાર. આ પાંચ ઉપકારને બદલે એક જ ઉપકાર—અમારા હૃદયના તાપને દૂર કરવાનો ઉપકાર—અમારા ઉપર આપનું ચરણકમળ ધરો એવી ગોપીજનની પ્રાર્થના છે. (આ પ્રમાણે બીજો અર્થ કરવામાં ગોપીજનો પોતાના હૃદયના તાપને દૂર કરવાની પ્રાર્થના કરે છે, પોતે ઇચ્છેલા પદાર્થનું દાન કરવાની પ્રાર્થના કરતાં નથી.)

જે પ્રણત છે—અનન્યભાવથી ભગવાનને શરણે જાય છે—તેને ભગવાનનું શ્રીમુખ કામનું દાન કરે છે, અને તે વાત પહેલાં બારમા શ્લોકમાં मनसि नः स्मरं वीर यच्छसि એમાં કહેવામાં આવેલી છે, અને તેથી ત્યાં ભોગની પ્રાર્થના તો સિદ્ધ જ થઈ ગએલી છે. તેથી આ શ્લોકમાં प्रणतकामदम् એ પદનો બીજે પ્રકારે અર્થ કરવાની જરૂર છે. પ્રણત એટલે બહુ જ નમ્ર. આવા અતિનમ્ર ભક્તોમાં ભગવાનનું ચરણકમલ કામનું દાન—ખંડન—કરે છે. (શ્લોકનો આ પ્રમાણે જ્યારે અર્થ કરીએ ત્યારે આખા શ્લોકનો અન્વય આ પ્રમાણે કરવો:—શ્લોકના પૂર્વાર્ધમાં જે ચાર વિશેષણો આપેલાં છે તે વિશેષણોવાળું અને પાંચ પ્રકારના ઉપકાર કરનારૂં આપનું ચરણકમલ અમારા તાપનું નિવારણ કરવાને માટે આપ અમારા સ્તનો ઉપર પધરાવો.) (હવે पद्मजार्चितम् નો બીજે પ્રકારે અર્થ કરવામાં આવે છે.) પદ્મજ એટલે બ્રહ્મા; અથવા પદ્મજા એટલે લક્ષ્મી. બ્રહ્માએ ઐશ્વર્યને માટે ભગવાનના ચરણકમલની સેવા કરી, અથવા તો લક્ષ્મીએ કામને માટે ભગવાનના ચરણકમલની સેવા કરી. અથવા તો પદ્મજ એટલે નખ. પદ્મ એટલે ભગવાનના ચરણરૂપી કમલ અને તેમાં ઉત્પન્ન થનારા પદ્મજો, એટલે નખ. આ નખથી ભગવાનનું ચરણકમલ અર્ચિત—સેવાએલું—છે. (જગતમાં નખ પગની સાથે જોડાએલા છે, એટલે તે સંયોગી દ્રવ્ય કહેવાય છે, અને તેથી પગની સાથે નખનો સંબંધ અનિત્ય હોવાથી નખ પગથી છૂટા થઈ શકે છે. પરન્તુ ભગવાનના નખો સચ્ચિદાનન્દરૂપ હોવાથી સ્વરૂપાત્મક છે એટલે ભગવાનના નખોને સંયોગી દ્રવ્ય કહી શકાય નહિ; અર્થાત્ ભગવાનના નખ ભગવાનના ચરણકમલથી છૂટા થઈ શકે નહિ. આ પ્રકારની વસ્તુસ્થિતિ હોવા છતાં પણ આ શ્લોક બોલનારાં ગોપીજનોને

तानि चरणपङ्कजजन्म कथं प्राप्नुयुः । धरण्यपि स्त्री अनलङ्कृता न भुज्यत इति तस्यां पदस्थापनम् । भगवदपेक्षयापि चरणौ महान्, आपदि ध्यानमात्रेणैवापदं दूरीकरोतीति । यथैतेषां सर्वोपकारकर्तृ तथास्माकमपि करोत्विति प्रार्थना । अनेन सर्व एव सुरतबन्धा आक्षिप्ताः ॥ १३ ॥

तदनन्तरं तत उत्तमाः प्रार्थयन्ते सुरतेति ।

सुरतवर्धनं शोकनाशनं स्वरितवेणुना सुष्ठु चुम्बितम् ।
इतररागविस्मारणं नृणां वितर वीर नस्तेऽधरामृतम् ॥ १४ ॥

---

હમણાં ભગવાનના ચરણકમલના સંબંધને માટે એટલી બધી આર્તિ છે કે નખ વગેરે જે ભગવાનના ચરણકમલના સંબંધવાળો પદાર્થ છે તે જ ભગવાનના ચરણકમલનો સંબંધ પ્રાપ્ત કરવામાં અમારું પૂર્ણ સાધન છે એમ તે ગોપીજનો માને છે; અર્થાત્ નખ ભગવાનના ચરણકમળમાં જન્મ પ્રાપ્ત કરી શકે છે તેથી તે નખ જ અમારું પૂર્ણ સાધન છે. આ કારણથી આ ગોપીજનોએ ભગવાનના ચરણકમલને પદ્મજાર્ચિતમ્ એ પ્રમાણે વર્ણવ્યું છે.) આ પ્રમાણે જો માનવામાં ન આવે તો તે નખ ભગવાનના ચરણકમલમાં જન્મ કેવી રીતે પ્રાપ્ત કરી શકે? અથવા તો ભગવાનનું ચરણકમલ નખતુલ્ય છે; અર્થાત્ ભગવાનના ચરણકમલની અતિશોભા પણ નખથી જ છે, તેથી ભગવાનનું ચરણકમલ જાણે નખથી અર્ચિત થએલું છે. ભગવાનના ચરણકમલમાં રહેલાં ધ્વજ વગેરે ચિહ્નો પણ આ પ્રકારનાં જ છે એમ જાણવું. અર્થાત્ ધ્વજ વગેરે ચિહ્નો પણ ભગવાનના ચરણકમલનો સંબંધ મેળવવામાં પૂર્ણ સાધન છે અને તેથી ભગવાનનું ચરણકમલ તે ચિહ્નોથી અર્ચિત થએલું છે.

ધરણી એટલે પૃથ્વી. આ ધરણી પણ સ્ત્રી છે. જે સ્ત્રીએ અલંકાર ધારણ ન કર્યા હોય તેનો ભોગ થઈ શકે નહિ. તેથી તે ધરણી ઉપર ભગવાને પોતાના ચરણકમલનું સ્થાપન કરીને ધરણીને અલંકૃત કરી. આ પ્રમાણે ભગવાનનું ચરણકમલ ધરણીના અલંકારરૂપ છે.

ભગવાનનું ચરણકમલ ભગવાનના કરતાં પણ અધિક છે, કારણ કે ભગવાનના ચરણકમલનું દુઃખમાં ધ્યાન ધરતાં જ તે ચરણકમલ દુઃખ દૂર કરે છે.

(प्रणतकामदम् એ પદવડે લૌકિક કામનું ખંડન, पद्मजार्चितम् એ પદવડે બ્રહ્માને ઐશ્વર્યનું અને લક્ષ્મીને કામનું દાન, धरणीमण्डनम् એ પદવડે પૃથ્વીને અલંકૃત કરવી, અને ध्येयमापदि એ પદવડે દુઃખને દૂર કરવું—આ પ્રમાણે ચાર પદ વડે ભગવાનના ચરણકમલના પાંચ પ્રકારના ઉપકારનું વર્ણન કરવામાં આવ્યું.) જેમ આપનું—ભગવાનનું—ચરણકમલ બધાંના—બ્રહ્મા વગેરે—ઉપર સર્વ ઉપકાર કરે છે તેમ અમારા ઉપર પણ આપનું ચરણકમલ અમારા હૃદયનો તાપ દૂર કરીને ઉપકાર કરો એમ આ ગોપીજન ભગવાનને પ્રાર્થના કરે છે. આ પ્રમાણે બધા ય સુરતબન્ધોનું આક્ષેપથી વર્ણન કરવામાં આવ્યું છે. (प्रणतकामदम् એ પદવડે 'બાહ્ય' સુરતબન્ધ; पद्मजार्चितम् એ પદમાં पद्मज વડે 'વિપરીત' બન્ધ, અને पद्मजा વડે 'તિર્યક્' બન્ધ; धरणी પદવડે 'સમ' બન્ધ; અને ध्येयम् પદવડે 'આન્તર' બન્ધ—આ પ્રમાણે સુરતબન્ધના પાંચ પ્રકારનું આક્ષેપથી વર્ણન કરવામાં આવ્યું છે.) ૧૩

ત્યાર પછી અન્યપૂર્વા રાજસરાજસી ગોપીજનના કરતાં પણ ઉત્તમ એવાં અન્યપૂર્વા રાજસ-સાત્ત્વિકી ગોપીજનો सुरतवर्धनम् એ શ્લોકમાં ભગવાનની પ્રાર્થના કરે છે.

હે વીર! સુરતની વૃદ્ધિ કરનાર, શોકનો નાશ કરનાર, સ્વરવાળા વેણુથી ચુંબિત અને બીજા રાગોનું વિસ્મરણ કરાવનાર આપનું અધરામૃત અમને અનધિકારીઓને દાન કરો. ૧૪

अधरामृतं वितरेति। अत्राप्यधरामृतं गुणादायकम्। एतस्य चतुर्गुणत्वमेव विवक्षितम्। ज्ञानवैराग्ययोरत्रानुपयोगात्। तत्रैश्वर्यमाह **सुरतवर्धनम्** इति। गोपिकासु परिच्छिन्नः कामः अपरिच्छिन्नेन सह संयोगे क्लिष्टो भवति। यथा रसाः क्षुदुद्बोधका भवन्ति तथायं रसः कामोद्बोधकः। किञ्च, न केवलमयं काममेव पोषयति किन्तु सर्वानेवान्तःकरणदोषान्निवारयति। अतः शोकनाशकत्वं ज्ञानवैराग्यरूपता च निरूपिता। ऐश्वर्यधर्मरूपता च। यशोरूपतामाह। **स्वरितो** नादयुक्तो यो **वेणुः**, तेन **सुष्ठु चुम्बितम्** इति। यशो हि नादज्ञैः कीर्त्यते। वेणुश्च परमभक्त इति तेनापि चुम्बितमेव न तु पीतम्। **इतररागविस्मारणम्** इति श्रियो रूपम्, सा हि सर्वं विस्मारयतीति। स्वतः पुरुषार्थत्वेन प्रमेयबलमुक्तम्। पूर्वेण प्रमाणबलम्। **शोकनाशनम्** इति फलबलम्। **सुरतवर्धनम्** इति साधनबलम्।

---

આપનું અધરામૃત અમને આપો એમ આ અન્યપૂર્વા રાજસસાત્ત્વિકી ગોપીજનો ભગવાનને પ્રાર્થના કરે છે. આ શ્લોકમાં પણ પૂર્વ શ્લોકની માફક ભગવાનનું અધરામૃત ગુણ આપનારૂં છે.' (આઠમા શ્લોકમાં વર્ણન કરવામાં આવેલું અધરામૃત દોષ દૂર કરનારૂં છે, જ્યારે આ શ્લોકમાં વર્ણન કરવામાં આવેલું અધરામૃત ગુણ આપનારૂં છે; એટલે આ શ્લોકમાં આઠમા શ્લોકના અધરામૃતની પુનરુક્તિ નથી.) આ અધરામૃતમાં ચાર ગુણોનું જ વર્ણન કરવાની ઇચ્છા છે, કારણ કે અહીં જ્ઞાન અને વૈરાગ્યનો ઉપયોગ નથી. તેથી આ શ્લોકમાં અધરામૃતના ઐશ્વર્ય વગેરે ચાર ગુણોનું વર્ણન કરવામાં આવેલું છે. અધરામૃતના ઐશ્વર્યગુણનું વર્ણન કરતાં ગોપીજન કહે છે કે **सुरतवर्धनम्**. જ્યારે ગોપિકાઓમાં રહેલા પરિચ્છિન્ન કામનો ભગવાનના અપરિચ્છિન્ન સ્વરૂપ સાથે સંયોગ થાય છે ત્યારે તે પરિચ્છિન્ન કામ ક્લિષ્ટ થાય છે. જેમ આયુર્વેદની રસ ઔષધિઓ ભૂખને જાગૃત કરે છે તેમ ભગવાનનો આ અધરરસ કામને જાગૃત કરે છે. વળી, ભગવાનનો આ અધરરસ ફક્ત કામને જ પોષે છે એમ નથી, પરંતુ અન્તઃકરણના બધા દોષોનું નિવારણ કરે છે. તેથી ભગવાનનું અધરામૃત શોકનાશક છે એમ વર્ણન કરવામાં આવ્યું છે અને તે રીતે અધરામૃત જ્ઞાનરૂપ અને વૈરાગ્યરૂપ છે એમ નિરૂપણ કરવામાં આવ્યું. અથવા તો **सुरतवर्धनम्** એ પદવડે અધરામૃતના ઐશ્વર્યગુણનું અને **शोकनाशनम्** એ પદવડે ધર્મગુણનું વર્ણન કરવામાં આવ્યું છે.

અધરામૃતના યશરૂપી ગુણનું વર્ણન કરતાં ગોપીજન કહે છે કે **स्वरितवेणुना सुष्ठु चुम्बितम्**. સ્વરિત એટલે નાદયુક્ત જે વેણુ, તેનાથી ભગવાનનું અધરામૃત સારી રીતે ચુંબિત થએલું છે, કારણ કે નાદ જાણનારાઓ જ યશનું કીર્તન કરે છે. વેણુ ભગવાનનો પરમભક્ત છે એટલે તેણે પણ ભગવાનના અમૃતરસનું ચુંબન જ કર્યું, પણ પાન કર્યું નહિ. (અર્થાત્ પરમ ભક્ત નાદયુક્ત વેણુ અધરામૃતનું સુંદર ચુંબન કરીને અધરામૃતના યશનું ગાન કરે છે.)

અધરામૃતના શ્રીરૂપી ગુણનું વર્ણન કરતાં ગોપીજન કહે છે કે **इतररागविस्मारणम्**. આ પદવડે અધરામૃતના શ્રીરૂપી ગુણનું વર્ણન કરવામાં આવ્યું છે, કારણ કે શ્રી—લક્ષ્મી—સર્વનું વિસ્મરણ કરાવે છે (અને તે જ પ્રમાણે ભગવાનનું અધરામૃત પણ બીજા બધા ય રાગોનું વિસ્મરણ કરાવે છે.)

ભગવાનનું અધરામૃત પોતે જ પુરુષાર્થરૂપ છે, અને તેના વિષે **सुरतवर्धनम्** વગેરે ચાર વિશેષણો વડે પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એ ચારનું નિરૂપણ કરવામાં આવ્યું છે.) તેમાં **इतररागविस्मारणम्** એ વિશેષણ વડે સ્વતઃપુરુષાર્થરૂપ અધરામૃતના પ્રમેયબલનું વર્ણન કરવામાં આવ્યું છે, તેની પહેલાંના **स्वरितवेणुना सुष्ठु चुम्बितम्** એ વિશેષણ વડે અધરામૃતના પ્રમાણબલનું વર્ણન કરવામાં આવ્યું છે, **शोकनाशनम्** એ પદ વડે અધરામૃતના ફલબલનું વર્ણન કરવામાં આવ્યું છે, અને **सुरतवर्धनम्** એ પદ વડે અધરામૃતના સાધનબલનું વર્ણન કરવામાં આવ્યું છે. (કૃષ્ણોપનિષદમાં કહેવામાં આવ્યું છે કે **वंशस्तु भगवान् रुद्रः**, વેણુ રુદ્રરૂપ છે; અને **वेदः शिवः शिवो वेदः** એ શ્રુતિમાં શિવને વેદરૂપ તરીકે

एवं चतुर्विधपुरुषार्थप्रदं स्वतः पुरुषार्थरूपम् । नृणामस्माकमनधिकारिणां दुर्लभपुरुषार्थानां वा यद्यपीदं देयं न भवति तथापि वितरणगुणेन दातुं शक्यत इति वितरेत्युक्तम् । वीरेति सम्बोधनात् शौर्यं नान्यथा संभवतीति निरूपितम् ॥ १४ ॥

एवं त्रिविधा निरूप्य, पुनस्तामस्यः त्रिविधा निरूप्यन्ते । देवनिन्दिकाः सात्त्विकतामस्यः । भगवन्निन्दिकाः तामसतामस्यः । स्वनिन्दिका राजसतामस्य इति । अटतीति ।

अटति यद्भवानह्नि काननं त्रुटिर्युगायते त्वामपश्यताम् ।
कुटिलकुन्तलं श्रीमुखं च ते जड उदीक्षतां पक्ष्मकृद् दृशाम् ॥ १५ ॥

---

વર્ણવવામાં આવ્યા છે. તેથી વેણુનાદ વેદરૂપ છે, અને વેદ સ્વતઃપ્રમાણ હોવાથી વેણુનાદ પણ સ્વતઃપ્રમાણ છે. આ પ્રકારે સ્વરિત વેણુ સ્વતઃપ્રમાણ વેદાત્મક હોવાથી પ્રમાણરૂપ છે અને તેનાથી. इतररागविस्मारणरૂપ પ્રમેયજ્ઞાન થાય છે, એટલે इतररागविस्मारणम् એ પદ પ્રમેયબલનું વર્ણન કરે છે. સ્વરિતવેણુરૂપી પ્રમાણથી इतररागविस्मारणરૂપ જે પ્રમેયજ્ઞાન થાય છે તેનું ફલ शोकनाशनम् છે, તેથી शोकनाशनम् એ પદ ફલબલનું વર્ણન કરે છે. આ शोकनाशनરૂપી ફલને સિદ્ધ કરવાને માટે સાધનની જરૂર રહે છે અને તે સાધન सुरतवर्धनम् એ પદવડે કહેવામાં આવેલું છે.) આ પ્રમાણે અધરામૃત સ્વતઃપુરુષાર્થરૂપ છે અને ચાર પ્રકારનો પુરુષાર્થ આપનાર છે. (ભગવાનનું અધરામૃત ચાર પ્રકારનો પુરુષાર્થ આપનારૂં છે એમ सुरतवर्धनम् ઇત્યાદિ ચાર વિશેષણો સૂચવે છે. सुरतवर्धनम् કામનું, शोकनाशनम् મોક્ષનું, स्वरितवेणुना सुष्ठु चुम्बितम् ધર્મનું અને इतररागविस्मारणम् અર્થનું નિરૂપણ કરે છે, અને આ રીતે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોનું વર્ણન કરવામાં આવ્યું છે.)

અમે કેવળ નૃ છીએ, અનધિકારી છીએ, અથવા તો બધા પુરુષાર્થ અમને દુર્લભ છે; તેથી જો કે આપનું સ્વતઃપુરુષાર્થરૂપ ચાર ગુણોવાળું અધરામૃત અમને આપવા યોગ્ય નથી છતાં પણ આપના વિતરણ—દાન—ગુણને લીધે તે અધરામૃતનું દાન અમને કરી શકાય એમ છે. આ હેતુથી ગોપીજનોએ वितर—દાન કરો—એ પ્રમાણે ભગવાનને પ્રાર્થના કરી. (અનધિકારી, નિસ્સાધન, જીવોને પણ ભગવાન પોતાનામાં રહેલા વિતરણ—દાન—ગુણથી પરમ પુરુષાર્થ આપે છે, તેથી વિતરણધર્મ ભગવાનના અધિક ઉત્કર્ષનું સૂચન કરે છે.)

ભગવાનને वीर એ પ્રમાણે જે સંબોધન કરવામાં આવ્યું છે તેનો ભાવ એવો છે કે ભગવાનનું શૌર્ય બીજે પ્રકારે સંભવતું નથી. અર્થાત્ આપ આપના અધરામૃતનું અમને દાન કરશો તો જ આપનું શૌર્ય સંભવશે, અન્યથા નહિ જ. ૧૪

આ પ્રમાણે ૧૨–૧૪ એ ત્રણ શ્લોકોમાં અન્યપૂર્વા રાજસ ગોપીજનોના તામસ, રાજસ અને સાત્વિક એ ત્રણ પ્રકારનું વર્ણન કરીને હવે ૧૫–૧૭ એ ત્રણ શ્લોકોની અંદર અન્યપૂર્વા તામસ ગોપીજનોના સાત્વિક, તામસ અને રાજસ એ ત્રણ પ્રકારનું વર્ણન કરવામાં આવે છે. દેવની નિન્દા કરનારાં ગોપીજનો સાત્વિકતામસ છે, ભગવાનની નિન્દા કરનારાં ગોપીજનો તામસતામસ છે અને પોતાની નિન્દા કરનારાં ગોપીજનો રાજસતામસ છે. હવે अटति એ શ્લોક અન્યપૂર્વા તામસસાત્વિક ગોપીજનો બોલે છેઃ—

આપ જ્યારે દિવસે વનમાં પધારો છો ત્યારે આપનાં દર્શન નહિ મળવાથી અમને એક ક્ષણ પણ યુગ જેવી લાગે છે. અમે જ્યારે વાંકા કેશવાળા શ્રીમુખનું દર્શન કરીએ છીએ ત્યારે નેત્રોની પાંપ કરનાર બ્રહ્મા અમને જડ લાગે છે. ૧૫

भवान् अह्नि काननं यदटति, तत्र दिवसे त्रुटिः युगायते । तत्र निमित्तं त्वामपश्यतामिति । यदा पुनः पश्यामः, तदा कुटिलकुन्तलं श्रीमुखं ते उदीक्षतां नोऽस्माकं यः पक्ष्मकृद् ब्रह्मा स जडः । यथा देवानां पक्ष्म न करोति, अलौकिकद्रष्टृत्वात्, तदपेक्षयाप्यत्यलौकिकद्रष्टृत्वादस्माकमपि पक्ष्मकरणमनुचितम् । अतोऽनुचितकरणात् जडः । देवा हि बहुकालं जीवन्ति तथा वयमपि त्रुटिर्युगायत इति । त्रुटिशब्दोऽस्त्रियाम् । यदि सार्थकं गमनं भवेत् तथापि न काचिच्चिन्ता । परमह्नि काननमेवाटति, न तु कानने कश्चन पुरुषार्थः । अस्माकं च न बहिर्गमनं संभवति । एवं देवत्वं भगवता संपादितम् । मूर्खो ब्रह्मा तादृशीनां पक्ष्मकृत् ॥ १५ ॥

तदपेक्षया हीना आहुः पतीति ।

पतिसुतान्वयभ्रातृबान्धवानतिविलङ्घ्य तेऽन्त्यच्युतागताः ।
गतिविदस्तवोद्गीतमोहिताः कितव योषितः कस्त्यजेन्निशि ॥ १६ ॥

---

આપ જ્યારે દિવસે વનમાં ફરો છો ત્યારે ત્રુટિ—એક પળ—યુગ જેવી લાગે છે. એક પળ યુગ જેવી લાગે છે તેનું કારણ જણાવતાં ગોપીજનો કહે છે કે त्वामपश्यताम्, આપનાં દર્શન નહિ થવાથી. પણ જ્યારે અમે આપનાં દર્શન કરીએ છીએ ત્યારે આપના વાંકા કેશવાળા શ્રીમુખનાં દર્શન થતાં અમને લાગે છે કે અમારી આંખોની પાંપ કરનાર બ્રહ્મા જડ છે. (અમે જ્યારે આપના શ્રીમુખનાં દર્શન કરીએ છીએ ત્યારે અમારી આંખોની પાંપણો વચ્ચે નડવાથી આપનો વિરહ થાય છે, અને તેથી આંખોની પાંપણો કરનાર બ્રહ્મા અમને જડ લાગે છે.) જેમ દેવો અલૌકિક દ્રષ્ટા હોવાથી બ્રહ્મા તેમની આંખોને પાંપણો કરતા નથી, તેમ અમારી પણ આંખોને પાંપણો કરવી યોગ્ય નથી, કારણ કે દેવોના કરતાં અમે વધારે અલૌકિક દ્રષ્ટા છીએ. તેથી બ્રહ્માએ અમારી આંખોને જે પાંપણો કરી છે તે અયોગ્ય છે, અને તેથી તે જડ છે. દેવો ખરેખર લાંબા કાળ સુધી જીવે છે; તેમ અમે પણ લાંબો કાળ જીવીએ છીએ, કારણ કે त्रुटिर्युगायते, એક પળ યુગ જેવી થાય છે. त्रुटि શબ્દ નરજાતિ અને નાન્યતરજાતિનો છે. જો આપનું વનમાં પધારવાનું સાર્થક થતું હોય તો તો અમને કોઈ જાતની ચિન્તા નથી; પરંતુ દિવસે વનમાં જ આપ ફરો છો, અને વનમાં કોઈ જાતનો પુરુષાર્થ નથી. અમારું ઘરની બહાર જવું સંભવતું નથી. (દિવસે આપ પ્રયોજન વિના વનમાં ફરો છો, તે વખતે અમને આપનાં દર્શન થતાં નથી અને અમે ઘરની બહાર જઈ શકતાં નથી, તેથી એક પળ પણ યુગ જેવી લાંબી થાય છે; સાયંકાલે અમને આપના શ્રીમુખનાં દર્શન થાય છે. આ પ્રકારે અમે અલૌકિક પદાર્થનાં દર્શન કરનારાં છીએ અને દીર્ઘ કાળ જીવનારાં છીએઃ એટલે) આ પ્રમાણે ભગવાને તો અમને દેવ જેવાં બનાવેલાં છે (પણ સાયંકાલે આપના શ્રીમુખનાં દર્શન કરતી વખતે અમારી આંખોની પાંપણો દર્શનમાં આડે આવે છે) તેથી અમારી આંખોની પાંપણો કરનાર બ્રહ્મા મૂર્ખ છે. (આ શ્લોકમાં બ્રહ્મદેવની નિન્દા કરવાથી આ શ્લોક બોલનાર ગોપીજનો તામસસાત્ત્વિક છે.) ૧૫

અન્યપૂર્વા તામસસાત્ત્વિક ગોપીજનોથી ઉતરતી કોટિનાં અન્યપૂર્વા તામસતામસ ગોપીજનો પતિ ઇત્યાદિ શ્લોકમાં ભગવાનની નિન્દા કરે છેઃ—

પતિ, પુત્ર, વંશ, ભાઈ, બાન્ધવો (જેમનું ઉલ્લંઘન થઈ શકે નહિ એવાં) આ બધાંનું ઉલ્લંઘન કરીને, હે અચ્યુત!, ગતિને જાણનાર એવાં અમે આપ ગતિ જાણનારની પાસે આવ્યાં છીએઃ આપ ગતિ જાણનારના ઉચ્ચ ગાનથી મોહિત થએલી સ્ત્રીઓનો, હે કિતવ—કપટી—!, રાત્રીએ કોણ ત્યાગ કરે! ૧૬

हे अच्युत, स्वतः कामनिवृत्तिभयरहित । पतिः, सुताः, अन्वयो वंशः, भ्रातरः, बान्धवाः संबन्धिनः, एते सर्वथा अविलङ्घ्याः, तानप्यतिविलङ्घ्य ते अन्ति समागताः । त्वं सर्वेषां गतिं जानासीति गतिवित् सर्वेषांवती गतिः संपाद्यते तां भवानेव दास्यतीति । वयं वा गतिविदः तेषां भजने भगवद्भजने च तारतम्यविदः । किञ्च, तव उद्गीतेन च मोहिताः । अतो मोहयित्वा समानीय उभयभ्रंशार्थमरण्ये निशि योषितः कस्त्यजेत् । सर्वदैव स्त्रियो न त्याज्याः । सुतरामरण्ये । सुतरां निशि । यदर्थं वा समाहूताः, तदप्यदत्त्वेत्यभिप्रायेण सम्बोधनम् । कितवानां वयं संबन्धिन्यः । अतोऽस्माकं तेषु न प्रवेशः ॥ १६ ॥

---

હે અચ્યુત! સ્વતઃ કામની નિવૃત્તિના ભયથી રહિત! (જ્યારે ભગવાન્ વિનાના બીજા કોઈનો કામ નિવૃત્ત થઈ જાય છે ત્યારે તે બીજો પોતે જ તે લીલામાંથી નિવૃત્ત થઈ જાય છે, પરન્તુ ભગવાન્ પોતે પોતાની લીલામાંથી કોઈ પણ વખત નિવૃત્ત થતા નથી, કારણ કે તેમનો પોતાનો કામ નિવૃત્ત થતો નથી.) પતિ, પુત્રો, અન્વય એટલે વંશ, ભાઈઓ, બાન્ધવો એટલે સગાંવ્હાલાંઓઃ આ બધાંઓનું ઉલ્લંઘન સર્વથા થઈ શકે નહિ, છતાં તેમનું પણ અતિ ઉલ્લંઘન કરીને આપની સમીપ અમે આવેલાં છીએ. આપ સર્વેની ગતિને જાણો છો એટલે આપ ગતિવિત્ છો, કારણ કે બધા જેટલી ગતિ સંપાદન કરે છે તેટલી ગતિ આપ જ આપશો. અથવા તો અમે ગતિવિત્—ગતિને જાણનારાં—છીએ, કારણ કે પતિ વગેરેનું ભજન અને ભગવાનનું ભજન એ બે પ્રકારના ભજનનું અમે તારતમ્ય જાણીએ છીએ.

વળી, આપના ઉચ્ચ ગાનથી અમને મોહ થયો. (આપ ગતિ જાણનાર છો અને અમે પતિ વગેરેનું ભજન અને આપનું ભજન એ બેની તારતમ્યરૂપી ગતિ જાણનારાં છીએ. તેથી ગતિજ્ઞાનને લીધે અને આપના ઉચ્ચ ગાનથી થએલા મોહને લીધે અમે આપની પાસે આવ્યાં છીએ.) તેથી અમારામાં મોહ ઉત્પન્ન કરીને, અમને અહીં આણીને, પતિવગેરેથી અને આપનાથી એમ બે ય બાજુથી ભ્રંશ કરવાને માટે, અરણ્યમાં રાત્રીએ અમો સ્ત્રીઓનો (આપના વિના બીજો) કોણ ત્યાગ કરે? હમ્મેશાં જ સ્ત્રીઓ ત્યાગ કરવા યોગ્ય નથી; તેમાં ય ખાસ કરીને વનમાં, તેમાં પણ ખાસ કરીને રાત્રીએ. (ભગવાન્ ગોપીજનોનો અરણ્યમાં રાત્રીએ ત્યાગ કરે છે તેથી તેમને કિતવ—કપટી—કહેવામાં આવે છે, કારણ કે કપટી લોકો અરણ્યમાં છેતરીને ત્યાગ કરે છે. कितव એ સંબોધનનું બીજું પણ તાત્પર્ય છે એમ જણાવતાં કહે છે કે) અથવા તો જે વસ્તુને માટે આપે અમને અહીં બોલાવ્યાં તે વસ્તુ જ અમને આપ્યા વિના અમારો ત્યાગ કરો છો—આ અભિપ્રાયથી ગોપીજનો ભગવાનને कितव એ પ્રમાણે સંબોધે છે.

અથવા તો મૂળ શ્લોકમાં कितवयोपितः એમ એક સમસ્ત પદ લેવું. અમે તો કિતવોના—કપટી ગોપોના—માત્ર સંબંધવાળાં છીએ, અમે તેમની સ્ત્રીઓ, પત્ની, નથી; અને તેથી અમારો તેમનામાં પ્રવેશ થઈ શકતો નથી. (ગોપીજનો ભગવાનને कितव ન કહેતાં પોતાના પતિને कितव કહે છે અને પોતાની જાતને कितवयोपितः કહે છે. આનું તાત્પર્ય આ પ્રમાણે છેઃ—ગોપીજનો કહે છે કે કિતવો—ગોપો—સાથે અમારો માત્ર સંબંધ જ છે, અમે તેમની પત્નીઓ નથી અને તેમણે અમારો ભોગ કર્યો નથી, કારણ કે અમારો ભોગ ફક્ત ભગવાન્ જ કરી શકે છે. ગોપોને તો ફક્ત અભિમાન જ છે કે અમે ગોપીઓના ધણી છીએ. જેમ રાસ વખતે ગોપીજનો ભગવાનની પાસે હતાં છતાં પણ યોગમાયાના મોહથી ગોપો માનવા લાગ્યા કે અમારી સ્ત્રીઓ અમારી પાસે જ છે, તેમ હમ્મેશાં ગોપોને યોગમાયાના મોહને લીધે ફક્ત અભિમાન જ રહે છે કે ગોપીઓ અમારી પત્ની છે અને અમે તેમના પતિ છીએ, પરંતુ ગોપો ગોપીઓનો ભોગ કરતા નથી. ગોપીજનોને પુત્ર વગેરે જે પ્રજા થઈ તે તો અલૌકિક પ્રકારવડે ભગવાનની દ્વારા જ થઈ છે. ગોપો ગોપીઓના પતિ નથી છતાં ગોપીઓ તેમને પોતાના પતિ તરીકે જે સ્વીકારે છે તે તો રસના પોષણને માટે જ, કારણ કે 'રસ બીજાની સ્ત્રીમાં જ સિદ્ધ થાય છે' એવો વાત્સ્યાયન મુનિનો સિદ્ધાન્ત છે. તેથી વાસ્તવિક રીતે ગોપીજનોનો ભોગ કરવા એકલા ભગવાન્ જ યોગ્ય છે એવો સિદ્ધાન્ત છે.) ૧૬

तत उत्तमा आत्मानमेव निन्दन्ति रहसीति ।

रहसि संविदं हृच्छयोदयं प्रहसिताननं प्रेमवीक्षणम् ।
बृहदुरः श्रियो वीक्ष्य धाम ते मुहुरतिस्पृहं मुह्यते मनः ॥ १७ ॥

नो मनः अतिस्पृहं सत् मुह्यत इति । तत्र कारणत्रयं गुणत्रयसहितम् ।

वाक्यं हास्यमुरश्चैव कामानन्दाधिकारिणः ।

रहसि एकान्ते या संविद् ज्ञानं वा पूर्ववत् । हृच्छयस्य कामस्य उदयो येन तादृशम् । प्रहसितयुक्तमाननं प्रेमपूर्वकं वीक्षणं च यस्मिन् । श्रियो धाम बृहदुरः । भगवद्रूपस्य वा षड्गुणत्वमुच्यते । रहसि संविदो यस्मादिति । एतादृशं त्वाम् । हृच्छयस्य उदयो यस्मात् । प्रहसितमाननं

---

અન્યપૂર્વા તામસતામસ ગોપીજન કરતાં ઉત્તમ અન્યપૂર્વા તામસરાજસ ગોપીજનો રહસિ એ શ્લોકમાં પોતાની જાતને જ નિન્દે છેઃ—

કામને ઉદ્દીપન કરનારી આપની એકાન્તની વાતચીત, પ્રેમપૂર્વક
કટાક્ષવાળું હસતું આપનું શ્રીમુખ, અને શ્રીના ધામરૂપ આપનું વક્ષઃસ્થલ—
એ ત્રણનાં ખૂબ દર્શન કરીને અતિશય સ્પૃહાવાળું અમારૂં મન વારંવાર
મોહ પામે છે. ૧૭

અમારૂં મન ઘણું ઇચ્છાવાળું છે અને તે મોહ પામે છે. ત્રણ ગુણ સહિત ત્રણ કારણને લીધે અમારા મનને મોહ થાય છેઃ વાક્ય, હાસ્ય અને વક્ષઃસ્થલ એ ત્રણ અનુક્રમે કામ, આનન્દ અને અધિકારીનો બોધ કરે છે. (મધુરતા, મનોહર વાક્યો અને વિદ્વાનોને આનન્દ આપનારઃ આ ત્રણ ગુણો વાક્યના છે. આ ત્રણ ગુણવાળું ભગવાનનું વાક્ય, હાસ્યવાળું મુખ અને વક્ષઃસ્થલ એ ત્રણ મનને મોહ પમાડવાનાં કારણો છે. અથવા તો વાક્ય, હાસ્ય અને વક્ષઃસ્થલ એ ત્રણ મોહનાં કારણો છે અને તે દરેક કારણને એક ગુણ છેઃ વાક્યનો ગુણ हृच्छयोदयम्, કામને જગાડનાર; હાસ્યનો ગુણ प्रेमवीक्षणम्, પ્રેમપૂર્વક કટાક્ષવાળું; અને વક્ષઃસ્થલનો ગુણ श्रियो धाम, શ્રીનું સ્થાન; આ પ્રમાણે ત્રણ કારણોના એકંદરે ત્રણ ગુણો છે. બન્ધ વગેરેનું જ્ઞાન આપવાથી વાક્ય કામને જાગૃત કરે છે, હાસ્ય આનન્દ ઉત્પન્ન કરે છે અને લક્ષ્મીનું ધામ હોવાથી વક્ષઃસ્થલ અધિકારીઓનો બોધ કરે છે.)

રહસ્‌માં—એકાન્તમાં—જે સંવિત્—વાક્ય અથવા પૂર્વવત્ જ્ઞાન.—(એકાન્તમાં જ્ઞાન જે વાક્યે થાય તે વાક્ય रहसिसंवित् કહેવાય છે. અર્થાત્ જ્યારે વાક્યનું નિરૂપણ કરવામાં આવે ત્યારે જેમ વાક્યમાં મધુરતા વગેરે ત્રણ ગુણો જોવામાં આવે છે તેમ તે વાક્યથી ઉત્પન્ન થતા જ્ઞાનમાં પણ એ ત્રણ ગુણો જોવામાં આવે છે. અર્થાત્ જ્ઞાન પણ પૂર્વવત્, વાક્યના જેવું જ, છે.) હૃચ્છયનો—કામનો—ઉદય જેનાથી થાય છે તે વાક્ય हृच्छयोदयम् છે. હાસ્યવાળું મુખ, જેમાં પ્રેમપૂર્વક કટાક્ષ છે. ભગવાનનું મોટું વક્ષઃસ્થલ લક્ષ્મીજીનું ધામ છે.

અથવા તો ભગવાનનું સ્વરૂપ છ ગુણોવાળું છે એમ આ શ્લોકમાં કહેવામાં આવ્યું છે. (रहसिसंविदम्, हृच्छयोदयम्, प्रहसिताननम् અને प्रेमवीक्षणम् એ ચારમાં બહુવ્રીહિ સમાસ છે અને તે ભગવાનના સ્વરૂપનાં વિશેષણો છે. બાકીના બે ગુણો बृहदुरः અને श्रियो धाम છે.) એકાન્તમાં સંવિત્—વાક્ય—છે જેમાંથી એવા આપને (જોઇને,) કામનો ઉદય છે જેમાંથી, હાસ્યવાળું મુખ છે જેમનું, પ્રેમપૂર્વક કટાક્ષ છે જેમનાં, (એવા આપને જોઇને,) મોટું વક્ષઃસ્થલ અને લક્ષ્મીજીનું ધામ એ બે જોઇને (અમારૂં મન મોહ પામે છે.) (रहसिसंविदम् માં ભગવાનના વાક્યનું કથન છે અને ભગવદ્વાક્ય તો સ્પષ્ટ પ્રમાણરૂપ જ છે. हृच्छयोदयम् માં પ્રમેયબલનું કથન કર્યું છે, કારણ કે ભગવાનના

यस्य । प्रेमपूर्वकं वीक्षणं यस्य । बृहदुरः श्रीधाम च वीक्ष्य । प्रमाणादिफलरूपता भगवद्रूपे निरूपिता । वक्षसि च स्वस्थित्यर्थं यशः श्रीश्च निरूपिता । मुखदर्शनेनैव प्रहसितयुक्तत्वात् पूर्वस्थित्यभावः । ततः कामः । प्रेमवीक्षणेन च तस्य स्थिरीकरणम् । ततः स्वयोग्यता । ततो भोगचातुर्यं प्रथमविशेषणेन । एवं सर्वं भविष्यतीति अतिस्पृहायुक्तं मनः मुह्यते केवलं मोहं प्राप्नोति पदार्थालाभात् मुहुर्मूर्च्छां[1] समायातीति जीवनमरणान्यतराभावात् धिग्जीवनमित्यर्थः ॥ १७ ॥

पुनरनन्यपूर्वा एतावत्कालं मनोरथाभिनिविष्टा किञ्चित्प्रार्थयते व्रजवनौकसामिति ।

**व्रजवनौकसां व्यक्तिरंग ते वृजिनहन्त्र्यलं विश्वमङ्गलम् ।**
**त्यज मनाक् च नस्त्वत्स्पृहात्मनां स्वजनहृद्रुजां यन्निषूदनम् ॥ १८ ॥**

---

પ્રમાણરૂપ શૃંગારરસવાળાં વાક્યોથી કામના ઉદયનું જ જ્ઞાન થાય છે. **प्रहसिताननम्** માં સાધનનું વર્ણન છે, કારણ કે આવા હાસ્યવાળું ભગવાનનું શ્રીમુખ બધાં ફળો સાધી શકે છે. **प्रेमवीक्षणम्** માં ફલનું વર્ણન છે, કારણ કે ભગવાન્ પ્રેમપૂર્વક ભક્તો તરફ જુવે એ જ વાત ફલ તરીકે સિદ્ધ કરવાની છે.) આ પ્રમાણે ચાર વિશેષણો વડે ભગવાનના સ્વરૂપમાં પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એ ચાર પ્રકારના ખલનું વર્ણન કરવામાં આવ્યું. આ શ્લોક બોલનારાં ગોપીજનોને ભગવાનના વક્ષઃસ્થલ ઉપર સ્થિતિ કરવાને માટે **बृहदुरः** એ પદવડે યશનું નિરૂપણ કરવામાં આવ્યું છે (ભગવાનનું વક્ષઃસ્થલ મોટું છે; અને મોટું વક્ષઃસ્થલ યશનું સૂચન કરે છે એમ શાસ્ત્ર કહે છે. એટલે **बृहदुरः** એ પદ વડે યશનું વર્ણન કરવામાં આવ્યું છે); અને **श्रियो धाम** એ પદ વડે શ્રીનું વર્ણન કરવામાં આવ્યું છે.

ભગવાનના હાસ્યયુક્ત મુખનું દર્શન કરતાંની સાથે જ આ ગોપીજનોની પૂર્વ સ્થિતિ નષ્ટ થઈ ગઈ. (ગોપીજનોને જે પહેલાં માન હતું તે ભગવાનના હાસ્યવાળા મુખનું દર્શન કરવાથી જતું રહ્યું. હાસ્ય એ માયા છે તેથી ગોપીજનોનું માન નષ્ટ થઈ ગયું અને તેમને ભગવાનને માટે પરમ ઉત્કંઠા થઈ. આ પ્રમાણે **प्रहसिताननम्** એ પદવડે ગોપીજનોનું માન જતું રહ્યું એમ કહેવામાં આવ્યું.) પછી **हृच्छयोदयम्** એ પદવડે કામનું વર્ણન કરવામાં આવ્યું અને **प्रेमवीक्षणम्** એ પદવડે તે કામ સ્થિર કરવામાં આવ્યો એમ કહેવામાં આવ્યું છે. પછી **बृहदुरः श्रियो धाम** એ શબ્દો વડે 'ભગવાનના મોટા વક્ષઃસ્થલ ઉપર સ્થિતિ કરવાને માટે અમારી—ગોપીજનોની—યોગ્યતા છે' એમ કહેવામાં આવ્યું. પછીથી **रहसिसंविदम्** એ પ્રથમ વિશેષણ વડે 'એકાન્તમાં જે રસસંબંધી વાક્યો તેનાથી અમને—ગોપીજનોને—ભોગ કરવાની હોંશિયારી પણ સિદ્ધ થાય છે' એમ કહેવામાં આવ્યું.

આ પ્રમાણે અમને બધું જ સિદ્ધ થઈ જશે એ વિચારથી અતિ સ્પૃહાવાળું અમારૂં મન મોહ પામે છે, કેવલ મોહ પામે છે, ઇષ્ટ પદાર્થ નહિ મળવાથી વારંવાર મૂર્છા પામે છે. આ પ્રમાણે અમે ખરેખર જીવી શકતાં નથી તેમ જ મરી પણ જતાં નથી—જીવન અને મરણ એ બેમાંથી એક પણ થતું નથી—તેથી 'ધિક્કાર છે આ જીવનને!' એ પ્રમાણે ગોપીજનોના કહેવાનો અર્થ છે. આ પ્રમાણે આ શ્લોકમાં ગોપીજનોએ પોતાની નિન્દા કરી. ૧૭

હવે અત્યાર સુધી મનોરથ કરતી અનન્યપૂર્વા તામસસાત્વિક ગોપીજન **व्रजवनौकसाम्** એ શ્લોકમાં કાંઇક પ્રાર્થના કરે છે.

હે અંગ! આપની વ્યક્તિ—આપનું સ્વરૂપ—વ્રજવાસીઓના પાપનો નાશ કરનારી છે અને અખિલ વિશ્વને મંગલરૂપ છે. સ્વજનના—ગોપીજનોના—હૃદયના રોગોનો જેનાથી નાશ થાય તેવા આપના સ્વરૂપનું જરા પણ દાન આપની સ્પૃહાવાળાં અમને કરો. ૧૮

---

1 मूर्छामिति पाठः ।

इयं ते व्यक्तिः व्रजवनौकसां वृजिनहन्त्री पापनाशिका । विश्वस्याप्यलर्थं मङ्गलरूपं दोष-
निवर्तकं विशेषाकारेणास्माकमेव, गुणाधायकं सर्वेषाम् । अत एतादृशं मनाक् त्यज । त्यागावश्यकत्वे
हेतुः त्वत्स्पृहात्मनामिति । त्वय्येव स्पृहायुक्त आत्मा अन्तःकरणं यासाम् । किं त्यक्तव्यमित्या-
शङ्कायामाह स्वजनेति । स्वजनानां गोपिकानां हृद्रुजां हृदयरोगाणां कामरूपाणां यदेव निषूदनं
भवति, नितरां सूदनं नाशनं यस्मात् । केषाञ्चित्फलदाता, तादृशोऽस्माकं रोगनिवर्तको भवत्विति ॥१८॥

काचिद्राजसतामसी सखेदमाह यत्त इति ।

**यत्ते सुजातचरणाम्बुरुहं स्तनेषु भीताः शनैः प्रिय दधीमहि कर्कशेषु ।**
**तेनाटवीमटसि तद् व्यथते न किंस्वित् कूर्पादिभिर्भ्रमति धीर्भवदायुषां नः ॥ १९ ॥**

सुजातं यच्चरणाम्बुरुहं चरणकमलं भीताः सत्यः स्तनेषु शनैर्दधीमहि । शनैर्धारणे हेतुः
कर्कशेष्विति । प्रियेतिसम्बोधनात् स्नेहाद्धारणम् । सुजातमिति तथा महत् सम्यक्प्रकारोत्पन्नं शीतलं
सुगन्धि तापनाशकं भवति । अतः स्तनेषु स्थापनम् । प्रियत्वात् धार्ष्ट्येन स्थापनम् । तेनैवातिकोमलेन
अस्मान् त्यक्त्वा अस्मद्दोषेण इदानीमटवीमटसि । स्वयमदुःखेन स्थित्वा यद्यन्यस्मै दुःखं दातुं शक्नु-

આપનું આ સ્વરૂપ વ્રજવાસીઓના વૃજિનનો—પાપનો—નાશ કરનારૂં છે; અને વળી અખિલ
વિશ્વને ઘણું મંગલરૂપ છે, અર્થાત્ આપનું સ્વરૂપ ખાસ કરીને અમારા જ દોષનું નિવારણ કરનાર છે,
બધાંને તો તે ગુણ આપનારૂં છે. તેથી આ પ્રકારના આપના આનન્દમય સ્વરૂપનું જરાક પણ અમારામાં
સ્થાપન કરો. ભગવાને પોતાના સ્વરૂપનું સ્થાપન અમારા વિષે કરવું જ જોઇએ તેનું કારણ દર્શાવતાં
ગોપીજન કહે છે કે त्वत्स्पृहात्मनाम्, આપની સ્પૃહાવાળાં. આપનામાં જ સ્પૃહાવાળો આત્મા—
અન્તઃકરણ—છે જેમનો એવાં અમે—ગોપીજનો—છીએ.
'મારે શાનું સ્થાપન કરવું' એમ જો ભગવાનને શંકા થાય તો ગોપીજન કહે છે કે स्वजन०.
સ્વજનોના—ગોપિકાઓના—કામરૂપી હૃદયરોગોનો જે વસ્તુ સંપૂર્ણ નાશ કરે છે તેનું—ભગવાનના
સ્વરૂપનું—સ્થાપન અમારે વિષે કરો. નિષૂદન એટલે જે વસ્તુથી સંપૂર્ણ નાશ થાય તે. કેટલાકના
પાપોનો નાશ કરનાર અને કેટલાકને ફલનું દાન કરનાર એવા આપ અમારા કામરૂપી રોગનો નાશ કરો
એમ આ શ્લોકમાં ગોપીજન ભગવાનને પ્રાર્થના કરે છે. ૧૮
કોઇક રાજસતામસી અનન્યપૂર્વા ગોપીજન ખેદ સાથે કહે છે કે यत्ते.
હે પ્રિય! અમે અમારા કઠિન સ્તનો ઉપર આપનું જે સુંદર
ચરણકમલ બ્હીતાં બ્હીતાં ધીમેથી પધરાવીએ છીએ તે કોમલ ચરણકમલ
વડે આપ વનમાં ફરો છો, તેથી આપ જેમનું આયુષ્ય—જીવન—છો એવી
અમે જે ગોપીઓ તેમની બુદ્ધિને ભ્રમ થાય છે કે આપના તે કોમલ
ચરણકમલને કાંકરાઓ વગેરેથી દુઃખ નહિ થતું હોય? ૧૯
સુજાત—સુંદર—જે આપનું ચરણામ્બુરુહ—ચરણકમલ—તેને અમે બ્હીતાં બ્હીતાં ધીમેથી
સ્તનો ઉપર પધરાવીએ છીએ. ભગવાનનું ચરણારવિન્દ સ્તનો ઉપર ધીમેથી પધરાવવાનું કારણ દર્શાવતાં
ગોપીજન કહે છે કે कर्कशेषु, સ્તનો કર્કશ—કઠિન—છે તેથી. ગોપીજન ભગવાનને પ્રિય એ પ્રમાણે
સંબોધન કરે છે તેથી માલમ પડે છે કે ગોપીજન ભગવાનનું સુંદર ચરણકમલ સ્નેહથી પોતાના સ્તનો
ઉપર પધરાવે છે. આપનું ચરણકમલ સુજાત છે, એટલે કે મોટું, સારી રીતે ખીલેલું, શીતલ, સુગન્ધિ
અને તાપનાશક છે. તેથી આપનું સુંદર ચરણકમલ અમે અમારા સ્તનો ઉપર પધરાવીએ છીએ. ભગવાન્
ગોપીજનના પ્રિય છે, તેથી ગોપીજન ભગવાનનું ચરણકમલ પોતાના સ્તનો ઉપર ધૃષ્ટતાથી—હિમ્મતથી—
પધરાવે છે. અમારા દોષને લીધે અમારો ત્યાગ કરીને આપ તે કોમલ ચરણકમલ વડે વનમાં ફરો છો.
પોતે દુઃખી થયા વિના જો બીજાને દુઃખ આપી શકાય તો પછી તે બીજાને દુઃખ આપે, પરંતુ
પોતે પણ દુઃખી થાય તો બીજાને દુઃખ ન આપે. તેથી અમને સંદેહ થાય છે કે આપને દુઃખ થાય છે કે

१ एतादृशीमितिपाठो योजनायाम् । २ यमेति पाठः ।

यात् तर्हि प्रयच्छेत् न तु स्वयमपि दुःखं प्राप्य । तत्रास्माकं संदेहः, किं व्यथते न वेति । स्विदि-त्युत्प्रेक्षायाम् । किं न व्यथते, अपि तु व्यथत एव । कूर्पादिभिः शर्करादिभिः । कूर्पशब्देन विषमाः शर्करा उच्यन्ते । तर्हि व्यथत एव कथमुत्प्रेक्ष्यते तत्राह भ्रमति धीरिति । बुद्धिः केवलं परिभ्रमति । यदि व्यथत इतिनिश्चयः स्यात्, तदा बुद्धिः शान्तैव भवेत् । पुनर्यदायासि तेन संदेहः । तत्र हेतुः भवदायुषामिति । भवल्लीलार्थमेवायुर्येषाम् । पूर्वं तु खेदेन मनःपीडा निरूपिता, इदानीं तु मूर्च्छा निरूप्यत इत्यन्त्यस्थितिः । एवं सर्वासां मूर्च्छापर्यन्तं स्थितिर्ज्ञातव्या । पुनर्लीलाप्रवेशे प्रलापः, पुनः स्वरूपस्थितौ गानमिति । एवं साधनपरीक्षयोर्यावत् तावत्तासां तापो निरूपितः ॥ १९ ॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षित-
विरचितायां दशमस्कन्धविवरणेऽष्टाविंशाध्यायविवरणम् ॥

---

નહિ. સ્વિત્ એ પદ ઉત્પ્રેક્ષા—કલ્પના—ના અર્થમાં વપરાએલું છે. આપને દુઃખ નથી થતું? અર્થાત્ દુઃખ થાય છે જ. (આ પ્રમાણે અમે ઉત્પ્રેક્ષા કરીએ છીએ.) કૂર્પેથી—કાંકરાઓથી—આપને દુઃખ થાય છે જ. કૂર્પશબ્દનો અર્થ ખડબચડા કાંકરાઓ થાય છે.

જો ખડબચડા કાંકરાઓથી ભગવાનના કોમલ ચરણકમલને દુઃખ થાય છે જ, તો પછી દુઃખ થાય છે એવી કલ્પના શા માટે કરવામાં આવે છે? આના ઉત્તરમાં ગોપીજન કહે છે કે **भ्रमति धीः**, અમારી બુદ્ધિ કેવળ પરિભ્રમણ કરે છે. આપને દુઃખ થાય છે એવો નિશ્ચય જો થાય તો પછી અમારી બુદ્ધિ શાન્ત જ થઈ જાય, અર્થાત્ અમને મૂર્છા જ આવે. (કાંકરાઓથી દુઃખ થાય એ વાત પ્રસિદ્ધ છે એટલે અમને એમ લાગે છે કે આપને—ભગવાનને—દુઃખ થાય છે.) પણ વનમાં આપ ફરીથી પધારો છો. (જો આપને દુઃખ થતું હોય તો આપ વનમાં ફરીથી પધારો નહિ, તેથી અમને લાગેછે કે આપને દુઃખ નહિ થતું હોય.) આ પ્રમાણે (આપને દુઃખ થતું હશે અને નહિ થતું હોય એમ બે પ્રકારનું વિરુદ્ધ જ્ઞાન થવાથી) અમને સંદેહ થાય છે.

અમારી બુદ્ધિ પરિભ્રમણ કરે છે તેનું કારણ દર્શાવતાં ગોપીજન કહે છે કે **भवदायुषाम्**. આપની લીલાને માટે જ આયુષ્ય છે જેમનું એવાં અમે છીએ. પહેલાં **शिलतृणाङ्कुरैः** એ અગીઆરમા શ્લોકમાં ભગવાનનું ચરણકમલ પત્થર, તૃણ, દર્ભ વગેરેના અંકુરોથી ક્લેશ—ખેદ—પામે છે તે જાણીને ગોપીજનોના મનમાં જે પીડા થતી હતી તેનું વર્ણન કરવામાં આવ્યું છે, જ્યારે આ શ્લોકમાં તો ગોપીજનોની મૂર્છારૂપી છેલ્લી સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે, કારણ કે તેમની બુદ્ધિ ભ્રમણ કરે છે. (અર્થાત્ અગીઆરમા શ્લોકમાં ગોપીજનોના મનની પીડાનું વર્ણન કર્યું અને આ શ્લોકમાં તેમની મૂર્છાનું વર્ણન કરવામાં આવ્યું એટલે કોઈ જાતની પુનરુક્તિ નથી. મૂર્છા એ નવમી અવસ્થા છે અને તેની પછી આગળ બીજી અવસ્થા ન હોવાથી તે છેલ્લી જ અવસ્થા ગણાય છે.) (અથવા તો પહેલાં એટલે પૂર્વે—સત્તાવીસમા—અધ્યાયને અંતે ખેદ વડે મનની પીડાનું વર્ણન કરવામાં આવ્યું અને અહીં—આ અઠ્ઠાવીસમા અધ્યાયમાં—તો મૂર્છારૂપી છેલ્લી સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે.) આ પ્રમાણે બધાં ગોપીજનોની મૂર્છા સુધીની સ્થિતિ જાણવી. (ગોપીજનોની અંદર ભગવાને લીલાસહિત પ્રવેશ કરેલો છે. વિરહાવસ્થામાં ગોપીજનોની સ્થિતિ કોઈક વખત ભગવલ્લીલામાં થાય છે, તો કોઈક વખત ભગવત્સ્વરૂપમાં થાય છે.) ફરીથી ગોપીજનોની જ્યારે લીલામાં સ્થિતિ થાય છે ત્યારે તેઓ પ્રલાપ—પ્રશ્ન—કરે છે; (અર્થાત્ પ્રશ્ન અંતરંગ છે, તેથી પ્રલાપરૂપ પ્રશ્નના કથનથી સત્તાવીસમા અધ્યાયમાં જણાવેલાં રસાસક્તિ, હરિક્રિયા અને ગર્વભાવ એ ત્રણનું વર્ણન કરવામાં આવ્યું છે એમ જાણવું;) પરન્તુ જ્યારે ગોપીજનોની સ્થિતિ ભગવાનના સ્વરૂપમાં થાય છે ત્યારે આ અધ્યાયમાં જણાવ્યા પ્રમાણે ગાન થાય છે. (આ પ્રકારે વિરહાવસ્થામાં ભગવાનની લીલામાં પ્રવેશ કરવાથી રસાસક્તિ, હરિક્રિયા અને ગર્વભાવ એ ત્રણ, અને ભગવાનના સ્વરૂપમાં પ્રવેશ કરવાથી ગાનઃ—એમ બધાં મળીને ચારની વારંવાર આવૃત્તિ થયા કરે છે.)

આ પ્રમાણે સાધન અને પરીક્ષાના અન્ત સુધી ગોપીજનના તાપના સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું. (અર્થાત્ આ પ્રકારે ભગવાનને મેળવવાને માટે ભક્તો જે સાધનો કરે છે તે સાધનોની જેટલી પરાકાષ્ઠા છે તેટલી પરાકાષ્ઠાનું વર્ણન થયું, અને ભગવાને ભક્તોના સ્નેહની જે પરીક્ષા કરી તે પરીક્ષાની જેટલી પરાકાષ્ઠા છે તેટલી પરાકાષ્ઠાનું વર્ણન થયું.) ૧૯

# अध्यायः २९

एकोनत्रिंशकेऽध्याये प्रसादं भगवत्कृतम् । रोदनात् प्राप्य तुष्टास्ता निर्णयज्ञा इतीर्यते ॥ १ ॥
न हि साधनसम्पत्त्या हरिस्तुष्यति कस्यचित् । भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधनम् ॥ २ ॥
सन्तुष्टः सर्वदुःखानि नाशयत्येव सर्वतः । अतो निर्णयवाक्यानि भजनार्थं न्यरूपयत् ॥ ३ ॥

एवं पूर्वाध्यायान्ते तासां स्तुतिमुक्त्वा, ततः पूर्वाध्याये तासां प्रलापमुक्त्वा, उभयमप्युपसंहरन् तयोरसाधनतायां जातायां रोदनं कृतवत्य इत्याह इतीति ।

---

ગોપીજનોને જ્યારે અભિમાન થયું ત્યારે ભગવાન્ અન્તર્હિત થઈ ગયા અને તેથી ગોપીજનોએ રુદન કર્યું. (જ્યારે માણસ નિસ્સાધન થાય છે ત્યારે તે કેવળ દીન બને છે અને રડે છે, અને તે જ સમયે ભગવાન્ તેના ઉપર કૃપા કરે છે.) તેથી ભગવાન્ ફરીથી પ્રકટ થયા અને પોતાના હસ્તકમલનો સ્પર્શ વગેરેનું દાન ગોપીજનોને કર્યું. આ પ્રમાણે ભગવાને ગોપીજનોના ઉપર કૃપા કરીને તેમનો અભિમાન દૂર કર્યો. ભગવાનની આ કૃપા ગોપીજનોએ રડીને મેળવી અને પોતે સંતુષ્ટ થયાં, અને **मिथो भजन्ति** વગેરે ભગવાનનાં વચનો સાંભળીને નિર્ણય જાણ્યો. આ બધો પ્રસંગ ઓગણીસમા અધ્યાયમાં વર્ણન કરવામાં આવે છે. ૧

(ભગવાન્ ગોપીજનોનું અભિમાન બીજે પ્રકારે પણ દૂર કરવા સમર્થ છે, તો પછી ગોપીજનો
રડી રહ્યાં ત્યાં સુધી ભ વાને રાહ જોઈ તે અયોગ્ય છે. આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો શ્રીમહાચાર્ય-
ચરણ તેનું સમાધા રે છે કે ભગવાન્ જ્યારે અન્તર્હિત થાય છે ત્યારે તાન્મા યાવત્ प्रपन्नोऽभूत् એ
છવ્વીસમા આરંભમાં આવેલી નવમી કારિકામાં જેમ શાસ્ત્રની મર્યાદા જણાવેલી છે તેમ
'વા' મે ત્યારે પણ નિસ્સાધનતારૂપી શાસ્ત્રની મર્યાદા હોય છે.) 'હું અમુક સાધન
કરું' એમ માનીને જે સાધનો કરવામાં આવે છે તે સાધનોથી ભગવાન્ કોઈ
ન્ન થતા નથી, કારણ કે ભક્તોની દીનતા એ એક જ વસ્તુ ભગવાનને પ્રસન્ન
વાન્ જ્યારે ગોપીજનોના અભિમાનને લીધે તિરોહિત થઈ ગયા ત્યારે ભગવાનને
નોએ સાધનબુદ્ધિથી—આ કરવાથી ભગવાન્ મળશે એ બુદ્ધિથી—પ્રલાપરૂપી
યુ જ્યારે પ્રલાપ અને ગાન ભગવાનને પ્રકટ કરી શક્યાં નહિ ત્યારે ગોપીજનોને
ખ્યાલ આવ્યો અને દીન બની તેઓ રડ્યાં. રુદન એ ભગવાનને મેળવવાનું
ગોપીજનો રડ્યાં નથી, પણ પ્રલાપ અને ગાન એ બે પોતાનાં સાધનો નિષ્ફળ
ં દૈન્ય આવ્યું અને તેને પરિણામે તેઓ રડી પડ્યાં.) ૨
તુષ્ટ થાય છે ત્યારે બધાં દુઃખો સર્વ પ્રકારે નાશ કરે છે જ, તેથી દુઃખનો સંપૂર્ણ
નનું પ્રતિપાદન કરવા માટે **मिथो भजन्ति** વગેરે નિર્ણય કરનારાં વાક્યો ભગવાને
દુઃખ એટલે આનન્દનો અભાવ. આનન્દથી આનન્દાભાવ—દુઃખ—નાશ પામે
જ્યારે ભક્તથી સંતુષ્ટ થાય છે ત્યારે પ્રકટ થાય છે, અને આનન્દમય સ્વરૂપ પ્રકટ
થતાં જ ભક્તનાં બધાં દુઃખો સંપૂર્ણ નાશ પામે છે જ. આ હેતુથી આ કારિકામાં एव પદ મૂક્યામાં આવેલું છે. આનન્દમય પ્રભુના પ્રાકટ્યથી જ ભક્તનાં બધાં દુઃખો નાશ પામે છે એમ જો ન માનીએ તો ગોપીજનોનું ભગવાનના તિરોધાનથી થએલું દુઃખ ભગવાનના પ્રાકટ્યથી નાશ પામે નહિ; પણ ભગવાનના પ્રાકટ્યથી ગોપીજનોનું દુઃખ જતું જ રહે છે.) ૩

આ પ્રમાણે શુકદેવજીએ ગયા—અઠ્ઠાવીસમા—અધ્યાયમાં ગોપીજનોએ કરેલી ભગવાનની સ્તુતિનું વર્ણન કર્યું, અને તેની પહેલાંના—સત્તાવીસમા—અધ્યાયમાં ગોપીઓના પ્રલાપનું વર્ણન કર્યું. આ બન્નેનો—સ્તુતિ અને પ્રલાપનો—પણ ઉપસંહાર કરતાં શુકદેવજી इति गोप्यः એ શ્લોકમાં કહે છે કે જ્યારે પ્રલાપ અને સ્તુતિ એ બે સાધનો ભગવાનની પ્રાપ્તિ કરાવી શક્યાં નહિ ત્યારે ગોપીજનો નિસ્સાધન બનીને રોવા લાગ્યાં.

इति गोप्यः प्रगायन्त्यः प्रलपन्त्यश्च चित्रधा ।
रुरुदुः सुस्वरं राजन् कृष्णदर्शनलालसाः ॥ १ ॥

पूर्वोक्तप्रकारेण सर्वा एव गोप्यः प्रगायन्त्यः प्रलपन्त्यश्च जाताः । अस्माभिरेकः प्रकार उक्तः । तास्तु चित्रधा विलापयुक्ता जाताः । यदा तयोरसाधनत्वं जातं तदा सर्वाः सम्भूय महद्रोदनं कृतवत्यः । रोदने निमित्तमाह कृष्णदर्शनलालसा इति । न तु स्वदेहरक्षार्थम् ॥ १ ॥

ततो भगवान् ब्रह्मा विष्णू रुद्रश्च भूत्वा पुनः कृष्ण एव जात इत्याह तासामाविरभूदिति ।

---

હે રાજન્ ! પહેલાં વર્ણન કર્યું તે પ્રમાણે ગાતી અને અનેક પ્રકારે પ્રલાપ કરતી ગોપીઓ શ્રીકૃષ્ણના દર્શનની ઇચ્છાથી ઊંચે સ્વરથી રડવા લાગી. ૧

પહેલાં વર્ણન કર્યું તે પ્રકારે બધાં જ ગોપીજનો ગાવા અને પ્રલાપ કરવા લાગ્યાં. (ગોપીજનોના ગાન અને પ્રલાપના અનેક પ્રકાર હતા, પણ) અહીં તો અમે એક જ પ્રકાર વર્ણવ્યો છે. તે ગોપીજનો તો અનેક પ્રકારે વિલાપ કરતાં હતાં. જ્યારે ગાન અને વિલાપ એ બે ભગવાનની પ્રાપ્તિ કરાવી શક્યાં નહિ અને સાધન નિષ્ફળ ગયાં ત્યારે બધાં ગોપીજનો એકઠાં મળીને મોટેથી રડવા લાગ્યાં. ગોપીજનોનાં રડવાનું કારણ દર્શાવતાં શુકદેવજી કહે છે કે कृष्णदर्शनलालसाः, કૃષ્ણના દર્શનની ઇચ્છાવાળાં તે હતાં. ભગવાનનાં દર્શન કરવાની ઇચ્છાથી જ, નહિ કે પોતાના દેહના રક્ષણને માટે, ગોપીજનોએ રુદન કર્યું. ૧

પછીથી ભગવાન્ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર થઇને ફરીથી પાછા કૃષ્ણ જ થયા એમ तासामाविरभूत् એ શ્લોકમાં ગોપીજન કહે છે.

(ભગવાન્ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર કેવી રીતે થયા અને પછીથી કૃષ્ણ કેવી રીતે થયા તે વાત શ્રીવિઠ્ઠલનાથજી ટિપ્પણીમાં આ પ્રમાણે સમઝાવે છેઃ—

પ્રથમ બ્રહ્મકલ્પમાં ભગવાન્ જ ચતુર્મુખ બ્રહ્મા થયા અને પહેલાં તપ કર્યું. 'શબ્દ અને અર્થથી તે ભગવાને બ્રહ્માનું રૂપ ધારણ કરીને નામ અને રૂપનું ધારણ કર્યું', 'જે પરમાત્માને તત્ત્વચિન્તકો શબ્દબ્રહ્મ તરીકે જાણે છે' એ વાક્યોને આધારે સ્પષ્ટ જણાય છે કે ભગવાને શબ્દસૃષ્ટિ અને અર્થસૃષ્ટિ કરીને, તેમાં પ્રવેશ કરીને, બધું કાર્ય કર્યું અને પોતે રજોગુણરૂપ રહ્યા. ગોપીજનના આ ચાલતા પ્રસંગમાં પણ ભગવાન્ પહેલાં ગોપીજનોના રજોરૂપ અભિમાનરૂપે, પછીથી તાપરૂપે, પછીથી વિવિધ ગાન અને પ્રલાપરૂપે, અને પછીથી વિવિધ લીલારૂપે પ્રકટ થયા. આ પ્રકારે પ્રથમ ભગવાને બ્રહ્માનું રૂપ ધારણ કરીને રજોગુણનું કાર્ય કર્યું.

વિષ્ણુ પોતે વિક્ષેપરહિત અને શુદ્ધસત્ત્વાત્મક છે, અને જેનું જે પ્રકારે રક્ષણ થાય તેનું તે પ્રમાણે રક્ષણ કરે છે. ગોપીજનના ચાલતા પ્રસંગમાં પણ ગોપીજનોએ પોતાની સખીનાં વચનો સાંભળીને, 'ભગવાન્ આપણા પોતાના દોષને લીધે જ જતા રહ્યા છે' એ પ્રમાણે જાણ્યું અને પોતાના ચિત્તના વિક્ષેપનો ત્યાગ કર્યો. પછીથી તે પોતાને સ્થાને—શ્રીયમુનાજીના તટ ઉપર—આવ્યાં અને પોતે જીવી શકે તેટલા માટે પોતપોતાનો ભાવ પ્રકટ કર્યો. આ પ્રમાણે ગોપીજનના ભાવરૂપે ભગવાન્ પ્રકટ થયા અને તે ભાવદ્વારા ગોપીજનોના જીવનું રક્ષણ કરીને વિષ્ણુના સત્ત્વગુણનું કાર્ય—રક્ષણ કરવાનું કાર્ય—કર્યું.

'રુદન કર્યું તેથી રુદ્ર રુદ્ર કહેવાયા' એ શ્રુતિ ઉપરથી ભગવાનનું રુદ્રસ્વરૂપ સ્પષ્ટ જણાઇ આવે છે. રુદ્રનો ઇતિહાસ શ્રુતિમાં આ પ્રમાણે આપવામાં આવેલો છે. દેવો જ્યારે પોતાનું ધન અગ્નિને સોંપીને યુદ્ધ કરવા ગયા ત્યારે અગ્નિ તે ધન લઇને જતો રહ્યો. પછીથી જ્યારે દેવોએ અગ્નિ પાસેથી બળાત્કારથી પોતાનું ધન લઈ લીધું ત્યારે અગ્નિ દુઃખથી રડવા લાગ્યો, અને તેથી અગ્નિ રુદ્ર કહેવાયો. ગોપીજનોના ચાલતા પ્રસંગમાં પણ ભગવાને પોતાના ભોગને માટે સ્વામિનીજીઓને, બીજાઓને આપી શકાય નહિ એવો પોતાનો રસ આપ્યો. પરંતુ સ્વામિનીજીઓએ તો ગર્વથી તે રસ પોતાનામાં જ રોકી રાખ્યો. પછીથી ભગવાને જ્યારે સ્વામિનીજીઓનું અભિમાન દૂર કર્યું ત્યારે ગોપીજનોએ નિસ્સાધન બનીને અતિ

**तासामाविरभूत् शौरिः स्मयमानमुखाम्बुजः ।**
**पीताम्बरधरः स्रग्वी साक्षान्मन्मथमन्मथः ॥ २ ॥**

तासां मध्य एव भगवानाविर्भूतः, मायाजवनिकां दूरीकृत्य भगवान् प्रकटो जातः । यतः शौरिः । शूरस्य पौत्रः । शौर्यमत्र प्रकटनीयमिति । सर्वेषां दुःखनिवारणार्थमेव यदुवंशेऽवतीर्ण इति । तदा तासां दोषनिवृत्त्यर्थं **स्मयमानं मुखाम्बुजं** यस्य । ईषद्धसन्मुखः । तासां वैक्लव्येन सन्तुष्टः ।

---

દૈન્ય પ્રકટ કર્યું અને રડવા માંડ્યું. જેમ રુદ્ર સર્વનો નાશ કરે છે તેમ રુદનમાં જણાતો ગોપીજનોનો આ દીનભાવ—નિસ્સાધન ભાવ—શાસ્ત્રમાં વર્ણવેલાં બધાં ય સાધનોના બળનો નાશ કરે છે; કારણ કે જ્યાં સુધી જીવને પોતાના સાધનના બળની સ્ફૂર્તિ છે ત્યાં સુધી આ દીન ભાવ આવતો નથી અને ભગવાન્ પ્રકટ થતા નથી. જ્યારે દીન ભાવ પ્રકટ થાય છે ત્યારે સાધનોના બળની સ્ફૂર્તિનો નાશ થાય છે અને પ્રભુ પ્રકટ થાય છે. સર્વનો નાશ કરવો અને રુદન કરવું એ રુદ્રનું કાર્ય છે; ગોપીજનોના સર્વ સાધનોની સ્ફૂર્તિનો નાશ થયો અને તેમણે દીનતાથી રુદન કર્યું તે સર્વ ભગવાને રુદ્રરૂપ ધારણ કરીને તમોગુણનું કાર્ય કર્યું.

'कृष् ધાતુ સત્તાવાચક છે અને ण આનન્દવાચક છે; તે બેને—कृष् અને णને—જોડવાથી कृष्ण શબ્દ થાય છે અને તેનો અર્થ સદાનન્દ પરબ્રહ્મ એ પ્રમાણે થાય છે.' આ વાકય ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ભગવાન્ પોતે હમ્મેશાં જો કે કૃષ્ણ જ છે, છતાં પણ ગોપીજનોનો નિસ્સાધન ભાવ પ્રકટ થયા પછી તરત જ બીજી ક્ષણે જ ભગવાન્ જો પ્રકટ ન થાય તો ભક્તોના દેહ વગેરે ટકી શકે જ નહિ, કારણ કે બધા ય પદાર્થોનો નાશ કરે એવો દૈન્યભાવ જ્યારે ગોપીજનોમાં પ્રકટ થયો ત્યારે તેમનું પહેલાં જે સત્ત્વ—અસ્તિત્વ—હતું તે નાશ પામી જાય. તેથી ભગવાન્ પોતે પ્રકટ થઇને પોતાનાં સ્વરૂપાત્મક સત્ત્વ—અસ્તિત્વ—અને આનન્દ ગોપીજનોમાં સ્થાપે છે. આ કારણથી જ ગોપીજનોના રુદન પછી જે ભગવાન્ પ્રકટ થયા તે સદાનન્દ કૃષ્ણ જ છે એમ સ્પષ્ટ જણાય છે.)

તેમની—રુદન કરતાં ગોપીજનોની—વચ્ચે કાંઈક હસતા મુખે
પીતાંબરધારી, વનમાલા ધારણ કરનાર, સાક્ષાત્ કામદેવના પણ કામદેવ
એવા શૂર વંશમાં પ્રકટ થયેલા ભગવાન્ પ્રકટ થયા. ૨

રુદન કરતાં તે ગોપીજનોની વચમાં જ ભગવાન્ પ્રકટ થયા; માયાનો પડદો દૂર કરીને ભગવાન્ પ્રકટ થયા; કારણ કે ભગવાન્ શૌરિ છે. શૌરિ એટલે શૂરના પુત્રનો પુત્ર. ગોપીજનો જે સમયે રુદન કરે છે તે સમયે શૌર્ય, અઠ્ઠાવીસમા અધ્યાયના सुरतवर्धनम् ઇત્યાદિ ચૌદમા શ્લોકમાં વર્ણવેલું ભગવાનનું દાનવીરત્વ, ન આપી શકાય એવા પદાર્થનું પણ ભગવાન્ દાન આપે છે તેમાં જણાતું દાનવીરત્વ, પ્રકટ કરવાની જરૂર હોય છે, એટલે શુકદેવજી મૂલ શ્લોકમાં ભગવાનને માટે शौरि એ પદ વાપરે છે. ભગવાને આવા પ્રકારનું શૌર્ય આ સમયે બતાવવું જોઇએ, કારણ કે સર્વનાં દુઃખોનો નાશ કરવાને માટે જ ભગવાને યદુવંશમાં અવતાર લીધો છે.

ગોપીજનોના રુદનને લીધે જ્યારે ભગવાન્ પ્રકટ થયા ત્યારે અઠ્ઠાવીસમા અધ્યાયના निजजनस्मय ઇત્યાદિ શ્લોકમાં જણાવ્યા પ્રમાણે ગોપીજનોના દોષો દૂર કરવાને માટે કાંઇક હસતે મુખે ભગવાન્ પ્રકટ થયા. स्मयमान—હસતું—मुखाम्बुज—મુખકમલ—છે જેમનું તે ભગવાન્ स्मयमानमुखाम्बुज કહેવાય છે, અર્થાત્ કાંઇક હસતા મુખે ભગવાન્ પ્રકટ થયા. ગોપીજનોની દીનતાથી ભગવાન્ પ્રસન્ન

स्मितयुक्तं स्मयमानम् । स्मयमानाभ्यां वा सहितं मुखाम्बुजं यस्य । भक्तानां दोषः भक्तेभ्यो निर्गतः भक्तौ समायातीतिज्ञापनार्थम् । तदानीन्तनं रूपं वर्णयति पीताम्बरधर इति । पीताम्बरं हास-

---

થયા. स्मयमान એટલે સ્મિતવાળું. અથવા તો स्मयमानमुखाम्बुजનો બીજે પ્રકારે પણ અર્થ થઈ શકે. સ્મય અને માનવાળું મુખામ્બુજ છે જેમનું તે स्मयमानमुखाम्बुज કહેવાય છે. (જેના ભક્તો આવા પ્રકારના—ગોપીજનોના—જેવા હોય એવો બીજો કોઈ નથી એ પ્રકારનો સ્મય; અને તેથી જ જ્યારે આ ગોપિકાઓ મને પ્રાર્થના કરશે ત્યારે બીજા પણ મારા ભક્તને આ રસનું હું દાન કરીશ, નહિ તો—ગોપિકાઓ મને વિનંતી નહિ કરે તો—મુક્તિનું જ દાન કરીશ એ પ્રકારનું માન. આ પ્રકારના સ્મય અને માનવાળું મુખામ્બુજ છે જેમનું એવા ભગવાન્. આજ કારણથી ભગવાનના મુખને અમ્બુજ—કમળ—કહેવામાં આવ્યું છે, કારણ કે કમળ સૂર્યના કિરણોનો સંબંધ થતાં વાર જ વિકાસ પામી રસ પ્રકટ કરે છે. આપણા ચાલતા વિષયમાં પણ ગોપીજનોએ ભગવાનની જે પ્રાર્થના કરી તે જ સૂર્યના કિરણને સ્થાને છે. અર્થાત્ જેમ સૂર્યના કિરણોથી કમલ વિકાસ પામીને રસ પ્રકટ કરે છે, તેમ ગોપીજનોની પ્રાર્થનાથી ભગવાનનું મુખકમળ સ્મય અને માનવાળું થઈને રસ પ્રકટ કરે છે.) ભક્તોનો દોષ તેમનામાંથી નીકળીને ભગવાનના મુખારવિન્દરૂપી ભક્તિમાં જાય છે એમ જણાવવાને માટે શુકદેવજી કહે છે કે ભગવાનનું મુખકમળ સ્મય અને માનવાળું છે. વિચાર કરતાં એમ નિશ્ચય થાય છે કે ભગવદ્રસનું પાન કર્યા પછી જ તેવો ભાવ ઉત્પન્ન થાય છે, તેથી ભગવાનનો જ અથવા ભક્તિમાર્ગનો જ એ સ્મય-માન ધર્મ છે.

ગોપીજનોની વચમાં જે વખતે ભગવાન્ પ્રકટ થયા તે વખતનું તેમના સ્વરૂપનું શુકદેવજી વર્ણન કરે છે કે पीताम्बरधरः, પીતામ્બર ધારણ કરનાર. હાસ્યનો સંકોચ કરવાને માટે રસિક પુરુષોની માફક ભગવાન્ પીતામ્બર હાથમાં ધારણ કરીને ઉભા છે. (જો पीताम्बरधरःનો આ પ્રમાણે અર્થ કરવામાં ન આવે તો શુકદેવજીએ ફક્ત पीताम्बरः કહ્યું હોત તો ચાલત, धरः કહેવાની જરૂર રહેત નહિ. પણ શુકદેવજી કહે છે કે पीताम्बरधरः, તેથી ઉપર જણાવ્યા પ્રમાણે અર્થ પ્રાપ્ત થાય છે.)

(पीताम्बरधरःનો જો ઉપર પ્રમાણે અર્થ કરવામાં આવે તો આખા શ્લોકનો અર્થ એવો થાય કે માયાના પડદાને દૂર કરીને ભગવાન્ ગોપીજનોની વચમાં પ્રકટ થયા. આ પ્રમાણે અર્થ કરવામાં ભગવાનનું આગમન—બીજે સ્થળેથી ગોપીજનોની પાસે આવવું તે—સંભવતું નથી, તેથી तं विलोक्यागतम् એમ ત્રીજા શ્લોકમાં ભગવાનના આગમનનું જે વર્ણન કરવામાં આવેલું છે તેનો બાધ થાય છે. આ કારણથી શ્રીમહાપ્રભુજી पीताम्बरधरःનો બીજો અર્થ આપે છે કે) અથવા તો અત્યાર સુધી વ્યાપિવૈકુણ્ઠમાં પુરુષોત્તમસ્વરૂપે લક્ષ્મીજીની સાથે રમણ કરીને તે જ રૂપે ભગવાન્ હમણાં ગોપીજનોની વચમાં પ્રકટ થયા. ('मया परोक्षं भजता'—હું પરોક્ષ ભજન કરૂં છું—એ વાક્ય ઉપરથી જણાય છે કે ભગવાન્ શ્રીકૃષ્ણ તો આ ગોપીજનોની જ પાસે હતા. તેથી 'तं विलोक्यागतम्' એમ ત્રીજા શ્લોકમાં ભગવાનના આગમનનું જે વર્ણન કરવામાં આવ્યું છે તેનું રહસ્ય સમજવાને માટે આપણે અવશ્ય માનવું જોઈએ કે પહેલાં ગોપીજનોની વચમાં ભગવાનની સ્થિતિ જે રૂપે ન હતી તે રૂપે હમણાં ભગવાન્ ગોપીજનોની વચમાં પ્રકટ થયા અને તે દૃષ્ટિએ ભગવાનનું આગમન સંભવિત છે. ભગવાન્ ગોપીજનોની વચમાં જ ઉભેલા હતા એટલે તેમનું આગમન સંભવી શકતું નથી, છતાં પણ તેમના આગમનની વાત કરવામાં આવે છે તેથી આપણે અવશ્ય એમ માનવું પડે છે કે જે રૂપે ભગવાનની સ્થિતિ ન હતી તે રૂપે હવે એમની સ્થિતિ થઈ, અને તેનું નામ જ આગમન. વ્યાપિવૈકુણ્ઠમાં પુરુષોત્તમ જ બિરાજે છે, અંશ નહિ, અને વ્રજમાં લક્ષ્મીજીને ભગવદ્રસનો કદાચિત્

सङ्कोचार्थं हस्ते धृत्वा तिष्ठति । अथ वा । व्यापिवैकुण्ठरूपेण एतावत्कालं लक्ष्म्या सह रमणं कृत्वा तेनैव रूपेण प्रादुर्भूतः । स्रग्वी वनमालायुक्तश्च । मध्ये ब्रह्मादिपूजां च गृहीतवान् । लक्ष्म्या वा । अतो विलम्ब इत्यपि सूचितम् । अत एव प्रथमश्लोके पूर्वाध्याये 'श्रयत इन्दिरा' इत्युक्तम् । इदानीं तु उपेक्षा कर्तुमयुक्तेति प्रादुर्भूतः । अत आगमनमुक्तमिमे । (यद्वा । तत्र हेतुमाह विशेषणद्वयेन । इदानीमनाविर्भावे तु न रसो न वा कीर्तिः । स्वयं त्वाच्छादनेन रसत्वसाधकपीताम्बरधरः कीर्तिमयस्रग्वीश्च । अतः प्रकट इत्यर्थः । अन्यथा तु भक्तानां स्वरूपतिरोधाने उभयमप्यभावः स्फुट इति

---

પણ અવસર મળવાનો નથી. તેથી હમણાં ભગવાનને એક સામટાં કાર્ય કરવાનાં રહે છે. એક તો ગોપીજનોનું માન દૂર કરવું અને બીજું લક્ષ્મીજીને જે દુઃખ થાય છે તેનો નાશ કરવાનું. આ હેતુથી જે રૂપ વડે ભગવાન્ લક્ષ્મીજીની સાથે રમણ કરે છે તે રૂપ વડે લક્ષ્મીજીની સાથે રમણ કરીને, તે બધા ધર્મો પ્રકટ કરીને પ્રકટ થયા, કારણ કે ભગવાનનું તે સ્વરૂપ અને હાલમાં પ્રકટ થએલું સ્વરૂપ અભિન્ન—એક—છે. અર્થાત્ ભગવાન્ પહેલાં ગોપીજનોની વચમાં હતા તે વખતે તેમણે આ બધા ધર્મો પ્રકટ કરેલા ન હતા, અને તેથી આ ધર્મોવાળું ભગવાનનું સ્વરૂપ પણ ન હતું, તેથી જ્યારે તે બધા ધર્મો પ્રકટ થયા ત્યારે તે ધર્મોવાળું ભગવાનનું સ્વરૂપ પણ પ્રકટ થયું અને તે જ કારણથી ભગવાનનું આગમન સંભવિત થયું.)

ભગવાન્ સ્રગ્વી છે, વનમાળાયુક્ત છે. વચમાં બ્રહ્માએ કરેલી પૂજાનો ભગવાને સ્વીકાર કરેલો છે. (ભગવાનનો જ્યાં જ્યાં અવતાર થાય છે ત્યાં ત્યાં ભગવાનનાં દર્શન કરવા બ્રહ્મા જાય છે અને તેમની પૂજા કરી માલા સમર્પણ કરે છે. આપણા ચાલતા પ્રસંગમાં પણ ભગવાન્ વ્યાપિવૈકુણ્ઠમાંથી પધાર્યા છે, એટલે ભગવાનનો અવતાર થયો છે એમ કહી શકાય, અને તે જ કારણથી બ્રહ્મા ભગવાનનાં દર્શન કરવા અહીં આવ્યા અને તેમની પૂજા કરી.) અથવા તો લક્ષ્મીજીએ ભગવાનની પૂજા કરીને માલા સમર્પણ કરેલી છે, અને તેથી ભગવાનને ફરીથી ગોપીજનોની વચમાં પ્રકટ થતાં વિલંબ થયો છે એમ પણ સૂચન થયું. આ જ કારણથી અઠ્ઠાવીસમા અધ્યાયના પહેલા શ્લોકમાં શ્રયત ઇન્દિરા એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. હવે તો ગોપીજનોની ઉપેક્ષા કરવી અયોગ્ય છે તેથી ભગવાન્ તેમની વચમાં પ્રકટ થયા; અને તેથી આગળ—બીજા શ્લોકમાં—ભગવાનના આગમનનું વર્ણન કરવામાં આવ્યું છે.

(પીતામ્બરધરઃ અને સ્રગ્વી એ બે વિશેષણોનું રહસ્ય બીજે પ્રકારે સમજાવવામાં આવે છે.) અથવા તો શુકદેવજી ભગવાનનો જે આવિર્ભાવ થયો તેનું કારણ આ બે વિશેષણોવડે સમજાવે છે. ભગવાન્ હમણાં જો ગોપીજનોની વચમાં પ્રકટ ન થાય તો ગોપીજનોનો વિરોભાવ થાય અને તેથી રસ સિદ્ધ ન થાય, તેમ જ કીર્તિ પણ સિદ્ધ ન થાય. (ભગવાનને તો રસની અપેક્ષા છે, તેથી રસની અપેક્ષાનું સૂચન કરવાને માટે ભગવાનને પોતાનો પ્રાદુર્ભાવ જ કરવો પડ્યો. પીતાંબર એ ભગવાનના સ્વરૂપનું આચ્છાદન કરનાર છે. રસ ગુપ્ત હોય તો જ તે રસ બની શકે છે એવી રસશાસ્ત્રની મર્યાદા છે. વનમાલા એ કીર્તિની અપેક્ષા સૂચવે છે. તેથી રસ અને કીર્તિ એ બન્નેની અપેક્ષા હોવાથી ભગવાન્ પોતે પીતાંબરધર અને સ્રગ્વી એ રીતે પ્રકટ થયા.) ભગવાન્ પોતે આચ્છાદનથી રસને સિદ્ધ કરનાર એવા પીતાંબરને અને કીર્તિમય વનમાલાને ધારણ કરનાર છે અને તેથી જ તેવા સ્વરૂપે તે પોતે પ્રકટ થાય છે એ પ્રકારનો અર્થ છે. જો આ પ્રમાણે ભગવાન્ ગોપીજનોની વચમાં હમણાં પ્રકટ ન થાય તો ભક્તોના—ગોપીજનોના—સ્વરૂપનું તિરોધાન થાય, અને તેથી રસ અને કીર્તિ એ બન્ને સંભવી શકે નહિ એ વાત સ્પષ્ટ છે એમ તાત્પર્ય છે.

भावः ।). ननु कन्दर्पेण कथं न वशीकृतः, स्वपृतना खिन्नेति, तत्राह । साक्षान्मन्मथस्यापि मन्मथः । आधिभौतिको मन्मथः देवतारूपः । ततः आध्यात्मिकः सर्वहृदयेषु साक्षान्मन्मथः । तस्याप्ययं मन्मथः आधिदैविकः । सर्वस्यापि सर्वत्वात् । अतः कन्दर्पोऽपि मुग्धः । कन्दर्पस्याप्यशक्यमोहः । कन्दर्परूपश्च । अतस्तासां दैन्ये प्रादुर्भूते तन्निवारणार्थं कामरूपमेव प्रकटीकृतवान् । अतस्तेन पूर्ववत् कामसम्पन्नाः ताः कृताः ॥ २ ॥

---

ગોપીજનોરૂપી મારી સેના ખિન્ન થશે એમ ધારીને કામદેવે ભગવાનને કેમ વશ ન કર્યા? આ પ્રમાણે જો શંકા થાય તો શુકદેવજી તેનું સમાધાન કરતાં કહે છે કે સાક્ષાન્મન્મથમન્મથઃ ભગવાન તો સાક્ષાત્ કામદેવના પણ કામદેવ છે.

(ગોપીજનોને કામદેવની સેના કહેવામાં આવેલી છે તેનું રહસ્ય આ પ્રમાણે છે. સેના વડે જ શત્રુના પક્ષનો નાશ કરવામાં આવે છે, પણ જો આ સેના પોતે દુઃખી હોય તો શત્રુનો નાશ કરી શકે નહિ. જ્યારે સેના સુખી હોય તો જ તે શત્રુનો નાશ કરી શકે. ગોપીજનોએ પણ સર્વાત્મભાવનો વિરોધ કરનારા બધા ભાવોનો નાશ કર્યો છે. આ પ્રમાણે જ્યારે સર્વાત્મભાવવાળા ભક્તોને—ગોપીજનોને—દુઃખ પડે ત્યારે તો મર્યાદામાર્ગના ભક્તો પણ એમ માનશે કે જેમાં દુઃખનો સંભવ જ નથી એવા મોક્ષ કરતાં પણ આ પુષ્ટિમાર્ગ અધિક નથી, અને તેથી આ પુષ્ટિમાર્ગની પ્રવૃત્તિ થશે નહિ. આ બધું જાણીને ભગવાને અતિરોધાન કેમ ન કર્યું?, એ પ્રમાણે શંકા કરવામાં આવે છે. અહીં કન્દર્પ શબ્દનો અર્થ સર્વાત્મભાવ થાય છે, અને ગોપીજનોનો કામભાવ પણ સર્વાત્મભાવરૂપ જ છે.

અથવા તો વાદી લૌકિક રીતે શંકા કરે છે કે કામદેવે ભગવાનને વશ કેમ ન કર્યા? આના સમાધાનમાં શુકદેવજી કહે છે કે સાક્ષાન્મન્મથમન્મથઃ, અને સ્પષ્ટ કરે છે કે ભગવાન્ ગોપીજનોની દીનતાથી જ પ્રકટ થયા છે, બીજા કોઈ હેતુથી થયા નથી.

આ પ્રમાણે અહીં બે રીતે શંકા કરવામાં આવી છે, અને તેનું સમાધાન પણ બે રીતે આપી શકાય એમ છે. પ્રથમ પ્રકારની શંકાનું સમાધાન આ પ્રમાણે છે. મોક્ષ કરતાં પુષ્ટિમાર્ગ અધિક છે એ જ્ઞાન જે હોતું નથી તે શું રસવાર્તા જાણનારને હોતું નથી કે રસવાર્તા ન જાણનારને હોતું નથી? બીજા વિકલ્પમાં—રસવાર્તા ન જાણનારને પુષ્ટિમાર્ગની અધિકતાનું જ્ઞાન નથી એ પક્ષમાં—અમારે બીજું કાંઈ કહેવાનું જ નથી, કારણ કે જે રસની વાત જ જાણતો નથી તે રસમાર્ગની મહત્તા સમજી શકતો જ નથી; એટલે તેમાં તો અમે સમ્મત છીએ. હવે પહેલા વિકલ્પમાં—રસવાર્તા જાણનારને પુષ્ટિમાર્ગની અધિકતાનું જ્ઞાન નથી એ પક્ષમાં—આ પ્રકારની શંકાને સ્થાન જ નથી, કારણ કે જ્યાં વિપ્રયોગ દશામાં આધ્યાત્મિક મન્મથરસને જ મહારસ કહેવામાં આવે છે, ત્યાં આ આધ્યાત્મિક મન્મથ રસના પણ મન્મથરૂપને વિપ્રયોગ દશામાં મહારસ તરીકે ઓળખવામાં આવે એમાં શી શંકા હોઈ શકે?

બીજા પ્રકારની શંકાનું સ્પષ્ટ સમાધાન શ્રીસુબોધિનીજીની છેલ્લી પંક્તિમાં આપવામાં આવેલું છે.)

મન્મથ, કામદેવ, ત્રણ પ્રકારનો છેઃ આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક. આધિભૌતિક મન્મથ દેવતારૂપ છે. પછીનો આધ્યાત્મિક મન્મથ સર્વના હૃદયમાં રહેલો છે અને તે સાક્ષાન્મન્મથ છે. આ સાક્ષાન્મન્મથનો પણ મન્મથ તે આધિદૈવિક મન્મથ છે, અને તે ભગવાન્ પોતે છે, કારણ કે ભગવાન્ સર્વનું પણ સર્વ છે. આથી (આધિભૌતિક) કામદેવને પણ મોહ થયો; (આધ્યાત્મિક) કામદેવ પોતે પણ ભગવાનને મોહ કરી શકયો નહિ; એટલું જ નહિ પણ ભગવાન્ પોતે જ (આધિદૈવિક) કામદેવરૂપ જ છે. તેથી જ્યારે ગોપીજનોની દીનતા પ્રકટ થઈ ત્યારે કામનું નિવારણ કરવાને માટે ભગવાને કામરૂપ જ પ્રકટ કર્યું, અને પહેલાંની માફક—છવ્વીસમા અધ્યાયના ત્રેતાળીસમા શ્લોકમાં ઉદાહરણ દર્યું છે તે પ્રમાણે—ગોપીજનોને કામવાળાં બનાવ્યાં. २

ततो यज्जातं तदाह तं विलोक्येति ।

तं विलोक्यागतं प्रेष्ठं प्रीत्युत्फुल्लदृशोऽबलाः ।
उत्तस्थुर्युगपत् सर्वास्तन्वः प्राणमिवागतम् ॥ ३ ॥

तमागतं विलोक्य युगपत् सर्वा उत्थिताः । पूर्वमाविर्भावमुक्त्वा अधुना यदागमनमुक्तं तद्विलोकनसमये स्वामिनीभावानुवादरूपम् । पूर्वमन्तःस्थितोऽधुना बहिरागत इति वा ज्ञापनाय तथोक्तिः । ननु किमाश्चर्यं भगवत्यागत उत्थिता इति । तत्र न ह्येताः सजीवाः स्थिताः किन्तु निर्जीवा इति वक्तुं दृष्टान्तमाह । तन्वः करचरणाद्यवयवाः । प्राणमागतमिवेति । प्रयत्ने हि एकमेवाङ्गं व्यापृतं भवति, प्राणे तु सर्वाणि सम्भूय । अतो बहुवचनं युगपदुत्थानार्थम् । उत्थानं पञ्चानां भाव्यम्, देहेन्द्रियप्राणान्तःकरणजीवानाम् । तत्र जीवस्यान्याधीनमुत्थानम् । परं तस्मिन्नागते सर्वाण्युत्तिष्ठन्ति । स तु भगवति प्रविष्टः, भगवत्सङ्गे समागतः, भगवत्युत्थित एवोत्थितः । अन्तःकरणं

---

ગોપીજનોની વચમાં ભગવાન્ પ્રકટ થયા ત્યારપછી જે બન્યું તેનું વર્ણન શુકદેવજી तं विलोक्य એ શ્લોકમાં કરે છે.

તે પરમ પ્રિય પ્રભુને પધારેલા જોઇને બધી સ્રીઓનાં નેત્રો પ્રીતિથી
પ્રફુલ્લ થયાં, અને જેમ હસ્ત વગેરે શરીરનાં અવયવો પ્રાણના આવવાથી
સચેતન થાય તેમ તે બધી સ્રીઓ સામટી ઉભી થઈ ગઈ. ૩

ભગવાનને આવતાં જોઇને બધાં ગોપીજનો એકદમ ઉભાં થઈ ગયાં. પહેલાં—બીજા શ્લોકમાં—ભગવાન્ ગોપીજનોની વચમાં જ પ્રકટ થયા એમ કહીને હમણાં આ ત્રીજા શ્લોકમાં જે કહેવામાં આવ્યું કે ભગવાન્ પધાર્યા તે ભગવાનનાં દર્શન કરતી વખતે ગોપીજનોને જે ભાવ થયો તેના અનુવાદરૂપ છે. (બીજી રીતે વિચાર કરતાં જણાય છે કે બીજા શ્લોકમાં ભગવાનના ધર્મો આવ્યા એમ કહેવામાં આવ્યું, અને ત્રીજા શ્લોકમાં ધર્મી ભગવાન્ આવ્યા એમ કહેવામાં આવ્યું છે.) અથવા તો, પહેલાં ભગવાન્ ગોપીજનોના હૃદયમાં હતા, અને હમણાં હૃદયની બહાર આવ્યા એ જણાવવાને માટે 'ભગવાનને આવતા જોઇને' એ પ્રમાણે કહેવામાં આવ્યું છે.

અરે! ભગવાન્ જ્યારે પધાર્યા ત્યારે બધાં ગોપીજનો ઉભાં થયાં એમાં શું આશ્ચર્ય? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે આ બધાં ગોપીજનોમાં તે વખતે જીવ ન હતો, પણ જીવ વગરનાં હતાં; આવાં નિર્જીવ ગોપીજનો પણ ભગવાનને આવતા જોઇને એકદમ ઉભાં થઈ ગયાં એ ઘણા આશ્ચર્યની વાત કહેવાય. આ વાત સ્પષ્ટ સમજાવવાને માટે શુકદેવજી तन्वः प्राणमिवागतम् એ પ્રમાણે દૃષ્ટાન્ત આપે છે. तन्वः એટલે હસ્ત, ચરણ વગેરે શરીરનાં અવયવો. જાણે પ્રાણ આવ્યો હોય તેમ (તે બધાં અવયવો ઉભાં થઈ ગયાં.) (જેમ હાથ, પગ વગેરે અવયવો દેહમાં જીવ ન હોય ત્યારે કામ કરી શકતાં નથી, અને દેહમાં જીવ આવે ત્યારે કામ કરી શકે છે, તેમ જ્યારે ભગવાન્ તિરોહિત થઈ ગયા હતા ત્યારે ગોપીજનોના દેહ નિર્જીવ થઈ ગયા હતા, પણ જ્યારે ભગવાન્ પ્રકટ થયા ત્યારે તે ગોપીજનોના દેહમાં જીવ આવ્યો અને એકદમ ઉભાં થઈ ગયાં.) આપણે પ્રયત્ન કરીને જે અંગ ચલાવીએ તે એક જ અંગ પોતાનું કામ કરે, પણ જ્યારે પ્રાણ આવે ત્યારે તો હાથ, પગ વગેરે બધાં અવયવો સાથે ચાલે અને પોતપોતાનું કામ કરે. તેથી બધાં અવયવો એકદમ ઉભાં થયાં એમ જણાવવાને માટે મૂળ શ્લોકમાં उत्तस्थुः એ પ્રમાણે બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે. દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અન્તઃકરણ અને જીવ એ પાંચે ઉભા થવાનું છે. તેમાં જીવનું ઉભા થવાનું બીજાના—ભગવાનના—ઉપર આધાર રાખે છે, અને જ્યારે જીવ આવે છે ત્યારે દેહ વગેરે બીજા બધા પદાર્થો ઉભા થાય છે. અત્યાર સુધી ગોપીજનોનો જીવ પોતાના હૃદયમાં રહેલા લીલાસહિત ભગવાનમાં પ્રવિષ્ટ થએલો હતો, ભગવાનના સંગમાં રહેલો હતો, અને જ્યારે ભગવાન્ પોતે ઉભા થયા—બહાર પ્રકટ થયા—ત્યારે ગોપીજનોનો જીવ પણ ઉભો

तु उत्थितमित्यत्र हेतुमाह प्रेष्ठमिति । अत्यन्तं प्रियो भगवान् । तं दृष्ट्वा उत्थितम् । भगवति या प्रीतिस्तया कृत्वा उत्फुल्ला दृक् यासाम् । अनेन प्रीत्या इन्द्रियाणामुत्थानम् । ( एतासां विलोकनार्थमेवागमनमित्यागमनमात्रेण विलोकनमादौ सम्पन्नम् । उत्फुल्लता तु ततो भिन्ना । तस्याः पुष्पधर्मत्वेन तदुक्त्या दृशां कमलत्वं व्यज्यते । तत्र प्रीतेर्हेतुत्वोक्त्या इयदवधि तत्कार्याभावेनाधुनैव तत्प्राकट्यं ज्ञाप्यते रवेरिव । विरहे सर्वतिरोधानादेतत्तिरोधानमप्यासीत् । अत एवाबलात्वमुक्तं कार्यमात्रे स्वसामर्थ्याभावज्ञापनार्थम् । ) दृष्टान्तेनैव प्राणानामुत्थानम् । प्राणानां भगवान् प्राण इति । शरीरं तु पूर्वोक्ताभिलषितपदार्थत्वेन निरूपणात् उत्थितमित्यत्र तमिति हेतुः ॥ ३ ॥

एवमुत्थितानां भगवता सह स्थितानां कार्यमाह काचिदिति पञ्चभिः ।

काचित् कराम्बुजं शौरेर्जगृहेऽञ्जलिना मुदा ।
काचिद् दधार तद्बाहुमंसे चन्दनरूषितम् ॥ ४ ॥

---

થયો, પ્રકટ થયો. ગોપીજનોનું અન્તઃકરણ પણ ઉભું થયું; તેનું કારણ દર્શાવતાં શુકદેવજી કહે છે કે પ્રેષ્ઠમ્. ભગવાન્ ગોપીજનોને અત્યન્ત પ્રિય છે, તેથી ભગવાનને જોઇને ગોપીજનોનું અન્તઃકરણ ઉભું થઈ ગયું, ચૈતન્યવન્તુ બન્યું. ભગવાનમાં ગોપીજનોનો જે પ્રેમ હતો તેને લીધે ઉત્ફુલ્લ—વિકાસવાળાં—નેત્રો થયાં છે. જેમનાં એવાં ગોપીજનો. આ ઉપરથી જણાય છે કે ભગવાનમાં ગોપીજનોની જે પ્રીતિ હતી તેને લીધે ગોપીજનોની ઇન્દ્રિયો સચેતન થઈ.

ગોપીજનો—ગોપીજનોનાં ચક્ષુઓ—પોતાનાં દર્શન કરે તેટલા માટે ભગવાન્ ત્યાં પધાર્યા; તેથી ભગવાનના ફક્ત આવવાથી જ પ્રથમ ગોપીજનોને ભગવાનનાં દર્શન થયાં. ચક્ષુની ઉત્ફુલ્લતા—પ્રફુલ્લતા, વિકાસ—એ તો તેનાથી—વિલોકનથી, દર્શનથી—ભિન્ન છે. વિકાસ પામવું એ ફૂલનો ધર્મ છે; તેથી જ્યારે મૂળ શ્લોકમાં વિકાસરૂપી પુષ્પધર્મનું વર્ણન કરવામાં આવ્યું છે ત્યારે ગોપીજનોનાં ચક્ષુઓ કમલ છે એમ સૂચન થાય છે. તેમાં પ્રીતિને ચક્ષુના વિકાસનું કારણ કહેવામાં આવ્યું છે; તે ઉપરથી જણાય છે કે અત્યાર સુધી પ્રીતિનું કાર્ય—ચક્ષુનો વિકાસ—ન હતું અને હમણાં જ સૂર્યની માફક પ્રીતિનું પ્રાકટ્ય થયું છે. (જેમ સૂર્ય ઉદય પામે અને તેથી કમળ વિકસિત થાય તેમ ભગવાનમાં ગોપીજનોની પ્રીતિ પ્રકટ થઈ અને તેથી તેમનાં ચક્ષુઓનો વિકાસ થયો.) ગોપીજનો જ્યારે ભગવાનથી વિરહ પામ્યાં ત્યારે બધું તિરોહિત થઈ ગયું અને તેથી ભગવાનમાં રહેલી ગોપીજનોની પ્રીતિ પણ તિરોહિત થઈ ગઈ હતી. આ જ કારણથી ગોપીજનોને મૂળ શ્લોકમાં અબલા કહેવામાં આવ્યાં છે, અને તેથી જણાય છે કે ગોપીજનોમાં કોઈ પણ કાર્ય કરવાને માટે શક્તિ નથી.

મૂળ શ્લોકમાં प्राणमियागतम् એ જે દૃષ્ટાન્ત આપવામાં આવેલું છે તે ઉપરથી જ પ્રાણના ઉત્થાનની વાત થઈ ગઈ, કારણ કે ભગવાન્ પ્રાણના પણ પ્રાણ છે, આધિદૈવિક પ્રાણ છે. પહેલાં જેની ઇચ્છા કરવામાં આવેલી હતી તે ઇચ્છિત પદાર્થ તરીકે નિરૂપણ કરેલું હોવાથી શરીરનું ઉત્થાન થયું; તેનું કારણ દર્શાવતાં શુકદેવજી કહે છે કે तम्. (અર્થાત્ ભગવાન્ શરીર ધારણ કરીને—સ્વરૂપથી—પ્રકટ થાય એવી ગોપીજનોની ઇચ્છા હતી; ભગવાનના શરીરનું—સ્વરૂપનું—વર્ણન કરવામાં આવ્યું તેથી ગોપીજનોનું શરીર પણ ઉભું થઈ ગયું એમ તાત્પર્ય છે.) ૩

આ પ્રમાણે ગોપીજનોના જે પાંચ પદાર્થો—જીવ, દેહ, ઇન્દ્રિય, પ્રાણ અને અન્તઃકરણ—સચેતન થયા તે ભગવાનની સાથે રહ્યા, અને તેમણે—ગોપીજનોના જીવ, દેહ વગેરેએ—જે કાર્ય કર્યું તેનું વર્ણન શુકદેવજી काचित् ઇત્યાદિ પાંચ શ્લોકમાં કરે છે.

કોઈક ગોપીજને ભગવાનનું હસ્તકમલ આનંદથી પોતાની અંજલિમાં ધારણ કર્યું. કોઈક ગોપીજને ભગવાનના ચંદનવાળા હસ્તને પોતાના ખભા ઉપર ધર્યો. ૪

पूर्वमनेकविधा अपि भगवत्याविर्भूते सप्तविधा एव जाताः । एको भगवान् सर्वार्थे प्रकटीभूतः । तत्र या अग्रे स्थितास्ता अपि निकटस्थिता एव पूर्वमुच्यन्ते । शुद्धसात्त्विक्यः शुद्धरजोयुक्ता रजःसात्त्विक्यश्च, निर्गुणाश्च, शिष्टाः सप्तविधा गण्यन्ते । काचिदत्र शौरेः कराम्बुजं मुदा अञ्जलिना अगृह्णात् । एक एव हस्तो भगवता प्रसारितः । पीताम्बरधर इति द्वितीयेन हास्यनिवारणार्थं

---

પહેલાં ગોપીજનો અનેક પ્રકારનાં હતાં, છતાં પણ જ્યારે ભગવાનનો આવિર્ભાવ થયો ત્યારે ગોપીજનો સાત પ્રકારનાં જ થયાં.

(ભગવાન્ જ્યારે તિરોહિત થઈ ગયા હતા ત્યારે ગોપીજનોના ચિત્તનો વિક્ષેપ થયો અને તેથી તેઓ અનેક પ્રકારનાં થયાં એમ ગયા—અઠ્ઠાવીસમા—અધ્યાયમાં જુદાં જુદાં વચનોના સ્વરૂપ ઉપરથી જણાવવામાં આવ્યું છે. અર્થાત્ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોના મિશ્રણથી અને નિર્ગુણતાથી થતા ગોપીજનોના અનેક પ્રકારો જુદા જુદા શ્લોકોના સ્વરૂપ ઉપરથી સિદ્ધ કરવામાં આવેલા છે. હવે તો આ ઓગણત્રીસમા અધ્યાયમાં પ્રભુ 'ભગ' શબ્દના અર્થને—ઐશ્વર્ય, વીર્ય, શ્રી વગેરે છ ગુણોને—પ્રકટ કરીને પોતે પ્રકટ થયા છે, અને તેથી તે ગોપીજનો પણ પ્રભુના પ્રકટ સ્વરૂપમાં એકનિષ્ઠાવાળાં હોવાથી પ્રભુમય જ થઈ ગયાં છે. આ પ્રમાણે ગોપીજનો ભગવદાત્મક થવાથી, ભગવાનનું સ્વરૂપ રસાત્મક હોવાથી અને ભગવાનના ધર્મો પણ રસાત્મક હોવાથી ભ્રૂકુટિબન્ધન વગેરે ભાવો પણ ગોપીજનોમાં ઘટે છે.)

એક જ ભગવાન્ સર્વ ગોપીજનોને માટે પ્રકટ થયા છે; તેથી ગોપીજનોના યૂથમાં જે ગોપીજનો આઘે ઉભાં હતાં તે પણ ભગવાનની પાસે જ આવ્યાં છે એમ પહેલાં કહેવામાં આવે છે.

(આ પ્રમાણે એક જ ભગવાન્ બધે ય પ્રકટ થઈને બધાં ગોપીજનોને પોતાની પાસે આણ્યાં અને તેથી ભગવાનના હસ્તકમળ ધારણ કરવું ઈત્યાદિ બધાં કાર્યો બધાં ગોપીજનો એક જ વખતે કરતાં હતાં એમ તાત્પર્ય છે. મૂળ શ્લોકમાં काचित् એમ એકવચનનો જે પ્રયોગ કરવામાં આવ્યો છે તેનું તાત્પર્ય એ છે કે તે શ્લોકમાં ગોપીજનો એક જ પ્રકારના ભાવવાળાં છે. વાસ્તવિક રીતે તો તેવાં પણ ગોપીજનો અનેક છે એમ જાણવું. ભગવાનના છ ધર્મ, અને ભગવાનનું સ્વરૂપ—ધર્મી—એ રીતે ગોપીજનોના સાત પ્રકાર છે એમ શુકદેવજીને કહેવાની ઇચ્છા છે, છતાં પણ ગયા—અઠ્ઠાવીસમા—અધ્યાયમાં ગોપીજનોના સત્ત્વ, રજસ્, તમસ્, નિર્ગુણ એમ જે અંશોનું વર્ણન કરવામાં આવેલું છે તે અંશ ગોપીજનોમાં હમણાં પણ છે; એ હેતુથી સત્ત્વ વગેરે ગુણોની દૃષ્ટિથી ગોપીજનોના સાત પ્રકારનું વર્ણન કરવામાં આવે છે.)

શુદ્ધસાત્ત્વિક, શુદ્ધરાજસ, રાજસસાત્ત્વિક, (रजःसात्त्विक्यश्च એમાં જે च છે તે ઉપરથી) સાત્ત્વિકરાજસ, નિર્ગુણ, (निर्गुणाश्च એમાં જે च છે તે ઉપરથી) તામસ, અને બાકીનાં (ચાર પ્રકારનાં—સાત્ત્વિકતામસ, રાજસતામસ, તામસસાત્ત્વિક અને તામસરાજસ—) એમ ગોપીજનોના સાત પ્રકાર ગણવામાં આવે છે.

(ફલપ્રકરણના પાંચમા અધ્યાયમાં—અર્થાત્ દશમસ્કન્ધના ત્રીસમા અધ્યાયમાં—काचित् समम् ઈત્યાદિ દસમા શ્લોકમાં ભગવાનના ગુણના સ્વરૂપનું જ વર્ણન કરવામાં આવશે. સુબોધિનીજીમાં ગોપીજનોના પ્રકારો જે ક્રમમાં આપવામાં આવેલા છે તે ક્રમ વિવક્ષિત નથી, તેથી પહેલાં તામસી ગોપીજનનું અને પછી નિર્ગુણ ગોપીજનનું વર્ણન કરવામાં આવશે.)

કોઈક ગોપીજને અહીં ભગવાનનું હસ્તકમળ આનન્દથી પોતાની અંજલિ વડે ગ્રહણ કર્યું. ભગવાને પોતાનો એક જ હાથ લાંબો કર્યો હતો, કારણ કે ભગવાન્ પીતામ્બરધર હતા, એટલે કે તેમણે હાસ્ય છુપાવવાને માટે બીજા હાથમાં પીતાંબર ધારણ કરેલું હતું. પ્રભુ માન દર્શાવીને વસ્તુનું જે ગ્રહણ કરવામાં

पीताम्बरग्रहणात् । बहुमानेन ग्रहणमञ्जलिना भवति । शौरेरिति वीरत्वज्ञापनाय । मुदेति पूर्वोक्त-क्लेशव्यावृत्त्यर्थम् । अन्या पुनस्ततोप्यन्तरङ्गा भविष्यामीति तद्बाहुमंसे दधार यथालिङ्गितैव भवति । अग्रे एतस्या विनियोगो वक्तव्यः 'भुजमगरुसुगन्धं मूर्ध्न्यधास्यत् कदा नु' इति । अत एव तदीयो धर्मोन्तःस्थितस्तस्या निरोधं साधयिष्यतीति चन्दनरूषितमित्युक्तम् । चन्दनेन रूषितं लिप्तम् । चन्दने हेतुः पूजा लक्ष्मीर्वा पूर्वोक्ता । तथा ताम्बूलेऽपि ॥ ४ ॥

---

આવે છે તે અંજલિ વડે થાય છે. મૂળ શ્લોકમાં ભગવાનને માટે જે शौरेः પદ વાપરવામાં આવ્યું છે તે ભગવાનનું વીરત્વ જણાવવા માટે વાપરવામાં આવેલું છે. પહેલાં—અઠ્ઠાવીસમા અધ્યાયમાં—ગોપીજનોનો જે ક્લેશ વર્ણવવામાં આવ્યો હતો તે ક્લેશ નાશ પામ્યો છે એ જણાવવાને માટે मुदा—આનન્દથી—એ પ્રમાણે મૂળ શ્લોકમાં કહેવામાં આવ્યું છે.

'પેલી ગોપી કરતાં પણ હું વધારે અન્તરંગ થાઉં, ભગવાનની સમીપ આવું,' એમ ધારીને બીજાં ગોપીજને ભગવાનના બાહુને પોતાના ખભા ઉપર ધારણ કર્યો, જેથી ભગવાનની સાથે પોતાનું આલિંગન જ—ભેટો જ—થઈ જાય. આગળ ઉપર ચુંવાળીસમા અધ્યાયમાં 'भुजमगरुसुगन्धं मूर्ध्न्यधास्यत् कदा नु,' અગુરુથી સુગંધિત બનેલો પોતાનો હસ્ત પ્રભુ અમારા માથા ઉપર ક્યારે મૂકશે, એ પ્રમાણે ભગવાનના બાહુનો આ ગોપીજનને માટે વિનિયોગ કહેવામાં આવવાનો છે.

(અરે! અહીં—આ અધ્યાયમાં—જે પદાર્થનો અનુભવ થાય તે જ પદાર્થની ત્યાં—ભ્રમરગીતવાળા ચુંવાળીસમા અધ્યાયમાં—સ્ફૂર્તિ થવી જોઇએ એવો નિયમ છે; તેથી ત્યાં ચુંવાળીસમા અધ્યાયમાં ભગવાનના બાહુની વાત કરેલી છે અને તે બાહુને अगरुसुगन्धम् એ પ્રમાણે વર્ણવેલો છે, તો પછી અહીં ભગવાનના બાહુને चन्दनरूषितम् ને બદલે चन्दनसुगन्धम् કહેવું જોઇએ. આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો શ્રીમહાપ્રભુજી સમાધાન કરે છે કે ચુંવાળીસમા અધ્યાયમાં જે ગોપીજન भुजमगरुसुगन्धम् ઇત્યાદિ શ્લોક બોલે છે તે ગોપીજન આ જ છે, અને તેથી ભગવાનના બાહુના સંબંધવાળો જે સ્વાભાવિક ધર્મ છે, અને અહીં જે ચન્દનની અંદર રહેલો છે, તે આ ગોપીજનનો નિરોધ સિદ્ધ કરશે. આ તાત્પર્ય સમજાવવાને માટે શુકદેવજી કહે છે કે ચન્દન તો આગન્તુક છે અને તે વાત સ્પષ્ટ કરવાને માટે શુકદેવજી चन्दनसुगन्धम् ને બદલે चन्दनरूषितम् કહે છે. આ જ કારણથી જ્યારે પૂતનાનો દેહ બળતો હતો ત્યારે ભગવાનના સમ્બન્ધને લીધે જ પૂતનાના દેહમાંથી બધાં પાપો નાશ પામ્યાં અને તેથી ધૂમાડો પણ અગરુના જેવો સુગંધિ હતો એમ વર્ણન કરવામાં આવ્યું છે. અર્થાત્ ભગવાનના સંબન્ધને લીધે જ સુગંધિત્વ છે, બીજા કારણને લીધે નહિ.)

આ જ કારણથી ભગવાનના બાહુનો ધર્મ જે ચન્દનની અંદર રહેલો છે તે આ ગોપીજનનો નિરોધ સાધશે એમ જણાવવાને માટે શુકદેવજીએ ભગવાનના બાહુને चन्दनरूषितम् એ પ્રમાણે વર્ણવ્યો છે. ચન્દનથી રૂષિત, અર્થાત્ ચન્દનથી લેપાએલો.

ભગવાનના બાહુને ચન્દનનો લેપ કરવામાં આવેલો છે તેનું કારણ એ કે બીજા શ્લોકમાં જે સ્રગ્વી પદ છે તે ઉપરથી સૂચિત થયું હતું કે બ્રહ્માએ અને લક્ષ્મીએ ભગવાનની પૂજા કરી હતી, અને તે પૂજાને અંગે ભગવાનના બાહુને ચન્દનનો લેપ કરવામાં આવ્યો હતો. અથવા તો બીજું કારણ પણ હોઇ શકે, અને તે એ કે બીજા શ્લોકમાં ભગવાનને માટે पीताम्बरधरः એ પદ વાપરવામાં આવેલું છે, અને તે પદ ઉપરથી સૂચિત થતું હતું કે ભગવાન્ લક્ષ્મીજીની સાથે રમણ કરતા હતા અને તે પ્રસંગે તેમના બાહુને ચન્દનનો લેપ થયો હતો. પાંચમા શ્લોકમાં જે તામ્બૂલનું વર્ણન કરવામાં આવેલું છે તેનું કારણ પણ ચન્દનની માફક બ્રહ્મા અને લક્ષ્મીજીએ કરેલી ભગવાનની પૂજા અથવા તો લક્ષ્મીજીની સાથે ભગવાને કરેલું રમણ જાણવું. ૪.

काचिदञ्जलिनागृह्णात्तन्वी ताम्बूलचर्वितम् ।
एका तदङ्घ्रिकमलं सन्तप्ता स्तनयोरधात् ॥ ५ ॥

एवं सामग्रीप्रकटनेन तासां देवोत्तमानां च कृत्यं प्रदर्शितमेव आरोढुकामा देवोत्तमास्तु पूजका इति । अतः काचित्ताम्बूलचर्वितमञ्जलिना अगृह्णात् । तस्याः ताम्बूलयोग्यतामाह तन्वीति । कोमलाङ्गी । एका पुनर्बहिःस्थिता साक्षात्सम्बन्धमलभमाना, उत्थातुं वा अशक्ता, उपविश्यैव तदङ्घ्रिकमलं स्तनयोरधात् । अनुत्थाने धारणे च हेतुः सन्तप्तेति । सा ह्यत्यन्तं विरहातुरा ॥ ५ ॥

एका भ्रुकुटीमाबध्य प्रेमसंरम्भविह्वला ।
घ्नन्तीवैक्षत् कटाक्षेपैः सन्दष्टदशनच्छदा ॥ ६ ॥

---

કોઈક કોમળ ગોપીજને ભગવાનના આરોગેલા પાનની પ્રસાદી
અંજલિ વડે ગ્રહણ કરી. કોઈક વિરહથી અત્યન્ત તપેલાં ગોપીજને ભગ-
વાનનું ચરણકમલ પોતાના સ્તન ઉપર ધર્યું. ૫

આ પ્રમાણે વનમાલા અને પીતામ્બર ધારણ કરીને ભગવાન્ જે પ્રકટ થયા તેનું તાત્પર્ય એ કે દેવોમાં ઉત્તમ એવા બ્રહ્મા વગેરેએ ભગવાનની પૂજારૂપી જે કૃત્ય કર્યું તે આ ગોપીજનોને ભગવાને દર્શાવ્યું, (કારણ કે ભગવાનની પૂજા કરતી વખતે જે ચન્દનવગેરેનું સ્થાપન કરવામાં આવેલું હતું તે સર્વેનો, જ્યારે ગોપીજનોએ ભગવાનનો બાહુ પોતાના ખભા ઉપર ધારણ કર્યો ત્યારે, તે ગોપીજનોને પ્રત્યક્ષ અનુભવ થયો. અર્થાત્ વનમાલા, પીતામ્બર વગેરે સામગ્રી સહિત પ્રકટ થઈને આ ગોપીજનો ઉપર ભગવાને ઘણો અનુગ્રહ દર્શાવ્યો એમ બોધ થાય છે.)

આ પ્રમાણે વનમાલા, પીતાંબર વગેરે ધારણ કરીને ભગવાન્ પ્રકટ થયા, અને આ રીતે વનમાલા વગેરે સામગ્રી પ્રકટ કરીને તે ગોપીજનોનું અને દેવોમાં ઉત્તમ એવા બ્રહ્મા વગેરેનું કાર્ય દર્શાવવામાં આવ્યું. આ કાર્ય તે એ કે આ ગોપીજનો ભગવાનના ઉપર ચડી જવાની ઇચ્છાવાળાં છે, જ્યારે દેવોત્તમ બ્રહ્મા વગેરે ભગવાનની પૂજા કરનારા છે, અર્થાત્ બન્નેનાં કાર્ય જુદાં છે. તેથી કોઈક ગોપીજન ભગવાનનું આવેલું પ્રસાદી પાન અંજલિવડે બે હાથમાં લે છે. આ ગોપીજન ભગવાનનું પ્રસાદી પાન લેવાને માટે યોગ્ય છે એમ દર્શાવવાને માટે શુકદેવજી આ ગોપીજનનું વર્ણન કરતાં કહે છે કે તન્વી. તન્વી એટલે કોમલ અંગવાળી (જેનું અંગ કોમલ છે તેની ચામડી ઘણી કોમલ હોય છે, એટલે આ કોમલાંગી ગોપીજન જ્યારે ભગવાનનું પ્રસાદી પાન ખાશે ત્યારે તે પાન આ ગોપીજનના કોમલ કંઠની કોમલ ચામડીમાંથી સુંદર દેખાશે. આ પ્રકારની શોભા જોવાને માટે ભગવાને આ ગોપીજનને તાંબૂલનું દાન કર્યું છે.)

એક ગોપીજન તો મંડલની બહાર આવે ઉભાં હતાં, અને તેથી તેમને ભગવાનનો સાક્ષાત્ સંબંધ મળી શક્યો નહિ, અથવા તો પોતે ઉભાં થઈ શક્યાં નહિ, એટલે બેઠા બેઠા જ તેમણે ભગવાનનું ચરણકમલ પોતાના સ્તનો ઉપર પધરાવ્યું. આ ગોપીજન ઉભાં થઈ શક્યાં નહિ અને તેમણે ભગવાનનું ચરણકમલ પોતાની છાતી ઉપર પધરાવ્યું તેનું કારણ દર્શાવતાં શુકદેવજી કહે છે કે સન્તપ્તા. આ ગોપીજન, ખરેખર, વિરહથી અત્યન્ત આતુર બનેલાં હતાં. ૫

પ્રેમના આવેશથી વિહ્વલ થએલાં એક ગોપીજન ભવાં ચડાવીને,
દાંતવડે ઓઠ દસીને કટાક્ષોથી પ્રહાર કરતાં હોય તેમ જોવા લાગ્યાં. ૬

एकेति । अन्या पुनर्दूरस्था तामसी तमसा भ्रुकुटिमाबध्य कटाक्षेपैः घ्नन्तीव ऐक्षत् । अत्र सवर्णे वर्णलोपः । कटाक्षक्षेपैरित्यर्थः । प्रेम्णा सहितो यः संरम्भः क्रोधः तेन विह्वला । सम्यक् दष्टः दशनच्छदो यया । तादृशी च जाता । भ्रुकुटिबन्धनेन चित्तकौटिल्यम् । प्रेमसहित-संरम्भेण इन्द्रियवैक्लव्यम् । सन्दंशेन देहक्षोभः । घ्नन्तीवेति प्राणैर्बलस्फूर्तिः ज्ञानसाधनमपि यस्या विकृतम् । प्रान्तदृष्टिः कटाक्षः । तत्रापि आक्षेपभावः । यथा वाचावगुरणं तथा कटाक्षा एव आक्षेप-रूपा निरन्तरं प्रवृद्धाः । तादृशभावस्य पूर्णत्वाय कालनियमनार्थं वा भ्रुकुटिभङ्गः । स्वभावनियम-

---

બીજાં તામસી ગોપીજન તો (જેટલે દૂર ઉભા રહીને કટાક્ષ ફેંકવાથી પોતાનો માનભાવ રહે એટલે) દૂર ઉભાં રહ્યાં, અને ક્રોધથી ભવાં ચઢાવીને કટાક્ષો ફેંકીને જાણે પ્રહાર કરતાં હોય તેમ ભગવાન્ તરફ જોવા લાગ્યાં. અહીં કટાક્ષેપૈઃ એ પદમાં 'સવર્ણ હોય તો વર્ણનો લોપ થાય, અર્થાત્ બે સરખા વર્ણ સાથે સાથે આવે ત્યારે પૂર્વ વર્ણનો લોપ થાય' એ નિયમને અનુસરીને ક્ષનો લોપ થયો છે; એટલે કે મૂળ શબ્દ કટાક્ષક્ષેપૈઃ છે, અને તેમાં ક્ષનો લોપ થવાથી કટાક્ષેપૈઃ એ પ્રમાણે રૂપ થયું છે.

પ્રેમવાળો જે સંરંભ, ક્રોધ, તેથી વિહ્વલ (આ ગોપીજન બન્યાં છે.) સારી રીતે દાંતથી દાબ્યા છે ઓઠ જેમણે એવાં આ ગોપીજન છે. ભવાં ચઢાવવાથી આ ગોપીજનના ચિત્તની કુટિલતા વર્ણવી; પ્રેમવાળા ક્રોધથી ઇન્દ્રિયોની વિકલવતા વર્ણવી; દાંતથી ઓઠ દાબવાથી દેહનો ક્ષોભ વર્ણવ્યો; જાણે પ્રહાર કરતાં હોય એમ દેખાવાથી આ ગોપીજને પ્રાણથી બળ દેખાડ્યું એમ વર્ણવ્યું; આ ગોપીજનના ઇક્ષણ-રૂપી જ્ઞાનનું સાધન—નેત્ર—પણ વિકૃત એમ વર્ણન કર્યું. નેત્રના છેડેથી જોવું તેનું નામ કટાક્ષ. તેમાં—કટાક્ષમાં—પણ આક્ષેપભાવ વર્ણવ્યો. જેમ વાણીથી બીજાને ધમકી આપવામાં આવે છે તેમ આ ગોપીજનના આક્ષેપરૂપ કટાક્ષો જ હમ્મેશાં પ્રવર્તતા હતા.

(ગોપીજનોએ ભવાં ચઢાવ્યાં તેનું બીજું પ્રયોજન દર્શાવતાં શ્રીમહાપ્રભુજી કહે છે કે) અથવા તો ગોપીજનોનું તે પ્રકારનું માન પૂર્ણ બને એટલા સારુ કાલનું નિયમન કરવાને માટે ભ્રૂકુટિનો ભંગ કરવામાં આવ્યો છે, ભવાં ચઢાવવામાં આવ્યાં છે. (પહેલાં ગોપીજનોના માનનું જ નિરૂપણ કરવામાં આવ્યું હતું, હવે અહીં તો તેમના ગાઢમાનનું નિરૂપણ કરવામાં આવે છે. માન દૂર કરવાને માટે સો પ્રકારે પણ યત્ન કરવામાં આવે તો પણ હું—ગોપીજન—માનનો ત્યાગ નહિ કરૂં એ પ્રકારનો જે ભાવ તેનું નામ ગાઢભાવ. કાલનો વિલંબ થતાં માન શિથિલ થઈ જાય છે, કારણ કે તે વ્યભિચારી ભાવ હોવાથી લાંબો સમય રહી શકતું નથી. ગોપીજનોનું માન ગાઢ છે તેથી તે કોઈ દિવસ શિથિલ થતું નથી અને હમ્મેશાં ગાઢ જ રહે છે. આ પ્રમાણે ગાઢમાન હમ્મેશાં રાખવું તે જ કાલનું નિયમન કહેવાય છે. નાયિકાઓનો એવો સ્વભાવ છે કે તેઓ પ્રિયવચન વગેરે કારણને લીધે માનનો અવશ્ય ત્યાગ કરે છે. આ પ્રકારની સ્થિતિ અમારી—ગોપીજનોની—ન થાય, અને અમારો માનભાવ જ હમ્મેશાં રહે એ પ્રકારનો ગોપીજનોનો પ્રયત્ન છે. નાયિકાઓનો પ્રિય વચનોને લીધે માન ત્યાગ કરવાનો જે સ્વભાવ છે તેનું નિયમન અલ્પ પ્રયત્નથી થઈ શકે છે. તેથી શ્રીમહાપ્રભુજી કહે છે કે) નાયિકા-ઓના સ્વભાવનું નિયમન કરવાને માટે ગોપીજનોનો સંરમ્ભ—આવેશ—હતો. (ભગવાનની સાથે પહેલાં સમાગમથી જે સુખ ગોપીજનોએ અનુભવેલું હતું તેનું સ્મરણ થતાં તે સમાગમસુખના લોભથી કદાચિત્ તેમના—ગોપીજનોના—માનનો ત્યાગ થઈ જાય. તે પ્રમાણે ન થાય એટલા માટે દંશનું વર્ણન કરવામાં આવ્યું છે. તેથી શ્રીમહાપ્રભુજી કહે છે કે) લોભનો નાશ કરવાને માટે દંશનું વર્ણન કરવામાં આવેલું છે. (અધર એ લોભનું સ્વરૂપ છે, અને તેના ઉપર જ્યારે દાંત પીસવામાં આવે ત્યારે અધર—લોભ—દબાય છે, અર્થાત્ નાશ પામે છે.)

नार्थं च संरम्भः । लोभनाशार्थं दंशः । मोक्षाभावार्थं ज्ञानवक्रता । प्रमाणनिराकरणार्थं हननमिति । यतो लौकिकी भक्तिः पुष्टा भवति । एतदर्थमेषा निरूपिता ॥ ६ ॥

एवमतिपुष्टां निरूप्य अत्युत्तमां निरूपयति अपरेति ।

अपराऽनिमिषद्दग्भ्यां जुषाणा तन्मुखाम्बुजम् ।
आपीतमपि नातृप्यत्सन्तस्तच्चरणं यथा ॥ ७ ॥

एषा हि भगवद्दर्शनेन गतदोषा अतो ध्यानेन भगवन्तं हृदये स्थापयितुकामा नेत्राभ्यां नेत्रद्वारा भगवन्तं हृदि स्थापितवती । अत्र लावण्यामृतं पेयम्, मुखस्याम्बुजत्वोक्तेः । अनिमिषद्दग्भ्यामिति पानकरणम् । द्रवद्रव्यस्यान्तर्निवेशनं पानम् । मध्ये रसविच्छेदो भविष्यतीति

---

(આ પ્રમાણે ઘણો આગ્રહ હોવા છતાં પણ પોતાના હૃદયમાં પ્રિયની—પ્રભુની—સ્થિતિ આવશ્યક છે અને માન પણ હૃદયમાં હોય છે. કદાચિત્ ગોપીજનોના હૃદયનો ભગવાનમાં જો લય થઈ જાય તો તેમના હૃદયમાં રહેલા માનનો પણ લય—નાશ—થઈ જાય. નિર્દોષ ભાવથી જ ખરેખર મુક્તિ થાય છે એ ન્યાયને અનુસરીને ગોપીજનોનું માન જતું રહે એટલે તેઓ નિર્દોષ બને અને તેમને મુક્તિ મળે. ગોપીજનોને આ પ્રમાણે મુક્તિ ન મળે તેટલા માટે તેમના ઈક્ષણમાં—જ્ઞાનમાં—કટાક્ષેપ શબ્દવડે કુટિલતા દર્શાવવામાં આવી છે. આ પ્રમાણે જ્યારે ગોપીજનોનો ભાવ કુટિલતાને લીધે દોષવાળો થવાથી તેમની મુક્તિ થઈ શકે નહિ; અને જ્યારે તેમની મુક્તિ ન થાય ત્યાં પછી તેમના માનની મુક્તિ ક્યાંથી થઈ શકે? આ તાત્પર્ય દર્શાવતાં શ્રીમહાપ્રભુજી કહે છે કે)—ગોપીજનોને મોક્ષ ન મળે તેટલા માટે કટાક્ષેપ શબ્દથી જ્ઞાનની વક્રતાનું વર્ણન કરવામાં આવ્યું છે.

('ભગવાન્ સર્વના ઈશ છે,' 'જે અંદર રહીને આત્માનું નિયમન કરે છે' ઈત્યાદિ શ્રુતિઓ ઉપરથી જણાય છે કે ભગવાનમાં ઈશ, નિયામક વગેરે ધર્મો છે. આવા ધર્મોવાળા ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ પ્રમાણથી—શાસ્ત્રથી—વિરુદ્ધ છે. વળી જ્યારે પ્રભુ ગોપીજનોના અન્તઃકરણને માનરહિત કરવા પ્રયત્ન કરે છે ત્યારે ગોપીજનોનું અન્તઃકરણ માનથી છૂટું પડતું નથી. આ વાત પ્રમાણથી—શાસ્ત્રથી—વિરુદ્ધ છે અને તેથી તે સંભવે નહિ; પણ જો પ્રમાણના બળનો નાશ કરવામાં આવે તો તે સંભવે. તેથી જ घ्नन्ती પદ વડે પ્રમાણનો નાશ જ કરવામાં આવ્યો છે. આ તાત્પર્ય દર્શાવતાં શ્રીમહાપ્રભુજી કહે છે કે) પ્રમાણનું નિરાકરણ કરવાને માટે હનનનું—નાશનું—વર્ણન કરવામાં આવેલું છે. આમ કરવાથી લૌકિક ભક્તિ—લોકની રીતને અનુસરનારો સ્નેહ—પુષ્ટ થાય. આ કારણથી જ આ ગોપીજનનું વર્ણન કરવામાં આવ્યું છે. ૬

આ પ્રમાણે અતિપુષ્ટ તામસી ગોપીજનનું નિરૂપણ કરીને હવે શુકદેવજી અત્યુત્તમ નિર્ગુણ ગોપીજનનું अपरा ઈત્યાદિ શ્લોકમાં વર્ણન કરે છે.

કોઈક બીજાં ગોપીજન ભગવાનના મુખારવિન્દનું અનિમિષ દૃષ્ટિથી—
એકી ટસે—પાન કરતાં હતાં, તો પણ જેમ સંત પુરુષો ભગવાનના ચરણના
રસથી તૃપ્તિ પામતા નથી તેમ તે તૃપ્તિ પામ્યાં નહિ. ૭

આ પ્રમાણે આ ગોપીજન ભગવાનનાં દર્શન કરીને ખરેખર દોષરહિત થયાં છે, અર્થાત્ ભગવદ્દર્શનથી પૂર્વે દુઃખ તે ભૂલી ગયાં છે. તેથી ધ્યાનવડે ભગવાનને પોતાના હૃદયમાં સ્થાપવાની ઈચ્છાથી આ ગોપીજને નેત્રો દ્વારા ભગવાનને પોતાના હૃદયમાં સ્થાપ્યા. અહીં લાવણ્યરૂપી અમૃતનું પાન કરવાનું છે, કારણ કે મુખને અમ્બુજ—કમળ—કહેવામાં આવેલું છે. જેમ કમળનું સ્થાપન કરવાથી મકરન્દનું પણ સ્થાપન થાય છે તેમ ભગવાનના મુખનું સ્થાપન કરવાથી તેમાં રહેલા લાવણ્યનું પણ સ્થાપન થઈ જાય છે. મૂળ શ્લોકમાં अनिमिषद्दग्भ्याम्—જેમાં પાંપણો મીંચાતી નથી એવી દૃષ્ટિથી—એ પદ દર્શાવે છે કે લાવણ્યનું પાન કરવામાં આવે છે. પ્રવાહી પદાર્થને અંદર લઈ જવું તેનું નામ પાન. પ્રવાહી

अनिमिषदृग्भ्यां पानम् । नेत्रयोरञ्जलित्वं लावण्यामृतस्य विरलत्वात् । प्रीतिसेवनमत्राभिप्रेतम् । यद्यपि आ समन्ताद्धर्मसहितं सर्वमेवाभिनिविष्टं स्वाधीनं जातम्, यदैवेच्छति तदेव हृदये पश्यतीति, तथापि नातृप्यत् अलंभावं न कृतवती । तत्र हेतुर्विषयसौन्दर्यम् । न तु प्रयोजनाभावः प्रतिबन्धकः । एतदर्थं दृष्टान्तमाह सन्तः तच्चरणं यथेति । सन्तो हि जातकार्याः । तथापि चरणारविन्दे सहजो रसः । न तु किञ्चित् प्राप्तव्यं निवर्तनीयं वा ॥ ७ ॥

एका पुनर्दूरस्था अनया तुल्यशीला योगानुसारेण भगवन्तं गृहीतवतीत्याह तं काचिदिति ।

तं काचिन्नेत्ररन्ध्रेण हृदि कृत्य निमील्य च ।
पुलकाङ्ग्युपगूह्यास्ते योगीवानन्दसम्प्लुता ॥ ८ ॥

पूर्वं लौकिकी पश्चाद् भक्तिमार्गानुसारिणी निरूपिता । इयं योगानुसारिणी । अतोऽस्याः सर्वावयवे दृष्टिः । उभयोरेकीकरणम्, अन्यथा दृष्टिभेदः स्यात् । पूर्वस्यास्तु दर्शनमेव प्रयोजनम् । एषा

---

પદાર્થને અંદર લઈ જતાં વચ્ચે રસનો પ્રવાહ તુટી જશે એમ માનીને તે પ્રમાણે ન થાય તેટલા માટે અનિમિષ દૃષ્ટિથી જ પાન કરવાનું કહેવામાં આવેલું છે. લાવણ્યરૂપી અમૃત વિરલ છે એટલે નેત્રરૂપી અંજલિથી—ખોબાથી—પીવાનું છે. મૂળ શ્લોકમાં જે જુષાણા પદ છે તેમાં જુષ્ ધાતુ છે અને તે ધાતુનો અર્થ પ્રીતિથી સેવા કરવી એ પ્રમાણે થાય છે અને તે જ અર્થ આ સ્થળે લેવાનો છે. (અર્થાત્ ભગવાનના મુખકમળનું પ્રીતિસેવન એટલે મુખકમળમાં રહેલા લાવણ્યરૂપી અમૃતનું પાન.) જો કે ધર્મસહિત સર્વ સંપૂર્ણરીતે હૃદયમાં ઉતારેલું છે અને તેથી તે સ્વાધીન થયું છે, જ્યારે તે ગોપિકા જે વસ્તુની ઇચ્છા કરે છે ત્યારે તે પોતાના હૃદયમાં તે વસ્તુ જુવે છે, છતાં પણ તેમને સંતોષ થતો નથી, હવે બહુ થયું એ પ્રમાણેની ભાવના થતી નથી. આ ગોપીજનને સંતોષ થતો નથી તેનું કારણ ભગવાનના મુખકમલનું સૌન્દર્ય છે. ગોપીજનને હવે કોઈ પણ જાતનું પ્રયોજન નથી એ વાત પ્રતિબન્ધક નથી, (અર્થાત્ ગોપીજનને હવે કોઈ પણ જાતનું પ્રયોજન રહેલું નહિ હોવાથી તેમને અસંતોષ નહિ થાય એમ નહિ, અર્થાત્ અસંતોષ થશે જ.) આ વાત સ્પષ્ટ કરવાને માટે શુકદેવજી દૃષ્ટાન્ત આપે છે કે सन्तस्तच्चरणं यथा. સન્ત પુરુષો ખરેખર કૃતાર્થ છે, તેમણે પોતાનાં બધાં કાર્યો પૂર્ણ કરેલાં છે, છતાં પણ ભગવાનના ચરણારવિન્દમાં તેમને સહજ, સ્વાભાવિક, રસ રહેલો હોય છે. ભગવાનના ચરણારવિન્દમાં રહેલો સન્ત પુરુષોનો આ રસ તદ્દન સ્વાભાવિક છે, કોઈ પણ જાતના પ્રયોજનને લીધે નથી, કારણ કે તેમને હવે કાંઈ નવું મેળવવાનું રહ્યું નથી તેમ કોઈનો ત્યાગ કરવાનું રહ્યું નથી. ૭

હવે એક ગોપીજન આવે ઉભાં છે, અને તે આ (સાતમા શ્લોકમાં વર્ણવેલાં) નિર્ગુણ ગોપીજનના જેવા સ્વભાવવાળાં છે. તે યોગને અનુસરીને ભગવાનનું ગ્રહણ કરે છે, ભગવાનને પોતાના હૃદયમાં સ્થાપે છે. આ વાત શુકદેવજી तं काचित् એ શ્લોકમાં કહે છે.

કોઈક ગોપીજન નેત્રદ્વારથી પ્રભુને હૃદયમાં ધારણ કરી, આંખો મીંચી દઈ, રોમાંચિત થઈ, પ્રભુનું આલિંગન કરી, યોગીની માફક આનન્દમાં ડૂબીને બેઠાં. ૮

પહેલાં છઠ્ઠા શ્લોકમાં લૌકિકના જેવા ભાવવાળાં ગોપીજનનું વર્ણન કરવામાં આવ્યું, પછીથી સાતમા શ્લોકમાં ભક્તિમાર્ગને અનુસરનારાં ગોપીજનનું વર્ણન કરવામાં આવ્યું. હવે આ ગોપીજન યોગમાર્ગને અનુસરનારાં છે. તેથી આ ગોપીજનની દૃષ્ટિ ભગવાનના સર્વ અવયવોમાં રહેલી છે. આ ગોપીજન ભગવાનના બન્ને અવયવોનું અને તે દ્વારા બધા ય અવયવોનું એકીકરણ કરે છે, નહિ તો ગોપીજનની દૃષ્ટિને લીધે ભગવાનના સ્વરૂપમાં ભેદ થાય. સાતમા શ્લોકમાં વર્ણવેલાં ગોપીજન કેવલ ભક્તિમાર્ગીય છે અને તેથી તેમને ભગવાનના દર્શનનું જ પ્રયોજન છે. (સાતમા શ્લોકમાં વર્ણવેલ

विरलेति काचिदित्युक्तम् । तं पूर्वोक्तम्, 'न खलु गोपिकानन्दनो भवानि'ति यथा निरूपितम् । नेत्ररन्ध्रेणेत्येकवचनं रूपप्रवेशार्थम् । हृदि कृत्येति । हृदि कृत्वा । असमासेऽपि ल्यप् । हृदिकृत्येत्यलुक्समासो वा । ततोऽन्तःप्रविष्टो बहिर्मा गच्छत्विति निमीलनं कृतवती । न हि तस्या बुद्धौ भगवान् बहिरवशिष्टोऽस्ति । स्वकीयो वा भागस्तस्या गृहीत इति । चकारात् सर्वेन्द्रियनिवर्तनम् । ततोऽन्तरानन्दे पूर्णे पुलकाङ्गी जाता । केवलानन्देन पुलके गोपीत्वं न भविष्यतीति तदर्थं विशेषमाह उपगूह्यास्त इति । अयं रोमाञ्चः सात्त्विकभावे प्रविष्टः । अत एवान्तरुपगूह्यालिङ्ग्य आस्ते ।

---

ગોપીજન ભક્તિમાર્ગીય છે અને ભક્તિમાર્ગમાં એહને વશ થઈને બહાર ભગવાનના મુખારવિન્દનું દર્શન થતાં જ બીજા બધા પદાર્થોનું તેમને—ગોપીજનને—વિસ્મરણ થાય છે, અને તેથી ભગવાનના મુખારવિન્દ વિના બીજા કોઈ પણ પદાર્થની તેમને અપેક્ષા રહેતી નથી. યોગમાર્ગમાં તો ધ્યાનમાં ભગવાનના પ્રત્યેક અંગનું પૃથક્ ચિન્તન કરવામાં આવે છે, અને ધારણામાં તે બધાં અંગોથી બનેલા એક જ સ્વરૂપનું ચિન્તન કરવામાં આવે છે, કારણ કે અંગોના પરસ્પર સંબંધનું સ્મરણ કર્યા વિના એક અંગનું સ્મરણ કરવામાં આવે તો તે અનુચિત હોવાથી અપરાધરૂપ છે. તેથી બધાં અંગોને એકત્રિત કરીને ચિન્તન કરવામાં આવે છે. કેવલ યોગમાર્ગમાં ફક્ત અપરાધ જ છે, પણ યોગાનુસારી ભક્તિમાર્ગમાં તો ભગવાનના સ્વરૂપમાં પણ ભેદ થાય છે. ભગવાનનું સ્વરૂપ રસાત્મક હોવાથી ભાવાત્મક છે, તેથી જો સ્વામિનીનો ભાવ ભગવાનના એક એક અંગમાં જ રહે તો સ્વામિનીના ભાવને લીધે ભગવાનના સ્વરૂપમાં પરસ્પર ભેદ ઉત્પન્ન થાય. પણ આ આઠમા શ્લોકમાં વર્ણવેલાં ગોપીજન ભગવાનનાં બધાં ય અંગોનું એકીકરણ કરે છે, તેથી ભગવત્સ્વરૂપમાં પ્રાપ્ત થતો ભેદ દૂર થઈ જાય છે.)

આ પ્રકારનાં—ભગવાનની સાથે આલિંગન કરવાની ઈચ્છાવાળાં—ગોપીજન દુર્લભ છે તેથી શુકદેવજી કહે છે કે काचित्. મૂળ શ્લોકમાં જે तम् પદ છે તે પૂર્વોક્ત ભગવાનના સંબંધમાં વાપરવામાં આવેલું છે; તે ભગવાન્ કે જેમનું વર્ણન આ જ ગોપીજને પહેલાં ગોપીગીતમાં न खलु गोपिकानन्दनो भवान् એ પ્રમાણે કરેલું છે. મૂળ શ્લોકમાં જે नेत्ररन्ध्रेण પદમાં એકવચન છે તે ભગવાનના સ્વરૂપના પ્રવેશને માટે છે. (ભગવાનનું સમુદિત સ્વરૂપ એક છે અને તેથી તેને પ્રવેશ કરવાને માટે એક જ નેત્રદ્વારની જરૂર રહે છે.) મૂળ શ્લોકમાં જે हृदि कृत्य પદ છે તેનો અર્થ हृदि कृत्वा—હૃદયમાં ધારણ કરીને—એ પ્રમાણે થાય છે. हृदि कृत्य એમાં સમાસ નથી છતાં પણ ल्यप् પ્રત્યય લગાડવામાં આવ્યો છે. (સમાસ ન હોય છતાં પણ ल्यप् પ્રત્યય લગાડવો એ સિદ્ધાન્ત પાણિનિથી ભિન્ન વૈયાકરણોનો છે; તેથી શ્રીમહાપ્રભુજી બીજો અર્થ આપતાં કહે છે કે) हृदिकृत्य એ અલુક્સમાસ છે એમ માનવું. પછીથી આ ગોપીજને પોતાની આંખો મીંચી દીધી જેથી અંદર ગયેલા ભગવાન્ બહાર જતા રહે નહિ. આ ગોપીજનની બુદ્ધિમાં તો એમ જ છે કે હવે ભગવાન્ બહાર બાકી રહ્યા જ નથી. અથવા તો આ ગોપીજને ભગવાનમાં જે પોતાનો ભાગ હતો તે લઈ લીધો. (પ્રભુ પોતે પ્રકટ થઈને દરેક ગોપીજનને રસનું દાન કરે છે તેથી ભગવાન્ બધાં ગોપીજનોના ભાગરૂપ થાય છે. અર્થાત્ જેને માટે ભગવાનનું જે સ્વરૂપ પ્રકટ થયું હોય તે તેનો ભાગ ગણાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જેમ પિતાની મિલ્કતમાં પુત્રોનો ભાગ રહેલો હોય છે તેમ પ્રભુના સ્વરૂપમાં પણ સ્વામિનીઓનો જ ભાગ રહેલો છે.) મૂળ શ્લોકમાં જે च છે તેનો ભાવ એવો છે કે ગોપીજનોની બધી ઇન્દ્રિયો નિવૃત્ત થઈ ગઈ.

પછીથી ગોપીજનનો અંદર રહેલો આનન્દ જ્યારે પૂર્ણ થયો ત્યારે તેમના શરીરે રોમાંચ થયો. કેવલ આનન્દથી—આત્માનન્દથી—જો શરીરે રોમાંચ થાય તો ગોપીપણું ન રહે; તેથી ગોપીત્વની સિદ્ધિને માટે શુકદેવજી उपगूह्य आस्ते—આલિંગન કરીને ઉભાં રહ્યાં—એ પ્રમાણે આ ગોપીજન વિષે વિશેષ કહે છે. (યોગીઓના હૃદયમાં જ્યારે ભગવાનનો આવિર્ભાવ થાય છે ત્યારે આનન્દને લીધે તેમના

तामेव स्थितिं धारितवती अवस्थान्तराभावाय । ननु तस्या उत्तरत्र कार्यम्, भगवता सह सम्भोगः कर्तव्यः, आलापाः, गृहे च गन्तव्यमिति कथं तामेवावस्थां स्थापितवती । तत्राह योगीवेति । योगी हि तयैवाग्रे सर्वं कार्यं साधयति, तथेयमपि तयैवावस्थया सर्वं साधनीयमिति स्थिता । किञ्च । आनन्दसम्प्लुता । आनन्दे निमग्ना । अत एव बहिःसंवेदनरहिता । संवेदनायामेव सत्यां कार्यानुसन्धानम् । न हि पूर्णे आनन्दे कश्चन कामोस्ति ॥ ८ ॥

एवं विशेषाकारेण फलमुक्त्वा सर्वासां सामान्याकारेण प्रयोजनमाह **सर्वास्ता** इति ।

**सर्वास्ताः केशवालोकपरमोत्सवनिर्वृताः ।**
**जहुर्विरहजं तापं प्राज्ञं प्राप्य यथा जनाः ॥ ९ ॥**

यो हि बलिष्ठरजस्तमोभ्यां व्याप्तयोरपि फलसम्पादकः, तस्य क्षुद्रगुणक्षोभयुक्तानामासामुद्धारे

---

શરીરે રોમાંચ થાય છે; પરંતુ આ ગોપીજન યોગીઓના જેવાં નથી, કારણ કે તેમણે—ગોપીજને—ભગવાનને આલિંગન કર્યું છે. તેથી આ ગોપીજનમાં કામભાવ મુખ્ય છે, એટલે ગોપીત્વ જ મુખ્ય છે, યોગનો પ્રકાર નહિ.) રસશાસ્ત્રમાં આ રોમાંચની ગણના સાત્વિકભાવમાં કરવામાં આવેલી છે; અને તેથી જ આ ગોપીજન પોતાના હૃદયમાં ભગવાનની સાથે આલિંગન કરી રહ્યાં છે. બીજી અવસ્થા ન આવે એટલા માટે આ ગોપીજન તે જ સ્થિતિ—ભગવાનની સાથે આલિંગનની સ્થિતિ—ધારણ કરી રહ્યાં છે.

**શંકાઃ**—અરે! આ ગોપીજનને તો આગળ ઉપર અનેક કાર્ય કરવાનાં છે—ભગવાનની સાથે સંભોગ કરવાનો છે, તેમની સાથે આલાપ કરવાનો છે, પોતાને ઘેર પાછા જવાનું છે—તો પછી આ ગોપીજન ભગવાનની સાથે આલિંગન કરીને જ આલિંગનની સ્થિતિમાં જ કેમ બેસી રહ્યાં?

**સમાધાનઃ**—ઉપરની શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે **योगी इव,** યોગીની માફક. યોગી, અરેખર, તે અવસ્થાથી જ આગળ સર્વ કાર્ય સાધે છેઃ તેમ આ ગોપીજન પણ તે જ—આલિંગનની જ—અવસ્થાથી બધું સધાશે એમ માનીને તે જ સ્થિતિમાં બેઠાં છે.

વળી આ ગોપીજન **आनन्दसम्प्लुता** છે, અર્થાત્ આનન્દમાં નિમગ્ન થઈ ગએલાં છે, અને તેથી જ આ ગોપીજનને બહારના જગતનું ભાન નથી. ભાન હોય તો જ કાર્યનું અનુસન્ધાન થઈ શકે. જ્યારે આનન્દ પૂર્ણ થાય છે ત્યારે કોઈ પણ પ્રકારનો કામ—અભિલાષ, ઇચ્છા—રહેતો નથી. (જેમ યોગી પોતાની અવસ્થાથી બધું કાર્ય સાધે છે તેમ હું પણ સાધીશ એમ આ ગોપીજન માને છે અને તેથી જ તે તે જ અવસ્થામાં રહે છે. બીજી દૃષ્ટિએ વિચાર કરીએ તો માલમ પડે છે કે આ ગોપીજન આનન્દમાં ખૂબ ડૂબી ગએલાં છે તેથી બીજા કોઈ પણ કાર્યનું અનુસન્ધાન થઈ શકે એમ નથી, એટલે તે તે જ અવસ્થામાં રહ્યાં છે. ૮

આ પ્રકારે બધાં ગોપીજનોનાં વિશેષ પ્રકારનાં ફલોનું વર્ણન કરીને હવે શુકદેવજી **सर्वास्ताः** ઇત્યાદિ શ્લોકમાં ભગવાને સામાન્યરીતે સર્વ ગોપીજનોને જે ફલ—વિરહના તાપની નિવૃત્તિરૂપ ફલ—આપ્યું તેનું વર્ણન કરે છેઃ—

તે બધાં ગોપીજનો ભગવદ્દર્શનરૂપી પરમ ઉત્સવથી સુખી થયાં,
અને જેમ મનુષ્યો પરમાત્માને પામીને તાપથી મુક્ત થાય છે તેમ તે
વિરહતાપથી મુક્ત થયાં. ૯

બ્રહ્મામાં રજોગુણ ઘણો છે, જ્યારે મહાદેવમાં તમોગુણ ઘણો છે. જે ભગવાન્ રજોગુણવાળા બ્રહ્માને અને તમોગુણવાળા મહાદેવને પણ મોક્ષરૂપી ફલ આપે છે તેવા ભગવાનને ક્ષુદ્રગુણથી ક્ષોભ પામેલાં

कः प्रयास इति वक्तुं केशवेत्युक्तम् । तस्य योयमालोकः आलोकनं प्रकाशो वा अन्तर्बहिः । अत एव स एव परमोत्सवः । यथा लौकिकानां महाराज्यप्राप्तिः पुत्रोत्सवो वा । तेन निर्वृताः सर्वा एव जाताः । एवं तासामिष्टसिद्धिरुक्ता । अनिष्टनिवृत्तिमाह जहुर्विरहजमिति । नन्वेवं सति मुक्ता एव ता भवेयुः । न हि संसारे निवृत्ते भगवत्साक्षात्कारेण परमनिर्वृतौ सत्यां कश्चन पुरुषार्थोऽवशिष्यते । तत्राह प्राज्ञं प्राप्येति । प्राज्ञः सुषुप्तिसाक्षी । स्वाप्यये भगवदाविर्भावो निरूपितः । तत्र च जीवानां प्रवेशो वासनासहितानाम् । तं प्राप्य यथा जनाः अधिकारिणो मनुष्याः पुनरायान्ति, एवमत्रा-प्यागमिष्यन्तीति भावः । यतो जनाः जायमानाः, न तु उत्तमाधिकारिणः । स्वसम्बन्धस्थापनार्थमेव परं भगवान् प्रकटः ॥ ९ ॥

---

આ ગોપીજનોનો ઉદ્ધાર કરવામાં શો પ્રયાસ લાગવાનો હતો? क એટલે બ્રહ્મા, ईश એટલે મહાદેવ અને તે બન્નેને व એટલે મોક્ષરૂપી સુખ જેમનામાંથી મળે છે તે ભગવાન્ કેશવ કહેવાય છે. આ ગોપીજનોના અને ભગવાનના બધા ગુણો મહાન્ છે; પણ ભગવાનનું પરોક્ષ ભજન કેવી રીતે કરવું તે આ ગોપીજનો જાણતાં નથી. પરોક્ષભજનનું અજ્ઞાન તે જ ગોપીજનોનો ક્ષુદ્ર—હલકો—ગુણ.) આ પ્રમાણે ગોપીજનોનો ઉદ્ધાર કરવામાં ભગવાનને શ્રમ પડવાનો નથી એ વાત શુકદેવજી કેશવ પદ વડે કહે છે. આ કેશવ ભગવાનનો આલોક, દર્શન અથવા અંદર અને બહારનો પ્રકાશ; તેથી જ તે આલોક જ પરમ ઉત્સવ છે. જેવી રીતે જગતમાં લોકોને મહારાજ્યની પ્રાપ્તિથી અથવા પુત્રની પ્રાપ્તિથી પરમ ઉત્સવ થાય છે તેવી રીતે આ ગોપીજનોને ભગવાનના દર્શનથી અથવા પ્રકાશથી પરમ ઉત્સવ થાય છે. આ પરમ ઉત્સવને લીધે બધાંય ગોપીજનો સુખી થયાં. આ પ્રમાણે ગોપીજનોના ઇષ્ટ પદાર્થની સિદ્ધિ થઈ એમ કહેવામાં આવ્યું. ગોપીજનોનું અનિષ્ટ પણ જતું રહ્યું એમ શુકદેવજી जहुर्विरहजम् એ શબ્દોમાં કહે છે.

**શંકાઃ**—અરે! જ્યારે ગોપીજનોનું અનિષ્ટ નાશ પામ્યું અને ઇષ્ટ પ્રાપ્ત થયું ત્યારે તો તે મુક્ત જ થઈ ગયાં. તે સમયે ઘણી આર્તિને લીધે ગોપીજનોનાં પ્રાણ, ઇન્દ્રિય, અન્તઃકરણ અને જીવ ભગવાનમાં જ પેસી ગયાં, અને ભગવાનના સંબંધથી જ પરમ આનન્દ ભોગવવા લાગ્યાં. ગોપીજનોની આ પરિસ્થિતિમાં તેમને બાહ્ય જગતનું અનુસન્ધાન સંભવિત ન હતું, અને તેથી તે મુક્ત જ થઈ ગયાં. સંસાર જ્યારે નાશ પામે છે, અને ભગવાનના સાક્ષાત્કારથી જ્યારે પરમ સુખ પ્રાપ્ત થાય છે ત્યારે કોઈ પણ પુરુષાર્થ બાકી રહેતો નથી.

**સમાધાનઃ**—આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે प्राज्ञं प्राप्य. प्राज्ञ એટલે સુષુપ્તિ કાળમાં સાક્ષી તરીકે રહેનાર ભગવાન્. શ્રુતિ અને સ્મૃતિમાં કહેવામાં આવ્યું છે કે સુષુપ્તિ—ગાઢ, સ્વપ્ન વિનાની, નિદ્રા—કાળમાં ભગવાનનો આવિર્ભાવ થાય છે. તે સમયે વાસનાસહિત જીવોનો ભગવાનમાં પ્રવેશ થાય છે. જેમ સંસારના અધિકારી મનુષ્યો સુષુપ્તિ કાળમાં આ પ્રાજ્ઞને પ્રાપ્ત કરીને પાછા જાગ્રદ્-વસ્થામાં જગતમાં આવે છે તેમ અહીં પણ ગોપીજનો ભગવાનનો સાક્ષાત્કાર કરીને પાછાં આવશે એ પ્રમાણે તાત્પર્ય છે. સુષુપ્તિકાળમાં પ્રાજ્ઞમાં પ્રવેશ કરીને સંસારાધિકારી મનુષ્યો જાગ્રદવસ્થામાં આ જગતમાં પાછા આવે છે તેનું કારણ એ કે તેઓ જન છે, ઉત્પન્ન થનારા છે, ઉત્તમ અધિકારી નથી. ભગવાન્ તો પોતે પોતાનો સમ્બન્ધ દર્શાવવાને માટે જ પ્રકટ થયા છે, નહિ કે ગોપીજનોનો પોતાનામાં લય કરવાને માટે. (સુષુપ્તિકાળમાં જો કે જીવનો પ્રાજ્ઞમાં પ્રવેશ થાય છે છતાં પણ તે સમયે તેનામાં—જીવમાં—અજ્ઞાન રહે છે. ગોપીજનોની પ્રાજ્ઞમાં પ્રવેશ કરતા જીવની સાથે સરખામણી કરવામાં આવી છે, તેથી કોઈને શંકા થાય કે જીવની માફક ગોપીજનમાં પણ અજ્ઞાન રહેતું હશે. પણ આ શંકાને સ્થાન નથી, કારણ કે ભગવાનના સમાગમ સમયે ગોપીજનોને જે જ્ઞાન હતું તે જ્ઞાન ભગવાનના પરોક્ષ ભજન વખતે પણ હતું-'તમે ગોપીજનો જ્યારે મારું પરોક્ષ ભજન કરો છો ત્યારે પણ હાલની માફક હું તમારી સમીપ ઉભેલો

एवं तासां कृत्यमुक्त्वा ताभिर्भगवत्कृत्यमाह ताभिरिति ।

ताभिर्विधूतशोकाभिर्भगवानच्युतो वृतः ।
व्यरोचताधिकं तात पुरुषः शक्तिभिर्यथा ॥ १० ॥

तासां सम्बन्धे प्राकृतीनां भगवतोऽन्यथात्वं शङ्क्येत, तन्निवर्त्यते । अन्यथा स्वार्थमेव भगवत्तिरोधानं स्यात् । 'स नैव व्यरमत्, तस्मादेकाकी न रमते' इतिश्रुतेः । लोकोपि केवलं भगवन्तं

---

હોઉં છું, પણ તમે મને પ્રકટ તરીકે જાણી શકતાં નથી, તેથી પરોક્ષ ભજન વખતે પણ મારો સંબન્ધ હોય છે' એ જણાવવાને માટે ભગવાન્ હમણાં પ્રકટ થયા છે, અને તેથી ગોપીજનોને વિશેષ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થતાં તેમનામાં અજ્ઞાનનો સંભવ રહેતો નથી. આ પ્રમાણે સુષુપ્તિકાળમાં પ્રાજ્ઞમાં પ્રવેશ કરતા સંસારી જીવોના કરતાં ગોપીજનો વિલક્ષણ—ભિન્ન પ્રકારનાં—છે. આ ગોપીજનો લૌકિક નથી, તેમ પ્રસિદ્ધ મોક્ષમાર્ગને અનુસરનારાં પણ નથી, પરન્તુ ભગવાનની સાથે બાહ્ય સમાગમની અભિલાષાવાળાં છે. ભગવાન્ પણ તેમનો મનોરથ પૂરે જ છે, એટલે ગોપીજનનો મનોરથ પૂર્ણ થશે જ. સુષુપ્તિકાળમાં પ્રાજ્ઞમાં પ્રવેશ કરતા સંસારી જીવોની સાથે ગોપીજનોની જે સરખામણી કરવામાં આવેલી છે તે તો ફક્ત એક જ દૃષ્ટિએ, અને તે એ કે જેમ સુષુપ્તિસમયે પ્રાજ્ઞમાં પ્રવેશ કરતા જીવો મોક્ષના અધિકારવાળા જીવો કરતાં ભિન્ન છે તેમ આ ગોપીજનો પણ મોક્ષના અધિકારવાળા જીવો કરતાં ભિન્ન છે. આ બાબતમાં જ એની સરખામણી છે, બીજી કોઈ રીતે નહિ.) ૯

આ પ્રમાણે ભગવાન્ પ્રત્યેના ગોપીજનોના કૃત્યનું વર્ણન કરીને હવે શુકદેવજી તાભિઃ ઇત્યાદિ શ્લોકમાં ગોપીજનોની સાથેના ભગવાનના કૃત્યનું વર્ણન કરે છે.

હે તાત! શોકરહિત થએલાં તે ગોપીજનની સાથે વિંટળાએલા અચ્યુત ભગવાન્, જેમ પ્રાકૃત પુરુષ શક્તિઓથી શોભે તેમ, અધિક શોભ્યા. ૧૦

આ ગોપીજનો જો પ્રાકૃત હોય તો તેમની સાથે સંબન્ધ થતાં ભગવાન્ પણ અધિક પ્રાકૃત થઈ જાય—આ પ્રમાણે જો કોઇને શંકા થાય તો તેનું નિવારણ આ શ્લોકમાં કરવામાં આવે છે.

જો ગોપીજન પ્રાકૃત હોય તો તેમના સંબન્ધથી ભગવાન્ પણ પ્રાકૃત થઈ જાય અને તેને પરિણામે ભગવાનની અલૌકિક શોભા તિરોહિત થઈ જાય; અને આવા ભયથી ભગવાન્ પોતે જ પોતાના સ્વાર્થને માટે—પોતાને પ્રાકૃતત્વ પ્રાપ્ત ન થાય અને પોતાની અલૌકિક શોભા જતી ન રહે તેટલા માટે—તિરોહિત થઈ ગયા એમ મનાય; અને તો પછી ગોપીજનોના સમાગમમાં ભગવાનની શોભા અધિક છે એ વાત તો ક્યાં જ રહી? 'ભગવાન્ ખરેખર રમ્યા નહિ; તેથી તે એકલા રમતા નથી' એ શ્રુતિ ઉપરથી જણાય છે કે ભગવાનની રમણની ઇચ્છા છે. ભગવાનને રમણની ઇચ્છા હોવા છતાં પણ જ્યારે પોતે ગોપીજનોથી તિરોહિત થઈ ગયા ત્યારે તો કોઇને એમ શંકા થાય કે ગોપીજનો પ્રાકૃત છે અને તેમના સમાગમથી ભગવાન્ પણ પ્રાકૃત બની જાય અને પોતાની અલૌકિક શોભા ગુમાવી બેસે, એટલે એ ભયથી ભગવાન્ ગોપીજનોથી તિરોહિત થઈ ગયા. આવી શંકા ન થાય તેટલા સારુ આ શ્લોકમાં સ્પષ્ટતા કરવામાં આવે છે કે ગોપીજનોના સમાગમથી તો ભગવાનની અલૌકિક શોભા જતી રહેવાને બદલે ઉલટી વધી, અને તે જ સ્પષ્ટ બતાવી આપે છે કે ગોપીજનો પ્રાકૃત નથી.

(ગોપીજનોને પહેલાં ફક્ત ભગવાનના દર્શનથી આનન્દ થયો ન હતો, પણ જ્યારે તેમણે ભગવાનને પોતાના સમાગમમાં જોયા ત્યારે તેમને—ગોપીજનોને—ઘણો આનન્દ થયો. તે જ પ્રમાણે) લોકો પણ કેવળ ભગવાનનાં દર્શન કરીને આનન્દ પામતા નથી, પરંતુ જ્યારે તેઓ સર્વશક્તિથી વિંટળાએલાં

पश्यन् न निर्वृतो भवति किन्तु सर्वशक्तियुक्तं परम् । 'पुंसः स्त्रियाश्च रतयोः सुखदुःखिनोर्न'तिवाक्यात् पूर्ववत् ता दुःखिताश्चेत् तदोत्तमता न भवतीत्याह विधूतशोकाभिरिति । ताः पूर्वोक्ताः । गुणास्ता-सामुक्ता एव सर्वथा प्रपन्ना इति । मध्ये शोकः समजनि । तस्मिन्निवृत्ते यथापूर्वमेव ताः । भगवांश्च षड्गुणैश्वर्ययुक्तः, तथापि प्राकृत इव यदि परिच्छिन्नकामः स्यात्, तथापि वैलक्षण्यात् न रोचेत । भगवाँस्तु पूर्णकाम इत्याह अच्युत इति । अतः ताभिर्वृतः अधिकं व्यरोचत सहजापेक्षया । वक्तार्थविश्वासेन हि श्रोता वक्तारं पुष्णातीव पितेव पुत्रं स्वार्थम् । अत एवाग्रेऽतिगुप्तार्थकथनेन वक्ता श्रोतारं सुखयति । अन्यथानधिकारिणं मत्वा न वदेदलौकिकमर्थम् । प्रकृते चास्मिन्नर्थे राज्ञो विश्वासं दृष्ट्वातिसन्तोषेण स्नेहेन च पितृत्वेन सम्बोधयति तातेति । नन्वेवं सति भगवत्कान्तेः तारतम्यात्

---

ભગવાનનાં દર્શન કરે છે ત્યારે તેમને ઘણો આનન્દ થાય છે. પુંસઃ સ્ત્રિયાશ્ચ રતયોઃ સુખદુઃખિનોર્ન— પુરુષ અને સ્ત્રી એ બે એક બીજા પ્રત્યે સ્નેહવાળાં હોય, સરખાં સુખી હોય, તો જ સમાગમ રસિક થઈ શકે, પરન્તુ બેમાંથી એક સુખી અને બીજું દુઃખી હોય તો તેમનો સમાગમ રસમય થઈ શકતો નથી—એ વાક્યથી જો ગોપીજન પહેલાંની માફક દુઃખી હોય અને એકલા ભગવાન્ જ સુખી હોય તો ભગવાનની રસોત્તમતા ન રહે; તેથી શુકદેવજી વિધૂતશોકાભિઃ એ પદવડે કહે છે કે ગોપીજનોનો શોક જતો રહ્યો હતો. આ ગોપીજનોનું વર્ણન તો પહેલાં કરવામાં આવેલું છે. "અમે સર્વ રીતે તમારે— ભગવાનને—શરણે આવેલાં છીએ" એ પ્રમાણેના ગોપીજનોના ગુણો પહેલાં જ વર્ણવવામાં આવ્યા છે. વચમાં ગોપીજનોને શરણભાવ જતો રહેવાથી શોક થયો; આ શોક દૂર થયો એટલે પહેલાંની માફક જ ગોપીજનો શોકરહિત થઈ ગયાં. ભગવાન્ ઐશ્વર્ય વગેરે છ ગુણોવાળા છે, છતાં પણ જો પ્રાકૃત પુરુષની માફક તેમનો કામ કાલપરિચ્છિન્ન, અનિત્ય, થાય, તો ગોપીજનોથી વિલક્ષણતા થાય અને તે શોભે નહિ. (મૂળ શ્લોકમાં ગોપીજનોને માટે તાભિઃ—પેલાં—એ પદ મૂકવામાં આવેલું છે. તે એમ બતાવે છે કે ગોપીજનો ભગવાનને સર્વ રીતે શરણે ગએલાં છે, અને તેથી ગોપીજનોનો કામ, અપરિચ્છિન્ન, નિત્ય, છે. જો ગોપીજનોનો કામ પરિચ્છિન્ન, અનિત્ય, માનીએ, તો પછી જ્યારે તેમનામાં કામ ન હોય ત્યારે ભગવાનને શરણે તે જાય નહિ, અને તેને લીધે તેમનામાં ભગવાનનું સર્વપ્રકારનું શરણ સંભવે નહિ. પણ ગોપીજનો ભગવાનને સર્વપ્રકારે શરણે ગયેલાં છે એટલે તેમનો—ગોપીજનોનો—કામ નિત્ય છે. ગોપીજનોનો કામ નિત્ય હોય અને ભગવાનનો કામ પ્રાકૃત પુરુષની માફક અનિત્ય હોય તો ગોપીજનો અને ભગવાન્ એ બેની વચ્ચે વિલક્ષણતા આવે અને તેથી ભગવાન્ શોભે નહિ.)

ભગવાન્ તો પૂર્ણકામ છે એમ શુકદેવજી અચ્યુતઃ એ પદ વડે કહે છે. (ભગવાન્ પૂર્ણકામ છે, પણ ગોપીજનો પૂર્ણકામ નથી. જો ભગવાનની માફક ભક્તો પણ પૂર્ણકામ હોય તો તેમને ભગવાનની અપેક્ષા રહે નહિ એમ આનન્દાદયઃ પ્રધાનસ્ય એ બ્રહ્મસૂત્રમાં કહેલું છે. આ ગોપીજનોનો કામ અપરિચ્છિન્ન, નિત્ય, છે, જ્યારે ભગવાન્ પૂર્ણકામ જ છે, તેથી ભગવાનનો કામ કાલપરિચ્છિન્ન, અનિત્ય, હોઈ શકે જ નહિ.) ભગવાન્ અને ગોપીજન એ બન્નેનો કામ અપરિચ્છિન્ન, નિત્ય, હોવાથી ગોપીજનોથી વિંટળાએલા ભગવાન્ પોતાના સ્વાભાવિક—એકલા—સ્વરૂપના કરતાં વધારે શોભવા લાગ્યા.

(મૂળ શ્લોકમાં જે તાત સંબોધન છે તેનું રહસ્ય સમજાવતાં શ્રીમહાપ્રભુજી કહે છે કે) જેમ પિતા સ્વાર્થને માટે પુત્રનું પોષણ કરે છે તેમ શ્રોતા પણ વક્તાએ જે અર્થ કહ્યો હોય તેમાં વિશ્વાસ દર્શાવીને વક્તાનું ખરેખર પોષણ કરે છે. તેથી જ આગળ ભગવલ્લીલારૂપી અતિગુપ્ત અર્થ કહીને વક્તા શ્રોતાને સુખ આપે છે. આમ ન હોય તો શ્રોતાને ભગવલ્લીલારસના અનધિકારી માનીને વક્તા તેને ભગવલ્લીલારૂપી અલૌકિક અર્થ કહે નહિ. શુકદેવજી આ ચાલતા પ્રસંગમાં પરીક્ષિત્ રાજાનો પોતાનામાં વિશ્વાસ જોઈને અતિ સંતોષથી અને સ્નેહથી પિતાની માફક રાજાને તાત એ પ્રમાણે સંબોધે છે.

सहजत्वं न स्यात् । अत आह पुरुषः शक्तिभिर्यथेति । यथायं प्राकृतोपि पुरुषः सर्वसामर्थ्येषु छन्नेषु लोकप्रतीत्या न रोचत इव, स चेत् क्रियाज्ञानादिशक्तीराविष्करोति, तदाधिको रोचते, तथा अयमपि भगवान् रोचमान एव प्रकटासु शक्तिषु गोपिकासु सर्वप्रतीत्या भावुकानामप्यन्तःकरणेन अधिकं व्यरोचत अतिसौन्दर्यं प्राप्तवान् । ततो भगवान् परमानन्दयुक्तः स एव 'एष ह्येवानन्दयाती'ति श्रुतेः ॥१०॥

तासामानन्दजननार्थं यत् कृतवाँस्तदाह ताः समादायेति ।

**ताः समादाय कालिन्द्या निर्विश्य पुलिनं विभुः ।**
**विकसत्कुन्दमन्दारसुरभ्यनिलषट्पदम् ॥ ११ ॥**

ताः सम्यक् आदाय समीचीने पुलिने निर्विश्योपविश्य विभुर्जातः । कालिन्दी कलिन्दकन्या । कलिं द्यतीति कलिन्दः । अतस्तस्याः पुलिने तासामन्योन्यं भगवता वा कलहो न भविष्यतीति ज्ञापितम् । पुलिनं वर्णयति क्रीडायोग्यत्वार्थं सार्धेन सर्वत उपरि अधश्चेति । प्रथमतः सर्वतः सौभाग्यमाह । विकसन्ति कुन्दमन्दारपुष्पाणि तेषां सुरभ्यनिलः षट्पदा भ्रमराश्च यत्र । वायो-

અરે ! ગોપીજનોના સમાગમથી ભગવાનની શોભામાં વધારો થાય, તો પછી તારતમ્યને લીધે—શોભામાં અધિકતા થવાને લીધે—ભગવાનની શોભા સ્વાભાવિક નહિ રહે, પણ વિકારી થશે. આ શંકાનું નિરાકરણ કરતાં શુકદેવજી કહે છે કે પુરુષઃ શક્તિભિર્યથા. જેમ માણસનું બધું સામર્થ્ય—બધી શક્તિઓ—તિરોહિત રહે તો પ્રાકૃત માણસ પણ લોકોની દૃષ્ટિએ શોભતો નથી, પણ જ્યારે તે ક્રિયાશક્તિ, જ્ઞાનશક્તિ વગેરે પોતાની શક્તિઓ પ્રકટ કરે છે ત્યારે લોકોની દૃષ્ટિમાં તે વધારે શોભે છે, તેમ આ ભગવાન્ પણ શોભાયમાન જ છે, પણ જ્યારે ગોપિકાઓરૂપી એમની શક્તિઓ પ્રકટ હોય છે ત્યારે બધાંની દૃષ્ટિએ અને ભાવુક પુરુષોના અન્તઃકરણમાં અધિક શોભે છે, અતિ સુંદર લાગે છે. તેથી જ આ ભગવાન્ છે, આ જ પરમાનન્દવાળા છે, અને શ્રુતિ પણ કહે છે કે "આ જ ભગવાન્ ખરેખર આનન્દ આપનાર છે." ૧૦

ગોપીજનોમાં આનન્દ ઉત્પન્ન કરવાને માટે ભગવાને જે કર્યું—પોતાની જે વ્યાપકતા પ્રકટ કરી—તેનું વર્ણન શુકદેવજી ताः समादाय ઇત્યાદિ શ્લોકમાં કરે છે.

તેમને—ગોપીજનોને—સાથે લઇને યમુનાજીના ખીલતાં કુંદ અને
મન્દાર પુષ્પોથી સુવાસિત થએલા વાયુવાળા અને ભ્રમરોવાળા તીર પર
પધારીને ભગવાન્ પોતે વિભુ—વ્યાપક—થયા. ૧૧

તે ગોપીજનોને સારી રીતે લઇને સુંદર તીરે બેસીને ભગવાન્ વ્યાપક થયા; અર્થાત્ બધાં ય ગોપીજનોની સમીપ થયા. કાલિન્દી એટલે કલિન્દ પર્વતની કન્યા. કલિને—કલહને—જે કાપી નાખે છે, નાશ કરે છે, તે કલિન્દ. તેથી કાલિન્દીના, યમુનાજીના, તટ ઉપર ગોપીજનોની અંદર પરસ્પર મદ અને માનને લીધે કલહ નહિ થાય, તેમ જ ભગવાનની સાથે પણ કલહ નહિ થાય એમ જણાવવામાં આવ્યું. (અહીં યમુનાજીના તટમાં કલિનો નાશ કરવા રૂપી ધર્મ પ્રકટ થયો છે અને તેથી પૂર્વલીલામાં યમુનાજીનો જે તટ હતો તેનાથી આ તટ ભિન્ન પ્રકારનો છે. પૂર્વલીલામાં યમુનાજીનો જે તટ હતો ત્યાં તો ગોપીજનોનાં મદ અને માન સંભવે, એટલે તે તટમાં તે વખતે કલિનું ખંડન કરવા રૂપી ધર્મ પ્રકટ ન હતો. આ ભાવ દર્શાવવાને માટે नद्याः पुलिनमाविश्य એ છવ્વીસમા અધ્યાયના પિસ્તાળીસમા શ્લોકમાં કાલિન્દી પદ ન વાપરતાં નદી પદ વાપરવામાં આવ્યું છે.)

હવે યમુનાજીનો તટ ક્રીડાને માટે યોગ્ય છે એટલા સારુ શુકદેવજી દોઢ શ્લોકમાં તેનું બધી બાજુથી, ઉપરથી અને નીચેથી એમ ત્રણ પ્રકારે વર્ણન કરે છે.

त्रयो गुणाः स्पष्टाः। मकरन्दोऽपि पुष्पेष्वधिकः। तेन मत्ता भ्रमरा अपि नादसाधकत्वेन गानादावुप-
युज्यन्ते। विकासो वाय्वर्थ एव। कुन्दगन्धः शान्तः। मन्दारगन्धः पुष्टः। तेन शुभाशुभकामयोरु-
द्बोधको निरूपितः। (शत्रन्तोक्त्या प्रभुनिवेशनसमये एव विकासारम्भो न तु पूर्वमपीति ज्ञाप्यते,
अन्यथा विकसितेति वदेत्। एवं सति यस्मिन् क्षणे यस्यार्थस्योपयोगस्तस्मिन्नेव क्षणे तत्कार्यं भवति
नान्यदेति लीलामात्रोपयोग्येवात्रत्यं सर्वमपीति ज्ञापितं भवति। अन्यथा सार्धाध्यायत्रयोक्तलीलायां
क्रियमाणायां भूयस्येव रात्रिरतीतेत्यधुनैव विकासे हेत्वन्तराभावात् स न भवेत्, अत एव न वदे-
दपि। एवं सत्येतादृक्कुन्दादिसम्बन्धित्वेनोक्तत्वादनिलादयोऽप्यधुनैव प्रवृत्ताः न पूर्वमपीति ज्ञेयम्।)
स्वतन्त्रतयापि सौरभ्यप्रतीत्यर्थं सुरभिरनिल उक्तः। एवं परितो जलं, परितः सुगन्धः, परितः पुष्पाणि,
परितो वायुः, परितो नाद इति निरूपितम्॥ ११॥

उपर्युक्तमतामाह शरदिति।

**शरच्चन्द्रांशुसन्दोहध्वस्तदोषातमःशिवम्।**
**कृष्णाया हस्ततरलाचितकोमलवालुकम्॥ १२॥**

---

સૌભાગ્યનું વર્ણન કરે છે.
પ્રથમ શુકદેવજી યમુનાજીના તટનું સર્વ પ્રકારના—ચારે ય બાજુના—
વિકાસ પામતાં કુન્દ અને મન્દાર પુષ્પો; તેમનો સુગંધિ વાળો પવન અને ષટ્પદ—ભમરાઓ—
જ્યાં છે તેવા પ્રકારનો યમુનાજીનો તટ. અહીં વાયુના ત્રણે ય ગુણો—શીત, મન્દ અને સુગન્ધિ—સ્પષ્ટ
છે. મકરન્દ પણ પુષ્પોમાં અધિક છે, અને તેનાથી મત્ત થએલા ભમરાઓ પણ નાદ ઉત્પન્ન કરનારા
હોવાથી તેમનો ગાન વગેરેમાં ઉપયોગ થઈ શકે. વિકાસ એ વાયુનો જ અર્થ છે; કુન્દપુષ્પની ગન્ધ
શાન્ત છે; મન્દાર પુષ્પની ગન્ધ પુષ્ટ—ઘન—છે. આ પ્રકારે શુભ અને અશુભ—પ્રકટ—કામનો ઉદ્બોધક
છે એમ વર્ણન કરવામાં આવ્યું.

(મૂળ શ્લોકમાં विकसत्—વિકાસ પામતાં—એમ જે શત્રન્ત—વર્તમાન કૃદન્ત—પદ વાપરવામાં
આવ્યું છે તે ઉપરથી જણાય છે કે ભગવાન્ જે સમયે યમુનાજીના તટ ઉપર બિરાજ્યા તે જ સમયે
વિકાસનો આરંભ થયો, તે પહેલાં નહિ. આ પ્રમાણે જો ન હોય તો શુકદેવજી મૂળ શ્લોકમાં विकसत्ને
બદલે विकसित એમ ભૂતકૃદન્તનો પ્રયોગ કરત. આ પ્રમાણે હોવાથી જે ક્ષણે જે પદાર્થનો ઉપયોગ
હોય છે તે જ ક્ષણે તે કાર્ય થાય છે, બીજી ક્ષણે નહિ; તેથી અહીંની સર્વ વસ્તુઓ પણ ફક્ત લીલાની
ઉપયોગી જ છે એમ જણાવવામાં આવે છે. આમ જો ન હોય તો સાડા ત્રણ અધ્યાયમાં વર્ણવેલી લીલા
કરવામાં આવતાં રાત્રિનો ઘણો ભાગ ચાલ્યો ગયો, અને તેથી હમણાં જ વિકાસનું બીજું કારણ ન હોવાથી
વિકાસ થાય નહિ, અને તેથી જ શુકદેવજી તેનું—વિકાસનું—વર્ણન પણ કરે નહિ. આ પ્રમાણે હોવાથી
આવા—વિકાસ પામતા—કુન્દ વગેરે પુષ્પોની સાથે પવન વગેરેનો સંબંધ છે એમ વર્ણન કરેલું હોવાથી
પવન વગેરે પણ હમણાં જ પ્રવૃત્ત થયા, પહેલાં નહિ એમ જાણવું.)

પવન કહેવામાં આવ્યો છે.
સ્વતંત્ર રીતે પણ સુગંધ જણાય તેટલા માટે મૂળ શ્લોકમાં સુગંધિ
આ પ્રમાણે યમુનાજીના તટની ચારે બાજુ જલ, ચારે બાજુ સુગન્ધ, ચારે બાજુ પુષ્પો, ચારે બાજુ
વાયુ અને ચારે બાજુ નાદ છે એમ વર્ણન કરવામાં આવ્યું. ૧૧

હવે યમુનાજીનો તટ ઉપરથી પણ ઉત્તમ છે એમ શુકદેવજી शरत् ઇત્યાદિ શ્લોકમાં કહે છેઃ—

શરદ્ ઋતુના ચન્દ્રનાં કિરણોના સમૂહથી રાત્રીનો અન્ધકાર જ્યાં
નાશ પામ્યો હતો, અને તેથી જે તીર અત્યન્ત કલ્યાણરૂપ હતું, અને
શ્રીયમુનાજીના તરંગરૂપી—મોજારૂપી—હસ્તોથી જ્યાં કોમલ રેતી પથરાઈ
ગઈ હતી (એવા પ્રકારનું શ્રીયમુનાજીનું તીર હતું.) ૧૨

**शरत्कालीना ये चन्द्रांशवः**, तेषां ये **सन्दोहाः** समूहाः, तैर्ध्वस्तं दोषाया राज्यास्तमो यत्र । तेन अत्यन्तं **शिवं** कल्याणरूपम् । अन्धकारे गतेपि यदि भूताद्यभिनिविष्टं भवेत् तथापि तदाप्यसमञ्जसमिति कल्याणरूपता निरूपिता, निर्विघ्नमभिमेष्टकार्यसम्पादकत्वज्ञापनाय च । परितश्च निकृष्टाः पदार्थाः नोपर्यधश्च । अधस्तस्य पुलिनस्य गुणानाह कृष्णेति । सापि भगवत्समनाम्नी भूसंस्कारं कृतवती भगवद्रमणार्थम् । कृष्णाया हस्तरूपाः तरलास्तरङ्गाः तैः **आचिताः कोमलवालुका** यत्र । अन्यथा हस्तरूपताभावे समता न स्यात् । तेन शैत्यं कोमलत्वं समता चोक्ता । तादृशं पुलिनं निर्विश्य तत्र गत्वा वा स्थितः । उपवेशनमग्रे वक्ष्यति । भावेनैवोपवेशनम् ॥ १२ ॥

ततो गोपिकानां कृत्यमाह तद्दर्शनाह्लादेति ।

**तद्दर्शनाह्लादविधूतहृद्रुजो मनोरथान्तं श्रुतयो यथा ययुः ।**
**स्वैरुत्तरीयैः कुचकुङ्कुमाङ्कितैरचीक्लृपन्नासनमात्मबन्धवे ॥ १३ ॥**

---

શરદ્ ઋતુના જે ચન્દ્રનાં કિરણો, તેમનો જે સમૂહ, તેનાથી દોષાનો—રાત્રીનો—અન્ધકાર નાશ પામ્યો છે જ્યાં (એવા પ્રકારનું યમુનાજીનું તીર); તેથી તે તીર અત્યન્ત કલ્યાણરૂપ છે. રાત્રીનો અન્ધકાર જતો રહ્યો હોય, છતાં પણ જો તે સમયે ભૂત વગેરે રહ્યાં હોય, તો તો તે ઠીક નહિ; તેથી જ રાત્રી કલ્યાણરૂપ છે એમ કહેવામાં આવ્યું છે; આગળ ઉપરનું ઇષ્ટ કાર્ય નિર્વિઘ્ન સિદ્ધ થઈ જશે એ જણાવવાને માટે પણ રાત્રીને કલ્યાણરૂપ કહેવામાં આવી છે. શ્રીયમુનાજીના તીરની આજુબાજુ આવેલા પદાર્થો હલકા પ્રકારના નથી, તેમજ ઉપર તથા નીચે આવેલા પદાર્થો પણ હલકા નથી. હવે શુકદેવજી શ્રીયમુનાજીના તીરની નીચે આવેલા પદાર્થોના ધર્મોનું વર્ણન કૃષ્ણા ઇત્યાદિ શબ્દોમાં કરે છે. શ્રીયમુનાજીનું નામ કૃષ્ણા છે, અને તેથી ભગવાનનું નામ ધારણ કરનાર શ્રીયમુનાજીએ પણ ભગવાનના રમણને માટે ભૂમિનો સંસ્કાર કર્યો. શ્રીયમુનાજીના હસ્તરૂપ જે તરંગો—મોજાં—તેનાથી પથરાએલી હતી કોમલ રેતી જ્યાં, એવા પ્રકારનું તીર. જો શ્રીયમુનાજીને મોજાંરૂપી હાથ ન હોત તો તીર ઉપર રેતી સરખીરીતે પથરાઈ ન હોત. આ પ્રમાણે રેતી શીત, કોમલ અને સરખી પથરાએલી છે એમ કહેવામાં આવ્યું. આવા તટ ઉપર જઇને ભગવાન્ વ્યાપક બન્યા, દરેક ગોપીજનની સમીપ ઉભા; અથવા તો આવા તટ ઉપર જઇને ભગવાન્ ઉભા રહ્યા. ભગવાનની તટ ઉપર બેસવાની વાત શુકદેવજી આગળ ઉપર ચૌદમા શ્લોકમાં કહેશે, કારણ કે જ્યારે ગોપીજનો ભાવથી આસન રચે છે ત્યારે જ ભગવાન્ બેસે છે. (હમણાં ગોપીજનોએ ભાવથી આસન રચ્યું નથી, તેથી ભગવાન્ તટ ઉપર બેઠા નહિ. આસન રચવાની વાત તેરમા શ્લોકમાં કહેવામાં આવશે.) ૧૨

પછી ગોપીજનોને ભગવદાનન્દ પ્રાપ્ત થયો અને ભગવાનને માટે આસન રચ્યું એ વાત શુકદેવજી તદ્દર્શનાહ્લાદ એ શ્લોકમાં કહે છેઃ—

આ પ્રકારના ભગવાનના દર્શનના આનન્દથી ગોપીજનોનાં હૃદયનાં દુઃખ નાશ પામ્યાં, અને જેમ શ્રુતિઓએ ભગવદ્ગુણગાન કરીને ભગવદાનન્દ પ્રાપ્ત કર્યો તેમ ગોપીજનોએ પણ ભગવદાનન્દ પ્રાપ્ત કર્યો. તેમણે પોતાના આત્માના બન્ધુ એવા ભગવાનને માટે સ્તનોના કુંકુમથી અંકિત થએલા પોતાના ઉત્તરીય વસ્ત્રોથી આસન રચ્યું. ૧૩

शोके गतेऽपि कामस्तापात्मको वर्तत एव, सम्बन्धस्याजातत्वात् । यदा पुनस्तादृशस्थाने तदयं गतः, तदा तद्दर्शनेन तस्य तदवस्थामापन्नस्य दर्शनेन योऽयमाह्लादः भाव्यर्थनिश्चयात् तेन विधूताः हृद्रुजो यासाम् । एवं निवृत्ते दोषे तासां यज्जातं तदाह मनोरथान्तं ययुरिति । ताभिर्यथा-कथञ्चित् सम्बन्धोऽभिलषितः । जातस्तु ततोऽनन्तगुणसामग्रीसहितः । अतो मनोरथस्याप्यन्तो यत्र तादृशं ययुः । नन्वनभिलषितं कथं प्राप्नुयुः, तत्राह श्रुतयो यथेति । श्रुतयो हि निरन्तरं भगवद्गुणवर्णनपराः । तेन धर्मेण वाचः पूर्वरूपं यन्मनस्तस्यापि यदगम्यं भगवत्स्वरूपं तत् प्राप्तवत्यः । 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' इति भगवदानन्दो मनोरथान्तो भवति । तत्प्रतिपादिकाः श्रुतयो जाताः । सर्वे च मन्यन्ते । 'तं त्वौपनिषदं पुरुषं पृच्छामि', 'अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः' इति, 'सर्वे वेदा यत्पदमामनन्ति' इत्यादिवाक्यैः ब्रह्मणि श्रुतयः प्रमाणमित्यध्यवसीयते । 'सर्ववेदान्तप्रत्ययम्' इतिन्यायाच्च । अलौकिको वेदार्थः । अलौकिका वेदशब्दाः । लोके च न सङ्केतः । तथापि निरन्तरं भगवत्कार्यं कथयन्तीति लोकाः तच्छ्रवणेन शुद्धान्तःकरणाः

---

ताभिर्विधूतशोकाभिः એ દસમા શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે ગોપીજનોનો શોક જતો રહ્યો; છતાં પણ હજુ તેમનો તાપાત્મક કામ તો છે જ, કારણ કે હજુ સુધી તેમનો ભગવાનની સાથે સંબંધ થયો નથી. જ્યારે ભગવાન્ શ્રીયમુનાજીના તીરે ગોપીજનોને માટે ગયા છે, ત્યારે તો તે અવસ્થામાં રહેલા ભગવાનના દર્શનથી ભવિષ્યમાં હવે ભગવાનની સાથે સંબંધ થશે એ નિશ્ચયથી ગોપીજનોને જે આનન્દ થયો તેનાથી તેમના હૃદયના રોગો નાશ પામ્યા. આ પ્રમાણે જ્યારે ગોપીજનોના દોષ નાશ પામ્યા ત્યારે તેમની જે સ્થિતિ થઈ તેનું વર્ણન કરતાં શુકદેવજી કહે છે કે મનોરથાન્તં યયુઃ ભગવાનની સાથેના કોઈ પણ પ્રકારના સંબંધની ગોપીજનોને ઇચ્છા હતી; પરંતુ તેમનો ભગવાનની સાથે અનન્ત ગુણની સામગ્રીવાળો સંબંધ થયો, અર્થાત્ ધાર્યો હતો તેના કરતાં પણ ઘણો સારો સંબંધ થયો. તેથી મનોરથનો પણ અન્ત જ્યાં હોય છે તેવા પ્રકારનો ભગવદાનન્દ ગોપીજનોએ પ્રાપ્ત કર્યો.

અરે ! ગોપીજનોએ આવા અનન્તગુણવાળા ભગવદાનન્દની અભિલાષા રાખી ન હતી, તો પછી તેમણે તે આનન્દ કેવી રીતે મેળવ્યો ? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે શ્રુતયો યથા. શ્રુતિઓ, ખરેખર, હમ્મેશાં ભગવાનના ગુણોનું વર્ણન કર્યા જ કરે છે; અને આ પ્રકારે ભગવદ્ગુણનું વર્ણન કરવાથી, વાણીના પૂર્વરૂપ મનથી પણ જે અગમ્ય છે તે ભગવત્સ્વરૂપનું શ્રુતિઓને જ્ઞાન થયું. બધા મનોરથોનો અન્ત ભગવદાનન્દમાં છે, કારણ કે શ્રુતિ કહે છે કે "મન સાથે જેને પ્રાપ્ત કર્યા વિના જ્યાંથી વાણી પાછી વળે છે." આવા પ્રકારના ભગવાનના સ્વરૂપનું શ્રુતિઓ પ્રતિપાદન કરે છે. સર્વ વિચારકો પણ માને છે કે શ્રુતિઓ ભગવાનના સ્વરૂપનું પ્રતિપાદન કરે છે. (બીજી રીતે અર્થ એવો થાય કે શ્રુતિ સ્મૃતિ વગેરે ઉપરથી જણાય છે કે બીજાઓને જે ભગવાનનું જ્ઞાન થાય છે તે શ્રુતિને આધારે જ થાય છે.) "ઉપનિષદમાં વર્ણવેલા તે પુરુષ વિષે હું પ્રશ્ન કરૂં છું," "તેથી હું લોક અને વેદમાં પુરુષોત્તમ તરીકે પ્રસિદ્ધ છું," "બધા વેદો જે પદનું—પ્રાપ્ત કરવા યોગ્ય બ્રહ્મનું—વર્ણન કરે છે" ઇત્યાદિ વાક્યો ઉપરથી નિર્ણય થાય છે કે બ્રહ્મના વિષયમાં શ્રુતિઓ પ્રમાણ છે. "બધાં ઉપનિષદોથી જેનું જ્ઞાન પ્રાપ્ત થાય છે તે બ્રહ્મ જ છે, કારણ કે વિધિવાક્યમાં ભેદ નથી" એ બ્રહ્મસૂત્ર ઉપરથી પણ એ જ નિર્ણય થાય છે. (આ પ્રમાણે શ્રુતિઓએ મનોરથોનો જ્યાં અન્ત આવે છે એવા બ્રહ્મનું જ્ઞાન મેળવ્યું; તે પણ ભગવત્કૃપાથી જ, પોતાના સામર્થ્યથી નહિ.) વેદમાં જેનું પ્રતિપાદન કરવામાં આવેલું છે તે અલૌકિક છે, અને વેદના શબ્દો પણ અલૌકિક છે. વેદના શબ્દોનો સંકેત લોકમાં નથી, છતાં પણ વેદના શબ્દો હમ્મેશાં જ ભગવાનના કાર્યનું વર્ણન કરે છે, એટલે વેદના શબ્દોનું શ્રવણ કરવાથી લોકોનાં અન્તઃકરણ શુદ્ધ થાય છે, અને તેઓ પોતે જ ભગવાનના અનુગ્રહને લીધે જ વેદમાં વર્ણવેલા અલૌકિક પરમાત્માનું

स्वयमेवालौकिकविषये सामर्थ्यं मन्यन्ते । श्रुतिश्च तत्प्रतिपादिका भगवदिच्छया, नात्र लौकिकं साधन-
मपेक्षते युक्तिं वा । तथा एतासामपि मनोरथान्तप्राप्तिः ।

---

જ્ઞાન મેળવવાને માટે સમર્થ છે એમ માને છે. શ્રુતિ પણ જે ભગવાનનું પ્રતિપાદન કરે છે તે ભગવાનની
તે પ્રકારની ઇચ્છાને લીધે જ, નહિ કે શ્રુતિના પોતાના સામર્થ્યથી. ભગવાનનું પ્રતિપાદન કરવામાં શ્રુતિને
કોઈ પણ લૌકિક સાધનની અથવા તો યુક્તિની અપેક્ષા નથી. તે જ પ્રમાણે આ ગોપીજનો પણ જ્યાં
બધા મનોરથોનો અન્ત છે એવો ભગવદાનન્દ મેળવે છે.

( શ્રુતિઓમાં બે ભાગ છેઃ એક ભાગમાં ભગવાનના સ્વરૂપના અનુભવનું વર્ણન કરવામાં આવેલું છે,
જ્યારે બીજા ભાગમાં ભગવાનના સ્વરૂપનો અનુભવ કરવાને માટે જે સાધનો છે તેનું વર્ણન કરવામાં
આવેલું છે. શ્રુતિ કહે છે કે यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह—મન સાથે ભગવાનને પ્રાપ્ત
કર્યા વિના જ્યાંથી વાણી પાછી વળે છે.—આ ઉપરથી જણાય છે કે માણસ ફક્ત પોતાની શક્તિથી જ
ભગવાનનો અનુભવ કરી શકતો નથી. પણ જ્યારે શ્રુતિઓ ભગવાનના સ્વરૂપનું વર્ણન કરે છે ત્યારે
સ્પષ્ટ માલમ પડે છે કે ભગવાનના સ્વરૂપનો અનુભવ ફક્ત ભગવાનની કૃપાથી જ થઈ શકે છે. શ્રુતિ-
ઓને પહેલાં ભગવત્સ્વરૂપનો અનુભવ ન હતો, પણ હમ્મેશાં ભગવાનના ગુણોનું કીર્તન કરવાથી તેમના
ઉપર ભગવાનની કૃપા થઈ, અને તેથી જ—ભગવત્કૃપાના બળથી જ—ભગવદાનન્દનો તેમને અનુભવ
થયો. આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે ભગવાનનું સર્વભાવથી ભજન કરવું એ પ્રકારના શ્રુતિમાં
જણાવેલા ધર્મનું શ્રવણ કરીને તે પ્રમાણે કરવાથી ભગવાનનો અનુગ્રહ થાય છે અને તેથી ભક્તિ ઉત્પન્ન
થતાં ભક્ત પોતે જ ભગવદાનન્દનો અનુભવ કરવાને માટે યોગ્ય થાય છે. ગોપીજનોના ચાલતા પ્રસંગમાં
પણ આપણે જોઈએ છીએ કે ૨૬ થી ૨૮½ એમ સાડા ત્રણ અધ્યાયમાં ગોપીજનોનો ભગવાન્
પ્રતિ જે સ્નેહ છે તેનું વર્ણન કરવામાં આવ્યું છે;.તે સ્નેહને લીધે ભગવાન્ ગોપીજનોને વશ થાય છે,
અને તેથી જ ગોપીજનો ભગવદાનન્દ પ્રાપ્ત કરી શકે છે. બીજા પુણ્યશાળી ભક્તો પણ ગોપીજનોના
વચનોનું શ્રવણ, કીર્તન વગેરે કરીને અને ગોપીજનોના ભાવને અનુસરીને ભગવાનનું ભજન કરીને
ભગવદાનન્દનો અનુભવ કરી શકશે એમ તાત્પર્ય છે.

અહીં કોઈને શંકા થાય કે જ્યારે ભગવાન્ સર્વ પ્રકારે વાણીનો વિષય થઈ શકે નહિ ત્યારે તો
"વેદો હમ્મેશાં ભગવાનના કાર્યનું વર્ણન કરે છે" એ વાત પણ સંભવે નહિ, કારણ કે જ્યારે વેદો ભગ-
વાનના કાર્યનું વર્ણન કરે ત્યારે તો ભગવાનનું સ્વરૂપ વાણીનો વિષય થઈ જાય. વળી, શ્રુતિઓ ભગવાનના
ગુણોનું જે વર્ણન કરે છે તેને પરિણામે ભગવદાનન્દનો અનુભવ થાય છે એમ જે પહેલાં કહેવામાં આવ્યું
છે તે પણ આ પ્રમાણે—ભગવાન્ સર્વ રીતે વાણી અને મનનો વિષય નથી તે કારણથી—બાધિત થશે;
અને તેથી શ્રુતિઓએ ભગવદાનન્દ મેળવ્યો એ વાતને પણ બાધ આવશે. તેથી ભગવાન્ ફક્ત નિષેધ-
દ્વારા જ વાણીનો વિષય થઈ શકે છે, વિધિદ્વારા નહિ એ પ્રમાણે यतो वाचो निवर्तन्ते ઇત્યાદિ શ્રુતિનું
તાત્પર્ય છે. ભગવાન્ પહેલાં સર્વ રીતે વાણીનો વિષય ન હતા, પણ પછીથી પોતાની ઇચ્છાથી જ વાણીનો
વિષય બન્યા એ પ્રમાણે શ્રુતિનું તાત્પર્ય નથી. તેથી મૂળ શ્લોકમાં मनोरथान्तं श्रुतयो यथा ययुः
એ પ્રમાણે જે દૃષ્ટાન્ત આપવામાં આવેલું છે તે ફક્ત પ્રાપ્તિની—મેળવવાની—બાબત પૂરતું જ
ગણવાનું છે. મનોરથાન્તની—ભગવદાનન્દની—પ્રાપ્તિ ગમે તેમ કલ્પીને તેમાં દૃષ્ટાન્ત ઘટાવવાની જરૂર
જરા પણ નથી.

આ શંકાનું નિરાકરણ નીચે પ્રમાણે છે. વેદનાં વાક્યો ભગવાનનું પ્રતિપાદન કરે છે. શબ્દોની અર્થ
દર્શાવનારી શક્તિ (અભિધાશક્તિ) જાણ્યા વિના વેદના વાક્યોના અર્થનું જ્ઞાન સંભવતું નથી. જગતમાં
વેદના શબ્દો પ્રસિદ્ધ ન હોવાથી વેદનાં વાક્યોના શબ્દોની શક્તિનું જ્ઞાન પણ સંભવતું નથી. તેથી
વેદવાક્યોના અર્થનું જ્ઞાન ફક્ત ભગવદિચ્છાથી જ થઈ શકે છે. તેથી જ ભગવાન્ ગીતાજીમાં કહે છે કે
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः, તેથી જ લોક અને વેદમાં હું પુરુષોત્તમ તરીકે પ્રસિદ્ધ

एवं परमपुरुषार्थदातुर्भगवतोऽन्यत्राभिनिवेशे आधारधर्मसम्बन्धात् स्वस्य कृतार्थता न भविष्यतीति पूजार्थमात्मनिवेदनार्थं च आसनं चक्रुरित्याह स्वैरुत्तरीयैरिति । तद्देशस्थानां स्वीयत्वानि

---

છું. મોક્ષમાર્ગનો નાશ ન થાય એટલા માટે ભગવાનની ઇચ્છાથી જ વેદના શબ્દોનું જ્ઞાન થાય છે. मोक्षमिच्छेज्जनार्दनात्, જનાર્દન ભગવાન્ પાસેથી મોક્ષની ઇચ્છા કરવી, એ વાક્યથી જણાય છે કે મોક્ષ એકલા ભગવાન્ પાસેથી જ મળે છે. तमेवं विद्वान् ઇત્યાદિ શ્રુતિથી સ્પષ્ટ જણાય છે કે એકલા જ્ઞાનથી જ મોક્ષ મળે છે. જો ભગવાનની ઇચ્છા વેદના શબ્દોનું જ્ઞાન કરાવવાની ન હોય તો મોક્ષ મેળવવાનાં બીજાં સાધનો ન હોવાથી અને મોક્ષનું સાધન જ્ઞાન પણ ન હોવાથી મોક્ષનો નાશ જ થઈ જાય. તે પ્રમાણે ન થાય એટલા માટે જ ભગવાનની ઇચ્છાથી જ વેદના શબ્દોનું જ્ઞાન થાય છે અને તેથી મનુષ્યો મોક્ષ મેળવી શકે છે.

મનુષ્યોના સર્વ પુરુષાર્થ સિદ્ધ થાય એટલા માટે તો ભગવાને વેદને પ્રકટ કર્યા છે. તેમાં જે સાધનાત્મક રૂપ વડે જે પુરુષાર્થ જે પ્રકારના અધિકારીનો સિદ્ધ થાય તે રૂપ, તે પુરુષાર્થ અને તે અધિકારીનું શ્રુતિએ મોક્ષપર્યન્ત નિરૂપણ કર્યું છે. જેમ વીણા વગાડનારની ઇચ્છા પ્રમાણે જુદા જુદા અર્થવાળા શબ્દો વીણામાંથી ઉત્પન્ન થાય છે તે પ્રમાણે ભગવદિચ્છાને અનુસરીને શ્રુતિએ જુદાં જુદાં રૂપ, પુરુષાર્થ, અધિકારી વગેરેનું નિરૂપણ કર્યું છે; અને જેમ વીણા વગાડનાર પોતાની ઇચ્છા પ્રમાણે શબ્દ ઉત્પન્ન થવાથી વીણાની ઉપર સંતુષ્ટ થઈને તે વીણાનું અનેક પ્રકારે રક્ષણ કરે છે, તેમ ભગવાને પણ રૂપ પ્રકટ કરીને શ્રુતિઓને આનન્દ આપ્યો. ભગવાને જે રૂપ પ્રકટ કરીને શ્રુતિઓને જે આનન્દ આપ્યો તે રૂપનું અને તે આનન્દનું પહેલાં શ્રુતિઓને જ્ઞાન ન હતું, અને હમણાં પણ ભગવાનનો આનન્દ મન અને વાણીનો વિષય નથી. આ પ્રકારની પણ ફલાત્મક વસ્તુ છે એ જણાવવાને માટે શ્રુતિઓ કહે છે કે यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ॥ આ શ્રુતિમાં જે પૂર્વાર્ધ છે તે आनन्द्नું વિશેષણ છે. ફલરૂપ વસ્તુના અનુભવ પહેલાં, "रसो वै सः, रसं ह्येवायं लब्ध्वा आनन्दीभवति" ઇત્યાદિ શ્રુતિઓમાં જે ભગવત્સ્વરૂપનું નિરૂપણ કરવામાં આવેલું છે તે ભગવત્સ્વરૂપ ફક્ત સર્વાત્મભાવથી જ પ્રાપ્ત થાય એમ છે, બીજે પ્રકારે નહિ, એમ જણાવવાને માટે સર્વાત્મભાવનું વ્યાખ્યાન કરવું અશક્ય હોવાથી સર્વાત્મભાવ દર્શાવનારા ધર્મનું વર્ણન आनन्दं ब्रह्मणो विद्वान् ઇત્યાદિ ઉત્તરાર્ધમાં કરવામાં આવેલું છે. આવા પ્રકારનો આનન્દ જેણે જાણ્યો અથવા મેળવ્યો તે કોઈનાથી બ્હીતો નથી, તે લોક અને વેદથી બ્હીતો નથી એટલું જ નહિ પરંતુ પરીક્ષા કરવાને માટે જે સાક્ષાત્ ભગવાનની આજ્ઞા હોય તેના ઉલ્લંઘનથી પણ બ્હીતો નથી. મોક્ષ મેળવવાનાં જે સાધનો છે તે માણસના પોતાના પ્રયત્નથી થઈ શકે એવાં હોવાથી મોક્ષને માટે શ્રવણ વગેરે સાધનોનું શ્રુતિમાં નિરૂપણ કરવામાં આવેલું છે; પણ અહીં તો ભગવાનના સ્વરૂપનો આનન્દ ફક્ત ભગવાનના અનુગ્રહથી જ મળી શકે એમ હોવાથી મનુષ્યના પોતાના પ્રયત્નથી તે સિદ્ધ થઈ શકતું નથી, અને તેથી જ શ્રવણ વગેરે સાધનોનો અહીં ફક્ત અનુવાદ જ કરવામાં આવ્યો છે.

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ભગવાન્ નિષેધદ્વારા જ વાણીનો વિષય બને છે એમ જો માનવામાં આવે તો आनन्दं ब्रह्मणो विद्वान् એ શ્રુતિમાં ભગવાનના સ્વરૂપનો બોધ કરનારા ब्रह्मणः એ પદમાં જે ષષ્ઠી વિભક્તિ છે તે સમ્બન્ધવાચક છે એ પક્ષ સ્વીકારવાં પ્રશ્ન અને ષષ્ઠીવિભક્તિનો વિરોધરૂપી દોષ જ પ્રાપ્ત થાય. તેથી મૂળ શ્લોકમાં શ્રુતિઓનું જે દૃષ્ટાન્ત આપવામાં આવેલું છે તે ભગવદાનન્દની પ્રાપ્તિ સુધીનું જાણવું, ફક્ત પ્રાપ્તિ પૂરતું નહિ, એમ સિદ્ધ થાય છે.)

આ પ્રમાણે પરમ પુરુષાર્થનું દાન કરનાર ભગવાન્ જો બીજે સ્થળે બેસવાની ઇચ્છા રાખે તો આધારધર્મસમ્બન્ધથી પોતાની કૃતાર્થતા ન થાય, તેથી પૂજા અને આત્મનિવેદનને માટે ગોપીજનોએ ભગવાનને માટે આસન રચ્યું એમ શુકદેવજી स्वैरुत्तरीयैः પદવડે કહે છે. (જો ગોપીજનો આસનને માટે ભગવાનને પોતાનાં વસ્ત્રો ન આપે તો ભગવાન્ ગોપીજનોના સંબંધ વગરની બીજી વસ્તુ ઉપર બેસે, એટલે તેટલા અંશમાં ગોપીજનોની કૃતાર્થતા ન થાય. પુષ્ટિમાર્ગનો તો સિદ્ધાન્ત છે કે જેમણે

त्रीणि भवन्ति । परिधानीयं, कुचपट्टिका, उपरिवस्त्रं च । सर्वाभिरेव स्वोपरिवस्त्राणि आसनार्थं दत्तानि । उपरिवस्त्राण्यपि द्विविधानि भवन्ति । सर्वदा परिधेयानि, भोगसमये च । तानि सूक्ष्माणि भवन्ति । तान्येव भगवते दत्तानीति ज्ञापयितुमाह कुचकुङ्कुमाङ्कितैरिति । शुष्काण्यपि कुङ्कुमानि क्रीडायामार्द्राणि भवन्ति । अतस्तेनाङ्कितानि उत्तरीयाणि अचीक्लृपन् कल्पयामासुः । ननु स्वोपरिपरिधेयं कथमधः कल्पयाञ्चक्रुरित्याशङ्क्याह आत्मबन्धव इति । आत्मनः स एव बन्धुः, रक्षित आत्मा तदर्थमेव, देहः स्वात्मा च । अत उपर्याच्छादनमपि तदर्थमिति तस्यासनक्लृप्तिरुचिता ॥ १३ ॥

ततो भगवान् तासु सर्वत्र निविष्ट इति ख्यापयितुं तद्दत्तासन उपविष्ट इत्याह तत्रोपविष्ट इति ।

**तत्रोपविष्टो भगवान् स ईश्वरो योगेश्वरान्तर्हृदि कल्पितासनः ।**
**चकास गोपीपरिषद्गतोऽर्चितस्त्रैलोक्यलक्ष्म्येकपदं वपुर्दधत् ॥ १४ ॥**

---

ભગવાનને આત્મનિવેદન કરેલું છે તેમની કોઈ પણ વસ્તુ અથવા ઇન્દ્રિય જે ક્ષણે ભગવત્સેવાના ઉપ-
યોગમાં ન આવે તે જ ક્ષણે તે વસ્તુ અને ઇન્દ્રિય નકામી થાય છે. તેથી જે ભક્તોનો નિરોધ થએલો
છે તેઓ સર્વત્ર સર્વ પદાર્થમાં ભગવાનના સમ્બન્ધની અભિલાષા રાખે છે; અને જ્યારે તે પદાર્થનો
ભગવાનની સાથે સમ્બન્ધ થાય છે ત્યારે તે પદાર્થ કૃતાર્થ થાય છે, જ્યારે સંબન્ધ નથી હોતો ત્યારે તે
પદાર્થ કૃતાર્થ થતો નથી. સ્વામિનીઓ તો, ખરેખર, પ્રિય પ્રભુની સાથે સર્વ અંશે પોતાનો સંબંધ થાય
એમ જ ઇચ્છે છે, કારણ કે સ્વામિનીઓનો એ સ્વભાવ જ છે. પ્રભુ પણ સ્વામિનીઓને માટે હમણાં
પ્રકટ થએલા છે, એટલે સ્વામિનીઓ વિના બીજા કોઈની ભગવાનની સાથેના સંબંધને માટે યોગ્યતા
નથી એ વાત પણ સ્પષ્ટ છે. આ જ કારણથી ગોપીજનોએ ભગવાનને આસનને માટે પોતાનાં ઉત્તરીય
વસ્રો આપ્યાં જેથી આધારધર્મના સંબન્ધથી કૃતાર્થતા થાય.)

વ્રજમાં રહેનારી સ્ત્રીઓને ત્રણ વસ્રો હોય છે; એક વસ્ત્ર પહેરવાનું, બીજું વસ્ત્ર ચોળી અને ત્રીજું
વસ્ત્ર ઉપરનું. બધાં ય ગોપીજનોએ પોતાનાં ઉપરનાં વસ્રો આસનને માટે ભગવાનને આપ્યાં. ઉપરનાં
વસ્રો પણ બે પ્રકારનાં હોય છે; એક વસ્ત્ર હમ્મેશાં જ વાપરવાનું અને બીજું વસ્ત્ર ભોગસમયે વાપરવાનું.
ભોગ સમયે વાપરવાનું વસ્ત્ર ઝીણું હોય છે. આ જ વસ્ત્ર ગોપીજનોએ આસનને માટે આપ્યું એ જણા-
વવાને માટે શુકદેવજી કહે છે કે કુચકુङ्कुमाङ्कितैः સ્તન ઉપરનું કુંકુમ સૂકાઈ ગએલું હોય તો પણ
ક્રીડામાં તે ભીનું થઈ જાય છે. તેથી જ ઉત્તરીય વસ્રો કુંકુમના ચિહ્નવાળાં થએલાં હતાં. આવા પ્રકારનાં
ઉત્તરીય વસ્રોનું ગોપીજનોએ ભગવાનને માટે આસન રચ્યું.

પોતાનાં ઉપર પહેરવાનાં વસ્રો ગોપીજનોએ નીચે કેમ પાથર્યાં એમ જો શંકા થાય તો તેનું
સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે आत्मबन्धवे. આત્માના ભગવાન્ જ બન્ધુ છે. ગોપીજનોએ
પોતાના આત્માનું અત્યાર સુધી જે રક્ષણ કર્યું છે તે ભગવાનને માટે જ કર્યું છે. आत्मबन्धवेમાં જે
આત્મા શબ્દ છે તેનો અર્થ ગોપીજનોનો દેહ અને આત્મા થાય છે. તેથી ઉપર પહેરવાનું વસ્ત્ર પણ
ભગવાનને માટે જ છે; એટલે ગોપીજનોએ ઉપરના વસ્રનું ભગવાનને માટે આસન રચ્યું. ૧૩

પછીથી ભગવાન્ ગોપીજનોએ આસન તરીકે આપેલાં વસ્રો દ્વારા તે વસ્રો પહેરનારાં બધાં ય
ગોપીજનોમાં પધાર્યા એ જણાવવાને માટે ગોપીજનોએ આપેલા આસન ઉપર ભગવાન્ બેઠા એમ
तत्रोपविष्टः ઇત્યાદિ શ્લોકમાં શુકદેવજી કહે છે.

યોગેશ્વરના હૃદયની અંદર જેમનું આસન કલ્પિત છે એવા ભગવાન્
ઈશ્વર તે વસ્રો ઉપર બેઠા (અને તે દ્વારા બધાં ગોપીજનોમાં બિરાજ્યા);
ત્રણ લોકની લક્ષ્મીની શોભાના એક જ સ્થાનરૂપ શરીરને ધારણ કરી,
ગોપીજનોની સભામાં બિરાજતા અને ગોપીજનોથી પૂજાએલા એવા ભગ-
વાન્ અતિ શોભા પામ્યા. ૧૪

भगवानिति तेषां कार्यसाधकत्वम् । ननूत्तरीयवस्त्रापगमे सभायां रसाभासो भवेत्, अतः कथमुपविष्ट इति चेत्, तत्राह स **ईश्वर** इति । सः पूर्वं प्रार्थितः । ईश्वरः सर्वकरणसमर्थः । अतस्तासां दिव्यानि वस्त्राणि सम्पन्नानीति बोधितं, येषां जलक्रीडायां न वाससामार्द्रता । अतः सर्वकरणसमर्थः **तत्रोपविष्टः स प्रार्थितः** । (यद्वा । पूर्वं वरदानसमये वस्त्रेष्वपहृतेषु सर्वथा तदभावे यस्य रसाभासो न जातः, तस्य केवलमुत्तरीयाभावे कथमधुनापि स भवेदिति वक्तुं स इत्युक्तवान् । ननु तदानीमपि कथं न रसाभास इत्यत आह **ईश्वर** इति । कर्तुं सामर्थ्यवत्त्वाद् यदि स भवेत्, तदा तथा न कुर्यादेव । अकर्तुं सामर्थ्यवत्त्वेन रसाभासहेतुत्वेऽपि तद्दत्तमासनं त्यक्तुमशक्यमेव । अन्यथाकर्तुं सामर्थ्यवत्त्वेन रसाभासप्रकारेणापि रसमुत्पादयितुं शक्तः । अतस्तादृशे न किञ्चिदनुपपन्नमितिभावः ।) ननु भगवान् अपवित्रे भोगादिलेपयुक्ते कथमुपविष्ट इति चेत् तत्राह **योगेश्वरान्तर्हृदि कल्पितासन** इति । योगेश्वराणां हृदयं शुद्धम् । तत्राप्यन्तर्हृदयम् । तत्रापि कल्पितमेव भगवदासनम्, न तु कृत्रिमम् । मानसी मूर्तिस्तिष्ठति, न तु कदाचिदपि स्वयमुपविष्ट इति मुख्यमास-

---

મૂળ શ્લોકમાં જે भगवान् પદ છે તેનું તાત્પર્ય એ છે કે ગોપીજનોનાં તે બધાં વસ્ત્રો પોતાના દ્વારા ગોપીજનોનો ભગવાનની સાથે સંબન્ધ કરી આપે છે, કારણ કે તે વસ્ત્રો ઉપર બેસનાર ભગવાન્ છે. (આથી સ્પષ્ટ સમજાય છે કે ભગવાનને સમર્પણ કરવામાં આવેલો પદાર્થ જો ભગવાન્ સ્વીકારે તો તે સમર્પિત પદાર્થદ્વારા સમર્પણ કરનારનો પણ ભગવાનની સાથે સંબન્ધ થશે એ ભાવથી જ ભક્તોએ બધા પદાર્થો ભગવાનને સમર્પિત કરવા જોઈએ.)

અરે ! ગોપીજનોનાં ઉત્તરીય વસ્ત્રો જતાં રહે ત્યારે તો સભામાં રસનો આભાસ થઈ જાય, તો પછી ભગવાન્ ત્યાં કેવી રીતે બેઠા ? આ પ્રમાણે શંકા કરવામાં આવે તો શુકદેવજી કહે છે કે स ईश्वरः· મૂળ શ્લોકમાં જે सः પદ છે તેનો અર્થ એ કે પહેલાં જેમની પ્રાર્થના કરવામાં આવેલી હતી તે પ્રભુ. ઈશ્વર બધું કરવાને સમર્થ છે, તેથી ગોપીજનોને દિવ્ય—વ્રતચર્યામાં કામરૂપ—વસ્ત્રો ભગવાને આપ્યાં એમ જણાવવામાં આવ્યું. આ દિવ્ય વસ્ત્રો એવા પ્રકારનાં છે કે જલક્રીડા પછી તેમાં ભિનાશ રહેતી નથી. તેથી સર્વ કરવાને સમર્થ એવા ઈશ્વર, જેમની ગોપીજનોએ પ્રાર્થના કરી હતી તે, ત્યાં બિરાજ્યા.

(અથવા તો બીજો અર્થ આ પ્રમાણે થઈ શકે. પહેલાં જ્યારે ભગવાને ગોપીજનોને વરદાન આપ્યું ત્યારે તે સમયે ગોપીજનોનાં બધાં વસ્ત્રો ભગવાને લઈ લીધાં હતાં અને ગોપીજનોના શરીર ઉપર એક પણ વસ્ત્ર ન હતું, છતાં પણ ભગવાનને રસાભાસ ન થયો; તો પછી જ્યારે હમણાં ગોપીજનોનાં ફક્ત ઉત્તરીય વસ્ત્રો જ નથી ત્યારે તે પ્રભુને રસાભાસ શી રીતે થઈ શકે એમ કહેવાને માટે શુકદેવજીએ મૂળ શ્લોકમાં सः એ પ્રમાણે કહ્યું. અરે ! વરદાન આપતી વખતે જ્યારે ગોપીજનોનાં બધાં વસ્ત્રો જ્યારે ભગવાને લઈ લીધાં ત્યારે તે વખતે પણ રસાભાસ કેમ નહિ ? આ શંકાનું નિરાકરણ કરવાને માટે શુકદેવજી કહે છે કે ईश्वरः. कर्तुं समर्थः, अकर्तुं समर्थः, અને अन्यथाकर्तुं समर्थः એ ઈશ્વરનું લક્ષણ છે. ઈશ્વરમાં આ પ્રમાણે કરવાનું સામર્થ્ય હોવાથી, જો રસાભાસ થાય તો તે પ્રમાણે ઈશ્વર થવા જ ન દે; ન કરવાનું સામર્થ્ય હોવાથી, ગોપીજનોએ આપેલું આસન રસાભાસ ઉત્પન્ન કરનારું છે છતાં પણ તે આસનનો ત્યાગ કરી શકે જ નહિ; બીજે પ્રકારે કરવાનું સામર્થ્ય હોવાથી, રસાભાસની રીતે પણ રસ ઉત્પન્ન કરવાને ઈશ્વર સમર્થ છે. તેથી આવા ઈશ્વરની બાબતમાં કાંઈ પણ અઘટિત નથી એવો ભાવ છે.)

અરે ! સોગ વગેરેના લેપવાળાં અપવિત્ર વસ્ત્રો ઉપર ભગવાન્ કેમ બેઠા ? આ પ્રકારે જો શંકા કરવામાં આવે તો શુકદેવજી કહે છે કે योगेश्वरान्तर्हृदि कल्पितासनः. યોગેશ્વરોનાં હૃદય શુદ્ધ હોય છે; તેમાં પણ તેમનું અંદરનું હૃદય વધારે શુદ્ધ હોય છે. યોગેશ્વરોના આવા શુદ્ધ હૃદયમાં પણ ભગવાનના આસ-

नमेतदेव । अतश्चकास, परमशोभां प्राप्तवान् । पूर्ववद् गोपीनां परिषदं गतश्च जातः । परितो गोपिका उपविष्टा इत्यर्थः । सभापतिर्भगवान् । अतस्ताभिरर्चितः । ततो भगवान् तासामर्थे त्रैलोक्ये यावन्ति लक्ष्मीरूपाणि इन्द्रपदादीनि, तासां यदेकं पदं, यस्यांशविलासाः तत्तल्लक्ष्मी-भोक्तारः, तादृशं वपुर्धृतवान् । अस्मिन्नर्थे देशकालादिभेदेन यावन्त उत्कृष्टा अर्था अपेक्ष्यन्ते, तान् प्रकटितवान्, तादृशवपुर्धारणेन ॥ १४ ॥

एवं प्रसन्नं भगवन्तं दृष्ट्वा स्वान्तःकरणदोषदूरीकरणार्थं स्वकृतघ्नतां पूर्वं भगवति कल्पितवत्य इति तन्निराकरणार्थं लोकदृष्ट्या भगवति कृतघ्नतालक्षणो दोषोऽस्ति न वेति निर्णयार्थं किञ्चित् प्रष्टुमुद्यता इत्याह सभाजयित्वेति ।

---

નની કલ્પના જ કરવામાં આવેછે, આસન રચવામાં આવતું નથી. યોગેશ્વરોના હૃદયમાં ભગવાનની માનસી મૂર્તિ ઉભી રહે છે, કોઈ પણ સમયે ભગવાન્ પોતે ત્યાં બિરાજતા નથી. તેથી ભગવાનનું મુખ્ય આસન તો ગોપીજનોએ આપેલાં વસ્ત્રો જ છે.

(લોક અને વેદમાં જે પ્રકારની વસ્તુ પવિત્ર તરીકે સ્વીકારવામાં આવતી નથી તે વસ્તુ પણ ગોપીજનોના સંબંધમાં આવતાં યોગેશ્વરોના અંદરના હૃદયના કરતાં પણ અધિક થઈ જાય છે અને તેથી ભગવાન્ તેનો સ્વીકાર કરે છે. જ્યારે આવી સ્થિતિ છે ત્યારે તો લોક અને વેદમાં જે વસ્તુ પ્રસિદ્ધ રીતે સ્વીકારવા યોગ્ય ગણાય છે તે વસ્તુ જ્યારે ગોપીજનોના સંબંધમાં આવે ત્યારે ભગવાન્ તે સ્વીકારે એમાં શું આશ્ચર્ય ? આ બધો ભાવ દર્શાવવાને માટે મૂળમાં યોગેશ્વરોના હૃદયની વાત કહેવામાં આવેલી છે.)

આ કારણથી ભગવાન્ પરમ શોભા પામ્યા. પહેલાંની માફક ગોપીજનોની સભામાં ભગવાન્ ગયા; અર્થાત્ ભગવાનની આજુબાજુ ગોપીજનો બેઠાં. ગોપીજનોની આ સભાના પતિ—અધ્યક્ષ—ભગવાન્ થયા. તેથી ગોપીજનોએ ભગવાનની પૂજા કરી. પછીથી ગોપીજનોને માટે ત્રણ લોકમાં જેટલાં લક્ષ્મીરૂપ ઇન્દ્રાદિ પદ છે તે બધાંના એક સ્થાનરૂપ, અનેક લક્ષ્મીનો ભોગ કરનારા જેનો માત્ર અંશ જ છે, એવા શ્રીઅંગને ભગવાને ધારણ કર્યું. આ વિષયમાં દેશ, કાલ વગેરે ભેદથી જેટલા ઉત્તમ પદાર્થોની જરૂર હોય છે તે બધા પદાર્થો ભગવાને ઉપર વર્ણવેલા શ્રીઅંગને ધારણ કરીને પ્રકટ કર્યા. ૧૪

આ પ્રમાણે ભગવાનને પ્રસન્ન થએલા જોઇને પોતાના અન્તઃકરણનો દોષ દૂર કરવાને માટે—પહેલાં ગોપીજનોએ પોતાની જે કૃતઘ્નતા ભગવાનમાં કલ્પેલી હતી તે કૃતઘ્નતારૂપી દોષનું નિરાકરણ કરવાને માટે—, લોકદૃષ્ટિથી ભગવાનમાં કૃતઘ્નતારૂપી દોષ છે કે નહિ એનો નિર્ણય કરવાને માટે ગોપીજનો ભગવાનને કાંઈક પૂછવા તૈયાર થયાં એમ શુકદેવજી સભાજયિત્વા શ્લોકમાં કહે છે. (ભગવાન્ જ્યારે ગોપીજનોનું પરોક્ષ ભજન કરતા હતા ત્યારે તેમણે તે પ્રકારના રસનું—વિરહ રસનું—ગોપીજનોને દાન કર્યું. આ પ્રકારની ભગવાનની ઇચ્છા ગોપીજનો જાણતાં ન હતાં. ગોપીજનોનું આ પ્રકારનું જે અજ્ઞાન તે જ કૃતઘ્નતારૂપી તેમનો દોષ. ભગવાનમાં દોષ જ ન હોવાથી તેમનામાં ફક્ત દોષનો આરોપ જ સંભવે. આ આરોપ જે પદાર્થ જોવામાં આવે અથવા તો જેનું સ્મરણ થાય તે પદાર્થનો જ થઈ શકે. સ્વામિનીજીઓને તો પોતાના પ્રિય ભગવાન્ વિના બીજા કોઈ પણ ધર્મની સ્ફૂર્તિ થતી નથી, તેથી પોતાનામાં જ રહેલા કૃતઘ્નતારૂપી દોષનો ભગવાનમાં આરોપ કરવામાં આવેલો છે. જો કે ભગવાનમાં કરવામાં આવતો આ દોષનો આરોપ પણ રસમધ્યપાતી જ છે અને તેથી તેને દોષ કહેવો ઉચિત નથી, છતાં પણ ભગવાનમાં દોષ નથી એમ શાસ્ત્રમાં સિદ્ધ થએલું હોવાથી, ભગવાનમાં કરવામાં આવતો દોષારોપ ભ્રમ હોવાથી શાસ્ત્રરીતિને અનુસરીને જ આ પ્રમાણે કહેવામાં આવ્યું છે. આગળ પણ જ્યાં દોષ પદ વાપરવામાં આવ્યું હોય ત્યાં પણ આ જ તાત્પર્ય છે એમ જાણવું.)

**सभाजयित्वा तमनङ्गदीपनं सहासलीलेक्षणविभ्रमभ्रुवा ।**
**संस्पर्शनेनाङ्ककृताङ्घ्रिहस्तयोः संस्तुत्य ईषत्कुपिता बभाषिरे ॥ १५ ॥**

प्रश्नार्थं प्रथमतः सभाजनं स्तोत्रं कृत्वा । ननु किमनेन विचारेण साम्प्रतम्, जातं फलं भुज्यतामिति चेत् तत्राह अनङ्गदीपनमिति । अनङ्गं दीपयति निरन्तरमेव । अङ्गाभावं सम्पादयतीति च ध्वनिः । अतो नैकेन भोगेन कार्यनिष्पत्तिः । पुनस्तेनापि भोगेनाग्रे अधिक एव खेदः स्यात् । स चेत् स्वदोषेण तदा दोषो दूरीकर्तव्यः, भगवद्धर्मेण चेत्, वाङ्निर्बन्धं कारयित्वा प्रार्थयित्वा वा फलानुभवः कर्तव्य इति भावः । अनङ्गदीपने साधनमाह सहासेति । साधनाभावार्थं वा प्रार्थनीय इति साधनकीर्तनम् । हासपूर्वकं यल्लीलेक्षणं, तेन विभ्रमन्ती या भ्रूः, तया अनङ्गं दीपयति । पञ्चात्र साधनानि । हासो लीला ईक्षणं विलासाः भ्रूश्चेति । पञ्च चेद्धेतवः कार्यं सम्प्रतिहतं भवति । माया व्यामोहिका स्वरूपविस्मारणार्थम् । लीला स्वासक्तिं साधयति । ईक्षणं

---

હાસ્યપૂર્વક જે લીલાયુક્ત દર્શન તેનાથી વિલાસ કરતી ભ્રુકુટિવડે
અનંગને—કામને—ઉત્પન્ન કરનાર ભગવાનની સ્તુતિ કરીને, પોતાના
ખોળામાં પધરાવેલા ભગવાનના ચરણોના સંબંધવાળા હસ્તોને લાડ લડાવતાં
અને સ્તુતિ કરતાં ગોપીજનો જરાક કોપ કરીને બોલ્યાં. ૧૫

ભગવાનને પ્રશ્ન કરવાને માટે ગોપીજનોએ પહેલેથી જ ભગવાનની સ્તુતિ કરી.

અરે ! આ વિચારથી—ભગવાનમાં કૃતઘ્નતારૂપી દોષ છે કે નહિ એ પ્રશ્નના વિચારથી—શો લાભ ? જે ફલ પ્રાપ્ત થયું છે તેનો જ ભોગ કરો ને ? આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો શુકદેવજી કહે છે કે **अनङ्गदीपनम्**- ભગવાન્ હમ્મેશાં જ અનંગનું—કામનું—દીપન કરે છે; ભગવાન્ અનંગનું—અંગના અભાવનું, દેહાનુસન્ધાનના અભાવનું—સંપાદન કરે છે એ ધ્વનિ છે. (અર્થાત્ ભક્તોને પોતાના દેહનું અનુસન્ધાન ન થાય એ પ્રમાણે ભગવાન્ કરે છે, અને આનું નામ જ અનંગનું દીપન કરવું.) તેથી એક વાર ભોગ કરવાથી કાર્ય સિદ્ધ થવાનું નથી. વળી તે જ ભોગથી આગળ ઉપર વધારે જ ખેદ થાય. જો આ ખેદ પોતાના—ગોપીજનોના—દોષથી હોય તો તે દોષને દૂર કરવો જોઇએ. જો ભગવાનના ધર્મથી તે ખેદ થયો હોય તો ભગવાન્ પાસે વાણીનો વ્યવહાર કરાવીને અથવા તો વાણીના વ્યવહારની પ્રાર્થના કરીને ફલનો અનુભવ કરવો જોઇએ એમ તાત્પર્ય છે.

ભગવાન્ અનંગનું જે દીપન કરે છે તેનું સાધન જણાવતાં શુકદેવજી કહે છે કે **सहास** ઇત્યાદિ. અથવા તો અનંગનું દીપન કરે એવાં સાધનો ભગવાન્ ન રાખે એટલા માટે ભગવાનની પ્રાર્થના કરવી જોઇએ; તેથી મૂળ શ્લોકમાં અનંગનું દીપન કરનારાં સાધનોનું વર્ણન કરવામાં આવ્યું છે. હાસ્યપૂર્વક જે લીલાયુક્ત ઇક્ષણ, તેનાથી વિલાસ પામતી જે ભ્રુકુટિ, તેનાથી ભગવાન્ અનંગનું દીપન કરે છે. અહીં અનંગનું દીપન કરવામાં પાંચ સાધનો ગણાવવામાં આવેલાં છેઃ હાસ્ય, લીલા, ઇક્ષણ, વિલાસ અને ભ્રુકુટિ. જો પાંચ પદાર્થોથી કાર્ય સાધવામાં આવેલું હોય તો તે કાર્ય બગડતું નથી (એમ લોકમાં કહેવત છે.) ભગવાનના હાસ્યરૂપી માયા વ્યામોહ કરનારી છે એટલે તે સ્વરૂપનું વિસ્મરણ કરાવે છે; લીલા પોતાની આસક્તિ સાધે છે; ઇક્ષણ તેમાં જ્ઞાન ઉત્પન્ન કરે છે, જો આ પ્રમાણે ન હોય તો બીજા પદાર્થના જ્ઞાનથી ગોપીજનોની ભગવાનમાં રહેલી આસક્તિ નાશ પામે; વિલાસો પોષક છે; ભ્રુકુટિ યમ છે, નિયમન કરનાર કાલ છે, (અર્થાત્ કાલના વિલંબથી તે ભાવ કદાચિત્ નાશ પામે, તેથી તે ભાવનો નાશ ન થાય તેટલા સારુ ભગવાનની ભ્રુકુટિ તે જ ભાવનું નિયમન કરે છે, તે જ ભાવ હમ્મેશાં રહે એ પ્રમાણે કરે છે. આ કારણથી જ ભ્રુકુટિને યમ કહેવામાં આવેલી છે.) અથવા તો (અહીં ભ્રુકુટિ ફલનું જ નિયમન કરે છે એવો અભિપ્રાય હોવાથી) આ પ્રમાણે થાય તો જ—અનંગભાવ થાય તો જ, દેહાનુસન્ધાન જતું રહે તો જ—ભગવાન્ જેટલી બધી કૃપા છે તેનું દાન કરે છે, અર્થાત્ સંપૂર્ણ સ્વરૂપાનન્દનું તે દાન કરે છે.

तत्र ज्ञानजनकम् । अन्यथा ज्ञानान्तरेण तन्निराकरणं स्यात् । विलासाः पोषकाः । भूयंमः नियन्ता काल इति । यावत्प्रसाददाता वा तत्रैव । ततः प्रश्नार्थमुपढौकनं कुर्वन्ति संस्पर्शनेनेति । अङ्के कृतः स्थापितो यो भगवदङ्घ्रिः, तत्सम्बन्धिनौ यौ हस्तौ, तयोः सम्यक्स्पर्शनेन सँल्लालयन्त्य इत्यर्थः । संस्पर्शनेन सहिताः । तत्र आभिमुख्यार्थं संस्तुत्य । एवं सर्वभावेन प्रपन्नानपि त्यजतीति भगवति दोषदृष्ट्या ईषत्कुपिताः । साधनैर्निवर्तितोऽपि दोषो न सम्यक् निवर्तते यावद् भगवान्न निवर्तयतीत्यतो विवादमिव कुर्वन्त्यो बभाषिरे ॥ १५ ॥

---

પછી ભગવાનને પ્રશ્ન પૂછવાને માટે ગોપીજનો ભગવાનને લાડ લડાવે છે એમ સંસ્પર્શનેન ઇત્યાદિ શબ્દોમાં કહેવામાં આવે છે. ગોપીજનોના ખોળામાં સ્થાપન કરેલું ભગવાનનું જે ચરણ તેના સંબન્ધવાળા ભગવાનના જે બે હસ્તો તેનો બરોબર સ્પર્શ કરીને ગોપીજનો ભગવાનને લાડ લડાવતાં હતાં. (ગોપીજનોના ખોળામાં સ્થાપિત કરેલા પોતાના ચરણ ઉપર ભગવાન્ બે હાથ મૂકીને બેઠા હતા; આ પ્રમાણે સ્વચ્છન્દ સ્થિતિનું અનુકરણ છે એમ સૂચવવામાં આવ્યું.) મૂળ શ્લોકમાં જે સંસ્પર્શનેન પદ છે તેમાં જે તૃતીયા વિભક્તિ છે તે 'સહિત, સાથે' ના અર્થમાં વપરાએલી છે; અર્થાત્ ગોપીજનો સંસ્પર્શનવાળાં, ભગવાનને લાડ લડાવનારાં હતાં. પછી ભગવાન્ પોતાના—ગોપીજનોના—તરફ ધ્યાન આપે એટલા માટે તેમની ગોપીજનોએ સ્તુતિ કરી.

આ પ્રમાણે સર્વભાવથી શરણે આવેલાંનો પણ ભગવાન્ ત્યાગ કરે છે એમ ભગવાનમાં દોષ જોવાથી ગોપીજનો જરાક ગુસ્સે થયાં. (ભગવાનનો હસ્તકમળ પકડવાની ઇત્યાદિ ક્રિયાઓ ગોપીજનોએ કરી હતી.) ગોપીજનોએ કરેલાં આ પ્રકારનાં સાધનોથી તેમનો દોષ દૂર થઈ ગયો હતો છતાં પણ જ્યાં સુધી ભગવાન્ વાણીથી તે દોષનું નિવારણ ન કરે ત્યાં સુધી તે દોષ સમ્પૂર્ણ રીતે નાશ પામતો નથી; તેથી ભગવાનની સાથે વિવાદ કરતાં હોય તેમ ગોપીજનો બોલ્યાં.

(અરે! સ્વરૂપથી દૂર નહિ થએલો દોષ વચનથી કેવી રીતે દૂર થશે? તેથી વચન રૂપ કરતાં દુર્બલ હોવાથી પહેલા અધ્યાયમાં તેનું પ્રતિપાદન કરવામાં આવેલું છે. આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો તેનું સમાધાન આ પ્રમાણે છે. રસો વૈ સઃ ઇત્યાદિ શ્રુતિઓથી સિદ્ધ થાય છે કે ભગવાન્ ખરેખર ભાવાત્મક છે. તે ભગવાન્ હમણાં દોષાત્મક થયા છે, કારણ કે રસનું સ્વરૂપ જ તે પ્રકારનું છે. સ્વામિનીઓનો જે ભાવ પ્રકટ થયો છે તેનું મૂલ કારણ ભગવાનનો વેણુનાદરૂપ શબ્દ જ છે, તેથી નિર્દોષ અને પૂર્ણ ગુણરૂપ ભાવ પણ વાણીરૂપી શબ્દથી પ્રકટ થશે એમાં શું અયોગ્ય છે? વળી, જેવી રીતે દર્શનથી જે રસ મળે છે તે સ્પર્શ વગેરેથી મળતો નથી, સંભાષણથી જે રસ મળે છે તે દર્શન વગેરેથી મળતો નથી, આ પ્રમાણે તે તે રસનો સ્વભાવ છે; તેવી રીતે અમારો ત્યાગ કરીને ભગવાન્ કેવી રીતે ગયા એ ભાવ તે પ્રકારનાં વચનોથી જ ઉત્પન્ન થાય છે એમ જાણવું. પહેલા અધ્યાયમાં પણ આ પ્રમાણે જ જાણવું.

અરે! ચાલતા પ્રસંગમાં તો 'પ્રભુ અમને ભજે છે કે નથી ભજતા' એનો નિર્ણય કરવાનો છે, તો પછી તે વાત સ્પષ્ટ ન કહેતાં સામાન્ય રીતે પ્રશ્ન કરવામાં શું પ્રયોજન છે?. આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો તેનું નિરાકરણ આ પ્રમાણે છે. ભગવાન્ વિષેનો પ્રશ્ન જ જો સાક્ષાત્—સ્પષ્ટ શબ્દોમાં—કરવામાં આવે તો "અમે ગોપીજનો આવા પ્રકારનાં ભક્તો છીએ; તો પછી હે પ્રભુ! આવા ભક્તોનો તમે કેમ ત્યાગ કરો છો?" એ પ્રમાણે પ્રશ્ન કરાય. પણ આવા પ્રકારનો પ્રશ્ન નાયિકાઓમાં ઉત્તમ, સ્ત્રીઓમાં રત્નરૂપ, આગળ ભગવાન્ જેમની સ્તુતિ કરવાના છે, એવાં ગોપીજનોના મુખકમળમાંથી નીકળી શકે નહિ, પરન્તુ ગામડાની રસાભાસવાળી સ્ત્રીઓના જ મુખમાંથી નીકળી શકે. તેથી બીજે પ્રકારે પરોક્ષ રીતે પ્રશ્ન કરવાથી પોતાના ભાવનું ગોપન થવાથી મહાન્ રસ ઉત્પન્ન થાય છે એટલે મુખ્ય રસના સ્વભાવને લીધે જ પરોક્ષ રીતે પ્રશ્ન કરવામાં આવેલો છે. ભગવાનને તો જીવોથી પોતે વિલક્ષણ—ભિન્ન પ્રકારના—છે એમ જણાવવું છે; અને જીવના સ્વરૂપના જ્ઞાન વિના જીવથી ભગવાનનો ભેદ જાણી શકાય નહિ. તેથી જીવના સ્વરૂપનું વર્ણન કરીને ભગવાને પોતાના સ્વરૂપનું વર્ણન કર્યું. આમ ન હોય તો ગોપીજનોના પ્રશ્નનો વિષય ભગવાન્ પોતે જ હોવાથી જીવોનું વર્ણન તે કરત નહિ.) ૧૫

तासां प्रश्नमाह भजत इति ।

गोप्य ऊचुः—भजतोऽनुभजन्त्येक एक एतद्विपर्ययम् ।

नोभयांश्च भजन्त्यन्य एतन्नो ब्रूहि साधु भोः ॥ १६ ॥

त्रयः पक्षाः सन्दिग्धाः, फलतः, स्वरूपतश्च, भजनाभजनाभ्याम् । तत्रैके ये यथा भजन्ति ते तथा तानपि भजन्ति । एके पुनरभजतोऽपि भजन्ति । अन्ये तु उभयानपि न भजन्ति । तेषां त्रयाणामुभयोरपि प्रतियोगिनोः फलं वक्तव्यम् । ये भजनानुसारेण भजन्ति ते किं कृतघ्नाः, आहोस्वित् धूर्ताः, आहोस्वित् समीचीना इति । केनचित् पादप्रक्षालनं कृतम्, सोऽपि चेत् करोति, तदा किं स्यात् । फलार्थकरणे फलं देयम् । तेनापि तदेव कर्तव्यमिति करणे तदेव कर्तव्यम् । निरपेक्षकरणे तु सन्देह एव । अभजतो भजने कश्चिद्दोषः स्यात् यथा निष्कामे कामिनी । कश्चिदुपकारः,

---

હવે भजतः એ શ્લોકમાં શુકદેવજી ગોપીજનોના પ્રશ્નનું વર્ણન કરે છે.

ગોપીઓ બોલ્યાં:—

કેટલાક પોતાનું ભજન કરનારાઓને ભજે છે, કેટલાક પોતાને નહિ ભજનારાઓને પણ ભજે છે, કેટલાક ભજનારાઓ અને નહિ ભજનારાઓ એ બન્નેને ભજતા નથી; આ બધાનું સ્પષ્ટ વર્ણન અમને કરો. ૧૬

ભજન અને અભજનની દૃષ્ટિએ ફલ અને સ્વરૂપ વિષે ત્રણ પક્ષોમાં સંદેહ છે. (ભજન કરનારાઓનું જે ભજન કરે છે તે પહેલો પક્ષ; ભજન ન કરનારનું જે ભજન કરે છે તે બીજો પક્ષ; અને બન્નેનું—ભજન કરનારનું અને ભજન ન કરનારનું—જે ભજન કરે છે તે ત્રીજો પક્ષ. બીજા પક્ષમાં જે અભજન કરનારનું ભજન કરવામાં આવે છે તે અભજન કરનાર પહેલો પ્રતિયોગી છે, અને ત્રીજા પક્ષમાં જે ભજન કરનારનું અભજન કરવામાં આવે છે તે બીજો પ્રતિયોગી છે એમ જાણવું.)

તેમાં કેટલાક માણસો જે પ્રકારે બીજા માણસો તેમને ભજે છે તે પ્રમાણે તેઓ તેમનું પણ ભજન કરે છે. (આ પ્રથમ પક્ષ છે.) કેટલાક માણસો તો જે બીજા માણસો તેમનું ભજન કરતા નથી તેમનું પણ તેઓ ભજન કરે છે. (આ બીજો પક્ષ છે.) વળી કેટલાક બીજા માણસો તો બન્નેનું—ભજન કરનારનું અને અભજન કરનારનું—પણ ભજન કરતા નથી. (આ ત્રીજો પક્ષ છે.)

આ ત્રણ પક્ષોની અંદર બન્ને ય—બીજા અને ત્રીજા—પક્ષોના પ્રતિયોગીઓનું ફલ કહેવું જોઇએ. (બીજા પક્ષમાં જે અભજન કરનારનું ભજન કરવામાં આવે છે તે એક પ્રતિયોગી, અને ત્રીજા પક્ષમાં જે ભજન કરનારનું અભજન કરવામાં આવે છે તે બીજો પ્રતિયોગી. આ બન્ને ય પ્રતિયોગીઓને શું ફલ મળે છે તે કહેવું જોઇએ. પ્રથમ પક્ષમાં તો જે ભજન કરનારનું ભજન કરવામાં આવે છે તે પ્રતિયોગીનું ફલ બીજો માણસ જે તેનું ભજન કરે છે તે છે; આ વાત સ્પષ્ટ હોવાથી એનો ઉલ્લેખ સુબોધિનીજીમાં કરવામાં આવ્યો નથી. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ત્રણ પક્ષોમાંથી છેલ્લા બે પક્ષોના ફલ વિષેના સંદેહનું અને ત્રણે પક્ષના સ્વરૂપ વિષેના સંદેહનું નિવારણ કરવાનું છે.)

જે માણસો બીજા માણસોનું, તેમણે કરેલા ભજન પ્રમાણે, ભજન કરે છે તે શું કૃતઘ્ન છે, કે ધૂર્ત છે, કે સારા છે એનો નિર્ણય કરવાનો છે. (આ રીતે પ્રથમ પક્ષના સ્વરૂપનું વર્ણન કરવાનું છે. પહેલા પુરુષે જે પ્રમાણે ભજન કર્યું હોય તે પ્રમાણે બીજો માણસ પહેલા પુરુષનું ભજન કરે ત્યાર પછી તે—બીજો માણસ—એમ માને કે પહેલા પુરુષે જે ભજન કર્યું છે તે ઉપકારરૂપ નથી અને પોતે કરેલું ભજન પહેલા પુરુષે કરેલા ભજન કરતાં અધિક છે. આ પ્રમાણે પહેલા પુરુષે કરેલા ભજનને બીજો પુરુષ ઉતારી પાડે છે. બીજો પુરુષ પ્રત્યુપકાર કરવાને માટે સમર્થ છે છતાં પણ તે પહેલા પુરુષના ઉપર ઉપકાર કરવાને બદલે ભજન જ કરે છે, અને તેથી તે કૃતઘ્ન ગણાય છે. અથવા તો કૃતઘ્નપણાનો બીજો અર્થ

अपेक्षितश्चेदर्थः । क्वचित् स्नेहः । क्वचिद्धर्म इति । एकं फलं निर्धारितं वक्तव्यम् । यो वा न भजति पूर्वः, तस्य वा किं फलमिति । ये वा नोभयविधान् भजन्ति, तेषामुभयविधानां वा किं फलमिति । कृतस्य साधनस्य कुत्र वा उपयोगः । एतत् सर्वं ब्रूहि साधु यथा भवति तथा । भो इति सम्बोधनं

---

પણ થઈ શકે. પહેલા પુરુષે જે ભજન કર્યું તેનું ભજન બીજો માણુસ કરે છે અને તેનો ઉપકાર વાળી દે છે, જેને પરિણામે પહેલા પુરુષને બીજા પુરુષના ભજનથી જે મુખ્ય ફળ મળે છે તેનો નાશ થાય છે. આ રીતે બીજો પુરુષ કૃતઘ્ન થાય છે. હવે બીજો પુરુષ ધૂર્ત કેવી રીતે બને છે તે વિચારીએ. પહેલા પુરુષે જે ભજન કર્યું છે તેને બીજો પુરુષ ઉપકારરૂપે માને છે, છતાં પણ પોતે કરેલું ભજન પણ તે જ પ્રકારનું છે એમ તે—બીજો માણુસ—માને છે. આ રીતે પહેલા પુરુષે કરેલા ભજનને બીજો પુરુષ ઉત્તમ માનતો નથી. પહેલો પુરુષ ધનને માટે મારૂં ભજન કરે છે એમ બીજો પુરુષ માને છે, અને બીજા માણુસ પાસે ધન છે છતાં પણ તે પહેલા માણુસને ધન આપતો નથી પણ તેનું ભજન જ કરે છે. તેથી તે ધૂર્ત કહેવાય છે. હવે બીજા પુરુષના સમીચીનત્વનું—સારાપણાનું—વિવેચન કરવામાં આવે છે. કોઈ માણુસે બીજા માણુસના પગ ધોયા; હવે તે બીજો માણુસ પહેલા માણુસના પગ ધુવે તો શું થાય? જો પહેલા માણુસે કોઈ પણ ફલની આશાએ બીજા માણુસના પગ ધોયા હોય તો તે બીજા માણુસે તે આશા પૂરી કરવી જોઇએ. બીજો માણુસ પણ આ પ્રમાણે જ કરે—મારા પગ જ ધુવે—એ ભાવનાથી જો પહેલા માણુસે બીજા માણુસના પગ ધોયા હોય તો બીજા માણુસે પહેલા માણુસના પગ જ ધોવા જોઇએ. જો કોઈ પણ પ્રકારની અપેક્ષા વિના પહેલા માણુસે બીજા માણુસનું ભજન કર્યું હોય તો પહેલા માણુસનો કેવી રીતે ઉપકાર વાળવો એ વાતનો નિશ્ચય બીજો માણુસ કરી શકતો નથી, અને તેથી આ વિષયમાં સન્દેહ જ રહે છે. બીજા માણુસને પહેલા માણુસ ઉપર ઉપકાર કરવો હોય ત્યારે આ ઉપકાર કરૂં કે આ ઉપકાર કરૂં એમ તેને સંદેહ થાય છે, અને તેને પોતાને લાગે છે કે પહેલા માણુસે મારૂં ભજન કરીને મારા ઉપર ભાર મૂક્યો છે. (આ પ્રમાણે પહેલા પક્ષના સ્વરૂપના સંદેહનો વિચાર કરવામાં આવ્યો.)

જે માણુસ બીજાનું ભજન કરતો નથી તેનું બીજો માણુસ ભજન કરે તો કદાચિત્ દોષ થાયઃ દાખલા તરીકે કામિની સ્ત્રી જો નિષ્કામ પુરુષને ભજે તો દોષ કામિનીનો છે. (કશ્યપ સંધ્યાકાળે નિષ્કામ હતા, તેમનું ભજન દિતિએ કર્યું અને તેથી દોષ દિતિને પ્રાપ્ત થયો. આ વાત તૃતીય સ્કન્ધના ચૌદમા અધ્યાયમાં આપેલી છે.) જો તે વસ્તુ અપેક્ષિત હોય તો કોઈક વખત ઉપકાર થાય છે. (બ્રહ્માએ પૂર્વચિત્તિ નામની અપ્સરાને પ્રિયવ્રતના પુત્ર આગ્નીધ્ર પાસે મોકલી. આગ્નીધ્ર પરણેલો ન હતો, છતાં પણ તેને પિતૃલોકની ઇચ્છા હતી. પૂર્વચિત્તિ અપ્સરાથી તે મુગ્ધ થયો અને તેનાથી નવ પુત્રોની ઉત્પત્તિ થઈ. આ પ્રસંગ પંચમ સ્કન્ધના બીજા અધ્યાયમાં વર્ણવેલો છે. અહીં આગ્નીધ્રે બ્રહ્માનું ભજન નથી કર્યું છતાં પણ બ્રહ્માનો પૂર્વચિત્તિ નામની અપ્સરા—અપેક્ષિત પદાર્થ—મોકલવાથી આગ્નીધ્ર ઉપર ઉપકાર થયો.) કોઈક વખત સ્નેહ થાય છે. (નવમા સ્કન્ધમાં વર્ણવેલા ઉર્વશી ઉપાખ્યાનમાં આ પ્રમાણે જોવામાં આવે છે.) કોઈક વખત ધર્મ થાય છે. (મહાભારતના સુદર્શનોપાખ્યાનમાં તથા પદ્મપુરાણના વૈશાખમાહાત્મ્યમાં આવેલા ચિત્રોપાખ્યાનમાં આ વાત સ્પષ્ટ થાય છે. આ પ્રમાણે અભજન કરનારનું ભજન કરનારને અનેક પ્રકારનું ફલ જોવામાં આવે છે, તેથી) તેના વિષે એક જ નિશ્ચિત ફલ કહેવાની જરૂર છે. (આ રીતે અભજન કરનારનું જે ભજન કરે છે તેના ફલ વિષેના સંદેહનું અને આનુષંગિક રીતે તેના સ્વરૂપ વિષેના સંદેહનું પણ વિવરણ કરવામાં આવ્યું.) વળી જે પ્રથમ પુરુષ દ્વિતીય પુરુષનું ભજન કરતો નથી તેને શું ફલ મળે છે? (આ પ્રમાણે અનુયોગીના—ભજન ન કરનાર પ્રથમ પુરુષના—ફલ વિષે પણ સંદેહ થાય છે. અર્જુને ઉર્વશીનું ભજન ન કર્યું; નારદે જરાનું ભજન ન કર્યું અને માર્કણ્ડેયે વરૂથિનીનું ભજન ન કર્યું. તેમાં ઉર્વશીએ અર્જુનની નિન્દા કરીને શાપ આપ્યો; નારદ પાસેથી ભજનની જે અપેક્ષા જરાએ રાખેલી હતી તે પૂર્ણ ન થતાં તેણે નારદને શાપ આપ્યો; વરૂથિનીએ જાણ્યું કે માર્કણ્ડેય જિતેન્દ્રિય છે તેથી તેમની પાસેથી તેણે ભજનની આશા રાખી નહિ અને માર્કણ્ડેયને વરૂથિનીનું

सावधानार्थम् । भजतः पुरुषाननु तदनुसारेण भजन्ति, एके पुनः भजनव्यतिरेकेणैव भजन्तीत्युभये भजनकर्तारः । अन्ये तु भजनरहिता एव ॥ १६ ॥

एतेषां भेदान् फलं चाह भगवान् मिथो भजन्तीति त्रिभिः ।

श्रीभगवानुवाच—**मिथो भजन्ति ये सख्यः स्वार्थैकान्तोद्यमा हि ते ।**
**न तत्र सौहृदं धर्मः स्वार्थार्थं तद्धि नान्यथा ॥ १७ ॥**

तत्राद्यपक्षस्य निर्धारमाह । ये मिथो भजन्ति ते स्वार्थैकान्तोद्यमाः । स्वार्थ एव एकान्त

---

અભજન કરવાથી ધર્મ પ્રાપ્ત થયો. આ પ્રમાણે ભજન ન કરનાર માણસોને અનેક પ્રકારનાં ફલ મળે છે તેથી તેમના ફલ વિષે સન્દેહ થાય છે. વળી ઉર્વશીએ અર્જુનની નિન્દા કરી તેથી અર્જુન કૃતઘ્ન છે એમ જણાય છે. જરાએ નારદ પાસે ભજનની આશા રાખી હતી પરન્તુ નારદે જરાનું ભજન ન કર્યું તેથી નારદ ધૂર્ત છે એમ જણાય છે. માર્કણ્ડેય જિતેન્દ્રિય છે એમ જાણીને વરૂથિનીએ તેમની પાસેથી ભજનની આશા રાખી નહિ, અને માર્કણ્ડેયે વરૂથિનીનું ભજન પણ કર્યું નહિ, તેથી માર્કણ્ડેય સમીચીન—સારા—છે એમ જણાય છે. આ પ્રમાણે ભજન ન કરનાર મનુષ્યોના સ્વરૂપ વિષેનો પણ કૃતઘ્ન, ધૂર્ત કે સારા એ રીતનો સંદેહ જાણવો.)

(હવે ત્રીજા પ્રશ્નના સંદેહનું વર્ણન કરવામાં આવે છે.) ભજન કરનાર અને ભજન ન કરનાર એ બન્નેનું જે લોકો ભજન કરતા નથી તેમને શું ફલ મળે છે, અને જે બે પ્રકારના લોકોનું—ભજન કરનાર અને ભજન ન કરનાર એ બે પ્રકારના લોકોનું—ભજન કરવામાં આવતું નથી તે બે પ્રકારના લોકોને પણ શું ફલ મળે છે? (કેટલાક લોકો સૂર્યનું ભજન કરે છે, કેટલાક કરતા નથી. આ બન્ને પ્રકારના લોકોનું સૂર્ય ભજન કરતો નથી. હવે બન્ને પ્રકારના લોકોનું જે લોકો સૂર્યની માફક ભજન કરતા નથી, અર્થાત્ આત્મારામ અને પૂર્ણકામ હોવાથી ઉદાસીન રહે છે, તેમને ઉદાસીન સૂર્યનું ફલ મળે છે કે કૃતઘ્ન વગેરેનું ફલ મળે છે? વળી જે પ્રથમ પ્રકારના લોકો ભજન કરે છે તેમને ધર્માત્માઓનું ફલ મળે છે કે મૂર્ખોનું ફલ મળે છે? તે જ પ્રમાણે જે દ્વિતીય પ્રકારના લોકો ભજન કરતા નથી તેમને ઉદાસીનનું ફલ મળે છે કે ધૂર્તનું ફલ મળે છે? આ પ્રમાણે ત્રીજા પ્રશ્નમાં ફલ વિષે સન્દેહ થાય છે. તે જ પ્રમાણે આ પ્રશ્નમાં સ્વરૂપ વિષે કૃતઘ્ન, ધૂર્ત કે સમીચીન એ પ્રકારનો સન્દેહ પણ જાણવો.)

ભજન કરનારે જે સાધનો કર્યાં તેનો ક્યાં ઉપયોગ થશે? (આ સાધનથી અપૂર્વ ઉત્પન્ન થશે, કે સ્નેહ ઉત્પન્ન થશે કે લોકની અંદર પ્રશંસા થશે એ રીતે સંદેહ થાય છે.)

આ બધું આપ સારી રીતે કહો. મૂળ શ્લોકમાં ભોઃ એ પ્રમાણે જે સંબોધન છે તે સાવધાન બનાવવાને માટે છે. (હવે મૂળ શ્લોકમાં જે ત્રણ પક્ષો આપેલા છે તેનું વિવરણ કરવામાં આવે છે.) કેટલાક ભજન કરનાર પુરુષોનું તે પ્રમાણે ભજન કરે છે. કેટલાક તો ભજન ન કરવામાં આવે તો પણ બીજા પુરુષોનું ભજન કરે છે. આ પ્રમાણે ભજન કરનારાઓ બે પ્રકારના છે. બાકીના તો ભજન કરનારા જ નથી. ૧૬.

मिथो भजन्ति ઇત્યાદિ ત્રણ શ્લોકમાં ભગવાન્ આ ત્રણે ય પક્ષોના ભેદ અને ફલનું વર્ણન કરે છે.

શ્રી ભગવાન્ બોલ્યાઃ—

હે સખીઓ! જેઓ પરસ્પર ભજન કરે છે તેઓ ખરેખર ફક્ત
સ્વાર્થની ખાતર જ ઉદ્યમ કરે છે. તેમાં નથી હોતો સ્નેહ કે નથી હોતો ધર્મ.
તેમનો ઉદ્યમ ફક્ત સ્વાર્થને માટે જ હોય છે, બીજા કશાને માટે નહિ. ૧૭

ગોપીજનોએ જે ત્રણ પક્ષો કહ્યા તેમાંના પહેલા પક્ષનો ભગવાન્ નિર્ણય આપે છે. જે લોકો પરસ્પર ભજન કરે છે તેમના ઉદ્યમનું ફલ માત્ર સ્વાર્થ જ છે. સ્વાર્થ જ એકાન્ત—એક ફલ—છે જેમના ઉદ્યમનું તેઓ स्वार्थैकान्तोद्यमाः કહેવાય છે. તેઓ ખરેખર એકબીજાનો ભાવ જાણીને જ પરસ્પર

एकं फलमुद्यमस्य । ते हि ज्ञात्वैवान्योन्यं भजन्ते । तरतमभावेन च भजनमनुवर्तयन्ति । अतो न तेष्वन्योन्यं वञ्चनापि सम्भवति । अतः स्वार्थमेव लौकिकार्थमेव तेषामुद्यमः । ननु उभये ब्राह्मणाः, अतोऽन्योन्यभजनेन धर्मः स्नेहो वा भवेत्, कथं स्वार्थ एवेत्याशङ्क्याह न तत्र सौहृदमिति । क्षणेनैव द्वितीयस्याभजनं ज्ञात्वा क्रोधकरणात् । अतो न सौहार्दम् । नापि धर्मः । 'सम्भोजनी नाम पिशाचभिक्षा नैषा पितॄन् गच्छति नोत देवान् । इहैव सा चरति क्षीणपुण्या शालान्तरे गौरिव नष्टवत्सा' इति । गुरुसेवायामपि यदि दृष्टार्थतोभयोः, तदापि न धर्मः । शास्त्रानुसारी चेत्, मिथोभजनाभावः । विद्या तु फलरूपा । सख्य इतिसम्बोधनादप्रतारणा । य इति प्रसिद्धास्ते वणिज इव । स्वार्थ एव

---

भजन करे छे. ओछावत्ता प्रमाणमां तेओ हम्मेशां परस्पर भजन कर्या ज करे छे; तेथी तेओनी एक बीजा प्रत्ये छेतरपींडी पण संभवती नथी; आथी तेओनो उद्यम स्वार्थने—लौकिक अर्थने—माटे ज छे.

(आ प्रमाणे परस्पर भजनमां 'मारूं भजन तेना भजन करतां अधिक छे' एवा प्रकारनी भावना न होवाथी परस्पर भजन करनाराओ कृतघ्न नथी, तेम ज तेओ एक बीजाने छेतरता नथी तेथी तेओ धूर्त पण नथी. आ रीते तेमनामां दोष नथी, पण समीचीनता—सारापणुं—छे. उपकार, स्नेह के धर्म ए त्रणमांथी एक होय तो समीचीनता संभवे. तेमां बन्नेनुं परस्पर भजन तुल्य होवाथी उपकार संभवतो नथी, पण स्नेह अने धर्मथी तेमनी समीचीनता संभवे छे. तेथी हवे शंका करवामां आवे छे.)

अरे ! परस्पर भजन करनार बन्ने जणा ब्राह्मणो छे, तेथी तेमना परस्पर भजनथी धर्म अथवा स्नेह थाय; तेथी परस्पर भजनमां स्वार्थ ज होय छे एम केम कहो छो ?

आ शंकानुं निराकरण करतां भगवान् कहे छे के **न तत्र सौहृदम्**. जे लोको परस्पर भजन करे छे तेमां स्नेह होतो नथी, कारण के बीजो माणस पोतानुं भजन करतो नथी ए जाणतां ज एक क्षणनी अंदर ज पहेला माणसने क्रोध थाय छे. तेथी तेमां स्नेह नथी. (इन्द्रद्युम्न राजाए अगस्त्य मुनिनो सत्कार न कर्यो तेथी अगस्त्यमुनि तरत ज क्रुद्ध थया अने तेमणे इन्द्रद्युम्नने शाप आप्यो जेना परिणामे इन्द्रद्युम्न हाथी थयो. भगवाननुं स्मरण करवाथी इन्द्रद्युम्ननो मोक्ष थयो. आ बधुं अष्टम स्कन्धमां गजेन्द्रमोक्षना प्रसंगमां वर्णववामां आवेलुं छे.) वळी अन्योन्यभजनमां धर्म पण नथी; कारण के आपस्तम्ब धर्मसूत्रमां वचन छे के "ब्राह्मणो भेगा थईने जे जमे छे ते पिशाचभिक्षा छे; ते पितृओने तेम ज देवोने पहोंचती नथी; पण बीजाना घरमां बांधेली वाछडा वगरनी गायनी माफक तेनुं पुण्य आ ज लोकमां क्षीण थतां ते नष्ट थाय छे." (आ वाक्यमां अन्योन्यभजननुं सूचन करवामां आवेलुं छे. आ अन्योन्यभजन पिशाचभिक्षानी माफक धर्म नथी एम सिद्ध थाय छे.) शिष्य गुरुनी जे सेवा करे छे तेमां पण जो गुरु अने शिष्यने वृत्ति, प्रतिष्ठा वगेरे दृष्ट प्रयोजन होय तो ते सेवामां धर्म नथी. "गुरुकुलमां वास करीने, इन्द्रियोने वशमां राखीने गुरुनी आज्ञाथी शिष्ये वेदनुं अध्ययन करवुं", "शिष्यने उपनयन आपीने जे ब्राह्मण वेद शीखवाडे छे तेने आचार्य कहेवामां आवे छे", इत्यादि शास्त्रवचनोने अनुसरीने जो शिष्य गुरुनी सेवा करे तो तेमां वृत्ति, प्रतिष्ठा वगेरेनी भावना न होवाथी, अने शास्त्रमां कहेलुं छे तेथी ज गुरुसेवा थती होवाथी परस्परभजन नथी, पण शास्त्रनी आज्ञानुं पालन छे. गुरुसेवाना परिणामे शिष्यने जे विद्या मळे छे ते तो फळरूप छे, अने विद्यारूपी फळ शास्त्रमां दर्शावेलुं छे. (आ उपरथी स्पष्ट समजाय छे के शास्त्रनी आज्ञाथी जो गुरुसेवा करवामां आवती होय तो, प्रयोजन दृष्ट होय छतां पण, तेमां धर्म रहेलो छे; परन्तु जो शास्त्रनी आज्ञा सिवायना बीजा कोई कारणथी—वृत्ति, प्रतिष्ठा वगेरे प्रयोजनथी—गुरुसेवा करवामां आवे तो तेमां धर्म रहेलो नथी.)

मूळ श्लोकमां जे सख्यः संबोधन छे तेनो भाव एवो छे के गोपीजनो सखीओ होवाथी भगवान् तेमने छेतरशे नहि. मूळ श्लोकमां जे ये पद छे तेनो अर्थ लोकमां प्रसिद्ध पुरुषो छे. आ पुरुषो वाणीआओ जेवा छे, कारण के तेमनी प्रवृत्ति स्वार्थने माटे ज होय छे.

---

१ उद्यमो यस्मिन्निति पाठे योजनायाम् ।

तेषां प्रवृत्तिः । यद्यपि धर्मादयोपि स्वार्था एव तथाप्यन्योन्यभजने न ते सिध्यन्ति । तथा सौहार्दमपि, यद्यन्यमपेक्षेत । तस्य साधनस्य विनियोगमाह **स्वार्थैकमिति** । अन्यार्थमपि प्रतीयमानं स्वार्थमेव । एवं सेवाविदानेष्वपि । दुःखनिवृत्तिस्तत्र फलम् । अत्रार्थे सर्वोपि लोकः प्रमाणमिति हिशब्दः । **अन्यथा** परोपकाराय न । अन्यस्य हृदये तत्प्रतीकारार्थं चिन्ताजननात् । अतः फलं स्वार्थसिद्धिः लौकिकी । नाममात्रेणैव तेषां धर्मत्वं न तु वस्तुतः ॥ १७ ॥

ये पुनरभजतोऽपि भजन्ति ते द्विविधा इत्याह भजन्तीति ।

**भजन्त्यभजतो ये वै करुणाः पितरौ यथा ।**
**धर्मो निरपवादोऽत्र सौहृदं च सुमध्यमाः ॥ १८ ॥**

**ये अभजतोऽपि** तूष्णींस्थितान् **भजन्ति** तत्र निमित्तद्वयम्, लौकिकं वैदिकं वा, स्नेहो विधिश्च । तत्र **सौहार्दं धर्मश्च** फलं क्रमेणैव । यः पूर्वः तस्य सौहार्दे अवसरे कर्तव्य एवोपकारः ।

---

(ધર્મ વગેરે મનુષ્યોના ચાર પુરુષાર્થોમાંનો એક પુરુષાર્થ છે, એટલે) જો કે ધર્મ વગેરે પણ સ્વાર્થ જ છે, છતાં પણ પરસ્પર ભજનથી મોક્ષ આપનારા ધર્મ વગેરે સિદ્ધ થતા નથી. (જો अन्योन्यभजनेन એ પ્રમાણે તૃતીયા વિભક્તિવાળું પદ લઈએ તો અર્થ આ પ્રમાણે થાય:—પરસ્પરભજનથી તે લૌકિક સ્વાર્થ જ સિદ્ધ થાય, અલૌકિક ધર્મ નહિ. લૌકિક સ્વાર્થ જ નિન્દા કરવા યોગ્ય છે, નહિ કે અલૌકિક ધર્મ.) જેમ પરસ્પરભજનથી ધર્મ વગેરે સિદ્ધ થતાં નથી, તેમ જો ફલની આશાથી પરસ્પરભજન કરવામાં આવતું હોય તો તેનાથી સ્નેહ પણ સિદ્ધ થતો નથી.

પરસ્પરભજન કરનારના સાધનનો વિનિયોગ જણાવતાં ભગવાન્ કહે છે કે **स्वार्थैकम्**. પરસ્પર ભજન કરનારનું સાધન બીજાને માટે જણાતું હોય છતાં પણ તે સ્વાર્થને માટે જ હોય છે. બીજાની પાસે સેવા કરાવીને ધન વગેરે આપવામાં આવે છે તેમાં પણ આ જ પ્રમાણે હોય છે. તેમાં સેવા કરનારને પોતાના દુઃખની નિવૃત્તિ એ જ ફલ છે, પરન્તુ કોઈને ધર્મરૂપી ફલ મળતું નથી. આ વિષયમાં બધા ય લોકો પ્રમાણરૂપ છે એ જણાવવાને મૂળ શ્લોકમાં हि શબ્દ મૂકવામાં આવેલો છે. મૂળ શ્લોકમાં જે अन्यथा પદ છે તેનો અર્થ 'પરોપકારને માટે નહિ' એ પ્રમાણે છે, કારણ કે જ્યારે એક માણસ બીજા માણસનું ભજન કરે છે ત્યારે બીજા માણસના મનમાં સામું ભજન કરવાની ચિન્તા ઉત્પન્ન થાય છે. તેથી પરસ્પરભજનનું ફલ લૌકિક સ્વાર્થની સિદ્ધિ છે. ફક્ત નામથી જ તેમને ધર્મ કહેવામાં આવે છે, વાસ્તવિક રીતે તે ધર્મ જ નથી. ૧૭

ભજન ન કરનારાઓનું પણ જે લોકો ભજન કરે છે તે બે પ્રકારના છે એમ भजन्ति ઇત્યાદિ શ્લોકમાં ભગવાન્ કહે છે.

હે સુંદર કટિવાળી ગોપીઓ! જે લોકો ભજન ન કરનારાઓનું
ભજન કરે છે તે (બે પ્રકારના છે,) જેમ કે દયાવાળા લોકો અને માબાપ;
પહેલામાં નિરપવાદ ધર્મ છે, અને બીજામાં સૌહાર્દ છે. ૧૮

જે લોકો ભજન ન કરનારાઓનું—શાન્ત બેસી રહેનારાઓનું—પણ ભજન કરે છે તેમાં બે નિમિત્ત છે, એક લૌકિક અને બીજું વૈદિક. લૌકિક નિમિત્ત સ્નેહ છે, જ્યારે વૈદિક નિમિત્ત વિધિ છે. તેમાં લૌકિક સ્નેહનું ફલ સૌહાર્દ છે, અને વૈદિક વિધિનું ફલ ધર્મ છે. આ પ્રમાણે સૌહાર્દ અને ધર્મ ક્રમથી જ—સ્નેહ અને વિધિનાં—ફલ છે. સૌહાર્દથી જે ભજન કરે છે તેના ઉપર અવસર આવે બીજાએ—જે ભજન કરતો નથી અને જેનું ભજન પહેલો માણસ કરે છે તેણે—ઉપકાર કરવો જ જોઈએ. જો તે ઉપકાર ન

अन्यथा कृतघ्नः स्यात् । धर्मशेषश्चेत् प्रायश्चित्तं विधेयं तदीय एव धर्मः तद्द्वारा तेषु गच्छतीति । तत्र धर्मे यत्र कर्म प्रधानं यत्र वा देवता तदुभयं न विवक्षितम् । प्रतियोगिनि भजनशङ्काभावात् । यत्र वा असमानता, गोः पङ्कोद्धारणवत्, तत्रापि तथा । यत्र पुनराधारे प्रत्युपकारः सम्भवति तत्र प्रवृत्तौ पूर्वस्याभजने उत्तरभजने निरपवादो धर्मः सौहृदं च फलम् । अधिकारिविशेषणं तु एकत्र

---

કરે તો કૃતઘ્ન થાય, (અને પહેલા માણસનું સૌહાર્દ નિરપવાદ થાય.) ધર્મને માટે જો પહેલો માણસ બીજા માણસનું ભજન કરે તો બીજા માણસે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ, કારણ કે તેનો જ ધર્મ ભજનદ્વારા પોતાનું ભજન કરનારાઓમાં જાય છે. જો તે પ્રાયશ્ચિત્ત ન કરે તો કૃતઘ્ન ગણાય, અને ધર્મ નિરપવાદ—પ્રત્યુપકાર વિનાનો—થાય.

(પહેલો માણસ ધર્મને માટે જો ભજન કરે તો તેની દૃષ્ટિએ ધર્મ મુખ્ય હોવાથી બીજો માણસ, જેનું ભજન કરવામાં આવે છે તે, ધર્મનો શેષ—અંગ—બને છે એટલે તે ધર્મશેષ કહેવાય છે. તેથી ભજન કરનારનાં કદાચિત્ પાપ વગેરે હોય તો જેનું ભજન કરવામાં આવે છે તે માણસે કૃતઘ્નતાનો દોષ દૂર કરવાને માટે તે પાપ વગેરેનું નિવારણ કરવું જ જોઈએ. કોઈ સ્ત્રીને જણાય કે આ શ્રોત્રિય, બ્રહ્મચારી, દીક્ષિત, વ્રતી અથવા લિઙ્ગી મને જોઈને મારામાં આસક્ત થયો છે અને તેથી મરવાની તૈયારી ઉપર છે, કોઈ મિત્ર તે પ્રમાણે સલાહ આપતો હોય અને પોતાને દયા આવે અને તેથી તે પુરુષનો સમાગમ કરવામાં આવે તો તેમાં ધર્મ છે કે અધર્મ એ સંશય તે સ્ત્રીને થાય. આ પરિસ્થિતિમાં જે પુરુષનું તે સ્ત્રી ભજન કરે છે તે પુરુષે તે સ્ત્રીના પાપના નિવારણને માટે પોતે જ પ્રાયશ્ચિત્ત વગેરે કરવું જોઈએ. આનું ઉદાહરણ પદ્મપુરાણના વૈશાખમાહાત્મ્યના પ્રથમાધ્યાયમાં આવેલું ચિત્રોપાખ્યાન છે. આ આખ્યાન આ પ્રમાણે છે. એક વૈશ્ય જાતિની વેશ્યાએ અદૃષ્ટ બુદ્ધિથી અનેક પ્રકારના ભોગવડે એક સુદેવ નામના બ્રાહ્મણ અતિથિનું સેવન કર્યું. આ અતિથિએ નર્મદામાં વૈશાખસ્નાન કરવાનો ઉપદેશ કરીને તે વેશ્યાની સાથે નર્મદામાં સ્નાન કર્યું અને બીજાઓને સ્નાન કરાવ્યું, દયાથી તે વેશ્યાના આગ્રહને લીધે નર્મદાને તટે જ રહ્યો, અને તે વેશ્યાનો અને પોતાનો ઉદ્ધાર કરીને પોતે બીજા જન્મમાં પાણ્ડ્ય દેશનો વીરસેન નામનો રાજા થયો. તે વેશ્યા પણ બીજા જન્મમાં પરમ વૈષ્ણવ દિવોદાસ નામના કાશીના રાજાની દિવ્યાદેવી નામની પુત્રી થઈ.)

જ્યાં નિત્ય કર્મ કર્તવ્યબુદ્ધિથી જ કરવાનું હોય છે તે ધર્મમાં કર્મ પ્રધાન છે; જ્યાં દેવતાના આરાધનથી જ ધર્મ થાય છે ત્યાં દેવતા પ્રધાન છે. આ બન્ને પ્રકારના ધર્મોનું અહીં વિવેચન કરવાનું નથી, કારણ કે નિત્ય કર્મ કરનાર અને દેવતાનું આરાધન કરનાર માણસમાં ભજન વિષેની શંકા જ નથી. વળી જ્યાં ભજન કરનાર અને જેનું ભજન કરવામાં આવે છે એ બે પદાર્થો સમાન ન હોય—દાખલા તરીકે, કોઈ માણસ ગાયને કાદવમાંથી બહાર કાઢે તો ભજન કરનાર માણસ અને જેનું ભજન કરવામાં આવે છે તે ગાય એ પદાર્થો સમાન નથી—તેવા પ્રકારના ધર્મનું પણ અહીં વિવેચન કરવાનું નથી. પણ જ્યાં આધાર ઉપર—પ્રથમ ભજન કરનારના ઉપર—પ્રત્યુપકાર સંભવે છે, તેવા પ્રકારની પ્રવૃત્તિમાં જો પ્રથમ પુરુષ ભજન ન કરે અને બીજો પુરુષ ભજન કરે તો નિરપવાદ ધર્મ અને સ્નેહ એ ફલ હોય છે.

(નિરપવાદ ધર્મનું ઉદાહરણ મહાભારતના અનુશાસનપર્વના બીજા અધ્યાયમાં આવેલું સુદર્શન ઉપાખ્યાન છે. સુદર્શન પોતાની સ્ત્રી ઓઘવતીને 'અતિથિને પ્રતિકૂલ કર્મ કરવું નહિ' એ પ્રમાણે સૂચના કરીને સમિધ્ લેવાને માટે ઘર છોડીને બહાર ગયો. એટલામાં એક બ્રાહ્મણ અતિથિ સુદર્શનને ઘેર આવ્યો અને ઓઘવતીને કહ્યું કે 'મારે તારો સમાગમ કરવો છે.' ઓઘવતીએ પતિની સૂચના પ્રમાણે તે અતિથિની માગણી સ્વીકારી. સુદર્શન સમિધ્ લઈને ઘેર આવ્યો. અતિથિએ સુદર્શનને બધી હકીકત કહી. સુદર્શને શાન્તિથી જવાબ આપ્યો કે 'આજે મારો ગૃહસ્થાશ્રમધર્મ પળાયો, કારણ કે મારે ત્યાં અતિથિનો સત્કાર કરવામાં આવ્યો છે.' તે અતિથિએ પર્ણશાલાની બહાર જઈને પોતાના મૂળ સ્વરૂપમાં—ધર્મના સ્વરૂપમાં—પ્રકટ થઈને ઓઘવતીની ઘણી પ્રશંસા કરી અને સુદર્શનને કહ્યું કે 'ઓઘવતી

करुणा, अपरत्र दैहिकः सम्बन्धः । तदाह करुणाः पितराविति । अन्यत्रापि दृश्यत इति तद्धर्मा-
तिदेशमाह यथेति । ये संसारिणः क्रूरास्तेऽपि कदाचिद्दीनेषु भजनं कुर्वन्ति स्निग्धा इव च भवन्ति ।
तेषां सङ्ग्रहार्थं यथेति । सम्बन्धस्तु जन्मान्तरीयोऽपि भवतीति उपमानोपमेययोरभेदादेकविधा एव ।
निरपवाद इति । एतदुपकारेण हि तस्यापवादः । तदभावान्निरपवाद एव । अत्र एतादृशेऽर्थे । अनेन
यत्र प्रत्युपकारसम्भवानापि न तत्र धर्म इति सूचितम् । अत एव केचित् क्रियमाणमपि नाङ्गीकुर्वन्ति ।
सौहार्देऽपि धर्मोऽस्तीति चकारः । सुमध्यमा इति सम्बोधनमुक्तविश्वासाय । धर्मेणैव उत्तममध्यमता १८

ये तु पुनः सर्वथैव न भजन्ति, भजनार्थं भजतः, सौहृदेन वा भजतः । धर्मार्थे तु न शङ्का ।
तानुभयविधानपि केचिन्न भजन्ति । अभजतो दीनान् धर्माधिकारिणश्च, तानपि न भजन्ति । तेषां
स्वरूपमाह भजतोऽपीति ।

---

પવિત્ર છે; જગતને પવિત્ર કરવાને માટે તેનો એક ભાગ નદી થશે, અને બીજો ભાગ તારી સેવા કરશે
અને તેનાથી તું નિત્યલોક પ્રાપ્ત કરીશ.' અન્તમાં ભીષ્મ આ ઉપાખ્યાનનું ફલ વર્ણવે છે.)

ધર્મરૂપી ફળ આપનાર ભજનમાં ભજન કરનાર પુરુષમાં દયા હોય છે, અને પ્રેમરૂપી ફળ
આપનાર ભજનમાં ભજન કરનાર પુરુષમાં દેહનો સમ્બન્ધ હોય છે. આ બાબત કરુણાઃ પિતરૌ એ
શબ્દોમાં કહેવામાં આવેલી છે. જે પ્રાણીઓમાં સ્વાભાવિક દયા અને સ્નેહ હોતાં નથી તેઓ પણ ભજન ન
કરનારનું ભજન કરે છે; તેથી દયા અને સ્નેહ એ ધર્મોનો અતિદેશ યથા એ શબ્દવડે કરવામાં આવેલો
છે. જે સંસારી ક્રૂર માણસો છે તેઓ પણ કોઈ વખત દયા લાવીને દીન પુરુષોનું ભજન કરે છે અને
સ્નેહથી તેમના તરફ પ્રેમ દર્શાવે છે. આવા પ્રાણીઓનો સમાવેશ કરવાને માટે શ્લોકમાં યથા શબ્દ
મૂકવામાં આવેલો છે. (હાલમાં સ્નેહ હોય તો તેનાથી પૂર્વજન્મના સમ્બન્ધનું અનુમાન થાય છે, તેથી
સામાન્ય રીતે યથા એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. જેવી રીતે માતાપિતા સ્નેહ રાખે છે તેવી રીતે
ભાઈઓ વગેરે પણ સ્નેહ રાખે છે.) સમ્બન્ધ તો બીજા જન્મનો પણ હોય, તેથી ઉપમાન અને ઉપમેયનો
અભેદ હોવાથી ઉદાહરણ એક જ પ્રકારનું આપવામાં આવેલું છે. (માતા, પિતા, ભાઈ બ્હેન વગેરેમાં ભાવનો
ભેદ હોય છે છતાં પણ તે બધાંનો સ્નેહ નિરુપધિક હોવાથી એક જ પ્રકારનો છે, એટલે મૂળ શ્લોકમાં
એક જ દૃષ્ટાન્ત આપેલું છે. કરુણા દેખીતી રીતે એક જ હોય છે તેથી ઉપમાન અને ઉપમેય એ બન્ને
એક જ છે એમ કહેવામાં આવ્યું છે.)

મૂળ શ્લોકમાં ધર્મને નિરપવાદ કહેવામાં આવેલો છે. ભજન કરનારના ઉપર ઉપકાર કરવામાં
આવે તો તે ભજન કરનારનો અપવાદ કહેવાય છે. આવા પ્રકારનો ઉપકાર કરવામાં ન આવે તો ધર્મ
નિરપવાદ જ થાય છે. મૂળ શ્લોકમાં આવેલા अत्र પદનો અર્થ 'આવા પ્રકારની બાબતમાં' એ પ્રમાણે
થાય છે. આ ઉપરથી એટલું સૂચિત થાય છે કે જ્યાં પ્રત્યુપકારનો સંભવ પણ હોય છે ત્યાં ધર્મ હોતો
નથી. આ કારણથી જ કેટલાક લોકો પોતાના ઉપર ઉપકાર કરવામાં આવે છે તો પણ તે ઉપકાર
સ્વીકારતા નથી. સ્નેહમાં પણ ધર્મ છે એ દર્શાવવાને માટે મૂળ શ્લોકમાં च મૂકવામાં આવેલો છે. (સ્નેહમાં
પણ દયાનો અંશ હોય છે એટલે સ્નેહમાં ધર્મ છે એમ કહી શકાય છે.) પોતાનાં વચનોમાં વિશ્વાસ ઉત્પન્ન
કરવાને માટે ભગવાન્ ગોપીજનોને સુમધ્યમાઃ એ પ્રમાણે સંબોધન કરે છે. ઉત્તમતા અને મધ્યમતાનો
નિર્ણય ધર્મવડે જ થાય છે. (પોતાના કરતાં શ્રેષ્ઠ અને ભજન ન કરનાર પુરુષોને જે લોકો ભજે છે તે
ઉત્તમ કહેવાય છે. મધ્યમ લોકોને જે ભજે છે તે મધ્યમ કહેવાય છે. આ પ્રમાણે ધર્મથી જ ભજન
કરનારાઓની ઉત્તમતા અને મધ્યમતાનો નિર્ણય થઈ શકે છે.) ૧૮

ભજનને માટે ભજન કરનારા, સ્નેહથી ભજન કરનારા અને ધર્મથી ભજન કરનારા એ પ્રમાણે
ભજન કરનારાઓના ત્રણ પ્રકારો થયા. તેમાં ધર્મથી ભજન કરનારાઓ વિષે તો શંકા જ નથી એટલે તેના
વિષે ઉત્તર આપવાની આવશ્યકતા નથી. પરંતુ પહેલા બે પ્રકારના—ભજનને માટે ભજન કરનારા અને
સ્નેહથી ભજન કરનારા—લોકોને કેટલાક તો બીલકુલ ભજતા જ નથી; વળી ભજન ન કરનારાઓને—
દીન અને ધર્મસાધક લોકોને—પણ તેઓ ભજતા નથી. બીલકુલ ભજન ન કરનારા લોકોનું સ્વરૂપ
भजतोऽपि એ શ્લોકમાં ભગવાન્ વર્ણવે છે.

भजतोऽपि न वै केचिद् भजन्त्यभजतः कुतः ।
आत्मारामा ह्याप्तकामा अकृतज्ञा गुरुद्रुहः ॥ १९ ॥

केचिन्महापुरुषा भजतोऽपि न भजन्ति, अभजतः कुतो भजिष्यन्ति । ते पूर्वोक्तन्यायेन चतुर्विधाः । तन्मध्ये उभये समीचीनाः, उभये न, ये दयाधर्माधिकारिणस्ते अधमाः ये लौकिकनिमित्तास्ते उत्तमा इति । तान् गणयति साङ्कर्याभावाय । आत्मारामा इति । आत्मन्येव रमन्त इति । अन्येन भजनीयो देहादिर्नापेक्षित इति भजनमेव न मन्यन्ते । तेषां भजनार्थं च साधनत्वेन स्वदेहादिकमपि न मन्यन्ते । तथा अन्ये आप्तकामाः । आप्तः प्राप्तः कामो यैः । यो भुक्तवन्तं ब्रूयात्, त्वं भुङ्क्ष्व, मा भुङ्क्ष्वेति वा । एकत्राप्रवृत्तिः । अपरत्र सिद्धसाधनत्वेनानुवादः । उभयथापि वैयर्थ्यम् । प्रवर्तमानस्य धर्मः सेत्स्यति । अज्ञानं वा । उभये तु अधमा इत्याह । ये कृतं न जानन्ति तदुपकारं ते प्रत्युपकारसमर्था अपि उभयविधानपि न भजन्ति । तेषामज्ञानमेव हेतुरभजने । ज्ञात्वा चेदभजनं गुरुद्रोहः । यः कश्चित् स्वस्य पुरुषार्थसाधकः स गुरुः, स पूज्यः । तस्यापदि स्वशक्तौ सत्यां तदुपेक्षायां तद्द्रोहः अनेनैव कृत इति गुरुद्रोहकर्ता भवति । एवं सर्वेषां गुणदोषा निरूपिताः ॥ १९ ॥

---

કેટલાક લોકો ભજન કરનારાઓને પણ ભજતા નથી, તો પછી ભજન ન કરનારાઓને તો ક્યાંથી જ ભજે ? આવા લોકો કાં તો આત્મારામ હોય છે, અથવા આપ્તકામ હોય છે, અથવા કૃતઘ્ન હોય છે, અથવા તો ગુરુદ્રોહી હોય છે. ૧૯

કેટલાક મહાપુરુષો ભજનારને પણ ભજતા નથી, તો પછી ન ભજનારને તો ક્યાંથી ભજે ? તેઓ પૂર્વોક્ત ન્યાયથી ચાર પ્રકારના હોય છે. તેમાં બે પ્રકારો સારા છે, અને બીજા બે સારા નથી. જે લોકોના ભજનથી દયા અને ધર્મ સિદ્ધ થાય છે એવા લોકોને જે ભજતા નથી તે અધમ છે; અને જે લોકો એક વગેરે લૌકિક નિમિત્તથી જ ભજન કરે છે તે લોકોનું જે ભજન કરતા નથી તે ઉત્તમ છે. આ ચાર પ્રકારના લોકોના ધર્મોમાં ગોટાળો ન થાય એટલા માટે ભગવાન् आत्मारामाः ઇત્યાદિ પદોવડે તેમની ગણના કરે છે. આત્મામાં જ જે રમે છે તે આત્મારામ કહેવાય છે. બીજાઓ જેનું ભજન કરે છે એવા દેહ વગેરે આત્મભિન્ન પદાર્થોની આત્મારામ પુરુષોને જરૂર હોતી નથી, એટલે તેઓ બીજાઓએ કરેલા ભજનને જ માનતા નથી. બીજાઓ જે ભજન કરે છે તે ભજનને માટે સાધનભૂત થએલા એવા પોતાના દેહ વગેરે પદાર્થોને પણ આત્મારામ પુરુષો માનતા નથી.

ન ભજન કરનારા કેટલાક બીજાઓ આપ્તકામ હોય છે. જેમણે કામ—ઇચ્છા—પ્રાપ્ત કરેલો છે તે આપ્તકામ કહેવાય છે. કોઈ ભોજન કરેલા માણસને કહે કે 'તું ભોજન કર' અથવા તો 'તું ભોજન કરીશ નહિ'. તેમાં પહેલા પક્ષમાં જમેલા માણસની ભોજન વિષે પ્રવૃત્તિ થશે નહિ, કારણ કે તે જમેલો છે; જ્યારે બીજા પક્ષમાં તે જમેલો હોવાથી ભોજન કરવાનો નથી એટલે ભોજન ન કરવાની વાતનો અનુવાદ થાય છે. આ બન્નેય પ્રકારોમાં 'તું ભોજન કર' અથવા 'તું ભોજન કરીશ નહિ' એ વચન વ્યર્થ થાય છે. માણસ જમેલો છે એ જાણીને પણ જો કોઈ તે માણસને જમવાનું કહે તો તેને ધર્મનું ફળ મળશે; અને જો તેને ન જમવાનું કહે તો ફળમાં અજ્ઞાન મળશે.

બીજા બે પ્રકારો તો અધમ છે એમ હવે ભગવાન् કહે છે. કરેલો ઉપકાર જે લોકો જાણતા નથી તેઓ પ્રત્યુપકાર કરવાને સમર્થ હોવા છતાં પણ દયાસાધક અને ધર્મસાધક એ બે પ્રકારના લોકોને પણ ભજતા નથી. તેમનું ભજન ન કરવામાં કારણ માત્ર અજ્ઞાન છે. જો જ્ઞાન હોય અને ભજન ન કરવામાં આવે તો ગુરુદ્રોહ થાય. જે કોઈ પોતાનો પુરુષાર્થ સાધી શકે તે ગુરુ છે; તે પૂજ્ય છે. ગુરુની આપત્તિમાં જો કોઈ પોતાની શક્તિ હોય છતાં પણ ગુરુની ઉપેક્ષા કરે તો તે ગુરુનો દ્રોહ કરે છે અને તેથી તે માણસ જ ગુરુનો દ્રોહ કરનારો થાય છે. આ પ્રમાણે બધાના ગુણ અને દોષનું વર્ણન કરવામાં આવ્યું. ૧૯

---

१ ये अदयाधर्मा' इति प्रकाशपाठः । ये धर्मापि' इति श्रीविट्ठलरायाणां हस्तलिखितपुस्तके पाठः ।

गोपिकानां हृदये भगवानेतन्मध्ये क्व इतिजिज्ञासायामभजनकर्तृत्वाद् भजनसामर्थ्यस्यापि विद्यमानत्वान्मिथोभजनपक्षः अभजनभजनपक्षश्च व्यावर्तितः । ननु द्वितीये पक्षे गोपिकानां भजने स्नेहाद् भजनमस्तु, अतो भगवान् निरूपकत्वेन नैषामन्तर्भूतः । ईश्वरश्च नैषामन्तर्भवतीति कथमेवं विचार इति चेत्, मैवम् । गोपिका भोग्या इत्यविवादम् । ताश्च भोग्यसमर्पकत्व एवोपक्षीणाः । अतो भगवत एव विचारः कर्तव्यः । ईश्वरोऽपि फलार्थं सेव्यश्चेत्, न विचार्यः । व्यवहारे दृष्टार्थश्चेद्, दीयमानग्रहणाग्रहणाभ्यां विचार्य एव । पूर्वं गृहीतत्वात् नात्मारामता, नापि पूर्णकामता । प्रथमप्रवृत्त्या तृप्तावपि परित्यागो नोचितः । ततस्तृतीयपक्ष एवाभिनिवेश उचितः । तदपि सर्वज्ञस्यानुचितम् । ईश्वराणां फलदातॄणां कदाचिदेवं भवतीतिशङ्कायाः परिहारमाह नाहं तु सख्य इति ।

---

ભજન ન કરનારાઓના ઉપર જણાવેલા ચાર પ્રકારોમાંથી ભગવાન્ કયા પ્રકારના છે એ જાણવાની ઇચ્છા ગોપીજનોના હૃદયમાં થઈ. ભગવાને ગોપીજનોનું ભજન કર્યું નથી તેથી અને ભજન કરવાનું સામર્થ્ય ભગવાનમાં હોવાથી અજ્ઞેય પક્ષોને—પરસ્પર ભજનનો પક્ષ અને ભજન ન કરનારના ભજનનો પક્ષ એ બે પક્ષોને—અહીં અવકાશ નથી.

અરે ! બીજા પક્ષમાં—ભજન ન કરનારાઓનું ભજન કરવામાં આવે તે પક્ષમાં—ગોપીજનોએ જે ભજન કરેલું છે તે સ્નેહથી કરવામાં આવેલું છે એમ માનીએ; તેથી ભગવાન્ ગોપીજનોના સ્નેહનો વિષય થાય છે એટલે આત્મારામ વગેરે ચાર પ્રકારોમાં ભગવાનનો સમાવેશ થઈ શકશે નહિ. ભગવાન્ પોતે ઈશ્વર છે એટલે તે પ્રતિભજન—ભજન કરનારનું ભજન—કરે એ સંભવતું નથી. (અહીં પ્રતિભજનની શંકા ન હોવાથી આ પાંચમો પ્રકાર છે.) એટલે ઉપર જણાવેલા આત્મારામ વગેરે ચાર પ્રકારોમાં ભગવાનની ગણના થઈ શકે એમ નથી. તો પછી આ વીસમા શ્લોકમાં તે બાબતનો વિચાર શા માટે કરવામાં આવે છે ?

આ પ્રમાણે શંકા થાય તો શ્રીમહાપ્રભુજી સમાધાન કરતાં આજ્ઞા કરે છે કે આ શંકાને સ્થાન નથી. ગોપીજનો ભગવાનનો ભોગ્ય પદાર્થ છે એ વાત નિર્વિવાદ છે. ગોપીજનોએ પોતાનો દેહ વગેરે ભોગ્ય પદાર્થો ભગવાનને સમર્પણ કર્યા છે અને તેમ કરવામાં જ તેઓ ક્ષીણ થઈ ગએલાં છે—અર્થાત્ ભગવાનના પ્રતિભજનની તેમને આવશ્યકતા નથી,—એટલે તેમનો વિચાર કરવાની જરૂર નથી. તેથી હવે ફક્ત ભગવાનનો વિચાર કરવાનો રહ્યો. ઈશ્વર પણ જો ફળને માટે સેવવામાં આવે તો પછી તેમનો વિચાર કરવો રહેતો નથી, (કારણ કે ઈશ્વરનું સેવન ફળને માટે કરવામાં આવેલું છે, તેથી ઈશ્વર પાસેથી ફક્ત ફળ મેળવવાનું રહે છે, તેમના પ્રતિભજનની અપેક્ષા રહેતી નથી. આ કારણથી તેમના ભજન અભજનનો વિચાર કરવાનો રહેતો નથી.) જો પશુ વગેરે દૃષ્ટ ફળને માટે ઈશ્વરનું ભજન કરવામાં આવે તો પછી ઈશ્વર વિષેનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે. તે વિચાર આ પ્રમાણે કરવાનો હોય છેઃ—'મારી સેવા ભગવાને સ્વીકારી કે નથી સ્વીકારી ? જો સ્વીકારી હશે તો મારો મનોરથ સફળ થશે; જો નહિ સ્વીકારી હોય તો મારો મનોરથ સફળ નહિ થાય.' આ પ્રમાણે બે વિકલ્પોનો વિચાર કરવાનો હોવાથી ઈશ્વર વિષે વિચાર કરવો પ્રાપ્ત થાય છે જ. ગોપીજનોએ સમર્પિત કરેલા પોતાના દેહ વગેરે પદાર્થોનો ભગવાને પહેલાં સ્વીકાર કરેલો હોવાથી ભગવાન્ આત્મારામ કહી શકાય નહિ, તેમ પૂર્ણકામ પણ કહી શકાય નહિ. ભગવાને પ્રથમ એક વાર ગોપીજનોનો અંગીકાર કરેલો હોવાથી, હવે ભગવાનને તૃપ્તિ થઈ હોય છતાં પણ, ગોપીજનોનો ત્યાગ કરવો ઉચિત નથી. તેથી ભગવાનની ગણના ત્રીજા પક્ષમાં જ—અકૃતજ્ઞની કોટિમાં જ—કરવી યોગ્ય છે. પરંતુ અકૃતજ્ઞતા પણ સર્વજ્ઞ ઈશ્વરમાં અનુચિત છે, (તેથી તૃતીય પક્ષ પણ સંભવતો નથી.) ઈશ્વર ફળ આપનારા છે એટલે કદાચિત્ આ પ્રમાણે બને—આ શંકાનો પરિહાર નાहं तु सख्यः એ શ્લોકમાં કરે છે.

**नाहं तु सख्यो भजतोऽपि जन्तून् भजाम्यमीषामनुवृत्तिवृत्तये ।**
**यथाधनो लब्धधने विनष्टे तच्चिन्तयान्यन्निभृतो न वेद ॥ २० ॥**

तुशब्दस्तं पक्षं व्यावर्तयति । नापीश्वरभजनपक्षः शङ्कनीय इत्याह सख्य इति । गोपिकास्तु **सख्यः**, रसे तुल्याः, एकार्थाभिनिवेशाश्च । अहमिति भगवान्, न तु जीवः । तेन आत्मारामादिपक्षा व्यावर्तिताः । अहं राम एव, न त्वात्मारामः । ममात्मव्यतिरिक्तपदार्थाभावान्न व्यावर्त्यमस्ति । कामाभावादेव नाप्तकामत्वम् । अतो मम भिन्नैव व्यवस्था, न तु जीवतुल्यता । **नाहं तु सख्य इति** तामेव व्यवस्थामाह । भजतोऽपि जन्तून् अहं न भजामि । तत्रान्य एव हेतुः **अमीषामनुवृत्तिवृत्तय इति** । **अमीषां** जीवानाम् । जन्तुपदेन प्राणिमात्रम् । भगवतो न केनाप्युपयोगः । भगवान् फलरूप इति सर्वेषामेवोपयोगः । तथा सति तेषां भजनमेव इष्टमिष्टसाधनं वा । तत्राहं चेत् साधन-

---

હે સખીઓ! મારૂં ભજન કરનારાં પ્રાણીઓનું ચિત્ત મારામાં રહે એટલા માટે હું મારૂં ભજન કરનારાઓને પણ ભજતો નથી. મેળવેલું ધન નષ્ટ થતાં જેમ નિર્ધન માણસ તેની ચિન્તામાં ડુબેલો રહે છે અને તે વિના બીજું કાંઈ જાણતો નથી (તેમ ગોપીજનો પણ પ્રાપ્ત કરેલા ભગવાનના તિરોધાનથી ભગવાનનું જ ચિન્તન કરશે અને જગતને ભૂલી જશે.) ૨૦

तु શબ્દ ઉપર જણાવેલા પાંચ પ્રકારોની વ્યાવૃત્તિ કરે છે. વળી ઈશ્વર ગોપીજનોનું પ્રતિભજન કરશે એ પક્ષની પણ શંકા ન કરવી એમ દર્શાવવાને માટે **सख्यः** એ પ્રમાણે ભગવાન્ ગોપીજનોને સંબોધે છે. ગોપીજનો તો સખીઓ છે, રસમાં તુલ્ય છે અને એક જ પદાર્થમાં તેમનો અભિનિવેશ છે. (ગોપીજનોએ ફળને ઉદ્દેશીને મારૂં ભજન કર્યું નથી પણ શુદ્ધ પુષ્ટિમાર્ગની રીતે ભજન કરેલું છે, એટલે મેં પણ તેમને ફળ આપ્યું નહિ. વળી ગોપીજનોએ મારામાં ઈશ્વરબુદ્ધિ રાખી નથી અને ફક્ત એહથી જ રમણ કર્યું છે, એટલે તેમને મારા પ્રતિભજનની જરૂર રહેતી નથી.) મૂળ શ્લોકમાં **अहम्** પદ છે તેનો અર્થ ભગવાન્ છે, જીવ નહિ. (આ પ્રમાણે કહેવાથી અકૃતજ્ઞતા વગેરે દોષો દૂર થઈ જાય છે.) જ્યારે કૃષ્ણ પોતે ભગવાન્ છે, જીવ નથી, ત્યારે તો આત્મારામ વગેરે જીવને લગતા પક્ષો સંભવતા નથી. ભગવાન્ કહે છે કે હું ફક્ત **રામ** છું, સર્વત્ર રમણ કરૂં છું, આત્મારામ નથી. મારે આત્મા વિનાનો બીજો પદાર્થ ન હોવાથી આત્માથી ભિન્ન એવો બીજો પદાર્થ જ ત્યાગ કરવાને માટે રહેતો નથી. મારે કામ—ઇચ્છા—નથી એટલે હું આપ્તકામ પણ નથી. તેથી મારી વ્યવસ્થા ભિન્ન પ્રકારની જ છે, નહિ કે જીવના જેવી. (જીવોને આત્મા અને અનાત્માનો વિવેક કરવાનો હોય છે; ભગવાનને તો દેહાદિ અને બીજા બધા પદાર્થો આત્મરૂપ જ છે.)

**नाहं तु सख्यः** એ શ્લોકમાં ભગવાન્ પોતાની ભિન્ન વ્યવસ્થા વર્ણવે છે. ભજનારાં પ્રાણીઓનું પણ હું ભજન કરતો નથી. આ પ્રમાણે કરવામાં જૂદો જ હેતુ છે અને તે **अमीषामनुवृत्तिवृत्तये** એ શબ્દોમાં કહેવામાં આવેલો છે. **अमीषाम्** એટલે આ બધા જીવોનું. **जन्तु** એટલે બધાંય પ્રાણીઓ. ભગવાનને કોઈ પણ પ્રાણીનો ઉપયોગ નથી. ભગવાન્ ફળરૂપ છે તેથી બધાયને તેમનો ઉપયોગ છે. આ પ્રમાણે હોવાથી બધાં પ્રાણીઓ ભગવાનનું જે ભજન કરે છે તે ઇષ્ટ—ફળરૂપ ભજન—છે, અથવા તો ઇષ્ટના સાધન તરીકે—સાધનરૂપ ભજન—છે. જો ભજન સાધનરૂપ હોય તો તેમાં જો હું સાધન તરીકે, કામના પૂર્ણ કરવાને માટે, પ્રવેશ કરૂં તો ભજનનો જ હું નાશ કરૂં છું, કારણ કે કામભોગ કર્યાં પછી ભજનમાં પ્રતિબન્ધ આવે છે અને તેથી ભજન નાશ પામે છે, અને પહેલાં કરેલું ભજન નિત્ય ફળ આપતું ન હોવાથી વ્યર્થ થઈ જાય છે.

त्वेन प्रविशामि तदा भजनमेव नाशयामि । अग्रे भजनस्य प्रतिबन्धात् पूर्वभजनस्य च वैयर्थ्यापादनात् । चतुर्धा हि भगवदुपयोगः । भगवान् भोग्यो, भोक्ता वा । भोग्यपक्षे कामनापूरकत्वेन, स्वातन्त्र्येण वा । भोक्तापि भक्त्या भक्तदत्तपदार्थस्वीकाराद्, विषयत्वेन भोगाद्वा । आद्ये भजनं नश्येत् । अल्पफलदानात् । स्वरूपतो महत्त्वेऽपि कालपरिच्छेदात् । द्वितीये तु तथात्वमतिभजनेन भवति । तद् गोपिकानां नास्तीति तत्सिद्ध्यर्थमभजनम् । अपेक्षाभावात् नाहं विषयन्यायेन भोक्ता । भक्त्यर्थं तु अभजनमेवेतिसिद्धान्तसङ्ग्रहः । यथा अभजने अनुवृत्तिः सिध्यति तथा प्रकारमाह **यथाधन** इति । **पूर्वमधनः**, पश्चाल्लब्धं **धनं**, **तच्चेद्विनष्टं**, तदा तच्चिन्तया व्याप्तः, **निभृतः** तदेकनिमग्नः सन्, **अन्यन्न वेद** । एतत्तु लोकप्रसिद्धम् । तथा गोपिकानामपि पूर्वमप्राप्तो भगवान् प्राप्तश्चेत्तिरोभवति तदा **निभृताः** तत्रैव मग्नचित्ताः न प्रपञ्चं स्मरिष्यन्ति । निभृतानां प्रयोजनं पूर्वमुक्तमेव ॥ २० ॥

---

ભગવાનનો ચાર પ્રકારે ઉપયોગ થઈ શકે છે. ભગવાન્ ભોગ્ય થાય અથવા ભોક્તા થાય. ભગવાનનો જ્યારે ભોગ્ય તરીકે ઉપયોગ થાય ત્યારે તેમાં બે પ્રકાર સંભવે છેઃ (૧) આલિંગન વગેરેથી કામિનીની અભિલાષા પૂરી કરવાથી, અને (૨) સ્વતન્ત્રતાથી, અર્થાત્ ભક્ત જે પ્રકારે ઇચ્છા કરે તે જ પ્રકારે તે સ્વરૂપાનન્દનો અનુભવ કરે. ભગવાનનો જ્યારે ભોક્તા તરીકે ઉપયોગ થાય ત્યારે તેમાં પણ બે પ્રકાર સંભવે છેઃ (૧) ભક્તે સમર્પેલો પદાર્થ સ્વીકારીને ભક્તની ભક્તિ સિદ્ધ કરવી, અને (૨) સ્વેચ્છાથી ભોગ કરવો. પહેલા પક્ષમાં—ભગવાન્ કામિનીની અભિલાષા પૂર્ણ કરે છે તે પક્ષમાં—ભગવાન્ કામરૂપી અલ્પ ફળનું દાન કરે છે તેથી કામિની ભગવાનનું જે ભજન કરે છે તે નાશ પામે છે (કારણ કે કામ પૂર્ણ થતાં બીજું પ્રયોજન ન હોવાથી કામિની પછીથી ભગવાનનું ભજન કરતી નથી.) ભગવાન્ સ્વરૂપથી મહાન્ છે છતાં પણ કામનાનો વિષય—રમણ—કાલથી મર્યાદિત છે (એટલે તે કાલમર્યાદિત રમણથી મનોરથ પૂર્ણ થતાં પછીથી કામિનીથી ભગવાનનું ભજન થતું નથી. બીજા પક્ષમાં—ભગવાન્ જ્યારે સ્વતન્ત્ર રીતે ભોગ્ય થાય છે તે પક્ષમાં—અતિભજનથી ભગવાન્ સ્વતંત્રતાથી ભોગ્ય બને છે. (રાત્રી દિવસ વિપ્રયોગ અને સંયોગના ભેદથી જો ભક્તો ભગવાનનું અતિભજન કરે તો ભગવાન્ સ્વતન્ત્રતાથી ફલરૂપે ભોગ્ય થાય. તેથી વિપ્રયોગનું દાન કરવાને માટે ભગવાન્ પોતે તિરોહિત થઈ ગયા. આ પ્રમાણે ભગવાનનો માર્ગ તદ્દન વિલક્ષણ જ છે, આત્મારામ વગેરે ચાર પ્રકારોમાં તેમનો સમાવેશ થઈ શકે એમ નથી.) આ પ્રકારનું અતિભજન ગોપીજનોમાં નથી, તેથી તે સિદ્ધ કરવાને માટે ભગવાન્ ગોપીજનોનું હમણાં ભજન કરતા નથી. (ચતુર્થ પક્ષ—ભગવાન્ વિષયત્વે સ્વેચ્છાથી ભોગ કરે એ પક્ષ—વિષે ભગવાન્ કહે છે કે) મારે કોઈ જાતની અપેક્ષા નથી એટલે હું વિષયન્યાયથી ભોક્તા થતો નથી. (તૃતીય પક્ષ—ભક્તિ સિદ્ધ કરવાને માટે ભક્તે સમર્પેલો પદાર્થ સ્વીકારવો એ પક્ષ—વિષે કહેવામાં આવે છે કે) ભક્તિ સિદ્ધ કરવાને માટે તો અભજન જ છે. (જ્યારે નિરન્તર ભક્તિ સિદ્ધ થશે ત્યારે ભગવાન્ ભોક્તા થશે.) આ પ્રકારે સિદ્ધાન્તનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

ભગવાન્ જ્યારે ભક્તોનું અભજન કરે ત્યારે જે પ્રકારે ભક્તોની ભગવાનમાં એકાગ્રતા થાય તે પ્રકાર યથાધનઃ એ શબ્દોમાં ભગવાન્ કહે છે. પહેલાં એક માણસ ધન વિનાનો છે; પછીથી તેણે ધન મેળવ્યું; આ ધન જો નાશ પામે તો તેથી ચિન્તામાં ને ચિન્તામાં એકલી તે જ બાબતમાં મગ્ન થઈ જાય છે અને તે વિના બીજું એ જાણતો નથી. આ વાત તો જગતમાં પ્રસિદ્ધ છે. તેવી જ રીતે ગોપીજનોને પણ પહેલાં ભગવાન્ પ્રાપ્ત થયા ન હતા; પછીથી ભગવાન્ જ્યારે પ્રાપ્ત થાય અને પછીથી તિરોહિત થઈ જાય ત્યારે ગોપીજનોનું ચિત્ત ભગવાનમાં જ લાગે અને જગતનું સ્મરણ થાય નહિ. જેમનું ચિત્ત ફક્ત ભગવાનમાં જ લાગેલું છે તેમનું ફલ તો પહેલાં—બીજા પક્ષમાં—કહેવામાં આવી ગયું જ છે, (અર્થાત્ ઉપર જણાવેલા બીજા પક્ષમાં કહ્યું તે પ્રમાણે ભગવાન્ સ્વતન્ત્ર રીતે તેવા ભક્તોના ભોગ્ય બને છે.) ૨૦

एवं स्वस्याभजने हेतुमुक्त्वा प्रकृते तदभावमाह एवमिति ।

**एवं मदर्थोज्झितलोकवेदस्वानां हि वो मय्यनुवृत्तयेऽबलाः ।**
**मया परोक्षं भजता तिरोहितं मासूयितुं मार्हथ तत्प्रियं प्रियाः ॥ २१ ॥**

यदुक्तं ताभिररण्ये स्त्रियो रात्रौ कथं त्यक्तव्याः तदर्थमेवमुच्यते । द्वयमत्र कर्तव्यम् । भजनानुवृत्त्यर्थमभजनम्, रात्रौ रक्षार्थं भजनं च । तत् परोक्षभजनेन सिध्यतीति **मया परोक्षं भजता तिरोहितम्** । भजने हेतुमाह एवमिति । मदर्थमेव उज्झिता लोकवेदस्वा याभिः । वृथापरित्यागव्यावृत्त्यर्थं मोक्षार्थपरित्यागव्यावृत्त्यर्थं च मदर्थमुज्झितेत्युक्तम् । आद्ये त्यागोऽनिष्टहेतुः । द्वितीये न मम भारः । त्रयः पदार्थास्त्यक्तव्याः । लोको दुस्त्याज्यः । आर्यमार्गो वैदिकः, प्रकारस्तादृश इति,

---

આ પ્રમાણે ભગવાને પોતે ગોપીજનોનું જે અભજન કર્યું તેમાં (મર્યાદામાર્ગની દૃષ્ટિથી) હેતુ આપીને હવે ચાલતા પ્રસંગમાં (પુષ્ટિમાર્ગની દૃષ્ટિથી) અભજનનો અભાવ, અર્થાત્ ભજન, છે એમ एवम् એ શ્લોકમાં ભગવાન્ કહે છે.

હે અબલાઓ! આ પ્રમાણે મારે માટે જ લોક, વેદ અને સગાં વ્હાલાંનો ત્યાગ કરનાર તમે મારામાં ચિત્તવૃત્તિ રાખો તેટલા માટે તમારૂં પરોક્ષ ભજન કરતાં હું તિરોહિત થઈ ગયો; માટે હે પ્રિયાઓ! પ્રિયની ઈર્ષ્યા કરવી તમને યોગ્ય નથી. ૨૧

ગોપીજનોએ ભગવાનને જે કહ્યું હતું કે 'વનમાં રાત્રીએ સ્ત્રીઓનો કેવી રીતે ત્યાગ થઈ શકે?,' તેને માટે જ આ શ્લોક કહેવામાં આવે છે. અહીં બે વસ્તુઓ કરવાની છે: એક તો ભક્તો હમ્મેશાં જ ભગવાનનું ભજન કર્યા જ કરે તેટલા માટે ભગવાને તેમનુ અભજન કરવું, અને બીજું એ કે રાત્રીએ રક્ષણ કરવાને માટે ભગવાને તેમનું ભજન કરવું. આ બન્ને ય બાબતો જ્યારે ભગવાન્ પરોક્ષ રીતે ભક્તોનું ભજન કરે છે ત્યારે સિદ્ધ થાય છે એ વાત ભગવાન્ मया परोक्षं भजता तिरोहितम् એ શબ્દોમાં કહે છે.

ભગવાન્ ગોપીજનોનું ભજન કરે છે તેનું કારણ આપતાં કહે છે કે एवम्. મારે જ માટે લોક, વેદ અને સગાં વ્હાલાંનો ત્યાગ જેમણે કર્યો છે એવાં ગોપીજનો છે. ગોપીજનોએ લોક, વેદ અને સંબંધીઓનો જે ત્યાગ કર્યો છે તે વૃથા નથી કર્યો, તેમ જ મોક્ષને માટે પણ નથી કર્યો એમ ભગવાન્ मदर्थमुज्झित વગેરે શબ્દોમાં કહે છે. પ્રથમ પક્ષમાં—લોક, વેદ અને સંબંધીઓનો વૃથા ત્યાગ કરવાના પક્ષમાં—જે ત્યાગ કરવામાં આવે છે તેનું ફલ અનિષ્ટ છે. બીજા પક્ષમાં—લોક, વેદ અને સંબંધીઓનો ત્યાગ મોક્ષને માટે કરવામાં આવે એ પક્ષમાં—મારે માથે ભાર રહેતો નથી. (યોજનાકાર લાલૂભટ્ટજી द्वितीयेन मम भारः એ પ્રમાણે પાઠ સ્વીકારે છે, અને તેનો અર્થ આ પ્રમાણે કરે છે:—દ્વિતીયથી એટલે મારે માટે ત્યાગ કરવાથી મારા ઉપર તમારો ભાર—ઉપકાર—થયો; અર્થાત્ હું તમારો ઋણી થયો છું. આ ઋણ દૂર કરવાને માટે તમારૂં પરોક્ષ ભજન કરતાં હું તિરોહિત થઈ ગયો. આ બન્ને પાઠમાં द्वितीये એ પ્રમાણેનો પાઠ વધારે સારો છે.) લોક, વેદ અને સંબંધીઓ એમ ત્રણ પદાર્થોનો ત્યાગ કરવાનો હોય છે. લોકનો ત્યાગ કરવો બહુ કઠિન છે. આર્યમાર્ગ વૈદિક છે અને તે માર્ગનો ત્યાગ કરવો પણ બહુ કઠિન છે, કારણ કે મેં પોતે જ લોકમાં તે જ પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન કર્યું છે. પતિ, પુત્ર વગેરેનો પણ ત્યાગ કરવો બહુ કઠિન છે. ગોપીજનોએ આ બધાંનો જે ત્યાગ કર્યો તે મને મેળવ્યા પછી નહિ, પરન્તુ મારે માટે જ, મને મેળવવાની ઇચ્છાથી જ કર્યો છે. જ્યારે આ પ્રમાણે મારે માટે સર્વનો ત્યાગ કરવામાં આવે છે ત્યારે તે ભક્ત સર્વથી અધિક થાય છે અને તેને વિષે હું લીલા કરવાની ઇચ્છા રાખું છું. 'સર્વ ધર્મનો પરિત્યાગ કરીને મારે શરણે જે આવે છે' એ વાક્યમાં દર્શાવેલો ભક્ત પણ તેવા જ પ્રકારનો છે અને તેવા ભક્ત ઉપર જ મારો ભાવ રહે છે. આ પ્રમાણે લોક, વેદ અને સંબંધીઓ એ ત્રણેનો જ્યારે ત્યાગ કરવામાં આવ્યો ત્યારે જ મેં ગોપીજનોનું ભજન કર્યું.

मयैव लोके तथैव प्रतीतिजननात् । पतिपुत्रादयो दुस्त्याज्याः । तत्रापि न मयि प्राप्ते, किन्तु मदर्थे मत्कामनायामेव । तदा मे चिकीर्षितो भवतीति । 'सर्वधर्मान् परित्यज्ये'ति तादृश एव मम भाव इति त्रितयपरित्यागे मया भजनं कृतम् । (वस्तुतस्तु स्वपदं स्वात्मपरम् । अन्यथा पतिपुत्रादीनामपि लोकवेदमध्यपातित्वेनैव तत्प्राप्तेः स्वपदमनर्थकं स्यात् । तथा च स्वात्मत्वेन स्नेहविषयत्वाभाव एव तत्त्यागः । एतासां भगवदर्थत्वेन प्रीतिविषयत्वादात्मादीनामितिसारम् ।) युक्तश्चायमर्थः । अनन्याः पालनीया इति । वः युष्मान् । मय्यनुवृत्तय इत्येकं फलम् । अबला इतिसम्बोधनात् न सतामिव प्रत्यक्षेण भवतीनां भजनं सिध्यतीति ज्ञापितम् । परोक्षं भजता अतिरोहितं वा । भजनं भोगो वा । भोक्त्रैव मया भोगं कुर्वता तिरोहितं, भवतीभिर्न दृष्ट इत्यर्थः । अनेनाभजनपक्षो व्यावर्तितः । तस्मिन् सत्यसूया सम्भवति । अकृतज्ञत्वादिदोषारोपणेन मा मामसूयितुं नार्हथ । यतः प्रियम् । प्रिये दुष्टे स्वस्यापि तथात्वस्यावश्यकत्वात् तत्क्रमशक्यत्वात् । किञ्च, प्रिया यूयम् । कृतज्ञत्वादयो हि धर्मा न प्रीतिविषये भवन्ति । औदासीन्यसामानाधिकरण्यात् ॥ २१ ॥

एवं तासां मनोमार्जनमुक्त्वा भक्तिमार्गविरोधं परिहर्तुं ताः स्तौति न पारयेऽहमिति ।

---

(ખરી રીતે તો મૂળ શ્લોકમાં જે स्वपद છે તેનો અર્થ પોતાનો આત્મા થાય છે. આ પ્રમાણે જો માનવામાં ન આવે તો પતિ, પુત્ર વગેરેનો લોક અને વેદમાં અંતર્ભાવ થઈ જવાથી, લોક અને વેદ એ બે શબ્દોથી જ પતિ, પુત્ર વગેરેની બાબત પણ પ્રાપ્ત થઈ જાય છે અને તેથી स्वपद અનર્થક થાય છે. તેથી स्वपदનો અર્થ પોતાનો આત્મા જ કરવો. ગોપીજનોને પોતાના આત્મામાં સ્નેહ ન હતો તેથી તેમણે પોતાના આત્માનો ત્યાગ કર્યો કહેવાય. આનું તાત્પર્ય એ કે ગોપીજનોને પોતાના આત્મા વગેરે ઉપર જે પ્રીતિ હોય તે એટલા માટે જ કે આત્મા વગેરે ભગવાનના ઉપયોગમાં આવનાર છે.)

આ પ્રમાણેનો અર્થ યોગ્ય છે એમ મૂળ શ્લોકમાં આવેલું हि પદ સૂચવે છે. અર્થાત્ અનન્ય ભક્તોનું પાલન કરવું જોઈએ. वः એટલે તમારૂં. મારામાં તમારા ચિત્તની એકાગ્રતા થાય એ એક ફળ છે. ભગવાન્ ગોપીજનોને अबलाः એ પ્રમાણે જે સંબોધે છે તે એમ બતાવે છે કે જેમ સત્પુરુષોનું પ્રત્યક્ષ ભજન કરૂં છું તેમ તમારૂં પ્રત્યક્ષ ભજન હું કરી શકીશ નહિ.

અથવા તો શ્લોકના ત્રીજા પાદમાં આ પ્રમાણે અન્વય કરવોઃ परोक्षं भजता अतिरोहितम्— તમારૂં પરોક્ષ ભજન કરતાં હું તિરોહિત થયો નથી. અથવા તો ભજન એટલે ભોગ. હું ભોક્તા હોઈને જ, ભોગ કરતો કરતો તિરોહિત થયો, અર્થાત્ તમે ગોપીજનોએ મને દીઠો નહિ. આ પ્રમાણે અર્થ કરવાથી ભગવાને ગોપીજનોનું ભજન કર્યું નહિ એ પક્ષ દૂર થઈ જાય છે. ભગવાન્ ગોપીજનોનું ભજન ન કરે તો ઈર્ષ્યાનો સંભવ રહે છે. તેથી ભગવાન્ ગોપીજનોને કહે છે કે મારા ઉપર અકૃતજ્ઞતા વગેરે દોષોનો આરોપ મૂકી મારી ઈર્ષ્યા તમારે કરવી જોઈએ નહિ, કારણ કે હું તમારો પ્રિય છું. જો પ્રિય દુષ્ટ હોય તો તમે પોતે—ગોપીજન—પણ દુષ્ટ હોવાં જ જોઈએ. હું તમને પ્રિય છું, કારણ કે તમે બધાં મારો ત્યાગ કરી શકતાં નથી. વળી, તમે મને પ્રિય છો. જ્યાં નિરુપધિ પ્રીતિ હોય છે ત્યાં કૃતજ્ઞતા વગેરે ધર્મો હોતા નથી. જ્યાં ઔદાસીન્ય છે,—જ્યાં પ્રેમ નથી અને ઉપેક્ષાબુદ્ધિ હોય છે—ત્યાં જ કૃતજ્ઞતા વગેરે ધર્મો સંભવે છે. ૨૧

આ પ્રમાણે ગોપીજનોના મનનું સમાધાન કરીને ભક્તિમાર્ગનો વિરોધ દૂર કરવાને માટે ભગવાન् न पारयेऽहम् એ શ્લોકમાં તેમની સ્તુતિ કરે છે.

**न पारयेऽहं निरवद्यसंयुजां स्वसाधुकृत्यं विबुधायुषापि वः ।**
**या माभजन् दुर्जरगेहशृङ्खलां संवृश्च्य तद्वः प्रतियातु साधुना ॥ २२ ॥**

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धपूर्वार्धे रासक्रीडायां गोपी-
सान्त्वनं नाम एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

**निरवद्यसंयुजां** निर्दुष्टभजनयुक्तानाम् । **स्वसाधुकृत्यं** स्वप्रत्युपकारकरणम् । **विबुधायुषा** ब्रह्मायुषा । मन्वन्तरपरिमितायुषा वा । विशेषेण बुधानां ज्ञानिनामनन्तायुषा वा । **न पारये ।** भजनप्रत्युपकारयोर्वैसादृश्यात् । भवतीनां भजनं निष्कपटम्, अस्मद्भजनं सकपटमिति । न ह्यल्पजलस्यापि तुल्यं बह्वपि मरुमरीचिकाजलं भवति । सत्यभजनं तु ब्रह्मणोऽशक्यमेव, जीवधर्मत्वात् । तत्रापि विशेषमाह **या माभजन्निति ।** **दुर्जरा हि गेहशृङ्खला,** या जीर्यतोऽपि न जीर्यत इति । **तां संवृश्च्य** छित्वा । **याः** भवत्यः प्रसिद्धाः । **मा मामभजन् ।** यैः पूर्वं बद्धाः स्थिताः स्वार्थं तेषामर्थमात्मानं च मय्येव समर्पितवत्यः । बहिःशृङ्खला त्यक्तुमपि शक्या । न तु सर्वत आवृते गृहं शृङ्खला । एवमलौकिककर्त्रीणां यद् भजनं तद् भवतीनामेव **साधुना,** भावप्रधानो निर्देशः, **साधुत्वेन प्रतियातु**

---

तमे मारुं निर्दोष भजन करनारां छो. तमारा उपकारनो बदलो
ब्रह्माना आयुष्यथी पण हुं वाळी शकुं एम नथी. तोडवाने माटे बहु
कठिन एवी घररूपी शृंखलाने तोडी नाखीने तमे मारुं भजन कर्युं छे.
तमारा आ सत्कार्यनो बदलो तमारा संतोषथी ज थाव. २२

**निरवद्यसंयुजाम्** એટલે નિર્દોષ ભજનવાળાં. **स्वसाधुकृत्यम्** એટલે ગોપીજનો ઉપર પ્રત્યુપકાર કરવાની ક્રિયા. **विबुधायुषा** એટલે બ્રહ્માના આયુષ્યથી; અથવા તો મન્વન્તરના જેટલા આયુષ્યથી; અથવા તો વિશિષ્ટ જ્ઞાનીઓના અનન્ત આયુષ્યથી. આવા પ્રકારના આયુષ્યથી હું ઉપકાર વાળી શકું એમ નથી, કારણ કે ગોપીજનોએ કરેલું ભજન અને ભગવાને કરવાનો પ્રત્યુપકાર ભિન્ન પ્રકારનાં છે. તમે મારૂં જે ભજન કરો છો તે નિષ્કપટ છે, જ્યારે હું તમારૂં જે ભજન કરૂં છું તે કપટવાળું છે. મારવાડની ભૂમિમાં આવેલું ઝાંઝવાનું જળ બહુ હોય છતાં પણ વાસ્તવિક અલ્પ જળની તુલ્ય થઈ શકે નહિ. ભગવાનથી ખરેખરૂં ભજન તો થઈ શકે જ નહિ, કારણ કે સત્ય ભજન એ જીવનો ધર્મ છે. આમાં પણ વિશેષ જણાવતાં ભગવાન્ કહે છે કે **या मामजन्**. ખરેખર! ઘરરૂપી સાંકળ તોડવી બહુ કઠિન છે, માણસ ઘરડો થાય તો પણ તેની આ ઘરરૂપી સાંકળ તુટતી નથી. આવા પ્રકારની સાંકળને તોડીને તમે બધાં જે પ્રસિદ્ધ છો તેમણે મારૂં ભજન કર્યું છે. તમે બધાં પહેલાં આ સાંકળોથી બંધાએલાં હતાં. તે વખતે તમે તમારા અર્થને માટે અને તેઓના અર્થને માટે તમારો આત્મા મને જ સમર્પ્યો. બહારની લોઢાની સાંકળો છોડી પણ શકાય, પરન્તુ જ્યારે ચારે ય બાજુથી ઘેરાએલા હોઈએ છીએ ત્યારે ઘરરૂપી સાંકળ છોડી શકાતી નથી. આ પ્રમાણે અલૌકિક કાર્ય કરનારાં તમે મારૂં જે ભજન કર્યું છે તે ભજનનો બદલો સાધુત્વથી જ થાવ. **साधुना** એ પદ ભાવવાચક છે, એટલે તેનો અર્થ **साधुत्वेन** થાય છે. સાધુ પુરુષો તો ખરેખર! મહત્ કૃત્ય કરીને પોતે જાતે જ સંતુષ્ટ થાય છે, પ્રત્યુપકારની અપેક્ષા રાખતા નથી. આ કારણથી હું કોઈનું ભજન કરતો નથી, કારણ કે ભજન કરવું એ જીવનો ધર્મ છે. તેથી આગળ ઉપર પણ જો તમે જાતે જ સાધુકૃત્ય કરીને સંતુષ્ટ થાવ તો મારૂં ભજન કરજો; જો સંતુષ્ટ ન થાવ તો તમને જેમ સુખ લાગે તેમ વર્તજો એમ ભાવ છે; કારણ કે કોઈ પણ માણસ અશક્ય કાર્ય કરી શકતો નથી.

(ભક્તિમાર્ગનો વિરોધ દૂર કરવાને માટે ભગવાન્ આ શ્લોકમાં ગોપીજનોની સ્તુતિ કરે છે એમ આ શ્લોકના આરંભમાં શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી. આ વિષે શ્રીગોસ્વામિજી ટિપ્પણીમાં નીચે પ્રમાણે સ્પષ્ટતા કરે છે.

प्रत्युपकृतं भवतु । साधवो हि महत् कर्म कृत्वा स्वयमेव तुष्यन्ति, न तु प्रत्युपकारमपेक्षन्ते । अतो

---

વાદી શંકા કરે છેઃ—नाहं तु सख्यः એ વીસમા શ્લોકમાં जन्तु પદ આવેલું હોવાથી એમ કહે-વામાં આવ્યું કે ભગવાન્ સાધનમાર્ગીય ભક્તનું ભજન કરતા નથી. પ્રકૃત વિષયમાં ભગવાને ગોપીજનનું પરોક્ષ ભજન કર્યું એમ કહેવામાં આવ્યું, અને ગોપીજનોની ચિત્તવૃત્તિ ભગવાનમાં જ રહે તેટલા માટે ભગવાને ગોપીજનોનું જે પરોક્ષ ભજન કર્યું તેનું કારણ एवं मदर्थोज्झित વગેરે શબ્દોમાં આપવામાં આવેલું છે. તેથી ગોપીજનોએ ભગવાનનું જે ભજન કર્યું તે ભજનને અનુરૂપ ભગવાને ગોપીજનોનું ભજન કરવું ઉચિત છે, નહિ કે કોઈ પણ પ્રકારની મર્યાદા સ્થાપીને. જો ભગવાન્ કોઈ પણ પ્રકારની મર્યાદા સ્થાપે તો ભક્તિમાર્ગનો વિરોધ પ્રાપ્ત થાય. વળી, આવાં ગોપીજનોને ભગવાન્ પોતે દુઃખ આપે તે પણ ભક્તિમાર્ગથી વિરુદ્ધ છે.

સિદ્ધાન્તી ઉપરની શંકાનો પરિહાર કરે છેઃ—હે વાદી! તારી શંકા એવી છે કે સ્વામિનીઓએ ભગવાનનું જે પ્રકારે ભજન કર્યું તે ભજનને અનુરૂપ ભગવાને તેમનું ભજન કર્યું નહિ. ભક્તના ભજનને અનુરૂપ ભજન કરવું એ તો પ્રાવાહિકધર્મરૂપ છે. આ જ વાત ભગવાને પણ ये यथा मां प्रपद्यन्ते એ ગીતાના શ્લોકમાં કહી છે. આમ કહેવાનો ભગવાનનો આશય એ છે કે હું જે ફળ આપું તે ફળની આશા રાખનાર માણસ જે પ્રકારે મારું ભજન કરે છે તે પ્રકારનું તેને ફળ આપીને તેમાંથી હું મુક્ત થાઉં છું, અર્થાત્ નિશ્ચિન્ત થાઉં છું. ये यथा माम् એ શ્લોકનો આ જ અર્થ થાય છે કારણ કે તે શ્લોકમાં यथा અને तथा એ બે પદો મૂકવામાં આવેલાં છે અને તેથી ભક્તનું અને ભગવાનનું એમ બે ભજનના બે પ્રકારો પણ એક છે. પ્રકૃત વિષયમાં ગોપીજનો ભગવાનનું જે ભજન કરે છે તેમાં દાસ્ય પ્રકાર છે, અને દાસ્ય પ્રકાર એ ભક્તનો જ ધર્મ છે, ઈશ્વરમાં તે સંભવતો નથી. ઈશ્વર કદાચિત્ દાસ્ય પ્રકાર દર્શાવે તો તે પણ અનુકરણ જેવું છે. કદાચિત્ મહારાજા પ્રસન્ન થઈને પોતાના સેવકના અંગનું મર્દન કરે તો તેમ કરવાથી મહારાજા દાસ થતા નથી. તેવી રીતે પ્રકૃત વિષયમાં પણ રસને લીધે ભગવાન્ ગોપીજનોના ચરણકમળની પરાગ લે તો પણ ભગવાન્ પતિ જ રહે છે, દાસ થતા નથી. આમ હોવાથી ગોપીજનો ઉપર પ્રત્યુપકારનો સંભવ ક્યાં રહ્યો? ગોપીજનોના ભજનને અનુરૂપ ભગવાનનું ભજન શી રીતે સંભવે? તેથી સિદ્ધ થાય છે કે પ્રત્યુપકારની દૃષ્ટિએ 'ભગવાને ગોપીજનો ઉપર પ્રત્યુપકાર ન કર્યો' એ પ્રમાણે ભગવાનને દોષ આપવો નહિ, કારણ કે પ્રત્યુપકાર અશક્ય જ છે.

અહીં વાદી શંકા કરે છેઃ—તમે કહો છો તે પ્રમાણે હોય તો ભગવાને ગોપીજનોનું જે પરોક્ષ ભજન કર્યું તે બીલકુલ ઘટતું નથી. જેમના ભજનનો પ્રત્યુપકાર થઈ શકે એમ નથી એવાં ગોપીજનોનું પરોક્ષ ભજન કરીને તેમને ભગવાન્ દુઃખ આપે એ સંભવતું નથી.

સિદ્ધાન્તી શંકાનું સમાધાન કરે છેઃ—પ્રભુ રસાત્મક છે એ વાત નિર્વિવાદ છે. રસ સંયોગ અને વિપ્રયોગ એમ બે પ્રકારનો છે. જો આ બેમાંથી એક પ્રકાર ન હોય તો રસ સંપૂર્ણ થાય નહિ. તેથી ભગવાને ગોપીજનોને સંપૂર્ણ રસનું દાન કર્યું; અને પછીથી જ્યારે ગોપીજનોએ ભગવાન્ ઉપર દોષનો આરોપ મૂક્યો ત્યારે શૃંગારરસનો તે વ્યભિચારી ભાવ થયો. આ વ્યભિચારી ભાવની શાન્તિ ભગવાને વચનોથી કરી, કારણ કે ભગવાન્ ઉપર દોષ મૂકવો એ આગળ ઉપર રસનો જે અનુભવ થવાનો છે તેનો વિરોધી થાય છે (તેથી વચનોથી એ વ્યભિચારી ભાવની ભગવાને શાન્તિ કરી.) આ પ્રકારે સમજવાથી આ બાબતમાં કોઈ પણ જાતનું અઘટિત થયું નથી એમ જણાશે. આવાં ગોપીજનોને ભગવાને જે દુઃખ આપ્યું તે ભક્તિમાર્ગથી વિરુદ્ધ છે એ શંકાનું પણ ખંડન આ રીતે જ થઈ ગયું.

વાદી શંકા કરે છેઃ—આમ હોય તો પછી ગોપીજનોનું ભજન કરવાની ભગવાનની જે અશક્તિ છે તેમાં કારણ તો ભગવાનની ઈશ્વરતા છે અને તેથી આ બાવીસમા શ્લોકમાં ભગવાનની ઈશ્વરતાનું જ વર્ણન કરવામાં આવ્યું, ગોપીજનોની સ્તુતિ કરવામાં આવી નથી.

સિદ્ધાન્તી શંકાનું સમાધાન કરે છેઃ—જો કે ભગવાનની ઈશ્વરતાથી જ ઉપર જણાવ્યું તે પ્રમાણે ભગવાન્ ગોપીજનો ઉપર પ્રત્યુપકાર કરી શકતા નથી જ, છતાં પણ તર્ક કરીને ભગવાન્ કહે છેઃ જો કોઈ પણ રીતે, લીલાથી, મારામાં દાસ્ય આવે તો પણ હે ગોપીજનો ! તમારૂં નિરન્તર દાસ્ય કરવા છતાં પણ હું તમારા ઋણમાંથી મુક્ત થઈ શકીશ નહિ. આ પ્રમાણે ભગવાને ગોપીજનોની નિરવધિ શ્રેષ્ઠતા દર્શાવી, તો પછી આના આગળ બીજી કયી સ્તુતિ હોઈ શકે ? જો આ પ્રમાણે ન હોય તો ભગવાન્ **विबुधायुषापि**—બ્રહ્માના આયુષ્યથી પણ—એમ કહેત નહિ, કારણ કે **'स्वसाधुकृत्यं न पारये'**—તમારા ઉપકારનો બદલો હું વાળી શકું એમ નથી—એટલું જ કહેવાથી બધું પ્રયોજન સિદ્ધ થઈ જાય છે.

વાદી શંકા કરે છેઃ—અરે ! આ તો બીજા ભક્તોના જેવું જ જણાય છે. જુવો. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારની ઇચ્છા રાખનારાઓને જે આપવામાં આવે તે પ્રત્યુપકારરૂપ હોય છે, છતાં પણ જેમણે આત્યન્તિક ભક્તિયોગ પ્રાપ્ત કરેલો છે તેમને ભગવાનની સેવા વિના બીજા કોઈ પણ પદાર્થની અપેક્ષા રહેતી નથી તેથી તેમની બાબતમાં ભગવત્સેવા એ જ સ્વતંત્ર પુરુષાર્થ હોય છે એટલે ત્યાં કઈ વસ્તુ પ્રત્યુપકારરૂપ થઈ શકે ? ગોપીજનોની બાબતમાં પણ તેમને દાસ્ય વિના બીજા કોઈ પણ પદાર્થની અપેક્ષા નથી એટલે તેમાં પ્રત્યુપકાર સંભવતો નથી; એટલે બીજા ભક્તોની બાબતમાં અને ગોપીજનોની બાબતમાં શો તફાવત રહ્યો ?

સિદ્ધાન્તી શંકાનું સમાધાન કરે છેઃ—જે વસ્તુની ભક્તને ઇચ્છા હોય તે વસ્તુ આપીને પ્રત્યુપકાર સંભવતો નથી. જો અપેક્ષિત વસ્તુ આપવાથી જ પ્રત્યુપકાર થતો હોય તો સ્વલ્પ કામ કરીને અધિકની ઇચ્છા રાખનાર, અને અધિક કાર્ય કરીને સ્વલ્પની ઇચ્છા રાખનાર, એમની બાબતમાં તે નિયમનો ભંગ થાય છે. તેથી સ્વરૂપથી જ પૂર્વકૃતિને જે કાંઈ અનુરૂપ હોય તે ખોળવું. તેમાં અપેક્ષા હોય કે ન હોય એ વાત મહત્ત્વની નથી. સ્વામિનીઓએ કરેલા ભજનને અનુરૂપ ભજન ઈશ્વરમાં પણ સંભવતું નથી તો પછી જીવમાં શી રીતે સંભવે ? વાદીએ જે કહ્યું કે જેમણે આત્યન્તિક ભક્તિયોગ પ્રાપ્ત કરેલો છે ઇત્યાદિ, તેના સંબંધમાં કહેવાનું કે આત્યન્તિક ભક્તિયોગ પ્રાપ્ત કરનારા ભક્તો પહેલાં સકામબુદ્ધિથી અથવા નિત્ય કર્મની બુદ્ધિથી પ્રવૃત્ત થએલા, અને વચમાં ભગવાનના અનુગ્રહથી સેવારસનો અનુભવ થતાં બીજા બધા પદાર્થોની અપેક્ષા તે ભક્તોએ પોતાના સ્વાર્થને માટે છોડી દીધી, નહિ કે ભગવાનને માટે. તેથી ઉત્તરોત્તર તેવા પ્રકારની સેવા સિદ્ધ કરીને કેવળ ભગવત્સેવાથી જ સિદ્ધ થતું સુખ ભગવાન્ તે ભક્તોને આપે છે; અને આવા પ્રકારના સુખનું દાન તે જ ભગવાનનો ભક્તો ઉપર પ્રત્યુપકાર ગણાય છે. ગોપીજનોની બાબતમાં તો **त्वदुपासनाशाः** (ભાગ. ૧૦. ૨૯. ૩૮)—આપની સેવા કરવાની આશાથી,—**एवं मदर्थोज्झित** ઇત્યાદિ (ભાગ. ૧૦. ૨૯. ૨૧)—આ પ્રમાણે તમે મારે માટે જ લોક, વેદ અને સંબંધીઓનો ત્યાગ કર્યો છે—ઇત્યાદિ વાક્યોથી સ્પષ્ટ જણાય છે કે ભગવાનની પ્રાપ્તિ થઈ તે પહેલાં જ ગોપીજનોએ બધાંનો ત્યાગ કર્યો છે. પ્રભુમાં તેમનો સ્નેહ સહજ હતો, એટલે પ્રભુના સુખમાં પોતાનો ઉપયોગ થશે એમ માનીને તેમાં વચ્ચે જેટલા પ્રતિબન્ધો આવતા હતા તે દૂર કરીને પોતાનું ભગવાનને નિવેદન કર્યું. તેથી જ અઠ્ઠાવીસમા અધ્યાયમાં છેલ્લા શ્લોકમાં કોઈ રાજસતામસી ગોપીજન જે **यत्ते सुजातचरणाम्बुरुहं स्तनेषु** ઇત્યાદિ કહે છે તે ખરેખર ઘટે છે. વળી, તે જ કારણથી **एवं मदर्थोज्झित** ઇત્યાદિ શ્લોકમાં સ્વનો ત્યાગ પણ કહેવામાં આવેલો છે. સ્વાર્થને માટે બીજા બધા પદાર્થોનો ત્યાગ તો લૌકિક અને અલૌકિક પુરુષો કરે એ સંભવે છે, પણ કોઈ પણ રીતે સ્વનો ત્યાગ કોઈ કરી શકતું નથી. આ સ્વ પદનો અર્થ આત્મા કરવાનો છે. પોતાના આત્મામાં પોતાના આત્મા તરીકે ગોપીજનોને સ્નેહ ન હોવાથી જ તેનો તેમણે ત્યાગ કર્યો છે. પોતાનો આત્મા અને દેહ વગેરે ભગવાનને ઉપયોગી છે એ જ કારણથી ગોપીજનોને પોતાના આત્મા અને દેહ વગેરે ઉપર સ્નેહ થતો હતો. આ કારણથી ગોપીજનોને પોતાનો આત્મા ભગવાનને લીધે જ પ્રિય હતો, નહિ કે આત્માને માટે ભગવાન્, એમ સિદ્ધ થાય છે. ખણ્ડિતા, માનિની વગેરે નાયિકાઓની બાબતમાં પણ તે નાયિકાઓએ ભગવાનને માટે જે સુખ સિદ્ધ કરેલું તે સુખનો જ્યારે ભગ-

વાન્ અંગીકાર કરે નહિ ત્યારે જ ખણ્ડિતા નાયિકાને દુઃખ થાય, માનિનીને માન થાય. તેથી ભક્તો ભગવાનને માટે જે સુખ સિદ્ધ કરે છે તેનો બદલો કોણ વાળી શકે? ભગવાનને માટે સુખ સિદ્ધ કરવાનાં જે સાધનો હોય છે તે સાધનો ભગવાન્ પોતે મેળવી આપે અને ભક્તો ઉપર પ્રત્યુપકાર કરે એમ કોઈએ દલીલ કરવી નહિ; કારણ કે આ બાબતમાં ભક્તોનો ભાવ જ સાધનરૂપ છે; આ ભાવ પહેલેથી જ રહેલો છે, અને હમ્મેશાં એક જ પ્રકારનો અને નિત્ય હોવાથી સિદ્ધ થઈ શકે એવો નથી. વળી, ભાવના બળથી જ જે થાય છે તેમાં ભગવાનની કૃતિની અપેક્ષા રહેતી નથી, કારણ કે **वशे कुर्वन्ति मां भक्त्या**—ભક્તિથી ભક્તો મને વશ કરે છે—એ વાક્ય આમાં પ્રમાણ છે. વળી, **नैकात्मतां मे स्पृहयन्ति** (ભાગ. ૩. ૨૫. ૩૪)—મારા ભક્તો સાયુજ્યની સ્પૃહા કરતા નથી—એ પ્રમાણે કપિલદેવ આરંભ કરે છે, **पश्यन्ति ते मे** (ભાગ. ૩. ૨૫. ૩૫)—તેઓ મારાં દર્શન કરે છે—એ શ્લોકમાં કપિલદેવ કહે છે કે સેવારસ અને કથારસમાં આસક્તિવાળા ભક્તો ભગવાનના સ્વરૂપરસનો અનુભવ કરે છે; અને પછીથી કહે છે કે **भक्तिरनिच्छतो मे गतिमण्वीं प्रयुङ्क्ते** (ભાગ. ૩. ૨૫. ૩૬), અનન્ત આનન્દવાળાં સ્વરૂપોની ઇચ્છા ન રાખનારાઓને મારી ભક્તિ સાયુજ્ય આપે છે. અહીં ગોપીજનોના પ્રસંગમાં તો રસમાર્ગની રીતે અંગીકાર કરવામાં આવે છે એટલે એમની ઇચ્છાને પ્રતિકૂલ કૃતિ કોઈ પણ વખત સંભવતી નથી, કારણ કે તે રસ તેવી જાતનો જ છે. વળી, બીજા ભક્તોનો માર્ગ ધર્મમાર્ગ છે, જ્યારે ગોપીજનોનો માર્ગ ધર્મિમાર્ગ છે, એટલે જેમ આગીઓ અને સૂર્ય એ બેની વચ્ચેનો તફાવત વર્ણવી શકાય એવો નથી તેમ ધર્મમાર્ગ કરતાં ધર્મિમાર્ગમાં આટલો ફેર એમ શી રીતે કહી શકીએ? (કારણ કે બેની વચ્ચે ઘણો જ ભેદ રહેલો છે.) તેથી જ ભગવાને જે કહ્યું કે **न पारये**—હું તમારો બદલો વાળી શકું એમ નથી—તે ખરોબર છે.

ઘરરૂપી સાંકળ તોડવાનું કાર્ય ગોપીજનોના ભાવબળથી જ થયું છે, અને ભાવ કેવળ ભગવાનના અનુગ્રહથી જ પ્રાપ્ત થાય છે, એટલે ઘરની સાંકળ તોડવાનું કાર્ય પણ ભગવાને જ કરાવ્યું, તેથી જો કે ગોપીજનોની શ્રેષ્ઠતા સિદ્ધ થતી નથી, છતાં પણ ભગવાને આ ગોપીજનોને જ આ ભાવનું દાન કર્યું, બીજાને નહિ, એ દૃષ્ટિએ ગોપીજનોની શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે. આ કારણથી જ ગોપીજનોને જે ભાવનું દાન કરવામાં આવ્યું તેને જ ભગવાન્ પ્રત્યુપકારરૂપે વર્ણવે છે.

વાદી શંકા કરે છેઃ—જો આમ હોય તો પછી ભગવાન્ જે **न पारये** એમ કહે છે તે ખરોબર નથી; ઊલટું જ્યારે ભગવાને ગોપીજનોને આવા પ્રકારના ભાવનું દાન કર્યું ત્યારે તેનો બદલો ગોપીજનો વાળી શકે એ સંભવિત નથી, એટલે વિપરીત વાત ઉપસ્થિત થઈ. ભગવાને ગોપીજનો ઉપર બદલો વાળવાની વાત તો બાધી જ ગઈ, પણ ગોપીજનોએ ભગવાનનો બદલો વાળવો જોઈએ, પણ તે તો સંભવિત નથી, એટલે આખી પરિસ્થિતિ ઊંધી જ થઈ જાય છે.

સિદ્ધાન્તી શંકાનું સમાધાન કરે છેઃ—પ્રભુ સર્વ પૂર્ણ શક્તિઓવાળા છે છતાં પણ જ્યારે તે અમુક કાર્ય કરવાને અશક્ત હોય છે ત્યારે નિશ્ચય થાય છે કે તે કાર્ય જગતમાં કોઈ પણ રીતે થઈ શકે એવું નથી. ભગવાનની પાસે સર્વ પ્રકારનું સામર્થ્ય છે છતાં પણ તે બીજો ઈશ્વર કરી શકવાને માટે સમર્થ નથી. આ કારણથી જ પ્રભુએ કહ્યું છે કે 'અનન્ત હોવાથી મારાથી પણ ગણી શકાય એમ નથી.' તેવી જ રીતે આપણા ચાલતા પ્રસંગમાં પણ ગોપીજનોનો કેવળ ભાવ રસાત્મક હોવાથી ભગવદાત્મક છે, અને તેથી તેને અનુરૂપ વસ્તુ ન હોવાથી ભગવાનની પ્રત્યુપકાર કરવાની અશક્તિ હોય એમાં શંકાને સ્થાન નથી. આ પ્રમાણે જો ન માનીએ—અર્થાત્ બીજી અનુરૂપ વસ્તુ છે એમ માનીએ—તો ભગવાનનું ઈશ્વરત્વ જ ન રહે, કારણ કે તે પ્રમાણે માનવાથી **न तत्समश्चाभ्यधिकश्च दृश्यते**—ભગવાનના જેવો અથવા તેમનાથી અધિક એવો બીજો પદાર્થ જોવામાં આવતો નથી—એ શ્રુતિમાં વર્ણવેલું ભગવાનનું સ્વરૂપ નષ્ટ થઈ જાય છે. વળી, વાદીએ જે દૂષણ બતાવ્યું કે વિપરીત સ્થિતિ—ગોપીજનો ભગવાન્ ઉપર ઉપકાર કરી શકતાં નથી એ સ્થિતિ—ઉત્પન્ન થાય છે, તેનું સમાધાન આ પ્રમાણે છે. કર્મ, જ્ઞાન અને

मयि भजनं नास्ति, भजनस्य जीवधर्मत्वात् । अतोऽमेऽपि यदि स्वत एव सन्तुष्टाः, तदा भजत, नो चेत्, यथासुखं विधेयमिति भावः । न शशक्यं कश्चित् कर्तुं शक्नोतीति ॥ २२ ॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां
दशमस्कन्धविवरणे एकोनत्रिंशाध्यायविवरणम् ॥ २९ ॥

---

સાધનમાર્ગીય (મર્યાદામાર્ગીય) ભક્તિ એ ત્રણ ભગવાને જીવોને માટે કરી છે, જ્યારે ફલમાર્ગીય ભક્તિમાર્ગ પોતાને માટે પ્રકટ કર્યો છે; આ પ્રમાણે જો ન માનીએ તો પોતાના રસાત્મક સ્વરૂપાનન્દનો અનુભવ ન થાય; અને શ્રુતિ કહે છે કે तस्मादेकाकी न रमते—તેથી ભગવાન્ એકલા રમતા નથી—. તેથી ભગવાને ગોપીજનોને જે ભાવનું દાન કર્યું તે પણ પોતાને માટે જ કરેલું હોવાથી વાદીએ દર્શાવેલું દૂષણ સંભવતું નથી.

વાદી શંકા કરે છે:—અરે! આ પ્રમાણે તમે કહો છો તો પણ ભગવાન્ જે न पारये—હું બદલો વાળી શકું એમ નથી—એમ કહે છે તે ઘટિત નથી.

સિદ્ધાન્તી શંકાનું સમાધાન કરે છે:—હે વાદી! તું કહે છે તે બરોબર નથી. આ આનન્દ સ્વરૂપાત્મક છે છતાં પણ ગોપીજનો દ્વારા જ ભગવાનને તે આનન્દનો અનુભવ થાય છે, અને આ અનુભવાએલી વસ્તુ જ એવા પ્રકારની હોવાથી ભગવાન્ જે કહે છે કે न पारये—હું બદલો વાળી શકું એમ નથી—તે તો રસાત્મક આનન્દમય સ્વરૂપનું વર્ણન જ કરે છે. જેમ विस्मापनं स्वस्य च सौभगर्द्धेः—પોતાનું અને સમૃદ્ધિનું વિસ્મરણ કરાવ્યું—એ સ્થળે જેમ વસ્તુના સ્વરૂપનું વર્ણન કરવામાં આવેલું છે, તેમ આપણા ચાલતા પ્રસંગમાં પણ સમજવું, એટલે કોઈ પણ જાતની શંકા રહેશે નહિ.) २२



# अध्यायः ३०

त्रिंशत्तमे हरिः प्रीतो लीलां कामकृतामपि । इन्द्रादिदुर्लभां चक्रे स्वानन्दार्थमितीर्यते ॥ १ ॥
अस्याः सर्वोपकाराय फलश्रुतिरुदीर्यते । लौकिक्यपि यदा दृष्टिस्तदा सिद्धान्त ईर्यते ॥ २ ॥

હરિએ પ્રસન્ન થઈને ઇન્દ્ર વગેરે દેવતાઓને પણ દુર્લભ—વાસ્તવિક રીતે તો બ્રહ્મા વગેરેને પણ
દુર્લભ—એવી અલૌકિક પ્રકારે અને કામશાસ્ત્રમાં જણાવેલા લૌકિક પ્રકારે એમ બે પ્રકારની લીલા પોતાના
આનન્દને માટે લોકમાં પ્રકટ કરી; તેથી આ ત્રીસમા અધ્યાયમાં તે લીલાનું વર્ણન કરવામાં આવે છે.

(જો કે ભગવાનની આ લીલા અતિ ગુપ્ત રાખવા યોગ્ય હોવાથી તેનું વર્ણન કરવું ઉચિત નથી, છતાં
પણ પ્રભુએ લોકમાં પ્રકટ લીલા કરી તે કારણથી જ આ અધ્યાયમાં તે લીલાનું વર્ણન કરવામાં આવે છે.
આ પ્રમાણે જો ન હોય તો શ્રીમહાપ્રભુજી કારિકામાં इति પદ મૂકત નહિ અને માત્ર रासलीला ईर्यते
એટલું જ કહેત. આ લીલા બે પ્રકારની છે. એક તો અલૌકિક ચન્દ્રવાળી રાત્રીઓમાં અલૌકિક પ્રકારવાળી
લીલા, અને તેનું વર્ણન આ ત્રીસમા અધ્યાયના પચ્ચીસમા શ્લોક સુધી કરવામાં આવેલું છે. બીજી લીલા
કામશાસ્ત્રમાં જણાવેલા પ્રકારે લૌકિક ચન્દ્રવાળી રાત્રીઓમાં લૌકિક પ્રકારવાળી, અને તેનું વર્ણન આ
અધ્યાયના છવ્વીસમા શ્લોકમાં કરવામાં આવેલું છે. વિષયભોગમાં ઇન્દ્રનો અધિકાર હોવાથી મૂળ શ્લોકમાં
ઇન્દ્રનું નામ આપવામાં આવેલું છે; વસ્તુતઃ તો બ્રહ્મા વગેરે દેવોને પણ આ લીલા દુર્લભ છે. કામશાસ્ત્ર
પ્રમાણે કરવામાં આવતી લીલા લોકને અનુસરનારી છે; અને જ્યારે આ લીલા પણ ઇન્દ્ર વગેરે દેવોને
દુર્લભ છે તો પછી અલૌકિક લીલા તેમને દુર્લભ હોય તેમાં પૂછવું જ શું?) ૧

સર્વ પ્રકારના લોકો ઉપર ઉપકાર કરવાને માટે આ લીલાના ફળનું વર્ણન છેલ્લા શ્લોકમાં કરવામાં
આવે છે. આ લીલામાં લૌકિક દૃષ્ટિ રાખવામાં આવે ત્યારે તે વિષેનો સિદ્ધાન્ત પણ કહેવામાં આવે છે.

(જ્યાં ભગવાનની લીલાનું વર્ણન કરવામાં આવે છે ત્યાં ફળનું વર્ણન કરવું ઘટિત નથી—એમ જો
કોઈ શંકા કરે તો તેનું સમાધાન આ કારિકામાં કરવામાં આવે છે. જગતમાં કામનું વર્ણન કામ ઉત્પન્ન
કરનારૂં હોય છે એટલે કામની શંકાથી કોઈ વૈરાગ્યની ઇચ્છા રાખનારો પુરુષ ભગવાનની આ લીલાનું
શ્રવણ કરે નહિ; તેમ જ ભક્તિની ઇચ્છા રાખનારો પુરુષ પણ વિચાર કરે કે માતાઓની ગુપ્ત વાતો
સાંભળવી યોગ્ય નથી, કારણ કે એમ કરવાથી ચિત્તમાં વૈષમ્યરૂપી મહાન્ દોષ ઉત્પન્ન થાય, અને તેથી
તે પુરુષ પણ ભગવાનની આ લીલાનું શ્રવણ કરશે નહિ. હવે બાકી રહ્યા વિષયી પુરુષો, અને તે જ આ
લીલાનું શ્રવણ કરશે. આમ જો થાય તો ભગવાનની લીલાનું શ્રવણ કરવાનો અધિકાર હીન પુરુષોનો જ
રહેશે અને તેને પરિણામે ભગવલ્લીલાની ઉત્તમતા રહેશે નહિ. આ બધી શંકાઓ દૂર કરવાને માટે આ
અધ્યાયના છેલ્લા શ્લોકમાં ભગવલ્લીલાના શ્રવણનું ફળ વર્ણવવામાં આવ્યું છે. વિષયી માણસ પણ જો
વિષયની ભાવનાથી પ્રથમ ભગવલ્લીલાનું શ્રવણ કરે તો પણ ભગવલ્લીલાની કથાનો સ્વભાવ જ એવા પ્રકારનો
છે કે તે વિષયી માણસનો દોષ દૂર થઈ જાય છે અને તેને સ્વરૂપાનન્દરૂપી પરમ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે

જો કોઈ આ લીલાના સંબંધમાં ભગવાનમાં દોષ જુવે તો તેનો પણ નિર્ણય આ અધ્યાયના છેલ્લા
ભાગમાં પરીક્ષિતના પ્રશ્ન અને શુકદેવજીના ઉત્તરવડે કરવામાં આવે છે. ભગવાન્ રસાત્મક છે અને આ
બધાં ગોપીજનો ભગવાનના રસાત્મક સ્વરૂપમાં જ રહેલાં છે. ગોપીજનોનો ગોપો સાથે જો પ્રથમ વિવાહ
કરવામાં ન આવે તો રસસ્વરૂપ જ સંભવે નહિ, કારણ કે તે રસસ્વરૂપની મર્યાદા તે પ્રકારની છે. આવા
પ્રકારની બાબતમાં કોઈને એમ લાગે કે ભગવાન્ અને ગોપીજનો વિષયવાસનાથી પ્રવૃત્ત થએલાં છે
અને તેથી ભગવલ્લીલા અયોગ્ય છે. આવી શંકા કરનારની વાસ્તવિક રીતે તો ઉપેક્ષા જ કરવી યોગ્ય છે,
છતાં પણ પ્રભુ સર્વેના ઉદ્ધારક હોવાથી એવી શંકા કરનાર માણસની પણ જે પ્રકારે અલૌકિક બુદ્ધિ થાય
તે પ્રકારે કહેવું જોઈએ એમ પરીક્ષિતના પ્રશ્નનું તાત્પર્ય છે. શુકદેવજી, 'દુર્જનને પ્રથમ નમસ્કાર' એ
ન્યાય પ્રમાણે, લોકમતને અનુસરીને જ પરીક્ષિતના પ્રશ્નનો ઉત્તર આપે છે. જો આ પ્રમાણે ન માનીએ

रसात्मकस्तु यः कामः सोऽत्यन्तं गूढ एव हि । अतः शास्त्रं प्रवृत्तं हि तृतीयं भारतं तथा ॥ ३ ॥
अतोऽत्र भगवांश्चक्रे नृत्यं कारितवांस्तथा । सर्वाङ्गेषु तु यो लीनः स यथा व्यक्ततां व्रजेत् ॥ ४ ॥
जलं वायुश्च सामग्री श्रमात् शीताश्च जायते । अत्रैव लोके प्रकटमाधिदैविकमुत्तमम् ॥ ५ ॥

તો આગળ ગોપીનાં **तत्पतीनाम्** એ છત્રીસમા શ્લોકમાં ભગવાને પરસ્ત્રીનો સમાગમ કર્યો એ વાતનું ખંડન કરવામાં આવેલું હોવાથી પરસ્ત્રીસમાગમનો દોષ ભગવાનને લાગતો નથી, તેથી **तेजीयसां न दोषाय** એમ ત્રીસમા શ્લોકમાં દોષનો જે નિષેધ કરવામાં આવ્યો છે તે અઘટિત થઈ જાય, અને વળી **नैतत् समाचरेत्** ઇત્યાદિ જે એકત્રીસમા શ્લોકમાં કહેવામાં આવ્યું છે તે પણ અઘટિત થઈ જાય. તેથી **कृत एव वन्धः** એ પાંત્રીસમા શ્લોક સુધી શુકદેવજીએ લોકમતને અનુસરીને ઉત્તર આપ્યો છે, અને પછીથી છત્રીસમા શ્લોકથી વસ્તુસ્થિતિને અનુસરીને ઉત્તર આપ્યો છે એમ સ્પષ્ટ જણાય છે.) ૨

પણ જે રસાત્મક કામ છે તે ખરેખર અત્યન્ત ગૂઢ છે; તેથી તૃતીય શાસ્ત્ર—કામશાસ્ત્ર—અને ભરતનું નાટ્યશાસ્ત્ર પ્રવૃત્ત થયાં છે.

(આ કારિકામાં ભગવાનના અલૌકિક પ્રકારના રમણમાં નૃત્ય, બન્ધ વગેરે શા ઉપયોગમાં આવે છે તે કહેવામાં આવ્યું છે. ત્રણે ય લોકમાં આ રસાત્મક કામ ગુપ્ત છે. દેવો વગેરે પણ કામથી રસને ઉત્પન્ન કરીને તેનો અનુભવ કરે છે, પરન્તુ તેમનો કામ રસાત્મક નથી. તેમાં પણ તેઓ રસના થોડા જ ભાગનો અનુભવ કરે છે, રસનો અનુભવ કરી શકતા નથી. રસ એટલે આનન્દ, કારણ કે શ્રુતિ કહે છે કે બ્રહ્મના આનન્દની જરા માત્રા ઉપર જ આ બધાં પ્રાણીઓ જીવે છે. એટલે ભગવાન્ જે રસનો અનુભવ કરે છે તે રસ ત્રણે ય લોકમાં ન હોવાથી તેનું વર્ણન થઈ શકે એમ નથી, એટલે તે રસ ગુપ્ત કહેવાય છે. શ્રુતિ કહે છે કે ભગવાન્ રસ છે, એટલે ભગવાન્ જે રસનો અનુભવ કરે છે તે પોતાના સ્વરૂપથી ભિન્ન નહિ એવો આનન્દ જ છે. આ ગૂઢ રસાત્મક કામનું જ્ઞાન આપવાને માટે વાત્સ્યાયન મુનિએ કામશાસ્ત્ર રચ્યું અને ભરતમુનિએ નાટ્યશાસ્ત્ર રચ્યું. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરુષાર્થોમાં કામ ત્રીજો પુરુષાર્થ છે, તેથી કામશાસ્ત્રને તૃતીય શાસ્ત્ર કહેવામાં આવ્યું છે.) ૩

આ અલૌકિક રસાત્મક કામ ગૂઢ હોવાથી તેને પ્રકટ કરવાને માટે ભગવાને નૃત્ય કર્યું અને ગોપીજનો પાસે નૃત્ય કરાવ્યું. બધાં અંગોમાં ગુપ્ત રહેલો આ અલૌકિક રસાત્મક કામ પ્રકટ થાય તેટલા માટે બધા બન્ધોનો ઉપયોગ કરવામાં આવે છે. (કામ નાયકના સ્વરૂપમાં રહેલો છે, અને નાયિકાનાં બધાં અંગોમાં રહેલો છે એ પ્રમાણે કામશાસ્ત્ર કહે છે.) ૪

શ્રમથી અને શીતત્વથી જળ અને પવન એ બે રમણમાં સામગ્રી બને છે. (નૃત્ય અને બન્ધથી રસ જ્યારે પ્રકટ થાય ત્યારે ભોગ સિદ્ધ થઈ જ જાય છે, અને ભગવાને પોતાના સ્વરૂપથી જ ગોપીજનોને આનન્દનું દાન કરેલું છે તો પછી **तत्तश्च कृष्णोपवने** એ પચીસમા શ્લોકમાં વર્ણવેલાં જળ અને વાયુ એ બેનો રમણમાં ઉપયોગ ક્યાં રહ્યો? આ શંકાનું સમાધાન આ કારિકામાં કરવામાં આવે છે. રમણ બે પ્રકારનું હોય છે, એક જળમાં અને બીજું સ્થળ ઉપર. જળના રમણમાં જળ સામગ્રી હોય છે, જ્યારે સ્થળ ઉપરના રમણમાં પવન સામગ્રી હોય છે. સ્વામિની અને ભગવાન્ એ બેને રમણમાં શ્રમ થાય છે તેથી જ જળ અને પવન એ બે સામગ્રીનું કામ પડે છે. જળ અને પવન એ બેમાં રહેલા શીતત્વને લીધે જ તે બન્ને સામગ્રી થઈ શકે છે. કારિકામાં **जायते**—ઉત્પન્ન થાય છે, બને છે—એ જે પદ મૂકવામાં આવેલું છે તે ઉપરથી જણાય છે કે આ અપૂર્વ સામગ્રી ભગવલ્લીલાને માટે જ તે જ વખતે ઉત્પન્ન થાય છે. **शीत**નો અર્થ **शीतत्व** કરવો, અર્થાત् **शीतात्** એટલે **शीतत्वात्**. **सोऽम्भस्यलम्** એ ચોવીસમા શ્લોકમાં જલક્રીડા અને **तत्तश्च कृष्णोपवने** એ પચીસમા શ્લોકમાં સ્થલક્રીડા વર્ણવી છે.) ૪ફ

આ લોકમાં જ જીવોનું આધિદૈવિકરૂપ જે રીતે પ્રકટ થાય તે રીતે કામ નામનું ઉત્તમ અને ઉત્કૃષ્ટ સુખ કૃષ્ણ ભોગવે છે, બીજો કોઈ નહિ.

कामाख्यं सुखमुत्कृष्टं कृष्णो भुङ्क्ते न चापरः ।

---

(જીવોનું જે આધિદૈવિક રૂપ પ્રકટ થાય છે તે કામરહિત હોય છે, અર્થાત્ લૌકિક વાસનાત્મક લિંગ વિનાનું હોય છે, કારણ કે આ અધ્યાયના છેલ્લા શ્લોકમાં **हृद्रोगमाश्वपहिनोति**—તરત જ કામને દૂર કરે છે—એ પ્રમાણે કહેવામાં આવેલું છે. અર્થાત્ આધિદૈવિક રૂપ લૌકિક લિંગ વિનાનું જ છે. કામસુખને ઉત્તમ કહેવામાં આવ્યું છે તેનું કારણ એ કે તે ક્ષર અને અક્ષર એ બેથી ઉત્તમ છે, અર્થાત્ પુરુષોત્તમ-સ્વરૂપાત્મક છે. કામસુખને ઉત્કૃષ્ટ કહેવામાં આવ્યું છે તેનું કારણ એ કે તે મોક્ષસુખથી પણ ઉત્તમ છે. કામસુખ ભગવાનનું સ્વરૂપ જ હોવાથી ભગવત્સ્વરૂપ વિના બીજા કોઈથી તેનો ભોગ થઈ શકે એમ નથી. આ ભગવાને આ લીલા ભૂતલ ઉપર પ્રકટ કરી તેનું કારણ એ કે આ લોકમાં જ જીવોનું આધિદૈવિક રૂપ પ્રકટ થાય. જીવનું આધિદૈવિક રૂપ પ્રકટ થાય તો જ તે ભગવાનનું સાક્ષાત્ ભજન કરી શકે, અને સામાન્ય રીતે આ વ્યાપિવૈકુણ્ઠમાં બને છે. પરન્તુ ભગવાને કૃપા કરીને આ લોકમાં જ જીવો આધિદૈવિક રૂપ પ્રાપ્ત કરીને ભગવાનનું સાક્ષાત્ ભજન કરી શકે તેટલા માટે ભગવાને આ લીલા કરી છે એમ તાત્પર્ય છે. એટલું જ નહિ પણ જે કોઈ પણ માણસ ભગવાનની આ લીલાનું શ્રવણ કરે તે પણ આધિદૈવિક રૂપ પ્રાપ્ત કરીને ભગવાનનું સાક્ષાત્ ભજન કરી શકે છે.

વાદી શંકા કરે છેઃ—ભરતમુનિએ જે નાટ્યશાસ્ત્ર રચ્યું અને વાત્સ્યાયન મુનિએ જે કામસૂત્ર રચ્યું તે તો વાસ્તવિક રીતે જીવોને માટે છે, કારણ કે વાત્સ્યાયનના કામસૂત્રના છેલ્લા ભાગમાં કહેવામાં આવ્યું છે કે **तदेतद्ब्रह्मचर्येण परेण च समाधिना । विहितं लोकयात्रार्थं न रागार्थोऽस्य संविधिः ॥** (કામસૂત્ર ૭. ૨. ૫૭)—જગતનો વ્યવહાર ચલાવવા માટે બ્રહ્મચર્ય પાળી અને ઉગ્ર સમાધિ કરીને આ કામશાસ્ત્ર મેં રચ્યું છે; આ શાસ્ત્ર રાગને માટે નથી—; આ પ્રમાણે ભરતના નાટ્યશાસ્ત્રમાં પણ જોવામાં આવે છે; અને વળી એમ પણ કહેવામાં આવ્યું છે કે બ્રહ્માએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર વિષયો ઉપર એક લાખ અધ્યાયો રચ્યા છે. (જુઓ કામસૂત્ર ૧. ૧. ૫). આ પ્રમાણે હોવાથી જે જીવ કામશાસ્ત્ર અને નાટ્યશાસ્ત્રની રીત પ્રમાણે વર્તે તેને પણ ઉત્તમ આનન્દ મળે, એટલે ભગવાનની લીલામાં કોઈ જાતની વિશિષ્ટતા રહેતી નથી. ભગવલ્લીલામાં પ્રભુનું સ્વરૂપ જ વિશિષ્ટતા છે એમ જો કહેવામાં આવે તો તે પણ યોગ્ય નથી, કારણ કે પ્રભુ પ્રકટરસાત્મક હોવાથી રસને પ્રકટ કરનારી સામગ્રીનું પ્રયોજન રહેતું નથી. ભગવલ્લીલામાં રસને પ્રકટ કરનારી સામગ્રીનું વર્ણન કરવામાં આવેલું છે, તેથી ભગવાને પણ લોકને અનુસરીને લીલા કરી છે, પોતાના સ્વરૂપના પ્રાધાન્યથી લીલા કરી નથી. એટલે પ્રભુનું સ્વરૂપ ભગવલ્લીલામાં વિશિષ્ટતા છે એમ કહી શકાશે નહિ. વળી, જો ભગવલ્લીલામાં રસને પ્રકટ કરનારી રીતનો સ્વીકાર કરવામાં આવે તો રસનું ભગવદ્રૂપ નાશ પામે, અને જો ભગવદ્રૂપનો સ્વીકાર કરવામાં આવે તો રસને પ્રકટ કરનારી પદ્ધતિ વ્યર્થ થઈ જાય. આ પ્રમાણે બન્નેય રીતે દોષ પ્રાપ્ત થાય છે.

સિદ્ધાન્તી શંકાનું સમાધાન કરે છેઃ—હે વાદી, તું કહે છે તે યોગ્ય નથી. અહીં—નાટ્યશાસ્ત્ર અને કામસૂત્રમાં, અને આ કારિકામાં—ભગવાનના રસાત્મક સ્વરૂપનું જ વર્ણન કરવામાં આવ્યું છે. આ રસાત્મક સ્વરૂપ તેને પ્રકટ કરનારી સામગ્રી સાથે જ પ્રકટ થાય છે, કેવલ સ્વરૂપ પ્રકટ થતું નથી. આ પ્રમાણે જો ન માનીએ તો સ્વરૂપ રસાત્મક થાય નહિ, કારણ કે ભગવત્સ્વરૂપ જ તે પ્રકારનું છે. ભગવાનના આ રસાત્મક સ્વરૂપનું વિશેષ ભાન આપણને અજ્ઞાનને લીધે થઈ શકતું નથી, તેથી તેનું જ્ઞાન આપવાને માટે ભરત અને વાત્સ્યાયન મુનિએ નાટ્યશાસ્ત્રમાં અને કામશાસ્ત્રમાં ભગવાનનાં રસાત્મક સ્વરૂપનું વર્ણન કરેલું છે, દાખલા તરીકે, ભગવાને આ પ્રમાણે નૃત્ય કર્યું, આ પ્રમાણે રમણ કર્યું. જગતના જીવો તો જેમ બ્રહ્મનું વર્ણન કરનારી શ્રુતિને જીવ વિષે ઘટાવે છે તેમ ભગવાનના આ નૃત્ય અને રમણ એ બેને પણ જીવ વિષે ઘટાવે છે અને તે પ્રમાણે વર્તીને ઘણા દુઃખી થાય છે.

શ્રુતિમાં નીચે પ્રમાણે કહેવામાં આવેલું છે. **असद्वा इदमग्र आसीत्, ततो वै सदजायत; तदात्मानं स्वयमकुरुत, तस्मात्तत्सुकृतमुच्यते, यद्वैतत्सुकृतम्, रसो वै सः, रसं ह्येवायं लब्ध्वा आनन्दी भवति** (તૈત્તિરીય ઉપનિષદ્ ૨. ૭)—આ પહેલાં અસત્ હતું, તેમાંથી સત્ ઉત્પન્ન થયું; બ્રહ્મે પોતે પોતાની જાતને જગદ્રૂપે કરી, તેથી તે સુકૃત કહેવાય છે; જે છે તે ખરેખર સુકૃત છે, પરમાત્મા

ખરેખર રસ છે; જીવ આ રસ પ્રાપ્ત કરીને આનન્દ પામે છે—. આ પ્રમાણે શ્રુતિમાં પૂર્વ સૃષ્ટિને અસત્—ખરાબ—કહેવામાં આવ્યું છે, પછીથી બીજી સૃષ્ટિને સત્—સારી—કહેવામાં આવ્યું છે. બીજી સૃષ્ટિને સારી કહેવાનું કારણ એ કે તે સૃષ્ટિ બ્રહ્મનું સ્વરૂપ છે. તે બ્રહ્મ સુકૃત છે, સુકૃત રસ છે, અને રસ આનન્દરૂપ છે એમ પણ ઉપરની શ્રુતિમાં કહેવામાં આવ્યું છે. આ બીજી સૃષ્ટિમાં રસને પ્રકટ કરનારી સામગ્રી અને પદ્ધતિની જરૂર ન હોત તો ભગવાને પોતાના આત્માને જ પોતે સૃષ્ટિરૂપે પ્રકટ કર્યો છે એમ શ્રુતિ કહેત નહિ. જો આ બીજી સૃષ્ટિ અન્ય સર્વ સૃષ્ટિઓના જેવી જ હોત તો પહેલી સૃષ્ટિને અસાધુ—ખરાબ—કહેત નહિ, અને આ બીજી સૃષ્ટિને સાધુ—સારી—કહેત નહિ. જો શ્રુતિમાં કહેલો રસ મનોવિકાર અથવા લૌકિક રસ હોત તો ભગવાને પોતાના આત્માને જ સૃષ્ટિરૂપે પ્રકટ કર્યો અને રસ આનન્દરૂપ છે એમ શ્રુતિ કહેત નહિ. તેથી ભગવાનનું જે રસસ્વરૂપ છે તે રસને પ્રકટ કરનારી સામગ્રીવાળું છે એમ શ્રુતિને આધારે સિદ્ધ થાય છે.

વળી બ્રહ્મસૂત્રના **अनुकृत्यधिकरणमां** (બ્રહ્મસૂત્ર ૧. ૩. ૨૨–૨૩) સર્વ પદાર્થો ભગવાનનું અનુકરણ કરે છે એમ **तमेव भान्तमनुभाति विश्वम्**—જગત્ પ્રકાશમાન પરમાત્માનું અનુકરણ કરીને પ્રકાશે છે—એ વાક્યને આધારે સિદ્ધ કરવામાં આવ્યું છે. તેથી કામશાસ્ત્ર અને નાટ્યશાસ્ત્રમાં પણ જો લૌકિક રસનું પ્રતિપાદન કરવામાં આવે તો પણ તે લૌકિક રસનું સ્વરૂપ મૂળ ભગવદ્રસને અનુસરીને જ સિદ્ધ થાય છે, એટલે લૌકિક રસના દૃષ્ટાન્તથી ભગવદ્રસનું પણ અનુમાન થઈ જાય. આ લૌકિક રસ પરિમિત છે, કારણ કે શ્રુતિ કહે છે કે જીવો ભગવાનના આનન્દની એક માત્રા ઉપર જ જીવે છે; જ્યારે અલૌકિક ભગવદ્રસ અપરિમિત છે, કારણ કે તે પુષ્કળ અને વ્યાપક છે. લોકમાં પણ ભગવદ્રસના અનુકરણ તરીકે જ ભગવદ્રસનો આભાસ જ પ્રકટ થાય છે, ભગવદ્રસ પ્રકટ થતો નથી; તેથી જીવના લૌકિક રસને અવકાશ જ નથી. જો લૌકિક રસનો અનુભવ કરવામાં આવે તો પણ તેમાં ભગવદ્રસનો જરા પણ સંબંધ હોઈ શકતો નથી. ભરતમુનિએ અને વાત્સ્યાયન મુનિએ અનુક્રમે નાટ્યશાસ્ત્ર અને કામશાસ્ત્ર જે રચ્યું છે તે તો પરોક્ષ રીતે ભગવદ્રસનું જ્ઞાન આપવાને માટે જ છે. વાસ્તવિક રીતે તો પદ્મપુરાણના પાતાલખણ્ડમાં રામાશ્વમેધ પ્રસંગે શેષ અને વાત્સ્યાયનનો જે સંવાદ થએલો છે તે ઉપરથી જણાય છે કે વાત્સ્યાયન ઋષિ વૈષ્ણવ છે. તે જ પ્રમાણે ભરતમુનિ પણ વૈષ્ણવ છે, કારણ કે તેમણે નાટ્યશાસ્ત્રમાં કહ્યું છે કે જે માણસે નાટ્યશાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું છે તેને મોક્ષ મળે છે. વળી, હનુમાને પણ નાટ્યશાસ્ત્ર રચેલું છે, અને આ હનુમાન્ પોતે રામચન્દ્રજીનો પરમ ભક્ત છે. તેથી આવા મહાપુરુષોએ આ બધા ગ્રન્થો રચવામાં જે આટલો બધો પ્રયાસ કરેલો છે તે ધર્મ, અર્થ અને કામ એ જીવના ત્રણ પુરુષાર્થો માટે નથી, પણ ઉપર જણાવ્યું તે પ્રમાણે મોક્ષ મેળવવાનાં સાધનો દર્શાવવાને માટે છે.

વળી, વાત્સ્યાયન મુનિ કામશાસ્ત્રના સાંપ્રયોગિક નામના બીજા અધિકરણમાં કહે છે કે **ऋचां दशतयीनां चतुःषष्टिसंज्ञितत्वादिहापि तदर्थसम्बन्धात्पाञ्चालसम्बन्धाच्च बह्वृचैरेषा पूजार्थं संज्ञा प्रवर्तितेत्येके** (કામશાસ્ત્ર—૨. ૨. ૩)—દશ મંડલવાળા ઋગ્વેદને 'ચતુઃષષ્ટિ' કહેવામાં આવે છે; આ કામશાસ્ત્રમાં પણ ઋગ્વેદના અર્થનો સંબન્ધ હોવાથી અને પંચાલ, બાભ્રવ્ય વગેરે મહર્ષિઓએ કામશાસ્ત્રના વિષયની ચર્ચા કરેલી હોવાથી ઋગ્વેદીઓએ 'ચતુઃષષ્ટિ' નામની સંજ્ઞા આદર દર્શાવવાને માટે કામશાસ્ત્રને આપેલી છે એમ કેટલાક કહે છે—. આ પ્રમાણે સૂત્ર રચીને વાત્સ્યાયન મુનિ એમ કહેવા માગે છે કે આલિંગન, ચુંબન વગેરે દસ બાબતો ઋગ્વેદને આધારે જ સિદ્ધ કરવામાં આવેલી છે. **सर्वे वेदा यत्पदमामनन्ति**—બધા વેદો જે પદનું વર્ણન કરે છે—એ શ્રુતિ, અને **वेदैश्च सर्वैरहमेव वेद्यः**—બધા વેદો મારું જ વર્ણન કરે છે—એ સ્મૃતિ સિદ્ધ કરે છે કે વેદ ભગવાનનું વર્ણન કરે છે. કામશાસ્ત્રમાં વેદનો જ અર્થ છે અને વેદમાં ભગવાનનું વર્ણન છે એટલે આ કામશાસ્ત્ર વેદની માફક લીલાસહિત ભગવાનનું પરોક્ષ રીતે પ્રતિપાદન કરે છે એમ સ્પષ્ટ સમજાય છે. વળી, નાટ્યશાસ્ત્રમાં નૃત્ય અને સંગીતનો ઉપયોગ થાય છે; સંગીત વગેરે ગાન્ધર્વવિદ્યા સામવેદનો ઉપવેદ ગણાય છે; આ કારણથી પણ નાટ્યશાસ્ત્ર પણ લીલાસહિત ભગવાનનું જ વર્ણન કરે છે એમ સિદ્ધ થાય છે. માટે આ વિષયમાં કોઈ પણ પ્રકારની શંકાને સ્થાન નથી.) ૫૬

एवं पूर्वाध्याये तासां सर्वभावेन प्रमाणेन प्रमेयेन दुःखं दूरीकृतवान् । तद् दुःखमज्ञानवशेत्, तदैव दूरीकृतं भवति । अन्यथा भगवतैव दुःखं दत्तं स्यात् । अतो भगवता त्यक्त्वा न गतमिति न भगवान् दुःखे हेतुः, किन्त्वज्ञानमेव । अतो भगवद्वाक्यादज्ञाने गते तन्मूलकं दुःखमपि गतमित्याह इत्थमिति ।

श्रीशुक उवाच–इत्थं भगवतो गोप्यः श्रुत्वा वाचः सुपेशलाः ।
जहुर्विरहजं तापं तदङ्गोपचिताशिषः ॥ १ ॥

भगवतो वाचः श्रुत्वा विरहजं तापं जहुः । भ्रमादेवास्माकं विरहो जात इति । ननु वचनमात्रेण कथमज्ञाननिवृत्तिः, तत्राह भगवत इति । गोप्य इति विपरीतभावनानिवृत्त्यर्थम् ।

---

આ પ્રમાણે પાછલા અધ્યાયમાં ગોપીજનોનો ભગવાનમાં સર્વાત્મભાવ થવાથી ભગવાને પ્રમાણથી—नाहं तु सख्यः થી આરંભીને स्वः प्रतियातु साधुना સુધીનાં વચનોથી—, અને પ્રમેયથી—પોતાના પ્રકટ સ્વરૂપથી—તેમનું દુઃખ દૂર કર્યું. ગોપીજનોનું આ દુઃખ જો અજ્ઞાનને લીધે થયું હોય તો તો તે દુઃખ તે જ વખતે દૂર થઈ જાય. જો તેમનું દુઃખ અજ્ઞાનને લીધે ન હોય તો ભગવાને જ તેમને દુઃખ આપ્યું એમ થાય. તેથી ભગવાન્ ગોપીજનોનો ત્યાગ કરીને જતા રહ્યા નહિ; એટલે ગોપીજનોના દુઃખનું કારણ ભગવાન્ નથી પણ તેમનું પોતાનું અજ્ઞાન જ છે એમ સ્પષ્ટ થાય છે. તેથી ભગવાનનાં વાક્યોથી ગોપીજનોનું અજ્ઞાન જ્યારે દૂર થયું ત્યારે તે અજ્ઞાનનું કાર્ય દુઃખ પણ દૂર થઈ ગયું એમ इत्थम् એ શ્લોકમાં શુકદેવજી કહે છે. (ભગવાનનાં વચનો શબ્દરૂપ હોવાથી ગોપીજનોમાં જ્ઞાન ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે ભગવાનનાં વચનોથી ગોપીજનોનું અજ્ઞાન નાશ પામે છે અને તેથી વિરહરૂપી દુઃખ પણ નાશ પામે છે, અને પછીથી તેમનો તાપ દૂર થાય છે.)

શુકદેવજી કહે છે કેઃ—

આ પ્રમાણે ભગવાનની અતિ મનોહર વાણી સાંભળીને, ભગવાનના અંગોના સ્પર્શથી જેમના મનોરથો પૂર્ણ થયા છે એવાં ગોપીજનોએ વિરહથી ઉત્પન્ન થએલા તાપનો ત્યાગ કર્યો. १

ભગવાનનાં વચનો સાંભળીને ગોપીજનોએ વિરહથી ઉત્પન્ન થએલા તાપનો ત્યાગ કર્યો. તેમને જણાયું કે કેવળ ભ્રમથી જ અમને ભગવાનનો વિરહ થયો, (અને આ પ્રકારનું જ્ઞાન થતાં વાર જ ગોપીજનોનો તાપ નાશ પામ્યો. અહીં કોઈ શંકા કરે કે વિરહ એ શૃંગારરસનો બીજો પ્રકાર હોવાથી ભગવદ્રૂપ છે, એટલે તે ભ્રમથી ઉત્પન્ન થયો છે એમ શી રીતે કહી શકાય? આ શંકાનું સમાધાન આ પ્રમાણે છે. વાદી જે કહે છે તે વાત કેટલેક અંશે સત્ય છે. જે વિરહ ભગવદાત્મક છે તે જુદી જાતનો જ છે, અને તેનો કોઈ દિવસ નાશ થતો નથી; તે રસરૂપ છે. પણ જ્યાં ભક્તને એમ લાગે કે ભગવાન્ અમને છોડીને જતા રહ્યા અને તેથી ભગવાન્ સાથે અમારો સંબંધ નથી; જ્યાં ભક્તના હૃદયમાં ભગવાનની સ્ફૂર્તિ, અથવા તો ભગવાનનું રમણ, અથવા તો લીલાની સ્ફૂર્તિ સંભવતી નથી, પણ ભગવાન્ કૃતઘ્ન છે એ પ્રકારની બુદ્ધિ થતાં, ભગવાન્ પ્રકટ થએલા છે છતાં પણ તે ભક્ત સારી રીતે સુખ ભોગવી શકતો નથી; ત્યાં ભક્તને ભગવાનનો જે વિરહ થાય છે તે તેના અજ્ઞાનને લીધે જ થાય છે, અને તે અજ્ઞાન અને વિરહનો નાશ ભગવાનનાં વચનોથી થાય છે. ગોપીજનોને બન્ને પ્રકારના વિરહ હતા. તેમાં જે ભગવદાત્મક વિરહ હતો તે ભગવાન્ પ્રકટ થયા એટલે દૂર થઈ ગયો; અને જે અજ્ઞાનથી વિરહ હતો તે ભગવાનનાં વાક્યોથી નાશ પામ્યો એમ સમજવું. આ પ્રમાણે ગોપીજનોનો બીજા પ્રકારનો વિરહ અજ્ઞાનથી ઉત્પન્ન થએલો હોવાથી વાસ્તવિક ન હતો, અને તેથી જ ભગવાને કહ્યું છે કે 'તમારો તદ્દન વિયોગ કોઈ દિવસ મને થયો નથી'.)

અરે! ભગવાનનાં કેવળ વચનોથી ગોપીજનોનું અજ્ઞાન કેવી રીતે નાશ પામ્યું?—આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો શુકદેવજી કહે છે કે भगवतः, આ વચનો ભગવાનનાં છે. શ્લોકમાં જે गोप्यः

ननु ता वाचः कथं न मनसि सन्देहमुत्पादितवत्यः, तत्राह **सुपेशला** इति । अतिमनोहरा इति । मनसि विचिकित्सायामेव सन्देहः । शब्दस्वाभाव्यादेव मनसि सन्देहो न जातः । अतो **विरहजं तापं जहुः**, नास्माकं विरहो जात इति ज्ञातवत्यः । यथा स्वप्नादुत्थितः स्वाप्निकं दुःखं न मन्यते । तस्य भगवत **अङ्गैरुपचिता आशिषो** यासाम् । भगवत्कार्यव्यतिरेकेणैव भगवदवयवैरेव सर्वमनोरथाः पूरिताः ॥ १ ॥

एवं दुःखाभावसुखयोः प्रतिबन्धकं रूपेण वाचा च निवार्य स्वकर्तव्यमारभते **तत्रारभतेति** ।

---

પદ છે તે એમ સૂચવે છે કેમ ગોપીજનો નગરની સ્ત્રીઓ માફક ખોટા તર્ક કરનારી નથી. અરે! ભગવાનનાં તે વચનોએ ગોપીજનોના મનમાં સંદેહ કેમ ઉત્પન્ન ન કર્યો? (ભગવાનનાં વચનો ગોપીજનોના અનુભવથી વિરુદ્ધ હતાં અને એ વચનો કહેનાર ભગવાન્ વિશ્વાસ કરવા યોગ્ય હતા, એટલે સ્વાભાવિક રીતે સંદેહ થવો જ જોઈએ, તો પછી સંદેહ કેમ ઉત્પન્ન ન થયો?)—આ પ્રમાણે જો શંકા થાય તો શુકદેવજી કહે છે કે **સુપેશલાઃ**, અર્થાત્ ભગવાનનાં વચનો અતિમનોહર છે. મનમાં પરસ્પર વિરુદ્ધ જ્ઞાન થાય તો જ સંદેહ ઉત્પન્ન થાય. (આપણા ચાલતા વિષયમાં તો ભગવાનના વચનોના પ્રભાવથી ગોપીજનોને હમણાં લાગ્યું કે ભગવાન્ પહેલાં આપણી પાસે જ હતા; એટલે ગોપીજનોનો અનુભવનો વિરોધ ઉત્પન્ન થતો નથી, તેથી ભગવાનનાં વચનોમાં સંદેહને સ્થાન નથી.) ભગવાનના શબ્દો મનોહર છે, અને તે સ્વભાવને લીધે જ ગોપીજનોના મનમાં સંદેહ ઉત્પન્ન થયો નહિ (કારણ કે ભગવાનના શબ્દોની મનોહરતાને લીધે ભગવાને ગોપીજનોનું જે પરોક્ષ ભજન કર્યું હતું તેનો અનુભવ ગોપીજનોના મનમાં થવા લાગ્યો.) તેથી ગોપીજનોએ ભગવાનના વિરહથી ઉત્પન્ન થએલા તાપનો ત્યાગ કર્યો; અર્થાત્ તેમણે જાણ્યું કે અમને ભગવાનનો વિરહ થયો નથી. જેમ સ્વપ્નમાંથી જાગી જનાર માણસ સ્વપ્નમાં અનુભવેલા દુઃખને માનતો નથી તેમ ગોપીજનોએ ભગવાનથી થએલા વિરહને માન્યો નહિ. ભગવાનનાં અંગોથી પૂર્ણ થયા છે મનોરથો જેમનાં એવાં ગોપીજનો છે. અર્થાત્ ભગવાને ગોપીજનોને સ્પર્શ વગેરે ન કર્યો તો પણ ભગવાનના અવયવોથી જ ગોપીજનોના બધા મનોરથો પૂર્ણ થયા. (ઓગણત્રીસમા અધ્યાયના પંદરમા શ્લોકમાં એમ કહેવામાં આવ્યું છે કે હાસ્યસહિત લીલાયુક્ત દર્શનથી વિલાસ કરતી ભ્રુકુટીવડે ભગવાને કામને ઉદ્દીપન કર્યો, અને ગોપીજનો પોતાના ખોળામાં પધરાવેલા ભગવાનના ચરણોના સંબંધવાળા હસ્તોને લાડ લડાવતાં હતાં. તેથી ભગવાનની ભ્રુકુટી વગેરે, ચરણ અને હસ્ત એ અવયવોથી જ ગોપીજનોના બધા મનોરથો પૂર્ણ થયા. ઉપર જણાવેલા શ્લોકમાં આ બધાં વિશેષણો આપેલાં હોવાથી ભવિષ્યના રમણનું તે વિશેષણો દ્વારા—અવયવો દ્વારા—સૂચન કરીને જ ભગવાન્ વચનો બોલ્યા છે, તેથી ભગવાનનાં અવયવો પણ વચનનું અંગ બને છે, એટલે અવયવોથી પૂરાતા મનોરથો વાણીથી જ પૂર્ણ થાય છે એમ સિદ્ધ થાય છે. તેથી હવે પછીના શ્લોકની પ્રસ્તાવનામાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરશે કે ગોપીજનોના સુખમાં જે પ્રતિબન્ધ હતો તે ભગવાને વાણીથી દૂર કર્યો.) ૧

આ પ્રમાણે ગોપીજનોના દુઃખના અભાવમાં પ્રતિબન્ધ કરનારનું—દુઃખનું—ભગવાને સ્વરૂપવડે નિવારણ કરીને અને તેમના સુખમાં પ્રતિબન્ધ કરનારનું—અવયવોની કૃશતાનું—વચનોવડે નિવારણ કરીને ભગવાન્ પોતાના કર્તવ્યનો આરંભ કરે છે એમ **तत्रारभत** શ્લોકમાં વર્ણન કરવામાં આવે છે. (ઓગણત્રીસમા અધ્યાયના **सर्वास्ताः** ઇત્યાદિ નવમા શ્લોકમાં **तापं जहुः**—ગોપીજનોએ તાપનો ત્યાગ કર્યો—એમ કહેવામાં આવ્યું છે. ત્રીસમા અધ્યાયના પહેલા શ્લોકમાં પણ **तापं जहुः** એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. આ પ્રમાણે તાપ બે પ્રકારનો છે એમ સિદ્ધ થાય છે. પ્રતિયોગી પદાર્થ અભાવનો પ્રતિબન્ધક છે; દાખલા તરીકે ઘટ એ ઘટાભાવનો પ્રતિયોગી કહેવાય છે અને તેથી ઘટાભાવનો તે પ્રતિબન્ધક થાય છે. તે પ્રમાણે દુઃખાભાવનો પ્રતિબન્ધ કરનાર દુઃખ છે, અને તે દુઃખને **सर्वास्ताः** એ શ્લોકમાં તાપ કહેવામાં આવ્યું છે. આ તાપને ભગવાને પોતાના સ્વરૂપવડે દૂર કર્યો એમ **सर्वास्ताः** એ શ્લોકમાં કહેવામાં આવેલું છે, અને તેથી જ તે શ્લોકનાં સુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ગોપીજનોનું

तत्रारभत गोविन्दो रासक्रीडामनुव्रतैः ।
स्त्रीरत्नैरन्वितः प्रीतैरन्योन्याबद्धबाहुभिः ॥ २ ॥

गोविन्द इति । एतदर्थमेवेन्द्रो जातः । अतोऽसाधारणो भोगश्च तस्यावश्यक इति च ।
अनुव्रतैः स्त्रीरत्नैरन्वितः रासक्रीडामारभत । बहुनर्तकीयुक्तो नृत्यविशेषो रासः । रसस्याभिव्य-
क्तिर्यस्मादिति रसप्रादुर्भावार्थमेव हि नृत्यम् । रासे क्रीडा लीला खलु । क्रीडायां मनसो रसस्यो-
द्गमः । नृत्ये देहस्य । कामस्तु भोक्तृनिष्ठ इति स्वप्राधान्यम् । समाजेनापि रस उत्पद्यत इति एकवच-

---

અનિષ્ટ પણ જતું રહ્યું એમ શુકદેવજી जहुर्विरहजम् એ શબ્દોમાં કહે છે. હવે જે સુખનું વર્ણન કરવાનું
છે તે સુખમાં પ્રતિબન્ધ કરનાર અવયવોની કૃશતા વગેરે છે, અને આ કૃશતા વગેરેને આ અધ્યાયના
પહેલા શ્લોકમાં તાપ કહેવામાં આવ્યું છે; અને તેથી જ ગોપીજનોને तदङ्गोपचिताशिषः એ પ્રમાણે
વર્ણવવામાં આવ્યાં છે; અર્થાત્ ગોપીજનોનાં અવયવો ભગવાને વ્રતચર્યા પાળવાનું દાન કરીને ક્રમાક્રમ
વિના જ પૂર્ણ કર્યાં. ગોપીજનોના અવયવોની કૃશતા વગેરે જો હોય તો રસ ક્ષીણ થઈ જાય, માટે અવ-
યવોની કૃશતા વગેરે દૂર કરવાની જરૂર રહે છે. આ પ્રકારે બન્ને ય પ્રકારના તાપની નિવૃત્તિ ભગવાનના
સ્વરૂપના દર્શનથી અને તેમનાં વચનો શ્રવણ કરવાથી પોતાની મેળે જ સિદ્ધ થઈ ગઈ છે; બન્ને તાપ દૂર
કરવાને માટે ભગવાનને કોઈ જાતનો પ્રયત્ન કરવો પડ્યો નથી.)

પ્રસન્ન થએલાં, પરસ્પર હસ્ત ઝાલીને ઉભાં રહેલાં, ભગવાનને જે
રસ જોઈતો હોય તે રસને માટે ઉત્સુક થએલાં સ્ત્રીરત્નોથી વિંટળાયલા
ગોવિન્દે ત્યાં રાસક્રીડાનો આરંભ કર્યો. ૨

આને—આધિદૈવિક રૂપ પ્રકટ કરવાને—માટે જ ભગવાન્ ઈન્દ્ર થયા, તેથી તેમને અસાધારણ
ભોગની આવશ્યકતા છે. (આધિદૈવિક રૂપ પ્રકટ કરવાને માટે ભગવાને લીલા કરી, અને ભગવાન્ ગોવિન્દ
છે તે કારણથી પણ તેમણે લીલા કરી. ભગવાને ગોપીજનોનો અંગીકાર કરેલો હોવાથી તેમને ફલદાન
કરવાને માટે ભગવાને રાસલીલા કરવી જોઈએ. गोविन्द પદનો અર્થ ઈન્દ્ર થાય છે, અને इन्द् ધાતુનો
અર્થ પરમ ઐશ્વર્ય થાય છે, તેથી ભગવાનને અસાધારણ ભોગ આવશ્યક છે. गोविन्द इति चाव्ययाद्
એ વાક્યમાં જે च આવેલો છે તે ગોપેન્દ્ર, વ્રજેન્દ્ર, ગોકુલેન્દ્ર વગેરે નામોનો બોધ કરે છે; તેથી ભગ-
વાન્ ગોકુલેન્દ્ર હોવાથી તેના સંબંધવાળો અસાધારણ ભોગ તેમણે કરવો જોઈએ). ભગવાનને અનુસરતું
મત છે જેમનું એવા પ્રકારનાં સર્વોત્તમ સ્ત્રીઓથી—ગોપીજનોથી—વિંટળાયલા ભગવાને રાસક્રીડાનો
આરંભ કર્યો. બહુ નાચનારીઓ જેમાં છે એવું જે વિશિષ્ટ પ્રકારનું નૃત્ય તે રાસ કહેવાય છે, કારણ કે તે
નૃત્યથી રસ પ્રકટ થાય છે. નૃત્ય ખરેખર રસ પ્રકટ કરવાને માટે જ છે. રાસમાં પોતાની ક્રીડા—લીલા—
તે રાસક્રીડા. ક્રીડામાં માનસિક આનન્દ પ્રકટ થાય છે, અને નૃત્યમાં દેહનો આનન્દ પ્રકટ થાય છે, (નૃત્યને
રાસ પણ કહેવામાં આવે છે, તેથી રાસમાં દેહનો આનન્દ પ્રકટ થાય છે. આ પ્રમાણે ક્રીડા અને રાસ
એ બે વચ્ચે ભેદ છે. જો કે 'રસ' શબ્દથી ઓળખાતો આનન્દ મનમાં જ પ્રકટ થાય છે, છતાં પણ
ભગવાનના પદાર્થો અલૌકિક હોવાથી સચ્ચિદાનન્દરૂપ છે, તેથી આનન્દ બધે ય ઠેકાણે હોય છે, એટલે
દેહમાં પણ આનન્દ પ્રકટ થાય એ યોગ્ય છે.) (ક્રીડામાં નાયિકાનું પ્રાધાન્ય કહેવું જોઈએ છતાં પણ
ભગવાનનું પ્રાધાન્ય જે વર્ણવવામાં આવે છે તેનું કારણ દર્શાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) કામ તો
ભોક્તામાં રહેલો છે એટલે ભોક્તાનું—ભગવાનનું—પ્રાધાન્ય (गोविन्दः એ પદ દ્વારા) વર્ણવવામાં આવ્યું
છે. (રાસક્રીડા અનેક પ્રકારની છે છતાં પણ) આખા સમાજથી એક રસ ઉત્પન્ન થાય છે તેથી रास-
क्रीडाम् એમ એકવચન વાપરવામાં આવ્યું છે. જ્યારે સમાજ એકઠો થાય છે ત્યારે શેરડીના રસની માફક
અથવા તો ભક્તિરસની માફક કામરસ અને નૃત્યરસ પણ એક જ ઉત્પન્ન થાય છે, અર્થાત્ ભગવાન્

नम्। तदा हीक्षुरसवद् भक्तिरसवद्वा कामरसोऽप्युत्पद्यते । गोपिकानां रसयोग्यतामाह अनुव्रतैरिति । अनुव्रतं यासाम् । तासामपि रसोत्पादनमावश्यकमिति । यादृशो भगवतोऽभिप्रेतस्तादृश एवेति च । नन्वयं रसः अलौकिकः, न लौकिकेषूत्पद्यते, अतो व्यर्थ आरम्भः । न हि सिकतासमूहात् तैलमुत्पद्यत इति चेत्, तत्राह स्त्रीरत्नैरिति । स्वभावतः स्त्रियस्त्रिविधाः लोकभेदेन । तत्रापि मानुषीषु जातिभेदाश्चत्वारः, पद्मिन्यादयः । वासनाभेदाश्चतुर्दश, अश्वमहिष्यादयः । सर्वास्वेवैता रत्नभूताः । स्वासाधारणधर्मैस्तद्धर्मप्रकाशिकाः । अतः सर्वभावेन रसोत्पत्तियोग्यता । तैरन्वित इति । स्वयं नायकमणिः, तद्योग्या एते मणय इति । एकरसत्वाय च मेलनम् । अनेन रसप्रकटनार्थं शुल्कदा-

---

બધાંને એક કરીને ભોગ કરે છે. (જેમ બહુ શેરડીઓમાંથી રસ નીકળ્યો હોય તો પણ તે શેરડીના રસ તરીકે એક જ રસ કહેવાય છે, જેમ ભક્તિરૂપી અધરસુધારસ અનેક સ્વામિનીઓના મુખારવિન્દોમાંથી નીકળે છે છતાં પણ સુધારસ તરીકે તે એક જ હોય છે—અને આ કારણથી જ યન્તઃ પ્રવિષ્ટો ભગવાન્ એ કારિકામાં એકવચન જ વાપરવામાં આવેલું છે—, તેમ કામરસ પણ જો કે બધાં ગોપીજનોમાંથી નીકળેલો છે છતાં પણ કામરસ તરીકે તે એક જ છે.)

ગોપીજનો રસને માટે યોગ્ય છે એ દર્શાવવાને માટે શુકદેવજી કહે છે કે અનુવ્રતૈઃ—ભગવાનને અનુસરતું વ્રત છે જેમનું એવાં ગોપીજનો; તેથી તેમણે પણ રસ પ્રકટ કરવો જોઈએ. (જેમ ભગવાનને રમણ કરવાની ઉત્કણ્ઠા થવાથી રસ પ્રકટ કરવાની જરૂર પડી તેમ આ ગોપીજનોને પણ રમણ કરવાની ઘણી તીવ્ર ઇચ્છા હોવાથી રસ ઉત્પન્ન કરવાની જરૂર રહે છે. અથવા તો આવાં અનુવ્રત ગોપીજનો ઉપર ભગવાનની પરમ કૃપા હોવાથી ભગવાને રસ પ્રકટ કરવો જ જોઈએ.) (અનુવ્રત શબ્દનો બીજો અર્થ આપતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) જે પ્રકારનો રસ ભગવાનને ગમે છે તે પ્રકારનો જ રસ ગોપીજનોને પણ ગમે છે (અને તેથી ગોપીજનો ભગવાનને જે રસ અનુકૂલ થઈ પડે તે જ રસ પ્રકટ કરે છે.)

શંકાઃ—અરે! આ રસ અલૌકિક છે, અને તે લૌકિક અવયવોમાં રહેતો નથી, તેથી આ બધો આરંભ વ્યર્થ છે; રેતીના ઢગલામાંથી કાંઈ તેલ નીકળવાનું નથી. (પાદન્યાસૈઃ એ આઠમા શ્લોકમાં જણાવેલા પ્રકારે બધા અવયવોમાંથી રસ બહાર કાઢવાને માટે રાસનો આરંભ થાય છે. તેથી ગોપીજનોનો આત્મા અલૌકિક હોવા છતાં તેમનાં અવયવો તો લૌકિક છે; નહિ તો જુદા જુદા અવયવોને ઉદ્દેશીને કરવામાં આવતો પદ્મિની વગેરે વ્યવહાર આ ગોપીજનોને લિધે થાય નહિ. કામશાસ્ત્રમાં પણ પદ્મિની વગેરે શબ્દોનું જ્ઞાન આપવાને માટે લૌકિક અવયવોને ઉદ્દેશીને જ પદ્મિની વગેરે સંજ્ઞાઓનું લક્ષણ આપવામાં આવ્યું છે. તેથી આ અલૌકિક રસ લૌકિક અવયવોમાં રહેતો નથી.)

સમાધાનઃ—ઉપરની શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે સ્ત્રીરત્નૈઃ. સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણ લોકના ભેદથી સ્વભાવથી સ્ત્રીઓ ત્રણ પ્રકારની છે: તેમાં પણ મનુષ્યલોકની સ્ત્રીઓના પદ્મિની વગેરે ચાર જાતિભેદો છે, અને અશ્વના સ્વભાવવાળા વગેરે ચૌદ વાસનાભેદો છે. આ બધી ય સ્ત્રીઓમાં આ ગોપીજનો રત્નરૂપ છે; અર્થાત્ આ ગોપીજનો પોતાના પદ્મિની વગેરે અસાધારણ ધર્મોથી તે તે ધર્મોને પ્રકટ કરે છે. તેથી ગોપીજનો સર્વભાવથી રસની ઉત્પત્તિને માટે યોગ્ય છે. (ગોપીજનોના પદ્મિની વગેરે અસાધારણ ધર્મોમાંથી જરાક પણ ધર્મ જો લૌકિક સ્ત્રીઓના લૌકિક અંગોમાં મૂકવામાં આવે તો તે અંગોમાં પણ તે ધર્મ પદ્મિની વગેરેનો ધર્મ પ્રકટ કરે છે. આથી કાંઈ પદ્મિની વગેરે ધર્મ લૌકિક સ્ત્રીઓનો ધર્મ થતો નથી, પરંતુ તે તો આ ગોપીજનોના અવયવોનો જ ધર્મ રહે છે. જેમ શ્રી, પુષ્ટિ વગેરેનો જરાક પણ ભાગ લૌકિક પદાર્થોમાં સ્થાપન કરવામાં આવે અને તેથી તે લૌકિક પદાર્થો શ્રી, પુષ્ટિ વગેરે ધર્મોવાળા છે એમ કહેવામાં આવે છે, વાસ્તવિક રીતે તો શ્રી, પુષ્ટિ વગેરે લૌકિક પદાર્થોની શક્તિઓ નથી, પણ ભગવાનની જ શક્તિઓ છે; તેમ પદ્મિની વગેરે ધર્મો ગોપીજનોના જ છે, લૌકિક સ્ત્રીઓના નથી.)

सिका भगवते दत्ता इति यदुक्तं तदपि समर्थितम् । नन्वेते जीवाः, भगवानानन्दमयः, कथं वैषम्याद्रसोत्पत्तिरिति चेत्, तत्राह प्रीतैरिति । ता अपि भगवत्सदृश्यो जाताः, सर्वतः प्रीता इति । तासामभिनिवेशप्रकारमाह अन्योन्याबद्धबाहुभिरिति । ताः परस्परम् आ समन्तादुभयतः बद्धौ बाहू यासाम् । न तु भगवता सह ॥ २ ॥

भगवान् पुनः हस्तमण्डलाद्बहिःस्थितो यथा सम्बध्यते, तथा सन्निवेशमाह रासोत्सवः सम्प्रवृत्त इति ।

रासोत्सवः सम्प्रवृत्तो गोपीमण्डलमण्डितः ।
योगेश्वरेण कृष्णेन तासां मध्ये द्वयोर्द्वयोः ।
प्रविष्टेन गृहीतानां कण्ठे स्वनिकटं स्त्रियः ॥ ३ ॥
यं मन्येरन्, नभस्तावद्विमानशतसङ्कुलम् ।
दिवौकसां सदाराणामौत्सुक्यापहृतात्मनाम् ॥ ४ ॥

---

આવા પ્રકારનાં—રત્ન જેવાં—ગોપીજનોથી વિંટળાયલા ભગવાન્ છે. ભગવાન્ પોતે નાયકમણિ છે, અને આ બધાં ગોપીજનો ભગવાનને યોગ્ય મણિઓ છે. (જેમ કંકણો વગેરે આભરણોમાં રહેલાં રત્નો ચકચકાટરૂપી પોતાના અસાધારણ ધર્મોથી કંકણો વગેરે આભૂષણોમાં પણ પોતાનો ચકચકાટ પ્રકટ કરે છે, તેમ સ્ત્રીઓના રત્નરૂપી આ ગોપીજનો પણ ભગવાનમાં પોતાના અસાધારણ ધર્મો પ્રકટ કરે છે.) એક રસને માટે ભગવાન્ અને ગોપીજનો એક બીજાની સાથે મળ્યાં છે. આ પ્રમાણે જ્યારે ક્રીડાને માટે—અર્થાત્ કામને માટે—ભગવાન્ ગોપીજનોની સાથે મળ્યા છે એમ જે કહેવામાં આવ્યું તે ઉપરથી 'રસ પ્રકટ કરવાને માટે શુક્લરસિકાઓ કામે ભગવાનને આપી' એમ જે પહેલાં કહેવામાં આવ્યું છે તેનું પણ સમર્થન થઈ ગયું.

શંકાઃ—અરે ! આ ગોપીજનો તો જીવ છે, જ્યારે ભગવાન્ આનન્દમય છે, તેથી તે બે વચ્ચે સરખાપણું ન હોવાથી રસની ઉત્પત્તિ શી રીતે થઈ શકે ?

સમાધાનઃ—ઉપરની શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે प्रीतैः તે ગોપીજનો પણ ભગવાનના જેવાં જ થએલાં હતાં; (અર્થાત્ પ્રેમ એ આનન્દનો ધર્મ હોવાથી ગોપીજનો આનન્દરૂપ—ભગવદ્રૂપ—થયાં); એટલે બધી રીતે તે પ્રસન્ન થએલાં હતાં.

ગોપીજનોની આસક્તિ કેવા પ્રકારની હતી તે દર્શાવતાં શુકદેવજી કહે છે કે अन्योन्याबद्धबाहुभिः. ગોપીજનોએ પરસ્પર સંપૂર્ણ રીતે બન્ને બાજુએ હાથ ઝાલ્યા હતા, ભગવાનની સાથે હાથ ઝાલ્યો ન હતો. ૨

ભગવાન્ તો ગોપીજનોના હસ્તમંડલની બહાર ઉભા રહીને જે પ્રકારે તેમના સંબંધમાં આવે તે પ્રકારે ઉભા એમ रासोत्सवः संप्रवृत्तः ઇત્યાદિ શ્લોકમાં (गृहीतानां कण्ठे એ ભાગ સુધીમાં) શુકદેવજી કહે છે.

ગોપીજનોના મંડળોથી શોભા પામતો રાસોત્સવ યોગેશ્વર કૃષ્ણે શરૂ કર્યો: બે બે ગોપીજનો વચ્ચે યોગેશ્વર કૃષ્ણે પ્રવેશ કર્યો, ગળામાંથી તેમને પકડ્યાં, અને ગોપીજનોએ ભગવાન્ પોતાની પાસે જ છે એમ માન્યું. તે સમયે પોતાની સ્ત્રીઓ સાથે આવેલા અને જેમની બુદ્ધિ ઉત્સુકતાથી હરાઈ ગઈ હતી એવા દેવોનાં સેંકડો વિમાનોથી આકાશ ભરાઈ ગયું હતું. ૩–૪

सर्वेषामेव गुणभावात् रसप्राधान्यात् **रासोत्सव एष सम्यक् प्रवृत्तः** । **उत्सवो** नाम मनसः सर्वविस्मारक आह्लादः । उत्सवत्वसम्पादनाय सजातीयानेकरसोत्पादनार्थं विशेषमाह **गोपीमण्डलमण्डित** इति । **गोपीनां मण्डलै**रनेकविधैर्मण्डितः । उत्सवोऽप्यनेकविधैर्ब्राह्मणादिमण्डलैर्मण्डितो भवति । अत्रापि तुल्यस्वभावा रसार्थमेकीकृताः पृथङ्मण्डलभाजः । तैरपि मण्डितः । पोषकाश्च रसास्तत उत्पादिता इति उत्तरोत्तरमण्डलैः पूर्वपूर्वरसः पोष्यत इति नायं रसोन्यत्र भवितुमर्हति । सम्यक्प्रवृत्तिर्निरन्तरमाविर्भावः । ननु कालकर्मस्वभावानां प्रतिबन्धकत्वादनेकत्र जायमानो रसः कथमेकीभवति, तत्राह **योगेश्वरेणे**ति । स हि सर्वोपायवित् । सर्ववस्तुषु विद्यमानं भगवदैश्वर्यादिकं योग एवोद्घाटयतीति साधनेषु योगः प्रधानम् । तत्रैश्वर्ये सर्वत्रैव मूलभूतो रस उत्पादयितुं शक्यत इति सिद्धमेव । किञ्च । **कृष्णो**ऽयमिति । स्वयमेव सदानन्दः । उद्भूतोऽग्निः सर्वत्रैवाग्निं लीनं जनयितुं शक्नोति । तस्य भगवतस्तासु सन्निवेशप्रकारमाह **तासां मध्ये द्वयोर्द्वयो**रिति । मण्डलीकृता यावत्यो गोप्यः **तासां** द्वयं द्वयं भिन्नतया भावनीयम् । द्वित्वद्वयस्य नैकाधिकरणता भाव्या । अतो

---

રાસલીલામાં બધી જ વસ્તુઓ—કામલીલામાં આવતી ભેટવું ઇત્યાદિ વસ્તુઓ—મુખ્ય ન હોવાથી અને તેમાં રસ મુખ્ય હોવાથી રાસોત્સવનો જ સારી રીતે આરંભ થયો. ઉત્સવ એટલે બધી વસ્તુઓને ભૂલાવે એવો મનનો આનન્દ. ઉત્સવ સિદ્ધ કરવાને માટે—રાસથી ઉત્પન્ન થતો આનન્દ બીજા બધા પદાર્થો ભૂલાવી દે તેટલા માટે—એક જ જાતનો અનેક રસ ઉત્પન્ન કરવાને માટે જે વિશિષ્ટ પ્રકાર હતો તે દર્શાવતાં શુકદેવજી કહે છે કે **गोपीमण्डलमण्डितः**, ગોપીજનોનાં અનેક પ્રકારનાં મંડળોથી શોભા પામતો રાસોત્સવ. ઉત્સવ પણ અનેક પ્રકારનાં બ્રાહ્મણ વગેરેનાં મંડળોથી શોભા પામે છે. અહીં રાસમાં પણ સરખા સ્વભાવવાળાં ગોપીજનોને રસને માટે એકઠાં કરવામાં આવ્યાં હતાં અને તેમને જુદાં જુદાં મંડળો બનાવ્યાં; આ મંડળોથી પણ રાસોત્સવ શોભતો હતો. રાસોત્સવને પોષણ આપનારા રસો પણ રાસોત્સવમાંથી જ ઉત્પન્ન કરવામાં આવ્યા હતા, એટલે ઉત્તરોત્તર ગુણવાળાં મંડળોથી પૂર્વે પૂર્વે ગુણવાળા રસનું પોષણ થાય છે, તેથી આ રસ બીજે કોઈ સ્થળે હોઈ શકતો નથી. રાસોત્સવની સારી પ્રવૃત્તિ એટલે નિરન્તર આવિર્ભાવ.

અરે! કાળ, કર્મ અને સ્વભાવ એ ત્રણ પ્રતિબન્ધ કરનારાં હોવાથી અનેક સ્થળે ઉત્પન્ન થતો રસ કેવી રીતે એક થઈ શકે? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે **योगेश्वरेण**. યોગેશ્વર ભગવાન્ તો ખરેખર બધા ઉપાયો જાણનારા છે. બધી વસ્તુઓમાં રહેલા ભગવાનના ઐશ્વર્ય વગેરે ધર્મોને ફક્ત યોગ જ પ્રકટ કરે છે, એટલે બધાં સાધનોમાં યોગ મુખ્ય છે. યોગમાં પણ બધાય સ્થળમાં રહેતો મૂળ રસ ઐશ્વર્યમાં ઉત્પન્ન કરી શકાય છે એ વાત તો સિદ્ધ જ છે. વળી, આ—યોગેશ્વર ભગવાન્—તો કૃષ્ણ છે, પોતે જ સદાનન્દ છે. પ્રકટેલો અગ્નિ સર્વ સ્થળે ગુપ્ત રહેલા અગ્નિને ઉત્પન્ન કરી શકે છે. (**समन्हुतं घातकम्** એ શ્લોકમાં વર્ણન કરવામાં આવેલાં કાળ, કર્મ અને સ્વભાવ એ તત્ત્વો ભગવદ્રૂપ છે, પ્રાકૃત કાળ, કર્મ અને સ્વભાવ ત્યાં નથી એમ તો પહેલાં જ કહેવામાં આવેલું છે. વળી, અગ્નિનું જે દૃષ્ટાન્ત ઉપર આપવામાં આવ્યું છે તેનું કારણ એ કે **तासामाविरभूत् शौरिः** એ બીજા શ્લોકનાં સુબોધિનીજીના આરંભમાં જ કહેવામાં આવ્યું છે કે ગોપીજનોની મધ્યમાં પણ ભગવાન્ 'કૃષ્ણ જ થયા', અને આ પ્રમાણે કહેવાનું રહસ્ય એ કે ભગવાને ગોપીજનોની અંદર પોતાનો આનન્દ સ્થાપ્યો.)

ભગવાન્ ગોપીજનોની મધ્યમાં કેવી રીતે ઉભા રહ્યા તે દર્શાવતાં શુકદેવજી કહે છે કે **तासां मध्ये द्वयोर्द्वयोः** મંડળાકારે ઉભાં રહેલાં જેટલાં ગોપીજનો હતાં તેમાંનાં બબ્બે ગોપીજનોનું યૂથ ભિન્ન છે એમ જાણવું. બબ્બે ગોપીજનોનાં બે યૂથોમાં એક ભગવાન્ છે એમ ન માનવું. (બે ગોપીજનોની ભાવના કરીને શ્રીકૃષ્ણની ભાવના કરવી, પછીથી ફરી બે ગોપીજનોની ભાવના કરીને શ્રીકૃષ્ણની ભાવના કરવી. આ પ્રમાણે ભાવના કરવાથી બધાં ગોપીજનોની એક બાજુએ ભગવાન્ ઉભા રહેલા હોય છે અને તેમની

मण्डलमध्ये यत्र हस्तद्वयग्रन्थिस्तत्र भगवदुदरं यथा भवति तथा भगवानुत्थितो जातः । तथोद्गतस्तो-
भयत्र सम्बन्धमाह **द्वयोर्द्वयोर्मध्ये प्रविष्टेन** भगवता **कण्ठे गृहीतानामिति** । हस्तद्वयेन पार्श्वस्थि-
तयोः कण्ठे ग्रहणम् । एवं षोडशगोपिकानामष्ट कृष्णा भवन्ति । अन्यथा रसाभासः स्यात् । कृष्ण-
द्वैविध्यप्रतीतेः । इममेवार्थमाह **स्वनिकटं स्त्रियः यं मन्येरन्निति** । स्वस्यैव निकटे, न त्वन्यासाम् ।
स्वसम्मुखस्थितगोपिकाकण्ठालिङ्गितभगवद्दर्शनमपि भगवदिच्छया तासां न जायत इति । प्रयोजनार्थं
हि रूपकरणम् । तदर्थसङ्ख्यैव प्रयोजनं भवतीति न समसङ्ख्या मृग्या । 'यावतीर्गोपयोषित' इत्यत्र
समसङ्ख्यां भगवतो वक्ष्यति । यत्तु कैश्चिदुक्तं 'अङ्गनामङ्गनामन्तरे माधवः' इति, तत्रापि सवि-

---

साથે ગોપીજન ક્રીડા કરે છે; જ્યારે ભગવાનની ડાબી બાજુએ એક ગોપીજન ઉભેલાં છે અને તેમની
સાથે ભગવાન્ ક્રીડા કરે છે, જમણી બાજુએ પણ એક ગોપીજન ઉભેલાં છે અને તેમની સાથે ભગવાન્
ક્રીડા કરે છે. આ પ્રમાણે ભગવાનનું એક સ્વરૂપ બે ગોપીજનો સાથે ક્રીડા કરે છે. બે ગોપીજનોના યૂથમાં
ભગવાનનું એક સ્વરૂપ હોય છે; બીજાં બે ગોપીજનોના યૂથમાં ભગવાનનું બીજું સ્વરૂપ હોય છે. તેથી
એક ગોપીજનની ડાબી બાજુએ અને બીજાં ગોપીજનની જમણી બાજુએ ભગવાન્ ઉભા રહેલા છે.
શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે બબ્બે ગોપીજનોનાં યૂથો ભિન્ન ભિન્ન છે એમ ભાવના કરવી. આ ઉપરથી
સ્પષ્ટ જણાય છે કે જપ વગેરે કરતી વખતે હમ્મેશાં જ આ પ્રકારના સ્વરૂપનું સ્મરણ કરવું.)

તેથી ગોપીજનોના મંડળમાં જ્યાં બે હાથ જોડાએલા રહે છે ત્યાં ભગવાનનું ઉદર—પેટ—આવે
તેવી રીતે ભગવાન્ ઉભા થયા. આ પ્રકારે પ્રકટ થએલા ભગવાનનો બન્ને બાજુએ સંબંધ થયો એમ દર્શા-
વતાં શુકદેવજી કહે છે કે બબ્બે ગોપીજનોની વચમાં દાખલ થઈને ભગવાને ગોપીજનોને કંઠમાં પકડ્યાં;
અર્થાત્ ભગવાને પોતાના બે હાથ વતી પાસે ઉભેલાં બે ગોપીજનોને ગળામાંથી પકડ્યાં. આ પ્રમાણે સોળ
ગોપિકાઓની વચમાં આઠ કૃષ્ણ પ્રકટ થયા. આ પ્રમાણે જો ન માનીએ, અને એમ માનીએ કે સોળ
ગોપીજનોના મંડળમાં સોળ કૃષ્ણ છે અથવા ચાર કૃષ્ણ છે, તો રસાભાસ થઈ જાય, કારણ કે કૃષ્ણ બે
પ્રકારના જણાય. (જ્યારે સોળ કૃષ્ણ હોય તો એકજ ગોપીજનની બે બાજુએ ભગવાન્ પ્રકટ થાય, અને
ભગવાનનાં બે સ્વરૂપોની સાથે એક ગોપીજનનો સંબંધ થતાં રસાભાસ થાય. આ પ્રમાણે સોળ ગોપી-
જનોના મંડળમાં સોળ કૃષ્ણ એ પક્ષનું ખંડન કરવામાં આવ્યું. હવે સોળ ગોપીજનોના મંડળમાં ચાર
કૃષ્ણ પ્રકટ થયા એ બીજા પક્ષનું ખંડન કરવામાં આવે છે.) આ જ અર્થ—સોળ ગોપીજનોના મંડળમાં
આઠ કૃષ્ણ પ્રકટ થયા એ અર્થ—શુકદેવજી **स्वनिकटं स्त्रियः यं मन्येरन्** એ શબ્દોમાં કહે છે. બધાં
ગોપીજનોએ ભગવાન્ પોતાની પાસે જ છે, બીજાની પાસે નથી, એમ માન્યું. (જો સોળ ગોપીજનોના
મંડળમાં ચાર કૃષ્ણ પ્રકટ થાય તો સોળ ગોપીજનોમાંથી આઠ ગોપીજનોને ભગવાનની સાથે સંબંધ થાય
નહિ, અને તેથી મૂળ શ્લોકમાં જે એમ કહેવામાં આવ્યું છે કે ગોપીજનોએ—બબ્બે ગોપીજનોનાં
દરેક યૂથે—એમ માન્યું કે ભગવાન્ અમારી પાસે છે, બીજાની પાસે નથી, તે વાતને વિરોધ આવે છે.
માટે મૂળ શ્લોકની સાથેનો વિરોધ દૂર કરવાને માટે આપણે અવશ્ય માનવું જોઈએ કે સોળ ગોપી-
જનોના મંડળમાં આઠ કૃષ્ણ પ્રકટ થયા છે એ પક્ષ યોગ્ય છે.) (સોળ ગોપીજનોનું એક મંડળ હોય છે.
એવાં અનેક મંડળો છે. તેમાં સોળ ગોપીજનો ભગવાનની કળારૂપ છે. આ સોળ કળારૂપી ગોપીજનો
સાથે શ્રીવૃન્દાવનચન્દ્ર ભગવાન્ પ્રકટ થયા છે. આ કારણથી જ સોળ જ ગોપીજનોની ગણના કરવામાં
આવી છે, અને તેટલાં જ ગોપીજનોનું એક મંડળ થાય છે એમ વર્ણન કરવામાં આવ્યું છે. દશમસ્કન્ધના
તામસ પ્રકરણમાં અગીઆરમા અધ્યાયમાં વૃન્દાવન જવાને પ્રસંગે **गोपवृद्धः** ઇત્યાદિ દસમા શ્લોકથી
માંડીને તે **राममाधवयोर्नृप** એ પચીસમા શ્લોક સુધીના સોળ શ્લોકોની સોળ સંખ્યા સૂચવે છે કે
સોળ કળાથી પૂર્ણ ભગવાન્ શ્રીકૃષ્ણ વૃન્દાવનના ચન્દ્ર તરીકે શોભી રહ્યા છે. અહીં ફળપ્રકરણમાં જે કહે-
વામાં આવ્યું કે સોળ ગોપીજનોનું એક મંડળ થાય છે તે ઉપર જણાવેલી વૃન્દાવનચન્દ્રની ભાવનાને
વધારે સ્પષ્ટ કરે છે.)

सर्गः पाठो ज्ञेयः । द्विवचने बहुवचनप्रयोगश्च । अन्यदेव वा तन्मण्डलं, न भागवतोक्तम् । मध्ये वेणुनादस्योक्तत्वात् । अत्र तु रसार्थं नृत्यमिति । गानार्थमपेक्षायामपि देवैरेव तत्सिद्धिः । 'मध्ये मणीनां हैमाना'मित्यत्र तु दर्शनार्थमुक्तत्वाद् गोपिकानां देवानां च दर्शनं तथैवेति नानुपपन्नं किञ्चित् ।

---

પોતાની સામે ઉભેલાં બીજાં ગોપીજનોના ગળે વળગેલા ભગવાનનાં દર્શન પણ ભગવાનની ઈચ્છાથી ગોપીજનોને થયાં નહિ. અમુક પ્રયોજનને માટે ભગવાન્ પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે. આ પ્રયોજન અડધી સંખ્યાથી—આઠથી—જ સિદ્ધ થઈ જાય છે એટલે સોળ ગોપીજનોના જેટલી કૃષ્ણની સોળ સંખ્યાની અહીં જરૂર રહેતી નથી. यावतीर्गोपयोषितः (ભાગ. ૧૦. ૩૦. ૨૦), જેટલાં ગોપીજનો તેટલાં ભગવાનનાં સ્વરૂપ, એ પ્રમાણે આગળ ગોપીજનોના જેટલી જ ભગવાનના સ્વરૂપોની સંખ્યા શુકદેવજી કહેશે.

(ભલે, અહીં ભગવાનના સ્વરૂપની આઠ સંખ્યાં હો; પરંતુ ભક્તોને જે પ્રત્યક્ષ થાય છે તે પ્રમાણ હોવાથી અને બિલ્વમંગલને ગોપીજનોના જેટલાં જ ભગવાનનાં સ્વરૂપોનું દર્શન થવાથી સોળ ગોપીજનોના મંડળમાં ભગવાનનાં આઠ જ સ્વરૂપ હોય છે એમ નિશ્ચયથી શી રીતે કહી શકાય? આ શંકાનું સમાધાન કરતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે કે) કેટલાક જે કહે છે કે अङ्गनामङ्गनामन्तरे माधवः—દરેક ગોપીજનની પછી કૃષ્ણ છે—તેમાં પણ વિસર્ગવાળો પાઠ જાણવો. (કારણ કે સમય જતાં મૂળ પાઠમાં ફેરફાર થએલો લાગે છે, અર્થાત् अङ्गना अङ्गना अन्तरे माधवः એમ ખરો પાઠ હોવો જોઈએ. અહીં अङ्गनाः એ જે બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે તે મહત્ત્વ દર્શાવવાને માટે છે, ખરી રીતે તે દ્વિવચનના અર્થમાં છેઃ એટલે તેનો અર્થ એ થાય કે બબ્બે ગોપીજનોની વચમાં કૃષ્ણ છે.) દ્વિવચનને બદલે બહુવચનનો પ્રયોગ કરવામાં આવેલો છે, અથવા તો શ્લોકનો પ્રચલિત પાઠ પ્રમાણ તરીકે સ્વીકારીએ તો ગોપીજનોનું અને ભગવાનનું તે રાસમંડળ જુદું જ છે, ભાગવતમાં વર્ણવવામાં આવ્યું છે તે નહિ, કારણ કે વચમાં વેણુનાદનું વર્ણન છે. અહીં તો—ભગવાનના રાસમંડળમાં તો—રસને માટે નૃત્ય છે એટલે વેણુનાદનું વર્ણન કરવામાં આવ્યું નથી. ગાનને માટે વેણુનાદની જો જરૂર પડે તો પણ દેવો જ ગાન સિદ્ધ કરશે, એટલે વેણુનાદની આવશ્યકતા રહેતી નથી.

(આ અધ્યાયના વીસમા શ્લોકમાં એમ કહેવામાં આવે છે કે જેટલાં ગોપીજનો તેટલાં જ ભગવાનનાં સ્વરૂપો, અર્થાત્ ગોપીજનોના જેટલી જ ભગવાનનાં સ્વરૂપોની સંખ્યા છે. વળી સાતમા શ્લોકમાં એમ કહેવામાં આવે છે કે 'જેમ સુવર્ણના મણિઓની વચમાં મોટો મરકતમણિ શોભે છે તેમ ગોપીજનોની વચમાં ભગવાન્ શોભતા હતા'. અર્થાત્ બહુ ગોપીઓની વચમાં ભગવાનનું એક જ સ્વરૂપ નૃત્ય કરે છે. પહેલાં જે કહેવામાં આવ્યું કે બબ્બે ગોપીજનો વચ્ચે ભગવાનનું એક સ્વરૂપ છે તેનાથી ઉપર જણાવેલી બાબત વિરુદ્ધ છે; તો તે વિરોધ કેવી રીતે દૂર થઈ શકે? આનું સમાધાન કરતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) मध्ये मणीनां हैमानाम् એ સાતમા શ્લોકમાં જે વર્ણન આપવામાં આવ્યું છે તે દર્શનને માટે આપવામાં આવેલું છે. દેવોએ અને ગન્ધર્વોએ ગોપીજનોને તે પ્રકારે જ જોયાં એટલે તેમાં કાંઈ અઘટિત નથી. (જેમ અહીં પણ ભગવદિચ્છાને લીધે સામે ઉભેલાં ગોપીજનને કંઠે વળગેલા ભગવાનનાં દર્શન થતાં નથી, તેમ यावतीर्गोपयोषितः એ વીસમા શ્લોકમાં દેવોને ગોપીજનોના જેટલાં જ ભગવાનનાં સ્વરૂપોનાં દર્શન થયાં; તેથી કરીને આ શ્લોકમાં વર્ણવેલા રાસક્રીડામાં પણ તેટલી જ—ગોપીજનોના જેટલી જ—ભગવાનના સ્વરૂપોની સંખ્યા જોઈએ એમ સિદ્ધ થતું નથી. પહેલાં જે પ્રકારે ભગવાને ગોપીજનોના મંડળમાં રૂપ ધારણ કરીને પ્રવેશ કર્યો તે પ્રમાણે શુકદેવજીએ આ શ્લોકમાં

एवं रसार्थं सर्वसामग्र्यामुक्तायां स रसः प्रादुर्भूतः सर्वेषां भविष्यतीति देवादयः सर्वे अलौकिकज्ञान-
युक्ता दर्शनार्थमागता इत्याह, नभस्तावदिति । तावन्नभो विमानशतसङ्कुलमासीत् । मण्डपे हि
नृत्तं रसजनकम् । अन्यथोपरि वैचित्र्यं न स्यात् । तदर्थमपि विमानशतेन सङ्कुलम् । यथा रसोत्पा-
दनार्थं स्त्रियः पुरुषाश्च सम्बद्धाः नानाबन्धयुक्ताः चित्रे स्थाप्यन्ते तदर्थं भगवता ते चित्रप्रायाः
स्थापिताः । अत एवाग्रे 'औत्सुक्यापहृतात्मनाम्' इति वक्ष्यति । स्वलीलार्थं सर्वं तथा प्रेरयतीति न
औत्सुक्येनान्यथासिद्धिः । तासां रसग्रहणार्थमागमनम्, भगवदिच्छा तु चित्रार्थम् । विमानस्थितान्
तत्सम्बन्धिनो वर्णयति दिवौकसामिति । स्वर्ग एव स्थानं येषाम् । सदाराणामिति तेषां भावान्तर-
व्युदासार्थम् । स्त्रीणामुपसर्जनत्वं तासां भावार्थम् । स्वर्गस्थिता रसाभिज्ञा रसयोग्याश्च भवन्तीति ।
नन्वीश्वरलीला न द्रष्टव्येति कथं तेषां दर्शनार्थं प्रवृत्तिः, तत्राह औत्सुक्यापहृतात्मनामिति । औत्सु-
क्येन विचाररहितलीलाक्षिप्तमनसा अपहृत आत्मा स्वरूपं बुद्धिर्वा येषाम् । अतः स्वधर्मादेव
प्रवृत्ताः, न तु भगवद्धर्मं विचारितवन्तः ॥ ४ ॥

---

મણિઓની વચમાં મોટો મરકતમણિ શોભે છે તેમ ગોપીજનોની વચમાં ભગવાન્ શોભે છે. દેવોએ તો
ચારે બાજુ ઉભાં રહેલાં ગોપીજનોનાં જ દર્શન કર્યાં, પણ તેમની કોઈ પણ અંતરંગ લીલાનાં દર્શન કર્યાં
નથી એમ સિદ્ધ થાય છે. )

આ પ્રમાણે રસ પ્રકટ કરવાને માટે સર્વ સામગ્રી વર્ણવવામાં આવી. આ બધી સામગ્રી તૈયાર
થતાં તે અલૌકિક રસ બધાંયને (પોતાના અધિકાર પ્રમાણે) પ્રકટ થશે તેથી અલૌકિક જ્ઞાનવાળા દેવો
વગેરે સર્વે ભગવાનનાં દર્શન કરવાને માટે આવ્યા એમ શુકદેવજી नभस्तावत् એ શબ્દોમાં કહે છે. તે
સમયે આકાશ સેંકડો વિમાનોથી ભરાઈ ગયું. મંડપમાં નૃત્ય કરવામાં આવે તો તે ખરેખર રસ ઉત્પન્ન
કરે છે. જો આકાશ વિમાનોથી ભરાઈ ગએલું ન હોત તો ઉપર વિચિત્રતા જણાત નહિ. તેથી વિચિત્રતા
સિદ્ધ કરવાને માટે પણ (દેવોએ આવીને) આકાશને સેંકડો વિમાનોથી ભરી દીધું. જેમ રસ ઉત્પન્ન
કરવાને માટે સ્ત્રીઓ અને પુરુષો અનેક પ્રકારના બન્ધ સાથે ચિત્રમાં જોડાયેલાં ચીતરવામાં આવે છે તેમ
રાસક્રીડામાં પણ રસ પ્રકટ કરવાને માટે ભગવાને દેવોને લગભગ ચિત્રના જેવા બનાવી દીધા. આ જ
કારણથી શુકદેવજી આગળ કહેશે કે औत्सुक्यापहृतात्मनाम्. (અરે ! ઉત્સુકતાથી તો ભગવાનનાં
દર્શન થાય છે, તો પછી તેનાથી—ઉત્સુકતાથી—દેવોના આત્મા શી રીતે હરાઈ ગયા ? આ શંકાનું સમા-
ધાન કરતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) ભગવાન્ પોતાની લીલાને માટે સર્વને તે તે પ્રકારે પ્રેરે છે,
એટલે દેવોની ઉત્સુકતાથી અન્યથા સિદ્ધિ નથી, અર્થાત્ દેવોમાં ઉત્સુકતા હતી છતાં પણ તેઓ દોડીને
ભગવાનની પાસે આવી શક્યા નહિ. દેવો તો ગોપીજનોના રસનું ગ્રહણ કરવાને માટે આવ્યા છે, પણ
ભગવાનની ઇચ્છા તો તેમને ચિત્ર જેવા બનાવી દેવાની છે.

હવે શુકદેવજી दिवौकसाम् એ પદવડે વિમાનોમાં બેઠેલા મિથુનરસના સંબંધવાળા દેવોનું વર્ણન
કરે છે. દેવો दिवौकस् કહેવાય છે, કારણ કે સ્વર્ગમાં જ તેમનું સ્થાન છે. દેવો પોતાની સ્ત્રીઓ સાથે
આવ્યા છે એમ કહેવાનું તાત્પર્ય એ કે દેવોને બીજો કોઈ ભાવ નથી. सदाराणाम् એ પદમાં સ્ત્રીઓ
ગૌણ બને છે; તેનું તાત્પર્ય એ કે દેવોને ગોપીજનોનો ભાવ છે. અર્થાત્ સ્વર્ગમાં રહેનારા રસ જાણનારા
અને રસને યોગ્ય હોય છે.

અરે ! ઈશ્વરની લીલાનાં દર્શન કરવાં જોઈએ નહિ, તો પછી ભગવલ્લીલાનાં દર્શનને માટે દેવો
કેમ આવ્યા ? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે औत्सुक्यापहृतात्मनाम्. ઉત્સુકતાથી—
વિચાર વિના લીલાથી ખેંચાએલા મનથી—હરાઈ ગયો છે આત્મા—સ્વરૂપ અથવા બુદ્ધિ—જેમનો એવા
દેવો. (ઉત્સુકતાથી દેવોનું મન વિચાર વિનાનું બન્યું હતું અને લીલાથી ખેંચાએલું હતું, એટલે તેમનો
આત્મા—સ્વરૂપ અથવા બુદ્ધિ—હરાઈ ગયો.) તેથી દેવો પોતાના ધર્મથી જ ભગવલ્લીલાનાં દર્શન કરવા
આવ્યા છે, તેમણે કાંઈ ભગવદ્ધર્મનો વિચાર કર્યો નથી. ૪

ततो नृत्यारम्भे यद् भाव्यं तज्जातमित्याह तत इति ।

ततो दुन्दुभयो नेदुर्निपेतुः पुष्पवृष्टयः ।
जगुर्गन्धर्वपतयः सस्त्रीकास्तद्यशोऽमलम् ॥ ५ ॥

आदौ दुन्दुभिवादनम् । 'परमा वा एषा वाग् या दुन्दुभौ' इतिश्रुतेः । ततः प्रथमतः पुष्पवृष्टिर्मङ्गलार्था । पुष्पाञ्जलिः प्रसिद्धः । आगतो रसः तदधिष्ठाता वा पूज्यत इति । नानाविधानां पुष्पाणां भिन्ना वृष्टय इति बहुवचनम् । ततो गानं साधारणं जातमित्याह जगुर्गन्धर्वपतय इति । भगवान् श्रोष्यतीति उत्तमैरेव गानम् । गन्धर्वपतयो विश्वावसुप्रभृतयः । ते ह्यधिकारिण इति नटानामिव तेषां दर्शनं न दोषाय । अन्यथा भगवद्धस्तस्थितेन्द्रादीनामपि दोषत्वं स्यात् । 'अर्थद्रव्यविरोधेऽर्थो बलीयान्' इति न्यायात् । तथापि तेषामन्यथाबुद्धिः सम्भाव्येतेति विशेषणमाह सस्त्रीका इति । वैषयिकदोषव्यावृत्त्यर्थमाह अमलं तद्यश इति । तद्धि मलनिवर्तकम् । अतो न तासां तेषां वा तत्कालोपयोगिपदार्थादतिरिक्तो भाव उत्पद्यते ॥ ५ ॥

---

પછીથી નૃત્યના આરંભમાં જે થવાનું તે થયું એમ ततः ઇત્યાદિ શ્લોકમાં શુકદેવજી કહે છે.

પછી દુન્દુભિઓનો નાદ થયો, પુષ્પવૃષ્ટિઓ થઈ, સ્ત્રીઓની સાથે
ગન્ધર્વપતિઓએ ભગવાનના નિર્મલ યશનું ગાન કર્યું. ૫

શરૂઆતમાં દુન્દુભિ વાગ્યાં, કારણ કે શ્રુતિ કહે છે કે 'દુન્દુભિમાં જે વાણી છે તે શ્રેષ્ઠ છે'. પછી પહેલાં મંગલને માટે પુષ્પની વૃષ્ટિ થઈ. પુષ્પાંજલિનો અર્થ તો જાણીતો છે; અર્થાત્ પ્રકટ થતા રસનું અથવા તેના અધિષ્ઠાતા દેવનું પૂજન કરવામાં આવે છે એ ભાવથી પુષ્પવૃષ્ટિ થઈ. અનેક પ્રકારનાં પુષ્પોની જુદી જુદી વૃષ્ટિઓ થઈ, એટલે શ્લોકમાં 'वृष्टयः' એ પ્રમાણે બહુવચન વાપરવામાં આવેલું છે. પછીથી બધાંએ ગાન કરવા માંડ્યું એમ जगुर्गन्धर्वपतयः એ શબ્દોમાં શુકદેવજી કહે છે. ભગવાન્ શ્રવણ કરશે એ હેતુથી ઉત્તમ ગન્ધર્વોએ જ ગાન કર્યું. વિશ્વાવસુ વગેરે ગન્ધર્વપતિઓ છે. તે જ ઉત્તમ ગન્ધર્વો ગાનના ખરેખરા અધિકારીઓ છે, એટલે જેમ નાચનારી સ્ત્રીને શિક્ષણ આપનારા પુરુષો તે સ્ત્રીનો નાચ જુવે તેમાં દોષ નથી, તેમ આ અધિકારી ઉત્તમ ગન્ધર્વો પણ ભગવાનની લીલાનાં દર્શન કરે તેમાં દોષ નથી. આ પ્રમાણે જો ન માનીએ તો ભગવાનના હસ્તમાં રહેલા ઇન્દ્ર વગેરે દેવોને પણ દોષ પ્રાપ્ત થાય. (જેમ વિશ્વાવસુ વગેરે ઉત્તમ ગન્ધર્વો નટોની માફક ભગવાનની બધી ય લીલાઓમાં ઉપયોગી છે અને સાધારણ નટોથી ભિન્ન છે, તેમ ભગવાનનું એકાન્તમાં બેસવું વગેરે બધી બાબતોમાં ઉપયોગી જે ક્રિયાશક્તિ તે ક્રિયાશક્તિવાળા ઇન્દ્ર વગેરે પણ દિશાઓના પાલકોથી—ઇન્દ્ર વગેરે દેવોથી—ભિન્ન છે. તે તો ભગવાનના ભુજદણ્ડ ઉપર જ આધાર રાખે છે. ભગવાનના ભુજદણ્ડ રસરૂપ હોવાથી જેમનામાં રસાત્મક ક્રિયાશક્તિ મુખ્ય છે તેઓ જ ત્યાં રહે તે યોગ્ય છે.) 'અર્થ અને દ્રવ્યના વિરોધમાં અર્થ બળવાન્ છે' (જૈમિનિસૂત્ર ૬. ૩. ૩૯) એ મીમાંસાના ન્યાયથી પણ સિદ્ધ થાય છે કે ગન્ધર્વો ભગવલ્લીલાનાં દર્શન કરે છે તેમાં દોષ નથી. છતાં પણ તેમને કદાચિત્ (મર્યાદામાર્ગ વગેરેની રીત અનુસરીને) બીજા પ્રકારની બુદ્ધિ થાય; તેથી શુકદેવજી सस्त्रीकाः એ પ્રમાણે વિશેષણ મૂકે છે. (આ વિશેષણ મૂકવાનું રહસ્ય આ પ્રમાણે છે. ગન્ધર્વો પોતે જેમ ભગવલ્લીલાનાં દર્શન કરે છે તેમ પોતાની સ્ત્રીઓ પણ ભગવાનનાં દર્શન ભલે કરે, અને તેમનો ઉપયોગ ભગવલ્લીલામાં ભલે થાવ. આ પ્રમાણેનો ભાવ ગન્ધર્વોને સ્ફુરે છે, તેથી તેઓ ભક્તિમાર્ગીય છે, એટલે મર્યાદામાર્ગને અનુસરીને તેમની બુદ્ધિ ફરશે નહિ.)

एवं बाह्यगीतवाद्यादिकमुक्त्वा नृत्यमध्ये रसोपयोगिवादित्राण्याह वलयानामिति ।

**वलयानां नूपुराणां किङ्किणीनां च योषिताम् ।**
**सप्रियाणामभूत् शब्दस्तुमुलो रासमण्डले ॥ ६ ॥**

स्थानत्रये हि वादित्राण्यपेक्ष्यन्ते नीचस्थाने भूमाविव मध्ये उपरि च । तथैव तालभेदाः । अतोऽत्रापि उपरि **वलयानां** शब्दः । अधो **नूपुराणाम्** । मध्ये **किङ्किणीनाम्** । अन्योन्याबद्धबाहव एव मध्ये मध्ये हस्तद्वयं योजयन्तीति वलयानां शब्दः । अथवाग्रे शब्दोत्पत्त्यर्थं प्रकारं वक्ष्यति 'पादन्यासैः' इति । **सप्रियाणां** कृष्णसहितानाम् । अत एव सर्वलास्यसम्पत्तिः सर्वासां भगवत्सम्बन्धार्थम् । **चकारात्** अन्येऽपि कूजितशब्दा मुखशब्दाश्चोक्ताः । सर्वं एकीभूय **तुमुलो** भूत्वा यथा दूरस्थानामवान्तरग्रहणं न भवति । तथा सति किं स्यात्, अत आह **रासमण्डल** इति । रसानां समूहमण्डले । यथानधिकारित्वेन शूद्रस्य वेदश्रवणे तदध्येतुर्मन्त्रस्य च शक्तिह्रासः, शूद्रे च पापसम्भवः, तथैवद्भक्तातिरिक्तानामेतच्छ्रवणेऽप्यनधिकारादस्य रसस्यालौकिकत्वादेतच्छ्रवणे मण्डले सर्वेषां रसो गच्छेत् । श्रवणे सति तदन्वेषणपरत्वं स्यात् । तत्तेषामेवानिष्टकरमिति तदेव पापरूपम् ॥ ६ ॥

---

આ પ્રમાણે બાહ્ય ગીત, વાદ્ય વગેરેનું વર્ણન કરીને હવે નૃત્યમાં રસને ઉપયોગી વાદિત્રોનું **વલયાનામ્** એ શ્લોકમાં શુકદેવજી વર્ણન કરે છે.

રાસમંડલમાં શ્રીકૃષ્ણસહિત ગોપીજનોના નૃત્યથી કંકણોનો, નૂપુરોનો,
અને કિંકિણીઓનો ભારે શબ્દ થઈ રહ્યો. ૬

ત્રણ સ્થાનમાં વાદિત્રોની ખરેખર જરૂર હોય છે; નીચલા સ્થાનમાં, જાણે ભૂમિ ઉપર; મધ્યમાં અને ઉપરના ભાગમાં. તે જ પ્રમાણે તાલના ભેદો હોય છે. તેથી અહીં પણ ઉપરના ભાગમાં કંકણોનો શબ્દ થયો; નીચે નૂપુરોનો શબ્દ થયો, અને મધ્યમાં કિંકિણીઓનો શબ્દ થયો. ગોપીજનો પરસ્પર હાથ ઝાલીને ઉભાં હતાં અને તેમાં વચમાં વચમાં બે હાથ મેળવતાં હતાં, એટલે કંકણોનો શબ્દ થતો હતો. અથવા તો આગળ **પાદન્યાસૈઃ** એ આઠમા શ્લોકમાં શુકદેવજી શબ્દ ઉત્પન્ન કરવાને માટે પ્રકારનું વર્ણન કરશે. **સપ્રિયાણામ્** એટલે પ્રિયની સાથે, કૃષ્ણની સાથે. તેથી જ બધાં ગોપીજનોને ભગવાનની સાથે સંબંધ થાય તેટલા માટે સર્વ પ્રકારનું લાસ્ય—કોમલ નૃત્ય—સિદ્ધ થયું. (કુલીન સ્ત્રીઓને નૃત્યનો અભ્યાસ સંભવિત હોતો નથી; તેથી ગોપીજનોને જે આ પ્રકારનું નૃત્યનું જ્ઞાન થયું તે ભગવાનના પ્રતાપથી જ થયું એમ જણાય છે. આ જ તાત્પર્યથી શ્લોકમાં **સપ્રિયાણામ્** એ વિશેષણ મૂકવામાં આવ્યું છે.) શ્લોકમાં જે ચ મૂકવામાં આવેલો છે તે બીજા પણ કૂજિત શબ્દોનું અને મુખના શબ્દોનું વર્ણન કરે છે. બધા ય પ્રકારના શબ્દો એકઠા થયા અને પરિણામે અવાજ ઘણો મોટો થયો, કે જેથી દૂર ઉભા રહેલા માણસો વચમાંના શબ્દો ગ્રહણ કરી શકે નહિ.

આ પ્રમાણે થવાથી શું થાય? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે **રાસમણ્ડલે**, રસોના સમૂહરૂપ રાસના મંડલમાં. જેમ શૂદ્રો વેદનું શ્રવણ કરવાને માટે અધિકારી નથી, અને છતાં જો તે વેદનું શ્રવણ કરે તો તે વેદનું અધ્યયન કરનારની અને મન્ત્રની શક્તિ નાશ પામે છે, અને શૂદ્રને પાપ લાગે છે, તેમ આ ભક્તોથી અન્ય પુરુષોનો આ શબ્દ શ્રવણ કરવામાં પણ અધિકાર નથી, અને આ રસ અલૌકિક હોવાથી, જો અનધિકારી પુરુષ તેનું શ્રવણ કરે તો મંડલમાં સર્વનો રસ ચાલ્યો જાય. જો અનધિકારી શ્રવણ કરે તો તે આ શબ્દને શોધવા તૈયાર થાય, અને તેમ કરવામાં તેમને જ અનિષ્ટ થાય; અને આ અનિષ્ટ જ પાપરૂપ છે. ૬

एवं नृत्यमध्ये प्रविष्टो भगवान् गुणभावात् कदाचिन्न भासेतेत्याशङ्क्य सर्वजनीना भगवच्छोभा तदा जातेत्याह तत्रेति ।

**तत्रातिशुशुभे ताभिर्भगवान् देवकीसुतः ।**
**मध्ये मणीनां हैमानां महामारकतो यथा ॥ ७ ॥**

स्वभावशो भातोऽप्यतिशयेन शुशुभे । तदुक्तं 'शक्तिभिः सहितोऽधिकां शोभां प्राप्नोति' इति । कदाचित् स्वत एव शोभां प्रकटयेदिति तद्व्यावृत्त्यर्थं ताभिरित्युक्तम् । ननु सहजशोभायुक्तस्य कथं ताभिरतिशोभा, तत्राह भगवानिति । यथा गुणैः । ननु गुणाः सर्वोत्तमाः, न तथैता इति चेत्, तत्राह देवकीसुत इति । भक्त्या यथा देवक्या अपि पुत्रो जातः । स्त्रीणामेवोपकारायाविर्भूतः । अतस्तास्वपि स्वसामर्थ्यमेव दत्वा शोभां प्राप्तवान् । सहजस्य कृत्रिमैः शोभा न भविष्यतीत्याशङ्क्य दृष्टान्तमाह मध्ये मणीनामिति । महामारकतो गरुडोद्गारी स मणिः सहजः । सुवर्णमणयः कृत्रिमाः । तथापि ते परितः क्लृप्ताः सहजमणिमप्यतिशोभयन्ति ॥ ७ ॥

एवं पूर्वपीठिकामुक्त्वा मुख्यं नृत्यमाह पादन्यासैरिति ।

---

આ પ્રમાણે નૃત્યની મધ્યમાં દાખલ થએલા ભગવાન્ ગૌણ હોવાથી કદાચિત્ ન જણાય એમ શંકા થતાં શુકદેવજી તત્ર એ શ્લોકમાં કહે છે કે ભગવાનની શોભા તે વખતે બધાને જણાઈ.

સુવર્ણના મણિઓની વચમાં જેમ મોટો મરકતમણિ શોભે છે તેમ
ભગવાન્ દેવકીપુત્ર શ્રીગોપીજનોની વચમાં અતિશય શોભા પામ્યા. ૭

ભગવાન્ સ્વભાવથી શોભતા હતા છતાં પણ તે વખતે વધારે શોભવા લાગ્યા. આ જ વાત 'શક્તિઓ સાથે ભગવાન્ અધિક શોભે છે' એ શબ્દોમાં કહેવામાં આવેલી છે. ભગવાન્ કદાચિત્ પોતાની મેળે જ શોભા પ્રકટ કરે એ શંકાને દૂર કરવાને માટે શુકદેવજીએ કહ્યું કે તાભિઃ.

અરે ! ભગવાન્ તો સ્વાભાવિક રીતે જ શોભાવાળા છે, તો પછી ગોપીજનોને લીધે તે વધારે શોભા પામ્યા એમ કેવી રીતે કહી શકાય ? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે ભગવાન્. પ્રભુ જેમ છ ગુણોને લીધે ભગવાન્ કહેવાય છે તેમ ગોપીજનોને લીધે તેમની શોભા વધે છે. અરે ! ઐશ્વર્ય, વીર્ય વગેરે છ ગુણો તો સર્વોત્તમ છે, જ્યારે આ ગોપીજનો સર્વોત્તમ નથી—આ પ્રમાણે શંકા થતાં શુકદેવજી કહે છે કે દેવકીસુતઃ. જેમ ભક્તિને લીધે ભગવાન્ દેવકીના પણ પુત્ર થયા. ભગવાન્ તો સ્ત્રીઓના જ ઉપર ઉપકાર કરવાને માટે પ્રકટ થયા છે, એટલે તેમણે ગોપીજનોને પણ પોતાનું જ સામર્થ્ય આપીને શોભા પ્રાપ્ત કરી.

જે કુદરતી રીતે શોભાયમાન છે તેની શોભા કૃત્રિમ પદાર્થોથી થશે નહિ—આ પ્રમાણે શંકા થતાં શુકદેવજી દૃષ્ટાન્ત આપે છે કે મધ્યે મણીનામ્. ગરુડોદ્ગારી મોટો મરકતમણિ સ્વાભાવિક શોભાયમાન હોય છે; સુવર્ણના મણિઓ કૃત્રિમ—બનાવટી—છે; છતાં પણ સુવર્ણના મણિઓ જ્યારે ચારે બાજુ ગોઠવવામાં આવે છે ત્યારે તેઓ સ્વાભાવિક મણિને પણ વધારે શોભાવે છે. ૭

આ પ્રમાણે પૂર્વપીઠિકાનું વર્ણન કરીને શુકદેવજી પાદન્યાસૈઃ એ શ્લોકમાં મુખ્ય નૃત્યનું વર્ણન કરે છે. (આ શ્લોકમાં ભગવાનને 'દેવકીસુત' કહેવામાં આવ્યા છે, તેથી તેમણે ગોપીજનોને પોતાનું સામર્થ્ય આપીને તેમની પાસેથી શોભા મેળવી એમ સિદ્ધ થાય છે. તેથી નૃત્ય સમયે પાદન્યાસ વગેરે જે કરવામાં આવે છે તે જ ભગવાનની શોભા વધારનારું તત્વ છે એવો આ શ્લોકનો અર્થ થાય છે.)

पादन्यासैर्भुजविधुतिभिः सस्मितैर्भ्रूविलासैः
भज्यन्मध्यैश्चलकुचपटैः कुण्डलैर्गण्डलोलैः ।
स्विद्यन्मुख्यः कबररशनाग्रन्थयः कृष्णवध्वो
गायन्त्यस्तं तडित इव ता मेघचक्रे विरेजुः ॥ ८ ॥

पादन्यासाः सर्वे एव चारीकरणरूपाः । भुजानां विधुतयश्च सर्वहस्तकभेदाः । एकेनावयवेन शिष्टावयवाः तथा संविधानयुक्ता इति ज्ञेयम् । मन्दहाससहिताः सर्वे एव कटाक्षा उक्ताः, भ्रूभेदाश्च, तत्तद्रसे हृदयाविष्टे तथैव भवन्तीति । भज्यद् भङ्गयुक्तानि मध्यानि उपरिभागपरिवर्तनात्मकानि । रसाभिनिविष्टानां तासां सर्वावयवातिभ्रमणेन रस एकीभवतीति । परिवर्तनादिभिरेव वा चलेषु कुचेषु

---

અનેક પ્રકારે ચરણોને મૂકવાથી, હાથ હલાવવાથી, મન્દહાસ્યવાળાં કટાક્ષો અને ભમરના વિલાસોથી, વાંકી કટિઓથી, કંપતા સ્તનો ઉપરનાં વસ્ત્રોથી, ગાલ ઉપર હાલતાં કુણ્ડલોથી, શ્રીકૃષ્ણનો ઉપભોગ કરનાર ગોપીજનો—જેમનાં મુખ પરસેવાવાળાં છે અને જેમના અંબોડાની અને કટિના કંદોરાની ગ્રન્થિઓ શિથિલ થઈ ગઈ છે એવાં ગોપીજનો—પ્રભુનાં ગુણગાન કરવા લાગ્યાં અને વાદળોના સમૂહમાં જેમ વિજળી શોભે છે તેમ શોભી રહ્યાં. ૮

પાદન્યાસ એટલે બધા ય પ્રકારે ચરણો મૂકવાની અને ફેરવવાની ક્રિયા. (ચારી અને કરણ એ
નાટ્યશાસ્ત્રના પારિભાષિક શબ્દો છે. એક પગને ફેરવવામાં આવે તો તે ચારી કહેવાય છે, અને બે પગને
ફેરવવામાં આવે તો તે કરણ કહેવાય છે.) હાથોને હલાવવાથી (નાટ્યશાસ્ત્રમાં જણાવેલા) હાથના સર્વ
ભેદો સિદ્ધ થાય છે; અર્થાત્ એક અવયવની સાથે બાકીના અવયવો તે રીતે જોડાએલા છે—પોતાનું યોગ્ય
કાર્ય કરી રહ્યા છે—એમ જાણવું. (ગોપીજનો જ્યારે અનેક પ્રકારે પોતાનાં ચરણો નૃત્ય વખતે જે પ્રકારે
ફેરવે છે ત્યારે સંગીતશાસ્ત્રમાં જણાવેલા પ્રકારે હસ્ત પણ હાલે છે, આ જ વખતે નેત્રોનો વ્યાપાર હોવો
જોઈએ તેવો જ વ્યાપાર—કટાક્ષ અને ભમરોને ઊંચે નીચે ફેરવવાનો વ્યાપાર—પણ થાય છે, કારણ કે
ભગવાનનો જે પરિકર છે તે પરમ અલૌકિક છે.) મન્દહાસ્યવાળાં બધાંય કટાક્ષો અને ભમરોના ભેદોનું
વર્ણન કરવામાં આવ્યું છે, કારણ કે જ્યારે અનેક પ્રકારનો રસ હૃદયમાં પ્રવેશ કરે છે ત્યારે આ બધી
ક્રિયાઓ પોતાની મેળે જ થાય છે. (નૃત્યમાં ખરેખર સંયોગશૃંગારનો અભિનય કરવામાં આવે છે, પણ
તે સંયોગની સ્ફૂર્તિ વિના સંભવતો નથી; તેથી તે સમયે યાદ આવતો જે પ્રકારનો સંયોગરસ હૃદયમાં
પ્રવેશ પામે છે તે જ પ્રકારનો વ્યાપાર થાય છે. એટલે ગોપીજનોના હૃદયમાં ભગવાનનો સંયોગ દાખલ
થએલો હતો. આ ભગવત્સંયોગ સર્વગુણવાળો હતો, તેથી ગોપીજનોનાં બધાં ય અવયવો પોતપોતાનું
યોગ્ય કામ કરે છે.)

ગોપીજનોના શરીરનો મધ્યભાગ—કટિ—ભંગવાળો છે, ઉપરના ભાગમાં ચારે બાજુ ફરતો છે.
રસને માટે મંડળમાં અભિનિવેશવાળાં ગોપીજનોનાં સર્વ અવયવો બહુ ભ્રમણ કરતાં હોવાથી રસ એક
થાય છે. (અર્થાત્ ગોપીજનોનાં અવયવોમાં રહેલો રસ નૃત્ય સમયે ફરવાથી એક થાય છે. નૃત્યમાં બધાંય
અવયવો ઘણાં હાલે ચાલે છે, અને તેથી એ બધાં સચ્ચિદાનન્દરૂપ અવયવોમાં રહેલો આનન્દ એક થાય
છે.) અથવા તો ગોપીજનોના શરીરનો ઉપરનો ભાગ ચારે બાજુ ફરે છે અને બીજી બધી ક્રિયાઓ કરે
છે તેથી જ હાલતાં સ્તનો ઉપરનાં વસ્ત્રો પણ હાલે છે. (પરિવર્તન વગેરેથી જ અંદર રહેલા રસનો અનુ-
ભવ થાય છે, અવયવોમાં રહેલો રસ એક થાય છે એમ નહિ. આ તાત્પર્ય સૂચવવાને માટે જ સુબોધિની-
જીમાં परिवर्तनादिभिरेव એમાં एव પદ મૂકવામાં આવેલું છે.) આ પ્રમાણે બધા ય પ્રકારના કપનનું
વર્ણન કરવામાં આવ્યું.

पटा इति सर्वाण्येव कम्पनान्युक्तानि । कुण्डलैर्गण्डलोलैरिति सर्व एव शिरोभेदा उक्ताः । शिरोभेदेष्वेव वक्तव्येषु कुण्डलानां चलननिरूपणं तद्विद्युतामिव शोभार्थम् । गण्डलोलैरिति सर्वा कान्तिस्तत्रोपक्षीणेति ज्ञापनार्थम् । गण्डे हि केवलो रसः । पेयो रसस्तत एव पीयत इति । विद्योतनं तस्यैवाभिव्यक्त्यर्थम् । ततोऽन्तःस्थितो रसः पुष्टोऽभिव्यक्त इति ज्ञापनार्थमाह स्विद्यन्मुख्य इति । स्विद्यद् स्वेदयुक्तानि मुखानि यासामिति । कबररशनासु च अग्रन्थयो जाताः । रसेन सर्वावयवस्थेन एकीभूतेन देहः सूक्ष्मतामापन्नः । अतः केशपाशे रशनायां च ग्रन्थिः शिथिलः । नन्वेवं कथं श्रमः, तत्राह कृष्णवध्व इति । सदानन्दस्य हि फलस्य ता उपभोक्त्र्यः । अतः क्रियायां श्रमो भवत्येव ।

---

**कुण्डलैर्गण्डलोलैः** એ શબ્દોવડે બધા ય પ્રકારના શિરોભેદોનું વર્ણન કરવામાં આવ્યું છે. શિરોભેદનું—અનેક પ્રકારે માથાના હાલવાની ક્રિયાનું—વર્ણન કરવાને બદલે કુંડલો હાલે છે એમ જે વર્ણન કરવામાં આવ્યું છે તે વિજળીની માફક શોભે છે એ બતાવવાને માટે છે. (ગોપીજનોનાં કુંડલોનો ભગવાનના ગાલ સાથે જ્યારે સંબંધ થાય છે ત્યારે શ્યામ અને ગૌર તેજ એક બીજાની સાથે મળે છે, એટલે વાદળોમાં જેમ વિજળી શોભે છે તેમ તે વખતે શોભા થાય છે.) ગોપીજનોનાં કુણ્ડલો ભગવાનના ગાલને જ્યારે અડકે છે ત્યારે કુણ્ડલોનો પોતાની સુંદરતાનો ગર્વ જતો રહે છે, કુણ્ડલોની બધી શોભા ભગવાનના ગાલની શોભામાં જ જતી રહે છે, એ દર્શાવવાને માટે શુકદેવજી કહે છે કે **गण्डलोलैः**. (ભગવાનના ગાલને ગોપીજનોનાં કુણ્ડલો અડકે છે કે તરત જ કુણ્ડલો હાલવા માંડે છે, અને આમ થાય તે યોગ્ય છે, કારણ કે શ્રેષ્ઠ પદાર્થ આગળ હલકો પદાર્થ હમ્મેશાં હાલવા માંડે છે.)

ભગવાનના ગાલમાં તો રસ કેવળ છે. (શુદ્ધ છે, અધર વગેરેની માફક કામ વગેરે ધર્મવાળો નથી. તેથી જ માતા પિતા વગેરે પણ ગાલ ઉપર જ ચુંબન કરે છે. સ્નેહવાળાં બધાં ય મનુષ્યો ગાલ ઉપર ચુંબન કરીને તેમાં રહેલા રસનું પાન કરે છે. તેથી ગાલમાં રહેલો રસ સર્વસાધારણ છે, અધરમાં રહેલા રસ જેવો નથી, કારણ કે અધરમાં રહેલો રસ તો ફક્ત શૃંગારરસવાળી સ્ત્રીઓ જ ભોગવી શકે છે. આ જ કારણથી ગોપીજનોને ભગવાનમાં વાત્સલ્યભાવ છે છતાં પણ તે ભગવાનના ગાલ ઉપર ચુંબન કરે છે. અર્થાત્ ભગવાનના ગણ્ડસ્થલમાં રહેલો રસ સર્વસાધારણ છે.) અધરમાં રહેલો પાન કરવા યોગ્ય રસ પણ ભગવાનના ગણ્ડસ્થળમાંથી જ પીવાય છે. કુણ્ડલો જે શોભી રહ્યાં છે તે પાન કરવા યોગ્ય રસને પ્રકટ કરવાને માટે જ. (ગોપીજનોનાં કુણ્ડલો ભગવાનના ગણ્ડસ્થળને અડકે છે અને ત્યાં જ અધરરસ પ્રકટ કરે છે. નૃત્યમાં કેવળ—શુદ્ધ—રસનું જ પાન કરવામાં આવે છે, કામ વગેરે ધર્મોવાળા રસનું નહિ. 'શુદ્ધ રસ નાટ્યમાં પ્રસિદ્ધ છે' એમ શાસ્ત્રમાં કહેવામાં આવેલું છે તેથી, અને નૃત્યમાં લીલા વગેરેનું ગ્રહણ અસંભવિત હોવાથી, કેવળ રસને જ પ્રકટ કરવાને માટે ભગવાનનાં ગણ્ડસ્થળ શોભી રહ્યાં છે એમ કહેવામાં આવ્યું છે. અર્થાત્ ભગવાનના ગાલોની શોભા જોઈને જ ગોપીજનો અને તેમનાં કુણ્ડલો નાચે છે. જ્યારે કામલીલા હશે ત્યારે તો બધુંય વર્ણવવામાં આવશે જ.)

પછીથી અંદર રહેલો રસ પુષ્ટ થઈને પ્રકટ થાય છે એમ દર્શાવવાને માટે શુકદેવજી કહે છે કે **स्विद्यन्मुख्यः**, સ્વેદવાળાં—પરસેવાવાળાં—મુખ છે જેમનાં એવાં ગોપીજનો. અંબોડાની અને કટિના કંદોરાની ગાંઠો પણ શિથિલ થઈ ગઈ. સર્વ અવયવોમાં રહેલા અને એક થઈ ગએલા રસને—આનન્દને—લીધે દેહ સૂક્ષ્મ થઈ ગયો; તેથી વાળની અંદર અને કટિમેખલામાં જે ગાંઠ હતી તે શિથિલ થઈ ગઈ (ગોપીજનોનો દેહ સચ્ચિદાનન્દરૂપ હોવાથી તેમના આખાય દેહમાં આનન્દ છે. આ આનન્દ જ્યારે એક સ્થળમાં આવે છે ત્યારે બાકીનાં બીજાં સ્થળોમાં સૂકાટ થાય છે. તેથી શરીરની જાડઈને અનુસરીને માથાના વાળમાં અને કંદોરામાં જે ગાંઠ બાંધવામાં આવેલી તે પાછળથી શરીરના સૂકાટને લીધે શિથિલ થઈ જાય છે.)

અરે! આ પ્રમાણે કરવાથી શ્રમ કેવી રીતે થાય? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે **कृष्णवध्वः**. ગોપીજનો તો સદાનન્દ ફળરૂપ પ્રભુનો ઉપભોગ કરનારાં છે, તેથી ઉપભોગરૂપી ક્રિયામાં

एतादृश्योऽप्यन्तःसन्तोषेण गायन्त्यो जाताः । एवं कायादिश्रमैरपि ता विरेजुः अतिशोभायुक्ता जाताः । ननु लोकानां दर्शनसापेक्षा शोभा, तास्तदा कथं सर्वैर्दृष्टा इति, तत्राह तडित इव ता इति । न हि तडित् बहुकालं दर्शनयोग्या भवति, मेघचक्रे शोभामेव परं सम्पादयति । तथा कृष्णसमूहे भगवता आच्छादिताः परितः कदाचिदेवोद्गताः केनचिदंशेन दृष्टा भवन्ति । अतस्तासां शोभा न दोषावहा जाता, किन्तु विशिष्टैव जाता ॥ ८ ॥

गाढनृत्यमुक्त्वा मध्यनृत्यमाह उच्चैर्जगुरिति ।

उच्चैर्जगुर्नृत्यमाना रक्तकण्ठ्यो रतिप्रियाः ।
कृष्णाभिमर्शमुदिता यद्गीतेनेदमावृतम् ॥ ९ ॥

नृत्यमाना नृत्यं कुर्वन्त्य एव उच्चैर्गानयुक्ता जाताः । अथ वा आदावुच्चैर्जगुः । ततो नृत्यमाना नृत्यन्त्यो जाताः । उभयत्र हेतुमाह रक्तकण्ठ्यो रतिप्रिया इति । रक्तः रञ्जकस्वरेण युक्तः कण्ठो यासामस्तीति । रतिरेव प्रिया यासामिति । गानेन व्यामोहनं नृत्येन च तासां प्रसिद्धम् । ननु पूर्व-

---

તેમને શ્રમ થાય જ. (ગોપીજનો લૌકિક માણસોની માફક કેવળ રસનો જ અનુભવ કરતાં નથી, પરંતુ મૂર્તિમંત આનન્દનો ક્રિયારૂપ ઉપભોગ કરે છે. ઉપભોગ કરવાનો ધર્મ પુરુષોનો છે, પણ તે ધર્મ રસની અધિકતા થતાં ગોપીજનોમાં આવ્યો; એટલે ઉપભોગ કરવામાં ગોપીજનોને શ્રમ થાય છે એમ જે કહેવામાં આવ્યું તે યોગ્ય છે.) ગોપીજનો આવા પ્રકારનાં હતાં છતાં પણ તેમણે અન્તઃકરણમાં સંતોષ થવાથી ગાન કરવા મંડી પડ્યાં. આ પ્રમાણે શરીર વગેરેના શ્રમથી પણ ગોપીજનો વિરાજ્યાં, અતિ શોભાવાળાં થયાં.

અરે! લોકોની શોભા તો બીજા માણસો તેમને જુવે ત્યારે જણાય; તો પછી આ બધાં ગોપીજનોને બધાંએ—ગોપીજનોએ પરસ્પર તથા ભાવુક લોકોએ—કેવી રીતે જોયાં? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે તડિત इव ताः. ખરેખર! વિજળી લાંબા કાળ સુધી જોઈ શકાતી નથી, પરંતુ વાદળોના સમૂહમાં શોભા જ અર્પે છે. આ પ્રમાણે જ કૃષ્ણના સમૂહમાં ગોપીજનો ભગવાનથી વીંટળાએલાં હતાં. ગોપીજનો આજુબાજુ કદાચિત્ પ્રકટ થતાં કેટલેક અંશે તેમનાં દર્શન થતાં. તેથી તેમની શોભા દોષવાળી નથી, પરંતુ વિશિષ્ટ પ્રકારની જ થઈ એમ જાણવું. ૮

(ગયા શ્લોકમાં गायन्त्यः એ પદવડે જણાય છે કે ત્યાં ગાન ગૌણ હતું. આ શ્લોકમાં ગાન અને નૃત્ય એ બે સમાન છે.) ગાઢ નૃત્યનું વર્ણન કરીને હવે उच्चैर्जगुः એ શ્લોકમાં શુકદેવજી મધ્ય નૃત્યનું વર્ણન કરે છે.

લોકોને આનન્દ આપે એવા કંઠવાળાં, રતિ જ જેમને પ્રિય છે એવાં, શ્રીકૃષ્ણના સ્પર્શથી આનન્દ પામનારાં ગોપીજનો નૃત્ય કરવા લાગ્યાં અને ઊંચેથી ગાન કરવા લાગ્યાં. ગોપીજનોના ગાનથી આ જગત્ વ્યાપ્ત થઈ ગયું. ૯

ગોપીજનો નૃત્ય કરતાં કરતાં જ ઊંચેથી ગાન કરવા લાગ્યાં; અથવા તો પહેલાં તેમણે ઊંચેથી ગાન કર્યું અને પછીથી નૃત્ય કરવા માંડ્યું. આ બન્નેનું—નૃત્ય અને ગાન એ બેનું—કારણ દર્શાવતાં શુકદેવજી કહે છે કે रक्तकण्ठ्यो रतिप्रियाः. રક્ત—લોકોને આનન્દ આપે એવા સ્વરવાળો—કંઠ છે જેમનો એવાં ગોપીજનો; રતિ જ પ્રિય છે જેમને એવાં ગોપીજનો. ગાનથી અને નૃત્યથી ગોપીજનો વ્યામોહ કરે છે એ વાત પ્રસિદ્ધ છે. (રતિ કરનાર ભગવાનને વ્યામોહ કરવાને માટે ગોપીજનો નૃત્ય કરે છે.)

नृत्येन जातश्रमाः कथमेवं कृतवत्य इत्यत आह **कृष्णाभिमर्शमुदिता** इति । भगवतः अभितो मर्शः प्रोञ्छनादिविशेषरूपः, तेन **मुदिताः** अन्तः पूर्णानन्दाः । इतरविस्मारणार्थं नादाधिक्यमाह **यद्गीतेनेदमावृतमिति** । यासां **गीतेनेदं** जगद् व्याप्तम् । अथ वा । यदर्थमेतन्नृत्यादिकं तत् सफलं जातमित्याह **यद्गीतेनेति** । लोकैः क्रियमाणेन गीतेन एतत्प्रकाशकेन एतज्जगद् रसेन व्याप्तमित्यर्थः । लोके रसप्राकट्यार्थमेवैतत् कृतमिति ॥ ९ ॥

उत्पन्नस्य नादस्यामृतमयत्वाय भगवतापि नादः कृतः । स च मधुर एव कर्तव्यः । तेन च जगत् पूरणीयम् । ततोऽघटमानमेतदिति तदर्थमाह **काचिदिति** ।

---

અરે ! ગોપીજનોએ પહેલાં જે નૃત્ય કર્યું હતું તેનાથી તો થાકી ગયાં હતાં, તો પછી ફરીથી આ પ્રમાણે નૃત્ય કેવી રીતે કર્યું ? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે **कृष्णाभिमर्शमुदिताः**, ભગવાને ગોપીજનોના શરીરને લુછવું વગેરે વિશિષ્ટ ક્રિયાઓથી સ્પર્શ કર્યો તેથી ગોપીજનોને આનન્દ થયો, તેમનું અન્તઃકરણ આનન્દથી ભરાઈ ગયું, ભગવાન્ બીજી નાયિકાએ કરેલો નાદ ભૂલી જાય તેટલા માટે ઘણો મોટો નાદ થયો એમ શુકદેવજી **यद्गीतेनेदमावृतम्** એ શબ્દોમાં કહે છે. (પોતાના યુગલમાં ઉભા રહેલાં ભગવાન્ બીજી ગોપીજનોના યુગલમાં થતો નાદ ભૂલી જાય તેટલા માટે પહેલા યુગલનો નાદ ઘણો મોટો કરવામાં આવ્યો.) ગોપીજનોના ગીતથી આ જગત્ વ્યાપ્ત થઈ ગયું; અથવા તો જેને માટે આ નૃત્ય વગેરે કરવામાં આવ્યું તે સફળ થયું એમ શુકદેવજી **यद्गीतेन** એ શબ્દોવડે કહે છે. જગતમાં લોકો (ભગવાનની જેમના ઉપર અતિ કૃપા છે અને જે ભગવલ્લીલાનું પાન કરી રહ્યા છે એવા ગોવિન્દદાસજી જેવા મહાનુભાવી ભક્તો) ભગવલ્લીલાને પ્રકટ કરતું જે ગાન કરે છે તેના રસથી આ જગત્ વ્યાપ્ત થઈ ગયું; અર્થાત્ જગતમાં રસ પ્રકટ કરવાને માટે જ આ ગાન કરવામાં આવ્યું. (આ જગતમાં જ જીવોનું આધિદૈવિક સ્વરૂપ પ્રકટ થાય અને તે ભગવદ્રસનો અનુભવ કરે એટલા માટે જ ગાન કરવામાં આવ્યું. આ ગાન ગોપીજનો ભગવાનની સાથે કરે છે એમ દસમા શ્લોક ઉપરથી સ્પષ્ટ જણાય છે.) ૯

ગોપીજનોએ ઉત્પન્ન કરેલો નાદ અમૃતમય થાય એટલા માટે ભગવાને પણ નાદ કર્યો. આ નાદ મધુર કરવો જોઈએ, અને તેનાથી જગત્ ભરાઈ જવું જોઈએ. પણ તે તો ઘટતું નથી; એટલે જગતમાં નાદ વ્યાપી જાય તેટલા માટે શુકદેવજી કહે છે કે **काचित्**.

(નાદ બે પ્રકારનો છે, આહત અને અનાહત. તેમાં જે અનાહત નાદ છે તે પ્રાણનો ઘોષ છે, અને તે લોકોને આનન્દ આપતો નથી, આહત નાદ લોકોને આનન્દ આપે છે. આહત નાદ ઉત્પન્ન થવાનો પ્રકાર આ પ્રમાણે છેઃ—આત્માને જ્યારે બોલવાની ઇચ્છા થાય છે ત્યારે તે મનને પ્રેરે છે, મન દેહમાં રહેલા અગ્નિને પ્રેરે છે, અગ્નિ વાયુને પ્રેરે છે, બ્રહ્મગ્રન્થિમાં રહેલો આ વાયુ ક્રમે ક્રમે ઉંચે આવે છે અને નાભિ, હૃદય, કણ્ઠ, માથું અને મુખમાં ધ્વનિ પ્રકટ કરે છે. આ પાંચ સ્થાનમાં પ્રકટ થતો નાદ અનુક્રમે અતિસૂક્ષ્મ, સૂક્ષ્મ, પુષ્ટ, અપુષ્ટ અને કૃત્રિમ એ પાંચ નામે ઓળખાય છે. વ્યવહારમાં તો આ નાદ ત્રણ પ્રકારે ઓળખાય છેઃ હૃદયમાં મન્દ્ર, કણ્ઠમાં મધ્ય અને માથામાં તાર એ નામથી ઓળખાય છે, અને ઉત્તરોત્તર બમણો હોય છે. તેના બાવીસ ભેદો છે, અને તે સંભળાય છે તેથી તેને શ્રુતિઓ કહેવામાં આવે છે. આ આસન્યાંશ લોકમાં પણ તુલ્ય છે તેથી તે અમૃતથી ભરેલો નથી; પરંતુ જ્યારે તે આસન્યપ્રાણનો આત્મા, પૂર્ણરૂપ પાપરહિત અને પૂર્ણ હોય છે ત્યારે તે અમૃતથી ભરેલો હોય છે.

હવે ભગવાનના નાદથી ગોપીજનોનું ગાન અમૃતમય કેવી રીતે થાય છે તે સમજાવવામાં આવે છે. આ નાદ લૌકિક નથી, તેમ જ પરેલેથી સિદ્ધ થએલો નથી, પરંતુ અલૌકિક અને અપૂર્વ છે. ભગવાનનો ભાવ બીજાઓથી નીકળી જાય અને ફક્ત પોતાનામાં જ ઉત્પન્ન થાય એટલા માટે દરેક ગોપીજને નાદ કર્યો. ઉપર જણાવેલા ભાવને અનુકૂળ રીતે ગોપીજનોનો પણ ભગવાનમાં વિશિષ્ટ પ્રકારનો ભાવ ઉત્પન્ન થતાં તેઓ પણ આ નાદને લીધે ભગવદ્રસનો અનુભવ કરી શકે છે. ગોપીજનોનું ગાન ભગવાનના ગાનનું કારણ છે તેથી તે ગાન આખા જગતમાં વ્યાપી જાય છે. આ રીતે ગોપીજનોનું ગાન બે કાર્ય કરે છે; એક તો ભગવાનને ગાન કરવા પ્રેરે છે અને બીજું આખા જગતમાં તે વ્યાપી જાય છે. આ કારણથી જ ગોપી-

काचित् समं मुकुन्देन स्वरजातीरमिश्रिताः ।
उन्निन्ये पूजिता तेन प्रीयता साधुसाध्विति ॥
तदेव ध्रुवमुन्निन्ये तस्यै मानं च बह्वदात् ॥ १० ॥

---

જનોનું ગાન અમૃતમય થયું એમ કહેવામાં આવે છે. ગોપીજનોનો ભગવાનને વિષે જે વિશિષ્ટ ભાવ ઉત્પન્ન થાય છે તે ભગવાનના નાદથી થાય છે, એટલે મૂળ આસન્યરૂપ નાદ પ્રકટ કરવામાં આવ્યો છે. કાર્ય ઉપરથી આમ છે એમ જાણવું. જો નાદ સામાન્ય હોત તો ભગવાન્ તે નાદને પોષત નહિ એ તર્કથી પણ એમ જાણવું. સ્વરના જુદા જુદા જાતિભેદો ઊંચા કરવામાં ગોપીજન પ્રધાન છે અને ભગવાન્ ગોપીજનની સાથે રહીને નાદ કરે છે અને તેથી ગૌણ છે એમ જે વર્ણન કરવામાં આવ્યું છે તે ઉપરથી જણાય છે કે ગોપીજનનો નાદ ભગવાનના નાદ કરતાં વધારે મધુર છે. આમ જો ન હોય તો ભગવાનના તાર—ઊંચા—નાદથી ગોપીજનનો નાદ પાછળ પડી જાય અને તેથી રસાભાસ થાય અને આ બધું વ્યર્થ થઈ જાય. ગોપીજનનો અને ભગવાનનો નાદ સરખો હોય તો બન્ને જણ સ્વતંત્રતાથી નાદ કરે તેથી અને પરસ્પર અનુકૂલ ન થતાં તેઓ પરસ્પર રસમાં ઉપયોગી નહિ થાય એવો પ્રસંગ આવશે. પોતે નાદનું સ્વરૂપ જાણ્યા વિના ભગવાનનો નાદ સાંભળીને તેના જેવો જ જો ગોપીજન નાદ કરે તો પણ તે જ પ્રસંગ ઉપસ્થિત થાય. તેથી ભગવાને વિચારેલો ક્રમ પોતે જાણીને તે જ પ્રકારે સ્વરના જુદા જુદા જાતિભેદોને ગોપીજને ઊંચા કર્યા એમ જાણવું. ભગવાનમાં પૂર્ણ રસ પ્રકટ થયો છે એ પણ જણાવવાને માટે ભગવાન્ ગોપીજનને અધીન છે એ પણ જણાવવાને માટે આ પ્રમાણે—ગોપીજન પ્રધાન છે અને ભગવાન્ ગૌણ છે એમ—કહેવામાં આવ્યું છે, કારણ કે ગોપીજનોનું પ્રાધાન્ય એ આ રસનો સ્વભાવ છે. આ પ્રમાણે હોવાથી ઉચ્ચ નાદથી પૂરાતું જગત્ મધુર નાદથી પૂરાશે નહિ. ભગવદ્ધર્મથી બીજા ધર્મો નિવૃત્ત થાય એટલે આનાથી જગત્ ખરેખર પૂરાશે. તેથી ભગવાનના આ સ્વરૂપનો રસ જાણનાર અને તેનું વર્ણન કરનાર આ ગોપીજનો જ છે એમ સિદ્ધ થાય છે. જેમ तं त्वौपनिषदं पुरुषं पृच्छामि—હું ઉપનિષદમાં વર્ણવેલા તે પુરુષ વિષે પૂછું છું—એ શ્રુતિને આધારે ઉપનિષદમાં વર્ણવેલું જ બ્રહ્મનું સ્વરૂપ હોય છે તેમ આ ગોપીજનોએ વર્ણવેલા ધર્મવાળું જ પુરુષોત્તમનું સ્વરૂપ છે, બીજા ધર્મોવાળું નહિ, એમ સ્વીકારવામાં આવે છે. તેથી ગોપીજનોનું આ ગાન ઉપનિષદનાં વાક્યોના જેવું હોવાથી આ ગાનનું શ્રવણ કરવાથી ભગવાન્ પ્રાકૃત ધર્મોથી રહિત છે એવું જ્ઞાન થાય છે, ભગવાનના સંબંધથી પોતાનામાં પણ ભગવદ્ધર્મ વિના બીજા ધર્મો રહેતા નથી, અને ભગવાનના નાદનું શ્રવણ થાય છે. ત્યાર પછી ભગવાનના આનન્દનો અનુભવ થાય છે. આ બધું—ભગવદાનન્દનો અનુભવ—પ્રભુએ જે ગાન કર્યું તેનું પરિણામ છે. આમ હોવાથી આનાથી જગત્ પૂરાશે જ એટલે સર્વ યોગ્ય છે.)

(ગોપીજનો જ રસનો અનુભવ કરી શકે તેટલા માટે ભગવાન્ જે નાદ કરે છે તેનાથી જગત્ પૂરાશે નહિ. વળી ભગવાન્ જે નાદ કરવાના છે તે મધુર જ છે, એટલે ગીત કરનારાઓ તેનું શ્રવણ કરી શકશે નહિ અને તેથી તેનું ગાન નહિ થવાથી પણ તેનાથી જગત્ પૂરી શકાશે નહિ. આ શંકાનું સમાધાન આ પ્રમાણે છે. ગીત કરનારાઓ ઉપનિષદના શ્રવણની માફક ગોપીજનના નાદનું શ્રવણ કરે તો તેમના હૃદયમાં બીજા વિચારો આવે નહિ, પછીથી ભગવાનનો નાદ મધુર છે છતાં પણ તેઓ તેનું શ્રવણ કરે, પછીથી ભગવાનના આનન્દનો અનુભવ કરે, પછીથી ભગવદાનન્દને ગાનમાં વર્ણવે, અને તેનું શ્રવણ કરવાથી આપણા જેવાઓને પણ તે તે ફળ પ્રાપ્ત થાય. આ પ્રમાણે તે નાદથી આખું જગત્ પૂરાઈ જાય. અર્થાત્ ગોપીજનની કૃપાથી આ બધું થાય છે.)

કોઈ એક ગોપીજને પોતાના અમિશ્રિત સ્વરના જાતિભેદો મુકુન્દના નાદ સાથે ઊંચા કર્યા; ભગવાન્ તેથી પ્રસન્ન થઈને 'બહુ સારું, બહુ સારું' એ પ્રમાણે તેમની પ્રશંસા કરી. બીજાં કોઈ ગોપીજને તે ઊંચો સ્વર ધ્રુવ નાદ સાથે યોજ્યો, અને ભગવાને તેમનું બહુ સન્માન કર્યું. ૧૦.

मुकुन्देन सममभिश्रिताः स्वरजातीः काचिदुन्निन्ये । काचित् सम्यग् भगवद्भावं प्राप्ता । भगवतो नादकरणे हेतुः मुकुन्देनेति । मोक्षदानार्थमेव उपनिषदि स्वनादं पूरितवान् । उभयोरेकता । नादे तुल्यता । मोक्षे कार्यद्वयम् । पूर्वसङ्घातान्निवर्तनं ब्रह्मप्रापणं च । तदर्थमितर-निवारणार्थमुपनिषदामुपयोगः । स्वराः षड्जादयः । तेषां जातिभेदाः । यथा मयूरः षड्जं वदति, तथा अन्येऽपि पक्षिणः मनुष्या अन्येऽपि जीवाः षड्जं वदन्ति, तथापि तेषामवान्तरजातिरस्ति । ते चेद्य-थाक्रमेण यथारसाभिव्यक्तिः यदभिप्रायेण स्रष्टावुत्पादिताः, तथैव योजिताश्चेत्, तदा स्वरजातयः अभिश्रिताः भवन्ति । तद्भगवता कर्तुं शक्यम्, नान्येन । तासां चेदुन्नयनम्, तदा मुक्त एव सन्तोषः । तदाह पूजिता तेन भगवतेति । स्वस्य भक्तत्वात् स्वविचारितानुपूर्वीति स्वस्य तथा गानं

---

મુકુન્દની સાથે કોઈ એક ગોપીજને પોતાના અભિશ્રિત—શુદ્ધ—સ્વરના ભેદો ઊંચા કર્યા. કાચિત્ એટલે કોઈક ગોપીજન જેમણે ભગવદ્ભાવ સારી રીતે પ્રાપ્ત કરેલો છે. ('આ સ્વરજાતિને હું ઊંચી કરીશ' એ પ્રમાણેનો ભગવાનનો આશય આ ગોપીજને જાણ્યો. નાદ સર્વસાધારણ છે, પણ ભગવાને વિચારેલો ક્રમ પ્રમાણે સ્વરોને ઊંચા કરવાનું કામ આ જ ગોપીજન કરે છે એ પ્રમાણેનો ભાવ છે.)

ભગવાને નાદ કર્યો તેનું કારણ દર્શાવતાં શુકદેવજી કહે છે કે મુકુન્દેન. મોક્ષ આપવાને માટે જ ભગવાને ઉપનિષદમાં—ગોપીજનના ગાનમાં—પોતાનો નાદ પૂર્યો. ('જ્યાં ખરેખર દ્વૈત જેવું હોય છે ત્યાં એક બીજાને જુવે છે, પણ જ્યાં આ બ્રહ્મવેત્તાને બધું જ આત્મરૂપ થઈ ગયું ત્યાં પછી કયા સાધનથી કોને જુવે, કોને જાણે' ઇત્યાદિ શ્રુતિ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે મોક્ષમાં ફક્ત બ્રહ્મની જ સ્ફૂર્તિ થાય છે; તેથી જે રીતે ગોપીજનોને ફક્ત ભગવાનમાં જ આસક્તિ ઉત્પન્ન કરીને કેવળ શૃંગારરસરૂપ કૃષ્ણના અદ્વૈતની સ્ફૂર્તિ થાય તે રીતે ભગવાન્ ઉપાય કરવાની ઇચ્છા કરે છે. આ ઉપાય ભગવાનનો નાદ છે. નાદથી પરમ આનન્દ ઉત્પન્ન થતાં બીજા બધા પદાર્થોનું વિસ્મરણ થાય છે એ વાત લોકમાં પ્રસિદ્ધ છે. આમ હોવાથી અહીં શૃંગારરસાત્મક કૃષ્ણના અદ્વૈતની સ્ફૂર્તિને મોક્ષ કહેવામાં આવ્યું છે. અર્થાત્ 'મોક્ષ આપવાને માટે જ' એનો અર્થ 'શૃંગારરસાત્મક કૃષ્ણના અદ્વૈતની સ્ફૂર્તિ' એ પ્રમાણે કરવાનો છે. ગોપી-જનોના નાદને ઉપનિષદ્ કહેવામાં આવે છે, કારણ કે તે ભગવાનના સ્વરૂપનો પ્રકાશ કરે છે. ગોપીજનોનો નાદ રસાત્મક પ્રભુના સ્વરૂપનું જ ગાન કરે છે. જે પ્રકારનું પ્રભુનું સ્વરૂપ આ ગોપીજનો ગાય છે તે જ પ્રકારનું પ્રભુનું સ્વરૂપ છે, કારણ કે પ્રભુનું સ્વરૂપ ફક્ત ગોપીજનો જ જાણી શકે છે.) ગોપીજનનો નાદ અને ભગવાનનો નાદ સરખા છે. મોક્ષરૂપી એક કાર્ય કરવાથી નાદમાં સરખાપણું છે. મોક્ષમાં બે કાર્ય હોય છે. પૂર્વ સંઘાતમાંથી નિવૃત્તિ કરાવવી અને બ્રહ્મની પ્રાપ્તિ કરાવવી. (પહેલું કાર્ય ગોપીજનના નાદથી થાય છે, જ્યારે બીજું કાર્ય ભગવાનના નાદથી થાય છે.) આ સિદ્ધ કરવાને માટે ભગવાન્ વિના બીજા બધા પદાર્થો દૂર કરવાને માટે રસાત્મક શ્રીકૃષ્ણના સ્વરૂપનું વર્ણન કરનારા ગોપીજનોના નાદરૂપી ઉપનિષદોનો ઉપયોગ છે. સ્વર એટલે સંગીતના ષડ્જ વગેરે સાત સ્વરો. (ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એ સાત સ્વરો છે. આ સ્વરો જુદા જુદા પ્રાણીઓના શબ્દોના જેવા હોય છે: દાખલા તરીકે મોરનો શબ્દ અને ષડ્જ સ્વર સરખા છે. તેથી મોર ષડ્જ સ્વર બોલે છે એમ કહેવાય છે. સ્વરની સાત શુદ્ધ જાતિઓ છે અને અગીઆર મિશ્ર જાતિઓ છે.) તેના જાતિભેદો હોય છે, જેમ કે મોર ષડ્જ સ્વર બોલે છે, તેમ જ બીજાંઓ પણ—પક્ષીઓ, મનુષ્યો—બોલે છે, બીજા જીવો પણ ષડ્જ સ્વર બોલે છે; તો પણ તેમની—સ્વરોની—પેટા જાતિઓ હોય છે. બ્રહ્માએ જે ક્રમથી જે રસ પ્રકટ થાય અને જે અભિપ્રાયથી જગતમાં સ્વરો ઉત્પન્ન કર્યા છે, તે સ્વરો તે જ પ્રમાણે જો વાપરવામાં આવે તો સ્વર અને તેની જાતિઓ અભિશ્રિત—શુદ્ધ—રહે. આ કામ ભગવાન્ કરી શકે છે, બીજો કોઈ કરી શકતું નથી. પણ જો ગોપીજનો આ સ્વરોને અને જાતિઓને ઊંચાં કરે તો ભગવાનને સંતોષ થાય એ યોગ્ય છે. આ વાત શુકદેવજી પૂજિતા તેન એ શબ્દોમાં કહે છે. તેન એટલે ભગવાનથી, અર્થાત્ તે ગોપીજન ભગવાનથી

नाश्चर्यहेतुः । अन्ये तु तत्स्वरूपमेव न जानन्ति, कुतः पुनः करिष्यन्तीति तेनैव पूजिता । किञ्च, कार्यमपि उन्नयनेन जातमिति साधुसाध्विति । प्रीयता प्रीतिं कुर्वता भगवता । स्वरूपतः फलतश्च साधुत्वाय द्विरुक्तिः । प्रीतिश्च तुल्यत्वात् सर्वथा कार्यानुगुणत्वात् । अन्या पुनः उन्नीतमेव यावद् भगवता पुनर्गृह्यते, तावत्तथैवोन्नयनं कृतवतीत्याह तदेवेति । तदेवोन्नीतं ध्रुवं निश्चलं यथा भवति, तथा उन्निन्ये । तं नादं ध्रुवनादे योजितवती । ध्रुवनादः कारणनादः स्थायी स्वरः । 'यत्रोपविशति

અર્થાત્ તે ગોપીજન ભગવાનથી પૂજાઈ. ભગવાન્ પોતે બ્રહ્મ હોવાથી પોતાના વિચારેલા ક્રમ પ્રમાણે પોતે ગાન કરે તેમાં આશ્ચર્યનું કારણ નથી; પરંતુ બીજાઓ તો તેનું સ્વરૂપ પણ જાણતા નથી તો પછી તેનું ગાન ક્યાંથી કરશે (અથવા તો તેનું પૂજન ક્યાંથી કરશે)? આ કારણથી ભગવાને જ ગોપીજનોનું પૂજન કર્યું. વળી, ભગવાનનો ગોપીજનો વિષે ભાવ ઉત્પન્ન કરવાનું કાર્ય પણ સ્વરો ઊંચા કરવાથી થયું એ દર્શાવતાં શુકદેવજી કહે છે કે साधु साधु. प्रीयता એટલે પ્રીતિ કરતા ભગવાનથી (તે ગોપીજન પૂજાયાં). સ્વરૂપથી અને ફળથી ગોપીજન સારાં છે એ દર્શાવવાને માટે साधु શબ્દનો બે વાર પ્રયોગ કરવામાં આવ્યો છે. ભગવાનની ગોપીજન ઉપર પ્રીતિ થઈ તેનું કારણ એ કે તે તુલ્ય છે અને સર્વ પ્રકારે કાર્યને અનુકૂલ છે.

બીજી બાજુએ ઉભાં રહેલાં ગોપીજને તો પહેલાં ગોપીજને ઊંચે કરેલા સ્વર ભગવાન્ ફરીથી ગ્રહણ કરે તેટલામાં જ તે જ પ્રકારે ઊંચે કર્યો એમ શુકદેવજી तदेव એ શબ્દોમાં કહે છે. તે જ—ઊંચે કરેલો ધ્રુવ—જે પ્રકારે નિશ્ચલ થાય તે પ્રકારે આ બીજાં ગોપીજને ઊંચો કર્યો; અર્થાત્ તેમણે તે નાદને ધ્રુવનાદમાં યોજ્યો. ધ્રુવનાદ એ કારણનાદ છે અને તેથી તે સ્થાયી સ્વર કહેવાય છે. 'જેમાં રાગ રહે છે તે સ્વર સ્થાયી કહેવાય છે' એમ સંગીતશાસ્ત્રમાં કહેવામાં આવેલું છે.

(સંગીતમાં ગાનક્રિયાને વર્ણ કહેવામાં આવે છે. તે ચાર પ્રકારનો છે: સ્થાયી, આરોહી, અવરોહી અને સંચારી. એક જ સ્વરનો રહી રહીને જે પ્રયોગ કરવામાં આવે છે તે સ્થાયી વર્ણ કહેવાય છે. સ્થાયી વર્ણનું આ પ્રમાણે બીજું લક્ષણ પણ છે; તો પછી આ ગાનમાં કયા પ્રકારનો સ્થાયી છે તે વિષે સંદેહ થાય છે. તેથી શ્રીમહાપ્રભુજી બીજો પક્ષ દર્શાવતાં આજ્ઞા કરે છે કે) અથવા તો ભગવાનનો નાદ જ છે; અર્થાત્ ભગવાને તે જ પ્રમાણે ગાયું. (જે પ્રકારના નાદમાં ગોપીજનનો નાદ જોડવામાં આવે છે તે જ પ્રકારે ભગવાને ગાયું. સ્વરો ચાર પ્રકારના છે: વાદી, સંવાદી, વિવાદી અને અનુવાદી. તેમાં વાદી રાજા છે અને સંવાદી તેનો અમાત્ય કહેવાય છે. તેથી ભગવાનનો નાદ વાદી છે, રાજા છે; અને તેથી ધ્રુવ છે. ભગવાનના આ નાદમાં જ ગોપીજને સંવાદી નાદ જોડ્યો છે.)

तदेव ध्रुवमुन्निन्ये એ વાક્યનો કેટલાક ટીકાકારો એવો અર્થ કરે છે કે ગોપીજને ધ્રુવતાલ વગેરેમાં (પોતાનો નાદ) જોડ્યો. પરંતુ આ અર્થ ગળે ઉતરતો નથી. (કારણ કે તે પ્રકારનું કાર્ય સહેલું છે, એટલે તે ગોપીજનને માન આપવાનું કારણ ભગવાનને રહેલું નથી; અને તેથી 'ભગવાને તેને બહુમાન આપ્યું' એમ જે કહેવામાં આવ્યું છે તે ઘટતું નથી; વળી ટીકાકાર કહે છે તે પ્રમાણે જો અર્થ હોય તો શુકદેવજીએ ध्रुवमुन्निन्ये ને બદલે ध्रुवे उन्निन्ये એમ કહેવું જોઈતું હતું.)

આ પ્રમાણે ગોપીજને ધ્રુવમાં પોતાનો નાદ જોડ્યો એટલે ભગવાને તેમને બહુ જ સન્માન આપ્યું. શ્લોકમાં च છે તેથી એમ પણ જણાય છે કે ભગવાને તે ગોપીજનને અભીષ્ટ વસ્તુ પણ આપી. આ પ્રમાણે ગોપીજનોમાં અંદરનું સામર્થ્ય આવ્યું, તો પછી બહારનું સામર્થ્ય આવ્યું તેમાં શું કહેવાનું રહ્યું એમ તાત્પર્ય છે. बहु એટલે સર્વ ગોપીજનોથી અધિક. આ પ્રમાણે ઐશ્વર્ય અને વીર્યરૂપ અને ઉપનિષદ્રૂપ આ બે ગોપીજનોનું વર્ણન કરવામાં આવ્યું. (આ બે ગોપીજનોમાં ભગવાને પોતાના ઐશ્વર્ય અને વીર્ય એ બે ધર્મો સ્થાપ્યા એટલે આ બે ગોપીજનો પણ ઐશ્વર્યરૂપ અને વીર્યરૂપ થયાં. काचित् समं मुकुन्देन એ શ્લોકમાં જે ગોપીજનનું વર્ણન કરવામાં આવેલું છે તે ગોપીજનમાં ભગવાન્ એકલાથી જ ઊંચે લેવાતા સ્વર અને જાતિને ઊંચે લેવાનું સામર્થ્ય છે, એટલે તે ગોપીજનમાં ઐશ્વર્ય છે એમ જાણવું, કારણ કે જે કાર્ય ઈશ્વર કરે છે તે કાર્ય તેમણે કર્યું છે. तदेव ध्रुवमुन्निन्ये એ શ્લોકમાં જે ગોપીજનનું

रागः स्वरः स्थायी स कथ्यते'। भगवन्नाद एव वा । भगवता तथैव गीतमिति । ध्रुववालादिषु योजितवतीति केचित् । तन्न विचारक्षमम् । एवं ध्रुवयोजनायां भगवांस्तस्यै बहुँव सन्मानमदात् । चकाराद्भीष्टमपि । एवं तासामन्तःसामर्थ्यं ज्ञातमिति बहिःसामर्थ्यं किं वक्तव्यमिति भावः । बह्विति सर्वेभ्योऽप्यधिकम् । ऐश्वर्यवीर्यरूपे चैते निरूपिते । अन्याश्चतस्रः क्रमेण बोद्धव्याः ॥ १० ॥

कीर्तिर्हि भगवन्तमेवावलम्बते । अतः कायिकं व्यापारं द्वयोराह काचिदिति ।

काचिद्रासपरिश्रान्ता पार्श्वस्थस्य गदाभृतः ।
जग्राह बाहुना स्कन्धं श्लथद्वलयमल्लिका ॥ ११ ॥

रासेन परितः श्रान्ता स्वस्यैकस्मिन् पार्श्वे विद्यमानस्य स्कन्धं स्वबाहुना जग्राह । गदाभृत इति भगवतः स्थिरत्वाय । अधिकप्रयत्ने अन्यथा क्रियमाणे रासो भज्येत । परिश्रमो रसाधि-

---

वर्णन करवामां आवेलुं छे तेमनामां वीर्य नामनो धर्म छे, कारण के ऊंचे लीधेला स्वर अने जातिनुं भगवान् फरीथी ग्रहण करे ते पहेलां ज आ गोपीजने तेनुं ग्रहण करी लीधुं. वीर्य विना भगवाननी पहेलां कोईनाथी पण आ प्रमाणे ग्रहण थई शके नहि, तेथी आ गोपीजनमां वीर्यधर्म छे एम स्वीकारवुं ज जोईए.) बाकीनां चार गोपीजनो क्रमथी कीर्ति वगेरे रूपे जाणवां. (भगवानना बाकीना चार धर्मो—कीर्ति, श्री, ज्ञान अने वैराग्य—बाकीनां चार गोपीजनोमां स्थापवामां आवे छे एटले ते गोपीजनो ते ते रूपे जणाय छे. आनुं वर्णन अनुक्रमे ११ थी १४ ए चार श्लोकमां करवामां आवेलुं छे.) १०

(रासक्रीडामां गोपीजनोना अने भगवानना एक युगले जे गान कर्युं तेनुं वर्णन अपाई गयुं. हवे बीजा युगले शारीरिक व्यापार कर्यो तेनुं वर्णन करवामां आवे छे. तेमां श्रीनो भगवान् विषे शारीरिक व्यापार प्रसिद्ध छे, एटले श्रीरूप गोपीजननो ज भगवानने विषे जे कायिक व्यापार छे तेनुं ज जो के वर्णन करवुं जोईए, छतां कीर्ति पण भगवानने ज अवलंबीने रहेली छे, एटले कीर्तिरूप अने श्रीरूप गोपीजनोना शारीरिक व्यापारनुं वर्णन अगीआर अने अने बार ए बे श्लोकोमां करवामां आवे छे.)

कीर्ति खरेखर भगवानने ज अवलंबीने रहेली छे. तेथी कीर्तिरूप अने श्रीरूप ए बे गोपीजनोना शरीरनी क्रियानुं वर्णन करतां शुकदेवजी कहे छे के काचित्.

रास रमवाथी थाकी गएलां अने जेमनी कंकणना जेवी मल्लिकाना
पुष्पोनी माळा शिथिल थई गई हती एवां कोई एक गोपीजने पासे
ऊभेला भगवाननो खभो पोताना हाथथी झाली लीधो. ११.

रासथी घणां थाकी गएलां कोई एक गोपीजने पोतानी एक बाजुए ऊभेला भगवाननो खभो पोताना हाथथी पकडी लीधो. गदाभृत् एटले गदाने धारण करनारा भगवानः तेमनी स्थिरताने माटे आ गोपीजने तेमनो खभो पोताना हाथ वती पकड्यो. स्थिर ऊभा रहेवाने माटे भगवान् गदावडे जो वधारे प्रयत्न करे तो रासनो भंग थई जाय. (भगवान् कोईक-वखत गदानो आधार लईने ऊभा रहे छे अथवा तो चाले छे. रासक्रीडामां भगवाननुं चरण आमतेम डगी न जाय अने पोते स्थिर ऊभा रहे एटला माटे आ गोपीजने भगवाननो खभो झाल्यो अने तेथी भगवान् स्थिर रहीने पहेलांनी माफक मंडळ अने नृत्य चालु राख्युं. भगवान गदा धारण करनारा छे, एटले रासक्रीडामां चरण खसी न जाय एटला माटे भगवान् ते वखते गदानुं स्मरण करे ए शंका लावीने गोपीजने पोते ज भगवाननो खभो झाली लीधो अने तेमने आधार आप्यो, जेथी भगवान् पडी न जाय. आ गोपीजन थाकेलां हतां एटले अमथुं पोतानो भार नाख्यो एम कहेवुं जोईए, फक्त भगवाननो खभो झालवाने माटे नहि: आ प्रमाणे जो शंका थाय तो तेनुं समाधान ए के जो गोपीजन ते प्रमाणे करे तो रासनो भंग थई जाय.)

आ गोपीजनने जे थाक लाग्यो छे ते रस वधी जवाथी लाग्यो छे (नहि के देहनी पीडाने लीधे) आम जो न मानीए तो रसने माटे गोपीजननी प्रवृत्ति न थाय. (गोपीजन भगवाननो खभो झाले

क्यात् । अन्यथा रसार्थं प्रवृत्तिर्न स्यात् । मण्डलपरित्यागे मण्डलसिद्ध्यर्थं भगवतापि हस्तग्रहणं सम्भवति । अत एकस्मिन् पार्श्वे भगवानेव । पार्श्वभागे विद्यमानस्य भगवतः कण्ठग्रहणं वृक्षाधिरूढालिङ्गनं भवति । भगवता पूर्वं कण्ठे सा गृहीता, तथापि भगवान् गृहीत इति मित्रवत् स्थितिः स्यादिति तन्निवृत्त्यर्थमाह श्लथद्वलयमल्लिकेति । श्लथन्ती वलयाकारा मल्लिका यस्याः । कबरे वलयाकारेण मल्लिकामाला बद्धा । सा च शिथिला जातेति वैकल्यं प्रदर्शितम् । आप्तता च प्रदर्शिता ॥ ११ ॥

तत्रैकांसगतं बाहुं कृष्णस्योत्पलसौरभम् ।
चन्दनालिप्तमाघ्राय हृष्टरोमा चुचुम्ब ह ॥ १२ ॥

---

એટલે એમનો એક હાથ રાસમંડલથી છૂટો પડી જાય, અને તેથી મંડલનો ભંગ થતાં રાસનો ભંગ
થાય; અથવા તો નૃત્યના આવેશમાં ગોપીજનનો હાથ છૂટી જાય અને તેથી મંડલનો ભંગ થાય; આ
પ્રમાણે ન થાય તેટલા માટે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) મંડલનો ભંગ થાય એટલે એ મંડલને પૂર્ણ
કરવાને માટે ભગવાન્ પણ બીજાં ગોપીજનનો હાથ ઝાલે છે એ સંભવિત છે. (આ પરિસ્થિતિમાં પાસે
ભગવાન્ જ હોય છે, ભગવાનની પેલી બાજુએ રહેલાં ગોપીજન નહિ.) તેથી એક બાજુએ પાસે ભગ-
વાન્ જ છે. પાસે ઉભા રહેલા ભગવાનનું કંઠમાંથી ગ્રહણ કરવાથી વૃક્ષાધિરૂઢ નામનું આલિંગન થાય છે.
(જેમ માણસ ઝાડ ઉપર પોતાના પગ વારાફરતી મૂકીને ચઢી જાય છે તેમ નાયિકા પોતાના નાયકના
ચરણમાં એક ચરણ લગાવીને બીજા ચરણથી નાયકના સાથળ ઉપર ચઢે છે ઇત્યાદિ વર્ણન રતિરહસ્ય
નામના કામશાસ્ત્રના ગ્રન્થમાં (પ. ૬-૧) આપવામાં આવેલું છે. આ પ્રકારના આલિંગનને વૃક્ષાધિરૂઢ
કહેવામાં આવે છે.)

(આ અધ્યાયના ત્રીજા શ્લોકમાં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે) ભગવાને પહેલાં ગોપીજનનું
કંઠમાંથી ગ્રહણ કર્યું; ગોપીજને પણ ભગવાનનું કંઠમાંથી જ ગ્રહણ કર્યું; એટલે ગોપીજન ભગવાનના
મિત્ર જેવાં થશે. આ શંકાનું નિવારણ કરવાને માટે શુકદેવજી કહે છે કે શ્લથદ્વલયમલ્લિકા. શિથિલ
થઈ ગયાં છે કંકણના આકારનાં મલ્લિકાપુષ્પો—અર્થાત્ મલ્લિકાપુષ્પોની માળા—જેમનાં એવાં ગોપીજનો
છે. અંબોડામાં કંકણના આકારવાળી મલ્લિકાપુષ્પોની માળા બાંધવામાં આવેલી હતી; તે શિથિલ થઈ ગઈ.
આ પ્રમાણે ગોપીજનની વિકલતા અને આપ્તતા દર્શાવવામાં આવી.

(અંબોડાને પકડીને જે ચુંબન કરવામાં આવે છે તે રસના અતિમાદને લીધે થાય છે; એટલે ભગ-
વાને ગોપીજનને આ પ્રકારે ચુંબન કરવાથી મલ્લિકાની માળા શિથિલ થઈ ગઈ. આ પ્રમાણે ભગવાને આ
ગોપીજનને મહારસનું દાન કરીને તેની આપ્તતા—આ ગોપીજન મારાં આપ્ત છે એવી આપ્તતા—દર્શાવી.
તેથી ભગવાનની આંગળીઓને લીધે પુષ્પો જ શિથિલ થયાં, માળા નહિ, એમ ભાવ છે. અથવા આપ્તતા
બીજે પ્રકારે પણ સમજાવી શકાય છે:—શુકદેવજીએ ભગવલ્લીલાનું જે વર્ણન કર્યું તે ઉપરથી તેમની
આપ્તતા—જેવું જુવે તેવું જ કહેવું, અર્થાત્ સત્ય કહેવું એ પદ્ધતિ—દર્શાવવામાં આવે છે. અથવા તો
આપ્તતાનો ત્રીજો અર્થ પણ સંભવે છે:—ક્રીડામાં પરસ્પર પોતાની શ્રેષ્ઠતાનું જ વર્ણન કરવામાં આવે છે,
પોતાનો પરિશ્રમ નહિ; જ્યારે અહીં તો આ ગોપીજને ભગવાનનો ખભો પકડ્યો અને તે દ્વારા પોતાનો
શ્રમ દર્શાવવાથી પોતાની શ્રેષ્ઠતા દર્શાવવામાં આવી નહિ; પરંતુ જે સ્વકીય ઇષ્ટ છે તેમનું જ અવલંબન
કરવામાં આવે છે જ, અને તે રીતે ભગવાન્ મારા આપ્ત છે, ઇષ્ટ છે, એમ આ ગોપીજને દર્શાવ્યું.) ૧૧

તે જ સમયે બીજાં એક ગોપીજને પોતાના ખભા ઉપર રહેલો, કમ-
ળના કરતાં વધારે સુગંધવાળો, ચંદનથી લેપાએલો ભગવાનનો હસ્ત સુંઘ્યો,
અને આનન્દમાં રોમાંચ થતાં તેનું ચુંબન કર્યું. ૧૨

अन्या पुनः स्वस्य एकांसगतं बाहुमुत्पलापेक्षया अधिकपरिमलयुक्तं चन्दनेनालिप्तं बाहुमाघ्राय अन्तःप्रविष्टामोदा पूर्णानन्दा सती हृष्टरोमा बाहुमेव चुचुम्ब । रूपस्पर्शौ पूर्वमेव स्थितौ । गन्धरसयोरप्यनुभवं कृतवतीति । हेत्याश्चर्ये । तत्रेति तस्मिन्नेव समये, तत्रैव भगवति वा । उभयपार्श्वस्थयोर्गोपिकयोस्तथा सति विनियोग उक्तो भवति । एकांसगतमिति वा । सैव तथा कृतवतीति केचित् । सदानन्दत्वात् सर्वत्रैव समरसता । उत्पलं हि रात्रिविकारि । तत् स्त्रीणां मनोज्ञम् । आघ्राणे चन्दनजसौरभमेव न हेतुः, किन्तु ततोऽपि विलक्षणं साधारणजनावेद्यं तदपेक्षयापि सौरभयुक्तत्वेनात्यलौकिकभाववतीनामेव वेद्यम् । सहजसौरभमित्यपि ज्ञापनायेदं विशेषणम् । चन्दनालेपः विवेकधैर्यनाशनार्थः । घ्राणेनान्तःप्रवेशनमस्या विशेषः । एषा श्रीरूपा ॥ १२ ॥

---

બીજી બાજુએ ઉભાં રહેલાં બીજાં કોઈ એક ગોપીજને પોતાના એક ખભા ઉપર આવેલા (ભગવાનના) બાહુને, કમળના કરતાં પણ અધિક સુગંધિવાળા અને ચંદનથી લેપાએલા બાહુને, સુંઘ્યો, અને તેની સુગંધિ અંદર જતાં પૂર્ણ આનન્દ પ્રાપ્ત કરીને આનન્દનાં રોમાંચ ખડાં થઈ જતાં તે જ બાહુનું ચુંબન કર્યું. (બે બાજુએ ઉભાં રહેલાં ગોપીજનોનો વિનિયોગ જુદે જુદે સમયે થાય છે એમ સમજવું. આથી 'ગોપીજનની પાસે ભગવાન્ જ છે' એ વાક્યની સાથે વિરોધ નહિ આવે. 'તે જ સમયે બન્ને ય ગોપીજનોનો વિનિયોગ થયો' એ પક્ષ સ્વીકારવામાં આવે તો ભગવાનના મહાત્મ્યથી જ, જેમ બીજા યુગલમાં ઉભા રહેલા ભગવાનનું દર્શન થતું નથી તેમ, અન્યોન્યનું પણ દર્શન થતું નથી એમ સમજવું.)

રૂપ અને સ્પર્શ પહેલેથી જ હતાં, (ભગવાનના રૂપનું દર્શન અને ભગવાનના શ્રીઅંગનો સ્પર્શ ગોપીજનોને પહેલેથી જ હતો,) એટલે આ શ્લોકમાં કહેવામાં આવે છે કે ભગવાનના ગન્ધ અને રસનો પણ અનુભવ આ ગોપીજને કર્યો. શ્લોકમાં આવેલો ह આશ્ચર્ય દર્શાવે છે. तत्र એટલે તે જ સમયે, અથવા તો તે જ ભગવાનમાં. ભગવાનના શ્રીહસ્તને સુંઘનાર અને તેને ચુંબન કરનાર ગોપીજન ગયા શ્લોકમાં વર્ણવેલાં ગોપીજનથી ભિન્ન છે એમ માનવાથી ભગવાનની બન્ને ય બાજુએ ઉભેલાં ગોપીજનોનો વિનિયોગ થયો એમ સિદ્ધ થયું. (પણ કેટલાક ટીકાકારો માને છે તે પ્રમાણે આ શ્લોકનાં ગોપીજન અને ગયા શ્લોકનાં ગોપીજન ભિન્ન નથી પણ એક જ છે એમ જો માનવામાં આવે તો બન્ને બાજુએ ઉભેલાં ગોપીજનોનો વિનિયોગ થાત નહિ.)

(પ્રથમ શ્રીમહાપ્રભુજીએ एकांसगतम् ને એક સમાસ માનીને અર્થ આપ્યો; હવે एका એમ પ્રથમા વિભક્તિવાળું પદ સ્વીકારીને અર્થ આપે છે.) અથવા તો એક ગોપીજને ખભા ઉપર રહેલા....એ પ્રમાણે અન્વય કરવો. કેટલાક ટીકાકારો એમ માને છે કે ગયા શ્લોકમાં વર્ણવેલાં ગોપીજને જ આ શ્લોકમાં બતાવ્યા પ્રમાણે કર્યું. (બીજા ટીકાકારોનો અભિપ્રાય સ્વીકારવામાં આવે તો કીર્તિ અને શ્રીનો પહેલાં જણાવેલો ભેદ ઘટી શકે નહિ, તેથી આ અભિપ્રાય શ્રીમહાપ્રભુજીને સમ્મત નથી એમ केचित् પદ ઉપરથી સ્પષ્ટ જણાય છે.) (ભગવાનના અધરમાં જે પ્રમાણે રસ રહ્યો છે તે પ્રમાણે તેમના બાહુમાં રસ નથી રહ્યો, તો પછી ગોપીજને અધરનું ચુંબન કરવાને બદલે બાહુનું ચુંબન શા માટે કર્યું ? આ શંકા દૂર કરવાને માટે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) ભગવાન્ સદાનન્દ છે તેથી તેમના દરેક શ્રીઅંગમાં સરખા પ્રમાણમાં રસ રહેલો છે. ઉત્પલ નામનું કમળ રાત્રીએ વિકાસ પામે છે અને તે સ્ત્રીઓને બહુ ગમે છે. ગોપીજને ભગવાનના શ્રીહસ્તને સુંઘ્યો તેનું કારણ ચન્દનની સુગંધિ જ છે એમ નથી. પરંતુ તેના કરતાં પણ વિલક્ષણ સામાન્ય માણસો ન જાણી શકે એવું કારણ છે, અને તે ચન્દનની સુગંધિ કરતાં પણ વધારે સુગંધિવાળું છે, અને તેથી જેમનામાં અલૌકિક ભાવ હોય તે જ તે જાણી શકે છે. ભગવાનના શ્રીહસ્તમાં સ્વાભાવિક સુગંધિ રહેલી છે એ દર્શાવવાને માટે પણ चन्दनालिप्तम् એ વિશેષણ મૂકવામાં આવ્યું છે. ભગવાનના શ્રીહસ્તને ચન્દનનો જે લેપ કરવામાં આવેલો છે તે વિવેક અને ધૈર્યનો નાશ કરવાને માટે છે. (ચન્દનનો લેપ વગેરે અંગરાગ અનુભાવાત્મક હોવાથી ભગવાનને વિષે રહેલો વિશિષ્ટ પ્રકારનો ભાવ ઘણો વધે છે, અને તેથી વિવેક અને ધૈર્યનો નાશ થાય છે. બાહુનું ચુંબન કરવું એ જગતમાં પ્રસિદ્ધ નથી, તેથી સખીઓની સમક્ષ હું બાહુને શી રીતે ચુંબન કરી શકું ? આ વિચારનું નામ

कयाचिद्भगवद्गृहीतताम्बूलं ज्ञानवद्गृहीतमित्याह कस्याश्चिदिति ।

---

વિવેક. ભગવાનની સાથે એકાન્ત સમય મેળવવાની રાહ જોઈને ઉભા રહેવું તે કાર્ય ધૈર્યનું છે.) ભગવાનનો શ્રીહસ્ત સુંઘવાથી અંદર પ્રવેશ થયો એ જ આ ગોપીજનની બીજાં ગોપીજનો કરતાં વિશિષ્ટતા છે. આ ગોપીજન શ્રીરૂપ છે. ૧૨

કોઈ એક ગોપીજને ભગવાને ગ્રહણ કરેલું તાંબૂલ—પાન—જ્ઞાનની માફક ગ્રહણ કર્યું એમ શુકદેવજી **कस्याश्चित्** એ શ્લોકમાં કહે છે.

(આ શ્લોકમાં વર્ણવેલાં ગોપીજન ગયા અધ્યાયના **काचिदञ्जलिना** (ભાગ. ૧૦. ૨૯. ૫) એ શ્લોકમાં વર્ણવેલાં ગોપીજનથી ભિન્ન નથી; આ પ્રમાણે જો ન માનીએ તો આ તેરમા શ્લોકમાં જે **प्रादात्**—દાન કર્યું—પદ મૂકવામાં આવેલું છે તેનો વિરોધ થાય. **काचिदञ्जलिना** શ્લોકમાં જે તાંબૂલનું વર્ણન કરવામાં આવેલું છે તે લક્ષ્મીજીએ ભગવાનને સમર્પણ કરેલું છે, જ્યારે આ શ્લોકમાં વર્ણવેલું તાંબૂલ આ ગોપીજનને જ ભગવાનને અર્પણ કરેલું છે, કારણ કે આ શ્લોકમાં **कस्याश्चित्** એ પદમાં આવેલી છઠ્ઠી વિભક્તિ સંબંધ સૂચવે છે. જેમ શિષ્ય ગુરુની પાસે જઈને તેમની સેવા કરવાથી તેમની પાસેથી જ્ઞાન મેળવે છે તેમ આ ગોપીજન પણ ભગવાને ગ્રહણ કરેલું તાંબૂલ પોતાના ગાલ ભગવાનના ગાલ સાથે મેળ-વીને પ્રાપ્ત કરે છે. આ ગોપીજનને તાંબૂલનું દાન ભગવાન્ કરે છે એ વાત શુકદેવજી આ શ્લોકમાં કહે છે.

દ્વિતીય સ્કંધમાં નિરોધનું જ્યાં લક્ષણ આપવામાં આવેલું છે (**निरोधोऽस्यानुशयनम्** ભાગ. ૨. ૧૦. ૬) ત્યાં શ્રીમહાપ્રભુજી સુબોધિનીજીમાં આજ્ઞા કરે છે કે નાડીરૂપી બ્હોંતેર દેહની શક્તિઓ છે, શ્રી વગેરે પોતાની બાર શક્તિઓ છે, અને જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિના ભેદથી શયન ત્રણ પ્રકારનું છે; આ કારણથી દશમસ્કંધના ૮૭ અધ્યાય છે. આ વ્યાખ્યાન સ્થૂળ દૃષ્ટિએ કરવામાં આવેલું છે, કારણ કે પ્રશ્નોપનિષદમાં શ્રુતિ છે કે 'આ હૃદયમાં એકસો એક નાડીઓ છે; તેમાં દરેક નાડીમાં બીજી સો નાની નાડીઓ છે; આ દરેક નાની નાડીમાં બ્હોંતેર હજાર નાની નાડીઓ છે' (પ્રશ્ન ૩. ૬). વળી દશમ સ્કન્ધમાં પણ વાક્ય, પ્રકરણ વગેરે જે વિષયોનું પ્રતિપાદન કરવામાં આવેલું છે તેનો વિચાર કરતાં જણાય છે કે તે બધા વિષયો અનન્ત છે. આ પ્રમાણે 'પરમાત્માની પરા શક્તિ વિવિધ જ છે' એ શ્રુતિની અંદર એમ કહેવામાં આવ્યું છે કે ભગવાનની શક્તિ અનેક પ્રકારની છે. આ બધાં કારણોને લીધે ભક્તોના નિરોધમાં પણ ભગવાનના ગુણધર્મોના ભેદથી અનેક પ્રકાર પ્રાપ્ત થાય છે. બધાંયમાં જે ગોપીજનો અંતરંગ છે તે તો ધર્મરૂપ જ છે, કારણ કે તે ભગવદ્રૂપત્વનું જ્ઞાન આપે છે. અહીં વર્ણન કરવામાં આવતી ભગવલ્લીલામાં રહેલાં ગોપીજનો પણ અંતરંગ જ છે એમ સંખ્યાના બળથી નિશ્ચય થાય છે. તેમાં ઐશ્વર્ય, વીર્ય, યશ અને શ્રી એ ચાર પ્રકારનાં ગોપીજનોના સ્વરૂપનો પરિચય તેમનાં જુદાં જુદાં કાર્યો ઉપરથી જ થઈ જાય છે, એટલે તેમાં વિશેષની સ્પષ્ટતા કરવામાં આવી નથી; પરંતુ આ શ્લોકના ગોપીજનની જ્ઞાનરૂપતા દર્શા-વનારૂં કાર્ય અહીં અને આગળ ઉપર સ્પષ્ટ નથી, પણ તેમની યોગ્યતા જ સ્પષ્ટ છે, એટલે તે યોગ્યતાના બળથી તે ગોપીજન જ્ઞાનરૂપ છે એમ સ્પષ્ટતા કરવાની જરૂર રહે છે. જેમ **अञ्जलिना सकृन्** **प्रदाय्यैव जुहुयात्** એ વાક્યમાં સક્તુ—સાથવો—હાથમાં રહી શકે એટલા માટે અંજલિ પહોળી રાખ-વામાં આવે છે એમ નિશ્ચય થઈ શકે તેમ આ ગોપીજનની યોગ્યતાને લીધે જ નિશ્ચય થઈ શકે છે કે આ ગોપીજન જ્ઞાનરૂપ છે. ઐશ્વર્ય વગેરે ભગવદ્ધર્મો ભગવાનમાં નિત્ય છે અને બીજે સ્થળે આગન્તુક—અનિત્ય—છે એ પ્રમાણે **युक्तं भगैः स्वैरितरत्र चाध्रुवैः** એ સ્થળે નિશ્ચય કરવામાં આવ્યો છે. આ કારણે જ આપણા ચાલતા પ્રસંગમાં પણ આ ગોપીજનો રસસ્વરૂપની અંદર પડેલાં હોવાથી અને ધર્મરૂપ હોવાથી ભગવાનથી ભિન્ન નથી, છતાં પણ અવતારને લીધે તેઓ ભગવાનથી ભિન્ન છે, એટલે તેમનામાં—ગોપીજનોમાં—રહેલા ઐશ્વર્ય વગેરે ધર્મો આગન્તુક છે એમ તેમના કાર્યદ્વારા પણ જણાવ-વામાં આવ્યું. આ પ્રમાણે હોવાથી આ ગોપીજનનું જ્ઞાન પણ આગન્તુક છે; એટલે તેનું દાન કરવામાં દાન લેનારને—ગોપીજનને—સાધનથી અને સ્વરૂપથી યોગ્યતાનું દાન કરવામાં કારણભૂત જે ભગવાનનો અનુગ્રહ છે તેનું મૂળ શ્લોકમાં સૂચન કરવામાં આવેલું છે.)

कस्याश्चिन्नाट्यविक्षिप्तकुण्डलत्विषमण्डितम् ।
गण्डं गण्डे सन्दधत्या प्रादात्ताम्बूलचर्वितम् ॥ १३ ॥

कस्यैचित् ताम्बूलचर्वितमदादिति । स्वगण्डं भगवद्गण्डे सन्दधत्या इति तस्या अपेक्षा लाघवं च सूचितम् । सम्मुखत्वाभावेऽपि लाघवेनैव प्रादात् । अनेन तस्यै स्वविद्या दत्तेति ज्ञापितम् । तेनेयमेवोपदेष्ट्री भगवदसन्निधाने सर्वासां भविष्यति । तस्या विद्यायोग्यतां वक्तुं लौकिकक्रियाज्ञानशक्तिमत्त्वमाह नाट्यविक्षिप्तकुण्डलत्विषमण्डितमिति । नाट्येन विक्षिप्तस्य कुण्डलस्य त्विषा मण्डितं गण्डम् । नाट्ये क्रियाशक्तिः प्रतिष्ठिता । कुण्डले ज्ञानशक्तिः । क्रियाशक्त्या विक्षेपोऽस्य-

---

કોઈ એક ગોપીજનને નૃત્યથી હાલતાં કુંડલોની કાન્તિથી શોભતા
પોતાના ગાલને ભગવાનના ગાલ સાથે લગાડ્યો, અને ભગવાને તેમને
ચાવેલું પાન આપ્યું. ૧૩

કોઈ એક ગોપીજનને ભગવાને ચાવેલું પાન આપ્યું. આ ગોપીજન પોતાનો ગાલ ભગવાનના ગાલ સાથે લગાડે છે તે ઉપરથી જણાય છે કે તેમને ભગવાનની અપેક્ષા છે, અને આ પ્રમાણે કરવામાં લાઘવ છે. ગોપીજન ભગવાનની સામે ઉભાં ન હતાં તો પણ લાઘવથી જ—સહેલાઈથી જ—તેમને ભગવાને ચાવેલા પાનનું દાન કર્યું. આ ઉપરથી—પ્રાદાત્ એ પ્રમાણે દાનમાં પ્રકર્ષ હોવાથી—જણાય છે કે ભગવાને આ ગોપીજનને પોતાની વિદ્યાનું દાન કર્યું, માયાનિર્મિત વિદ્યાનું નહિ. (જેમ બધાં વેદાન્તવાક્યોનું તાત્પર્ય બ્રહ્મવિદ્યા છે, તેમ ઉપનિષદ્ વગેરે વાણીના અધિપતિએ, રસાત્મક ભગવાને, પોતાના અન્તઃકરણને જ ભક્તો વિષેના સ્નેહના અંશથી પીલીને ચાવેલું પાન સ્થાપ્યું, અર્થાત્ ગોપીજનને ચાવેલું પાન આપ્યું. આ પ્રમાણે ભગવાનનું ચાવેલું પાન વિદ્યાના જેવું છે.) તેથી જ્યારે ભગવાન્ ગોપીજનોની પાસે નહિ હોય ત્યારે આ જ ગોપીજન તે બધાં ગોપીજનોને ઉપદેશ કરશે. (ગોપીજનોને જ્યારે ભગવાનનો વિરહ હોય છે ત્યારે તેમનું મરણ થાય એવી સ્થિતિ થાય છે; આ મરણ દૂર કરવાને માટે આ ગોપીજન તેમને ઉપદેશ આપે અને તેમનો જીવ બચાવે. જેમ બ્રહ્મવિદ્યા બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે તેમ અહીં પણ આ ગોપીજન ભગવાનની પ્રાપ્તિ કરાવે છે. આ પ્રમાણે ભગવાન્ ભક્તોને વિપ્રયોગરસનો અનુભવ કરાવે છે અને આ ગોપીજનના ઉપદેશદ્વારા તેમનું જીવન ટકાવે છે. વિદ્યારૂપી ચાવેલા પાનનું ગ્રહણ કરવાથી કવિત્વશક્તિ વગેરે શક્તિઓ પ્રાપ્ત થાય છે એ વાત જગતમાં પણ પ્રસિદ્ધ છે, તેથી આ ગોપીજન પણ ભગવાને દાન કરેલા તાંબૂલથી ઉપદેશ કરી શકશે એમાં શંકાને સ્થાન નથી શ્રીવિઠ્ઠલનાથજીએ પણ આ જ પ્રમાણે પોતાના પાનની પ્રસાદી ગોપાલદાસને આપી, અને તેથી ગોપાલદાસ એક મોટા કવિ થયા અને વલ્લભાખ્યાન વગેરે કાવ્યો રચી શક્યા.)

આ ગોપીજન ભગવાને દાન કરેલી વિદ્યા ગ્રહણ કરવાને માટે યોગ્ય છે એ દર્શાવવા શુકદેવજી नाट्यविक्षिप्तकुण्डलत्विषमण्डितम् એ પદવડે કહે છે કે આ ગોપીજનમાં લોકસિદ્ધ ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ છે. (સંયોગરસનો અનુભવ કરાવનારી ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ આ ગોપીજનમાં છે. આ પ્રમાણે સંયોગરસનો અનુભવ કરવાનું સામર્થ્ય આ ગોપીજનમાં હોવાથી વિપ્રયોગરસનો અનુભવ કરાવનારી વિદ્યાનું ગ્રહણ કરવાની તેમનામાં યોગ્યતા છે એમ સિદ્ધ થાય છે. આ ગોપીજન ભગવાનનું જ્યારે અનુકરણ કરતાં હતાં ત્યારે તેમની શોભા જોઈને ભગવાન્ પ્રસન્ન થયા અને તેમણે ગોપીજનને તાંબૂલનું દાન કર્યું.) નૃત્યથી હાલતાં કુંડલોની કાન્તિથી આ ગોપીજનનો ગાલ શોભતો હતો.

(હવે આધ્યાત્મિક દૃષ્ટિથી જે અર્થ સિદ્ધ થએલો છે તે કહેવામાં આવે છે. આ દૃષ્ટિથી જે અર્થ સિદ્ધ થશે તે અર્થ ઉપદેશ થયા પછી સાધન કરનાર પુરુષે ગ્રહણ કરવો.) નાટ્યમાં—નૃત્યમાં—ક્રિયાશક્તિ મુખ્ય છે, અને કુંડલમાં જ્ઞાનશક્તિ રહેલી છે. (बिभर्ति सांख्यं योगं च देवो मकरकुण्डले (ભાગ. ૧૨. ૧૧. ૧૨),—ભગવાન્ સાંખ્ય અને યોગરૂપી મકરના આકારનાં કુંડલો ધારણ કરે છે—એ

भ्यासः । योगात्मकत्वात् साधनानि वा । तस्य कान्तिरनुभवः । तेनालङ्कृता भक्तिः भगवत्प्रेम्णा सम्बद्धा । यथा सा भगवति रता, एवं तस्यामपि भगवान् रतः । तत्रापि गण्डमिदं साध्यरूपा भक्तिरुच्यते । तां लक्ष्मीं प्रति मूलपर्यंटनमिति । लक्ष्मीवन्तं प्रति पुनः पुनरावर्तत इति ज्ञानताम्बूलयोस्तुल्यता । चर्वितमिति साधनप्रयासाभावेन सिद्धदानम् ॥ १३ ॥

---

વાક્ય ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ભગવાનનાં કુંડલો સાંખ્યરૂપ અને યોગરૂપ છે. અહીં પણ આ ગોપીજન ભગવાનની શક્તિરૂપ હોવાથી ભગવાનથી ભિન્ન નથી એટલે ગોપીજનનાં કુંડલો પણ સાંખ્ય અને યોગરૂપ છે. આ શ્લોકમાં ગોપીજનના એક જ કુંડલનું વર્ણન કરવામાં આવેલું છે, પણ તે કુંડલ ડાબી બાજુનું છે કે જમણી બાજુનું છે એનો નિર્ણય થઈ શકતો નથી, તેથી શ્રીમહાપ્રભુજી બન્નેય રીતે—સાંખ્યની રીતે અને યોગની રીતે—વ્યાખ્યાન કરે છે. પ્રથમ સાંખ્યની રીતે વ્યાખ્યાન કરતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે કુંડલમાં જ્ઞાનશક્તિ રહેલી છે.)

નૃત્યમાં રહેલી ક્રિયાશક્તિથી વિક્ષેપ—ઘણો અભ્યાસ, આવૃત્તિ—થાય છે. (ગુરુની સેવા કરવામાં જે ક્રિયા રહેલી છે તેનાથી જે જ્ઞાન સારી રીતે મળે છે તેનું વર્ણન કરવામાં આવ્યું છે. સાંખ્યનું તાત્પર્ય જ્ઞાનમાં રહેલું છે. આ પ્રમાણે સાંખ્યની રીતે વિચાર કરતાં જણાય છે કે ભગવાને વિચારેલી રીત પ્રમાણે જ્ઞાનપૂર્વક કર્મ ઘણીવાર કરવામાં આવવાથી આ ગોપીજનની યોગ્યતા સિદ્ધ થાય છે.)

(હવે યોગની રીતે અર્થ આપતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) અથવા તો ગોપીજનનું આ કુંડલ યોગરૂપ હોવાથી સાધનોનું વર્ણન કરવામાં આવેલું છે. (આસન, પ્રાણાયામ વગેરે ક્રિયાથી સિદ્ધ થતું જે યોગાત્મક સાધન—ચિત્તની એકાગ્રતા—તેનું વર્ણન કરવામાં આવ્યું છે. આ પ્રમાણે યોગાત્મક કુંડલ લઈએ તો શમ, દમ વગેરે સાધનોના સમુદાયને લીધે ગોપીજનની યોગ્યતા સિદ્ધ થાય છે. આ પ્રકારના કર્મનું તાત્પર્ય જ્ઞાનમાં છે, અને જ્ઞાન પ્રકાશ કરનાર છે એમ દર્શાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) જ્ઞાન અથવા કર્મની—યોગની—કાન્તિ, અર્થાત્ પ્રકાશ અથવા અનુભવ. આ જ્ઞાન અથવા કર્મથી શોભાયમાન જે ભક્તિ છે તે ભગવાનના પ્રેમ સાથે સંબંધમાં આવી છે. જેવી રીતે આ ગોપીજનનો પ્રેમ ભગવાનમાં હતો તેવી રીતે ગોપીજનમાં પણ ભગવાનનો પ્રેમ હતો. (રૂક્ષ—લુખા—જ્ઞાનનું તાત્પર્ય અક્ષર બ્રહ્મમાં હોય છે; પરંતુ આ આપણા ચાલતા પ્રસંગમાં તો જ્ઞાન ભક્તિનું અંગ છે, એટલે સંપૂર્ણ યોગ્યતાનું વર્ણન કરવામાં આવ્યું છે. આ પ્રકારની યોગ્યતા ભગવાનનો અનુગ્રહ મેળવવામાં કારણ છે, અને ગોપીજનને ભગવાનનો અનુગ્રહ પૂર્ણ રીતે મળ્યો છે એમ સ્પષ્ટ જણાય છે. મૂળ શ્લોકમાં मण्डितं गण्डम् એ શબ્દોથી ભક્તિનું વર્ણન કરવામાં આવેલું છે, કારણ કે મુખ ભક્તિરૂપ છે, અને ભક્તિ સ્નેહરૂપ છે. ગોપીજન પોતાનો ગાલ ભગવાનના ગાલ સાથે મેળવે છે એનું તાત્પર્ય એ છે કે ગોપીજન પોતાનો સ્નેહ ભગવાનના સ્નેહમાં સ્થાપે છે.)

તેમાં પણ આ ગાલ સાધ્યરૂપ ભક્તિ છે, (અર્થાત્ ભગવાનના ગણ્ડસ્થલમાં રહીને તે દ્વારા ફલનો અનુભવ કરી શકાય છે, તેથી ગણ્ડને સાધ્યરૂપ ભક્તિ કહેવામાં આવે છે.) ગોપીજનના કુણ્ડલની તે શોભા પ્રતિ અથવા તો લક્ષ્મીજી જેવાં તે ગોપીજન પ્રતિ મૂલ—ગોપીજન વિષે રહેલા સ્નેહરૂપી ભગવાનનો ગાલ—ફરે છે તેથી ભગવાને ગોપીજનને તાંબૂલનું દાન કર્યું. (આ પ્રમાણે ताम्बूलचर्वितम्નું રહસ્ય શ્રીમહાપ્રભુજીએ સમજાવ્યું. ताम्बूल શબ્દમાંથી ताम् અને मूल એ પ્રમાણે બે શબ્દો કાઢીને અર્થ કરવામાં આવ્યો છે. આનો ભાવ એ છે કે ગોપીજનના કુણ્ડલની શોભા જોઈને ભગવાને પોતાનો ગણ્ડ ફરી ફરીને ત્યાં લગાડ્યો. જેવી રીતે ગોપીજને સ્નેહથી પોતાનો ગાલ ભગવાનના ગાલ ઉપર સ્થાપ્યો તેવી રીતે ભગવાને પણ પોતાનો ગાલ ગોપીજનના ગાલ ઉપર સ્નેહથી સ્થાપ્યો. આ ગોપીજનમાં લક્ષ્મીજીનો પ્રવેશ થવાથી તેમને લક્ષ્મીજી કહેવામાં આવ્યાં છે.) લક્ષ્મીજી વાળા ભગવાનની તરફ ગોપીજનનો ગાલ ફરી ફરીથી જાય છે, અથવા તો તે પ્રકારની શોભાવાળા ગાલ તરફ ભગવાનના મુખમાં રહેલું તાંબૂલ ફરી ફરીથી જાય છે, તેથી જ્ઞાન અને તાંબૂલ સરખાં છે. મૂળ શ્લોકમાં જે चर्वितम् પદ છે

अपरा पुनर्वैराग्यात्मकं क्रियारूपमच्छिद्रं ज्ञाने सहायार्थं भगवद्धस्तं स्वहृदये स्थापितवतीत्याह नृत्यतीति ।

**नृत्यती गायती काचित् कूजन्नूपुरमेखला ।**
**पार्श्वस्थाच्युतहस्ताब्जं श्रान्ताधात् स्तनयोः शिवम् ॥ १४ ॥**

सा नृत्यं गानं च कुर्वती स्थिता । तत्राभिनये यथान्यहस्तः स्थाप्यते, स्वहस्तो वा, तथा भगवद्धस्तमेव स्थापितवती । शाब्दं ज्ञानं तदर्थानुष्ठानं च तस्या वर्तत इति ज्ञापनार्थं नृत्यगानयोः

---

તે એમ સૂચવે છે કે ચાવવારૂપી સાધનનો પ્રયાસ નથી, તેથી સિદ્ધ દાન કરવામાં આવેલું છે. ભગવાને ચાવેલું જ પાન ગોપીજનને આપ્યું, એટલે ગોપીજનને તે પાન ચાવવાની જરૂર રહેતી નથી. (જ્ઞાનનો ઉપદેશ કરનાર ગુરુ પાસેથી જ્ઞાન મેળવીને જે પ્રકારે તે જ્ઞાન સમજવામાં આવે છે તે પ્રકારનું જ્ઞાન ફરીથી ગુરુના આગળ નિવેદન કરવામાં આવે છે અને તેથી જ્ઞાનમાં રહેલો સંદેહ દૂર થઈ જાય છે; તે જ પ્રમાણે આ ગોપીજન પણ સ્નેહથી ભગવાનના ગાલ ઉપર પોતાનો ગાલ ફરી ફરીથી સ્થાપે છે. જેમ જ્ઞાનવાળા માણસ પાસેથી ઉપદેશદ્વારા જ્ઞાન ગ્રહણ કરવામાં આવે છે તેમ લક્ષ્મીજીવાળા ભગવાન્ પાસેથી તેમના ગાલ ઉપર પોતાનો ગાલ સ્થાપીને ચાવેલું તાંબૂલ ગ્રહણ કરીને 'ભગવાન્ મારામાં ઘણો સ્નેહ રાખે છે અને તે રસિકશિરોમણિ છે' એ પ્રમાણેનું જ્ઞાન આ ગોપીજન મેળવે છે. લક્ષ્મીજી ભગવાનનું સ્વરૂપ જાણે છે અને તેનો ઉપદેશ કરે છે એમ કૂર્મપુરાણ વગેરેમાં સિદ્ધ થએલું છે. સાધનપ્રકરણમાં જણાવવામાં આવ્યું છે કે બ્રહ્માનન્દમાં ડૂબેલાઓનો ઉદ્ધાર કરવામાં આવ્યો છે; અને તેથી આ ગોપીજનોની યોગ્યતા છે એમ દર્શાવવાથી તેઓ લક્ષ્મીજી છે એમ સિદ્ધ થાય છે. જેમ ભગવાન્ વિષેનું જ્ઞાન મેળવ્યા પછી ભગવાનને ઉદ્દેશીને તેની આવૃત્તિ કરવામાં આવે છે, અનુસંધાન કરવામાં આવે છે, તેમ ગોપીજનને ઉદ્દેશીને વિધાના મૂલની—ભગવાનના મનની—ફરી ફરીથી આવૃત્તિ કરવામાં આવે છે.

ભગવાને ગોપીજનને તાંબૂલદ્વારા જ્ઞાનનું દાન કર્યું એમ પણ સિદ્ધ થાય છે. જેમ જ્ઞાન મેળવ્યા પછી તેની અનેકવાર આવૃત્તિ કરવામાં આવે છે તેમ પાનને પણ ચાવીને અનેકવાર મુખમાં ગાલ તરફ લઈ જવામાં આવે છે. આ દૃષ્ટિએ જ્ઞાન અને તાંબૂલ સરખાં છે.) ૧૩

ભગવાનની બીજી બાજુએ ઉભાં રહેલાં ગોપીજને તો વૈરાગ્યાત્મક, ક્રિયારૂપ અને છિદ્રરહિત એવો ભગવાનનો શ્રીહસ્ત જ્ઞાનમાં મદદને માટે પોતાના હૃદય ઉપર સ્થાપ્યો એમ શુકદેવજી નૃત્યતિ એ શ્લોકમાં કહે છે.

નૃત્ય અને ગાન કરતાં, જેમનાં નૂપુર અને મેખલાનો સુંદર શબ્દ થઈ રહ્યો છે, અને જે થાકી ગએલાં છે એવાં બીજાં કોઈ ગોપીજને પોતાની પાસે ઉભેલા ભગવાનના કલ્યાણકારી હસ્તકમલને પોતાની છાતી ઉપર પધરાવ્યું. ૧૪

(અતિ સ્નેહને લીધે ગોપીજન પોતે ભગવાનનો વિપ્રયોગ સહન ન કરી શકે તો બીજાં ગોપીજનોનું સમાધાન સંભવે નહિ; તેથી તે વખતે પણ બીજાં ગોપીજનોનું સમાધાન જે પ્રકારે થઈ શકે તે પ્રકારે ભગવાને પહેલાં દાન કરેલું જ્ઞાન સિદ્ધ કરવાને માટે આ ગોપીજને ભગવાનનો શ્રીહસ્ત પોતાના હૃદય ઉપર ધર્યો. ભગવાનનો શ્રીહસ્ત ક્રિયાશક્તિરૂપ છે; શ્રીહસ્ત અચ્યુત ભગવાનનો છે એટલે તે તે સમયે પણ કાર્ય કરી શકે એવો છે; શ્રીહસ્તમાં છિદ્ર નથી એટલે તે અવશ્ય ફલ આપે છે; શ્રીહસ્તને કમલ કહેવામાં આવેલું હોવાથી તે સમયે પણ શ્રીહસ્ત તાપ દૂર કરે છે. આવા પ્રકારનો શ્રીહસ્ત આ ગોપીજને પોતાના હૃદય ઉપર પધરાવ્યો. આ પ્રમાણે વૈરાગ્યમાં તાપ દૂર કરવાની અને જ્ઞાનમાં મદદ કરવાની શક્તિ પ્રસિદ્ધ છે. ભગવાનના શ્રીહસ્તના સંબંધથી ઉપદેશમાં મદદ કરવારૂપી ભક્તનું કાર્ય થાય છે, એટલે તે દ્વારા ભગવાનના શ્રીહસ્તમાં વૈરાગ્ય છે એમ નિશ્ચય કરવો. વળી, શક્તિ, બાણ વગેરે આયુ-

कथनम्। कूजती नूपुरे मेखला च यस्याः। उपरि गानाभिनयनम्। पादयोर्नृत्यम्। अत एव नूपुरयोर्मेखलायाश्च शब्दः। स च भावोद्दीपकः। अनेन तस्याः पूर्वस्थिता सर्वैव क्रियाशक्तिः सफलेति सूचितम्। एकस्मिन्नेव पार्श्वे विद्यमानस्य भगवतः श्रान्ता सती तत्तापहरणार्थं स्तनयो-

---

ધોના આગલા ભાગને જગતમાં 'ફળ' કહેવામાં આવે છે, હસ્ત ક્રિયાશક્તિરૂપી બાહુનો અગ્રભાગ છે, અને વૈરાગ્ય કર્મનું ફલ છે; આ કારણથી પણ એમ નિશ્ચય થાય છે કે ભગવાનનો શ્રીહસ્ત વૈરાગ્યરૂપ છે. ભગવાનનો શ્રીહસ્ત છિદ્રરહિત છે, કારણ કે તે તેમના બાહુનો અગ્રભાગ છે, અને છેડાના ભાગમાં જ છિદ્ર હોતાં નથી.

જો કે તે ભાવનો પ્રતિબન્ધ કોઈ કરી શકતું નથી, છતાં પણ પ્રભુના સંબંધથી જેમ તે ભાવનો પ્રતિબન્ધ થઈ શકતો નથી, તેમ ભગવાનના હસ્તકમળનો પ્રભુની સાથે સંબંધ છે. આ કારણથી જ આ ગોપીજને ભગવાનનું હસ્તકમલ પોતાના હૃદય ઉપર સ્થાપ્યું. આ પ્રમાણે પ્રભુસંબંધી ભાવ અને પ્રભુ-સંબંધી હસ્તકમલ એ બન્નેની અનુવૃત્તિને લીધે ઉભયકાર્ય સંભવે, અને તેથી વિચિત્ર મહારસાત્મક ભાવ પ્રકટ થાય છે.

અરે! પાછલા શ્લોકનાં અને આ શ્લોકનાં ગોપીજનો પરસ્પર જો ભિન્ન હોય તો આ બધું ઘટી શકશે નહિ—આ પ્રમાણે જો શંકા કરવામાં આવે તો તેનું સમાધાન આ પ્રમાણે છે. અહીં ઐશ્વર્ય ઇત્યાદિ છ ગુણોરૂપી આ ગોપીજનો જ છે, તેથી એમનાથી વિશિષ્ટ થએલા સ્વરૂપને જ ભગવાન્ કહેવામાં આવે છે. ધર્મોનો ભેદ આવશ્યક છે, છતાં પણ ધર્મી એક જ હોવાથી બધું ઘટે છે. આ ઉપરથી એટલું સિદ્ધ થયું કે ભગવાનના જ્ઞાન અને વૈરાગ્ય એ બે ધર્મો વિયોગદશામાં ગોપીજનોને માટે જ ઉપયોગમાં આવે છે. આથી એમ જણાય છે કે વિયોગદશામાં પ્રભુ પણ રસાત્મક હોવાથી, ગોપીજનોથી થએલા વિરહને લીધે ઉત્પન્ન થએલા તેમના—ભગવાનના—ભિન્ન ભિન્ન ભાવની શાન્તિ જ્ઞાન અને વૈરાગ્યથી થાય છે.

અહીં વાદી શંકા કરે છેઃ—અરે! પતંજલિ મહર્ષિએ યોગસૂત્રમાં વૈરાગ્યનું લક્ષણ અને તેની અંતિમ સ્થિતિ એ સૂત્રોમાં વર્ણવી છે. दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम् (યોગ-સૂત્ર ૧. ૧. ૧૫)—જગતમાં જણાતા સ્ત્રી વગેરે પદાર્થોમાં, અને વેદમાં જણાતા સ્વર્ગ વગેરે પદાર્થોમાં દોષ જોઈને તેમની તૃષ્ણાથી રહિત થનારો પુરુષ દિવ્ય અને અદિવ્ય પદાર્થો પોતાની પાસે પડેલા હોય તો પણ પોતાના ચિત્તને વશ કરીને ઉપેક્ષાબુદ્ધિ રાખી જે એકાગ્રતા રાખવામાં આવે છે તેને વૈરાગ્ય કહે-વામાં આવે છે—આ સૂત્રમાં વૈરાગ્યનું લક્ષણ આપવામાં આવેલું છે. तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम् (યોગસૂત્ર ૧. ૧. ૧૬)—પુરુષના દર્શનના અભ્યાસથી જ્યારે ગુણોથી વિરક્ત થાય છે ત્યારે તે પર વૈરાગ્ય—અર્થાત્ વૈરાગ્યની અંતિમ સ્થિતિ—કહેવામાં આવે છે. આ સૂત્રમાં વૈરાગ્યની કાષ્ઠા, અંતિમ સ્થિતિ, વર્ણવવામાં આવેલી છે. અર્થાત્ જ્ઞાનની જ પરાકાષ્ઠા વૈરાગ્ય છે અને વૈરાગ્યની પછી કૈવલ્ય અવશ્ય આવે છે. આ પ્રમાણે સત્ત્વ વગેરે ગુણ સુધી જેટલા જેટલા વિષયો છે તે બધાની ઉપેક્ષા કરીને ચિત્તને આત્મામાં જ પરોવી રાખવું તેનું નામ વૈરાગ્ય એમ સિદ્ધ થાય છે. જ્યારે આપણા ચાલતા પ્રસંગમાં ભગવાનમાં અને પરસ્પર રાગ અને માત્સર્ય છે એમ કહેવામા આવેલું હોવાથી આત્મામાં એકતાનતા નથી, એટલે ભગવાનના શ્રીહસ્તમાં જે વૈરાગ્યનું વર્ણન કરવામાં આવ્યું છે તે મુમુક્ષુ જનોના વૈરાગ્યથી ભિન્ન છે. આ ચાલતા પ્રસંગમાં 'યતમાનસંજ્ઞા' વગેરે વૈરાગ્યના પ્રકારનું વર્ણન કરવામાં આવેલું છે એમ કહેવું નહિ, કારણ કે 'યતમાનસંજ્ઞા' વગેરે વૈરાગ્યના ભેદોનાં જે લક્ષણો આપવામાં આવેલાં છે તે લક્ષણો પણ અહીં ચાલતા પ્રસંગમાં લેવામાં આવતાં નથી. પરંતુ सन्त्यज्य सर्वविषयान् (ભાગ. ૧૦. ૨૯. ૩૧), यत् पत्यपत्य॰ (ભાગ. ૧૦. ૨૯. ૩૨), कुर्वन्ति हि (ભાગ. ૧૦. ૨૯. ૩૩) ઇત્યાદિ શ્લોકોમાં સ્પષ્ટ કહેવામાં આવેલું છે કે જગતમા જેટલા પદાર્થો છે તેટલા પદાર્થોની તૃષ્ણા ગોપીજનોને નથી, અને ગોપીજનોની આ ભાવના જ વૈરાગ્ય છે એમ કહેવું જોઈએ. વળી, ગોપીજનોની જ્યારે વિપ્રયોગ દશા

रधात् । तापहारकत्वमब्जस्य प्रसिद्धम् । श्रमो निर्वृतिसूचकः । यस्याः पूर्वक्रियापरित्यागः बाह्यत एवेति भगवत एकस्मिन् भागे स्थितिरुक्ता । भगवत्क्रियाशक्तेरक्षयत्वसूचनायाच्युतेति । अग्रे सम्ब-

---

હોય છે ત્યારે તેઓ પોતાના આત્માની પણ ઇચ્છા કરતાં નથી અને ભગવાનમાં જ એકતાન રહે છે, તેથી તેમની આત્મામાં એકતાનતા છે છતાં પણ પહેલાં જણાવેલા વૈરાગ્યથી આ ભાવ જુદો છે. આ બન્ને ય વસ્તુઓ—બધા પદાર્થોની અપેક્ષા અને ભગવદેકતાનતા—બધાં ય ગોપીજનોમાં જોવામાં આવે છે; તો પછી આ ચાલતા પ્રસંગમાં કયા પ્રકારના વૈરાગ્યનું વર્ણન કરવામાં આવ્યું છે?

સિદ્ધાન્તી શંકાનું સમાધાન કરતાં કહે છે કે—શ્રીમદ્ભાગવતના નવમા સ્કન્ધમાં नाहमात्मान- माशासे (ભાગ. ૯.૪.૬૪)—હું આત્માની ઇચ્છા કરતો નથી—ઇત્યાદિ વાક્યોમાં સિદ્ધ થયું છે કે ભક્તો ઉપર ભગવાનની કૃપા થાય છે, અને ભક્તો વિના બીજા પ્રાણીઓ ઉપર કૃપા થતી નથી. તેમ જ વેણુગીતના અગીઆરમા શ્લોક ઉપરનાં શ્રીસુબોધિનીજીમાં उत्कर्षश्चापि वैराग्ये—ભગવાનની સેવા કરીને તેમને સુખ આપવાથી વૈરાગ્ય શ્રેષ્ઠ પ્રકારનો થાય છે—એ આઠમી કારિકામાં એમ કહેવામાં આવ્યું છે કે ભક્તિથી ભગવાનનો ક્લેશ દૂર કરે એવી સેવા કરવાથી વૈરાગ્યનો ઉત્કર્ષ—ઉત્તમતા—સિદ્ધ થાય છે. આમ હોવાથી પોતાના જેવાં બીજાં ગોપીજનોને જ્યારે ભગવાનથી વિયોગ થાય ત્યારે જો તેમની મૂર્છા વગેરે અવસ્થા દૂર કરવામાં ન આવે તો ભગવાનને ક્લેશ થવાનો સંભવ રહે છે: તેથી આ પ્રકારનો ક્લેશ આ ગોપીજન પોતે સહન કરીને પણ બીજાં ગોપીજનોનો તે ક્લેશ દૂર કરવાની સેવા કરે છે, અને આ સેવાત્મક જે વૈરાગ્યની ઉત્તમતા છે તે પહેલાં જણાવેલા ભગવાનના વૈરાગ્ય વિના સંભવતી નથી. તેથી આ પ્રકારના વૈરાગ્યનું જ આપણા ચાલતા પ્રસંગમાં વર્ણન કરવામાં આવેલું છે, કારણ કે ભગવાનની કૃપા ભક્તો ઉપર છે, અને બીજાઓ ઉપર કૃપા નથી એ વાત સ્પષ્ટ છે.)

તે ગોપીજન નૃત્ય અને ગાન કરવા લાગ્યાં. તેમાં અભિનયમાં જેમ બીજાનો હાથ અથવા પોતાનો હાથ મૂકવામાં આવે છે તેમ તે ગોપીજને ભગવાનનો હાથ જ પોતાના હૃદય ઉપર સ્થાપ્યો. આ ગોપીજનમાં શબ્દનું જ્ઞાન છે (અર્થાત્ ગાવામાં આવતા પ્રબન્ધમાં જે પ્રકારનું નૃત્યનું સ્વરૂપ છે તે સ્વરૂપ આ ગોપીજન જાણે છે, આ ગોપીજન જ્ઞાનપૂર્વક ગાન કરે છે); અને ગાવામાં આવતા પ્રબન્ધનો અર્થ—નૃત્ય—કરે છે: આ પ્રમાણે દર્શાવવાને માટે શુકદેવજી આ શ્લોકમાં નૃત્ય અને ગાનની વાત કહે છે. (આ પ્રમાણે કહેવાથી સમજાય છે કે આ ગોપીજનનો વૈરાગ્યને માટે અધિકાર છે.) જેમનાં નૂપુર અને મેખલા સુંદર શબ્દ કરી રહ્યાં છે તે ગોપીજન कूजन्नूपुरमेखला કહેવાય છે. ઉપરના ભાગમાં ગાન પ્રમાણે અભિનય થાય છે, જ્યારે ચરણો નૃત્ય કરે છે. આ કારણથી જ નૂપુર અને મેખલામાં શબ્દ ઉત્પન્ન થાય છે. આ શબ્દ ભાવને વધારે છે. આ ઉપરથી સૂચિત થાય છે કે પોતાની ઇચ્છા પૂર્ણ થવાથી આ ગોપીજનની પહેલાંની બધીય ક્રિયાશક્તિ સફલ થઈ. આ ગોપીજન જ્યારે થાકી ગયાં ત્યારે પોતાનો તાપ દૂર કરવાને માટે તેમણે એક જ બાજુએ ઉભા રહેલા ભગવાનનો શ્રીહસ્ત પોતાનાં સ્તનો ઉપર પધરાવ્યો. કમલ તાપ દૂર કરે છે એ વાત પ્રસિદ્ધ છે અને ભગવાનનો શ્રીહસ્ત કમલ છે, (તેથી તે તાપ દૂર કરી શકે છે.) શ્રમ એ સુખનું સૂચન કરનાર છે. (ગોપીજનના નૂપુર અને મેખલાના સુંદર શબ્દથી ભગવાનનો ભાવ ઉદ્દીપ્ત થયો અને બીજાઓ ન જાણે એવી રીતે પોતાના હસ્તથી ગોપીજનના અવયવોને સ્પર્શ કરીને ભગવાને ગોપીજનના બધા મનોરથો પૂર્ણ કર્યા. તેથી આ ગોપીજનને સુખ થયું અને તેથી તેમને થાક લાગ્યો.) થાક લાગવાથી આ ગોપીજને પહેલાંની ક્રિયાનો—નૃત્યનો—જે ત્યાગ કર્યો તે તો ફક્ત બહારથી જ હતો; (હૃદયની અંદર તો ગોપીજનને નૃત્ય કરવાની ઇચ્છા હતી જ.) તેથી (ફરીથી નૃત્ય કરવાને માટે) ભગવાન્ એક બાજુએ ઉભા રહ્યા એમ કહેવામાં આવ્યું છે. ભગવાનની (નૃત્યરૂપી) ક્રિયાશક્તિનો નાશ થતો નથી એ સૂચવવાને માટે શુકદેવજી अच्युत શબ્દનો પ્રયોગ કરે છે. આગળ ઉપર મુખ્ય રમણરૂપી સંબંધ પણ કરાવવાનો છે તેથી અને તેનો નાશ ન થાય તેટલા માટે મૂળ શ્લોકમાં अच्युत પદનો પ્રયોગ કરવામાં આવેલો છે. (આગળ મુખ્ય

न्यस्यापि करिष्यमाणत्वात् तदविघातार्थं च । तस्य पुनः कामाद्युद्बोधकत्वेन तापानाशकत्वमाशङ्क्याह शिवमिति । तदेव कल्याणरूपम्, आनन्दरूपत्वाच्च भगवतः ॥ १४ ॥

एवं षण्णां स्वरूपमुक्त्वा स्वरूपेण सर्वासां साधारणीं लीलामाह गोप्य इति ।

**गोप्यो लब्ध्वाच्युतं कान्तं श्रिय एकान्तवल्लभम् ।**
**गृहीतकण्ठ्यस्तद्दोर्भ्यां गायन्त्यस्तं विजह्रिरे ॥ १५ ॥**

अच्युतः कान्तो भगवानेव भवति । अन्तर्बहिश्च नित्यानन्ददायी । अत एव सर्वस्त्रीणां मूलभूतायाः श्रिय एकान्ततो वल्लभः परमः प्रियः । तादृशं लब्ध्वा तमेव गायन्त्यो विजह्रिरे । ननु परमानन्दे प्राप्ते क्रियाया अपगम एवोचितः, न तु पुनः क्रिया, तत्कथं विहार इति चेत्, तत्राह तद्दोर्भ्यां गृहीतकण्ठ्य इति । भगवत्क्रिययैव व्याप्ताः, न तु स्वक्रिया काचित् । कण्ठे क्रियायाः स्थापितत्वाद्गानं क्रिया च सम्भवतः । इयं क्रिया शक्तिरूपेति स्वातन्त्र्यं तासां निरूपितम् ॥१५॥

---

રમણમાં ન્યૂનતા વગેરે દોષ દૂર કરવાને માટે, અને ભગવાનનો શ્રીહસ્ત વક્ષઃસ્થલ ઉપર પધરાવવાથી જ ગોપીજનનું કાર્ય સિદ્ધ થતાં આગળ મુખ્ય ભોગ નહિ થાય એ શંકા દૂર કરવાને માટે પણ અચ્યુત પદ વાપરવામાં આવેલું છે.)

ભગવાન્ ફરીથી ગોપીજનમાં કામ વગેરે જાગૃત કરે અને તેથી ગોપીજનના તાપનો નાશ કરી શકશે નહિ—આ પ્રકારની શંકા દૂર કરવાને માટે શુકદેવજી કહે છે કે શિવમ્. ભગવાનનો શ્રીહસ્ત જ કલ્યાણરૂપ છે, કારણ કે ભગવાન્ આનન્દરૂપ છે. (ભગવાનનો શ્રીહસ્ત શિવ—કલ્યાણરૂપ—છે તેથી તે આનન્દનું સાધન છે, અને આ શ્રીહસ્ત ભગવાનનો છે તેથી તે આનન્દરૂપ છે. એટલે ભગવાનનો શ્રીહસ્ત ગોપીજનમાં તાપ ઉત્પન્ન કરશે નહિ.) ૧૪

આ પ્રમાણે છ ગોપીજનોનાં સ્વરૂપનું વર્ણન કરીને બધાં ગોપીજનોની ભગવાનના સ્વરૂપ સાથેની સાધારણ લીલા શુકદેવજી ગોપ્યઃ એ શ્લોકમાં કહે છે.

ગોપીજનોએ લક્ષ્મીજીને અત્યન્ત પ્રિય એવા ભગવાનને જ કાન્ત
તરીકે પ્રાપ્ત કર્યા; ભગવાને પોતાનો શ્રીહસ્ત તેમના ગળા ઉપર મૂક્યો,
અને ગોપીજનો પ્રભુના ગુણગાન કરતાં વિહાર કરવા લાગ્યાં. ૧૫

ભગવાન્ જ અચ્યુત—નાશ ન પામે એવા—કાન્ત છે. ભગવાન્ અંદર અને બહાર હમ્મેશાં આનન્દ આપનારા છે. તેથી જ બધી સ્ત્રીઓનાં મૂળભૂત લક્ષ્મીજીને તે અત્યન્ત વલ્લભ—પરમ પ્રિય—છે. આવા પ્રકારના ભગવાનને કાન્ત તરીકે પ્રાપ્ત કરીને તેમના જ ગુણોનું ગાન કરતાં ગોપીજનો વિહાર કરવા લાગ્યાં.

અરે! પરમાનન્દ જ્યારે પ્રાપ્ત થાય ત્યારે તો ક્રિયા જતી રહે એ જ યોગ્ય છે; કાંઈ ફરીથી ક્રિયા થઈ શકે નહિ. તો પછી ગોપીજનો ભગવાનની સાથે કેવી રીતે વિહાર કરી શક્યાં? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે તદ્દોર્ભ્યાં ગૃહીતકણ્ઠ્યઃ, ભગવાને પોતાના હસ્તો ગોપીજનોના ગળા ઉપર મૂક્યા, ભગવાનની ક્રિયા જ ગોપીજનોમાં વ્યાપી હતી, ગોપીજનોની પોતાની કોઈ ક્રિયા નહિ. ભગવાને પોતાના હસ્તરૂપી ક્રિયા ગોપીજનોના ગળા ઉપર સ્થાપી તેથી ગોપીજનોનાં ગાન અને ક્રિયા સંભવી શકે છે. (ગાનનો આધાર કણ્ઠ ઉપર છે, તેથી ગોપીજનની કર્મેન્દ્રિયરૂપ વાણીનો વ્યાપાર જે ગાન તે સિદ્ધ થાય છે. ભગવાનના શ્રીહસ્તરૂપી ક્રિયાનું ગોપીજનના કણ્ઠમાં સ્થાપન કરવાથી ગોપીજનની વિહારરૂપી ક્રિયા પણ સિદ્ધ થાય છે.) આ ક્રિયા શક્તિરૂપ—ભગવાનના સામર્થ્યરૂપ—છે, એટલે જ્ઞાન અને ક્રિયાની અંદર ગોપીજનોની સ્વતન્ત્રતાનું વર્ણન કરવામાં આવ્યું છે. ૧૫

अतः परं राधादामोदरवदुभयोर्नृत्यमाह कर्णोति ।

**कर्णोत्पलालकविटङ्ककपोलघर्मवक्त्रश्रियो वलयनूपुरघोषवाद्यैः ।**
**गोप्यः समं भगवता ननृतुः स्वकेशस्रस्तस्रजो भ्रमरगायकरासगोष्ठ्याम् ॥१६॥**

रासार्थमेवैतदपि, परं प्रत्येकं रस उत्पद्यत इति गोष्ठीमात्रमुक्तम् । उभयोर्गाढनृत्ये विनियो-

---

હવે પછી રાધા અને દામોદરના નૃત્યની માફક ભગવાને અને ગોપીજને જે નૃત્ય કર્યું તેનું વર્ણન શુકદેવજી कर्ण એ શ્લોકમાં કરે છે. (ચૌદમા શ્લોકમાં નૃત્યની વાત કહેવામાં આવેલી છે છતાં ફરીથી આ શ્લોકમાં વાજીંત્રોના શબ્દની સાથે નૃત્ય થયું એમ જે વર્ણન કરવામાં આવ્યું છે તેનું તાત્પર્ય એ છે કે પ્રથમના નૃત્ય કરતાં આ નૃત્યમાં કાંઈક વિશેષ છે, કારણ કે આ નૃત્ય રાધા અને દામોદરે જે પ્રકારે નૃત્ય કર્યું તે પ્રકારનું છે. આ નૃત્યમાં ભગવાન્ અને ગોપીજન તુલ્ય છે અર્થાત્ ભગવાન્ અને ગોપીજનની તુલ્યતા જેમાં છે એવા પ્રકારનું આ નૃત્ય છે. આટલો જ બે નૃત્યો વચ્ચે ફેર છે, વધારે નહિ. નૃત્યના પ્રકારમાં ભેદ હોય છતાં તેના ફલમાં ભેદ ન હોય તો તે વાસ્તવિક ભેદ કહી શકાય નહિ, તેથી બે નૃત્યોનું તાત્પર્ય બીજી રીતે સમજાવવાની જરૂર રહે છે; અને તે આ પ્રકારે છે. રસના આવેશથી ઉત્પન્ન થએલી અને મર્યાદા વિનાની જે ક્રિયા તે વિહાર કહેવામાં આવે છે, અને આનું વર્ણન પંદરમા શ્લોકમાં विजह्रिरे એ પદવડે કરવામાં આવેલું છે. પાછળથી જે વસ્તુ આવતી હોય તેના આરંભથી, પહેલાંની વસ્તુનો નાશ થાય છે એ ન્યાયને અનુસરીને એમ બતાવી શકાય કે દ્વિતીય નૃત્યના આરંભથી પ્રથમ નૃત્યનો અંત આવી ગયો છે. આ પરિસ્થિતિમાં ફરીથી નૃત્યનું જે વર્ણન કરવામાં આવેલું છે તે યોગ્ય છે. જો આ દ્વિતીય નૃત્ય પ્રથમ નૃત્યના જેવું જ હોત તો પછી પ્રથમ નૃત્યનો ત્યાગ કરવામાં આવત નહિ. નૃત્ય રસને માટે જ કરવામાં આવ્યું છે, અને રસ વિના નૃત્યનો ત્યાગ સંભવતો નથી. તેથી અપૂર્વ રસને માટે જ અપૂર્વ નૃત્યનું જ વર્ણન કરવામાં આવે છે એમ જણાય છે. અર્થાત્ પંદરમા શ્લોકમાં જે વિહારનું વર્ણન છે તે વિહાર ઉત્પન્ન કરનાર રસ પ્રકટ કરવાને માટે પ્રથમ નૃત્ય કરવામાં આવ્યું, જ્યારે અપૂર્વ રસ પ્રકટ કરવાને માટે આ સોળમા શ્લોકમાં વર્ણવેલું દ્વિતીય નૃત્ય કરવામાં આવ્યું. આ પ્રમાણે ફળ અને પ્રકારમાં બન્ને નૃત્યો વચ્ચે ભેદ હોવાથી દ્વિતીય નૃત્યના વર્ણનમાં પુનરુક્તિનો દોષ આવતો નથી. અહીં સમુદાયરમણ અને પ્રત્યેકરમણનું વર્ણન કરવાનું છે; તેથી તે તે રમણને અનુકૂલ ભાવ પ્રકટ કરવાને માટે નૃત્ય પણ તે તે પ્રકારનું જ હોવું જોઇએ. સમુદાયનૃત્યનું વર્ણન પહેલાં થઈ ગયું છે; આ શ્લોકમાં પ્રત્યેકનૃત્યનું વર્ણન કરવામાં આવે છે. તેમાં દરેક ગોપીજન પાસે ભગવાનનું એક એક સ્વરૂપ છે અને તે પ્રકારે નૃત્ય કરવામાં આવે છે. તેનું દૃષ્ટાન્ત રાધા અને દામોદરનું છે. પહેલાં સમુદાયરમણ પછી યુગલ રસનો અનુભવ કરવાને માટે એક ગોપીજનને છૂટાં પાડીને ભગવાન્ લઈ ગયા એમ ततो गत्वा (ભાગ. ૧૦.૨૭.૩૭) એ શ્લોકની ટિપ્પણીજીમાં કહેવામાં આવ્યું છે. તે જ પ્રમાણે અહીં પણ યુગલરસના અનુભવને માટે આ નૃત્ય કરવામાં આવેલું છે. પરંતુ તેમાં થોડો ફેર છે, પહેલાં એક જ ગોપીજનને યુગલરસનો અનુભવ થયો હતો, અને બીજાં ગોપીજનોને વિરહનો અનુભવ થયો હતો, જ્યારે આ નૃત્યમાં બધાં ય ગોપીજનોને યુગલરસનો અનુભવ થાય છે.)

કર્ણમાં રહેલા કમળો સહિત કેશથી જેમના ગાલ શોભી રહેલા છે,
આ ગાલ ઉપરના પરસેવાથી જેમનું મુખ શોભે છે અને જેમના કેશમાંથી
માળા પડી જાય છે એવાં ગોપીજનો, ભમરાઓ જેમાં ગાનાર છે એવી
રાસગોષ્ઠીમાં કંકણ અને નૂપુરના શબ્દરૂપી વાજીંત્રો સાથે, ભગવાનની
સાથે નૃત્ય કરતાં હતાં. ૧૬

રાસને માટે જ, રસનો સમૂહ ઉત્પન્ન કરવાને માટે જ, આ—અત્રેનું નૃત્ય—પણ છે, પરંતુ દરેકનામાં રસ ઉત્પન્ન થાય છે તેથી શ્લોકમાં ફક્ત ગોષ્ઠી કહેવામાં આવ્યું છે, કારણ કે બન્નેનો ગાઢ નૃત્યમાં

गात्। **भ्रमरो** गायकः। वाद्यं तु पूर्ववदेव भविष्यति। तदाह **वलयनूपुरघोषवाद्यैरिति**। **वलयानां नूपुराणां घोष**शब्देन किङ्किणीनां शब्दा एव वाद्यशब्दाः। अत्यन्तं नृत्याभिनिवेशार्थं **स्वकेशात् स्रस्ताः स्रजो** यासामित्युक्तम्। (यद्वा। गायकास्तु भ्रमरा निरूपिताः, ते च मकरन्दार्थिनः। स च पुष्पेष्वेव तिष्ठति। तानि च वियुक्तानि तद्रहितानि च भवन्तीति स्वनृत्यानुरूपगानकरणादतिप्रसन्नाभ्यस्तेभ्यः स्रज एव दत्तवत्यः। अन्यथा रसार्थं स्वकेशेषु शोभाहेतुत्वेन धृतानां तासामुपेक्षा न भवेत्। तेन भ्रमराणां गाननैपुण्यं प्रभुप्रियाणां च तदभिज्ञत्वं च ध्वन्यते।) नृत्यारम्भे तासां शोभामाह **कर्णोति**। अन्यथा पूर्वोक्तनृत्येन श्रान्तानां पुनर्नृत्यमनुचितमेव स्यात्। न वा रसालम्। **कर्णे** उत्पलस्थापनं तस्य अपातने चातुर्यार्थम्। तत्सहिता अलकाः भ्रमरा इव रसपातारः। तेषां **विटङ्कः** अल-

---

विनियोग थएलो छे. (रसनो समूह उत्पन्न करवाने माटे दरेक गोपीजन आगळ भगवान् पोते प्रकट थया एवो भाव छे. जेटलां गोपीजन तेटलां भगवानना स्वरूप प्रकट थयां, तेथी दरेकनामां तेमणे रस उत्पन्न कर्यो. आ रीते बहु नाचनारीओ जेमां होय एवो रास सिद्ध थयो; परंतु एकत्रित एक रस न होवाथी पहेलांनी माफक, आ अध्यायना बीजा श्लोकमां कहेवामां आव्युं छे तेनी माफक, अहीं **क्रीडाम्** एम एक वचननो प्रयोग करवामां आव्यो नथी, पण दरेकनामां रस उत्पन्न करवाथी गोष्ठी पद वापरवामां आव्युं छे. गोष्ठीनी अंदर बधां पोताना अधिकार प्रमाणे भिन्न रस अनुभवे छे.)

भमराओ गान करनार छे. वाजींत्र तो पहेलांनी माफक ज हशे एम दर्शावतां शुकदेवजी कहे छे के **वलयनूपुरघोषवाद्यैः**. कंकणोनो शब्द, नूपुरोनो शब्द अने घोषनो—नानी घुघरीओनो—शब्दः आ प्रमाणे त्रण वस्तुओना शब्दो ज वाजींत्रना शब्दोनुं कार्य करे छे. नृत्यमां अत्यन्त आसक्ति छे ए दर्शाववाने माटे श्लोकमां कहेवामां आव्युं छे के गोपीजनोना पोताना केशमांथी माळाओ छूटी पडी जाय छे.

अथवा तो गान करनार तरीके भमराओनुं वर्णन करवामां आव्युं छे, अने भमराओने तो पुष्पना रसनी जरूर होय छे. आ रस पुष्पोमां ज रहे छे. ज्यारे पुष्पो छूटां थई जाय छे त्यारे ते रस विनानां थई जाय छे, तेथी आ गोपीजनोए पोताना नृत्यने अनुकूल रीते भमराओए गान करवाथी भमराओ उपर प्रसन्न थईने तेमने पुष्पनी माळाओ ज आपी. जो आ प्रमाणे मानवामां न आवे तो रसने माटे पोताना केशमां शोभाने माटे धारण करेली माळाओ माटे गोपीजनो बेदरकारी राखे नहि. आ उपरथी जणाय छे के भमराओ गान करवामां होशियार होय छे, अने प्रभुनी प्रियाओ—गोपीजनो—ते गान समजी शके छे.

नृत्यना आरंभमां गोपीजनोनी शोभानुं वर्णन करतां शुकदेवजी कहे छे के **कर्णं**. अन्यथा—जो शोभानुं वर्णन करवामां न आवे तो—पहेलां वर्णवेला नृत्यथी थाकी गएलां गोपीजनो फरीथी नृत्य करे ते अयोग्य ज थाय, तेम ज ते रसमय न थाय. कर्ण उपर कमळनुं जे स्थापन करवामा आव्युं छे ते कमळ पडी न जाय ए प्रकारनी होशियारी दर्शाववाने माटे छे. आ कमळनी साथे रहेनारा केशो भमरानी माफक रसनुं पान करनारा छे. आ केशोना विटंक—अलंकाररूप स्थान, शोभा आपनारुं स्थान—एवा जे गाल; तेना उपर नृत्यमां आसक्तिने लीधे घर्म—अंदर थएला श्रमथी उत्पन्न थतो परसेवो—थयो. जेम मोतीने लीधे जे गाल शोभे छे तेम आ बधां कारणोने लीधे गोपीजनोना मुख उपर एक प्रकारनी अलौकिक शोभा उत्पन्न थई.

गाल उपर जे परसेवो थयो तेनाथी गोपीजनोनुं मुख शोभायमान थयुं एम कहेवाथी स्पष्ट थाय छे के गोपीजनोना मुख उपर श्रम—म्लानता, करमाई गएलापणुं—न हतो. गोपीजनोनी साथे ज्यारे भगवान् नृत्य करे छे त्यारे आ परसेवो गोपीजनना मुखनी शोभा दर्शावीने चुंबन वगेरेनो अनुभव करावे छे. आ प्रमाणे गोपीजनो परसेवाथी शोभे छे अने तेमने थाक लाग्यो नथी

स्फुरणरूपं स्थानम् । एतादृशौ कपोलौ । तत्र यो धर्मः अन्तरुद्गतश्रमजलं नृत्याभिनिवेशाज्जातम् । तैः कृत्वा यक्षे श्रीरलौकिकी काचित् सम्पन्ना । यथा मुक्ताभिर्मण्डितं भवति कपोलद्वयम् । अनेन मुखे श्रमो निवारितः । ताभिः सह भगवतो नृत्ये अनुभावकश्च भवति । स्वतो वा क्रीडानिवृत्तिरनेन सूचिता । गोप्य इति । भगवत एव तासामेतावत्त्वं, न स्वत इति ज्ञापितम् । अतो भगवता समम्, यथा यथा भगवान् नृत्यति तथा तथा ता अपि नृत्यन्तीति ॥ १६ ॥

एवं प्रादुर्भूते रसे अत्यन्तोद्गमनार्थं साक्षात्कामशास्त्रोक्ताश्चेष्टा निरूपयति एवमिति ।

**एवं परिष्वङ्गकराभिमर्शस्निग्धेक्षणोद्दामविलासहासैः ।**
**रेमे रमेशो व्रजसुन्दरीभिर्यथार्भकः स्वप्रतिबिम्बविभ्रमः ॥ १७ ॥**

आलिङ्गनादयस्तत्र निरूपिताः । एवमेव रसोद्गमनार्थं परिष्वङ्गः आलिङ्गनम् । ततः कराभिमर्शः तत्तदवयवेषु भगवद्धस्तस्पर्शः । ततः स्निग्धेक्षणं भावोद्गारि । तत उद्दामो विलासः अमर्यादो भोगः । ततो हास्यानि पूर्णमनोरथानाम् । एवं परिष्वङ्गादिहासान्ताः सर्वासु । ननु प्राकृतीभिः कथं

---

એમ કહેવાથી એટલું તો સૂચિત થાય છે કે રસના આવેશથી આ પણ નૃત્ય થાય છે, એટલે ભગવાનની હાંજરીમાં પ્રથમની ક્રીડા પોતાની મેળે જ તિરોહિત થઈ જાય છે. (અથવા क्रीडानिवृत्तिः એ સમાસમાં ક્રીડા અને અનિવૃત્તિ એ શબ્દો લેવા, અને આ પ્રમાણે અર્થ કરવો:—ગોપીજનોને શ્રમ નથી લાગ્યો એમ સૂચન કરવાથી ગોપીજનોની પ્રથમની ક્રીડા દૂર થઈ શકતી નથી એમ જણાય છે. લેખકાર વલ્લભજી स्वतो वा નો સંબંધ क्रीडानिवृत्तिः ની સાથે કરતા નથી પણ સ્વતંત્ર વાક્ય તરીકે જ લે છે અને આ પ્રમાણે અર્થ કરે છે:—ગોપીજનોનું મુખ પરસેવાથી શોભે છે એમ કહેવાનું બીજું પણ પ્રયોજન છે અને તે એ કે આ નૃત્યમાં ભગવાન્ પ્રધાન છે. મૂળ શ્લોકમાં જે समम् પદ છે તેનો અર્થ તુલ્ય કરવાનો છે).

ભગવાનની સાથે ગોપીજનોએ નૃત્ય કર્યું એમ કહેવાથી જણાય છે કે ગોપીજનોએ ભગવાનની માફક જે નૃત્ય કર્યું તે પોતાની મેળે નહિ, પહેલાં નૃત્યની તાલીમ લીધેલી હતી તેથી નહિ, (કારણ કે ગોપ જાતિમાં અને તેમાં પણ કુલીન સ્ત્રીઓમાં નૃત્યનું શિક્ષણ સંભવિત નથી), પરંતુ ભગવાનને લીધે જ કર્યું; અર્થાત્ તેમનામાં એવો રસ પ્રકટ થયો કે તેને લીધે જ તેમનામાં પોતાની મેળે જ નૃત્ય થયું. આ પ્રમાણે ગોપીજનો ભગવાનની તુલ્ય હોવાથી શુકદેવજી કહે છે કે भगवता समम्, જે જે પ્રકારે ભગવાન્ નૃત્ય કરવા લાગ્યા તે તે પ્રકારે ગોપીજનો પણ નૃત્ય કરવા લાગ્યાં. ૧૬

આ પ્રમાણે રસ પ્રકટ થતાં તે રસ વધારે પ્રકટ થાય તેટલા માટે કામને સાક્ષાત્ પ્રકટ કરે છે એ પ્રમાણે કામશાસ્ત્રમાં વર્ણવેલી આલિંગન વગેરે ચેષ્ટાઓનું વર્ણન શુકદેવજી एवम् એ શ્લોકમાં કરે છે.

જેમ બાળક પોતાના પ્રતિબિંબ સાથે રમે છે તેમ લક્ષ્મીપતિ ભગવાને
આલિંગન, હસ્તથી સ્પર્શ, સ્નેહવાળાં કટાક્ષ, ઉદ્દામ વિલાસ, હાસ્ય વગેરેથી
ગોપીજનો સાથે રમણ કર્યું. ૧૭

આલિંગન વગેરેનું ત્યાં વર્ણન કરવામાં આવેલું છે. આને માટે જ—રસ પ્રકટ કરવાને માટે જ—પરિષ્વંગ, આલિંગન, કરવામાં આવ્યું છે. પછીથી હસ્તથી સ્પર્શ કરવામાં આવ્યો; અર્થાત્ ગોપીજનના જુદા જુદા અવયવોનો ભગવાનના શ્રીહસ્તે સ્પર્શ કર્યો. પછીથી ભગવાને સ્નેહવાળાં કટાક્ષ—ભાવને પ્રકટ કરનારાં કટાક્ષ—ફેંક્યાં. પછીથી ઉદ્દામ વિલાસ—મર્યાદારહિત ભોગ—કરવામાં આવ્યો. પછીથી જેમના મનોરથો પૂર્ણ થયા છે એમનું હાસ્ય થયું. આ પ્રમાણે આલિંગનથી માંડીને હાસ્ય સુધીની બધી ક્રિયાઓ સર્વ ગોપીજન સાથે ભગવાને કરી.

रेमे, तत्राह रमेश इति । रमाया ईशः । सर्वत्र तासु रमापि भगवदाज्ञया निविष्टा । ता अपि अधिष्ठानयोग्या इत्याह व्रजसुन्दरीभिरिति । नन्वात्मारामः कथमेताभी रेमे, लक्ष्मीस्तु ब्रह्मानन्द इति रमणमुचितमपि । एतास्वावेशोऽप्यनुचितः, ब्रह्मभावाभावादिति चेत्, तत्राह यथार्भक इति । बालको हि दर्पणजलादिकं पुरतः स्थापयित्वा, तत्र तत्रात्मानं पश्यन् रमते । तथा भगवानपि स्वसामर्थ्यं स्वरूपं वा तत्र स्थापयित्वा, ब्रह्म ब्रह्मानन्दं चाविर्भावयित्वा रेमे । नन्वेतदप्यनुचितम्, किमनेनेति चेत्, तत्राह यथार्भकः । यथा बाललीलां कृतवान् तथैतदपि कृतवानित्यर्थः । (यद्वा । कदाचित्प्रकारसाम्येऽपि नैतद्रसानुभवो लक्ष्म्यां भवितुमर्हति, किन्त्वेतास्वेवेति ज्ञापयति पदद्वयेन रमेशो व्रजसुन्दरीभिरिति । रमाया ईशः स्वामी भर्तेति यावत् । एतास्तु व्रजसम्बन्धिन्योऽन्यसम्बन्धिन्यः सुन्दर्यः, न तु विवाहिता इति । रमारमणदशायां एतादृग्रसानुभवो नोभयोरपि सम्भवति । रसस्वरूपस्यैव तादृशत्वादितिभावः । नन्वीश्वरे नेदमुचितमित्यत आह यथार्भक इति । 'सम्मुष्णन् नवनीतमन्तिकमणिस्तम्भे स्वबिम्बोद्गमं दृष्ट्वे'त्यादिवाक्यनिरूपितमुग्धलीला [1]वान्यथा निरूप्यते । पूर्णज्ञानोऽपि तद्रसस्वरू-

---

અરે ! ભગવાને પ્રાકૃત ગોપીજનો સાથે કેવી રીતે રમણ કર્યું? આ શંકાનું સમાધાન કરતાં શુક-દેવજી કહે છે કે રમેશઃ, ભગવાન્ રમાના—લક્ષ્મીજીના—ઇશ છે. ભગવાનની આજ્ઞાથી લક્ષ્મીજીએ પણ સર્વ ગોપીજનોમાં પ્રવેશ કર્યો. ગોપીજન પણ અધિષ્ઠાનને માટે—લક્ષ્મીજીને પ્રવેશ કરવાને માટે—યોગ્ય છે એમ દર્શાવતાં શુકદેવજી કહે છે કે વ્રજસુન્દરીભિઃ.

અરે ! ભગવાન્ તો આત્મારામ છે, તો તેમણે આ ગોપીજનો સાથે કેમ રમણ કર્યું ? લક્ષ્મીજી તો બ્રહ્માનન્દ છે, તેથી તેમની સાથે ભગવાન્ રમણ કરે તે તો યોગ્ય પણ છેઃ વળી આ ગોપીજનોમાં લક્ષ્મીજીનો આવેશ પણ અયોગ્ય છે, કારણ કે ગોપીજનોમાં બ્રહ્મભાવ નથી. આ શંકાનું નિરાકરણ કરતાં શુકદેવજી કહે છે કે યથાર્ભકઃ. બાળક ખરેખર દર્પણ, જળ વગેરે પોતાની સામે મૂકીને તેમાં પોતાની જાતને જોઈને રમે છે. તે જ પ્રમાણે ભગવાન્ પણ પોતાનું સામર્થ્ય—શક્તિ—અથવા પોતાનું સ્વરૂપ પોતાની આગળ મૂકીને રમણ કરે છે, અથવા તો બ્રહ્મ અને બ્રહ્માનન્દને પ્રકટ કરીને રમણ કરે છે.

અરે ! આ—લક્ષ્મીજીએ જેમનામાં પ્રવેશ કરેલો છે એવાં ગોપીજનોની સાથે રમણ—પણ અયોગ્ય છે. આનાથી શું ફળ ? આ શંકાનું નિરાકરણ કરતાં શુકદેવજી કહે છે કે યથાર્ભકઃ, ભગવાને જે પ્રમાણે બાળલીલા કરી તે પ્રમાણે આ લીલા પણ કરી એમ તાત્પર્ય છે.

અથવા તો શ્લોકનો બીજો અર્થ આ પ્રમાણે થઈ શકે. ભગવાનનું લક્ષ્મીજીની સાથેના અને ગોપીજન સાથેના રમણમાં કદાચિત્ સરખો પ્રકાર હોય, છતાં પણ આ રસનો અનુભવ લક્ષ્મીજીમાંથી મળી શકતો નથી, પરંતુ આ ગોપીજનોમાંથી જ મળી શકે છે એ દર્શાવતાં શુકદેવજી રમેશો વ્રજસુન્દરીભિઃ એ બે પદ મૂકે છે. રમેશ એટલે રમાના ઈશ, સ્વામી, અર્થાત્ ભર્તા. ગોપીજનો તો વ્રજના સંબંધવાળી—અન્યની સાથે સંબંધવાળી—સુંદરીઓ છે, કાંઈ ભગવાનની પરણેલી સ્ત્રીઓ નથી. ભગવાન્ જ્યારે લક્ષ્મીજીની સાથે રમણ કરે છે ત્યારે આ પ્રકારના રસનો અનુભવ બન્નેયને—ભગવાન્ અને લક્ષ્મીજીને—સંભવતો નથી, કારણ કે રસનું સ્વરૂપ જ તે પ્રકારનું છે. અરે ! ઈશ્વરને વિષે આ પ્રકારનું રમણ અયોગ્ય છેઃ આ શંકાનું નિરાકરણ કરતાં શુકદેવજી કહે છે કે યથાર્ભકઃ. સમ્મુષ્ણન્ નવનીતમન્તિકમણિસ્તમ્ભે સ્વબિમ્બોદ્ગમં દૃષ્ટ્વા—માખણ ચોરતાં પાસેના મણિના સ્તંભમાં પોતાનું સ્વરૂપ જોઈને—એ વાક્યમાં જે પ્રમાણે ભગવાનની મુગ્ધ લીલાનું વર્ણન કરવામાં આવેલું છે, ભગવાન પૂર્ણજ્ઞાનવાળા છે છતાં પણ તે રસનું સ્વરૂપ તે પ્રકારનું હોવાથી તે મુગ્ધલીલા કરે છે, તે પ્રમાણે આપણા

---

[1] यद्यपि सर्वमुद्रितपुस्तकेष्वयमेव पाठस्तथापि 'वा यथा' इत्येव समीचीनतया हृदये मे प्रतिभाति । तदनुसारेण मतान्तरं कृतम् ।

पस्य तथात्वात्,) तथेहापि 'रसो वै स' इतिश्रुतेरिदं सर्वं रसमध्यपातित्वेन स्वरूपात्मकमेवेति तदुच्यत इति नानुपपत्तिः काचित्। शङ्काया एवानुदयादितिभावः। एतेन यथा प्रभुस्तद्भावो वा तथैता एतद्भावोपीति ज्ञापितं भवति। तथा प्रतिबिम्बस्वभावात्।) अत्र रमणं बहूनामप्येकदा भवति द्वयोश्च। अग्रे तु प्रत्येकपर्यवसानं वक्ष्यति ॥ १७ ॥

---

ચાલતા પ્રસંગમાં પણ रसो वै सः એ શ્રુતિને આધારે આ બધું રસમાં મળેલું હોવાથી સ્વરૂપાત્મક જ છે, એટલે ભગવાને રમણ કર્યું એમ કહેવામાં આવ્યું છે, અને તેમાં કોઈ પણ જાતની અયોગ્યતા નથી, કારણ કે તે વિષે શંકા જ થતી નથી. આ ઉપરથી એટલું જણાય છે કે પ્રભુ અને પ્રભુનો ભાવ જે પ્રકારના છે તે જ પ્રકારનાં આ ગોપીજન અને તેમનો ભાવ છે, કારણ કે પ્રતિબિમ્બનો સ્વભાવ તે પ્રકારનો છે.

અહીં બધાંય ગોપીજનોનું રમણ એક જ વખતે થાય છે, અને બન્ને જણનું—ભગવાન્ અને એક ગોપીજનનું—રમણ પણ થાય છે. (નૃત્ય દરેકનું થાય છે, અને રમણ સમુદાયથી થાય છે એમ ભાવ છે). રમણ પણ દરેકનું થશે એમ શુકદેવજી આગળ ઉપર કહેશે.

(આ પ્રમાણે સર્વભાવથી રમણ કરીને જે રસ પ્રકટ થાય છે તે તો બન્ને—ભગવાન્ અને ગોપીજન—તુલ્ય હોય તો જ બની શકે, પણ એક ન્યૂન હોય, અર્થાત્ ગોપીજન પ્રાકૃત હોય, અને બીજો અધિક હોય અર્થાત્ ભગવાન્ અપ્રાકૃત હોય, તો રસ પ્રકટ થઈ શકે નહિ. **न तत्समः**—કોઈ પણ પદાર્થ ભગવાનની તુલ્ય નથી—ઇત્યાદિ શ્રુતિ ઉપરથી જણાય છે કે આપણા ચાલતા પ્રસંગમાં કોઈ પણ પદાર્થ ભગવાનની તુલ્ય નથી; તો પછી આ રમણમાં રસ શી રીતે પ્રકટ થશે? આ શંકાનું નિરાકરણ કરતાં શ્રીગોસ્વામિજી ટિપ્પણીમાં આજ્ઞા કરે છે કે લક્ષ્મીજી બ્રહ્માનન્દરૂપ હોવાથી અપ્રાકૃત છે, ભગવાન્ રમાના ઈશ છે એટલે એકલા અપ્રાકૃત પદાર્થની સાથે જ રમણ કરવાનો ભગવાનનો સ્વભાવ છે; આ શ્લોકમાં પણ ભગવાનના રમણનું વર્ણન છે, એટલે સિદ્ધ થાય છે કે જે ગોપીજનો સાથે ભગવાને રમણ કર્યું તે ગોપીજનો પણ અપ્રાકૃત જ છે. મૂળ શ્લોકમાં **रेमे रमेशः** એ પ્રમાણે બે પદાર્થોનું સાથે વર્ણન કરેલું હોવાથી સ્પષ્ટ જણાય છે કે ભગવાનનો રમણ કરવાનો સ્વભાવ અસાધારણ છે; ભગવાન્ અપ્રાકૃત પદાર્થની સાથે જ રમણ કરે છે. ગોપીજનો અપ્રાકૃત છે એ બાબતમાં શંકાને સ્થાન જ નથી, કારણ કે લક્ષ્મીજી પણ આ ગોપીજનોના દ્વારા જ ભગવાનની સાથે સંબંધ પ્રાપ્ત કરી શક્યાં છે. ભગવાનની આજ્ઞાથી જ લક્ષ્મીએ ગોપીજનોમાં પ્રવેશ કર્યો છે, અને એ બાબત **श्रयत इन्दिरा** (ભાગ. ૧૦.૨૮.૧) એ શ્લોકમાં કહેવામાં આવેલી છે. ભગવાનનો ગોપીજનો વિષે ઘણો પ્રેમ છે એ જોઈને લક્ષ્મીજી પોતે ગોપીજનોમાં પ્રવેશ કરીને તેમની દ્વારા ભગવાનની સાથે સંબંધ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતાં હતાં, છતાં પણ ગોપીજનો મહાન્ છે એવી સ્ફૂર્તિ થવાથી લક્ષ્મીજીએ પોતે તેમનામાં પ્રવેશ કર્યો નહિ; પરંતુ લક્ષ્મીજીની આર્તિ જોઈને તે આર્તિ દૂર કરવાને માટે ભગવાને લક્ષ્મીજીને ગોપીજનોમાં પ્રવેશ કરવાની આજ્ઞા કરી અને તેથી જ લક્ષ્મીજીએ ગોપીજનોમાં પ્રવેશ કર્યો. ગોપીજનો લક્ષ્મીજીના પ્રવેશ માટે યોગ્ય છે એમ કહેવાથી ગોપીજનો લક્ષ્મીજીના કરતાં નીચાં છે એમ સમજવાનું નથી; આ પ્રમાણે કહેવાથી તો ગોપીજનોની લક્ષ્મીજીના કરતાં ઉત્તમતા સિદ્ધ થાય છે. જો નગરની સ્ત્રીઓની માફક 'અમારા વિના બીજા કોઈની સાથે ભગવાનનો સંબંધ ન થાવ' એવા પ્રકારની ગોપીજનોના હૃદયમાં કુટિલતા હોત તો લક્ષ્મીજી તેમનામાં પ્રવેશ કરી શકત નહિ. ભગવાને વ્રજનો સર્વ રીતે અંગીકાર કરેલો છે અને ગોપીજનો આ વ્રજમાં રહેનારાં છે, એટલે તેમનામાં અતિ સૌજન્ય વગેરે ગુણો રહેલા છે, અને તેથી તેમનું આરાધન સુખેથી થઈ શકે છે. તેથી જ લક્ષ્મીજી તેમનામાં પ્રવેશ કરી શકે છે. ગોપીજનો લક્ષ્મીજીના કરતાં હલકાં છે એ અભિપ્રાયથી જો એમ કહેવામાં આવ્યું હોય કે ગોપીજનો લક્ષ્મીજીના પ્રવેશ માટે યોગ્ય છે તો મૂળ શ્લોકમાં શુકદેવજી **व्रज** પદ મૂકત નહિ; કેવળ **स्त्रीभिः** સુન્દરીभिः એટલું જ કહેત. પણ મૂળ શ્લોકમાં **व्रजसुन्दरीभिः** એ પ્રમાણે કહેવામાં આવેલું હોવાથી લક્ષ્મીજીના કરતાં ગોપીજનોની ઉત્તમતા સ્પષ્ટ જણાઈ આવે છે. આ પ્રમાણે હોવાથી, જો કે **न तत्समः**—કોઈ પણ પદાર્થ ભગવાનની તુલ્ય નથી—ઇત્યાદિ શ્રુતિવાક્યોથી કોઈ પણ પદાર્થની

ભગવાનની સાથેની તુલ્યતાનો નિષેધ કરવામાં આવેલો છે, છતાં પણ निरञ्जनः परमं साम्यमुपैति— જે નિર્લેપ હોય છે તે ભગવાનની સાથે પરમ તુલ્યતા પ્રાપ્ત કરે છે—(મુણ્ડક ૩.૩) એ શ્રુતિને આધારે જ્યારે ભગવાન્ જીવનું વરણ કરે છે ત્યારે જીવ નિરંજન થઈને ભગવાનના જેવો જ થઈ જાય છે. તેથી ગોપીજનો ભગવાનની તુલ્ય છે, એટલે તેમની સાથેના રમણમાં રસ પ્રકટ થવામાં કોઈ જાતની હરકત નથી.

આ પ્રમાણે રસના પ્રાકટ્યનો વિચાર કરીએ ત્યારે જણાય છે કે ભગવાનનું રમણ બીજાઓને માટે છે, અને આવા પ્રકારનું રમણ તો છવીસમા અધ્યાયમાં જ अर्रीरमत् એ પદ દર્શાવે છે; આ અધ્યાયમાં વર્ણન કરવામાં આવેલા રમણમાં તો રેમે એમ આત્મનેપદનો પ્રયોગ થએલો છે અને તે બતાવે છે કે રમણરૂપી ક્રિયાનું ફલ કર્તાને—રમણ કરનાર ભગવાનને—મળે છે; તેથી આ અધ્યાયનું રમણ ભગવાનને પોતાને માટે જ છે, બીજાને માટે નથી. આ પ્રમાણે જો શંકા થાય તો તેને દૂર કરવાને માટે મૂળ શ્લોકમાં બાલકનું દૃષ્ટાન્ત આપવામાં આવેલું છે. ગોપીજનો ભગવાનની માફક અપ્રાકૃત છે તેથી તે બેની વચ્ચે સરખાપણું છે, છતાં પણ ગોપીજનો ભગવાનથી ભિન્ન છે એટલે ભિન્ન પદાર્થની સાથે જો ભગવાન્ રમણ કરે તો ભગવાનનું આત્મારામપણું જતું રહે. આ શંકાનું સમાધાન એ કે ગોપીજનો લક્ષ્મીજીની માફક ભગવાનના ધર્મરૂપ છે, અને તેથી તે ભગવાનથી ભિન્ન નથી, એટલે ભગવાનના આત્મારામત્વનો ભંગ નહિ થાય. આ ઉપરથી એવો સિદ્ધાન્ત નીકળે છે કે જે પદાર્થ ભગવાનનો ધર્મ નથી તે પદાર્થની સાથે ભગવાન્ કોઈ દિવસ રમણ કરતા નથી.

આ રસ પ્રાપ્ત કરવાને માટે ભગવાને લક્ષ્મીજીને ગોપીજનોમાં પ્રવેશ કરવાની આજ્ઞા આપી; પણ આ આજ્ઞા અસંભવિત છે, કારણ કે ભગવાન્ અને લક્ષ્મીજી એ બન્નેયનો દંપતીભાવ જાગૃત રહેલો છે. આ પ્રમાણે હોવાથી ભગવાનમાં પણ પહેલાના કરતાં જુદા પ્રકારનો ભાવ ઉત્પન્ન થાય અને તેથી રસાભાસ થવાનો પ્રસંગ આવે, એટલે ભગવાને લક્ષ્મીજીને ગોપીજનોમાં પ્રવેશ કરવાની જે આજ્ઞા આપી તે પહેલાંના રસનો પણ ભંગ કરે છે. પોતાના બાવલાનો સ્પર્શ પણ જે ગાય સહન ન કરે તે શીંકા ઉપર મૂકેલા દૂધને પણ પાણીમાં જેમ નાખી દે છે તેમ ભગવાનની આ આજ્ઞા પૂર્વ રસનો પણ નાશ કરનાર છે. વળી, બ્રહ્મભાવ હોય તો જ બ્રહ્માનન્દનો આવિર્ભાવ થાય, લક્ષ્મીજી બ્રહ્માનન્દરૂપ છે, પણ ગોપીજનો તો બ્રહ્માનન્દથી અધિક એવા ભગવદ્રસવાળાં છે, તો પછી લક્ષ્મીજીનો ગોપીજનોની સાથે સંબંધ થાય એમ કહી શકાય એમ નથી. આ પ્રમાણે વાદી नन्वेतदप्यनुचितम् ઇત્યાદિ સુબોધિની-જીની પંક્તિમાં શંકા કરે છે. તેનું સમાધાન બાલકના દૃષ્ટાન્ત વડે કરવામાં આવે છે. દર્પણ વગેરેમાં ઘર વગેરે બીજા પદાર્થોનાં પ્રતિબિમ્બો પડેલાં છે છતાં પણ બાળક પોતાના પ્રતિબિમ્બને જ જુવે છે અને તેમાં જ રમણ કરે છે, પોતાના પ્રતિબિમ્બથી ભિન્ન પ્રતિબિમ્બોમાં રમતો નથી. આ હેતુથી જ મૂલ શ્લોકમાં પ્રતિબિમ્બના આગળ स्व—પોતાનું—એ પદ મૂકવામાં આવેલું છે. તેવી જ રીતે ગોપીજનોમાં લક્ષ્મીજીનો સમાગમ થએલો છે છતાં પણ રસરૂપ ભગવાન્ જ્યાં રસાત્મક ભાવ જુવે છે ત્યાં જ—ગોપીજનોમાં જ—તેમના જેવા ભાવવાળી ચેષ્ટા કરીને રમણ કરે છે; તે વખતે ભગવાનને લક્ષ્મીજીની સ્ફૂર્તિ પણ થતી નથી, અને તેથી લક્ષ્મીજી પોતાની ભાર્યા છે એ જ્ઞાનથી પૂર્વરસનો નાશ થશે નહિ. આ રસનો સ્વભાવ જ એવા પ્રકારનો હોવાથી ભગવાન્ તે પ્રમાણે જ રમણ કરે છે, કારણ કે બાલકનો સ્વભાવ પણ તેવા જ પ્રકારનો છે, અને ભગવાન્ અહીં બાલકના જેવી જ લીલા કરે છે. લક્ષ્મીજીને તો ભગવાનમાં પતિ તરીકેનો ભાવ હોવાથી મુખ્ય રસ મળી શકતો નથી, અને તેથી જ ઉદ્ધવજી કહે છે કે 'ભગવાનનો આ પ્રસાદ લક્ષ્મીજીને પણ મળતો નથી' (ભાગ. ૧૦.૪૭.૬૧). જેમને વિષે પતિભાવ છે એવા પ્રિય ભગવાનના સંબંધમાં આવેલાં મર્યાંગનાઓના સંગ-થકી જ લક્ષ્મીજીને પહેલાં નહિ અનુભવેલો એવો અવર્ણનીય આનન્દ પ્રાપ્ત થયો, અને તેથી તે લીલું વાધું મૂકી ગયાં. આ ઉપરથી સિદ્ધ થાય છે કે લક્ષ્મીજીના પ્રવેશથી ગોપીજનોના ભાવમાં કોઈ જાતની વિલક્ષણતા આવીને પૂર્વરસનો નાશ થતો નથી. વળી, દર્પણ વગેરે જે પ્રતિબિમ્બનો અભ્યાસ છે તેને

પ્રતિબિમ્બનું જ્ઞાન હોય એવું લોકમાં કોઈ પણ ઠેકાણે જોવામાં આવતું નથી, કારણ કે જ્ઞાન એ આત્માનો ધર્મ હોવાથી પ્રતિબિમ્બના આશ્રયમાં જ્ઞાન સંભવતું નથી. તેથી લક્ષ્મીજીના પ્રવેશનું અધિષ્ઠાન બનેલાં ગોપીજનોને લક્ષ્મીજી વિષેનું જ્ઞાન હોઈ શકે નહિ એમ સિદ્ધ થાય છે.

ભલે, ગોપીજનોને લક્ષ્મીજીના પ્રવેશનું જ્ઞાન ન હોય, પણ ભગવાન્ તો સર્વજ્ઞ હોવાથી તેમને લક્ષ્મીજીના પ્રવેશનું જ્ઞાન ન હોય એ વાત ઘટતી નથી. ભગવાને આ ગોપીજનોને તાંબૂલનું દાન કર્યું છે તેથી તેઓને—ગોપીજનોને—પણ લક્ષ્મીજીના પ્રવેશનું જ્ઞાન ન હોય એ ઘટતું નથી. આ શંકાનું સમાધાન આ પ્રમાણે છે. ગોપીજનોને અને ભગવાનને લક્ષ્મીજીના પ્રવેશનું જ્ઞાન હોય તો પણ તેમાં કોઈ જાતની હાનિ નથી, કારણ કે રસાભાસ અને ભાવાભાસથી મુખ્ય રસનું પોષણ થાય છે. લક્ષ્મીજીએ ગોપીજનોમાં પ્રવેશ કર્યો અને તેથી ગોપીજનોને એક ક્ષણ એમ લાગી જાય કે અમારામાં લક્ષ્મીજીએ પ્રવેશ કર્યો છે. ગોપીજનોનો આ પૂર્વક્ષણનો ભાવ ઉત્તર ક્ષણમાં ઉત્પન્ન થનારા વિશિષ્ટ પ્રકારના રસનો અનુભવ કરાવે છે, તેથી તે ઇષ્ટ જ છે. તેથી જેમ કોઈ અદ્ભુત ગાય પોતાના આંચળમાંથી નીકળતી દૂધની ધારાથી શીંકા ઉપર મૂકેલાં વાસણો પણ ખૂબ ભરી દે છે તેમ ભગવાને ગોપીજનોમાં પ્રવેશ કરવાની લક્ષ્મીજીને જે આજ્ઞા આપી છે તે સર્વરીતે વધારે યોગ્ય છે.

ગોપીજનોમાં બ્રહ્મભાવ નથી તેથી બ્રહ્માનન્દરૂપ લક્ષ્મીજીનો તેમની સાથે સંબંધ થઈ શકે નહિ એમ જે શંકા કરવામાં આવી હતી તેનું સમાધાન આ પ્રમાણે છે. લક્ષ્મીજી કાંઈ બ્રહ્મભાવરૂપી સાધનથી પ્રકટ થતો બ્રહ્માનન્દ નથી, કારણ કે તે આનન્દ તો સાધનવાળા પુરુષોમાં પણ પ્રકટ થાય છે. લક્ષ્મીજીનો ભાવ એકલા પુરુષોત્તમમાં જ છે; અને પુરુષોત્તમ રસાત્મક હોવાથી જે પ્રકારનો તે રસ હોય તે પ્રમાણે જ બ્રહ્માનન્દનું વર્ણન કરવું જોઈએ. સ્નિગ્ધ દમ્પતીભાવ પણ રસનો એક પ્રકાર છે, તેથી લક્ષ્મીજી સ્નિગ્ધ દમ્પતીભાવરૂપી આનન્દ પ્રકટ કરનારાં છે. વળી, **अर्धो वा एष आत्मनो यत्पत्नी**—પત્ની આત્માનો અર્ધો ભાગ છે—એ શ્રુતિને આધારે પણ સિદ્ધ થાય છે કે લક્ષ્મીજી પોતે પણ ભગવાનનો અર્ધો ભાગ હોવાથી આનન્દરૂપ છે. બ્રહ્મની, પુરુષોત્તમની, જે શક્તિ તે રમા, અને રમાને જ બ્રહ્માનન્દ કહેવામાં આવે છે. આ ઉપરથી જણાય છે કે આ પ્રકારનાં લક્ષ્મીજીનો ગોપીજનો સાથે સંબંધ કરવાની યોગ્યતા છે, એટલે તેમનો ગોપીજનમાં પ્રવેશ ઘટી શકે છે. ગોપીજન અને ભગવાનને લક્ષ્મીજીનું જ્ઞાન નથી એ પક્ષ સ્વીકારીને **वालकौ हि** એ શબ્દોથી આરંભીને **स्थापयित्वा** એ શબ્દ સુધીની સુબોધિનીજીની પંક્તિઓનું વ્યાખ્યાન કરવામાં આવ્યું. હવે ગોપીજન અને ભગવાનને લક્ષ્મીજી વિષેનું જ્ઞાન છે એ પક્ષ સ્વીકારીને **ब्रह्म** ઇત્યાદિ પદો વડે સુબોધિનીજીમાં વર્ણન કરવામાં આવે છે. અહીં **ब्रह्म** પદનો અર્થ આ પ્રમાણે છેઃ ઉદ્દીપક અને અનુભવ કરાવનાર વાણી અને કૃતિથી પ્રકટ થએલો, અને વ્યભિચારિભાવથી પુષ્ટ થએલો, મુખ્ય રસ. આ રસ વિકારરહિત અને નિત્ય છે એ જણાવવાને માટે સુબોધિનીજીમાં **ब्रह्म** પદ મૂકવામાં આવેલું છે. **ब्रह्मानन्द** પદનો અર્થ આ પ્રમાણે છેઃ પહેલાં જણાવેલો, મુખ્ય રસને પોષણ આપનાર, લક્ષ્મીજીના આવેશથી ઉત્પન્ન થએલો વિશિષ્ટ ભાવ. આ બધાનું તાત્પર્ય એ કે પ્રથમ પક્ષમાં—ભગવાનને અને ગોપીજનને લક્ષ્મીજી વિષેનું જ્ઞાન નથી એ પક્ષમાં—લક્ષ્મીજીનું ગોપીજનોમાં મૂર્તરૂપે સ્થાપન કરવામાં આવ્યું નથી, પરંતુ પોતાના—ભગવાનના—અમૂર્ત સામર્થ્યરૂપે અથવા પોતાના સ્વરૂપે સ્થાપન કરવામાં આવ્યું છે. દ્વિતીયપક્ષમાં—ભગવાનને અને ગોપીજનને લક્ષ્મીજી વિષે જ્ઞાન છે એ પક્ષમાં—મુખ્યરસને અને તેને પોષણ કરનારને પ્રકટ કરીને ભગવાને રમણ કર્યું.

ગોપીજનોમાં ભગવાન્ પોતાનું સામર્થ્ય વગેરે સ્થાપીને જ રમણ કરે તો પછી ગોપીજનો પોતે ઉત્તમ નાયિકાઓ કહેવાય નહિ, અને ભગવાનને પોતાનું સામર્થ્ય વગેરેનું સ્થાપન કરવું પડે છે તેથી તેમને ઉત્તમ રસનો અનુભવ ન થવાનો પ્રસંગ આવે છે; તેથી શ્રીમહાપ્રભુજી સુબોધિનીજીમાં બીજો પક્ષ આપે છે. ભગવાન્ ગોપીજનોમાં પોતાનું સામર્થ્ય વગેરે મૂકીને રમણ કરે તો ભગવાનને ક્લેશ પ્રાપ્ત થાય તેથી તે યોગ્ય નથી. વળી, ગોપીજનોને માટે જ ભગવાન્ આ લીલા કરે છે, તો પછી

एवं सर्वभावेन भगवद्धर्मावेशे तासां देहादिविस्मरणपूर्वकं महारसाभिनिवेशमाह तदङ्गेति ।

तदङ्गसङ्गप्रमदाकुलेन्द्रियाः केशान् दुकूलं कुचपट्टिकां वा ।
नाञ्जः प्रतिव्योढुमलं व्रजस्त्रियो विस्रस्तमालाभरणाः कुरूद्वह ॥ १८ ॥

तस्य भगवतः अङ्गसङ्गेन यः प्रकृष्टो मदः देहादिविस्मारको भाव उत्पन्नः, तेन आकुलानीन्द्रियाणि यासाम् । सर्वा इतिकर्तव्यतामूढा जाताः । ततः केशपाशं परिहितदुकूलं कुचपट्टिकां वा स्वयमञ्जसा सामस्त्येन प्रति सम्मुखतया विशेषेण वोढुमलं न जाताः । पुनरल्पेनैव तथाविधा

---

લક્ષ્મીજીનો પ્રવેશ કરાવીને રમણ કરવામાં ભગવાને ગોપીજનોને શું ફલ આપ્યું? આ શંકાનું નિરા-
કરણ યથાર્મકः એ દૃષ્ટાન્તથી કરવામાં આવે છે. જ્યારે યશોદા, રોહિણી વગેરે હાજર હોય છે ત્યારે
ભગવાનના મનમાં તેમની હાજરીથી સંકોચ થાય છે અને તેથી ગોપીજનો સાથે પોતે આલિંગન વગેરે
કરી શકતા નથી, પણ દુઃખી થતાં આ ગોપીજનોની આર્તિ દૂર કરવાને માટે ભગવાન્ બાલભાવ દ્વારા
ગોપીજનોનાં વક્ષઃસ્થલ ઉપર અનેક પ્રકારના વિહાર કરે છે. આ વખતે રસમાર્ગની રીતે જ ગોપીજ-
નોના રસની પૂર્તિ થાય છે અને તેમની આર્તિ દૂર થાય છે, જ્યારે બીજાં માણસોને તો ભગવાનની
વિચિત્ર બાલચેષ્ટાનું ભાન થવાથી ફક્ત બાલલીલાના રસનો જ અનુભવ થાય છે. આ પ્રમાણે આપણા
ચાલતા પ્રસંગમાં પણ ગોપીજનોને પોતાના રસના ભાવને અનુકૂલ જ રસનો અનુભવ થાય છે, જ્યારે
લક્ષ્મીજીને તો આ પ્રસંગથી પોતાના ભાવને અનુકૂલ જ રસનો અનુભવ થાય છે. આ પ્રકારે શ્લોકમાં
બે દૃષ્ટાન્ત આપવામાં આવેલાં છે. જેમ ભગવાન્ બાલભાવથી રમ્યા એ એક દૃષ્ટાન્ત; અને લૌકિક
બાલકની માફક ભગવાન્ રમ્યા એ બીજું દૃષ્ટાન્ત. સાન્નિધ્યને લીધે, પાસે હોવાને લીધે, અર્ભક—
બાલક—નું જ દૃષ્ટાન્ત તે પ્રકારનું છે—લૌકિક—છે એમ દર્શાવવા યથા પદ મૂકવામાં આવેલું છે. અહીં
અર્ભક પદની આવૃત્તિ કરવાની છે, અને તે આવૃત્તિથી બીજું લૌકિક દૃષ્ટાન્ત મળે છે. અર્ભક પદ બે
વાર વાંચવું; પહેલા અર્ભક પદથી ભગવાનની બાલલીલાનો બોધ થાય છે, અને બીજા અર્ભક પદથી
લૌકિક બાલકનું દૃષ્ટાન્ત મળે છે. લૌકિક બાલકના દૃષ્ટાન્તનું વર્ણન શ્રીમહાપ્રભુજીએ પહેલાં આપેલું છે
તેથી ફરીથી તે લૌકિક દૃષ્ટાન્ત આ સ્થળે આપતા નથી.

ઉપર જણાવ્યું તે પ્રમાણે પણ ગોપીજનોમાં લક્ષ્મીજીનો પ્રવેશ થયો એમ સ્વીકારવામાં આવે
તો લક્ષ્મીજીનો ગોપીજનોમાં પ્રવેશ થયો તેથી જ ગોપીજનોની રમણને માટે યોગ્યતા સિદ્ધ થઈ એમ
કોઈને શંકા થાય, તેથી શ્લોકનું બીજું તાત્પર્ય યદ્વા ઇત્યાદિ શબ્દોમાં આપવામાં આવે છે.) ૧૭

આ પ્રમાણે સર્વભાવથી ભગવાનનો અને ભગવાનના ધર્મોનો—સ્વરૂપાનન્દનો અને ઐશ્વર્ય વગેરે
ભગવાનના ધર્મોનો—ગોપીજનોમાં પ્રવેશ થયો, એટલે ગોપીજનો પોતાનો દેહ વગેરે ભૂલી ગયાં અને
મહારસના અભિનિવેશને લીધે તેમને જે ફલ મળ્યું તેનું વર્ણન તદઙ્ગ એ શ્લોકમાં શુકદેવજી કરે છે.

હે કુરુશ્રેષ્ઠ! ભગવાનના શ્રીઅંગના સંગથી ઉત્પન્ન થએલા મદને
લીધે જેમની ઇન્દ્રિયો વ્યાકુલ થઈ ગઈ છે, અને જેમની માલા તથા
આભરણ ખસી ગયાં છે એવાં ગોપીજનો પોતાના કેશ, પહેરેલાં વસ્ત્ર
અને ચોળીઓને પોતાના સ્થાન ઉપર બરોબર રાખી શકયાં નહિ. ૧૮

તેમના—ભગવાનના—શ્રીઅંગના સંગને લીધે જે પ્રકૃષ્ટ મદ—દેહ વગેરેને ભૂલાવે એવો
ભાવ—ઉત્પન્ન થયો, તેથી જેમની ઇન્દ્રિયો આકુલ થઈ છે એવાં ગોપીજનો છે. અર્થાત્ બધાં ગોપી-
જનોને હવે શું કરવું એની સુઝ પડી નહિ. તેથી તે ગોપીજનો પોતાના સુંદર કેશ, પહેરેલાં વસ્ત્ર અને
ચોળીઓને પોતે સારીરીતે યોગ્ય સ્થાન ઉપર રાખી શક્યાં નહિ. (મૂળ શ્લોકમાં વ્યોઢુમ્ પદ છે.
વાસ્તવિક રીતે વિવોઢુમ્ પદ છે, અને તેમાંથી વનો છાન્દસ પ્રકારે લોપ થતાં વ્યોઢુમ્ પદ સિદ્ધ
થએલું છે.)

जाता इत्यत्र हेतुमाह व्रजस्त्रिय इति । श्रमोऽपि जात इत्याह विस्रस्तमालाभरणा इति । आकुलेन्द्रियत्वान्न विचारो लौकिकः । गोपिकात्वान्न पारमार्थिकः । श्रमान्न दैहिकः । अत आद्यन्तमध्येषु वासु युक्ता भगवतैव धृताः, न ताभिरित्यर्थः । यद्यप्यन्यप्रतीत्या ध्रियमाणा इव, तथापि न स्वतो धारणम् । कुरूद्वहेतिसम्बोधनमभ्रमाय विश्वासार्थं च ॥ १८ ॥

एवं समुदायलीलां निरूप्य तस्याः परिज्ञानं केषामपि न जातमिति वक्तुं देवस्त्रीणां चन्द्रस्य च विस्मयमाह कृष्णेति ।

कृष्णविक्रीडितं वीक्ष्य मुमुहुः खेचरस्त्रियः ।
कामार्दिताः शशाङ्कश्च सगणो विस्मितोऽभवत् ॥ १९ ॥

---

ફરીથી થોડાક જ વિહારને લીધે ગોપીજનોની ઇન્દ્રિયો આકુલ થઈ ગઈ; તેનું કારણ, દર્શાવતાં શુકદેવજી કહે છે કે **व्रजस्त्रियः**. (પંદરમા શ્લોકમાં નૃત્ય વગેરે બંધ થયું એમ કહેવાથી સ્પષ્ટ જણાય છે કે ગોપીજનોની ઇન્દ્રિયો આકુલ થઈ ગઈ. સોળમા શ્લોકમાં પાછો ફરીથી ગોપીજનોનો ભાવ જાગૃત થયો. સત્તરમા શ્લોકમાં તેમણે વિહાર કર્યો એમ કહેવામાં આવ્યું; અને આ અઢારમા શ્લોકમાં કહેવામાં આવ્યું કે અલ્પ જ વિહારથી ગોપીજનોની ઇન્દ્રિયો આકુલ થઈ ગઈ. તેનું કારણ એ કે ગોપીજનો વ્રજની સ્ત્રીઓ છે, અને વ્રજની સ્ત્રીઓમાં વિશુદ્ધ ભાવ હોય છે.)

ગોપીજનોને શ્રમ પણ થયો એમ દર્શાવતાં શુકદેવજી કહે છે કે **विस्रस्तमालाभरणाः**, ગોપીજનોની માલા અને આભરણ ખસી ગયાં. ગોપીજનોની ઇન્દ્રિયો આકુલ થએલી હોવાથી, રસોન્મુખ થવાથી, તેમને લૌકિક વિચાર થયો નહિ. (વસ્ત્ર ન હોય તો લોકની લાજ લાગવાનો સંભવ છે, પણ ગોપીજનોની ઇન્દ્રિયો આકુલ થએલી હોવાથી પોતાનાં વસ્ત્ર ખસી ગયાં છે તેનો વિચાર પણ તેમને થયો નહિ. આ વિચાર પ્રથમ છે.) ગોપીજનો પોતે વ્રજની સ્ત્રીઓ હોવાથી, ગોપિકાઓ હોવાથી, તેમને પારમાર્થિક વિચાર પણ થયો નહિ. (પારમાર્થિક વિચાર એ છેલ્લો વિચાર છે. જો કેશ છૂટા પડી જાય તો પરમાર્થમાં દોષનો સંભવ રહે છે; પરંતુ ગોપીજનો ગોપિકાઓ હોવાથી પ્રમેયમાર્ગને અનુસરનારાં હતાં, એટલે તેમને પોતાના વાળ છૂટા થઈ ગયા છે એનો પારમાર્થિક દૃષ્ટિએ વિચાર પણ થયો નહિ.) ગોપીજનો થાકી ગએલાં હતાં એટલે તેમને દૈહિક વિચાર પણ ન થયો. (દૈહિક વિચાર એ મધ્ય, બીજો, વિચાર છે. ચોળી ન હોય તો અવયવો—સ્તનો—આઘાં પાછાં થઈ જાય; પણ ગોપીજનોને શ્રમ થએલો હોવાથી પોતાની ચોળીઓ અવ્યવસ્થિત થઈ ગઈ છે એનો દૈહિક દૃષ્ટિએ વિચાર થયો નહિ.) તેથી આદિ, અન્ત અને મધ્યમાં (અર્થાત્ પહેરવાનું વસ્ત્ર, કેશ અને ચોળીઓ એ ત્રણના સ્થાનમાં) ગોપીજનોનાં વસ્ત્ર, કેશ અને ચોળીઓ જે હતાં તે ભગવાને જ ધારણ કરી રાખ્યાં, ગોપીજનોએ નહિ એ પ્રમાણે તાત્પર્ય છે. જો કે બીજા માણસોને એમ લાગે કે વસ્ત્ર, કેશ અને ચોળીઓ ગોપીજનોએ જ ધારણ કરેલાં છે, પણ વાસ્તવિક રીતે ગોપીજનોએ પોતે તે બધું ધારણ કર્યું નથી, પણ ભગવાને જ તે બધાંને ટેકો આપીને ધારણ કરી રાખ્યાં છે.

શુકદેવજી કુરુદ્વહ એ પ્રમાણે જે સંબોધન કરે છે તે પરીક્ષિતને ભ્રમ ન થાય અને પોતે જે કહે છે તેમાં વિશ્વાસ આવે એટલા માટે છે. ૧૮

આ પ્રમાણે સમુદાયલીલાનું વર્ણન કરીને, તે લીલાનું જ્ઞાન કોઇને પણ ન થયું એમ કહેવાને માટે શુકદેવજી कृष्ण એ શ્લોકમાં કહે છે કે દેવોની સ્ત્રીઓને અને ચન્દ્રને વિસ્મય થયો. (ગન્ધર્વ વગેરેને તો દર્શન જ થયાં નહિ, જ્યારે સ્ત્રીઓ અને ચન્દ્રને વિસ્મય થયો; એટલે કોઇને પણ સમુદાયલીલાનું જ્ઞાન ન થયું.)

કૃષ્ણની વિશેષ ક્રીડા જોઈને આકાશમાં ફરનારા દેવોની સ્ત્રીઓ
કામથી પીડિત થઈને મોહ પામી; અને નક્ષત્ર સહિત ચન્દ્ર પણ વિસ્મય
પામ્યો. ૧૯

न हि कस्याश्चित् पतिः परमानन्दो भवति । न हि निरानन्देनानन्दो दातुं शक्यते । 'एष ह्येवानन्दयाती'तिश्रुतेः । एवकारेणेतरनिषेधश्च । तत्रापि विशेषेण क्रीडा । न हि जीवो विशेषक्रीडां जानाति । खेचराणां स्त्रिय इति तासां सर्वदर्शनार्थं भगवद्दत्तो वरो निरूपितः । स्त्रीणां च दर्शनं न दोषाय । तासां मोह एवोत्पन्नः, न तु परिज्ञानं रसो वा । लौकिकोऽपि चन्द्रो दृष्टवान् । सोमात्मकत्वात् देहस्य । 'सोमः प्रथम' इतिश्रुतेश्च । साधारण्यश्च स्त्रियः । तथापि तस्य दर्शनं तस्यैव हितकारि न भवतीति निरूपयितुमाह शशाङ्क इति । स हि कलङ्की । आनन्दमयोऽपि । सगणो नक्षत्रसहितः ।

---

ખરેખર, કોઈનો પણ પતિ પરમાનન્દ—કૃષ્ણ—હોતો નથી. જેનામાં આનન્દ નથી, અર્થાત્ જે આનન્દમય શ્રીકૃષ્ણથી ભિન્ન છે, તે આનન્દનું દાન, ખરેખર, કરી શકતો નથી, કારણ કે શ્રુતિ કહે છે કે एष ह्येवानन्दयाति, આજ, આનન્દ, પરમાત્મા, ખરેખર, આનંદ આપે છે. આ શ્રુતિમાં જે एव પદ મૂકવામાં આવેલું છે તે આનન્દથી, શ્રીકૃષ્ણ ભગવાનથી, ભિન્ન પદાર્થનો નિષેધ કરે છે. ભગવાનની ક્રીડામાં પણ વિશેષ ક્રીડા છે. ખરેખર, જીવ વિશેષ ક્રીડા જાણતો નથી. આકાશમાં ફરનારા દેવોની સ્ત્રીઓ—એ પ્રમાણે કહેવાથી સર્વનું દર્શન કરવાને માટે ભગવાને તેમને વરદાન આપ્યું છે. સ્ત્રીઓ ભગવલ્લીલાનું દર્શન કરે એમાં દોષ નથી. દેવોની સ્ત્રીઓને મોહ જ ઉત્પન્ન થયો, કોઈ સમુદાયલીલાનું જ્ઞાન થયું નહિ, તેમ જ રસની પ્રાપ્તિ પણ થઈ નહિ. લૌકિક ચન્દ્રે પણ દર્શન કર્યાં. રાસક્રીડામાં આવેલાં ગોપીજનોનાં ચન્દ્રે દર્શન કર્યાં તેમાં ચન્દ્રને દોષ પ્રાપ્ત થતો નથી), કારણ કે દેહ ચન્દ્રરૂપ છે (અને તેથી ચન્દ્ર અને ગોપીજનોના દેહ વચ્ચે ભેદ નથી. 'આ જગત્ અગ્નિ અને ચન્દ્રરૂપ છે' એ શ્રુતિ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દેહ ચન્દ્રસ્વરૂપ છે. જેમ અલૌકિક ચન્દ્ર ભગવદ્ભાવાત્મક છે તેમ આ ચન્દ્ર સ્વામિનીભાવાત્મક છે, સ્વામિનીઓના આત્મામાં સોમ હમ્મેશાં રહેલો છે તેથી તેમનો દેહ સોમાત્મક છે. આ પ્રમાણે ચન્દ્ર આધ્યાત્મિકરૂપે ગોપીજનોના દેહમાં જ રહેલો હોવાથી ચન્દ્ર ગોપીજનોનું રમણ સમયે દર્શન કરે તેમાં કોઈ જાતનો દોષ નથી.) વળી, सोमः प्रथमो विविदे—સોમે સ્ત્રીને પ્રથમ પ્રાપ્ત કરી—એ શ્રુતિ પણ એમ દર્શાવે છે કે ચન્દ્રે સ્ત્રીઓના દેહનો પ્રથમથી જ ભોગ કરેલો છે તેથી ગોપીજનોનું દર્શન કરવામાં ચન્દ્રને દોષ પ્રાપ્ત થતો નથી. સાધારણ સ્ત્રીઓએ—દેવોની સ્ત્રીઓએ—પણ દર્શન કર્યાં. (ગોપીજનોનો દેહ અલૌકિક હોવાથી તે સોમાત્મક શી રીતે કહી શકાય? આ શંકાનું સમાધાન કરતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે રાસક્રીડામાં સાધારણ સ્ત્રીઓ પણ આવેલી હતી; ગોપીજનોના સિવાય બીજી સાધારણ સ્ત્રીઓ પણ રાસમાં આવેલી હતી. એકલા ભગવાન્ જ જેમનો ભોગ કરી શકે એવાં ગોપીજનો જ રાસક્રીડારૂપ પૂર્ણ ફલ સિદ્ધ કરવાને માટે રાસમાં આવ્યાં હતાં, જ્યારે રાસનાં દર્શન કરવાને માટે બહુ સાધારણ સ્ત્રીઓ પણ આવી હતી. તેથી જ બ્રહ્મવૈવર્તપુરાણમાં વર્ણન કરવામાં આવ્યું છે કે રાસક્રીડામાં બહુ ગોપીજનો આવ્યાં હતાં. તેથી સાધારણ ગોપસ્ત્રીનાં દર્શન કરવામાં ચન્દ્રને દોષ આવતો નથી, કારણ કે આ સાધારણ સ્ત્રીઓનો દેહ લૌકિક છે અને તેથી તે દેહનો આત્મા સોમ છે.)

છતાં પણ—ચન્દ્રે દર્શન કર્યાં તો પણ—તેણે, ચન્દ્રે, જે દર્શન કર્યાં તે પોતાને—ચન્દ્રને—જ હિત કરનારૂં નથી એમ દર્શાવવાને માટે શુકદેવજી કહે છે કે शशाङ्कः આ ચન્દ્ર ખરેખર કલંકવાળો છે. (ભગવાનને ગોપીજનોનાં દર્શન કરવાથી જો કે દોષ પ્રાપ્ત થતો નથી છતાં પણ ચન્દ્રને જ દોષ પ્રાપ્ત થાય છે. ગોપીજનોના પ્રાધાન્યથી જે રમણ તે ચન્દ્રને હિતકારક છે; પરંતુ હમણાં અલૌકિક પ્રકારના રમણમાં તે સિદ્ધ થતું નથી. જેમાં અતિદેશ કરવામાં આવેલો છે—પહેલાંના જેવું જ જે રમણ છે—એવા લૌકિક રમણમાં તો નાયિકાના ચરણને અભિઘાત કરવું ઇત્યાદિનું વર્ણન આગળ કરશે જ. ચન્દ્ર કલંકવાળો છે એનો ભાવ એ છે કે आनन्दादयः प्रधानस्य (બ્રહ્મસૂત્ર ૩.૩.૧૧)—પૂર્ણ આનન્દ, ઐશ્વર્ય વગેરે ધર્મો બ્રહ્મના જ છે—એ સૂત્રને અનુસરીને ચન્દ્ર ભગવાનની પાસેથી જ આનન્દની ઇચ્છા રાખે છે, કારણ કે તે પોતે—ચન્દ્ર—સ્વામિનીના ભાવરૂપ છે; અર્થાત્ ચન્દ્ર પોતે જ પૂર્ણ નથી તેથી ચન્દ્રને પોતાના હિતની આકાંક્ષા રહે છે જ.)

तेनोद्दीपनेऽपि न तस्यान्यासु चित्तसम्भवः । चकारात् सोऽपि मुमुहे । यथा पुनरेता मोहनानन्तरं पुनःपुनर्दर्शने उद्बुद्धकामा जाताः, गत्वास्माभिरपि कामरूपतया क्रीडा कर्तव्येति कामार्दिता जाताः, तथा चन्द्रोऽपि । भगवति निवेशनार्थं यत्नं कृतवान्, अतः कामार्दितो जातः । अनेनाग्रे 'निसर्गात् सुखमि'तिपक्षे उपपत्तिरुक्ता । अस्यैव चन्द्रस्य अंशास्ततो निवर्तिष्यन्त इति । अन्यथा 'सहस्रदर्शनान्मुक्ति' रित्येतत्सूत्रं विरुध्येत । सहस्रवणाभावात् । किञ्च, सगणः सस्त्रीसहितोऽपि विस्मितो जातः । विस्मयरस एवोत्पन्नः, नान्यो रस इति ॥ १९ ॥

एवमाधिभौतिकानामाधिदैविकस्य च भगवदुत्पादितरसाभिनिवेशमुक्त्वा 'नन्दगोपसुतं देवि पतिं मे कुर्वि'ति प्रत्येकप्रार्थनया व्रतं कृतमिति प्रत्येकं रेम इत्याह कृत्वेति ।

---

આનન્દમય—અલૌકિક—ચન્દ્રે પણ ભગવાનની ક્રીડાનાં દર્શન કર્યાં. (દેવતાઓની સ્ત્રીઓની માફક ચન્દ્ર પણ કામથી પીડાયો એમ મૂળ શ્લોકમાં આવેલા च ઉપરથી જણાય છે. અને અલૌકિક ચન્દ્રનું વર્ણન પણ च જ કરે છે.) લૌકિક ચન્દ્ર પોતાના ગણ—નક્ષત્રો—સાથે ભગવાનની ક્રીડાનાં દર્શન કરે છે; તેથી ઉદ્દીપન હોવા છતાં પણ બીજી સ્ત્રીઓમાં તેનું—ચન્દ્રનું—ચિત્ત સંભવતું નથી. મૂળ શ્લોકમાં च છે તે એમ દર્શાવે છે કે લૌકિક ચન્દ્રને પણ મોહ થયો. જેમ આ દેવોની સ્ત્રીઓને મોહ થયા પછી ફરી ફરીને દર્શન કર્યાથી કામ ઉત્પન્ન થયો—ઘેર જઈને અમારે પણ કામરૂપે ક્રીડા કરવી જોઈએ એ પ્રમાણે કામથી પીડાયાં—તેમ લૌકિક ચન્દ્ર પણ કામથી પીડાયો. (ચન્દ્ર સ્વામિનીના ભાવરૂપ હોવાથી તેને—ચન્દ્રને—દેવોની સ્ત્રીઓની માફક અભિલાષ થાય એ યોગ્ય છે.) અલૌકિક ચન્દ્રે ભગવાનમાં પ્રવેશ કરવાને માટે યત્ન કર્યો, તેથી તે કામથી પીડાયો. (દેવોની સ્ત્રીઓ અને લૌકિક ચન્દ્ર ભગવદ્વિષયક કામથી પીડાયાં, જ્યારે અલૌકિક ચન્દ્ર કામિનીવિષયક કામથી પીડાયો એ પ્રમાણે ભેદ છે.) આ પ્રમાણે આગળ 'નિસર્ગથી સુખ' એ પક્ષમાં ચન્દ્રાંશનું નિવર્તનરૂપી યુક્તિ આપવામાં આવી, કારણ કે આજ ચન્દ્રના અંશો—કિરણો—તેમાંથી પાછા ચાલ્યા જશે. (सिषेव आत्मन्युपरुद्धसौरतः એ છવ્વીસમા શ્લોકમાં તો રમણનો અલૌકિક જ પ્રકાર છે, લોકને અનુસરનારો નથી. 'નિસર્ગથી સુખ' એ લૌકિક પક્ષમાં ચન્દ્ર ભગવાનનું રેતોરૂપ હોવાથી ભગવાનમાં તે પ્રવેશ કરે એટલે નિસર્ગપક્ષની યુક્તિ આપવામાં આવી એમ ભાવ છે.) જો નિસર્ગનો અભાવ હોય તો 'સહસ્રદર્શનથી મુક્તિ થાય છે' એ સૂત્રનો વિરોધ આવે, કારણ કે એક સાથે સ્રવણ નહિ થાય. (एवं परिष्वङ्ग એ સત્તરમા શ્લોકમાં રસશાસ્ત્રમાં જણાવેલી રીત પ્રમાણે રમણ થયું એમ વર્ણન કરવામાં આવેલું હોવાથી સહ—સ્રવણ, એક સાથે સ્રવણ, પણ પ્રાપ્ત જ થાય છે, કારણ કે રમણનો પ્રકાર જ તે જાતનો છે, પરંતુ અખંડરૂપ ભગવાનમાં સહસ્રવણ પોતાની બુદ્ધિથી કલ્પી શકાય એમ નથી, અને તે ગુપ્ત રાખવા જેવું હોવાથી પ્રકટ વર્ણન કરી શકાય એમ નથી; તેથી શુકદેવજીએ આ પ્રકારે વર્ણન કર્યું એમ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે. સોમ રેતોરૂપ છે એમ શ્રુતિથી સિદ્ધ થએલું છે, એટલે ચન્દ્રના અંશનું નિવર્તન થવામાં કોઈ જાતનો દોષ નથી. અરે! ભગવાનનું સ્વરૂપ રસાત્મક હોવાથી જ બધું ઘટી શકશે, તો પછી ચન્દ્રે ભગવાનમાં પ્રવેશ કરવાની શી જરૂર? આ શંકાનું સમાધાન આ પ્રમાણે છે. ચન્દ્ર રેતોરૂપ છે, અને તે આધ્યાત્મિક રૂપે સ્વરૂપની અંદર રહેલો છે, એટલે તે રૂપે ચન્દ્રે ભગવાનમાં પ્રવેશ કરવાની જરૂર છે. ચન્દ્ર ભગવાનના સ્વરૂપમાં જ રહેલો હોવાથી તે પ્રવેશ કરે છે એ વાત બહુ સારી નથી—આ પ્રમાણે શંકા કરવી નહિ, કારણ કે આ લીલા રમણના પ્રકારનું જ્ઞાન આપે છે. આમ જો ન માનીએ તો રાત્રીએ આ લીલા ન થાય.)

વળી, ચન્દ્ર સગણ—પોતાના યૂથ સાથે—છે; ચન્દ્ર અને પોતાની સ્ત્રી પણ વિસ્મય પામ્યાં. અર્થાત્ વિસ્મયરસ જ ઉત્પન્ન થયો, બીજો રસ નહિ. ૧૯

આ પ્રમાણે આધિભૌતિકોનો—સ્વામિનીના દેહમાં રહેલા ચન્દ્રાત્મક ભાવોનો—અને આધિદૈવિકનો—ભગવદ્ભાવરૂપ અલૌકિક ચન્દ્રનો—ભગવાને ઉત્પન્ન કરેલા કામરસમાં અભિનિવેશ થયો,

**कृत्वा तावन्तमात्मानं यावतीर्गोपयोषितः ।**
**रेमे स भगवाँस्ताभिरात्मारामोऽपि लीलया ॥ २० ॥**

गोपजातीया योषितो यावत्यस्तावन्तमात्मानं कृत्वा तत्र तत्र मायोद्घाटनेन तथा तथा प्रकटो भवति । एतन्महासौरतम् । एवं करणे सामर्थ्यम्, यतः स भगवानिति । स इति तदर्थमेवावतीर्णः । अत्र तासां व्रतार्थं ताभिः सहैव रेमे, न त्वात्मारामता पूर्ववत् । इममर्थमाह आत्मारामोऽपीति । न त्वात्माराम एव । चन्द्रप्रवेशाद् रमणं सम्भवति । अस्यामपि दशायामात्मारामत्वमेव । 'अधिकं तत्रानुप्रविष्टं न तु तद्धानि'रिति । तत्रापि आत्मरमण एव मुख्यमित्याह लीलयेति । यथा महानपि लीलया विसदृशं करोति, स्वयं पदातिरिव मृगयायां गच्छति, यथा अन्या अपि अवतारलीलाः, तथैतामपि कृतवानित्यर्थः ॥ २० ॥

---

(લૌકિક અને અલૌકિક ચન્દ્ર કામરસથી પીડાયા,) એમ વર્ણન કરીને, **नन्दगोपसुतं देवि पतिं मे कुरु**—હે દેવિ! નન્દગોપના પુત્રને મારા પતિ બનાવો—(ભાગ. ૧૦.૧૯.૪) એ પ્રમાણે દરેક ગોપીજને પ્રાર્થના કરી વ્રત કર્યું, તેથી ભગવાને દરેક ગોપીજનની સાથે રમણ કર્યું એમ कृत्वा એ શ્લોકમાં શુકદેવજી કહે છે.

**જેટલાં ગોપીજનો હતાં તેટલાં પોતાનાં સ્વરૂપ પ્રકટ કરીને ભગવાને, પોતે આત્મારામ હતા તો પણ, લીલાથી તેમની સાથે રમણ કર્યું. ૨૦**

ગોપજાતિની જેટલી સ્ત્રીઓ હતી તેટલાં સ્વરૂપો જુદે જુદે સ્થળે માયાથી પ્રકટ કરીને ભગવાન્
પ્રકટ થયા. આ મહાસૌરત—મહાન્ રમણ—કહેવાય છે. આ પ્રમાણે કરવાનું ભગવાનમાં સામર્થ્ય છે,
કારણ કે તે ભગવાન્ છે. મૂળ શ્લોકમાં જે સઃ પદ છે તે એમ દર્શાવે છે કે ભગવાન્ ગોપીજનોને માટે
જ અવતરેલા છે. અહીં ગોપીજનોના વ્રતને માટે ભગવાન્ તેમની સાથે જ રમ્યા, પહેલાંની માફક
ભગવાન્ આત્મારામ થઈને ગોપીજનોથી ભિન્ન રહ્યા નથી. આ અર્થ દર્શાવતાં શુકદેવજી કહે છે કે
आत्मारामोऽपि. (પૂર્વ અધ્યાયમાં તો ભગવાને ગોપીજનોને જ રમણ કરાવ્યું અને પોતે તો આત્મા-
રામ જ રહ્યા એ પ્રમાણે કહેવામાં આવ્યું છે; જ્યારે અહીં ગોપીજનોની સાથે જ ભગવાન્ રહ્યા, તેમ-
નાથી દૂર ઉભા રહ્યા નહિ. આ અર્થ દર્શાવવાને માટે શ્રીમહાપ્રભુજી સુબોધિનીજીમાં **ताभिः सहैव** એમ
**एव** પદ મૂકે છે.) (હવે ભગવાન્ પોતાના પ્રાધાન્યથી સ્વેચ્છાએ રમણ કરે છે એનું કારણ દર્શાવતાં
શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) ભગવાનમાં ચન્દ્ર પ્રવેશ કરે છે તેથી રમણ સંભવે છે, (કારણ કે રત-
સનું પોષણ ભાવનું પોષણ કરનાર છે.) આ દશામાં—સ્વતંત્ર લીલામાં—પણ ભગવાન્ આત્મારામ જ
રહે છે, (કારણ કે પ્રમાણથી સિદ્ધ થએલું હોવાથી રમણ અને આત્મારામતા એ બેનો વિરોધ રહેતો
નથી. વાસ્તવિક રીતે તો ભગવાનની લીલા સ્વરૂપાત્મક છે, એટલે ભગવલ્લીલાની અંદર ભાગ લેનારા
પદાર્થો પણ સ્વરૂપાત્મક જ છે.) ભગવાન્ આત્મારામ રહે છે અને રમણ કરે છે એમાં **अधिकं तत्रानु-
प्रविष्टं न तु तद्धानिः**—તેમાં અધિક પ્રવેશ થયું, પણ તેમાં કાંઈ હાનિ થઈ નથી—એ ન્યાય પ્રમાણે
થયું છે. ભગવાને સ્વતંત્રતાથી ગોપીજનો સાથે રમણ કર્યું તેમાં પણ તેમનું આત્મરમણ જ મુખ્ય છે
એમ દર્શાવતાં શુકદેવજી કહે છે કે लीलया. (આત્મરમણ જ મુખ્ય હોવાથી શુકદેવજી આગળ ઉપર
**गोपीनां तत्पतीनां च** એ શ્લોક (ભાગ. ૧૦.૩૦.૩૬) કહેશે.) જેમ મહાન્ પુરુષ પણ લીલાથી
પોતાને યોગ્ય ન હોય એવું કરે છે, પગે ચાલનારની માફક પોતે મૃગયા કરવા જાય છે, જેમ બીજી
પણ અવતારલીલાઓ કરે છે, તેમ આ લીલા પણ ભગવાને કરી એમ તાત્પર્ય છે. (ભગવાન્ પોતે
ઈશ્વર છે, છતાં પણ નાયિકાનું પ્રાધાન્ય રાખીને, પોતે ગૌણ થઈને, રમણ કરે છે, કારણ કે તે રસ ને
પ્રકારનો છે.) ૨૦

ततस्तासां सुरतान्तो जात इत्याह तासामिति ।

**तासामतिविहारेण श्रान्तानां वदनानि सः ।**
**प्रामृजत् करुणः प्रेम्णा शन्तमेनाङ्ग पाणिना ॥ २१ ॥**

अतिविहारेणानेकबन्धैः सम्यक् श्रान्ता जाताः । ततोऽग्रिमलीलार्थं तासां वदनानि स्वहस्तेन प्रामृजत् । यतः स कृष्णः, तदर्थमेवावतीर्णः । सर्वत्रैव तथाविधं जातमिति ज्ञापयितुं बहुवचनम् । तथाकरणे हेतुः करुण इति । करुणायुक्तः । सा करुणा उदासीना न भवतीत्याह प्रेम्णेति । मार्जने क्लेश एव निवर्तत इति ज्ञापयितुं शन्तमेनेत्युक्तम् । अङ्गेतिसम्बोधनमप्रतारणाय । एवं तासां दुःखनिवारणपूर्वकं परमानन्दं स्थापितवान् ॥ २१ ॥

ततोऽतिमुदितानां कृत्यमाह गोप्य इति ।

**गोप्यः स्फुरत्पुरटकुण्डलकुन्तलत्विङ्गण्डश्रिया सुधितहासनिरीक्षणेन ।**
**मानं दधत्य ऋषभस्य जगुः कृतानि पुण्यानि तत्कररुहस्पर्शप्रमोदाः ॥ २२ ॥**

गोप्यो मानं दधत्यः तत्कृतानि जगुः । गाने हि रजोगुणाभिनिवेशो हेतुः । तदर्थं सहज-

---

પછીથી ગોપીજનોના રમણનો અન્ત આવ્યો એમ तासाम् એ શ્લોકમાં શુકદેવજી કહે છે.

હે અંગ ! દયાળુ ભગવાને અતિવિહારથી થાકી ગએલાં ગોપીજનોનાં
મુખ સુખ આપનાર હસ્તવડે પ્રેમથી લુછયાં. ૨૧

અતિવિહારને લીધે, અનેક પ્રકારના બન્ધોને લીધે, ગોપીજનો બહુ થાકી ગયાં. તેથી આગળની લીલાને માટે ભગવાને પોતાના હસ્તથી તેમનાં—ગોપીજનોનાં—મુખ લુછી નાખ્યાં, કારણ કે તે કૃષ્ણ છે; અર્થાત્ ભગવાન્ ગોપીજનોને માટે જ અવતરેલા છે. બધે ય આ પ્રમાણે થયું, બધાં ય ગોપીજનો અતિવિહારથી બહુ થાકી ગયાં, એમ દર્શાવવાને માટે શુકદેવજી શ્લોકમાં तासाम् એ પ્રમાણે બહુ-વચનનો પ્રયોગ કરે છે. ભગવાન્ ગોપીજનોનાં વદન લુછે છે તેનું કારણ એ કે ભગવાન્ પોતે કરુણ, દયાવાળા, છે. આ કરુણા ઉદાસીન—ભાવરહિત—નથી એમ દર્શાવતાં શુકદેવજી કહે છે કે प्रेम्णा; અર્થાત્ ભગવાને ગોપીજનોનાં મુખ પ્રેમથી લુછયાં. ભગવાન્ ગોપીજનોનાં વદન લુછે તેથી ગોપીજ-નોનો ક્લેશ નાશ થઈ જાય છે જ એમ દર્શાવતાં શુકદેવજી કહે છે કે शन्तमेन. (લોકમાં વદન લુછવાથી ફક્ત ક્લેશ જ દૂર થાય છે, અધિક સુખની પ્રાપ્તિ થતી નથી; પરંતુ ભગવાન્ ગોપીજનનાં વદન લુછે છે તેમાં તો ગોપીજનોનો ક્લેશ દૂર થાય છે અને વધારામાં તેમને અધિક સુખ પણ મળે છે. આ ભાવ દર્શાવવાને માટે શુકદેવજી કહે છે કે शन्तमेन.) શ્લોકમાં अङ्ग એ પ્રમાણે જે સંબોધન કરવામાં આવેલું છે તે દર્શાવે છે કે શુકદેવજી પરીક્ષિતને છેતરવાના નથી. આ પ્રમાણે ભગવાને ગોપીજનોનું દુઃખ દૂર કરીને તેમનામાં પરમાનન્દનું સ્થાપન કર્યું. ૨૧

બહુ આનન્દ પામેલાં ગોપીજનોએ જે કર્યું તેનું વર્ણન હવે શુકદેવજી गोप्यः એ શ્લોકમાં આપે છે.

ઉજ્જ્વલ સુવર્ણનાં કુણ્ડલોની અને કેશની કાન્તિથી સુંદર બનેલા
ગાલોની શોભાથી, અને ભગવાનના અમૃતમય હાસ્યસહિત નિરીક્ષણથી
ગોપીજનોએ માન ધારણ કર્યું, અને ભગવાનના નખના સ્પર્શથી આનન્દ
પામીને ભગવાનનાં પુણ્ય કર્મોનાં ગુણગાન કરવા લાગ્યાં. ૨૨

ગોપીજનો માન ધારણ કરીને ભગવાનનાં કર્મોનું ગાન કરવા લાગ્યાં. ગોપીજનોએ ભગવાનનાં કર્મોનું ગાન કર્યું તેનું કારણ એ કે તેમનામાં રજોગુણનો—માનનો—અભિનિવેશ થયો હતો. (ગવા

मेकं भगवत्कृतं च हेतुद्वयमाह । तत्र प्रथमं सहजं निरूपयति । स्फुरद्यत् पुरटं सुवर्णं दाहोत्तीर्णमु-ज्ज्वलीकृतं च, तस्य ये कुण्डले कुन्तलाश्च, तेषां त्विषा सहिता या गण्डश्रीः । उज्ज्वला गण्डश्रीः पीता वा । उज्ज्वला नीला चेतरे । एवं कान्तित्रयं मूलभूतगुणकार्यरूपम् । तेनासां सर्वोत्कर्षयोग्यता । सुधितं सुधामिव प्राप्तं यद्धासपूर्वकं निरीक्षणम् । अत्राप्यन्तःस्थितो रागः निरीक्षणं हासश्चेति त्रितय-मुक्तम् । भगवदीयमेतत् । अत उभाभ्यां सन्माननमभिमानं वा दधत्यः स्वहृदयकृतविपरीतबुद्ध्या जातदोषनिराकरणार्थं तत्कृतानि जगुः । तेषां न केवलं पापनिवर्तकत्वं किन्तु पुण्यरूपत्वमपीत्याह पुण्यानीति । भगवता कृतानि पापनिवर्तकानि पुण्यजनकानि च । अतस्तासां दोषाभावः, अग्रिम-

---

શ્લોકમાં એમ દર્શાવવામાં આવ્યું કે ગોપીજનો સ્વાધીનભર્તૃક છે; અર્થાત્ ભગવાન ગોપીજનોને અધીન છે. આ શ્લોકમાં પણ એમ કહેવામાં આવ્યું કે ગોપીજનોનાં કુણ્ડલ, કેશ અને ગાલની જે શોભા છે તે પોતાના પ્રિયના—ભગવાનના—હસ્તકમલના સ્પર્શથી જ સિદ્ધ થએલી છે. તથી જ ગોપી-જનોએ જે માન ધારણ કર્યું તેનું કારણ આ શોભા જ છે. આ શોભા ગોપીજનોમાં રહેલી હોવાથી સહજ, સ્વાભાવિક, કહેવાય છે. આ પ્રમાણે ગાન ઉત્પન્ન કરનાર જે અસાધારણ ઉત્સાહ, માન, છે તેને સ્નેગુણ કહેવામાં આવે છે. પહેલાં માનને લીધે ગોપીજનોને દુઃખ થયું હતું, પણ આ પ્રસંગે તે પ્રમાણે નથી થયું એ દર્શાવવાને માટે એમ કહેવામાં આવ્યું છે કે ગોપીજનોએ ભગવાનના ગુણોનું ગાન કર્યું.)

માન ઉત્પન્ન કરવાને માટે શુકદેવજી શ્લોકમાં બે કારણો આપે છે. એક સહજ, સ્વાભાવિક; અને બીજું ભગવાને સિદ્ધ કરેલું. તેમાં પ્રથમ શુકદેવજી સહજ હેતુનું વર્ણન કરે છે. પ્રકાશ પામતું જે પુરટ—સુવર્ણ—અર્થાત્ અગ્નિમાંથી નીકળેલું અને ઉજ્જ્વલ બનેલું જે સુવર્ણ; તેનાં જે બે કુણ્ડલો, અને કેશ; તેમની—કુણ્ડલોની અને કેશની—શોભાવાળી જે ગાલોની કાન્તિ. ગોપીજનોના ગાલનો રંગ ઉજ્જ્વલ અથવા પીળો હતો. (કેટલાંક ગોપીજનો વિજળીના જેવાં ગોરાં હતાં, એટલે તેમના ગાલનો રંગ ઉજ્જ્વલ હતો; બીજાં કેટલાંક ગોપીજનો ચમ્પાની કળી જેવાં પીળાં હતાં, એટલે તેમના ગાલનો રંગ પીળો હતો.) બાકીનાં બે—કુણ્ડલો અને કેશ—અનુક્રમે ઉજ્જ્વલ અને નીલ હતાં. કુણ્ડલો ઉજ્જ્વલ હતાં અને કેશ નીલ હતા. આ—ઉજ્જ્વલ અથવા પીળી, ઉજ્જ્વલ અને નીલ એમ—ત્રણ પ્રકારની શોભા સર્વના મૂલભૂત ભગવાનના ગુણોનું જ કાર્ય છે. (ભગવાનના ચાતુર્યનું જ કાર્ય છે. આ જગતમાં જેટલાં બધાં કાર્ય છે તે સર્વનું મુખ્ય કારણ ભગવાનના ચાતુર્ય વગેરે ગુણો છે, અને ગોપીજનોની આ ત્રણ પ્રકારની શોભા પણ ભગવાનના આ ગુણોનું જ કાર્ય છે, બીજા કોઈનું નહિ.) તેથી ગોપીજનોની આ ત્રણ પ્રકારની શોભા સર્વમાં શ્રેષ્ઠતા—માન—સિદ્ધ કરવાને માટે યોગ્ય છે.

સુધિત એટલે અમૃતને જાણે પ્રાપ્ત કર્યું હોય એવું જે હાસ્યસહિત ભગવાનનું નિરીક્ષણ. અહીં પણ અન્તઃકરણમાં રહેલો સ્નેહ, નિરીક્ષણ અને હાસ્ય એ ત્રણ પદાર્થોનું વર્ણન કરવામાં આવ્યું છે. આ ત્રણ પદાર્થો ભગવાનના છે, એટલે માન ધારણ કરવામાં આ બીજો, ભગવત્કૃત, હેતુ છે.

આ પ્રમાણે આ બન્ને કારણોને લીધે—ગોપીજનોના કુણ્ડલ વગેરેની શોભા અને ભગવાનનું નિરીક્ષણ એ બે કારણોને લીધે—ગોપીજનોએ સન્માનન અથવા અભિમાન ધારણ કર્યું, અને પોતાના હૃદયમાં થએલી વિપરીતભાવનાથી—અમે સર્વમાં શ્રેષ્ઠ છીએ એવી ભાવનાથી—ઉત્પન્ન થએલા અભિ-માનરૂપી દોષને દૂર કરવાને માટે તેમણે ભગવાનનાં કાર્યોનું ગાન કર્યું. ભગવાનનાં કાર્યો કેવળ પાપ જ દૂર કરે છે એમ નથી પરંતુ પુણ્યરૂપ, પુણ્ય ઉત્પન્ન કરનાર, પણ છે એમ દર્શાવવાને માટે શુકદેવજી કહે છે કે પુણ્યાનિ. ભગવાનનાં કાર્યો પાપને દૂર કરનારાં અને પુણ્યને ઉત્પન્ન કરનારાં છે. (ગાનથી ઉત્પન્ન થએલો જે પુષ્ટ ભાવવિશેષ તે અલૌકિક ઇષ્ટ પદાર્થને સિદ્ધ કરનારો હોવાથી 'પુણ્ય' કહેવાય છે.) તેથી ગોપીજનોમાં દોષ નથી અને આગળની લીલામાં પુણ્યનો સંબન્ધ થાય છે એમ કહેવામાં આવ્યું.

लीलायां पुण्योपचयश्चोक्तः । पूर्वक्लेशविस्मरणार्थमानन्दाविर्भावमाह । तस्य भगवतः कररुहा नखाः, तेषां स्पर्शेन जातपीडया स्मृतसम्भोगाः प्रमुदिता जाताः । अन्तःपूर्णानन्दा गानेनापि जाता इति अन्ते विशेषणम् ॥ २२ ॥

ततस्ताभिस्तुल्याभिर्भगवान् जलक्रीडां कृतवानित्याह ताभिर्युत इति ।

**ताभिर्युतः श्रममपोहितुमङ्गसङ्गघृष्टस्रजः स्वकुचकुङ्कुमरञ्जितायाः ।**
**गन्धर्वपालिभिरनुद्रुत आविशद्वाः श्रान्तो गजीभिरिभराडिव भिन्नसेतुः ॥ २३ ॥**

ताभिः सर्वाभिरेव युतः महारात्रसमये यमुनायां जलक्रीडार्थं प्रविष्टः । तत्र प्रयोजनं श्रममपोहितुमिति । तासां सर्वाङ्गश्रमं जलक्रीडयैव दूरीकुर्वन् । भगवतस्ताभिः सह गमने जायमानां शोभां

---

પહેલાંનો ક્લેશ ભૂલી જવાને માટે આનન્દ પ્રકટ થયો એમ શુકદેવજી કહે છે. (ગયા શ્લોકમાં જે **शान्तम** પદ હતું તે ઉપરથી એમ જણાયું કે ગોપીજનોને સુખ થયું અને ક્લેશ દૂર થયો. પરંતુ ગોપીજનો તે ક્લેશ ભૂલી જ ગયાં એ પ્રમાણે કહેવામાં આવ્યું ન હતું. આ શ્લોકમાં આનન્દનો આવિર્ભાવ થતાં ગોપીજનો તે ક્લેશ ભૂલી ગયાં એ પ્રમાણે કહેવામાં આવ્યું છે.) ભગવાનના જે નખો છે તેના સ્પર્શથી ગોપીજનોને જે પીડા થઈ તેથી તેમને સંભોગનું સ્મરણ થયું અને આનન્દ થયો. ભગવાનનાં કાર્યોનું ગાન કરવાથી પણ ગોપીજનોનું અન્તઃકરણ આનન્દથી પૂર્ણ થયું એમ દર્શાવવાને માટે **तत्कररुहस्पर्शप्रमोदाः** એ વિશેષણ શ્લોકને અન્તે આપવામાં આવ્યું છે. ૨૨

પછીથી ભગવાને પોતાના જેવાં ગોપીજનો સાથે જલક્રીડા કરી એમ **ताभिर्युतः** એ શ્લોકમાં શુકદેવજી કહે છે. (ગોપીજનો ભગવાનની માફક નિર્દોષ, પૂર્ણ ગુણવાળાં, અને ભાવથી આનન્દાત્મક છે, તેથી ગોપીજનો ભગવાનની તુલ્ય—બરોબર—છે. આ પ્રમાણે ગોપીજનો ભગવાનના જેવાં હોવાથી જલક્રીડામાં તે ભગવાનના ઉપર જલ છાંટી શકશે અને ભગવાન્ તેમના ઉપર જલ છાંટી શકશે.)

જેમ કોઈ થાકી ગએલો અને પાણીની પાળો તોડી પાડતો મહાન્ હસ્તી પોતાનો થાક દૂર કરવાને માટે હાથણીઓની સાથે જળમાં પ્રવેશ કરે છે, તેમ થાકી ગએલા, ગોપીજનોના સ્તનના કુંકુમથી રંગાએલી અને અંગની સાથે સંબંધમાં આવતાં ચોળાઈ ગએલી પોતાની માળાની સાથે રહેલા શ્રેષ્ઠ ગન્ધર્વરૂપ ભમરાઓ જેમની પાછળ દોડે છે, અને જેમણે મર્યાદા તોડી છે તેવા ભગવાને, જેમાં અંગના સંબંધથી માળા ચોળાઈ ગઈ છે અને જે ગોપીજનોના સ્તનોના કુંકુમથી રંગાએલાં છે એવાં સ્વકીય યમુનાજીના જળમાં થાક ઉતારવાને માટે ગોપીજનો સાથે પ્રવેશ કર્યો. ૨૩

બધાં ય ગોપીજનો સાથે ભગવાને અડધી રાત્રે જલક્રીડાને માટે યમુનાજીમાં પ્રવેશ કર્યો. (રમણ બે પ્રકારનું છેઃ જળમાં અને સ્થળ ઉપર. આ બે પ્રકારનું રમણ સિદ્ધ કરવાને માટે આખી રાત્રીની જરૂર હોય છે. સ્થળ ઉપરનું રમણ પૂરું થતાં જળમાંના રમણનો આરંભ થાય છે; તેથી જળમાંનું રમણ અડધી રાત્રીએ શરૂ થયું એમ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે.) યમુનાજીના જળમાં ભગવાને ગોપીજનો સાથે જે પ્રવેશ કર્યો તેનું પ્રયોજન દર્શાવતાં શુકદેવજી કહે છે કે **श्रममपोहितुम्**; ગોપીજનોના બધાં અંગોનો શ્રમ જળક્રીડાથી જ દૂર કરવાને માટે ભગવાને યમુનાજીના જળમાં પ્રવેશ કર્યો. (ગોપીજનોનો ક્લેશ દૂર થયો હતો તો પણ શ્રમને લીધે કોઈ કોઈ સ્થળે રહેલા પરસેવાને દૂર કરવાને માટે ભગવાને તે પરસેવાને લુછી ન નાખ્યો, પણ જળક્રીડા જ કરી અને તે દ્વારા જ પરસેવો દૂર કર્યો.) ગોપીજનોની

वर्णयति स्रजः गन्धर्वपालिभिरनुद्रुत इति । यमुनाया वा विशेषणानि । गन्धर्वाणां रक्षकाः गन्धर्वपाः गन्धर्वोत्तमाः । ते च ते अलयश्च तैरनुद्रुतः सन् शीघ्रं गतः वाः आविशत् । आमोदस्य निवारणार्थं च तथाकरणम् । सम्भोगेन श्रमोदके पद्मिनीनां कमलरूपो गन्धो भवति । तदुपरोधेन च द्रुतपदविन्यास इत्यनुद्रवणम् । ते च भ्रमरा भगवदीया एवेत्याह । अङ्गयोः सङ्गेन घृष्टा या स्रक् तस्याः । यस्या वा स्रक् तादृशी । स्वा चासौ कुचकुङ्कुमरञ्जिता च । भगवत एव माला । कालिन्दी च कुचकुङ्कुमैः रञ्जिता । तत्र देहामोदः पुष्पामोदः कुङ्कुमामोदश्चेति । स्वीयत्वेनासाधारण्यं च । आधिदैविकास्ते भ्रमरास्तद्गन्धभोक्तार इति विशेषणं गन्धर्वपेति । श्रान्तः इभराडिवेति अविचारे हेतुः । श्रान्त इतिविशेषणं लीलया गमनार्थम् । प्रत्येकसम्भोगावधि भगवतोऽन्यो भावो निरूपित इति तदपगमात् श्रमलीलाप्याविष्कृता । गजीभिरित्यन्यश्रमो निवारितः । सेत्तवो

---

સાથે ભગવાન્ જતા હતા તે સમયની શોભાનુ વર્ણન કરતા શુકદેવજી કહે છે કે स्रज गन्धर्वपालिभिरनुद्रुत, ભગવાનની માળા ઉપર ભમતા શ્રેષ્ઠ ગન્ધર્વોની માફક ગાન કરનારા ભમરાઓ જેમની પાછળ દોડે છે એવા ભગવાન્, અથવા તો अङ्गसङ्गघृष्टस्रज એને યમુનાજીના વિશેષણ તરીકે લેવુ જે ગન્ધર્વોનુ રક્ષણ કરનારા છે તે ગન્ધર્વપ કહેવાય છે, અર્થાત્ તે ઉત્તમ ગન્ધર્વો હોય છે ભમરાઓ ઉત્તમ ગન્ધર્વો જેવા છે અને તે ભગવાનની પાછળ દોડે છે આ પ્રમાણે જેમની પાછળ શ્રેષ્ઠ ગન્ધર્વોની માફક ગાન કરનારા ભમરાઓ દોડે છે એવા ભગવાને જલદીથી જઈને જળમા પ્રવેશ કર્યો (સભોગનુ સૂચન કરનારો આમોદ—ગન્ધ—સવારમા રાખી શકાય નહિ, તેથી) તે ગન્ધને દૂર કરવાને માટે અને થાક ઉતારી નાખવાને માટે ભગવાને જળક્રીડા કરી સભોગથી પદ્મિની સ્ત્રીઓને શ્રમ થતા જે પરસેવો થાય છે તેની ગન્ધ કમલના જેવી હોય છે, (અને તેથી ગન્ધ સભોગનુ સૂચન કરી શકે છે) ભમરાઓ અને ગોપીજનો ભગવાનને હરકત કરે છે તેથી ભગવાન્ જલદી પોતાના ચરણારવિન્દો ઉપાડે છે, અને ભમરાઓ તેમની પાછળ દોડે છે આ ભમરાઓ ભગવદીય જ છે એમ શુકદેવજી अङ्ग॰ ઇત્યાદિ શબ્દોમા કહે છે બન્ને અગના સબધથી ચોળાઈ ગઈ છે જે માળા, તેના સબધવાળા ભમરાઓ છે અથવા તો (अङ्ग॰ ઇત્યાદિ પદનો સબધ યમુનાજી સાથે લઈએ તો) જેમા, જે યમુનાજીમા, બન્ને અગના સબધથી માળા ચોળાઈ ગએલી છે એવા યમુનાજી પોતાની, અને ગોપીજનોના સ્તનોના કુકુમથી રગાએલી એવી ભગવાનની જ માળા (स्वकुच॰ ઇત્યાદિનો સબધ યમુનાજી સાથે લેવામા આવે ત્યારે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) યમુનાજી પણ ગોપીજનોના સ્તનોના કુકુમથી રગાએલા છે ભગવાનની માળાની અન્દર દેહની ગન્ધ, પુષ્પની ગન્ધ અને કુકુમની ગન્ધ એમ ત્રણ પ્રકારની ગન્ધ રહેલી છે માળા ભગવાનની છે એટલે તે અસાધારણ છે

(अङ्गसङ्गघृष्टस्रज એ પદને યમુનાજીના વિશેષણ તરીકે લેવામા આવે તો પણ ભમરાઓને ભગવાનની માળાનો સબધ છે એ દર્શાવવાને માટે શુકદેવજીએ મૂળ શ્લોકમા गन्धर्वप એ પ્રમાણે ભમરાઓનુ વિશેષણ મૂકેલુ છે) આ ભમરાઓ આધિદૈવિક છે, અતરગલીલામા રહેલા છે, અને તેથી તેઓ માળાની ગન્ધનો ભોગ કરે છે, સભોગને લીધે ઉત્પન્ન થતી વનમાળાની દિવ્ય ગન્ધનો ભોગ કરે છે (ભમરાઓ ગન્ધર્વપ છે, શ્રેષ્ઠ ગાન કરનારા છે, અર્થાત્ ભગવાનની અતરગલીલાના સમયે પણ હાજર રહીને ગાન કરવાને માટે આ ભમરાઓ લાયક છે) આ સમયે ભગવાનને કોઈ પણ જાતનો વિચાર થતો નથી તેનું કારણ દર્શાવતા શુકદેવજી કહે છે કે श्रान्त इभराडिव, થાકી ગએલા મહાન્ હાથીની માફક શ્લોકમા જે श्रान्त વિશેષણ મૂકવામા આવેલુ છે તે લીલાથી ગમન દર્શાવવાને માટે છે દરેક ગોપીજનની સાથે ભગવાન્ સભોગ કરે ત્યા સુધી ભગવાનના અન્ય ભાવનુ—ઉપર ચન્દ્ર સ્થાપન કરવારૂપી ભાવનુ—વર્ણન કરવામા આવ્યુ, અને જ્યારે તે ભાવ જતો રહે છે—ચન્દ્ર જતો રહે છે—ત્યારે શ્રમલીલા પણ પ્રકટ થઈ બીજા કારણથી શ્રમ થયો નથી એ દર્શાવવાને માટે શુકદેવજી કહે છે કે गजीभि

सेतवो जलरक्षार्थम् । ते सर्वे भिन्नाः गजराजेन भवन्ति । भगवतापि ब्रह्ममर्यादा आत्मारामत्व-रूपा जीवानां च मर्यादा तथा सति निवृत्ता । कामरूपस्पर्शात् परदाराणामभिमर्शनाच्च । पूर्वं कामो

---

સેતુઓ—પાળાઓ—જળના રક્ષણને માટે બાંધવામાં આવે છે. તે બધા સેતુઓને થાકી ગયેલો ગજરાજ તોડી નાખે છે. આ પ્રમાણે થવાથી ભગવાને પણ આત્મારામત્વરૂપી પોતાની બ્રહ્મમર્યાદા, અને નમ્રતાથી હાસ્ય કરવારૂપી જીવની મર્યાદા દૂર કરી, કારણ કે ભગવાને કામાત્મરૂપે ગોપીજનોનો સ્પર્શ—ભોગ—કર્યો અને બીજાઓની સ્ત્રીઓની સાથે સંગ કર્યો. (આ અધ્યાયની શરૂઆતમાં **कन्दर्प लोके मकरम्** ઇત્યાદિ કારિકા આપવામાં આવેલી છે, અને તેમાં આધિદૈવિક, ઉત્તમ 'કામ' નામના સુખનું ભગવાન્ કૃષ્ણ જ ભોગ કરે છે, બીજો કોઈ નહિ, એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. ભગવાનનું સ્વરૂપ કામાત્મક છે. જ્યારે આ કામથી ભગવાને ગોપીજનોનો ભોગ કર્યો ત્યારે ભગવાનનું આત્મારામપણું જતું રહ્યું; અને જ્યારે પરસ્ત્રી સાથે તેમણે સંગ કર્યો ત્યારે નમ્રભાવે ભગવાનનું હાસ્ય કરવાની જીવની મર્યાદા નાશ પામી. ભગવાન્ નિજજનોને પોતાની સાથે સંગ કરવાનો અધિકાર આપે જ છે એ દર્શાવવાને માટે શ્રીમહાપ્રભુજી **परदाराणाम्** એ પદમાં **पर** શબ્દ વાપરે છે. વાસ્તવિક રીતે પરત્વ જો કે દોષરૂપ છે છતાં પણ રસને માટે ગોપીજનોમાં પરકીયાત્વનું સ્થાપન કરીને જ ભગવાને લીલા કરી છે. કોઈ પણ પ્રકારના વિકાર વિના રહેવું એ બ્રહ્મની મર્યાદા છે. જ્યારે શૃંગારરસાત્મક અનેક વિકારો ભગવાનમાં પ્રકટ થાય છે ત્યારે ભગવાનની અવિકૃતસ્વરૂપની મર્યાદા તિરોહિત થઈ જાય છે. જ્યાં સુધી રસમાં પરિપૂર્ણ વિકાસ થયો ન હતો ત્યાં સુધી ભગવાને ગોપીજનોને પોતાનાથી અભિન્ન જ માન્યાં અને તેમની સાથે ક્રીડા કરી, અને આ પ્રમાણે ભગવાનનું આત્મારામત્વ જ રહ્યું; પણ જ્યારે શૃંગારરસનો સંપૂર્ણ વિકાસ થયો ત્યારે ગોપીજનો મારાથી ભિન્ન નથી એ પ્રકારનું ભગવાનનું જ્ઞાન નાશ પામ્યું, અને કેવલ આનન્દ જ પ્રકટ થયો. અને તેથી ગોપીજનોમાં ભગવાનને આત્મત્વની સ્ફૂર્તિ પણ થઈ નહિ, પરંતુ નાયિકાભાવની જ સ્ફૂર્તિ થઈ. આ પ્રમાણે ભગવાનની આત્મત્વમર્યાદા પણ તિરોહિત થઈ ગઈ.) (ગયા અધ્યાયના અને આ અધ્યાયના રમણમાં ફેર છે એમ દર્શાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) પહેલાં ગોપીજનોએ ભગવાનનો સ્પર્શ જ કર્યો હતો પણ ભગવાને તેમનો સ્પર્શ કર્યો ન હતો, કારણ કે ભગવાનમાં કામ ન હતો. (ગયા અધ્યાયમાં **कामो न विद्यते**, કામ નથી, એ કારિકામાં આ પ્રમાણે કહેવામાં આવ્યું છે; જ્યારે આ અધ્યાયના આરંભમાં આવેલી કારિકાઓમાં આધિદૈવિક ઉત્તમ કામનું વર્ણન કરવામાં આવેલું છે, તેથી સ્પષ્ટ જણાય છે કે આ અધ્યાયમાં ભગવાન્ પોતે પોતાની ઇચ્છા પ્રમાણે ભોગ કરે છે. આ પ્રમાણે ગયા અધ્યાયના રમણમાં અને આ અધ્યાયના રમણમાં ભેદ છે.) ભગવાને દેશની અને કાલની મર્યાદાનો પણ ભંગ કર્યો. તેથી ભગવાને શ્રેષ્ઠ હસ્તીની માફક જલક્રીડા કરવાને માટે જલદેવતાને દૂર કરીને પોતે જલમાં પ્રવેશ કર્યો એમ તાત્પર્ય છે. ('દેશ' એટલે ગોપીજનોનાં અવયવો; શરીરના જુદા જુદા અવયવો ઉપર જુદી જુદી રીતે ચુંબન, દંશ વગેરે દ્વારા જે ભોગ કરવામાં આવે છે તેનું વર્ણન રસશાસ્ત્રમાં કરવામાં આવેલું છે. આ પ્રકારના ભોગને 'દેશમર્યાદા' કહેવામાં આવે છે. ભગવાને ગોપીજનોના અવયવોનો સ્પર્શ પોતાની ઇચ્છા પ્રમાણે જ કર્યો, રસશાસ્ત્રના નિયમો પ્રમાણે નહિ; તેથી ભગવાને દેશની મર્યાદાનો ભંગ કર્યો એમ કહેવામાં આવ્યું છે. પડવો વગેરે જુદી જુદી તિથિઓએ જુદા જુદા બન્ધ વગેરે કરવા, પદ્મિની સ્ત્રીઓના સાથે ચોથા યામમાં રમણ કરવું વગેરે જે નિયમો રસશાસ્ત્રમાં વર્ણવવામાં આવ્યા છે તે 'કાલમર્યાદા' કહેવાય છે. ભગવાને આ નિયમોને પાલન કર્યા વિના પોતાની ઇચ્છા પ્રમાણે જ રમણ કર્યું તેથી તેમણે 'કાલ'ની મર્યાદાનો ભંગ કર્યો એમ કહેવામાં આવ્યું છે. સુબોધિનીજીમાં **देशकालमर्यादा** શબ્દ પછી જે **च** છે તેનો અર્થ પહેલાં જણાવેલી બ્રહ્મમર્યાદા થાય છે; અર્થાત્ ભગવાને બ્રહ્મમર્યાદાનો પણ ભંગ કર્યો. શ્લોકમાં આવેલા **आविशत्** પદમાં આવેલા **आ** ઉપસર્ગનો અર્થ દર્શાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે જલદેવતાને દૂર કરીને ભગવાને જલમાં પ્રવેશ કર્યો.) (આ વિષયમાં શ્રીહરિરાયજી આ પ્રમાણે આજ્ઞા કરે છે. ૨૬ થી ૨૯ એ ચાર અધ્યાયોમાં વર્ણવેલી લીલામાં જો કે ભગવાને ગોપીજનોનો સ્પર્શ કરેલો છે, તો પણ **आत्मारामो-**

भगवत्स्पर्श एव स्थितः, न तु भगवता ताः स्पृष्टा इति । कामाभावात् । देशकालमर्यादा च भग्ना । अतो हस्तिश्रेष्ठ इव जलक्रीडार्थं जलदेवतां दूरीकृत्य स्वयं तत्र प्रविष्ट इत्यर्थः ॥ २३ ॥

तत्र जलक्रीडां च कृतवानित्याह स इति ।

**सोऽम्भस्यलं युवतिभिः परिषिच्यमानः प्रेम्णेक्षितः प्रहसतीभिरितस्ततोऽङ्ग । वैमानिकैः कुसुमवर्षिभिरीड्यमानो रेमे स्वयं स्वरतिरात्तगजेन्द्रलीलः ॥ २४ ॥**

---

ऽप्यरीरमत्—ભાગ. ૧૦.૨૯.૪૨—, रेमे तया चात्मरत आत्मारामोऽपि—ભાગ. ૧૦.૨૭.૩૪—, तासामाविरभूत्—ભાગ. ૧૦.૨૯.૨—, काचित्कराम्बुजम्—ભાગ. ૧૦.૨૯.૪—, વગેરે વાક્યો ઉપરથી જણાય છે કે ગોપીજનોની ઇચ્છાને લીધે જ ભગવાને રમણ કર્યું, પોતાનું બધું સામર્થ્ય પ્રકટ કરીને સ્વાર્થને માટે નહિ. આ જ કારણથી તે લીલામાં त्रैलोक्यलक्ष्म्येकपदम् એ પ્રમાણે કહેવામાં આવ્યું નથી, પરંતુ આ લીલાના આરંભમાં જ તે પ્રમાણે કહેવામાં આવેલું છે. તેથી જ શ્રીમહાપ્રભુજી આ ત્રીસમા અધ્યાયના આરંભમાં स्वानन्दार्थमितीर्यते એ પ્રમાણે આજ્ઞા કરે છે. આ પ્રમાણે પહેલાંના ચાર, ૨૬ થી ૨૯, અધ્યાયમાં ભગવાનનું રમણ છે પણ તેમાં શ્રમલીલા પ્રકટ થઈ નથી. આ ત્રીસમા અધ્યાયમાં તો ભગવાને પોતાની ઇચ્છાથી જ સર્વ કર્યું છે, એટલે ભગવાનને લૌકિકના જેવો કામભાવ થયો અને રમણનો અન્ત પણ આવ્યો. અર્થાત્ ભગવાનમાં લૌકિકના જેવો કામ પ્રકટ થવાથી જેમ આત્મારામત્વ વગેરે મર્યાદાનો ભંગ થયો તેમ દેશની અને કાલની મર્યાદાનો પણ ભંગ થયો. દેશ એટલે રસનો અનુભવ કરવાનું સ્થાન; અને કાલ એટલે ધારણ કરવાનો સમય. તેથી જ ભગવાને આ બધી મર્યાદાઓનો ભંગ કરીને જલક્રીડાને માટે જલમાં પ્રવેશ કર્યો.

આ વિષે શ્રીપુરુષોત્તમજી આ પ્રમાણે આજ્ઞા કરે છે. પહેલાંની લીલામાં હાથીનું દૃષ્ટાન્ત અને પાળાઓ—મર્યાદા—તોડ્યાની વાત આપવામાં આવેલી નથી, એટલે આત્મારામત્વ અને ભક્તનો ક્લેશ એ બેને દૃષ્ટિમાં રાખીને જ ભગવાને લીલા કરી છે. આ ત્રીસમા અધ્યાયમાં વર્ણવેલી લીલામાં તો હાથીનું દૃષ્ટાન્ત અને સેતુ તોડ્યાની વાત આવેલી છે, એટલે આ લીલામાં ભગવાન્ આત્મારામત્વનો અને ભક્તોના ક્લેશનો વિચાર કરતા નથી. આ કારણથી જ આ અધ્યાયની લીલા લૌકિકના જેવી જણાય છે, એટલે પરીક્ષિત્ રાજાને પણ ધર્મની મર્યાદાના ભંગનો સંદેહ થયો અને તે વિષે તેમણે આ અધ્યાયમાં પ્રશ્ન કર્યો. વાસ્તવિક રીતે તો આ શ્લોકમાં ગજરાજનું દૃષ્ટાન્ત આપેલું હોવાથી અને પહેલાં વીસમા શ્લોકમાં लीलया—લીલાથી—એ પ્રમાણે પ્રયોગ થએલો હોવાથી એમ જણાય છે કે ભગવાને બ્રહ્મના ધર્મ વગેરેનો ભંગ કર્યો છતાં પણ તેમાં આયાસ, શ્રમ, નથી, અને તેથી ભગવાન્ અક્લિષ્ટકર્મા છે એ વાત સ્પષ્ટ થાય છે. તેથી જ મર્યાદાનો ભંગ છે છતાં પણ ભંગ નથી એમ સિદ્ધ થાય છે. આ પ્રમાણે ભગવાનનું નિરંકુશ આત્મતન્ત્રત્વ સિદ્ધ થાય છે; આમ જો ન હોય તો ભગવાનનું પોતાના ઐશ્વર્ય વગેરે ધર્મને અધીન એવું જે સ્વાતન્ત્ર્ય તે નષ્ટ થઈ જાય. રસના અનુભવમાં અને રસને ધારણ કરવામાં જો ભગવાન્ અનુક્રમે દેશની મર્યાદાનું અને કાલની મર્યાદાનું પાલન કરે તો ભગવાનના બ્રહ્મરૂપત્વનો નાશ થાય. તે પ્રમાણે ન થાય એટલા માટે દેશ અને કાલ એ બેની મર્યાદાનો ભગવાને ભંગ કર્યો.) ૨૩

જલમાં પ્રવેશ કરીને ભગવાને જલક્રીડા પણ કરી એમ સઃ એ શ્લોકમાં શુકદેવજી કહે છે.

હે અંગ ! વ્રજયુવતિઓ જલમાં આપને સર્વતઃ અભિષેક કરવા લાગ્યાં; હાસ્ય કરતાં ગોપીજનો આપનું પ્રેમથી દર્શન કરવા લાગ્યાં; પુષ્પોની વૃષ્ટિ કરતા અને વિમાનમાં બેઠેલા દેવો આપને અભિનન્દન આપવા લાગ્યા: આ પ્રકારના, આત્મારામ અને પોતાને વિષે જ જેમની રતિ છે એવા ભગવાને ગજેન્દ્રની લીલાનો સ્વીકાર કરીને રમણ કર્યું. ૨૪.

स पूर्वोक्तः स्त्रीसहितः । अम्भसि अलं युवतिभिः परिषिच्यमानो जातः । ततः प्रेम्णा ईक्षितश्च । प्रहसन्तीभिः कौतुकाभिनिविष्टाभिः इतस्ततः सिच्यमानः, यदभिमुखमेव व्रजति तयैव सह रेम इति, एवं सर्वाभिः । यथा स्वयं माहात्म्यज्ञानपूर्वकं निर्भरस्नेहेन निर्दोषभावेन वदति शुकः, तथैव राजापि शृणोतीति ज्ञात्वा स्नेहेन स्वमध्यपातित्वं सूचयन् सम्बोधयति अङ्गेति । अत एव

---

सः એટલે જેમનું પહેલાં વર્ણન કરવામાં આવ્યું છે એવા સ્ત્રીઓ સાથે રહેલા ભગવાન્. જલની અંદર યુવતિઓએ ભગવાનનો ખૂબ અભિષેક કર્યો. પછીથી તે યુવતિઓએ પ્રેમથી ભગવાનની ઉપર દૃષ્ટિ નાખી. આ ગોપીજનોએ હસતાં હસતાં, કૌતુક વાળાં થઈને, ભગવાનનો ચારે બાજુથી અભિષેક કર્યો; અર્થાત્ જે ગોપીજનની સામે ભગવાન્ જાય તેમની સાથે ભગવાને રમણ કર્યું. આ પ્રમાણે બધાં ગોપીજનો સાથે ભગવાન્ રમ્યા. જેવી રીતે હું—શુકદેવજી—પોતે ભગવાનનું માહાત્મ્ય જાણીને પુષ્કળ સ્નેહથી નિર્દોષભાવે બોલું છું, તેવી જ રીતે પરીક્ષિત્ રાજા પણ શ્રવણ કરે છે એ જાણીને શુકદેવજી સ્નેહથી સૂચવે છે કે પરીક્ષિત્ પોતાનો અંતરંગ છે, અને તેથી તે પરીક્ષિતને अङ्ग એ પ્રમાણે સંબોધે છે. આ કારણથી જ—મારો તારામાં સ્નેહ છે તેથી જ—હું તને આ લીલા કહું છું એમ તાત્પર્ય છે.

(બહુ માણસો એક જ વખતે વગર વિચારે બીજાનો જલથી અભિષેક કરે તો તે માણસ વ્યાકુલ થઈ જાય છે એમ જગતમાં જણાય છે; તો પછી આ પ્રસંગે પણ તે પ્રમાણે થવાનો સંભવ હોવાથી ભગવાનના અંતરંગ ભક્તોએ 'ભગવાનનો અભિષેક ધીમે ધીમે કરો, આ પ્રમાણે એક સામટો અભિષેક કરશો નહિ' એ પ્રમાણે ગોપીજનોને વિનંતી કેમ ન કરી? આ શંકા દર્શાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) અરે! દેવોએ ગોપીજનોને અટકાવ્યાં કેમ નહિ? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે कुसुमवर्षिभिर्वैमानिकैरीड्यमानः, પુષ્પોની વૃષ્ટિ કરતા અને વિમાનમાં બેઠેલા દેવોથી જેમની સ્તુતિ કરવામાં આવે છે એવા ભગવાન્ છે. બધા દેવો ભગવાનને અભિનન્દન જ આપે છે, પણ કોઈને અટકાવતા નથી; અન્યથા—જો નિવારણ કરવામાં આવે તો—લોકમાં કામરસ પ્રકટ થાય નહિ. (ભગવાન્ જ્યારે ગોપીજનો સાથે રમણ કરે છે ત્યારે બીજા ભક્તોને પણ તેમનાં દર્શન દુર્લભ છે; પરંતુ, પહેલાં આ અધ્યાયના ચોથા શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે विमानशतसङ्कुलम्—આકાશ સો વિમાનોથી ભરાઈ ગયું હતું—, એટલે આકાશમાં વિમાનમાં રહેલા દેવોને ભગવાનનાં દર્શન થાય એ સંભવે છે. પણ આ દેવો તો પ્રભુની લીલામાં ઉપયોગી થઈ પડે એવા મંડપરૂપે આકાશમાં રહ્યા હતા, અને તે દ્વારા થએલા સંબંધથી જ દેવોને આનન્દ થયો અને ભગવાનની ઇચ્છાથી પુષ્પની વૃષ્ટિ, ભગવાનની સ્તુતિ અને રસનો અભિનિવેશ એ ત્રણ જ દેવોને વિષે થયું, પરંતુ ભગવાનનાં દર્શન સરખાં પણ તેમને થયાં નહિ. જો કે દેવોને ભગવદ્રમણનાં દર્શન થાય તો પણ તેઓ ગોપીજનોને કાંઈ પણ કહી શકે એમ નથી, કારણકે ગોપીજનોને કહેવાનો અધિકાર ભગવાન્ વિના બીજા કોઈનો નથી. છતાં પણ જે વસ્તુ બીજે સ્થળે દુઃખદાયક હોય છે તે વસ્તુને આ ગોપીજનોએ ભગવાનને ઘણું સુખ આપનારી બનાવી દીધી એ દર્શાવવાને માટે શ્રીમહાપ્રભુજીએ શંકા ઉઠાવી કે દેવોએ ગોપીજનોને કેમ અટકાવ્યાં નહિ. આ કારણથી જ શુકદેવજી કહે છે કે आस्तगजेन्द्रलीलः, ભગવાને ગજેન્દ્રની લીલા સ્વીકારી. તેથી, જ્યારે ગોપીજનો ભગવાનના ઉપર પાણી છાંટે છે ત્યારે ભગવાન્ પોતાના બે હાથ ઊંચા કરીને તે જલ અટકાવી શકે, પણ ભગવાન્ તેમ કરતા નથી; ભગવાન્ તો ઉલટા ગોપીજનોની સામે જ પોતાના બે બાહુઓ લંબાવે છે. આ હેતુથી શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે બધા દેવો અભિનન્દન જ કરે છે, નિષેધ કરતા નથી. ભગવાનના બાહુઓ દેવતારૂપ હોવાથી બાહુના અવયવો—આંગળીઓ, હાથ વગેરે—પણ દેવતારૂપ છે એમ ભાવ છેઃ ભગવાન્ જો પોતાના બાહુથી ગોપીજનોનું નિવારણ કરે તો ગોપીજનરૂપી લોકમાં કામરસ પ્રકટ થાય નહિ. આ પ્રમાણે શ્રીગોસ્વામિજી ટિપ્પણીમાં મૂળ શ્લોકના ત્રીજા ચરણના બે અર્થ આપે છેઃ એક પ્રત્યક્ષ અને બીજો પરોક્ષ. પ્રત્યક્ષ અર્થ વિમાનમાં રહેલા દેવો વિષે છે, અને પરોક્ષ અર્થમાં ભગવાનના બાહુને દેવો કહેવામાં આવે છે. દેવોનો અર્થ ભગવાનના બાહુ

तुभ्यमिमां लीलां वदामीतिभावः । ननु देवैः कथं न निषिध्यते तत्राह **कुसुमवर्षिभिर्वैमानिकैरीड्यमान** इति । सर्वे देवा अभिनन्दनमेव कुर्वन्ति, न तु निवारणमिति । अन्यथा लोके कामरसो न व्यक्तो भवेदिति । **युवत्य** इत्यविचारे । परिषेके वीररसो मा भवत्विति प्रेम्णैव ईक्षितः । स्वयमितिपदेन बलात्कारेणापि तथेति सूच्यते । तदापि स्वस्मिन्नेव रतिर्यस्य । परं स्वीकृता गजेन्द्रलीला येन । यथा यथा जलेनोक्षणं तथा तथा सुखमिति गजदृष्टान्तः । महासौरतं च ॥ २४ ॥

ततः पुष्पावचयक्रीडामाह तत इति ।

**ततश्च कृष्णोपवने जलस्थलप्रसूनगन्धानिलजुष्टदिक्तटे ।**
**चचार भृङ्गप्रमदागणावृतो यथा मदच्युद् द्विरदः करेणुभिः ॥ २५ ॥**

जलक्रीडानन्तरं कृष्णायाः यमुनाया उपवने जलस्थलप्रसूनानां ये गन्धाः तत्सम्बन्धिना **वायुना जुष्टाः दिक्तटाः** सर्वदिग्भागा यस्मिन् वने तत्र पुनश्चचार । **भृङ्गैः प्रमदागणैश्चावृतः ।** पुनर्भृङ्गाणां गमने हेतुं दृष्टान्तेनाह । **यथा मदच्युत्** मदस्रावी गण्डयोरन्यत्र च । **द्विरदो** हस्ती **करेणुभिः** सहितो भवति, भ्रमरैश्च सहितः । सहज एवान्तःस्थितो रस आविर्भूत इति भ्रमराणामनुद्रवणम् । चचारेति सर्वत्र नानाविधलीला निरूपिता । कचिज्जलानां भङ्गः, कचिद् वृक्षशाखानां

---

કરવામાં આવે ત્યારે **वैमानिकैः** અને **कुसुमवर्षिभिः** એ બે વિશેષણોનો સંબંધ ભગવાનના બાહુ સાથે કરવો નહિ.)

શ્લોકમાં જે **युवति** શબ્દ છે તે એમ દર્શાવે છે કે ગોપીજનો યુવતિઓ હોવાથી શૃંગાર રસના કૌતુકથી વગર વિચારે ભગવાનનો ચારે બાજુથી અભિષેક કરે છે. ભગવાનનો અભિષેક કરવામાં વીરરસ ન થાય એટલા માટે ગોપીજનોએ ભગવાનના ઉપર પ્રેમથી જ દૃષ્ટિ નાખી. શ્લોકમાં **स्वयम्** પદ છે તે સૂચવે છે કે ભગવાને બલાત્કારથી પણ રમણ કર્યું; તો પણ ભગવાનની રતિ પોતાનામાં જ હતી; પણ ભગવાને ગજેન્દ્રની લીલાનો સ્વીકાર કર્યો હતો. જેમ જેમ જલ છાંટવામાં આવે તેમ તેમ સુખ થાય એ દર્શાવવાને માટે હાથીનું દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે. મહાસૌરત પણ થયું એ દર્શાવવાને માટે પણ હાથીનું દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે. ૨૪

પછી શુકદેવજી પુષ્પને એકઠાં કરવાની ક્રીડાનું વર્ણન ततः એ શ્લોકમાં કરે છે.

પછીથી, જેમ મદ છોડતો હાથી હાથણીઓની સાથે ખેલે છે તેમ જલ અને સ્થલના પુષ્પોના ગન્ધવાળો પવન સર્વ દિશાઓમાં ફરે છે એવા શ્રીયમુનાજીના ઉપવનમાં ભમરાઓ અને સ્ત્રીઓથી વિંટળાએલા ભગવાન્ ફર્યા. ૨૫

જલક્રીડા કર્યા પછી કૃષ્ણાના—શ્રીયમુનાજીના—ઉપવનમાં; જલ અને સ્થલના પુષ્પોની જે ગન્ધ તેના સંબંધવાળો વાયુ જ્યાં પ્રસરેલો છે એવા દિક્તટો—સર્વ દિશાઓના ભાગો—જેમાં છે એવા પ્રકારના (શ્રીયમુનાજીના) ઉપવનમાં ફરીથી ભગવાન્ ફર્યા. (જલક્રીડા કરવાથી કુંકુમ, માલા વગેરે જતું રહેલું હોવાથી ફરીથી ભમરાઓ જાય તેનું કારણ દર્શાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે પુનર્, ફરીથી.) ભમરાઓ અને સ્ત્રીઓના યૂથો ભગવાનને વિંટી વળ્યાં હતાં. ભમરાઓ ફરીથી ભગવાનની પાછળ ગયા એનું કારણ દર્શાવતાં શુકદેવજી મદ છોડતા હાથીનું દૃષ્ટાન્ત આપે છે. જે પ્રકારે મદચ્યુત—ગાલ અને બીજે સ્થળે મદ ઝરે છે એવો—હાથી હાથણીઓની સાથે, અને ભમરાઓની પણ સાથે ફરે છે તે પ્રકારે ભગવાન્ ફર્યા. અન્તઃકરણમાં રહેલો સ્વાભાવિક રસ જ પ્રકટ થયો તેથી ભમરાઓ ભગવાનની પાછળ દોડ્યા. चचार, ફર્યા, એ પદ વડે સર્વ સ્થળે અનેક પ્રકારની લીલાનું વર્ણન કરવામાં આવ્યું છે.

तथा मर्यादामार्गः लौकिकश्चान्यथाकृत इति । एषा त्रिविधा लीला अत्यलौकिकी । तत अविचारेण रमणमिति ॥ २५ ॥

एवं लीलामुक्त्वोपसंहरति एवमिति ।

**एवं शशाङ्कांशुविराजिता निशाः ससत्यकामोऽनुरताबलागणः ।**
**सिषेव आत्मन्यवरुद्धसौरतः सर्वाः शरत्काव्यकथा रसाश्रयाः ॥ २६ ॥**

शशाङ्कांशुभिः चन्द्रकिरणैः लौकिकैः या विराजिता निशाः ता एवं रेमे । पूर्वोक्तप्रकारस्तु सर्वदा लीलारूपः । स केनापि न विरुध्यते । नन्वेवं रमणे को हेतुरिति चेत्, तत्राह ससत्यकाम इति । सत्यः कामो यासां ताः सत्यकामाः । ताभिः सहित इति ससत्यकामः । स इति तथा प्रार्थितो वा । एवमपि क्रीडायां कामः सत्य एव स्थितः, न तु क्षीणः, असद्विषयको वा जातः ।

---

જેમ મદવાળો હાથી કોઈક વખત લતાઓનો નાશ કરે છે, અને કોઈક વખત વૃક્ષની શાખાઓનો નાશ કરે છે, તેમ ભગવાને કોઈક વખત મર્યાદામાર્ગનો ભંગ કર્યો અને કોઈક વખત લૌકિકમાર્ગનો ભંગ કર્યો. આ—સ્થલની, જલની અને પુષ્પો એકઠાં કરવાની એમ—ત્રણ પ્રકારની ભગવાનની લીલા અતિ અલૌકિક છે. (લૌકિક પ્રકારની લીલાનું વર્ણન આવતા શ્લોકમાં **काव्यकथा** પદ વડે કરવામાં આવશે.) પછીથી ભગવાને વગર વિચારે રમણ કર્યું. (પહેલાંની લીલામાં દેશ, કાલ અને નાયિકાનો વિચાર કરીને રમણ કરવામાં આવ્યું હતું; પણ પછીની લીલામાં આવો વિચાર કરવામાં આવ્યો નથી.) ૨૫

આ પ્રમાણે ભગવાનની લીલાનું વર્ણન કરીને **एवम्** એ શ્લોકમાં શુકદેવજી ઉપસંહાર કરે છે.

સત્ય કામવાળાં ગોપીજનો જેમની સાથે છે અને જેમના વિષે
સ્ત્રીઓ પ્રીતિ રાખે છે એવા ભગવાને પોતાનામાં જ રતિ સ્થાપીને ચન્દ્રના
કિરણોથી શોભતી રાત્રીઓનું અને રસના આશ્રયરૂપ અને શરદ્ ઋતુનું
વર્ણન કરનારી સર્વે કાવ્યકથાઓનું આ પ્રમાણે સેવન કર્યું. ૨૬

શશાંકના અંશુઓથી—લૌકિક ચન્દ્રનાં કિરણોથી—જે રાત્રીઓ શોભતી હતી તેમાં આ પ્રકારે ભગવાને રમણ કર્યું. (પહેલાં એક રાત્રીના રમણનું વર્ણન કરવામાં આવ્યું હતું; જ્યારે આ શ્લોકમાં બધી ય રાત્રીઓના રમણનું વર્ણન કરવામાં આવે છે. આ પ્રમાણે લૌકિક રાત્રીઓમાં અલૌકિક રાત્રીઓનું સ્થાપન કરીને બધી રાત્રીઓમાં ભગવાને રમણ કર્યું, કામલીલા કરી.) પહેલાં જણાવેલો પ્રકાર તો હમ્મેશાં લીલારૂપ છે અને તેનો કોઈ પણ પ્રકાર સાથે વિરોધ આવતો નથી. (પહેલાં નૃત્યથી અંદરનો ભાવ પ્રકટ થવાથી આન્તર રમણનો પ્રકાર હતો. તેમાં જે ભાવ જે ગોપીજનની અંદર સ્થાપવામાં આવ્યો હતો તે ભાવનો અનુભવ તે ગોપીજન હમ્મેશાં કરે છે. તેથી જ્ઞાનરૂપી તાંબૂલ જે ગોપીજનની પાસે છે તે ગોપીજનનું કાર્ય ભગવાનની ગેરહાજરીમાં સર્વને ઉપદેશ આપવાનું છે એમ ત્યાં કહેવામાં આવ્યું છે. આ પ્રકાર પેર જવું ઇત્યાદિ પ્રકારોની સાથે વિરુદ્ધ નથી. આ કારણથી જ **क्षीपु रेमे हाहर्निशाम्** એ પ્રમાણે છવીસમા અધ્યાયના આરંભની કારિકાઓમાં કહેવામાં આવેલું છે. અર્થાત્ તે રમણ દિવસે પણ હોવાથી તેમાં અલૌકિક રાત્રીઓનું સ્થાપન વગેરે કરવામાં આવ્યું નથી.)

અરે! આ પ્રમાણે કામલીલાથી રમણ કરવામાં શો હેતુ છે? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે **ससत्यकामः**, સત્ય છે કામ જેમનો એવાં ગોપીજનો સત્યકામ કહેવાય છે; ભગવાન્ આવાં સત્યકામ ગોપીજનોની સહિત છે એટલે ભગવાન્ **ससत्यकामः** કહેવાય છે. (**सः** અને **सत्यकामः** એમ બે પદ છૂટાં લઈને શ્રીમહાપ્રભુજી બીજો અર્થ આપતાં આજ્ઞા કરે છે કે) અથવા **सः**, એટલે ગોપીજનોએ જેમની તે પ્રકારે પ્રાર્થના કરી છે એવા પ્રભુ. આ પ્રમાણે અર્થ કરવાથી પણ ક્રીડામાં કામ સત્ય જ છે, ક્ષીણ થયો નથી, તેમ જ તે કામનો વિષય પણ ખરાબ નથી. (દશમસ્કન્ધના ઓગણીસમા અધ્યાયમાં કુમારિકાઓએ કાત્યાયનીને પ્રાર્થના કરી કે **पतिं मे कुरु**—નન્દરાયજીના પુત્રને મારા પતિ

अनुरता अवलागणा यस्य । सर्वथा रतासु नित्यसम्बद्धासु स्वविवाहितासु न कापि शङ्का, सर्वथा प्रपन्नासु च । अग्रे मर्यादाभङ्गो रसपोषाय । तदुक्तं 'शास्त्राणां विषयस्तावद् यावद् मन्दरसा नराः । रतिचक्रे प्रवृत्ते तु नैव शास्त्रं न च क्रमः' ॥ इति । तथापि तासु सत्य एव कामः स्थापितः यो मोक्षपर्यवसायी । स कामो भगवन्तं प्रापयिष्यत्येव । एवं निशाः सिषेवे । तदनन्तरमात्मन्येव

---

બનાવો—; આ પ્રકારે કુમારિકાઓનો અભિલાષ કામપ્રકારક હતો. कामिनीभावमासाद्य—કામિની-ભાવ પ્રાપ્ત કરીને—એ વાક્યથી જણાય છે કે શ્રુતિરૂપા ગોપીજનોનો અભિલાષ પણ કામપ્રકારક હતો. અન્તર્ગૃહગતા ગોપીજનોનો અભિલાષ તો કામપ્રકારક હતો એ વાત સ્પષ્ટ જ છે. આ પ્રમાણે આ ત્રણેય જણના અભિલાષ સત્ય હોવાથી તે પૂરવાને માટે ભગવાને આ પ્રમાણે રમણ કર્યું. ભગવાનના ધર્મો નિત્ય હોવાથી ભગવાનનો કામ ક્ષીણ થતો નથી. ભગવાનના ધર્મો હમ્મેશાં અસ્તિત્વમાં હોય છે, એટલે વિષયની દૃષ્ટિએ ભગવાનના કામનો સંબંધ અસત્—અવિદ્યમાન, અશભ—પદાર્થની સાથે થતો નથી.)

(લોકદૃષ્ટિથી ગોપીજનો બીજાઓની સ્ત્રીઓ હોવાથી ભગવાનના રમણનો વિષય અસત્ થાય એવી શંકા કરવામાં આવે જ. તેથી તે શંકા દૂર કરવાને માટે શુકદેવજી अनुरतावलागणः એ વધારાનું વિશેષણ વાપરે છે. આ વાત સમજાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) સ્ત્રીઓના યૂથોની પ્રીતિ છે જેમના ઉપર એવા ભગવાન્ છે. (૧) જે કુમારિકાઓ ભગવાનમાં સર્વથા પ્રીતિ રાખે છે તે, (૨) નિત્ય-લીલામાં રહેલાં અને તેથી ભગવાનની સાથે નિત્ય સંબંધમાં આવેલાં જે શ્રુતિરૂપા અને અન્તર્ગૃહગતા ગોપીજનો, (૩) દ્વારકાની લીલામાં રહેલાં, અને ભગવાને પોતે જેમની સાથે વિવાહ કરેલો છે તે સ્ત્રીઓ, અને (૪) ભગવાનને સર્વથા શરણે ગએલાં ગોપના ઘરના સંબંધવાળાં જે ગોપીજનો—આ પ્રમાણે આ ચાર પ્રકારની સ્ત્રીઓ વિષે કોઈ પણ પ્રકારની દોષની શંકા સંભવતી નથી. (આ પ્રમાણે આ ચાર પ્રકારની સ્ત્રીઓ ભગવાનમાં પ્રીતિ રાખે છે એટલે ભગવાનના આત્મારામત્વનો ભંગ થતો નથી. આ પ્રકારનો અર્થ પ્રકાશકાર શ્રીપુરુષોત્તમજી કરે છે. લેખકાર શ્રીવલ્લભજી બીજો અર્થ કરે છે, અને તે આ પ્રમાણે છે. સ્ત્રીઓનાં યૂથો પહેલાં જણાવવામાં આવ્યું તે પ્રમાણે ત્રણ પ્રકારનાં છે, અને તેથી સુબોધિનીજીમાં °गणाः એમ બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે. આ ત્રણેય પ્રકારની સ્ત્રીઓ ભગવાનમાં પ્રીતિ રાખે છે તે દર્શાવવા સુબોધિનીજીમાં ત્રણ વિશેષણો આપવામાં આવેલાં છે. શ્રુતિરૂપા ગોપીજનો ભગવાનમાં સર્વથા રત—પ્રેમવાળાં—છે, અન્તર્ગૃહગતા ગોપીજનો ભગવાનની સાથે નિત્યસંબંધવાળાં છે, અને કુમારિકાઓ સ્વવિવાહિત છે, અર્થાત્ ભગવાને પોતે કુમારિકાઓ સાથે વિવાહ કર્યો છે. જો કે કુમા-રિકાઓનો લોકદૃષ્ટિથી વિવાહ થએલો નથી છતાં પણ તેમણે पतिं मे कुरु એ પ્રમાણે કાત્યાયનીને પ્રાર્થના કરેલી હોવાથી ભગવાને પોતે તેમની સાથે વિવાહ કરેલો છે. આ હેતુથી જ स्वविवाहितासु એ પદમાં સ્વશબ્દનો પ્રયોગ કરવામાં આવેલો છે. અર્થાત્ ભગવાને પોતે જ કુમારિકાઓ સાથે વિવાહ કર્યો, લોકની હાજરીમાં નહિ. આ ત્રણ પ્રકારની સ્ત્રીઓના મનોરથ પૂર્ણ કરવાને માટે ભગવાને જે રમણ કર્યું તેમાં દોષની શંકા રહેતી નથી એ વાત સ્પષ્ટ છે. શ્રીમહાપ્રભુજી સાથે સાથે સાધારણ પક્ષ પણ દર્શાવતાં આજ્ઞા કરે છે કે જે સ્ત્રીઓ સર્વથા ભગવાનને શરણે ગએલાં છે તેમના વિષે શંકાને અવકાશ નથી. ભગવાનને શરણે જવારૂપી અનુરતત્વ સર્વસાધારણ છે.)

(તો પછી ભગવાને એકલું રમણ કરવું જ ઘટે છે, મર્યાદાનો ભંગ કરીને રમણ કરવું ઘટતું નથી. આ શંકા દૂર કરવાને માટે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) ભગવાને રમણ કરવામાં મર્યાદાનો જે ભંગ કર્યો તે આગળ ઉપર રસનું પોષણ કરવાને માટે છે. (ભગવાન્ જો મર્યાદાનો ભંગ કર્યા વિના રમણ કરે તો રસનો વિકાસ થશે નહિ, અને તેને પરિણામે રમણ પણ સિદ્ધ નહિ થાય.) આ જ વાત વાત્સ્યાયન મુનિના કામસૂત્રમાં કહેવામાં આવેલી છે. વાત્સ્યાયન મુનિ કહે છે કે 'જ્યાં સુધી પુરુષોનો રસ મંદ હોય છે ત્યાં સુધી શાસ્ત્રોનું પાલન થઈ શકે છે, પરંતુ જ્યારે રતિચક્ર પ્રવૃત્ત થાય છે ત્યારે શાસ્ત્ર હોતું નથી

उपरुद्धं सौरतं यस्य तथा जातः, न तु तासु रतिं स्थापितवान् । तथा सति तासु स्वस्मात् पुत्रा भवेयुः । सर्वा एव निशा एवं नीताः । शरदपि नीता । काव्यकथा अपि नीताः । काव्योक्तप्रकारेण गीतगोविन्दोक्तन्यायेनापि रतिं कृतवान् । तत्र हेतुः **रसाश्रया** इति । कामरसस्तेष्वेव प्रसिद्धः, यावत् पुरुषो रसे गौणभावं न प्राप्नोति तावन्न रसिको भवतीति । शरद्वर्णनायां वा यत् काव्यम्, तत्र याः कथाः, तासां **रसाश्रया** इति । निशा एता न लोकप्रसिद्धाः किन्तु काव्योक्ता एव । तत्र हि नियतिकृतादिराहित्यं ह्लादैकता अनन्याधीनता, तथा अन्येऽपि गुणाः । तथा भगवल्लीलारात्रयो जाता इत्यर्थः ॥ २६ ॥

एवमेतां लीलां श्रुत्वा राज्ञः सन्देह उत्पन्नः । तन्निवारणार्थं शङ्कते **संस्थापनायेति** त्रिभिः ।

---

અને ક્રમ પણ હોતો નથી' (કામસૂત્ર ૨.૨.૩૨). આ પ્રમાણે ભગવાને મર્યાદા વિનાનું રમણ કર્યું છતાં પણ ગોપીજનોમાં સત્ય જ કામ સ્થાપવામાં આવ્યો. આ સત્ય કામ મોક્ષ—નિત્યલીલામાં પ્રવેશ—આપનારો છે, અને આ કામથી ગોપીજનો ભગવાન્ મેળવશે જ.

આ પ્રમાણે ભગવાને રાત્રીઓનું સેવન કર્યું. પછીથી ભગવાને પોતાનામાં જ સૌરત—રતિ, વીર્ય—સ્થાપ્યું; તેમણે ગોપીજનોમાં રતિનું સ્થાપન કર્યું નહિ. (રમણમાં સહસ્રવણ થયું છતાં પણ ભગવાને ચન્દ્રનાં કિરણોને પોતાનામાં જ સ્થાપ્યાં, ગોપીજનોમાં સ્થાપ્યાં નહિ. જેમ કોઈ પાત્રમાં રહેલું ઘી જ્યારે ઓગળી જાય છે ત્યારે તે જ પાત્રમાં રહે છે, તેમ ભગવાનમાં રહેલાં ચન્દ્રનાં કિરણોનો સ્રાવ થયો તો પણ તે કિરણો ભગવાનમાં જ રહ્યાં.) જો ભગવાન્ ગોપીજનોમાં રતિનું સ્થાપન કરે તો તેમના વિષે ભગવાનથી પુત્રો ઉત્પન્ન થાય.

બધી ય રાત્રીઓ ભગવાને આ પ્રમાણે ગાળી; શરદ્ ઋતુ પણ આ પ્રમાણે ગાળી; કાવ્યકથાઓ પણ આ પ્રકારે સેવી. કાવ્યોમાં વર્ણવેલા પ્રકારે, જયદેવે રચેલા 'ગીતગોવિંદ' નામના કાવ્યમાં વર્ણવેલા પ્રકારે, પણ, ભગવાને રમણ કર્યું. ગીતગોવિન્દમાં વર્ણવેલા પ્રકારે રમણ કરવાનું પ્રયોજન દર્શાવતાં શુકદેવજી કહે છે કે **रसाश्रयाः**. જ્યાં સુધી પુરુષ રસમાં ગૌણ ન બને ત્યાં સુધી તે રસિક થઈ શકતો નથી—આ પ્રકારનો કામરસ કાવ્યોમાં જ, રાત્રીની કથાઓમાં જ, પ્રસિદ્ધ છે. (હવે શરત્ વગેરેનો બીજો અર્થ આપતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) અથવા તો શરદનું વર્ણન કરનારૂં જે કાવ્ય, તેમાં આવેલી જે કથાઓ, તેમના રસનો આશ્રય બનેલી રાત્રીઓ. આ પ્રકારની રાત્રીઓ જગતમાં પ્રસિદ્ધ નથી, પરંતુ કાવ્યમાં જ વર્ણવવામાં આવેલી હોય છે. (મમ્મટાચાર્યે 'કાવ્યપ્રકાશ' નામના પોતાના કાવ્યશાસ્ત્ર ઉપરના ગ્રન્થમાં દર્શાવ્યું છે તે પ્રમાણે) કાવ્યમાં બ્રહ્માએ જગતમાં કરેલા નિયમો વગેરે હોઈ શકતું નથી, તેમાં એકલો આનન્દ જ હોય છે અને તે બીજાના ઉપર આધાર રાખતું નથી. આટલું જ નહિ પરંતુ (કાવ્યશાસ્ત્રમાં જણાવેલા) બીજા પણ ગુણો કાવ્યમાં હોય છે. અર્થાત્ ભગવલ્લીલાની રાત્રીઓ તે પ્રકારની થઈ. (લૌકિક કાવ્યોમાં પણ સરસ્વતી ભગવાનના સંબંધવાળા પદાર્થોનું જ વર્ણન કરે છે; ફક્ત લૌકિક માણસો જ કાવ્યોનો અર્થ જુદો કરીને સાંસારિક બાબતોમાં ઘટાવે છે. આ કારણથી જ પ્રાચીન મહાનુભાવી પુરુષો લૌકિક ગાથાઓમાં પણ જીવનું નામ દૂર કરીને ત્યાં ભગવાનનું નામ મૂકીને લોકો પાસે ગાન કરાવતા હતા.) ૨૬

આ પ્રમાણે ભગવાનની આ લીલાનું શ્રવણ કરીને પરીક્ષિત્ રાજાને સંદેહ ઉત્પન્ન થયો. આ શંકાનું નિવારણ કરવાને માટે શુકદેવજી **संस्थापनाय** ઇત્યાદિ ત્રણ શ્લોકોમાં પરીક્ષિત્ રાજાની શંકાનું વર્ણન કરે છે. (કોઈ ભ્રાન્તિ પામેલો મનુષ્ય એમ માને કે ભગવાનની આ લીલામાં વિષયની વાત છે, અને તેથી તે અયોગ્ય છે. આ કારણથી જ પરીક્ષિતને શંકા ઉત્પન્ન થઈ. રાજાની શંકાનું શુકદેવજી સમાધાન આપે છે તેથી બીજા કોઈને જો ભગવલ્લીલા વિષે ખોટી બુદ્ધિ થઈ હશે તો તે પણ દૂર થઈ જશે.)

राजोवाच—**संस्थापनाय धर्मस्य प्रशमायेतरस्य च ।**
**अवतीर्णो हि भगवानंशेन जगदीश्वरः ॥ २७ ॥**

अवतारविरुद्धं लोकवेदविरुद्धं प्रमेयविरुद्धं चेति । तादृशकरणे अवश्यं हेतुर्वक्तव्यः । तदभावेऽपि लीलायाः सिद्धत्वात् । तत्र प्रथममवतारविरोधमाह । धर्मसंस्थापनाय भगवदवतारः । 'धर्मसंस्थापनाय चे'तिवाक्यात् । अधर्मनिवृत्तये च । तदुभयार्थमेव भगवदवतारः । दैत्यादिवधो भूमारहरणं च अधर्मनिवृत्तये । एतदर्थमेवावतारः, नान्यार्थमिति हिशब्द आह । भगवानिति तस्य साधनम्, अन्यथा पूर्णकामस्यावतारो न घटेतेति । लोकोपकारश्च एताभ्यामेव । अंशेन बलभद्रेण । आगत्य तथाकरणे हेतुः जगदीश्वर इति । स हि सर्वरक्षकः । अतः पालनार्थमेवं कृतवान् ॥ २७ ॥

किमतो यद्येवम्? एवमेतदित्याह स कथमिति ।

**स कथं धर्मसेतूनां कर्ता वक्ताभिरक्षिता ।**
**प्रतीपमाचरद् ब्रह्मन् परदाराभिमर्शनम् ॥ २८ ॥**

---

રાજા કહે છેઃ—

ધર્મને સારી રીતે સ્થાપવાને માટે અને અધર્મનો નાશ કરવાને માટે
જગતના ઈશ્વર ભગવાન્ બલદેવજી સહિત અવતર્યા. ૨૭

ભગવાનની-લીલા અવતારથી વિરુદ્ધ છે, લોક અને વેદથી વિરુદ્ધ છે, અને પ્રમેયથી વિરુદ્ધ છે. ત્રણ પદાર્થોથી વિરુદ્ધ એવી આ પ્રકારની લીલા કરવામાં ભગવાનનો જે હેતુ હોય તે અવશ્ય કહેવો જોઈએ. ભગવાને આ પ્રકારની લીલા ન કરી હોત તો પણ તેમની લીલા સિદ્ધ હતી.
તેમાં પ્રથમ પરીક્ષિત્ અવતારથી વિરોધ દર્શાવે છે. ભગવાનનો અવતાર ધર્મનું સારી રીતે સ્થાપન કરવાને માટે છે, કારણ કે 'ધર્મનું સંસ્થાપન કરવાને માટે દરેક યુગમાં હું અવતાર લઉં છું' એ પ્રકારનું ગીતાજીમાં ભગવાનનું વાક્ય છે. અધર્મનો નાશ કરવાને માટે પણ ભગવાનનો અવતાર છે. અર્થાત્ ધર્મનું સંસ્થાપન અને અધર્મનો નાશ એ બે પ્રયોજનને માટે જ ભગવાન્ અવતાર લે છે. દૈત્ય વગેરેનો વધ કરવો અને પૃથ્વીનો ભાર દૂર કરવો એ બે કાર્ય અધર્મનો નાશ કરવાને માટે છે. આ પ્રયોજનને માટે જ ભગવાનનો અવતાર છે, બીજા પ્રયોજનને માટે નહિ એમ હિ શબ્દ દર્શાવે છે. (દૈત્યોનો નાશ અને પૃથ્વીના ભારને દૂર કરવું એ બન્ને પણ ભગવાનના અવતારનાં કાર્ય છે, તો પછી આ બે કાર્યની માફક ભગવલ્લીલા પણ અવતારનું કાર્ય છે—આ પ્રમાણે કોઈએ શંકા કરવી નહિ, કારણ કે ભગવલ્લીલા અધર્મનો નાશ કરવામાં ઉપયોગી ન હોવાથી અધર્મના નાશને માટે તે નથી. આથી સ્પષ્ટ થાય છે કે ભગવલ્લીલા અવતારનું ગૌણ કાર્ય પણ નથી.) ઐશ્વર્ય વગેરે ભગવાનના ગુણો જ લીલામાં સાધન છે એમ भगवान् શબ્દ દર્શાવે છે. જો ધર્મનું સ્થાપન કરવા રૂપી પ્રયોજન ન હોય તો પૂર્ણકામ ભગવાનનો અવતાર ઘટી શકે નહિ. વળી લોકોને મોક્ષ આપવા રૂપી ઉપકાર પણ ધર્મનું સ્થાપન અને અધર્મનો નાશ એ બેથી જ થાય છે. ('ધર્મ' એ 'ભગ' શબ્દના અર્થમાં જ આવી જાય છે; તેથી તે ધર્મનું રક્ષણ આવશ્યક હોવાથી એ રક્ષણ કરવાનું સાધન ભગવાનના ઐશ્વર્ય વગેરે છ ભગ જ છે.). अंशेन એટલે બલદેવજીની સાથે. ભગવાન્ અવતાર ધારણ કરીને, જગતમાં આવીને, ધર્મનું સ્થાપન અને અધર્મનો નાશ કરે છે, તેનું કારણ દર્શાવતાં શુકદેવજી કહે છે કે जगदीश्वरः. ભગવાન, ખરેખર, સર્વનું રક્ષણ કરે છે; તેથી સર્વનું રક્ષણ કરવાને માટે ભગવાને બલભદ્રની સાથે અવતાર ધારણ કર્યો. ૨૭

આ પ્રમાણે હોય તો તેથી શું? આ પ્રમાણે શંકા થતાં પરીક્ષિત् स कथम् એ શ્લોકમાં કહે છે કે આ પ્રમાણે થાય.

હે બ્રહ્મન્! ધર્મની મર્યાદાના બતાવનાર, કહેનાર અને સર્વ પ્રકારે
રક્ષણ કરનાર એવા ભગવાને પરસ્રી સાથે સંગ કરવા રૂપી ધર્મવિરુદ્ધ
આચરણ કેમ કર્યું? ૨૮

धर्ममर्यादापालकानां निर्माता । स्वयं वक्ता च । उपधातोऽभिरक्षिता च । तादृशः प्रतीपं प्रतिकूलमाचरत् । धर्मो नष्टः, अधर्मः स्थापितः, अधर्मः कृतः, उक्तः, रक्षितश्च । अतः प्रतीपाचरणमयुक्तम् । तत्र हेतुर्वक्तव्य इति ब्रह्मन्निति सम्बोधनम् । ये पञ्चपदार्था उक्ताः, तेषां स्वरूपमेकत्रैवेति तन्निर्दिशति परदाराभिमर्शनमिति ॥ २८ ॥

ननु कामात् करणमिति चेत्, तत्राह आप्तकाम इति ।

**आप्तकामो यदुपतिः कृतवान् वै जुगुप्सितम् ।**
**किमभिप्राय एतं नः संशयं छिन्धि सुव्रत ॥ २९ ॥**

स्वत एवाप्ताः कामा येन । यदुपतिरिति विद्यमानायामपि कामनायामनेकस्त्रीप्राप्तिः । तादृशोऽपि भूत्वा जुगुप्सितं लोकनिन्दितं कृतवान् । तत्र करणे कोऽभिप्रायः । परस्परविरुद्धार्थत्वादुभयोर्ग्रहणं न सम्भवति । नैकत्रापि विरुद्धानाम् । विरुद्धसर्वधर्माश्रयत्वेऽपि प्रयोजनं वक्तव्यम् । नैतत् कर्म लोकहितम्, नापि स्वहितम् । स्वस्य पूर्णत्वात् । लोकस्य मर्यादैव हितकारिणी । तथा गोपिका-

---

ભગવાન્ ધર્મની મર્યાદાનું રક્ષણ કરનાર મનુ વગેરે ઋષિઓના કર્તા છે; ભગવાન્ પોતે ધર્મનો ઉપદેશ આપનાર છે, અને ધર્મનો નાશ થતો હોય તો તે વખતે તેનું સર્વ પ્રકારે રક્ષણ કરનાર છે. આવા પ્રકારના ભગવાને ધર્મવિરુદ્ધ આચરણ કર્યું. ધર્મનો નાશ, અધર્મનું સ્થાપન, અધર્મ કરવામાં આવ્યો, અધર્મનો ઉપદેશ કરવામાં આવ્યો અને અધર્મનું રક્ષણ કરવામાં આવ્યું, તેથી ભગવાનનું આ ધર્મવિરુદ્ધ આચરણ અયોગ્ય છે. આ અયોગ્ય આચરણ કરવામાં પ્રયોજન કહેવું જોઈએ એમ દર્શાવવાને માટે પરીક્ષિત્ શુકદેવજીને ब्रह्मन् એ પ્રમાણે સંબોધે છે. ધર્મનો નાશ, અધર્મનું સ્થાપન, અધર્મનું આચરણ, અધર્મનો ઉપદેશ અને અધર્મનું રક્ષણ એ પાંચ પદાર્થો જે કહેવામાં આવ્યા છે તે બધાંનું સ્વરૂપ એક જ ઠેકાણે છે એમ દર્શાવવાને માટે શુકદેવજી કહે છે કે परदाराभिमर्शनम्, પરસ્ત્રી સંગ. (संस्थापनाय धर्मस्य प्रशमायेतरस्य च એ પંક્તિમાં ધર્મનું સ્થાપન અને અધર્મનો નાશ એ બે ભગવાનના અવતારનાં કાર્ય છે એમ કહીને प्रतीमाचरत् એમ જે કહેવામાં આવ્યું તે ધર્મનો નાશ અને અધર્મનું સ્થાપન એ બેનું વર્ણન કરે છે, कर्ता वक्ताभिरक्षिता એ પ્રમાણે કહીને प्रतीपमाचरत् એમ કહેવામાં આવ્યું તે અધર્મનું આચરણ, અધર્મનો ઉપદેશ અને અધર્મનું સર્વ પ્રકારે રક્ષણ એ ત્રણનું વર્ણન કરે છે.) ૨૮

અરે! ભગવાને કામથી આ પ્રમાણે કર્યું—આ પ્રકારની શંકા થતાં પરીક્ષિત્ કહે છે કે आप्तकामः

આપ્તકામ યદુપતિ ભગવાને કયા હેતુથી આવું નિન્દિત કામ કર્યું ?
હે સદાચારવાળા શુકદેવજી ! મારી આ શંકા દૂર કરો. ૨૯

ભગવાને પોતે જ બધા મનોરથો પ્રાપ્ત કર્યા છે, એટલે તે आप्तकाम છે. ભગવાન્ પોતે યદુપતિ છે એટલે જો તેમને ઇચ્છા હોય તો પણ અનેક સ્ત્રીઓ તેમને મળી શકે એમ છે. ભગવાન્ આવા પ્રકારના છે છતાં પણ તેમણે લોકો નિન્દા કરે એવું પરસ્ત્રીસંગરૂપ કાર્ય કર્યું. આવું કરવામાં ભગવાનનો શો અભિપ્રાય હશે ? પરસ્પર વિરુદ્ધ હોવાથી ધર્મ અને અધર્મ એ બેનો તેમાં સંભવ નથી. વળી, વિરુદ્ધ પદાર્થો એક જ સ્થળે રહી શકતા નથી. ભગવાનમાં વિરુદ્ધ સર્વ ધર્મો રહેલા છે, છતાં પણ ભગવાન્ આવું ધર્મવિરુદ્ધ કાર્ય કરે તેમાં પ્રયોજન બતાવવું જોઈએ. પરસ્ત્રીસંગરૂપી કાર્ય જગતને હિત કરનારું નથી, તેમ જ ભગવાનને પોતાને હિત કરનારું નથી, કારણ કે ભગવાન્ પોતે પૂર્ણ છે. લોકને તો મર્યાદા જ હિત કરનારી છે. તે પ્રમાણે ગોપિકાઓને પણ મર્યાદા જ હિત કરનારી છે. (ગોપીજનોનો કામ પૂર્ણ કરવો એ જ ભગવાનની લીલાનું પ્રયોજન છે એમ જો કહેવામાં આવે તો તેના જવાબમાં રાજા કહી શકે કે) ઈશ્વર અન્તર્યામી છે અને તેથી તેમને કાંઈ પણ અસાધ્ય નથી, (અર્થાત્ ભગવાન્ અન્તર્યામી હોવાથી

नामपि । अन्तर्यामिणि ईश्वरस्य न किञ्चिदसाध्यम् । अत एवं सति किमभिप्राय एतत् कृतवान् । कः अभिप्रायो यस्येति । एतं नोऽस्माकं सर्वेषामेव संशयं छिन्धि । किञ्च, सुव्रत हे सदाचारलक्षणव्रतयुक्त । यदीदमसङ्गतमिव स्यात्, त्वया नोक्तं स्यात् । यदि वा अधर्मः स्यात्, तव रुचिर्न स्यात् । प्रतीयते च विपरीतम्, अतो निर्णयो वक्तव्य इत्यर्थः ॥ २९ ॥

प्रथमतः अवतारविरुद्धं कृतवानिति यदुक्तम्, तत्रोत्तरमाह धर्मव्यतिक्रम इति ।

श्रीशुक उवाच–धर्मव्यतिक्रमो दृष्ट ईश्वराणां च साहसम् ।
तेजीयसां न दोषाय वह्नेः सर्वभुजो यथा ॥ ३० ॥

किमेवदीश्वराणां चरित्रं न भवतीत्युच्यते, आहोस्विदन्यार्थमागतोऽन्यत् करोतीति । न हि किञ्चिद्घटनार्थमागतः किञ्चिन्न विघटयति । न ह्यन्यार्थमप्यागतः स्वधर्मं परित्यजति । प्रकाशनार्थ-

---

ગોપીજનોને બીજે પ્રકારે જ પ્રેરણા કરીને તેમનામાં બીજો મનોરથ ઉત્પન્ન કરી શકે એમ છે.) (અથવા તો બીજે પ્રકારે પણ અર્થ સંભવે છે. ભગવાને આ પ્રકારની લીલા નથી કરી એમ જ માની લો—એમ જો કહેવામાં આવે તો તેનો જવાબ એ કે) ભગવાન્ અન્તર્યામી હોવાથી તેમને કાંઈ પણ અસાધ્ય નથી. (અન્તર્યામી અને ઈશ્વર એ બે વિશેષણોનું તાત્પર્ય આ પ્રમાણે છે. જેમ અન્તર્યામી હોઈને પણ ઈશ્વર બહાર પણ ફલનું દાન કરે છે, તેમ આ વિરુદ્ધ લીલા પણ અસાધ્ય નથી.) તેથી આ પરિસ્થિતિમાં ભગવાને કયા અભિપ્રાયથી આ લીલા કરી. કયો અભિપ્રાય છે જેમનો તે ભગવાન્ किमभिप्रायः કહેવાય છે. અમારા બધાયનો આ સંશય દૂર કરો. વળી, હે સુવ્રત! અર્થાત્ હે સદાચારી વ્રત કરનાર શુકદેવજી! જો ભગવાનની આ લીલા અઘટિત જેવી હોય તો આપે તેનું વર્ણન કરેલું ન હોય. જો ભગવાનની લીલા અધર્મ હોય તો આપને તેમાં રુચિ થાય નહિ. પણ ભગવાનની લીલા વિપરીત પ્રકારની દેખાય છે, માટે આપે તેનો નિર્ણય કહેવો જોઈએ એમ અર્થ છે. (ભગવાનની લીલા વિષે બે પ્રકારની શંકા છે, એક શંકા એ કે ભગવલ્લીલા નિન્દિત છે, અને બીજી શંકા એ કે ભગવલ્લીલાનું પ્રયોજન શું. પહેલી શંકા બીજા ઋષિઓને છે, અને બીજી શંકા પરીક્ષિતને પોતાને પણ છે. બીજી શંકાનું સમાધાન अनुग्रहाय भक्तानाम् એ સાડત્રીસમા શ્લોકમાં આપવામાં આવેલું છે) ૨૯

પ્રથમ પરીક્ષિતે જે કહ્યું કે ભગવાને અવતારવિરુદ્ધ કાર્ય કર્યું તેનો ઉત્તર શુકદેવજી धर्मव्यतिक्रमः એ શ્લોકમાં આપે છે.

શુકદેવજી કહે છે કે

ધર્મનું ઉલ્લંઘન અને સાહસ એ ઐશ્વર્ય ધર્મવાળાઓમાં જોવામાં આવે છે. જેમ સર્વનું ભક્ષણ કરનાર અગ્નિને કોઈ પણ પ્રકારનો દોષ પ્રાપ્ત થતો નથી તેમ અતિ તેજસ્વી વ્યક્તિઓને દોષ પ્રાપ્ત થતો નથી. ૩૦

તમે શું કહેવા માગો છો—તમારું કહેવું એવું છે કે ઐશ્વર્ય ધર્મવાળાઓમાં આ પ્રકારનું ચરિત્ર ન હોય, અથવા તો તમે એમ કહો છો કે એક કાર્યને માટે આવેલી વ્યક્તિ બીજું કાર્ય કરે છે (આનો ઉત્તર આ પ્રમાણે છે.) એક કાર્ય કરવાને માટે આવેલો પુરુષ બીજા કાર્યનો નાશ નથી કરતો એમ નથી. અન્ય પ્રયોજનને માટે આવેલો પદાર્થ પોતાના ધર્મનો ત્યાગ કરતો નથી. પ્રકાશ આપવાને માટે આવેલો દીવો જો ઘરની સાથે સંબંધમાં આવે તો તે ઘરને બાળી જ નાખે છે (અર્થાત્ દીવો પોતાના સ્વરૂપને ઘરમાં જોડે છે, ઘરને પોતાના જેવું બનાવે છે તેવી જ રીતે ભગવાન્ પણ ધર્મનું સ્થાપન કરવાને માટે પ્રકટ થએલા છે. છતાં પણ જો તેમને કોઈ પ્રેમભાવે ભજે તો ભગવાન્ તેનામાં સ્વરૂપાનન્દનું સ્થાપન કરે છે જ. જેમ શિકાર કરવા ગએલો રાજા ઉપવનમાં વિહાર કરે છે, વિહાર કરતાં સેવકોને આજ્ઞા આપે છે તેમ ભગવાન્ પણ ધર્મનું સ્થાપન કરવા પ્રકટ થએલા છે છતાં પણ ભક્તોને સ્વરૂપાનન્દનું દાન કરે છે.

मागतो दीपः गृहेण स्पृशेत् दहत्येव । अत ईश्वरधर्मोऽयम् । अन्यथा ईश्वर एव न भवेत् । न हि वणिजामिव प्रभोर्नियमोऽस्ति सर्वकर्मसु । ईश्वरधर्माश्चैते इति तान् गणयति **धर्मव्यतिक्रमः साहस-** मित्यादयः । **धर्मव्यतिक्रमो** विद्यमानोल्लङ्घनम् । साहसमविद्यमानकरणम् । **एतदुभयमीश्वरे दृष्टम् ।** 'न हि दृष्टे अनुपपन्नं नाम' । चकारादीश्वरसेवकानामपि, वीर्यादिमतां वा । एतदेव वा **साहसम्**, सहसा क्रियमाणत्वात् । नन्वेवं सति तत्कर्मफलं कथं न भवेदित्याशङ्क्याह **तेजीयसामिति** । अतिते- जस्विनामेतन्नाधर्मजनकम् । विधिनिषेधवाक्यानां नियोज्यविषयत्वात् । यथा लोके तथा वेदेऽपि । अतितेजस्विनां सर्वकर्मदहनसमर्थानां न दोषजनकं भवतीत्यत्र दृष्टान्तमाह **वह्नेः सर्वभुज इति** । न हि **सर्वान्** दहन् वह्निर्दोषभाग् भवति, सर्वं भक्षयन् अभक्ष्यभक्षको वा, तथा सर्वं पिबन् सर्वत्र

---

**नृणां निःश्रेयसार्थाय व्यक्तिर्भगवतो नृप**—હે રાજા! મનુષ્યોના કલ્યાણને માટે ભગવાનનું પ્રાકટ્ય છે—એ શ્લોકમાં ભગવાનના અવતારનું પ્રયોજન આપવામાં આવેલું છે. અવતારનું આ પ્રયોજન ભગવાનની લીલાથી પણ સિદ્ધ થાય છે જ. ધર્મનું સ્થાપન અને અધર્મનો નાશ એ બન્ને પણ મનુષ્યોના કલ્યાણને માટે જ છે; તેથી જો મનુષ્યોનું કલ્યાણ બીજે પ્રકારે સિદ્ધ થઈ શકતું હોય તો પછી ધર્મનું સ્થાપન અને અધર્મનો નાશ એ એની જરૂર રહેતી નથી. તેથી ભગવાનની લીલા પોતાના અવતારથી વિરુદ્ધ નથી.)

(હવે શ્રીમહાપ્રભુજી જગત્ અને પ્રમેયનો વિરોધ દૂર કરતાં આજ્ઞા કરે છે કે) તેથી આ ઈશ્વરનો ધર્મ છે. આ પ્રમાણે જો કરવામાં ન આવે તો ઈશ્વરનું ઈશ્વરપણું જ ન રહે. (સાધનવિરુદ્ધ ફલનું દાન કરવાથી લીલા કરવાનો ધર્મ ઈશ્વરનો જ છે. **न मय्यावेशितधियाम्**—મારામાં બુદ્ધિ રાખનારાઓમાં કામ પોતાનું કાર્ય કરી શકતો નથી—(ભાગ. ૧૦.૧૯.૨૬) એ શ્લોકમાં આ જ વાત કહેવામાં આવી છે. આથી સ્પષ્ટ સમજાય છે કે વેદના પણ નિયામક ભગવાન્ છે, વેદ કાંઈ ભગવાનનો નિયામક નથી.) બધાં કાર્યોની અંદર ભગવાનને વણિકની માફક નિયમ હોતો નથી.

આ બધા ઈશ્વરના ધર્મો છે એમ કહીને શુકદેવજી ધર્મવ્યતિક્રમ, સાહસ ઇત્યાદિ એ પ્રમાણે તે ધર્મોની ગણના કરે છે. ધર્મવ્યતિક્રમ એટલે જે અસ્તિત્વમાં છે તેનું ઉલ્લંઘન. સાહસ એટલે જે અસ્તિત્વમાં નથી તે કરવું. આ બન્ને ધર્મો ઈશ્વરમાં જોવામાં આવે છે. 'જે વસ્તુ જોવામાં આવતી હોય તે અસંભવિત હોય નહિ' એ પ્રમાણે ન્યાય છે. શ્લોકમાં જે च છે તે એમ સૂચવે છે કે ઈશ્વરના સેવકોમાં પણ, અથવા તો વીર્ય વગેરે ધર્મોવાળાઓમાં આ પ્રમાણે જોવામાં આવે છે. અથવા તો આ જ—ધર્મનું ઉલ્લંઘન જ—સાહસ છે, કારણ કે તે એકદમ બળથી, વગર વિચારે, કરવામાં આવ્યું છે.

અરે! જો આ પ્રમાણે હોય તો પછી તે કર્મનું ફળ કેમ ન થાય? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે **तेजीयसाम्**. અતિ તેજસ્વી પુરુષોમાં આ—ધર્મનું ઉલ્લંઘન—અધર્મ ઉત્પન્ન કરી શકતું નથી, કારણ કે વિધિ અને નિષેધવાક્યો, જેનું નિયમન વેદથી થાય છે તેવાઓને, ઉદ્દેશીને જ હોય છે. (વેદ ભગવાનનો નિયામક નથી, તેથી વેદમાં, શાસ્ત્રમાં, વિધિવાક્યો અને નિષેધવાક્યો ભગવાનને લાગુ પડતાં નથી. આ પ્રકારે ભગવલ્લીલાનો વેદ સાથેનો વિરોધ દૂર કરવામાં આવે છે. અર્થાત્ ભગવલ્લીલા વેદવિરોધી નથી.) જે પ્રમાણે લોકમાં ઈશ્વર વિધિનિષેધનો વિષય નથી તે પ્રમાણે વેદમાં પણ ઈશ્વર વિધિનિષેધનો વિષય નથી.

સર્વ કર્મને બાળી નાખવાની શક્તિવાળા અતિ તેજસ્વી પુરુષોને દોષ ઉત્પન્ન થતો નથી એ બતાવવાને માટે શુકદેવજી **वह्नेः सर्वभुजः** એ દૃષ્ટાન્ત આપે છે. અગ્નિ સર્વને બાળે છે તેથી તેનો કાંઈ વધ થતો નથી, તેમ જ તે સર્વનું ભક્ષણ કરે છે છતાં પણ તે અભક્ષ્યનું ભક્ષણ કરનારો કહેવાતો નથી. તે પ્રમાણે અગ્નિ સર્વનું પાન કરે છે, સર્વ સ્થળે પ્રવેશ કરે છે અને સર્વના સંબંધમાં આવે છે છતાં પણ અગ્નિ તે તે પ્રકારે થતો નથી. મિથ્યાજ્ઞાનરૂપી જળથી સિંચાએલા જ અન્તઃકરણમાં કર્મનું બીજ ધર્મ

प्रविशन् सर्वसम्बद्धः तत्तत्कारी भवति । मिथ्याज्ञानसलिलावसिक्तायामेवात्मभूमौ कर्मबीजं धर्माधर्माङ्कुरतामारभते, न तु तत्त्वज्ञाननिदाघनिष्पीतसलिलतयोषरायाम् ॥ ३० ॥

ननु 'तेजीयसामपि ह्येतन्न सुश्लोक्य'मितिन्यायाद् 'यद्वृत्तमनुतिष्ठन् वै लोकः क्षेमाय कल्पते' इतिविरोधाच्च कथमेतत् कर्तुं शक्यत इति चेत्, तत्राह **नैतत् समाचरेदि**ति ।

**नैतत् समाचरेज्जातु मनसापि ह्यनीश्वरः ।**
**विनश्यत्याचरन्मौढ्याद्यथारुद्रोऽब्धिजं विषम् ॥ ३१ ॥**

**एतदीश्वरकृतमनीश्वरो न समाचरेत्** । ऐश्वर्यसमानाधिकरणमेवैतत् नानिष्टं करोति । अतः **जातु** कदाचिदपि औत्सुक्यादपि न समाचरेत् । किं बहुना ? **मनसापि** । ऐश्वर्यतुल्यमेव तेषां तत्कर्म । यथैश्वर्यकामनायामपि अनीश्वरो वधमर्हति, यथा महाराज्यानधिकारी तदिच्छां कुर्वन्, अतो मनसापि न समाचरेत् । विपरीते बाधकमाह **विनश्यती**ति । **मौढ्या**दैश्वर्यसहभावं तस्य कर्मणः अज्ञात्वा केवलं तत् कर्म आचरन् तेनैव कर्मणा नष्टो भवति । नन्वेकमेव कर्म कथं धर्मान्तरसहितं न नाशकम्,

---

અને અધર્મના અંકુર ઉત્પન્ન કરે છે, પણ તત્ત્વજ્ઞાનરૂપી તાપથી સૂકાઈ ગએલા જળને લીધે ઉખર—ખારી—ભૂમિમાં ધર્મ અને અધર્મના અંકુર ઉત્પન્ન કરતું નથી. ૩૦

અરે! 'અતિ તેજસ્વી પુરુષોને પણ આ પરસ્ત્રીગમન કીર્તિ આપનારૂં નથી' (ભાગ. ૩.૧૨.૩૧) એ ન્યાયને લીધે, અને 'જે અતિ તેજસ્વી પુરુષોના ચરિત્રનું અનુકરણ કરીને લોકો કલ્યાણ પ્રાપ્ત કરે છે' (ભાગ. ૩.૧૨.૩૧) એ વિરોધને લીધે ભગવાન્ આ પરસ્ત્રીસંગ કેવી રીતે કરી શકે? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે **નૈતત્ સમાચરેત્**. ('અતિ તેજસ્વી પુરુષોને પણ પરસ્ત્રીગમન કીર્તિ આપનારૂં નથી' એ શંકાનું સમાધાન જો કે આ શ્લોકથી થતું નથી, છતાં પણ આ શ્લોકના ઉત્તરાર્ધમાં એમ કહેવામાં આવ્યું છે કે ભગવાન્ વિના બીજો કોઈ માણસ આ પ્રમાણે કરે તો તેનો નાશ થાય છે અને ઐશ્વર્ય વગેરે સંપત્તિવાળા ભગવાનનો આ પ્રમાણે કરવાથી નાશ થતો નથી; તેથી તે શંકાનું સમાધાન આ શ્લોકના ઉત્તરાર્ધથી થઈ શકે છે. આગળ ચોત્રીસમા શ્લોકનાં સુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરશે કે 'અન્તરંગ ભક્તો જ ભગવાનની આ લીલા જાણે છે, તેથી ભગવાનની કીર્તિનો નાશ થતો નથી'.)

જે ઈશ્વર નથી તેણે મનથી પણ કોઈ દિવસ આ આચરણ કરવું નહિ. જેમ રુદ્રથી ભિન્ન કોઈ પુરુષ સમુદ્રના વિષનું ભક્ષણ કરે અને તેનો વિનાશ થાય તેમ જો મૂર્ખતાથી આવું આચરણ કોઈ બીજો કરે તો તેનો વિનાશ થાય છે. ૩૧

આ ઈશ્વરે કરેલું આચરણ જે ઈશ્વર નથી તેણે કરવું જોઈએ નહિ. જેનામાં ઐશ્વર્ય છે તે જ માણસ આ પ્રમાણે કરે તો તે આચરણ તેને અનિષ્ટ કરતું નથી તેથી જાતુ—કોઈ દિવસ પણ, ઉત્સુકતાથી પણ—આવું આચરણ કરવું નહિ. વધારે શું કહેવું? મનથી પણ આવું આચરણ કરવું નહિ. જેમનામાં ઐશ્વર્ય છે તે પુરુષોની ક્રિયા ઐશ્વર્યના જેવી જ હોય છે. જે પુરુષ ઈશ્વર નથી તે જો ઐશ્વર્યની ઇચ્છા પણ કરે તો તેનો વધ કરવામાં આવે છે; મહારાજ્યનો અનધિકારી પુરુષ જો મહારાજ્યની ઇચ્છા કરે તો તેનો વધ કરવામાં આવે છે; તેથી મનથી પણ કોઈએ ઈશ્વરનું આચરણ કરવું નહિ. જો આ નિયમથી વિરુદ્ધ ચાલવામાં આવે તો તેમાં બાધક છે એમ દર્શાવતાં શુકદેવજી કહે છે કે વિનશ્યતિ. તે કર્મ—પરસ્ત્રીસંગ—ઐશ્વર્યની સાથે જ રહેલું છે એ વાત મૂર્ખતાને લીધે જાણ્યા વિના કેવળ તે કર્મ—પરસ્ત્રીસંગ—જ કરનારો માણસ તે જ કર્મથી નાશ પામે છે.

इतरथा नाशकमिति चेत्, तत्राह अरुद्रः । रुद्रव्यतिरिक्तः रुद्रसमानपराक्रमरहितः अब्धिजं विषं कालकूटमाचरन् आ समन्ताद् भक्षयन् विनश्यति तथेत्यर्थः । निन्दितं कर्मापि कालकूटवन्नाशकम् । तदीश्वरस्यैव शोभाकरम्, येन नीलकण्ठो भवति । तथैव गोपीजनवल्लभ इति ॥ ३१ ॥

ननूक्तं 'यद्वृत्तमनुतिष्ठ'न्निति, तत्राह ईश्वराणामिति ।

**ईश्वराणां वचस्तथ्यं तथैवाचरितं क्वचित् ।**
**तेषां स्वच्छन्दचरितं बुद्धिमान्न समाचरेत् ॥ ३२ ॥**

**ईश्वराणां** वच एव तथ्यम्, न त्वाचरितम् । **क्वचिदाचरितमपि** वचनानुगुणं चेत् । ईश्वराणां बहवो धर्माः, यथैश्वर्यं तथा धर्मात्मत्वं तथा दया । तत्रैश्वर्यज्ञानवैराग्यैर्यत् करोति तत् **स्वच्छन्दचरितमि**त्युच्यते । **बुद्धिमान् तन्न समाचरेत्** । ते ह्यन्यथा न वदन्ति, अन्यार्थं कथनमन्याधिकारेणेति । अतस्तद्विरुद्धं न कथयन्तीति ॥ ३२ ॥

---

અરે ! એક જ કર્મ બીજા ધર્મની સાથે હોય તો નાશ કરતું નથી, પણ જ્યારે એકલું જ હોય ત્યારે નાશ કરે છે; આ શી રીતે બની શકે ? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે अरुद्रः. રુદ્ર સિવાયનો કોઈ બીજો પુરુષ, રુદ્રના જેવું પરાક્રમ જેની પાસે નથી એવો કોઈ પુરુષ, સમુદ્રમાંથી પ્રાપ્ત થએલું કાલકૂટ વિષ જો પૂરેપૂરું પી જાય તો તેનો નાશ થાય છે; તે જ પ્રમાણે જેનામાં ભગવાનનું ઐશ્વર્ય નથી તે જો ભગવાનની બીજી ક્રિયાઓનું અનુકરણ કરે તો તેનો નાશ જ થાય છે. નિન્દિત કર્મ પણ કાલકૂટ ઝેરની માફક નાશ કરે છે. કાલકૂટ વિષ ઈશ્વરને જ શોભા આપનારૂં છે, જેથી મહાદેવ નીલકણ્ઠ બને છે. તે જ પ્રમાણે ભગવાન્ પણ ગોપીજનો સાથે રમણ કરીને ગોપીજનવલ્લભ બને છે. ૩૧

અરે ! જે અતિ તેજસ્વી પુરુષોના ચરિત્રનું અનુકરણ કરીને 'લોકો કલ્યાણ પ્રાપ્ત કરે છે' (ભાગ. ૩. ૧૨. ૩૧.) એ પ્રમાણે વિરોધ છે. આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે ईश्वराणाम्.

ઐશ્વર્ય વાળા પુરુષોનું વચન સત્ય હોય છે; તેમ જ કવચિત્ આચરણ
પણ સત્ય હોય છે. તેમના સ્વચ્છન્દ ચરિતનું આચરણ બુદ્ધિમાન્ પુરુષે
કરવું નહિ. ૩૨

ઐશ્વર્યવાળા પુરુષોનું વચન જ સત્ય છે, અનુસરવા યોગ્ય છે, પણ તેમનું આચરણ તેવું નથી. (ભગવાનનું આચરણ લોકસંગ્રહને માટે નથી પણ પોતાનું નિરંકુશ ઐશ્વર્ય દર્શાવવાને માટે છે; તેથી ઐશ્વર્યવાળા પુરુષોનું આચરણ બહારથી જેવું દેખાય છે તેવું સત્ય નથી, અનુસરવા લાયક નથી.) કોઈક વખત ઐશ્વર્યવાળા પુરુષોનું આચરણ પણ સત્ય હોય છે, જો તે તેમના પોતાના વચનને અનુસરનારૂં હોય તો. (ભગવાનનું આચરણ સત્ય છે એમ કહેવાનું તાત્પર્ય એ કે ભગવાનના જેવા બીજા ઐશ્વર્યવાળા પુરુષો તે આચરણને અનુસરી શકે છે, બીજા સાધારણ પુરુષો નહિ.) ઐશ્વર્યવાળા પુરુષોના ઘણા ધર્મો હોય છે; જેવી રીતે તેમનામાં ઐશ્વર્ય હોય છે તેવી રીતે તેમનામાં ધર્માત્મતા હોય છે, દયા હોય છે. તેમાં ઐશ્વર્ય, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણ ધર્મોથી ઐશ્વર્યવાળા પુરુષો જે કરે તે સ્વચ્છન્દ ચરિત કહેવાય છે. બુદ્ધિમાન્ પુરુષે આ સ્વચ્છન્દ ચરિતનું આચરણ કરવું નહિ. (તેત્રીસમા શ્લોકમાં, प्रपाम् પદવડે ઐશ્વર્યનું, અને निरहङ्कारिणाम् એ પદવડે જ્ઞાન અને વૈરાગ્યનું વિવરણ કરવામાં આવેલું છે. યોજનકાર લાલુભટ્ટજીના અભિપ્રાયે ચોત્રીસમા શ્લોકમાં ईशितुः એ પદવડે ઐશ્વર્યનું વર્ણન કરવામાં આવેલું છે.) (ઐશ્વર્યવાળા પુરુષોનાં વચન સત્ય છે એમ દર્શાવવાને માટે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ) તેઓ, ખરેખર, અસત્ય બોલતા નથી, કારણકે તેઓ બીજાઓના અધિકારનો વિચાર કરીને બીજાઓને માટે કહે છે. તેથી તેઓ બીજાઓના અધિકારથી વિરુદ્ધ કહેતા નથી. ૩૨

नतु यथान्यस्मै न कथयन्ति तथा स्वयमपि कुतो न कुर्वन्ति, तत्राह कुशलाचरितेनेति ।

कुशलाचरितेनैषामिह स्वार्थो न विद्यते ।
विपर्ययेण वानर्थो निरहङ्कारिणां प्रभो ॥ ३३ ॥

एषामीश्वराणां कुशलाचरितेन अर्थः प्रयोजनं न विद्यते, ततोऽप्यनन्तफलस्य प्राप्तत्वादेव । विपर्ययेण अकुशलाचरितेन अनर्थोऽपि न विद्यते । ईश्वराणामेव निषिद्धकर्मणा अनिष्टाभाव इति न, किन्तु ज्ञानिनामपीति ज्ञानवैराग्ययोस्तुल्यं स्वरूपमाह निरहङ्कारिणामिति । अहङ्काररहितानाम् । न केनापि किमपि, कर्तृत्वाभिमानाभावात् । प्रभो इतिसम्बोधनमीश्वरस्य लोकविलक्षणत्वज्ञापनार्थम् ॥३३॥

यत्र ज्ञानसहकृतमेव तत्कर्म नानिष्टजनकम्, किं वक्तव्यमैश्वर्यसहकृतमित्याह किमुतेति ।

किमुताखिलसत्त्वानां तिर्यङ्मर्त्यदिवौकसाम् ।
ईशितुश्चेशितव्यानां कुशलाकुशलान्वयः ॥ ३४ ॥

ईश्वरस्य सेवकमारणे सेवकानामन्यथाकरणे च न काचित् शङ्का भवति, यथैहिकी तथा पारलौकिकी । नियामकाद्धि शङ्का । भगवतो न नियामकोऽन्योऽस्तीत्याह अखिलसत्त्वानाम् । सर्वजीवानाम् । तिर्यङ्मर्त्यदिवौकसां गुणत्रयकार्याणाम् । जीवजडानामप्राकृतप्राकृतानां वा सर्वेषामेव

---

અરે ! ઐશ્વર્યવાળા પુરુષો જેમ બીજાઓને ખોટું કહેતા નથી, તેમ તેઓ પોતે પણ તે પ્રમાણે
કેમ કરતા નથી ? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે કુશલાચરિતેન.

હે રાજન્ ! અહંકાર વિનાના તે ઐશ્વર્ય વાળા પુરુષોને કુશલ
આચરણ કરવામાં અહીં પોતાનું પ્રયોજન હોતું નથી, તેમ જ નિષિદ્ધ
આચરણ કરવાથી તેમને અનર્થ થતો નથી. ૩૩

એમને—ઐશ્વર્યવાળા પુરુષોને—કુશલ આચરણથી અર્થ—પ્રયોજન—હોતો નથી, કારણ કે
તેમણે તેના કરતાં પણ અનન્ત ફલ પ્રાપ્ત કરેલું છે. વિરુદ્ધ આચરણથી, અકુશલ આચરણથી, તેમને
અનર્થ પણ થતો નથી. એકલા ઐશ્વર્યવાળા પુરુષોને જ નિષિદ્ધ કર્મ કરવાથી અનિષ્ટ થતું નથી એમ
નહિ, પરંતુ જ્ઞાનીઓને પણ નિષિદ્ધ કર્મ કરવાથી અનિષ્ટ થતું નથી. આ પ્રમાણે જ્ઞાન અને વૈરાગ્યનું
તુલ્ય સ્વરૂપ દર્શાવતાં શુકદેવજી કહે છે કે निरहङ्कारिणाम्. અર્થાત્ અહંકારથી રહિત. કર્તા તરીકેનું
અભિમાન ન હોવાથી તેમને કશાથી કાંઈ પણ થતું નથી. જેમનામાં ઐશ્વર્ય હોય છે તે જગતથી વિલક્ષણ
હોય છે એમ દર્શાવવાને માટે શુકદેવજી પરીક્ષિતને प्रभो એ પ્રમાણે સંબોધન કરે છે. ૩૩

જ્યાં જ્ઞાનની સાથે જ રહેલું તે કર્મ—પરસ્ત્રીસંગ—અનિષ્ટ કરતું નથી, તો પછી ઐશ્વર્યની સાથે
જો તે કર્મ રહેલું હોય તો તે અનિષ્ટ કરી શકે નહિ એમાં શું કહેવું ? આ વાત શુકદેવજી किमुत એ
શ્લોકમાં કહે છે.

તો પછી સર્વ જીવોના—પશુ પક્ષી, મનુષ્ય અને દેવતાઓના—
ઈશ્વર કૃષ્ણને પોતાના સેવકોએ કરેલા પુણ્ય અને પાપનો સંબંધ શી રીતે
થાય ? ૩૪

ઈશ્વર સેવકને મારે અથવા તો તેમને એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં મૂકે તો તેમાં ઈશ્વરને
કોઈ પણ જાતની, જેમ લોકની તેમ પરલોકની, શંકા હોતી નથી. નિયામકની જ શંકા હોઈ શકે.
ભગવાનનો તો બીજો કોઈ નિયામક નથી એમ જણાવવાને શુકદેવજી કહે છે કે अखिलसत्त्वानाम्.
અર્થાત્ બધાં પ્રાણીઓના (ઈશ્વર ભગવાન્ છે). પશુ પક્ષી, મનુષ્ય અને દેવો એ ત્રણ અનુક્રમે તમસ્,
રજસ્ અને સત્ત્વ એ ત્રણ ગુણનું કાર્ય છે. (આ પ્રમાણે અર્થ કરીએ તો तिर्यङ्मर्त्यदिवौकसाम् એ
अखिलसत्त्वानाम् નું વિશેષણ બનશે. આ બે પદને ભિન્ન માનીને પણ અર્થ કરતાં શ્રીમહાપ્રભુજી ...
કરે છે કે) જીવ અને જડના (ઈશ્વર ભગવાન્ છે. अखिलसत्त्वानाम् એ પદ વડે જીવોનું વર્ણન કરવ...

ईशितुः प्रभोः कृष्णस्य । चकारादात्मनश्च । ईशितव्यानां सेवकानां सम्बन्धी तत्कृतगुणदोषाभ्यां कुशलाकुशलयोरन्वयः कुतः । न हि दासीभिः स्वात्मभूताभिः सम्बन्धे अनियम्यस्य ऐहिके पारलौकिके वा कश्चनापकारः सम्भवति । अन्तरङ्गैरेव तथा ज्ञायत इति न सुश्लोक्यतानिवृत्तिः । नापि कर्ममार्गविचारेण कर्मप्राधान्यपक्षेऽपि दोषः शङ्कनीयः ॥ ३४ ॥

'परमेष्ठिनो वा एष यज्ञोऽग्र आसीत्', 'ब्रह्म वा इदमग्र आसीत् स आत्मानमेवावेत्' इत्यादि— श्रुतिषु यथा ज्ञानकर्मभ्यामुत्कर्षः, एवमपकृष्टज्ञानकर्मभ्यामपकर्षोऽपि सम्भाव्यत इति तत्राह यत्पादेति ।

**यत्पादपङ्कजपरागनिषेवतृप्ता योगप्रभावविधुताखिलकर्मबन्धाः ।**
**स्वैरं चरन्ति मुनयोऽपि न नह्यमानास्तस्येच्छयात्तवपुषः कुत एव बन्धः ॥ ३५ ॥**

न हि सर्वेषामेव जीवानां समानकर्मणा समानं फलमुपलभ्यते । अन्यथा शास्त्रवैफल्यापत्तिः । उत्कृष्टकर्मादौ प्रवृत्तो नापकृष्टकर्मणा कादाचित्केन अपकृष्टो भवति । तत्र मार्गत्रयम् । त्रिष्वपि प्रवृत्तो

---

આવ્યું અને 'तिर्यङ्' પદ વડે જડ પદાર્થોનું વર્ણન કરવામાં આવ્યું.) (તેમ જ 'अखिल' પદ અને 'तिर्यङ्' પદ વડે અનુક્રમે વર્ણવવામાં આવેલા) અપ્રાકૃત અને પ્રાકૃત પદાર્થોના (પણ ઈશ્વર ભગવાન્ છે.) અર્થાત્ સર્વના જ ઈશ્વર પ્રભુ કૃષ્ણ છે. શ્લોકમાં च છે તે દર્શાવે છે કે કૃષ્ણ આત્મા છે. (ईशितव्यानाम् નો સંબંધ શ્લોકના ચોથા પાદ જોડે કરવાનો છે એમ જણાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) ઈશિતવ્યોના—સેવકોના—સંબંધવાળો; અર્થાત્ સેવકોએ કરેલા ગુણ અને દોષને લીધે સર્વના ઈશ્વર કૃષ્ણને ઇષ્ટ અને અનિષ્ટનો સંબંધ ક્યાંથી હોય? પોતાના આત્મારૂપી દાસીઓ સાથે સંબંધ થતાં જે કોઈના નિયમનમાં ન રહી શકે એવા સર્વના ઈશ્વર કૃષ્ણને આ લોકમાં તથા પરલોકમાં કોઈ પણ પ્રકારનો અપકાર, ખરેખર, સંભવતો નથી. (કૃષ્ણ સર્વના ઈશ્વર છે એટલે આ જગતમાં તેમનું કોઈ નિયમન કરી શકે એમ નથી. કૃષ્ણ આત્મા હોવાને લીધે બ્રહ્મ છે એટલે પરલોકની બાબતમાં પણ તેમનું કોઈ નિયમન કરી શકશે નહિ.) દાસીઓ સાથેનો ભગવાનનો સંબંધ ફક્ત અંતરંગ ભક્તો જ જાણે છે, (બીજા કોઈ નહિ), એટલે લોકોમાં ભગવાનની અપકીર્તિ થશે નહિ. વળી, કર્મમાર્ગના વિચારથી, કર્મ પ્રધાન છે એ પક્ષની દૃષ્ટિએ પણ ભગવાનમાં દોષની શંકા કરવી નહિ. ૩૪

'પરમેષ્ઠીનો આ યજ્ઞ ખરેખર પહેલાં હતો', 'આ, ખરેખર, પહેલાં બ્રહ્મ હતું: તેણે આત્માને જ જાણ્યો', ઇત્યાદિ શ્રુતિઓમાં જેમ જ્ઞાન અને કર્મથી શ્રેષ્ઠતા દર્શાવવામાં આવી છે (પહેલી શ્રુતિમાં કર્મથી ઉત્કર્ષ અને બીજી શ્રુતિમાં જ્ઞાનથી ઉત્કર્ષ બતાવવામાં આવ્યો છે), તેમ ખરાબ જ્ઞાન અને કર્મથી અપકર્ષ—અધોગતિ—પણ સંભવે છે. આ પ્રમાણે શંકા થતાં શુકદેવજી 'यत्पाद' એ શ્લોકમાં સમાધાન કરે છે.

જે ભગવાનના ચરણકમલના પરાગના સેવનથી તૃપ્ત થએલા છે,
યોગના પ્રભાવથી જેમનાં બધાં કર્મનાં બન્ધનો તુટી ગયાં છે એવા, અને
મુનિઓ બન્ધન નહિ પામતાં પોતાની મરજી પ્રમાણે જ્યારે આચરણ
કરે છે, ત્યારે તો પોતાની ઇચ્છાથી શરીર ધારણ કરનાર ભગવાનને બંધ
ક્યાંથી જ હોય? ૩૫

બધા ય જીવોને સમાન કર્મથી સમાન ફલ મળતું નથી. આ પ્રમાણે જો ન હોય તો જ્ઞાનશાસ્ત્ર વગેરે શાસ્ત્રો નકામાં થઈ જાય. (નિષિદ્ધ કર્મ કરીને જો કોઈ પ્રાયશ્ચિત્ત કરે તો તેને અનિષ્ટ થતું નથી. જો જ્ઞાની અથવા યોગી અથવા ભગવાનનો ભક્ત નિષિદ્ધ કર્મ કરે તો તેને તે નિષિદ્ધ કર્મથી પણ અનિષ્ટ થતું નથી. જો સાધારણ માણસની માફક પ્રાયશ્ચિત્ત કરનારાઓને, જ્ઞાનીઓને, યોગીઓને અને ભગવાનના ભક્તોને પણ અનિષ્ટ ફલ મળે તો પ્રાયશ્ચિત્તશાસ્ત્ર, 'જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને બાળી નાખે છે' ઇત્યાદિ શાસ્ત્ર, 'યોગથી જ પાપને બાળવું' એ શાસ્ત્ર, અને 'પાપને બાળવામાં મારા નામની જેટલી શક્તિ છે તેટલું પાપ પાપી માણસ કરી શકતો નથી' ઇત્યાદિ શાસ્ત્ર વ્યર્થ થઈ જાય.)

नापकर्षं यातीत्याह । तत्र प्रथमं भक्तिमार्गे प्रवृत्तस्य, तत्र पुष्टस्य, न केनाप्यपकर्ष इत्याह । यस्य भगवतः **पादपङ्कजस्य परागभूता** ये सेवकाः तेषां **निषेवो** निषेवणं तेन **तृप्ताः**, भगवद्भक्तैः सह भगवद्गुणस्मरणेनैव निस्सारितदृष्टश्रुतसुखलेशाभासाः, **स्वैरं चरन्ति** । न तेषां कर्मोत्कर्षापकर्षौ साधकबाधकौ । तथा कर्ममार्गेऽपीत्याह **योगप्रभावेति** । **योगो** हि महान् धर्मः । 'अयं हि परमो धर्म' इतिस्मृतेः । तस्य **प्रभावः** अणिमाद्यैश्वर्यसम्पत्तिः, ज्ञानादयश्च । तेनैव विशेषेण **धुताः** पूर्वकर्मजनिता अपि **अखिलकर्मबन्धाः** विशेषेण **धुता** भवन्ति । तेऽपि **स्वैरं चरन्ति** । ज्ञानमार्गेऽप्याह **मुनयोऽपि स्वैरं चरन्तीति** । सर्व एव **न नह्यमानाः** अबध्यमानाः । णह बन्धने । सर्वत्रैव असम्बध्यमानाः । यत्र भगवत्प्रवर्तितमार्गेष्वप्येषा व्यवस्था तत्र भगवतः किं वक्तव्यमित्याह **तस्येच्छयात्तवपुष इति** । **इच्छया** भोगार्थमात्तानि वपूंषि 'यावतीर्गोपयोषित' इति तावन्ति येन, तस्य कुत एव बन्धो भवेत् । यो हि तावद्रूपो भवति, कार्यं कृत्वा च तान्याच्छादयति, तस्य केन कर्मणा बन्धो

---

નીચ કર્મ કરે તો તેનાથી તે નીચ થતો નથી.
ઉત્તમ કર્મો વગેરે કરનારો મનુષ્ય કોઈક વખત
તેમાં ત્રણ માર્ગ કારણભૂત છે. ત્રણેય માર્ગમાં પ્રવૃત્ત થએલો મનુષ્ય નીચલી કોટિમાં જતો નથી એમ
શુકદેવજી કહે છે. તેમાં પ્રથમ ભક્તિમાર્ગમાં રહેલો, તેમાં પણ પુષ્ટ થએલો, ભક્ત કોઈ પણ કર્મથી
નીચલી કોટિમાં જતો નથી. જે ભગવાનના ચરણકમલના પરાગરૂપ જે સેવકો, તેમની સેવાથી તૃપ્ત
થએલા પુરુષો—ભગવાનના ભક્તો સાથે ભગવાનના ગુણોનું સ્મરણ કરીને જ જોએલા અને સાંભળેલા
સુખના અંશના આભાસને જેઓ ભૂલી ગયા છે એવા પુરુષો—પોતાની મરજી પ્રમાણે ચાલે છે. (અહીં
પ્રકાશકાર શ્રીપુરુષોત્તમજી આજ્ઞા કરે છે કે વર્તમાનકાળમાં જે એતાદૃશ લોકો—જે લોકો આવા
નથી તે—માત્ર ભક્તિમાર્ગમાં પ્રવેશ જ કરીને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે તે દુષ્ટ છે એમ જાણવું.)
આવા પુરુષોને કર્મની શ્રેષ્ઠતા સાધક નથી, તેમ જ કર્મની નીચતા બાધક પણ નથી.
કર્મમાર્ગમાં પણ આ પ્રમાણે છે એમ દર્શાવતાં શુકદેવજી કહે છે કે યોગપ્રભાવ. યોગ એ, ખરેખર,
મહાન્ ધર્મ છે, કારણ કે સ્મૃતિ કહે છે કે 'આ જ પરમ ધર્મ છે'. યોગનો પ્રભાવ એટલે અણિમા વગેરે
ઐશ્વર્યસમ્પત્તિ અને જ્ઞાન વગેરે. તેનાથી જ સારી રીતે નાશ પામ્યાં છે બન્ધનો જેમનાં; અર્થાત્ પૂર્વ
કર્મથી ઉત્પન્ન થએલાં બધાં કર્મનાં બાધનો પણ સારી રીતે નાશ પામેલાં છે. આવા પુરુષો પણ પોતાની
ઇચ્છા પ્રમાણે ચાલે છે. જ્ઞાનમાર્ગમાં પણ આ પ્રમાણે છે એમ જણાવતાં શુકદેવજી કહે છે કે મુનયોઽપિ
स्वैरं चरन्ति.
આ ત્રણે ય પ્રકારના મનુષ્યો—ભક્તિમાર્ગ, કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગના મનુષ્યો—કર્મથી બંધાતા
નથી. नह्यमानाः એ પદમાં બન્ધનના અર્થવાળો નહ ધાતુ છે. અર્થાત્ બધે ય સ્થળે આ પુરુષોને
કશાનો સંબંધ થતો નથી.
જ્યાં ભગવાને પ્રવર્તાવેલા માર્ગોમાં પણ આ વ્યવસ્થા છે તો પછી ભગવાનની બાબતમાં શું કહેવું?
આ અર્થ દર્શાવતાં શુકદેવજી કહે છે કે तस्येच्छयात्तवपुषः. ઇચ્છાથી ભોગને માટે પ્રકટ કર્યાં છે
સ્વરૂપો—'જેટલાં ગોપીજનો' તેટલાં સ્વરૂપો—જેમણે એવા ભગવાન. આવા ભગવાનને ક્યા કારણથી બન્ધ
હોઈ શકે? જે એટલાં રૂપો પ્રકટ કરે છે અને કાર્ય કરીને પાછાં તે રૂપોને તિરોહિત કરે છે તેમને ક્યા
કર્મથી બંધ થાય? (જે રૂપથી ભગવાન્ કર્મ કરે છે તે રૂપ અને કર્મનું આચ્છાદન, તિરોધાન, જ કરવામાં
આવે છે; કાંઈ તે રૂપ અને કર્મની ઉત્પત્તિ અને વિનાશ થતાં નથી. આ પ્રમાણે બધાં ભગવાનનાં કર્મો
નિત્ય છે, તેથી ઉચિત અને અનુચિત કર્મો ભગવાનમાં સર્વદા રહેલાં છે, એટલે ભગવાનને ક્યા કર્મથી
બંધ થઈ શકે?, કારણ કે ભગવાનમાં મોક્ષ આપનારાં કર્મો પણ રહેલાં છે. જે સ્થળમાં મોક્ષ આપનારું
કર્મ ન હોય તેવા સ્થળમાં જ બન્ધ કરનારું કર્મ પુરુષનું બન્ધન કરે છે, પણ જે સ્થળે મોચક કર્મ હોય
તે જ સ્થળમાં રહેનારું બન્ધક કર્મ બન્ધ કરી શકતું નથી. તેથી ભગવાનમાં બન્ધનનો સંભવ નથી. આ
પ્રમાણે ભગવાનનાં બધાં કર્મો નિત્ય હોવાથી ભગવાનનો બન્ધ તેમ જ મોક્ષ સંભવતો નથી.)

भवेत् । कर्म हि प्रतिनियतं व्यवस्थितम् । तत्र यदि भिन्नो भिन्नो जीवः स्यात्, तदा तेन कर्मणा बन्धो वा भवेत् । आकाशवद् भगवद्रूपाणि प्रतिपदमन्यान्येव भवन्ति । यथान्नभेदेनाप्येकदेहव्यवहारः, एवं देशभेदेनापि भगवतः सर्वतःपाणिपादान्तस्य तावत्परिच्छेदेन प्रादुर्भाव इच्छयेति । स्वामिनीनां वा वपूंषि । अतः सर्वथा प्रमाणप्रमेयविचारेणापि न बन्धः सम्भवति ॥ ३५ ॥

ननु तथापि लोकमर्यादाया भग्नत्वात् 'यद्यदाचरति श्रेष्ठ' इतिन्यायेन शब्दबलविचारेण बन्धो भवेत् । ते ह्यवधूतास्त्रयोऽपि, न ते व्यवहारनियामकाः । अतो विषमो दृष्टान्त इति चेत्, तत्राह **गोपीनामिति** ।

**गोपीनां तत्पतीनां च सर्वेषामपि देहिनाम् ।**
**योऽन्तश्चरति सोऽध्यक्षः क्रीडनेनेह देहभाक् ॥ ३६ ॥**

---

કર્મ, ખરેખર, દરેકને માટે નક્કી કરવામાં આવેલું છે. તેમાં જો ભિન્ન ભિન્ન જીવ હોય તો તેને તે કર્મથી પણ બન્ધ થાય. (બ્રાહ્મણે આ સમયે આ કર્મ કરવું, ક્ષત્રિયે આ સમયે આ કર્મ કરવું, આ અધિકારી પુરુષે આ સમયે આ કાર્ય ન કરવું એ પ્રમાણે દરેકને માટે કર્મની વ્યવસ્થા કરવામાં આવેલી છે. જો બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે પ્રકારથી—તે તે દેહને લીધે—જીવ ભિન્ન ભિન્ન થાય તો તે તે જીવને તે તે કર્મથી બન્ધ થાય. પણ ભગવાનની બાબતમાં તો એવું છે કે ભગવાનને બહુ રૂપો હોય છે છતાં પણ તે જીવરૂપ ન હોવાથી, તે તે રૂપો પણ આત્મરૂપ હોવાથી, અને બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે દેહનો ભેદ ન હોવાથી ભગવાનને માટે કોઈ પણ કર્મનું વિધાન નથી તેમ જ નિષેધ નથી, એટલે ભગવાનને કોઈ પણ પ્રકારનો બંધ સંભવતો નથી. પ્રકાશકાર શ્રીપુરુષોત્તમજી બીજે પ્રકારે અર્થ કરે છે. તે આ પ્રમાણે છે. કર્મ, ખરેખર, અમુક અમુક સ્વરૂપને ઉદ્દેશીને જ હોય તો તે સ્વરૂપથી અથવા કર્મથી બન્ધ થાય.) આકાશની માફક ભગવાનનાં રૂપો પદે પદે જુદાં જ હોય છે. જેમ અન્નભેદ હોય છે છતાં પણ એક જ દેહ છે એવો વ્યવહાર કરવામાં આવે છે, તેમ દેશભેદ હોવા છતાં પણ સર્વતઃ જેમના હસ્ત અને ચરણો પહોંચેલા છે એવા ભગવાન્ પોતાની ઇચ્છાથી એક દેહની મર્યાદાથી પ્રકટ થાય છે. (અન્ન એટલે પૃથ્વી, કારણ કે 'જે કૃષ્ણ છે તે અન્નનો વર્ણ છે' એ શ્રુતિમાં તે પ્રમાણે સિદ્ધ થએલું છે. લૌકિક દેહમાં વધારો થાય છે, ફેરફાર થાય છે અને તેથી તે દેહમાં રહેલા પૃથ્વીના અંશો એકઠા થાય છે અને છૂટા પડે છે અને તેથી તે દેહમાં ભેદ પ્રાપ્ત થાય છે, છતાં પણ તે દેહ પહેલેથી છેવટ સુધી ચાલુ રહેતો હોવાથી અને તેમાં રહેલો જીવ પણ એક જ હોવાથી દેહ એક જ છે એવો વ્યવહાર કરવામાં આવે છે; તે જ પ્રમાણે, અહીં પણ એક જ દેહ છે એવો વ્યવહાર કરવામાં આવે છે.)

(અરે! ભગવાનના હસ્ત અને ચરણ સર્વત્ર પ્રસરેલા છે, અને તે પ્રકારે જે સમાધાન આપવામાં આવ્યું તે आत्तवपुषः એ પદથી વિરુદ્ધ છે. આ પ્રકારે કોઈને શંકા થાય તેથી શ્રીમહાપ્રભુજી બીજે પ્રકારે સમાધાન આપે છે.) અથવા તો સ્વામિનીઓનાં રૂપો ભગવાને ઇચ્છાથી ધારણ કર્યાં. તેથી પ્રમાણ અને પ્રમેયની દૃષ્ટિએ વિચાર કરતાં પણ ભગવાનને બંધ સર્વથા સંભવતો નથી. (અહીં સુધી શુકદેવજીએ પરીક્ષિતની શંકાનું લૌકિક રીતે સમાધાન આપ્યું; હવે છત્રીસમા શ્લોકથી વસ્તુસ્થિતિને અનુસરીને સમાધાન આપવામાં આવે છે.) ૩૫

અરે! તો પણ લોકની મર્યાદાનો ભંગ થવાથી 'શ્રેષ્ઠ પુરુષ જે જે આચરણ કરે છે' એ ન્યાયથી શબ્દબલના વિચારથી ભગવાનને બન્ધ થાય. પહેલાં ભક્તિમાર્ગ, કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગના જે અનુયાયીઓનો દાખલો આપવામાં આવ્યો તે તો, ખરેખર, અવધૂત છે, તે કાંઈ જગતના વ્યવહારના નિયામક નથી. એટલે તે દૃષ્ટાન્ત આપણા ચાલતા પ્રસંગની સાથે બંધ બેસતું નથી. આ પ્રકારની શંકા થતાં શુકદેવજી गोपीनाम् એ શ્લોકમાં સમાધાન કરે છે કે તે શંકા કેવળ ભ્રાન્તિ છે.

ગોપીઓ, તેમના પતિઓ તથા બધાય મનુષ્યોના જે અન્તર્યામી છે
તે જ ભગવાન્ ક્રીડા કરવાને માટે પ્રત્યક્ષ પુરુષનો દેહ ધારણ કરે છે. ૩૬

न हि स्वस्पर्शः स्वस्य क्वापि निषिद्धः । परा चासौ स्त्री च परस्य च स्त्री । उभयमपि न भगवति, यतः भगवान् गोपीनां तत्पतीनां च आत्मा । बान्धवाः सर्वे लौकिकाश्च न मन्यत इति चेत्, तत्राह सर्वेषामपि देहिनामयमात्मेति । यो भगवान् अन्तश्चरति, आसन्यो जीवो वा । सर्ववादिसिद्धान्तसङ्ग्रहाय सामान्यवचनं योऽन्तश्चरतीति । स एवायं भगवानध्यक्षः प्रत्यक्षः क्रीडनेन कृत्वा नटवत् पुरुषदेहं भजते । वस्तुतस्तु नायं पुमान् न च स्त्री, नाप्यन्यः कश्चित् । 'न स्त्री न षण्ढो न पुमानि'तिश्रुतेः । अतः केनापि विचारेण नास्य दोषसम्भवः ॥ ३६ ॥

ननु तथापि एवंकरणे कोऽभिप्राय इति चेत्, तत्राह अनुग्रहायेति ।

**अनुग्रहाय भक्तानां मानुषं देहमास्थितः ।**
**भजते तादृशीः क्रीडाः याः श्रुत्वा तत्परो भवेत् ॥ ३७ ॥**

भक्तानामनुग्रहार्थमेव भक्तसमानरूपं देहमास्थितः । विजातीये तेषां विश्वासो न भवेदिति । ततो तथा मनुष्यानुग्रहाय मानुषो देहः प्रदर्शितः, एवं गोपिकानामप्यनुग्रहाय स्वानन्दं गोकुले दातुं तादृशीः क्रीडाः भजते । तत्तद्धर्मप्रवेशव्यतिरेकेण तस्य तस्य दोषस्यानिवृत्तत्वात् । यद्वा ।

---

પોતાને માટે પોતાના સ્પર્શનો કોઈ પણ ઠેકાણે નિષેધ કરવામાં આવ્યો નથી. પરસ્ત્રી એટલે બીજી સ્ત્રી અથવા તો બીજાની સ્ત્રી. આ બન્ને—બીજી સ્ત્રી અને બીજાની સ્ત્રી—પણ ભગવાનમાં હોતાં નથી, કારણ કે ભગવાન્ ગોપીઓના અને તેમના પતિઓના આત્મા છે. બધા બાન્ધવો અને લૌકિક પુરુષો તે પ્રમાણે માનતા નથી—એમ જો શંકા કરવામાં આવે તો તેનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે બધાય મનુષ્યોનો આત્મા ભગવાન્ છે. આ ભગવાન્ મુખ્યપ્રાણરૂપે અથવા જીવરૂપે સર્વની અંદર રહેલા છે. (ભગવાન્ ગોપીજનોના જીવરૂપ હોવાથી ગોપીજનોનો દેહ પણ ભગવાનનો જ દેહ છે, એટલે તેમાં કોઈ જાતનો દોષ નથી. આ દૃષ્ટિએ જ શ્રીમહાપ્રભુજીએ પ્રથમ આજ્ઞા કરી કે 'પોતાને માટે પોતાના સ્પર્શનો કોઈ પણ ઠેકાણે નિષેધ કરવામાં આવ્યો નથી'.) બધા વાદીઓના સિદ્ધાન્તનો સંગ્રહ કરવાને માટે શુકદેવજી योऽन्तश्चरति એ પ્રમાણે સામાન્ય વચનનો પ્રયોગ કરે છે. આ જ ભગવાન્ અધ્યક્ષ—પ્રત્યક્ષ—થઈને ક્રીડા કરવાને માટે નટની માફક પુરુષનો દેહ ધારણ કરે છે. વાસ્તવિક રીતે તો ભગવાન્ (દેહની દૃષ્ટિએ) પુરુષ નથી, સ્ત્રી પણ નથી, તેમ જ અન્ય કોઈ પણ નથી, કારણ કે શ્રુતિ કહે છે કે 'તે સ્ત્રી નથી, પણ્ઢ નથી, પુરુષ નથી'. (ભગવાન્ તો પોતે જાતે જ પુરુષ છે, દેહને લીધે નહિ. તેથી જ શ્રુતિમાં એક જ વાક્યમાં કહેવામાં આવ્યું છે કે पुरुषं पुरुषविधम्.) તેથી કોઈ પણ દૃષ્ટિએ વિચાર કરતાં ભગવાનમાં દોષ સંભવતો નથી.

અરે! છતાં પણ આ પ્રમાણે કરવામાં ભગવાનનો શો અભિપ્રાય છે? આ પ્રમાણે શંકા થાય તો તેનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે अनुग्रहाय.

ભક્તોના ઉપર કૃપા કરવાને માટે મનુષ્ય દેહ ધારણ કરીને ભગવાને
એવી ક્રીડા કરી કે જેનું શ્રવણ કરવાથી માણસ ભગવાનમાં લીન થઈ જાય. ૩૭

ભગવાને ભક્તોના ઉપર કૃપા કરવાને માટે જ ભક્તના જેવું રૂપ, મનુષ્યનો દેહ, ધારણ કર્યો, કારણ કે જો ભક્તોના રૂપ કરતાં બીજા પ્રકારનું રૂપ ભગવાન્ ધારણ કરે તો ભક્તોને જુદા રૂપમાં પ્રકટ થએલા ભગવાનમાં વિશ્વાસ રહે નહિ. તેથી જેમ મનુષ્યના ઉપર કૃપા કરવાને માટે ભગવાન્ મનુષ્યનો દેહ પ્રકટ કરે છે, તેમ ગોપીજનોના ઉપર પણ કૃપા કરવાને માટે, ગોકુલમાં પોતાના સ્વરૂપાનન્દનું દાન કરવાને માટે, ભગવાન્ તેવા પ્રકારની ક્રીડા કરે છે, કારણ કે ભગવાનના જુદા જુદા ધર્મોનો પ્રવેશ કિધા શ્રોતાઓના જુદા જુદા દોષ નાશ પામતા નથી. (જે ભગવાનની લીલાનું શ્રવણ કરવાથી પણ ભગવદ્ભાવ સિદ્ધ થાય છે તો પછી ભગવલ્લીલામાં રહેલા ભક્તોના સ્વરૂપ વિષે તો શું જ કહેવું?) અથવા તો ભક્તોના

**भक्तानां मानुषं देहं** प्रति **आस्था** सञ्जातास्मिन्निति स तथा । तत्रापि महान् पूर्णकामः सर्वं दातुं शक्तः । न त्वेवं निषिद्धप्रकारेणात्मानं दातुमिति । अत एतां लीलां निरोधपूर्वकादेयदानरूपां यः श्रोष्यति स सर्वथा भगवत्परो भविष्यतीति भगवता तथाचरणं कृतम् । तदाह **याः श्रुत्वा तत्परो भवेदिति** ॥ ३७ ॥

ननु तथापि लोकव्यवहारे स्त्रियोऽन्याधीना इति अदत्तोपादानं गोपानां मनसि खेदः तैः क्रियमाणा अपकीर्तिश्च भवेदित्याशङ्क्याह **नासूयन्निति** ।

**नासूयन् खलु कृष्णाय मोहितास्तस्य मायया ।**
**मन्यमानाः स्वपार्श्वस्थान् स्वान्स्वान्दारान् व्रजौकसः ॥ ३८ ॥**

ते भगवन्तं **नासूयन्** असूयया न दृष्टवन्तः । प्रथमतः प्रवृत्तिं ज्ञात्वापि भगवन्मायया **मोहिता नासूयन्** । अग्रे तु **स्वपार्श्वस्थानेव स्वान् स्वान् दारान् मन्यमाना** जाताः, यतो **व्रजौकसः** पूर्वापरानुसन्धानरहिताः, सर्वथाङ्गीकृता इति वा । एतादृशानां प्रभौ दोषारोपासम्भवादिति-

---

મનુષ્ય દેહ પ્રતિ જેમને આસ્થા થઈ એવા ભગવાન્. (આ પ્રકારે અર્થ કરવામાં આવે તો શ્લોકનો અર્થ આ પ્રમાણે કરવોઃ—ભક્તોના મનુષ્ય દેહ પ્રતિ આસ્થા રાખીને ભગવાને અનુગ્રહને માટે તેવા પ્રકારની ક્રીડા કરી.) ભગવાને ભક્તોના માનુષ દેહ પ્રતિ આસ્થા રાખી છતાં પણ ભગવાન્ મહાન્ અને પૂર્ણકામ હોવાથી સર્વનું દાન કરી શકવાને માટે સમર્થ છે, પણ આ નિષિદ્ધ પ્રકારે આત્માનું—સ્વરૂપાનન્દનું—દાન કરતા નથી. (જેમ જીવ ઇન્દ્રિયોદ્વારા સુખ ઉત્પન્ન કરે છે તેમ ભગવાને કર્યું નથી, ભગવાનના રમણમાં નિષિદ્ધ પ્રકાર નથી.) આ પ્રમાણે ભગવાનની લીલામાં નિષિદ્ધ પ્રકાર ન હોવાથી, જે મનુષ્ય ભગવાનની લીલા, જેમાં નિરોધ સિદ્ધ કરીને ન આપવા યોગ્ય પદાર્થનું—સ્વરૂપાનન્દનું—દાન કરવામાં આવે છે એવી લીલા, શ્રવણ કરશે તે સર્વથા ભગવત્પર થાય એટલા માટે ભગવાને આ પ્રમાણે આચરણ કર્યું. આ વાત સમજાવતાં શુકદેવજી કહે છે કે **યાઃ શ્રુત્વા તત્પરો ભવેત્**. ૩૭

અરે ! છતાં પણ જગતના વ્યવહારમાં સ્ત્રીઓ બીજાઓને અધીન હોય છે, તેથી ન આપેલી વસ્તુ લેવી, ગોપોના મનમાં ખેદ અને ગોપોથી કરાતી ભગવાનની અપકીર્તિ આ ત્રણ દોષ પ્રાપ્ત થાય છે. આ પ્રકારની શંકા થતાં શુકદેવજી તેનું સમાધાન કરતાં કહે છે કે **નાસૂયન્**.

**ભગવાનની માયાથી મોહિત થએલા વ્રજવાસીઓએ પોત પોતાની**
**સ્ત્રીઓ પોતાની પાસે જ છે એમ માનીને કૃષ્ણની ઈર્ષ્યા કરી નહિ. ૩૮**

તે ગોપ લોકોએ ભગવાનની ઈર્ષ્યા કરી નહિ, તેમણે ભગવાનના તરફ ઈર્ષ્યાથી જોયું નહિ. પોતાની સ્ત્રીઓ ભગવાનની પાસે ગએલી છે એવું ગોપો પ્રથમ જાણતા હતા છતાં પણ ભગવાનની માયાથી મોહિત થઈને તેમણે ભગવાનની ઈર્ષ્યા કરી નહિ. આગળ ઉપર તો ગોપીજનો ભગવાનની પાસે ગયાં ત્યાંથી માંડીને તે પાછાં ઘેર આવ્યાં ત્યાંસુધી પોત પોતાની સ્ત્રીઓ પોતાની પાસે જ છે એમ ગોપ લોકો માનતા થયા, કારણ કે તેઓ વ્રજમાં રહેનારા હતા, અર્થાત્ પહેલાંનું અને પછીનું અનુસંધાન કરી શકે એવા ન હતા. (ગોપોમાં અજ્ઞાન હોવાને લીધે ભગવાન્ ઉપર દોષનો આરોપ તેમણે મૂક્યો નહિ. આ પ્રમાણે માનવાથી ગોપોનો અંગીકાર ભગવાને કર્યો નથી એવું જણાય, અને તે બરોબર નથી, તેથી શ્રીમહાપ્રભુજી **व्रजौकसः** પદનો બીજો અર્થ આપતાં આજ્ઞા કરે છે કે) વ્રજમાં રહેનારા એટલે ભગવાનથી તેમનો સર્વથા અંગીકાર થએલો છે. આવા પ્રકારના—જેમનો ભગવાને અંગીકાર કરેલો છે એવા—ગોપો પ્રભુના ઉપર દોષનો આરોપ મૂકે એ સંભવિત નથી એમ તાત્પર્ય છે. આ અર્થ સર્વને જણાતો છે એ બતાવવાને માટે શુકદેવજી શ્લોકમાં ખલુ, ખરેખર, પદ મૂકે છે. (**व्रजौकसः** એ પદનો અર્થ 'ભગવાને જેમનો સર્વથા અંગીકાર કરેલો છે' એ પ્રમાણે કરવામાં આવે ત્યારે શ્લોકમાં આવેલા માયા શબ્દનો અર્થ બુદ્ધિ કરવો, અને આખા શ્લોકનો અર્થ આ પ્રમાણે કરવો. ભગવાનની માયાથી—ભગવત્સંબંધી ઉત્કૃષ્ટત્વની બુદ્ધિથી—મોહિત થએલા, અતિસ્નેહવાળા, ગોપોએ ખરેખર ભગવાનની

भावः । अयमर्थः सर्वजनीन इति खल्वित्युक्तम् । भगवत्सान्निध्येऽपि मोहार्थं तस्येति । बुद्धिरेव तेषां भ्रमात्, शिष्टं भगवत एवेति मननमात्रेणैव सर्वदोषपरिहारः । अनेन तास्वपि दोषारोपो निवारितः ॥३८॥

एवं प्रासाङ्गिकं परिहृत्य उक्तां लीलामुपसंहरति ब्रह्मरात्र इति ।

**ब्रह्मरात्र उपावृत्ते वासुदेवानुमोदिताः ।**
**अनिच्छन्त्यो ययुर्गोप्यः स्वगृहान् भगवत्प्रियाः ॥ ३९ ॥**

अरुणोदयो ब्रह्मरात्रम्, तस्मिन् उपावृत्ते सम्यक् जाते तदन्तर्यामितया प्रविष्टो भगवान् गृहे गन्तव्यमितीच्छामुत्पादितवान् । ततः भगवतानुज्ञाताः । यतो भगवान् मोक्षदाता । ताश्चेत् आसन्ध्य-मन्तःस्मरणं करिष्यन्ति तदा मोक्षाधिकारिण्यो भविष्यन्तीति वासुदेवेनानुमोदिताः । यद्यपि तासा-मिच्छा न स्थिता सर्वपरित्यागेन भगवद्भजनस्य कृतत्वात् किं गृहेण लोकैर्वेति, तथापि गोप्य इति

ઈર્ષ્યા ન કરી, પોતાની સ્ત્રીઓ પોતાની પાસે છે એમ માનીને માન આપ્યું.) ગોપીજનો ભગવાનની પાસે હતાં છતાં પણ ગોપોને મોહ થયો એમ કહેવાને માટે શુકદેવજી કહે છે કે તસ્ય, ભગવાનની (માયાથી). ગોપોની ફક્ત બુદ્ધિ જ (ભગવાનની માયાથી) ભ્રમને લીધે મોહિત થઈ; બાકીનું બધું ભગવાનનું જ રહ્યું. (અમારી સ્ત્રીઓ અમારી પાસે જ છે એ પ્રકારનો ભ્રમ ગોપોમાં ભગવાને ઉત્પન્ન કર્યો અને તેથી ગોપોની બુદ્ધિ જ ભગવાનની માયાથી મોહિત થઈ ગઈ. બાકીનું બધું—દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અન્તઃકરણ, જીવ, આપ્ત, ગૃહ વગેરે—ભગવાનનું જ છે. અને આ પ્રમાણે રમણમાં વાસ્તવિક રીતે દોષ ન હોવાથી મનમાંથી જ બધા દોષો દૂર થઈ શકે છે. (ગોપીઓની બધી વસ્તુઓ ભગવદીય જ છે, અને ગોપો પણ પતિ તરીકે ગોપીજનોની વસ્તુઓ જ છે, એટલે ગોપોનું પણ ભગવાનને નિવેદન થઈ ગયેલું જ છે; તેથી ગોપોને ભગવાનમાં દોષની સ્ફૂર્તિ થાય એ મહાન્ દોષ થાય; પણ જ્યારે ગોપોએ એમ માન્યું કે અમારી સ્ત્રીઓ અમારી પાસે જ છે ત્યારે ભગવાનમાં દોષનું આરોપણ થતું નથી, એટલે ગોપો પણ ભગવાન્ ઉપર દોષનો આરોપ કરવારૂપી દોષ કરતા નથી. બુદ્ધિથી દોષનું આરોપણ પણ સંભવે છે તેથી બુદ્ધિ ભગવદીય નથી; એટલા માટે શ્રીમહાપ્રભુજી સુબોધિનીજીમાં શિષ્ટમ્—બીજું બધું, બુદ્ધિ વિનાનું અન્ય સર્વ—એ પ્રમાણે આજ્ઞા કરે છે.) આ પ્રમાણે જ્યારે ગોપો નિર્દોષ છે, ત્યારે નિર્દુષ્ટ પદાર્થના સંબંધથી આ ગોપીજનોમાં પણ કોઈ જાતનો દોષ આવતો નથી એમ સિદ્ધ થાય છે. (જો ગોપો દોષરહિત ન હોત તો તેમના સમાગમથી ગોપીજનોમાં પણ દોષ આવત.) व्रजौकसः એ પદના બે અર્થ આપવામાં આવેલા છે. જે ગોપો રાત્રીએ ગાન કરનારા છે તેમનો સમાવેશ બીજા પક્ષમાં—જેમનો ભગવાને સર્વથા અંગીકાર કરેલો છે એ પક્ષમાં—થાય છે, અને બીજાઓનો—અજ્ઞા-નથી જે ગોપો ભગવાન્ ઉપર દોષનો આરોપ કરતા નથી એમનો—સમાવેશ પહેલા પક્ષમાં, વ્રજમાં રહેનારા એ પક્ષમાં, થાય છે.) ૩૮

આ પ્રમાણે પ્રાસંગિક દોષનો પરિહાર કરીને વર્ણવવામાં આવેલી ભગવલ્લીલાનો શુકદેવજી ब्रह्मरात्रे એ શ્લોકમાં ઉપસંહાર કરે છે.

બ્રહ્મરાત્ર થતાં ભગવાનની આજ્ઞાથી ભગવાનને પ્રિય એવાં ગોપીજનો
પોતાની ઇચ્છા વિરુદ્ધ પોત પોતાને ઘેર ગયાં. ૩૯

અરુણોદયને બ્રહ્મરાત્ર કહેવામાં આવે છે. અરુણોદય જ્યારે બરોબર થયો ત્યારે ગોપીજનોના અન્તર્યામી તરીકે પ્રવિષ્ટ થએલા ભગવાને ગોપીજનોમાં ઘેર જવાની ઇચ્છા ઉત્પન્ન કરી. તેથી ગોપીજનોને ભગવાનની આજ્ઞા મળી, કારણ કે ભગવાન્ મોક્ષનું દાન કરનારા છે. (દિવસે વિપ્રયોગ થતાં આર્તિ થાય અને સાંઝે જ્યારે પ્રિયનો—ભગવાનનો—સમાગમ થતાં જે આનન્દ મળે તે આનન્દ ભગવાનનાં હમેશાં દર્શન કરવાથી મળતો નથી. આ આનન્દને—વિપ્રયોગ થયા પછી સમાગમને લીધે ઉત્પન્ન થતા આન-ન્દને—અહીં મોક્ષ કહેવામાં આવે છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે અન્યપૂર્વા ગોપીજનોની માફક કુમારિકાઓ પણ ઘેર જાય છે.) ગોપીજનો જો સંધ્યાકાળ સુધી પોતાના અન્તઃકરણમાં ભગવાનનું સ્મરણ

विपरीतबुद्धिर्हठबुद्धिश्च तासां नास्तीति स्वगृहान् ययुः । तथापि तासां न गृहाः प्रियाः, किन्तु भगवानेव । नापि संसारभयम्, यतो भगवतः प्रियाः ॥ ३९ ॥

मोक्षार्थमिदं चरित्रमिति ज्ञापयितुं एतदुपाख्यानश्रवणस्य फलमाह विक्रीडितमिति ।

**विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः श्रद्धान्वितोऽनुशृणुयादथ वर्णयेद्यः ।**
**भक्तिं परां भगवति प्रतिलभ्य कामं हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥४०**

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे रासक्रीडावर्णनं नाम त्रिंशोऽध्यायः ॥

व्रजवधूभिः सह भगवत इदं विशेषेण क्रीडितं श्रद्धान्वितो भूत्वा सम्यक् कथ्यमानमुपशृणुयात् । अथ वा वर्णयेत् । श्रवणानन्तरमेव कीर्तनमित्यथशब्दः । य इति नात्र वर्णादिनियमः, किन्तु यः कश्चन । भगवतो माहात्म्यश्रवणादेवमपि मोचयतीति । भक्तानां च सर्वथा प्रतिपत्तिश्रवणाच्च । भगवति परां भक्तिमुपगतः । ततो भक्त्या अन्तःस्थिरीभूतया हृदयस्य रोगरूपं काममाशु शीघ्रमेवापहिनोति, यः पूर्वं हृदयबाधकत्वेन स्थितः, शीघ्रमेव च बाधकर्ता, तमाश्वेव दूरीकरोति श्रवणमात्रेणैव । ततः पूर्ववासनया पुनरुद्गमे अचिरेणैव धीरो भवति । अत इदं साभिप्रायं श्रोतव्यमिति, फलप्रकरणत्वात्, फलमुक्तम् ॥ ४० ॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां
दशमस्कन्धविवरणे त्रिंशाध्यायविवरणम् ।

---

કરે તો તેમને મોક્ષનો અધિકાર મળે; આ હેતુથી વાસુદેવ ભગવાને ગોપીજનોને ઘેર જવાની આજ્ઞા આપી. જો કે ગોપીજનોને ઘેર જવાની ઇચ્છા ન હતી, કારણ કે બધીય વસ્તુઓનો ત્યાગ કરીને તેમણે ભગવદ્ભજન કર્યું હતું, તેમને ઘરનું અથવા લોકોનું પ્રયોજન ન હતું, છતાં પણ તેઓ ગોપીજન હતાં, તેમને વિપરીત બુદ્ધિ તેમ જ હઠબુદ્ધિ ન હતી, એટલે તેઓ પોત પોતાને ઘેર ગયાં. ગોપીજનો પોત પોતાને ઘેર ગયાં છતાં પણ તેમને ઘર પ્રિય ન હતું, પરંતુ ભગવાન્ જ તેમને પ્રિય હતા. વળી, ગોપીજનોને સંસારનો ભય ન હતો, કારણ કે તે ભગવાનને પ્રિય હતાં. ૩૯

ભગવાનનું આ ચરિત્ર મોક્ષ આપવાને માટે છે એ જણાવવાને માટે શુકદેવજી विक्रीडितम् એ શ્લોકમાં આ ઉપાખ્યાનના શ્રવણનું ફલ કહે છે.

ગોપીજનો સાથેનું ભગવાનનું આ રમણ જે કોઈ પુરુષ શ્રદ્ધા રાખીને
શ્રવણ કરશે અને વર્ણન કરશે તે ભગવાનમાં પરા ભક્તિ પ્રાપ્ત કરીને
હૃદયના રોગરૂપ કામનો જલદી નાશ કરશે અને સત્વર ધીર બનશે. ૪૦

ગોપીજનો સાથેનું ભગવાનનું આ વિશિષ્ટ પ્રકારનું રમણ જો કોઈ શ્રદ્ધા રાખીને કથા દ્વારા શ્રવણ કરશે અથવા વર્ણન કરશે. શ્રવણ પછી જ કીર્તન હોઈ શકે તેથી શ્લોકમાં अथ પદ મૂકવામાં આવેલું છે. શ્લોકમાં यः પદ છે તે એમ દર્શાવે છે કે ભગવલ્લીલાનું શ્રવણ કરવામાં (બ્રાહ્મણ ઇત્યાદિ) વર્ણ વગેરેનો નિયમ નથી, પરંતુ ગમે તે શ્રવણ કરે અને વર્ણન કરે (તે ભક્તિરૂપી ફલ પ્રાપ્ત કરશે જ). ભગવાનના માહાત્મ્યનું શ્રવણ કરવાથી (અથવા વર્ણન કરવાથી) ભગવાન્ તે પુરુષનામાં બીજા ગુણ ન હોય તો પણ તેને મોક્ષ આપે છે, અને ભક્તો ભગવાનને સર્વ રીતે શરણ જાય છે એમ શાસ્ત્રમાં કહેવામાં આવેલું છે. ભગવલ્લીલાનું શ્રવણ અને વર્ણન કરનાર પુરુષ ભગવાનને વિષે પરા ભક્તિ પ્રાપ્ત કરે છે, અને પછીથી અન્તઃકરણમાં સ્થિર થએલી ભક્તિને લીધે તે હૃદયના રોગરૂપ કામનો જલદીથી જ નાશ કરે છે. જે કામ પહેલાં હૃદયને બાધ કરતો હતો અને જલદીથી બાધ કરતો હતો તેને ભગવલ્લીલાનું ફક્ત શ્રવણ કરનાર પુરુષ જલદીથી જ નાશ કરે છે. પછી પૂર્વવાસનાને લીધે ફરીથી જો કામ ઉત્પન્ન થાય તો પણ ભગવલ્લીલાનું શ્રવણ કરનાર પુરુષ તરત જ ધીર થાય છે. તેથી ભગવાનની આ લીલાનું અભિપ્રાય, રહસ્ય, સાથે શ્રવણ કરવું એમ ફલનું વર્ણન કરવામાં આવ્યું છે, કારણ કે આ ફલપ્રકરણ છે. (શ્લોકમાં आशु—જલદી—પદ છે તેનો સંબંધ हृद्रोगम् અને अपहिनोति એ બન્ને પદો સાથે કરવાનો છે.) ૪૦

# अध्यायः ३१

एवं रूपप्रपञ्चस्य पञ्चधा रसवर्णनम् । निरूप्य नामलीलातो रसार्थमिदमुच्यते ॥ १ ॥
एवमुद्धृतभक्तास्तु यद्यन्यं समुपासते । दुःखभाजो भवन्त्येव मुच्यन्ते हरिणैव तु ॥ २ ॥
एकत्रिंशे सर्वभावान्निवृत्तानां तु पूर्ववत् । गानेन रमणं चक्रे प्रमाणानन्दसिद्धये ॥ ३ ॥
बलभद्रेण सहितो वेदरूपेण सर्वथा । तद्दोषं नाशयामास हरिरित्युच्यते स्फुटम् ॥ ४ ॥

---

(રાસલીલા થયાં પછી વ્રજવાસીઓ કુતૂહલથી પણ ભગવાનથી અન્યનું ભજન કરે એ અયોગ્ય છે
એવી શંકા કોઈને થાય, તો તે શંકા દૂર કરવાને માટે શ્રીમહાપ્રભુજી પ્રથમ રાસપંચાધ્યાયીનો સાર
આપીને એકત્રીસમા અને બત્રીસમા અધ્યાયનું તાત્પર્ય આપે છે અને તે રીતે સૂચવે છે કે આ બે અધ્યા-
યના પ્રકરણનો રાસપંચાધ્યાયીના પ્રકરણ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નથી; અર્થાત્ આ પ્રકરણ રાસ-
પંચાધ્યાયીના પ્રકરણથી ભિન્ન છે. આ અર્થ દર્શાવવાને માટે શ્રીમહાપ્રભુજી આ અધ્યાયના આરંભમાં
ચાર કારિકાઓ આપે છે.)

આ પ્રમાણે રાસપંચાધ્યાયીમાં ભગવાનના ભિન્ન ભિન્ન પ્રકારે રહેલા સ્વરૂપના રસનું (છવીસમા
અધ્યાયના આરંભમાં આવેલી **आत्मना प्रथमा लीला** ઇત્યાદિ કારિકાઓમાં વર્ણવેલા) પાંચ પ્રકારે વર્ણન
કરીને, હવે નામલીલામાંથી, ગાનાત્મક શબ્દલીલામાંથી, જે રસ પ્રાપ્ત થાય છે તેને માટે (અન્યના ભજ-
નની નિવૃત્તિ કરીને) આ પ્રકરણ કહેવામાં આવે છે. (જેમ ભગવાનની રૂપલીલા સ્વતંત્ર છે તેમ નામ-
લીલા પણ સ્વતંત્ર છે એ જણાવવાને માટે આ પ્રકરણનો સ્વતંત્ર આરંભ કરવામાં આવેલો છે. ભગવાનથી
અન્યના ભજનની નિવૃત્તિ કરીને ભગવાનના માહાત્મ્યનું જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે નામલીલામાં અંગ છે,
એટલે તેનું વર્ણન સ્વતંત્ર રીતે કરવામાં આવેલું છે.) ૧

આ પ્રમાણે (ઇન્દ્રના ભજનની નિવૃત્તિ કરાવીને) જે ભક્તોનો ભગવાને ઉદ્ધાર કરેલો છે તે ભક્તો
જો ભગવાનથી અન્યનું ભજન કરે તો તે દુઃખી જ થાય છે, અને ભગવાન્ જ તેમને મુક્ત કરે છે. (રૂપ-
લીલા અને નામલીલા એ બેની વચ્ચે એક ભેદ રહેલો છે. રૂપલીલાના રસનો જ્યારે અનુભવ કરવામાં
આવે છે ત્યારે વૈષ્ણવ ધર્મોનો પણ ત્યાગ એ અંગ છે; પરંતુ જ્યારે નામલીલાના રસનો અનુભવ કરવામાં
આવે છે ત્યારે ભગવાનથી અન્ય દેવતાના ભજનની નિવૃત્તિ અંગ છે, પણ શાસ્ત્રમાં આપેલા ભગવદ્ધર્મોનો
પણ ત્યાગ કરવો એ અંગ નથી. વિધિ પણ નામલીલામાં જ ગણાય છે, અને તે વિધિ મર્યાદા અને પુષ્ટિ
એ બે પ્રકારની હોવાથી મર્યાદામિશ્રપુષ્ટિમાર્ગીય ભક્તોનું એકત્રીસમા અધ્યાયમાં વર્ણન કરવામાં આવે છે,
જ્યારે શુદ્ધપુષ્ટિમાર્ગીય ભક્તોનું બત્રીસમા અધ્યાયમાં વર્ણન કરવામાં આવે છે. મર્યાદામાર્ગમાં દોષ રહેલો
છે એ દર્શાવવાને માટે શંખચૂડનો પ્રસંગ એકત્રીસમા અધ્યાયમાં આપવામાં આવેલો છે. એકત્રીસમા
અધ્યાયમાં નન્દને અંબિકા વગેરે અન્ય દેવોના ભજનને લીધે ક્લેશ થાય છે અને તેમાંથી ભગવાન્ જ
તેમને મુક્ત કરે છે.) ૨

પહેલાંની માફક (પહેલાં જેમ ભક્તો ઇન્દ્રયાગમાંથી નિવૃત્ત થયા હતા તેની માફક) ભગવદ્ભાવથી
અન્ય સર્વ ભાવમાંથી નિવૃત્ત થએલા ભક્તોને પ્રમાણનો—વેદરૂપ બલદેવજીનો—આનન્દ સિદ્ધ કરવાને
માટે હરિએ, ભગવાને, વેદરૂપ બલદેવજીની સાથે, ગાન કરીને રમણ કર્યું, અને (મર્યાદાના મિશ્રણથી
પ્રાપ્ત થએલા શંખચૂડરૂપી) દોષનો સર્વ રીતે નાશ કર્યો એમ એકત્રીસમા અધ્યાયમાં સ્પષ્ટ કહેવામાં
આવે છે. (શ્રુતિરૂપા ગોપીજનો મુખ્યત્વે પ્રમાણની દૃષ્ટિથી પુરુષોત્તમને ભજનારાં હતાં તેથી તેમને
પ્રમાણરૂપ બલદેવજીની સાથે રહેલા પુરુષોત્તમના રમણના આનન્દના અનુભવનું દાન કરવું જોઈએ, તેથી
બલદેવજીની સાથે જ રહીને ભગવાને તે જ પ્રમાણે રમણ કર્યું. शब्दब्रह्म परं ब्रह्म ममोभे शाश्वती तनू
એ વાક્ય ઉપરથી જણાય છે કે વેદરૂપ અને અક્ષરરૂપ એ બે ભગવાનનાં નિત્ય શરીર છે. त्वमकृतं
सात्वततन्त्रमपि महद् એ વાક્યમાં પણ ભગવાનના વેદરૂપ શરીરની વાત કહેવામાં આવેલી છે.) ૩-૪

शब्दतोऽप्यानन्दं निरूपयितुं प्रथमं गोकुलवासिनामन्यासक्तिं निवारयति एकदेति विंशत्या ।

श्रीशुक उवाच—**एकदा देवयात्रायां गोपाला जातकौतुकाः ।**
**अनोभिरनडुद्युक्तैः प्रययुस्तेऽम्बिकावनम् ॥ १ ॥**

लोकन्यायेनाप्यन्यत्र गमनेऽनिष्टं भवतीति तेषां यात्राप्रसङ्गो निरूप्यते । एकदा शिवरात्रिसमये । प्रतिवर्षं न गच्छन्तीत्येकदेत्युक्तम् । देवयात्रा हि नित्या । **गोपालाश्च** साधारणधर्म एवाभियुक्ता इति । तत्रापि धर्मबुद्धिः प्रासङ्गिकी । वस्तुतस्तु जातकौतुकाः । अत एव न पद्भ्यां गमनम्, किन्त्वनोभिः शकटैः । तत्रापि नाश्वयोजनम्, किन्तु **अनडुद्युक्तैः** प्रकर्षेण ययुः । महता समारम्भेण गृहे पुरुषानभिनिवेश्य । **अम्बिकालयं** मथुरातः पश्चिमे देशे अर्बुदाचलनिकटे स्थितं तीर्थविशेषं ययुः ॥ १ ॥

तत्र गतानां पूजाप्रकारमाह **तत्र स्नात्वेति ।**

---

શબ્દથી પણ (कदाचिदथ गोविन्दः ઇત્યાદિ શ્લોકથી) આનન્દનું નિરૂપણ કરવાને માટે ભગવાન્ પ્રથમ ગોકુલમાં રહેનારાઓની અન્યાસક્તિ દૂર કરે છે. એમ **एकदा** ઇત્યાદિ વીસ શ્લોકમાં શુકદેવજી કહે છે.

શુકદેવજી કહે છે કે—

**એક દિવસે દેવયાત્રાના સમયે ગોપાલો કૌતુકથી બળદોથી ગાડાં જોડીને અંબિકાવન ગયા. ૧**

લોકન્યાયથી પણ બીજે સ્થળે જવામાં અનિષ્ટ થાય તેથી યાત્રાના પ્રસંગનું વર્ણન કરવામાં આવે છે. **एकदा** એટલે એક દિવસે, શિવરાત્રીના સમયે. ગોપાલો દર વર્ષે જતા નથી તે બતાવવાને માટે **एकदा** એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. દેવયાત્રા, ખરેખર, નિત્ય છે (તેથી ગોપાલોને અંબિકાવન જવાની બુદ્ધિ થઈ. જે ધર્મ કામ્ય હોય તેનો જ ત્યાગ થઈ શકે, નિત્ય ધર્મનો નહિ.) (ગોપીજનોના પ્રકરણમાં પણ અહીં ગોપાલોનું પણ જે વર્ણન કરવામાં આવેલું છે તેનું કારણ ધર્મથી સામ્ય છે એમ જણાવવા શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) ગોપાલો સાધારણ ધર્મમાં જ જોડાએલા હોય છે, તેમાં પણ તેમની ધર્મબુદ્ધિ પ્રાસંગિક હોય છે. (મુખ્ય સ્વામિનીની માફક તેઓ અસાધારણ પ્રમેય ધર્મમાં જોડાએલા હોતા નથી એમ તાત્પર્ય છે. વાસ્તવિક રીતે તો ભગવાન્ વિના બીજા દેવના સંબંધવાળા નિત્ય કર્મનો પણ શરણમાર્ગે જનારા મનુષ્યોએ ત્યાગ જ કરવો જોઈએ. વૈદિક મન્ત્રોમાં વર્ણવવામાં આવેલા દેવો તો ભગવાનનાં અવયવો છે, કારણ કે 'દેવો નારાયણના અંગમાંથી ઉત્પન્ન થએલા છે' એ પ્રમાણે વાક્ય છે. વેદમાં વર્ણવેલું કર્મ પણ ભગવાનની ક્રિયાશક્તિરૂપ જ છે. આ પ્રમાણે શ્રીમહાપ્રભુજીએ નિબંધમાં આજ્ઞા કરેલી છે. તેથી કામ્ય વૈદિક કર્મ જ વિકૃત હોવાથી ત્યાગ કરવા યોગ્ય છે. ભગવાન્ વિના બીજા દેવના સંબંધવાળા બન્ને પ્રકારના—નિત્ય અને કામ્ય—સ્માર્ત કર્મનો ત્યાગ કરવો જોઈએ, કારણ કે 'બધા ધર્મોનો ત્યાગ કરીને' ઇત્યાદિ ભગવાનની આજ્ઞા છે. શ્રાદ્ધ, તીર્થસ્નાન, દાન વગેરે વિષ્ણુ ભગવાન્ પ્રસન્ન થાય એ સંકલ્પથી જ કરવું જોઈએ. જ્યાં વિષ્ણુ ભગવાન્ પ્રસન્ન થાય એવો સંકલ્પ સંભવતો નથી એવાં શિવરાત્રી વગેરે વ્રતોનો શરણમાર્ગે જનારા મનુષ્યોએ ત્યાગ જ કરવો જોઈએ એવો સિદ્ધાન્ત છે.)

વાસ્તવિક રીતે તો ગોપાલોને કૌતુક થયું, અને તે કારણથી જ તેઓ પગે ચાલીને ગયા નહિ, પણ ગાડાં જોડીને ગયા. ગાડાંને પણ તેમણે ઘોડા જોડ્યા નહિ પણ બળદો જોડ્યા અને મોટા સમારંભથી, ઘરમાં પુરુષોને મૂકીને, મથુરાથી પશ્ચિમ દેશમાં અર્બુદાચલની પાસે આવેલા અંબિકાલય નામના તીર્થમાં તેઓ ચાલ્યા. (વ્રજ પણ મથુરામંડલમાં આવેલું છે.) ૧

અંબિકાલયમાં જઈને ગોપાલોએ જે પ્રકારે પૂજા કરી તે પ્રકારનું વર્ણન **तत्र स्नात्वा** એ શ્લોકમાં શુકદેવજી કરે છે.

तत्र स्नात्वा सरस्वत्यां देवं पशुपतिं प्रभुम् ।
आनर्चुरर्हणैर्भक्त्या देवीं च नृपतेऽम्बिकाम् ॥ २ ॥

सरस्वती तत्र प्रादुर्भूता अतः स्नात्वा पशुपाशविमोक्षणार्थम् । स्वयं पशुपालका इति पशूनाम-
धिपतिं पशुपालने फलदातारं प्रभुं सर्वदानसमर्थमर्हणैः पूजाद्रव्यैरानर्चुः । न तु पामरवद् गमन-
मात्रम् । देवीं च अम्बिकां पार्वतीमानर्चुः । चकारात्तदावरणदेवताः । नृपते इतिसम्बोधनं यात्रायां
तथाकरणे परिज्ञानाद्विश्वासार्थम् ॥ २ ॥

पूजामुक्त्वा दानान्यप्याह गाव इति ।

गावो हिरण्यं वासांसि मधु मध्वन्नमादृताः ।
ब्राह्मणेभ्यो ददुः सर्वे देवो नः प्रीयतामिति ॥ ३ ॥

सर्वकाम्यान्येतानि दानानि । हिरण्यं सुवर्णम् । वासांसि नानाविधानि । मधु च मध्वन्नं
च । ग्राम्यारण्ययोः सिद्धयर्थं मधुमध्वन्नयोर्दानम् । गोभिः रुद्रः प्रीतो भवति । हिरण्येनाग्निः ।
सोऽपि रुद्र एव । वासांसि सर्वदैवत्यानि सोमदैवत्यानि च । उमया सहितः सोऽपि तेन प्रीतो भवति ।
एवं पञ्च दानानि आदृता एव चक्रुः । पात्रसम्पत्तिमाह ब्राह्मणेभ्य इति । सर्वे इति सङ्गदोषोऽपि
व्यावर्तितः । कामनां च व्यावर्तयति देवो नः प्रीयतामिति । देवो महादेवः । अथ वा । य एव
देव इति साधारणं वचनम् । नोऽस्माकं प्रीतो भवत्विति, न त्वन्या काचित् कामना ॥ ३ ॥

---

હે રાજન્! ગોપાલોએ ત્યાં સરસ્વતીમાં સ્નાન કરીને પ્રભુ પશુપતિ-
દેવની અને અંબિકાની પૂજા કરવાનાં દ્રવ્યોથી પૂજા કરી. ૨
ત્યાં સરસ્વતી પ્રકટ છે, એટલે પશુના પાશમાંથી મુક્ત થવાને માટે તેમાં સ્નાન કરીને (પૂજન
કર્યું.) ગોપાલો પોતે પશુના પાળનારા છે; એટલે પશુના અધિપતિ, પશુનું પાલન કરવા માટે ફળ
આપનાર, પ્રભુ એટલે સર્વ વસ્તુનું દાન કરવાને માટે સમર્થ; એવા પ્રકારના દેવની પૂજા કરવાનાં સાધ-
નોથી ગોપાલોએ પૂજા કરી, કાંઈ પામર પુરુષની માફક ત્યાં જઈને બેશી રહ્યા નહિ. અંબિકા દેવીની,
પાર્વતીની, તેમણે પૂજા કરી. શ્લોકમાં જે च છે તે એમ દર્શાવે છે કે પાર્વતીની આજુબાજુના દેવતા-
ઓની પણ ગોપાલોએ પૂજા કરી. યાત્રામાં તે પ્રમાણે કરવામાં આવે છે એવું જ્ઞાન રાજાને હોવાથી આ
બાબતમાં વિશ્વાસ રાખવો એમ જણાવવાને માટે नृपते એ પ્રમાણે સંબોધન મૂકવામાં આવ્યું છે. ૨
શુકદેવજી પૂજાનું વર્ણન કરીને દાનોનું પણ વર્ણન गावः એ શ્લોકમાં કરે છે.
'દેવ અમારા ઉપર પ્રસન્ન થાવ' એ ભાવનાથી સર્વેએ બ્રાહ્મણોને
ગાયો, સુવર્ણ, વસ્ત્રો, મધ અને મધુર અન્ન આદરસહિત આપ્યાં. ૩
આ દાનોની ઇચ્છા સર્વને હોય છે. હિરણ્ય એટલે સુવર્ણ; અનેક પ્રકારનાં વસ્ત્રો; મધ અને મધુર
અન્ન. ગામડામાં અને અરણ્યમાં બનતી વસ્તુઓ બ્રાહ્મણોને આપવી જોઈએ એ હેતુથી મધ અને મધુર
અન્નનું દાન કર્યું. ગાયોથી રુદ્ર પ્રસન્ન થાય છે; હિરણ્યથી અગ્નિ પ્રસન્ન થાય છે. અગ્નિ પણ રુદ્ર જ છે,
(કારણ કે તૈત્તિરીય સંહિતાના પ્રથમ અષ્ટકમાં એમ કહેવામાં આવ્યું છે કે અગ્નિ રડ્યા એટલે તે રુદ્ર
કહેવાયા.) વસ્ત્રો સર્વ દેવોને માટે છે અથવા તો ચન્દ્રને માટે છે. વસ્ત્રથી પાર્વતી અને શિવ પણ પ્રસન્ન
થાય છે. આ પ્રમાણે આ પાંચ દાનો તેમણે આદરસહિત જ કર્યાં. જેમને દાન કરવામાં આવ્યું તે પાત્રની
યોગ્યતા દર્શાવતાં શુકદેવજી કહે છે કે ब्राह्मणेभ्यः. સંગદોષ પણ દૂર કરવામાં આવ્યો છે એ જણાવવાને
માટે सर्वे એ પદ મૂકવામાં આવેલું છે. દાન કરવામાં તે બધાને કામના ન હતી એ જણાવવાને માટે
શુકદેવજી કહે છે કે देवो नः प्रीयताम्. દેવ એટલે મહાદેવ; અથવા ગમે તે દેવ એ પ્રમાણે સામાન્ય
વચન છે. नः એટલે અમારા ઉપર. અમારા ઉપર દેવ પ્રસન્ન થાવ એ જ ભાવના હતી, બીજી કોઈ પણ
ભાવના નહિ. ૩

एवं यात्रायां कृत्यमुक्त्वा नियमेन तीर्थस्थितिमाह ऊषुरिति ।

**ऊषुः सरस्वतीतीरे जलं प्राश्य धृतव्रताः ।**
**रजनीं तां महाभागा नन्दसुनन्दकादयः ॥ ४ ॥**

सरस्वतीतीर एव अन्तःशुद्ध्यर्थं जलमेव प्राश्य तां रजनीमूषुः । न तु रजन्यां किञ्चित् कृतमिति । एतावान् धर्मः सिद्धः । अग्रिमानिष्टं निवर्तयिष्यत इति महाभागा इत्यनेन द्योतितं, श्रोतुः सन्देहाभावाय । नन्दः सुनन्दकश्च प्रधानभूतौ येषाम् । नन्द इति प्रधाननाम्ना वा सर्वे व्यपदिष्टाः । सुनन्दक आदिर्येषामिति सर्वेषामेव नन्दतुल्यता । भगवत्सम्बन्धादत्यानन्दयुक्तः सुनन्दको भवति । उपनन्दोऽन्यो वा । नन्द एव वा धर्मप्राधान्येन गृहीतः ॥ ४ ॥

एवं सर्वतो धर्मसम्पत्तियुक्तानां भगवद्भावे तिरोभूते निरोधस्य वक्तव्यात् शकटाक्षेपवत् सर्पेण नन्दग्रासमपि भगवान् कारितवानित्याह कश्चिदिति ।

**कश्चिन्महानहिस्तस्मिन् विपिनेऽतिबुभुक्षितः ।**
**यदृच्छयागतो नन्दं शयानमुरगोऽग्रसीत् ॥ ५ ॥**

महानहिरजगरः । स हि क्षुधित एव तिष्ठति । कदाचिदेवान्नं प्राप्नोति । तत्र दैवगत्या तस्मिन् विपिने आहाराभावाद् अतिबुभुक्षितो जातः । यदृच्छयाकस्मिकविधिना तेन नन्दः प्राप्तः । यदृ-

---

शुकदेवजी आ प्रमाणे यात्रामां जे कार्य करवानुं तेनुं वर्णन करीने तीर्थमां जे व्रतनुं पालन करीने वास कर्यो तेनुं वर्णन ऊषुः ए श्लोकमां करे छे.

महाभाग्यवान् नन्द, सुनन्दक वगेरे व्रत धारण करीने, जल पीने,
ते रात्री सरस्वतीने तीरे रह्या. ४

सरस्वती नदीना तीर उपर ज अन्तःकरणनी शुद्धिने माटे जलनुं ज पान करीने ते रात्रीए तेमणे वास कर्यो. अर्थात् रात्रीए तेमणे कांई पण बीजुं कर्युं नहि. आटलो—उपवास सुधीनो सर्व—धर्म सिद्ध थयो. आगळ उपरनुं अनिष्ट भगवान् दूर करशे एम महाभागाः पदथी सूचित थाय छे; अने आ प्रमाणे कहेवानुं प्रयोजन ए के श्रोता परीक्षितने आ बाबतमां संदेह न थाय. नन्द अने सुनन्दक जेमां अग्रणी छे एवा गोपो. अथवा तो नन्द ए मुख्य नामथी सर्वनुं वर्णन करवामां आव्युं छे. सुनन्दक छे मुख्य जेमां एवा गोपो; आ प्रमाणे बधाय गोपो नन्दना जेवा छे. (आ अर्थ करती वखते नन्दाद्य ते सुनन्दकादयश्च ए प्रमाणे विग्रह करवो.) भगवानना संबंधथी अति आनन्दवाळो गोप सुनन्दक कहेवाय छे. उपनन्द बीजो छे, अथवा तो धर्मप्राधान्यथी नन्दनुं ज वर्णन करवामां आव्युं छे. (आ प्रमाणे अर्थ करवामां आवे त्यारे नन्दश्चासौ सुनन्दकश्च, तदादयः ए प्रमाणे विग्रह करवो.) ४

आ प्रमाणे सर्व रीते धर्मसंपत्तिवाळा पुरुषोनो भगवद्भाव ज्यारे तिरोहित थई गयो त्यारे तेमनो निरोध करवो जोईए तेटला माटे भगवाने, जे प्रमाणे शकटभंजन लीला करी ते प्रमाणे, अजगर पासे नन्दने गळावी दीधा एम शुकदेवजी कश्चित् ए श्लोकमां कहे छे.

खडु भूख्यो कोई एक मोटो अजगर दैवगतिथी ते वनमां आवी
चड्यो अने सुतेला नन्दने गळी गयो. ५

मोटो सर्प एटले अजगर. ते भूख्यो ज रहे छे. कोईक वखत ज तेने अन्न मळे छे. दैवगतिथी ते जंगलमां आहार न मळवाथी ते अजगर घणो भूख्यो थई गयो. अकस्मात् रीते तेने नन्द मळी

च्छयैव नन्दसमीपमागतः । नन्दोऽपि दैवगत्या निद्राणो जातः । वस्तुतस्तु जाग्रता स्थातव्यम् । अतः शयानं नन्दं मुख्यमेव । उरगः आगमने ज्ञातुमशक्यः । अग्रसीत् जग्रास ॥ ५ ॥

ततो यज्जातं तदाह स चुक्रोशेति ।

**स चुक्रोशाहिना ग्रस्तः कृष्ण कृष्ण महानयम् ।**
**सर्पो मां ग्रसते तात प्रपन्नं परिमोचय ॥ ६ ॥**

कण्ठादधोभागेऽहिना ग्रस्तः । पूर्वं केवलं चुक्रोश । पश्चान्माहात्म्यं स्मृत्वा 'कृष्ण कृष्णे'-त्यादरेण भयाद्वा सम्बोधनं कृत्वा, स्वानिष्टं निवेदयति महानयं सर्पो मां ग्रसते इति । तातेतिसम्बोधनं स्नेहाद्वैक्लव्यात् । परिमोचने हेतुं वदन्नेव प्रार्थयते प्रपन्नं परिमोचयेति ॥ ६ ॥

ततो भगवन्मोचनात् पूर्वमेव अन्ये गोपालाः प्रतिक्रियार्थमुद्यता जाता इत्याह तस्य चेति ।

**तस्य चाक्रन्दितं श्रुत्वा गोपालाः सहसोत्थिताः ।**
**ग्रस्तं च दृष्ट्वा विभ्रान्ताः सर्पं विव्यधुरुल्मुकैः ॥ ७ ॥**

नन्दस्य विज्ञतां बोधयितुमन्येषामविज्ञतां च प्रार्थनाप्रतिक्रिययोर्निरूपणम् । तस्य नन्दस्य आक्रन्दितं श्रुत्वा । सहसैव विचारमकृत्वैव भगवन्तमपृष्ट्वैव स्वयमेवोत्थिताः । नन्दं च ग्रस्तं दृष्ट्वा विशेषेण भ्रान्ताः सन्तः शीतार्थं ज्वालितैरुल्मुकैः सर्पं विव्यधुः । अनेनोपायेन नन्दोऽपि म्रियेत, तथाप्यज्ञानाद्भगवति विद्यमाने यात्रावदिदमपि कृतवन्तः ॥ ७ ॥

---

ગયા. અકસ્માતથી જ તે અજગર નન્દની પાસે આવ્યો. નન્દ પણ દૈવગતિથી ઉંઘતા હતા. વાસ્તવિક રીતે તો તીર્થમાં રાત્રીએ જાગતા રહેવું જોઈએ. તેથી સૂતેલા નન્દને, મુખ્ય ગોપને જ, તે ઉરગ—આવે તે વખતે ખબર ન પડે એવો અજગર—ગળી ગયો. ૫

પછીથી જે થયું તેનું વર્ણન શુકદેવજી **સ ચુક્રોશ** એ શ્લોકમાં કરે છે.

અજગરથી ગળાએલા નન્દે બૂમ પાડીઃ હે કૃષ્ણ! હે કૃષ્ણ! આ મોટો સર્પ મને ગળી જાય છે. હે તાત! હું તમારે શરણે આવેલો છું તે મને છોડાવો. ૬

અજગરે ગળાની નીચેથી નન્દને પકડ્યા હતા. પહેલાં નન્દે ફક્ત આક્રન્દ કર્યો. પછીથી ભગવાનના માહાત્મ્યનું સ્મરણ થતાં 'કૃષ્ણ, કૃષ્ણ' એ પ્રમાણે આદરથી અથવા ભયથી ભગવાનને સબોધીને નન્દે પોતાનું દુઃખ વર્ણવ્યું કે આ મોટો સર્પ મને ગળી જાય છે. **તાત** એમ જે સંબોધન કરવામાં આવેલું છે તે સ્નેહથી વિક્લવતાને લીધે છે. પોતાને મુક્ત કરવાનું કારણ કહેતાં નન્દ પ્રાર્થના કરે છે કે **પ્રપન્નં પરિમોચય**, શરણે આવેલાને મુક્ત કરો. ૬

પછી ભગવાન્ નન્દને છોડાવે તે પહેલાં જ બીજા ગોપાલો નન્દને છોડાવવાનો ઉપાય કરવા મંડી પડ્યા એમ શુકદેવજી **તસ્ય ચ** એ શ્લોકમાં વર્ણન કરે છે.

નન્દનું આક્રન્દ શ્રવણ કરીને ગોપાલો એકદમ ઉઠ્યા, નન્દને ગળાએલા જોઈ ને ગભરાયા અને બળતા લાકડાથી સર્પને મારવા લાગ્યા. ૭

નન્દ ભગવાનનું માહાત્મ્ય જાણે છે અને બીજા ગોપાલો તે જાણતા નથી એ બતાવવાને માટે છઠ્ઠા શ્લોકમાં નન્દની પ્રાર્થનાનું વર્ણન કરવામાં આવ્યું અને આ સાતમા શ્લોકમાં બીજા ગોપાલોએ નન્દને છોડાવવાના જે ઉપાયો કર્યા તેનું વર્ણન કરવામાં આવ્યું છે. તેનું—નન્દનું—આક્રન્દ સાંભળીને એકદમ જ, વિચાર કર્યા વિના જ, ભગવાનને પૂછ્યા વિના જ, પોતે જ ઉઠ્યા. નન્દને ગળાએલા જોઈ ને તેઓ બહુ ગભરાયા, અને ઠંડી દૂર કરવાને માટે સળગાવેલાં લાકડાથી સર્પને તેમણે માર્યો. આ ઉપાયથી નન્દ પણ મરી જાય, છતાં પણ અજ્ઞાનથી ભગવાન્ હાજર હતા છતાં જેમ ગોપાલોએ યાત્રા કરી તેમ, આ પણ કર્યું ૭

तथाप्यनुपायत्वान्न फलितमित्याह अलातैरिति ।

अलातैर्दह्यमानोऽपि नामुञ्चत्तमुरङ्गमः ।
तमस्पृशत् पदाभ्येत्य भगवान् सात्वतां पतिः ॥ ८ ॥

स हि भक्षयितुमेव जानाति, न त्यक्तुम्, अतो नामुञ्चत् । ततो यदुचितं तमुपायं भगवान् कृतवानित्याह तमस्पृशदिति । स्वयमभ्येत्य पदा तमस्पृशत् । तस्य हि कर्मक्षयः कर्तव्यः । स ज्ञानेन भक्त्या वा । ज्ञाने त्वधिकारिशरीरमपेक्ष्यते । भक्तिरप्यत्र प्रमेयबलेनैव । अतस्तस्य भक्तिसिद्ध्यर्थं भगवदीयशरीरप्राप्त्यर्थं पदा अस्पृशत् । स्वयमागतेति तस्यापि साधनापेक्षाभावाय । तस्य तथाकरणसामर्थ्यावश्यकत्वाय सात्वतां पतिरिति । वैष्णवानामयं पतिः । अतो वैष्णवहितार्थं तथा कृतवान् ॥ ८ ॥

ततो यज्जातं तदाह स वा इति ।

स वै भगवतः श्रीमत्पादस्पर्शहताशुभः ।
भेजे सर्पवपुर्हित्वा रूपं विद्याधरार्चितम् ॥ ९ ॥

(ગોપાલો બળતાં લાકડાથી અજગરને મારવા લાગ્યા) છતાં પણ તે બરાબર ઉપાય ન હોવાથી કાંઈ સિદ્ધ થયું નહિ એમ અલાતૈઃ એ શ્લોકમાં શુકદેવજી કહે છે.

બળતા લાકડાથી બળતો હતો છતાં પણ તે અજગરે નન્દને છોડ્યા નહિ. સાત્વતોના પતિ ભગવાને આવીને પોતાના ચરણથી તે અજગરનો સ્પર્શ કર્યો. ૮

અજગર, ખરેખર, ભક્ષણ કરવાનું જ જાણે છે, છોડવાનું નહિ, તેથી તેણે નન્દને છોડ્યા નહિ. તેથી જે ઉચિત હતો તે ઉપાય ભગવાને કર્યો એમ જણાવતાં શુકદેવજી કહે છે કે **તમસ્પૃશત્**. ભગવાને પોતે આવીને પોતાના ચરણથી તેનો સ્પર્શ કર્યો. તે અજગરના કર્મનો નાશ કરવાનો છે, અને તે જ્ઞાનથી અથવા ભક્તિથી થઈ શકે છે. જ્ઞાનમાં તો અધિકારવાળા શરીરની જરૂર હોય છે. ભક્તિ પણ અહીં પ્રમેયબલથી જ મળી શકે એમ છે. (તેથી જ ભગવાને અજગરનો ચરણથી સ્પર્શ કર્યો; આમ ન હોત તો ભગવાન અજગરને શ્રવણ વગેરે આપત એમ ભાવ છે.) તેથી તે અજગરની ભક્તિ સિદ્ધ કરવાને માટે ભગવદીય શરીર પ્રાપ્ત કરવાને માટે ભગવાને અજગરનો ચરણથી સ્પર્શ કર્યો. ભગવાન્ પોતે ત્યાં આવ્યા એમ કહેવાથી સિદ્ધ થાય છે કે અજગરને પણ સાધનની જરૂર ન હતી. (પ્રમેયને પણ પ્રપત્તિ વગેરે સાધનની અપેક્ષા હોતી નથી એમ કહેવામાં આવ્યું.) (ભગવાનના ચરણમાં ભગવદીય શરીર પ્રાપ્ત કરાવીને ભક્તિ સિદ્ધ કરવાનું સામર્થ્ય રહેલું છે એનું કારણ દર્શાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) ભગવાનના ચરણમાં આ પ્રકારે કરવાનું સામર્થ્ય આવશ્યક છે એ દર્શાવવાને માટે શુકદેવજી કહે છે કે **सात्वतां पतिः**. ભગવાન્ વૈષ્ણવોના પતિ છે, તેથી વૈષ્ણવના હિતને માટે તેમણે અજગરનો ચરણથી સ્પર્શ કર્યો. (ભગવાન્ વૈષ્ણવોના પતિ છે એટલે ઉત્તમ દેહ કરવાને માટે ભગવાનના ચરણમાં ઉત્તમ દેહ કરવાનું સામર્થ્ય આવશ્યક છે એમ તાત્પર્ય છે.) ૮

પછીથી જે થયું તેનું વર્ણન શુકદેવજી स वै એ શ્લોકમાં કરે છે.

ભગવાનના શોભાયુક્ત ચરણના સ્પર્શથી તે અજગરનાં સર્વ અશુભોનો નાશ થયો, અને સર્પશરીરનો ત્યાગ કરીને તેણે વિદ્યાધરોથી પૂજાએલું સ્વરૂપ ધારણ કર્યું. ૯

वै निश्चयेन स सर्पवपुर्हित्वा विद्याधररूपं भेजे । परं पूर्वस्मादिशिष्टम्, भगवदीयत्वात् ।
तदाह विद्याधरैरर्चितमिति । विद्याधराणां देवरूपो जातः । सर्वापकृष्टा सर्पयोनिः । सर्वोत्तमा
भगवदीया । एवं चरणप्रभावः । तस्य सर्वाधमस्य सर्वोत्तमत्वप्रापणे प्रमेयबलमेव हेतुरित्याह भग-
वत इति । देहमात्रे उपपत्तिरुक्ता । तस्य लोके सर्वोत्तमत्वाय चरणं विशिनष्टि श्रीमत्पादेति । तस्य
स्पर्शेन हतमशुभं यस्य । सर्ववपुःपरित्यागे पापनाशो हेतुः । गुणाधानेऽपि तत्स्पर्श एव हेतुः ।
यथायोग्यं पदार्थाभिनिवेशः कर्तव्यः । चरणरज एव सामग्रीसम्पादकम् ॥ ९ ॥

एवमुपकारमयुक्ते कृतवानितिशङ्कां वारयितुं तस्य भगवत्कृतोपकारज्ञानमप्यस्तीति ज्ञापयितुं भग-
वांस्तं पृच्छतीत्याह तमपृच्छदिति ।

तमपृच्छद् हृषीकेशः प्रणतं समवस्थितम् ।
दीप्यमानेन वपुषा पुरुषं हेममालिनम् ॥ १० ॥

यद्यपि स्वयं तस्यान्तःकरणं सर्वमेव जानाति । यतो हृषीकेशः । तथापि तत्र शास्त्रीयं सामर्थ्यं
स्थापयितुं परिभाषणपूर्वकं तस्यान्तःकरणं बोधयतीत्याह हृषीकेश इति । तथाकरणे हेतुः प्रणत-
मिति । तर्हि पूर्वं कथमन्यथा कृतवानित्याशङ्क्याह समवस्थितमिति । पूर्वं तु न सम्यगवस्थितः,
इदानीं तु नम्रभावेन स्थित इति । आन्तरमप्यस्य स्वरूपं समीचीनमिति ज्ञापयितुं बहिःकान्तिं वर्णयति

---

वै એટલે નિશ્ચયથી, નક્કી, તે અજગરે સર્પનું શરીર છોડીને વિદ્યાધરનું રૂપ ધારણ કર્યું. પણ આ
રૂપ પહેલાંના કરતાં વધારે સારૂં હતું, કારણ કે તે ભગવદીય હતું. આ વાત જણાવતાં શુકદેવજી કહે છે
કે विद्याधरैरर्चितम्. આ અજગર વિદ્યાધરોના દેવરૂપ થયો. સર્પયોનિ સર્વથી હલકી યોનિ છે, અને
ભગવદીય રૂપ સર્વથી ઉત્તમ છે. આ પ્રકારનો ભગવાનના ચરણનો પ્રભાવ છે. સર્વથી અધમ એવા
અજગરને સર્વોત્તમ બનાવવામાં પ્રમેયબળ જ કારણ છે એમ દર્શાવતાં શુકદેવજી કહે છે કે भगवतः.
દેહમાત્રમાં, બધાય પ્રકારના દેહોમાં, આ જ યુક્તિ હોય છે. લોકમાં તે સર્પ સર્વોત્તમ બને તેટલા
માટે શુકદેવજી ભગવાનના ચરણનું વિશેષણ આપતાં કહે છે કે श्रीमत्पाद. ભગવાનના શ્રીવાળા ચરણના
સ્પર્શથી જેનાં બધાં અશુભો, પાપો, નાશ પામ્યાં. સર્પના શરીરનો ત્યાગ કરવામાં પાપનો નાશ કારણ છે.
સર્પને વિદ્યાધરનું જે શ્રેષ્ઠ રૂપ પ્રાપ્ત થયું તેમાં પણ ભગવાનના ચરણનો સ્પર્શ જ કારણ છે. પદાર્થનો
અભિનિવેશ યથાયોગ્ય કરવો જોઈએ. ભગવાનના ચરણની રજ જ સામગ્રી સિદ્ધ કરે છે. ૯

આ પ્રમાણે ભગવાને અયોગ્ય પ્રાણી ઉપર ઉપકાર કર્યો એવી શંકા કોઈને ન થાય એટલા માટે
શુકદેવજી तमपृच्छत् એ શ્લોકમાં કહે છે કે ભગવાને કરેલા ઉપકારનું જ્ઞાન પણ તે પુરુષને છે એ
જણાવવાને માટે ભગવાન્ પૂછે છે.

તેજસ્વી શરીરવાળા, સુવર્ણની માળાવાળા, પ્રણામ કરતા, પાસે
ઉભેલા તે પુરુષને ભગવાને પૂછ્યું. ૧૦

જો કે ભગવાન્ પોતે તે પુરુષનું સર્વ જ અન્તઃકરણ જાણે છે, કારણ કે ભગવાન્ હૃષીકેશ છે,
છતાં પણ વચનદ્વારા તે પુરુષમાં શાસ્ત્રીય સામર્થ્ય સ્થાપવાને માટે પરિભાષણ કરીને તે પુરુષનું અન્તઃ-
કરણ ભગવાન્ જણાવે છે એમ દર્શાવતાં શુકદેવજી કહે છે કે हृषीकेशः. ભગવાને આ પ્રમાણે તે પુરુષને
પૂછ્યું તેનું કારણ એ કે તે પુરુષ प्रणत હતો, પ્રણામ કરતો હતો. તો પછી પહેલાં ભગવાને બીજે
પ્રકારે કેમ કર્યું, (પહેલાં ભગવાને તે સર્પને જ્ઞાન આપ્યા વિના સર્પદેહનો ત્યાગ કરાવવારૂપી મરણ જ
કેમ આપ્યું), આ પ્રમાણે શંકા થતાં શુકદેવજી કહે છે કે समवस्थितम्. પહેલાં આ સર્પ ભગવાનની
સામે બરોબર, નમ્રભાવે, ઉભો ન હતો, પરંતુ હમણાં તો તે નમ્રતાથી ભગવાનની સામે ઉભો છે.

**दीप्यमानेन वपुषेति** । यथा भगवदीयस्य तेजोवच्छरीरं भवति तथा **दीप्यमानेन वपुषा** उपलक्षितः । उत्कृष्टयोनावपि भगवदीयत्वेऽपि तरतमभावोऽस्तीति कदाचित्तिर्यगादिरूपं स्त्रीरूपं वा प्राप्नुयादितिशङ्कां वारयितुमाह **पुरुषमिति** । तत्रापि सर्वगुणपूर्णतां ज्ञापयितुमाह **हेममालिनमिति** । महानेवालङ्कृतो भवतीति ॥ १० ॥

प्रश्नमाह **को भवानिति** ।

**को भवान् परया लक्ष्म्या रोचतेऽद्भुतदर्शनः ।**
**कथं जुगुप्सितां योनिं वने वा प्रापितोऽवशः ॥ ११ ॥**

**क** इति जातिनाम्नोः प्रश्नः । स्वभावतोऽप्यमहतः सहसैव साधनेन न महत्त्वमापद्यत इति भगवानपि तं वर्णयति **परया लक्ष्म्या रोचते भवानिति** । किञ्च, देवादयः सर्व एव समागताः, बहुधा दृष्टाः, परं भवानद्भुतदर्शनः । अद्भुतं दर्शनं यस्येति । नैवंविधः कश्चित्तेजस्वी दृष्टपूर्व इत्यर्थः । इदं पूर्वपुण्यनिचयव्यतिरेकेण न भवति, तस्मिंश्च **जुगुप्सिता योनिरिति** । अवश्यं केनचित् प्रापित इति शाप एव किञ्चित्कारणं भविष्यतीति तथोच्यते । तत्रापि **वनं केन वा प्रापित** इति ॥ ११ ॥

अयं पूर्वमपि सर्प एव स्थितः । भगवत्कृपया विद्याधरत्वं प्राप्त इति । पुनः सर्प एवायं जातः । अतः **सर्प उवाचेति** । स्वस्य पूर्ववृत्तान्तमाह **अहमिति** श्लोकद्वयेन ।

---

આ પુરુષનું અંદરનું સ્વરૂપ પણ સારૂં છે એ જણાવવાને માટે **दीप्यमानेन वपुषा** એ શબ્દોમાં શુકદેવજી તેની બહારની શોભાનું વર્ણન કરે છે. જેવી રીતે ભગવદીયનું શરીર તેજની માફક પ્રકાશક હોય છે તેવી રીતે આ પુરુષ તેજસ્વી શરીરવાળો હતો. ઉત્તમ યોનિમાં પણ ભગવદીયત્વ હોય તો પણ તેમાં ન્યૂનાધિક પ્રમાણુ હોય છે, તેથી કદાચિત્ આ સર્પ પક્ષી વગેરેનું રૂપ અથવા સ્ત્રીનું રૂપ ધારણ કરે; આ પ્રકારની શંકા દૂર કરવાને માટે શુકદેવજી કહે છે કે **पुरुषम्**. તેમાં પણ આ પુરુષ સર્વગુણથી પૂર્ણ છે એમ જણાવવા માટે શુકદેવજી કહે છે કે **हेममालिनम्**; અર્થાત્ મહાન્ પુરુષ જ અલંકૃત થએલો હોય છે. ૧૦

ભગવાન્ તે પુરુષને પ્રશ્ન પૂછે છે કે **को भवान्**.

તું કોણ છે ? ઉત્તમ કાન્તિથી તું શોભે છે; તારૂં દર્શન અદ્ભુત છે.
કોને લીધે પરવશ થઈને આ નિન્દિત યોનિ પ્રાપ્ત થઈ, અને વનમાં
તને કોણ લાવ્યું ? ૧૧.

**कः** એટલે કોણુ ? અર્થાત્ તેની જાતિ અને નામ વિષે પ્રશ્ન કરવામાં આવ્યો. જે સ્વભાવથી જ મહાન્ નથી તેને એકદમ જ સાધન કરવાથી મહત્ત્વ, શ્રેષ્ઠત્વ, પ્રાપ્ત થતું નથી; તેથી ભગવાન્ પણ તે પુરુષનું વર્ણન કરતાં કહે છે કે **परया लक्ष्म्या रोचते भवान्**, તું ઉત્તમ કાન્તિથી શોભે છે. વળી, દેવો વગેરે બધા ય આવેલા છે, તેમનાં દર્શન પણ ઘણી વાર થએલાં છે, પણ તારૂં દર્શન તો અદ્ભુત છે. અદ્ભુત છે દર્શન જેનું તે **अद्भुतदर्शनः** કહેવાય છે. અર્થાત્ તારા જેવો બીજો કોઈ તેજસ્વી પુરુષ અત્યાર સુધીમાં જોવામાં આવ્યો નથી. આવું અદ્ભુત દર્શન પૂર્વ પુણ્યના સમૂહ વિના હોઈ શકે નહિ ! અને જો પૂર્વ પુણ્યનો સમૂહ હોય તો પછી આવી નિન્દિત યોનિ કેવી રીતે પ્રાપ્ત થઈ ? અવશ્ય, કોઈએ આ યોનિ તને પ્રાપ્ત કરાવી હશે, એટલે શાપ જ તેનું કારણુ હશે, તેથી ભગવાન્ તે પ્રમાણે—**प्रापितः** કોણે પ્રાપ્ત કરાવી, એ પ્રમાણે—કહે છે. તેમાં પણ વનમાં તને કોણુ લાવ્યું ? ૧૧

આ પુરુષ પહેલાં પણ સર્પ જ હતો; ભગવત્કૃપાથી તેણે વિદ્યાધરનું સ્વરૂપ પ્રાપ્ત કર્યું, અને ફરીથી પાછો તે સર્પ જ થઈ ગયો. તેથી **सर्प उवाच** એ પ્રમાણે શુકદેવજી કહે છે. આ સર્પ **अहम्** ઇત્યાદિ બે શ્લોકોમાં પોતાનું પૂર્વ વૃત્તાન્ત કહે છે.

---

१ [illegible] । 'साधनेन महत्त्वम्' [illegible] ।

सर्प उवाच—अहं विद्याधरः कश्चित् सुदर्शन इति श्रुतः।
श्रिया स्वरूपसम्पत्त्या विमानेनाचरन् दिशः॥ १२॥
ऋषीन् विरूपानाङ्गिरसः प्राहसं रूपदर्पितः।
तैरिमां प्रापितो योनिं प्रलब्धैः स्वेन पाप्मना॥ १३॥

विद्याधरा देवविशेषाः। कश्चिदितिअप्रसिद्धः। सुदर्शन इति विश्रुतः प्रसिद्धः। अनेनैव वैष्णवनाम्ना अग्रे भगवत्कृपा जातेति ज्ञापयितुं विश्रुतत्वकथनम्। तस्य देहकान्तिः धनमद्भुतसामर्थ्यं चेति पूर्वमपि गुणत्रयं स्थितमित्याह श्रिया स्वरूपसम्पत्त्या विमानेनेति। दिशः दश आ समन्ताचरन्। सर्वत्राप्यप्रतिहतगतिः। एवं स्वरूपमुक्त्वा अपराधफले निरूपयति ऋषीनिति। अङ्गिरसगोत्रे उत्पन्ना ऋषयः अष्टावक्रवद् विरूपाः स्थिताः। स्वयं तु रूपेण दर्पितः प्राहसम्। यथा बालः प्राकृतो हसति। पश्चात् तच्छापेन इमां सर्पयोनिं प्राप्तः। सर्पयोनिप्राप्तौ विशेषहेतुमाह प्रलब्धैरिति। प्रलब्धा वक्रोक्त्या वञ्चिताः उद्वेजिताः। स्वरूपतो निष्कारणमुद्वेजकः सर्प एव भवति। अत इमां योनिं प्राप्त इति। नन्वल्पेऽपराधे कथं महान् दण्डस्तैः कृत इत्याशङ्क्याह स्वेन पाप्मनेति। पूर्वं हि ब्रह्मवृत्तिरपहृता। अतस्तेन भाव्यमेव ऋषिभिः केवलं प्रकटितमित्यर्थः॥ १२॥ १३॥

एवमपराधशापौ निरूप्य तस्य वैष्णवत्वसिद्ध्यर्थं निर्मत्सरतामाह शापो म इति।

---

સર્પ કહે છેઃ—

હું સુદર્શન નામથી પ્રસિદ્ધ થએલો એક વિદ્યાધર હતો; લક્ષ્મી અને સ્વરૂપની સમ્પત્તિથી જ્યારે હું વિમાનમાં બેસીને દિશાઓમાં ફરતો હતો, ત્યારે સ્વરૂપના ગર્વથી મેં અંગિરસ ગોત્રના બેડોળ ઋષિઓની હાંસી કરી. ઉદ્વેગ પામેલા તે ઋષિઓએ મને મારા પાપને લીધે આ યોનિ પ્રાપ્ત કરાવી. ૧૨-૧૩

વિદ્યાધરો એક જાતના દેવો છે. कश्चित् એટલે કોઈ એક, અપ્રસિદ્ધ. 'સુદર્શન' નામથી તે પ્રસિદ્ધ હતો. 'સુદર્શન' એ વૈષ્ણવ નામથી જ આગળ તેના ઉપર ભગવત્કૃપા થઈ એ જણાવવાને માટે શ્લોકમાં विश्रुतः એ પ્રમાણે કહેવામાં આવેલું છે. તેની પાસે દેહની કાન્તિ, ધન અને અદ્ભુત સામર્થ્ય એ ત્રણ ગુણો પહેલેથી જ હતા એમ જણાવવાને માટે શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે श्रिया स्वरूपसम्पत्त्या विमानेन, તે દસ દિશાઓમાં ચારે બાજુએ ફરતો હતો, અર્થાત્ બધે ય સ્થળે તેની ગતિને કોઈ અટકાવનાર ન હતું. આ પ્રમાણે તે સર્પ પોતાના સ્વરૂપનું વર્ણન કરીને હવે પોતે કરેલો અપરાધ અને તે અપરાધનું ફળ એ બેનું વર્ણન કરતાં કહે છે કે ऋषीन्. અંગિરસ ગોત્રમાં ઉત્પન્ન થએલા ઋષિઓ અષ્ટાવક્રની માફક બેડોળ હતા. સર્પ પોતે તો પોતાના રૂપથી ગર્વ પામતો હતો અને તેથી તેણે, જેમ પ્રાકૃત બાલક હાંસી કરે તે પ્રમાણે, તે ઋષિઓની હાંસી કરી. પછીથી તે ઋષિઓના શાપથી આ સર્પયોનિ મને પ્રાપ્ત થઈ. સર્પયોનિ પ્રાપ્ત કરવામાં વિશેષ હેતુ દર્શાવતાં તે સર્પ કહે છે કે प्रलब्धैः- પ્રલબ્ધ એટલે સર્પની વક્રોક્તિથી વંચિત થએલા, ઉદ્વિગ્ન થએલા. કોઈ પણ કારણ વિના, સ્વરૂપથી ઉદ્વેગ કરનાર સર્પ જ હોય છે; તેથી આ વિદ્યાધરે સર્પની યોનિ પ્રાપ્ત કરી. અરે! અપરાધ અલ્પ હતો છતાં પણ તે ઋષિઓએ તે વિદ્યાધરને આટલી મોટી શિક્ષા શા માટે કરી? આ શંકાનું નિવારણ કરતાં સર્પ કહે છે કે स्वेन पाप्मना. પહેલાં જ તેણે બ્રહ્મવૃત્તિ લઈ લીધી હતી; તેથી જે થવાનું હતું જ તેને જ ઋષિઓએ શાપ આપીને ફક્ત પ્રકટ કર્યું છે એમ તાત્પર્ય છે. ૧૨-૧૩

આ પ્રમાણે તે સર્પ પોતાનો અપરાધ અને ઋષિઓએ આપેલો શાપ એ બેનું વર્ણન કરીને પોતે વૈષ્ણવ અને તેટલા સારુ પોતાની દીનતા દર્શાવતાં કહે છે કે शापो मे.

शापो मेऽनुग्रहायैव कृतस्तैः करुणात्मभिः ।
यदहं लोकगुरुणा पदा स्पृष्टो हताशुभः ॥ १४ ॥

पूर्वं विद्याधरत्वेन कदापि मुक्तिः स्यात्, अतोऽयं शापोऽनुग्रहार्थं एव । यद्यपि लोकेऽनिष्टरूपः, तथापि मेऽनुग्रहार्थं एव जातः । यतस्ते करुणावन्तः । न हि करुणावतां शापोऽन्यथा भवति । तत्रापि प्रसिद्धानाम् । तदाह तैः करुणात्मभिरिति । तस्यानुग्रहरूपत्वमाह यदहं लोकगुरुणेति । ननु शापः पूर्वसिद्धः, स दोषात्मक एव, तेन कथमिष्टसिद्धिः, तत्राह कृत इति । अयं शापः तैरेवापूर्वं कृतः । भगवद्दर्शनं ऋषीणामनुग्रहाद् भवति, तदत्र शापादेव जातमिति तस्यानुग्रहत्वम् । किञ्च, लोकगुरुणा त्रैलोक्यस्यैव ज्ञानोपदेशकर्त्रा पादेन स्पृष्ट इति । गुरुसेवया हि ज्ञानं सिध्यति । सा सेवा तदा पुष्टा भवतीति निश्चीयते, यदि स्वयं पदा स्पृशति गुरुः । अतिविश्वस्तं प्रीतिमन्तमेव स्वयं पदा स्पृशति । तेनैवापराधः पूर्वपापमपि गतमित्याह हताशुभ इति । हतमशुभं यस्य ॥ १४ ॥

एवं भगवच्चरणस्पर्शाभिनन्दनं कृत्वा तेनैव जातं फलं प्रार्थनामिषेण कीर्तयति तं त्वाहमिति सार्धस्त्रिभिः ।

तं त्वाहं भवभीतानां प्रपन्नानां भयापहम् ।
आपृच्छे शापनिर्मुक्तः पादस्पर्शादमीवहन् ॥ १५ ॥

---

તે દયાળુ ઋષિઓએ મારા ઉપર કૃપા કરવાને માટે જ મને શાપ આપ્યો, કારણ કે જગતના ગુરુ ભગવાને પોતાના ચરણથી સ્પર્શ કર્યો અને મારાં પાપનો નાશ થયો. ૧૪

પહેલાં વિદ્યાધર હોવાથી ક્યારે પણ મુક્તિ થાત, તેથી આ શાપ મારા ઉપર કૃપા કરવાને માટે જ છે. જો કે જગતમાં આ શાપ અનિષ્ટરૂપ છે, છતાં પણ તેણે તો મારા ઉપર અનુગ્રહ જ કર્યો છે, કારણ કે તે ઋષિઓ દયાળુ છે. ખરેખર, દયાળુ લોકોનો શાપ અનિષ્ટ ફળ આપતો નથી. તેમાં પણ આ શાપ પ્રસિદ્ધ ઋષિઓનો છે. આ વાત જણાવતાં સર્પ કહે છે કે तैः करुणात्मभिः. આ શાપ અનુગ્રહરૂપ છે એ દર્શાવતાં સર્પ કહે છે કે यदहं लोकगुरुणा. અરે! તો પછી તેનાથી ઇષ્ટસિદ્ધિ કેવી રીતે થઈ? આ શંકાનું સમાધાન કરતાં સર્પ કહે છે કે कृतः. આ શાપ તે ઋષિઓએ જ અપૂર્વ રીતે જ આપેલો છે. (ભગવાનનું દર્શન સિદ્ધ કરનાર આ શાપ છે. આવો શાપ પહેલાં ન હતો પણ ઋષિઓએ જ અપૂર્વ પ્રકારે, પહેલી જ વાર, આવો શાપ આપ્યો એમ તાત્પર્ય છે.) ભગવાનનાં દર્શન ઋષિઓની કૃપાથી થાય છે; તે ભગવદ્દર્શન અહીં શાપથી જ થાય છે, એટલે શાપ અનુગ્રહરૂપ છે. વળી, લોકના ગુરુએ, ત્રણે ય લોકને જ્ઞાનનો ઉપદેશ કરનાર ભગવાને, પોતાના ચરણથી મારો સ્પર્શ કર્યો. ગુરુની સેવાથી જ, ખરેખર, જ્ઞાન સિદ્ધ થાય છે. જ્યારે ગુરુ પોતે ચરણથી સેવકનો સ્પર્શ કરે ત્યારે એમ નિશ્ચય થાય કે ગુરુની સેવા બરોબર થઈ છે. ગુરુ પોતે પોતાના ચરણ વડે અતિવિશ્વાસુ અને પ્રીતિવાળા સેવકનો જ સ્પર્શ કરે છે. ભગવાનના ચરણના સ્પર્શથી જ અપરાધ અને પૂર્વનું પાપ પણ નાશ પામ્યાં એ જણાવતાં સર્પ કહે છે કે हताशुभः, નાશ પામ્યું છે અશુભ જેનું એવો. ૧૪

આ પ્રમાણે ભગવાનના ચરણથી પોતાના શરીરનો જે સ્પર્શ થયો તેને વધાવી લઈને, તે ચરણસ્પર્શથી જ જે ફલ થયું તેનું तं त्वाहम् ઇત્યાદિ સાડા ત્રણ શ્લોકોમાં પ્રાર્થના દ્વારા સર્પ વર્ણન કરે છે.

હે પાપનો નાશ કરનાર! આપના ચરણના સ્પર્શથી હું શાપથી મુક્ત થયો છું; અને, સંસારથી ભય પામેલા અને આપને શરણે આવેલાઓના ભયને દૂર કરનાર એવા આપની સાથે હું બોલું છું. ૧૫

आदौ फलानुज्ञां प्रार्थयति । तं सर्वफलदातारम् । तुशब्देन कर्मणापि फलमित्यादिपक्षं व्यावर्तयति तं त्विति । त्वा त्वां वा । पूर्वार्थे आद्यध्ये । आ समन्ताद् भवभीतानामिति । ये केचन दुर्लङ्घ्यादपि संसाराद् भीताः, तेषामपि भवान् भयं दूरीकरोति प्रपत्तिमात्रेणैव । भगवत्सेवार्थं हि संसारे उत्पाद्यन्ते, ते सर्वे संसारगतमायया विपरीता एव भवन्ति, तथापि 'कृष्ण तवास्मी' त्युक्तः सर्वमेव भयं दूरीकरोति । अतोऽस्माकमपि । वयं सापराधाः, नन्दस्य ग्रासं कृतवन्तः । किं करिष्यतीतिशङ्का निवर्तिता । अत आपृच्छे आ समन्तात् पृच्छामि सम्भाषणं करोमि । मध्ये समागतोऽप्युपद्रवो नष्ट इति आगन्तुकोऽपि दोषो नास्ति, तदाह शापनिर्मुक्त इति । पादस्पर्शादित्युभयत्र हेतुः । तथापि सहजपापस्य विद्यमानत्वात् कथं सम्भाषणयोग्यतेत्याशङ्क्याह अमीवहन्निति । अमीवं पापं हन्तीति ॥ १५ ॥

प्रपन्नोऽस्मि महायोगिन् महापुरुष सत्पते ।
अनुजानीहि मां देव सर्वलोकेश्वरेश्वर ॥ १६ ॥

तथाप्यन्यप्रेरणया दण्डं मा कुर्यादिति भीतः सन्, शीघ्रं गमनं प्रार्थयन्, पुनर्विज्ञापयति प्रपन्नोऽस्मीति । पुनः शरणागतः । शरणागतस्य सर्वे अपराधा निवृत्ता भवन्तीति । महायोगिन्निति

---

શરૂઆતમાં ફલરૂપ ભગવાનની રજા લેવાને માટે સર્પ પ્રાર્થના કરે છે. तम् એટલે તે, સર્વ ફલનું દાન કરનાર. तं तु એમાં तु શબ્દવડે 'કર્મથી પણ ફલ મળે છે' એ પક્ષનું સર્પ ખંડન કરે છે. અથવા તો શ્લોકમાં तं त्वा એ પ્રમાણે વાંચવું. त्वा એટલે આપ. પહેલા અર્થમાં (तं तु એ પ્રમાણે અન્વય કરીએ ત્યારે) तु અને अहम् એ બે પદની વચમાં आ લેવો, અને તેનો સંબંધ भयभीतानाम् એ પદ સાથે કરવો; અર્થાત્ आ એટલે ચારે બાજુથી સંસારથી ભય પામેલાઓના (ભયને આપ દૂર કરનારા છો.) તરવાને માટે કઠિન એવા સંસારથી પણ જે કોઈ ભય પામેલા છે તેમનો પણ ભય, આપને શરણે આવવાથી જ, આપ દૂર કરો છો. ભગવત્સેવાને માટે, ખરેખર, તેમને સંસારમાં જન્મ આપવામાં આવે છે. તે બધા સંસારની માયાથી વિપરીત જ થઈ જાય છે, (અર્થાત્ ભગવાનની સેવા કરતા નથી.) છતાં પણ, 'હે કૃષ્ણ ! હું આપનો છું' એ મન્ત્ર વડે જ્યારે કૃષ્ણ પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે છે ત્યારે ભગવાન્ કૃષ્ણ બધા ય ભય દૂર કરે છે. તેથી અમારો પણ ભય આપ દૂર કરો. અમે અપરાધ કરેલો છે; નન્દરાયજીને અમે ગળી ગયા. ભગવાન્ શું કરશે તે શંકા પણ ભગવાનના ચરણના જ સ્પર્શથી જતી રહી. તેથી હું આપની સાથે સર્વ રીતે સંભાષણ કરું છું. વચમાં આવેલો ઉપદ્રવ પણ નાશ પામ્યો. તેથી આગન્તુક દોષ પણ નથી રહ્યો એમ જણાવવાને માટે સર્પ કહે છે કે शापनिर्मुक्तः. શ્લોકમાં पादस्पर्शात् એ જે પદ છે તે બન્ને બાબતોમાં—શાપમાંથી મુક્ત થવામાં અને પાપથી મુક્ત થવામાં—કારણ છે. છતાં પણ તે પુરુષનું સ્વાભાવિક પાપ અસ્તિત્વમાં હોવાથી ભગવાનની સાથે સંભાષણ કરવાની તેની યોગ્યતા કેવી રીતે હોઈ શકે ? આ શંકાનું સમાધાન કરતાં સર્પ કહે છે કે अमीवहन्. अमीव એટલે પાપ; અમીવને—પાપને—જે હણે તે अमीवहन् કહેવાય. ૧૫

હે મહાયોગિન્, હે મહાપુરુષ, હે સત્પતે, હું આપને શરણે આવેલો
છું. હે દેવ ! હે સર્વલોકના ઈશ્વરોના ઈશ્વર ! મને આપનો સેવક જાણો. ૧૬

છતાં પણ બીજાની પ્રેરણાથી ભગવાન્ મને શિક્ષા ન કરે, એ કારણથી સર્પને બીક લાગી, અને જલદીથી જવાની રજા આપવાની ભગવાનને પ્રાર્થના કરતાં તે સર્પ ફરીથી પ્રાર્થના કરે છે કે प्रपन्नोऽस्मि, હું ફરીથી આપને શરણે આવેલો છું. ભગવાનને શરણે આવેલા પ્રાણીઓના બધા અપરાધો નાશ પામે છે. સર્પ ભગવાનને મહાયોગિન્ તરીકે જે સંબોધે છે તેનું તાત્પર્ય એ છે કે નન્દરાયજી વગેરે આ બધા માણસો આપના પિતા વગેરે સંબંધીઓ નથી, પણ આપ યોગના મહાન્ પ્રભાવને લીધે પુત્ર વગેરેનું

तंव नैवे पित्रादयः, किन्त्वतियोगेन तथा विडम्बयसीति । केऽपि त्वां न जानन्तीति ज्ञापयितुं महायोगिन्नित्युक्तम् । किञ्च, अल्प एव क्षुद्रस्यापराधं मन्यते । त्वं तु महापुरुषः । किञ्च, सतां पतिः । सन्तो हि तितिक्षवः । तेषां पतिः सुतराम् । अतः सर्वप्रकारेण मदपराधसहनं युक्तमितिभावः । अत एव मामनुजानीहि । सेवकत्वेन जानीहि । देवेतिसम्बोधनाद्देवयोनिविद्याधरपक्षपातो युक्तो, न तु मानुषपक्षपात इति । ननु मदनुज्ञापितोऽपि कथं यमादिभिर्न पीडितो भविष्यसि, कालादयो हि मद्भक्तापराधे दण्डं करिष्यन्त्येवेति चेत्, तत्राह । सर्वलोकानां ये ईश्वराः तेषामपि त्वमीश्वर इति । अतस्त्वत्कृपायां जातायां न कापि चिन्ता भविष्यतीतिभावः ॥ १६ ॥

**ब्रह्मदण्डाद्विमुक्तोऽहं सद्यस्तेऽच्युत दर्शनात् ।**
**यन्नाम गृह्णन्नखिलान् श्रोतॄनात्मानमेव च ॥ १७ ॥**
**सद्यः पुनाति किं भूयस्तस्य स्पृष्टः पदा हि ते ।**

नन्वहमुदासीनः सर्वत्र, 'न मे द्वेष्योऽस्ति न प्रियः' इति, अतो निषिद्धाचरणे कालादयो बाधका एवेति चेत्, तत्राह ब्रह्मदण्डादिति । भवद्दर्शनादेव ब्रह्मदण्डाद्विमोक्षः प्रत्यक्षसिद्धः । यद्यपि त्वमुदासीनः, तथापि त्वद्धर्मा नोदासीनाः । अन्यथा ते दर्शनादेव ब्रह्मदण्डाद्विमोक्षो न स्यात् । तत्रापि सद्यः । तत्रापि दर्शनादेव । अच्युतेतिसम्बोधनात्र भगवद्धर्माणां कादाचित्कत्वम् । तेन ये निवर्तिताः ते निवर्तिता एव । ननु यावदुपयोगमेव निवर्तताम्, कथं सर्वानिष्टनिवृत्तिरिति चेत्, तत्राह

---

અનુસરણ કરો છો. (સર્પ હીનાધિકારી હોવાથી આ પ્રમાણે કહે છે.) કોઈ પણ માણસ આપને જાણતું નથી એ જણાવવાને માટે ભગવાનને મહાયોગી કહેવામાં આવ્યા છે. વળી, નાનો માણસ જ નાનાનો અપરાધ ગણે છે, પરંતુ આપ તો મહાપુરુષ છો. વળી, આપ સત્પુરુષોના પતિ છો. સત્પુરુષો, ખરેખર, સહનશીલ હોય છે; તેમના પતિ તો વધારે સહનશીલ હોય છે. તેથી આપે મારો અપરાધ જે સહન કર્યો તે સર્વ પ્રકારે યોગ્ય છે એમ ભાવ છે. તેથી જ મને આપ આજ્ઞા આપો, મને આપના સેવક તરીકે સ્વીકારો. સર્પ ભગવાનને દેવ એ પ્રમાણે જે સંબોધે છે તેનું તાત્પર્ય એ છે કે દેવયોનિમાં ઉત્પન્ન થએલા વિદ્યાધરનો ભગવાને જે પક્ષપાત કર્યો અને મનુષ્યયોનિનો જે પક્ષપાત ન કર્યો તે યોગ્ય છે. અરે! હું તને રજા આપું છતાં પણ યમ વગેરે તને કેમ હેરાન નહિ કરે, કારણ કે કાલ વગેરે તો મારા ભક્તને વિષે અપરાધ કરવામાં આવે તો તે અપરાધીઓને અવશ્ય શિક્ષા કરશે જ. આ પ્રમાણે જો ભગવાન્ કહે તો તેના ઉત્તરમાં સર્પ કહે છે કે સર્વ લોકોના જે ઈશ્વરો છે તેમના પણ આપ ઈશ્વર છો. તેથી આપની કૃપા થતાં કોઈ પણ જાતની ચિન્તા રહેશે નહિ એમ તાત્પર્ય છે. ૧૬

હે અચ્યુત! આપના દર્શનથી બ્રાહ્મણોના શાપમાંથી હું મુક્ત થયો છું. જેમનું નામ લેનાર પુરુષ, નામ લેતાં જ તરત, શ્રોતાઓને અને પોતાને પણ પવિત્ર કરે છે, તો પછી વારંવાર નામ લેનાર પવિત્ર થાય તેમાં શું આશ્ચર્ય? એવા આપના ચરણનો સ્પર્શ મને થયો છે. ૧૭ કે

અરે! હું તો સર્વત્ર ઉદાસીન છું, કારણ કે શ્રુતિ કહે છે કે 'મારો કોઈ શત્રુ નથી, તેમ જ કોઈ પ્રિય નથી;' તેથી નિષિદ્ધ આચરણ કરવાથી કાલ વગેરે બાધ કરનારા જ છે. આ પ્રમાણે જો ભગવાન્ કહે તો તેના ઉત્તરમાં સર્પ કહે છે કે ब्रह्मदण्डात्, આપના દર્શનથી જ બ્રહ્મદણ્ડમાંથી મોક્ષ પ્રત્યક્ષ સિદ્ધ છે. જો કે આપ ઉદાસીન છો, છતાં પણ આપના ધર્મો ઉદાસીન નથી. આમ જો માનવામાં ન આવે તો આપના દર્શનથી જ બ્રહ્મદણ્ડમાંથી મોક્ષ થાય નહિ. તેમાં પણ તરત જ મોક્ષ થાય છે. તેમાં પણ આપના દર્શનથી જ તરત જ મોક્ષ થાય છે. સર્પે ભગવાનને અચ્યુત એ પ્રમાણે જે સંબોધન કરે છે તેનું તાત્પર્ય એ છે કે ભગવાનના ધર્મો કોઈક વાર કાર્ય કરે અને કોઈક વાર કાર્ય ન કરે એવા નથી.

यन्नामेति । मम सर्वपापनिवृत्तौ न सन्देहः । यस्य नामग्रहणमात्रेणैव श्रोतृनात्मानं च निष्पापान् करोति । तत्रापि नाधिकारिविशेषः, किन्तु सर्वानेव । एवेयनेन आत्मशब्दः जीवपरो ज्ञायते । न केवलं दैहिका दोषा निवर्तन्ते, किन्त्वज्ञानप्रभृति सर्वमेव निवर्तते । चकारात् श्रोतृणामपि तथा समुच्चयार्थः । सद्यःशुद्धिरिति शुद्धिहेतूनां देशादीनां निरपेक्षतामाह । तत्रापि भूयो वारंवारमुच्चारयन् पुनातीति किं वक्तव्यम् । यत्र नाम्न एवैतादृशं माहात्म्यं तस्य स्वरूपमाहात्म्यं किं वक्तव्यमित्याह तस्य पदा स्पृष्ट इति । पादस्पर्शः सुतरां दुर्लभः, तत्रापि भगवत्कर्तृकः, तत्रापि चरणकर्तृकः । यच्चरणे तादृशो रेणुः गङ्गादितीर्थानि अमृतरसः भक्ता इति सर्वसान्निध्याद् युक्तमेव सर्वदोषनिवर्तकत्वमिति ह्यर्थः । तत्रापि तस्य ते सर्वदोषनिवारणार्थमेवावतीर्णस्य ॥ १७ ॥

भगवतो वक्तव्याभावात् तूष्णीम्भावेऽप्यङ्गीकारस्य सिद्धत्वाद्भगवन्तमनुज्ञाप्य स्वयमेव गत इत्याह इत्यनुज्ञाप्येति ।

श्रीशुक उवाच—इत्यनुज्ञाप्य दाशार्हं परिक्रम्याभिवाद्य च ।
सुदर्शनो दिवं यातः कृच्छ्रान्नन्दश्च मोचितः ॥ १८ ॥

---

તેથી ભગવાનના ધર્મને લીધે જે નષ્ટ થયું તે નષ્ટ થયું જ. અરે! જેટલાની જરૂર હોય તેટલા પુરતું જ
અનિષ્ટ દૂર થાય, પણ સર્વ અનિષ્ટ કેવી રીતે દૂર થઈ શકશે? આ પ્રમાણે શંકા થતાં સર્પ કહે છે કે
યન્નામ. મારાં બધાં પાપો દૂર થઈ જવા વિષે મને સંદેહ નથી. જેમના નામનો ઉચ્ચાર કરવાથી જ
મનુષ્ય તે નામનું શ્રવણ કરનારાઓને અને પોતાના આત્માને પાપરહિત બનાવે છે. તેમાં પણ કોઈ પણ
જાતના અધિકારીની જરૂર રહેતી નથી, પણ સર્વને જ પવિત્ર કરે છે. શ્લોકમાં एव પદ છે તેથી જણાય
છે કે આત્માનો અર્થ જીવ કરવાનો છે. કેવલ દેહના જ દોષો દૂર થાય છે એમ નહિ, પરંતુ અજ્ઞાન વગેરે
બધુંય દૂર થાય છે. શ્લોકમાં જે च છે તે એમ દર્શાવે છે કે ભગવન્નામ શ્રોતાઓના આત્માને પણ પવિત્ર
કરે છે. (અર્થાત્ ભગવાનનું નામ લેનાર માણસ પોતાના આત્માને, શ્રોતાઓને અને શ્રોતાઓના જીવોને
પવિત્ર કરે છે. વક્તાના દેહની શુદ્ધિ તો થાય છે જ એ દર્શાવવાને માટે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે
'કેવલ દેહના દોષો જ દૂર થાય છે એમ નહિ, પરંતુ અજ્ઞાન વગેરે સર્વ જ દૂર થાય છે.') ભગવાનનું
નામ લેનારની શુદ્ધિ તરત જ થાય છે એમ કહેવાનું તાત્પર્ય એ કે દેશ, કાલ વગેરે શુદ્ધિ કરનારાં સાધ-
નોની અહીં જરૂર રહેતી નથી. તેમાં પણ ભગવાનનું નામ વારંવાર ઉચ્ચાર કરનાર પુરુષ પોતાના
આત્માને પવિત્ર કરે એમાં શું જ કહેવું? જ્યાં નામનું જ આ પ્રકારનું માહાત્મ્ય છે ત્યાં સ્વરૂપના માહા-
ત્મ્યનું શું જ કહેવું? આ વાત દર્શાવતાં સર્પ કહે છે કે तस्य पदा स्पृष्टः. ભગવાનના ચરણનો સ્પર્શ
બહુ જ દુર્લભ છે, ચરણના સ્પર્શમાં પણ ભગવાન્ પોતાના ચરણવડે સ્પર્શ કરે એ વધારે દુર્લભ છે, અને
તેમાં પણ ભગવાનનો ચરણ જ સ્પર્શ કરે તે સૌથી વધારે દુર્લભ છે; (ભગવાને કાંઈ પોતાના હસ્તવડે
સેવકનો હસ્ત લઈને પોતાના ચરણમાં સ્થાપ્યો નથી); કારણ કે ભગવાનના ચરણમાં તેવા પ્રકારની
રજ છે, ગંગા વગેરે તીર્થો છે, અમૃતરસ છે અને ભક્તો છે, એટલે બધી વસ્તુઓ પાસે હોવાથી ભગ-
વાનનું ચરણ સર્વ દોષને દૂર કરે એ યોગ્ય જ છે. આ અર્થ શ્લોકમાં આવેલા हि શબ્દમાંથી નીકળે છે.
તેમાં પણ આપનું ચરણ, આપે સર્વ દોષનું નિવારણ કરવાને માટે જ અવતાર ધારણ કરેલો છે. ૧૭

ભગવાનને કાંઈ કહેવાનું ન હતું તેથી, અને ભગવાને મૌન રાખ્યું છતાં પણ સર્પનો અંગીકાર
સિદ્ધ થએલો હોવાથી ભગવાનની રજા લઈને તે વિદ્યાધર પોતાની મેળે જ ચાલ્યો ગયો એમ इत्यनु-
ज्ञाप्य એ શ્લોકમાં શુકદેવજી કહે છે.

શુકદેવજી કહે છે કે—

આ પ્રમાણે દાશાર્હ પ્રભુની આજ્ઞા લઈને, પ્રદક્ષિણા કરીને,
પ્રણામ અને સ્તુતિ કરીને તે સુદર્શન સ્વર્ગમાં ગયો, અને નન્દરાયજી
દુઃખમાંથી છૂટ્યા. ૧૮

यतो दाशार्हः सेव्यः । एवम्भाव एव स्वामी सेव्यो भवतीति । सर्वपुरुषार्थसिद्ध्यर्थं साधनमपि कृतवानित्याह परिक्रम्येति । परिक्रम्य प्रदक्षिणीकृत्य । सर्वपुरुषार्थास्तेन वेष्टिता इति तत्सिद्धिः स्वाधीना। अभिवादनेन स्वतन्त्रतया स्वोपसर्जनत्वेन पुरुषार्थानामात्माधिक्यं सूचितम् । चकारात् स्तुत्वा, भगवता च अनुज्ञातः, तथेत्युक्तो वा । 'ये यथा मां प्रपद्यन्ते' इतिन्यायेन सर्वपुरुषार्थास्तस्मै दत्तवानिति वा । अतः सुदर्शननामत्वाच्च दिवं यातः विद्याधरलोकमेव गतः । कृच्छ्रात् सर्वदोषाद् यतो मोचितः । नन्दश्च तथा कृच्छ्रान्मोचितः । चकाराद् वैभवं च ज्ञातवान् ॥ १८ ॥

ततस्ते गोपाः सर्वथा भगवत्परायणा जाता इत्याह निशाम्येति ।

**निशाम्य कृष्णस्य तदात्मवैभवं व्रजौकसो विस्मितचेतसस्ततः ।**
**समाप्य तस्मिन्नियमं पुनर्व्रजं नृप ययुस्तत्कथयन्त आदृताः ॥ १९ ॥**

कृष्णस्य तद्वैभवं निशाम्य ज्ञात्वा सर्व एव व्रजौकसो विस्मितचेतसो जाताः, अलौकिकसामर्थ्यस्य प्रकटितत्वात् । नात्र कृतिसाध्यं किञ्चिद् येन पूर्वेण गतार्थता स्यात् । अयं त्वनुभावरूपो वैभवः । अन्यथा पादस्पर्शः अलातहननापेक्षया सूक्ष्मत्वात् तेन कथं कार्यं स्यात् । कृष्णस्येति ।

---

ભગવાન્ દાશાર્હ—દાસને યોગ્ય—છે, એટલે તેમની સેવા કરવી જોઈએ; અર્થાત્ આવા ભાવવાળાએ જ—દાસ્યની ભાવનાવાળાએ જ—સ્વામીની સેવા કરવી જોઈએ. બધા પુરુષાર્થો સિદ્ધ કરવાને માટે વિદ્યાધરે સાધન પણ કર્યું એમ જણાવતાં શુકદેવજી કહે છે કે **परिक्रम्य**. परिक्रम्य એટલે પ્રદક્ષિણા કરીને. સુદર્શન બધા પુરુષાર્થોને ચારે બાજુથી ફરી વળ્યો એટલે તેની સિદ્ધિ તેને પોતાને અધીન થઈ ગઈ. (આશીર્વાદ પ્રાપ્ત કરવાને માટે જે નમન કરવામાં આવે છે તેને અભિવાદન કહેવામાં આવે છે.) સુદર્શને ભગવાનનું જે અભિવાદન કર્યું તે ઉપરથી જણાય છે કે સુદર્શન પોતે ફલથી સ્વતંત્ર છે અને પુરુષાર્થો સુદર્શનના અંગભૂત છે તેથી સુદર્શનનું આધિક્ય સિદ્ધ થાય છે. (નમન એ ક્રિયારૂપ છે, અને फलं च पुरुषार्थत्वात् [ जैमिनिसूत्र ३. १. ५ ]—ફલ પુરુષને માટે છે તેથી ફલ પુરુષનું અંગ છે—એ સિદ્ધાન્ત પ્રમાણે, પૂર્વકાણ્ડની રીતે ક્રિયાનું અંગ બનેલો પુરુષ ફલથી સ્વતંત્ર છે; પુરુષાર્થો પુરુષને અધીન છે તેથી કર્મ કરનાર પુરુષનું આધિક્ય સિદ્ધ થાય છે.) શ્લોકમાં જે च આવેલો છે તેનું તાત્પર્ય એ છે કે સુદર્શને સ્તુતિ કરીને ભગવાનને નમન કર્યું, અથવા તો ભગવાને સુદર્શનને રજા આપી, અથવા તો ભગવાને સુદર્શનને કહ્યું કે **तथा**, હા. અથવા તો ये **यथा मां प्रपद्यन्ते**—જે લોકો જે પ્રકારે મારે શરણે આવે છે—એ ન્યાયે ભગવાને સુદર્શનને બધા પુરુષાર્થો આપ્યા. તેથી **सुदर्शन** એ પ્રકારનું નામ હોવાથી તે વિદ્યાધર સ્વર્ગે ગયો, અર્થાત્ વિદ્યાધરલોકમાં જ ગયો, કારણ કે તેને કૃચ્છ્રમાંથી—સર્વ દોષમાંથી—મુક્ત કરવામાં આવ્યો હતો. નન્દરાયજીને પણ તે પ્રમાણે દુઃખમાંથી મુક્ત કરવામાં આવ્યા હતા. શ્લોકમાં જે च છે તેનું તાત્પર્ય એ છે કે તેણે ભગવાનનો વૈભવ પણ જાણ્યો. ૧૮

પછીથી તે ગોપો સર્વ પ્રકારે ભગવત્પરાયણ થયા એમ **निशाम्य** એ શ્લોકમાં શુકદેવજી કહે છે.

હે રાજન્ ! કૃષ્ણના સ્વરૂપનો તે વૈભવ જાણીને વ્રજવાસીઓને
મનમાં બહુ આશ્ચર્ય લાગ્યું, પછી આરંભેલું કર્મ કૃષ્ણને નિવેદન કરીને
વ્રજવાસીઓ આદરસહિત તેમની કથા કરતા પાછા વ્રજમાં આવ્યા. ૧૯

કૃષ્ણનો તે વૈભવ જાણીને બધાય વ્રજવાસીઓને મનમાં વિસ્મય થયો, કારણ કે (નંદરાયજીને બચાવવાને માટે) કૃષ્ણ ભગવાને પોતાનું અલૌકિક સામર્થ્ય પ્રકટ કર્યું હતું. અહીં જીવની ક્રિયાથી સિદ્ધ થાય એવું કાંઈ પણ ન હતું કે જેથી પહેલાં જીવે કરેલી ક્રિયાથી ભગવાનની આ ક્રિયા વ્યર્થ થઈ જાય. આ તો ભગવાનના અનુભાવરૂપી વૈભવ હતો. આમ જો ન માનીએ તો ભગવાનના ચરણથી સર્પને કરવામાં આવેલો સ્પર્શ બળતા લાકડાથી સર્પને મારવાની જે ક્રિયા થતી હતી તેના કરતાં કોમળ છે અને

परमानन्दः स्वानुभवसिद्ध इति धर्म्युत्कर्षः । आत्मन एवायं वैभवो, न तु शक्तेः । अनेन स्वरूपमेव तथाविधमङ्गीकर्तव्यं यत्र क्रियाज्ञानादीनामभावः । व्रजौकस इति दृष्टप्रत्यय एवातिभरः, अत्यन्तविस्मिताः । अतः क्रियया विस्मिता अपि, पुनरनुभावेनापि विस्मितचेतसो जाताः । ततः तस्मिन् भगवति नियमं समाप्य पुनर्व्रजं ययुः, तत् समारब्धं कर्म कृष्ण एव निवेदितवन्तः । अन्यथा तेन बन्धः स्यात् । पुनर्व्रजमेव ययुः, तत्रैव सर्वसिद्धिरिति, मनसाप्यन्यत्र गमनेच्छां न कृतवन्तः । नृपेतिसम्बोधनं विश्वासार्थम् । दृष्टे हि राज्ञां विश्वास इति । आदृताः सन्तः तदेव कथयन्त इति चित्ते भगवदनुभावाभिनिवेश उक्तः ॥ १९ ॥

एवमनन्यभजनार्थं भगवदनुभावं निरूप्य शब्दब्रह्मानन्दं गोपिकाद्वारा सर्वेषु पूरयितुं पुनर्गोपिकाभिः सह शब्दात्मकेन बलभद्रेणापि सह क्रीडां निरूपयति कदाचिदिति त्रयोदशभिः ।

कदाचिदथ गोविन्दो रामश्चाद्भुतविक्रमः ।
विजह्रतुर्वने रात्र्यां मध्ये गोव्रजयोषिताम् ॥ २० ॥

---

તેથી એવા કોમળ ચરણસ્પર્શથી નંદરાયજીને બચાવવાનું અને સર્પને પાપમાંથી મુક્ત કરવાનું કાર્ય શી રીતે થઈ શકે ? આ વૈભવ કૃષ્ણનો હતો. પરમાનન્દ સ્વાનુભવસિદ્ધ છે એટલે ધર્મી કૃષ્ણની શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે. કૃષ્ણના સ્વરૂપનો જ આ વૈભવ હતો, તેમની શક્તિનો નહિ. આ ઉપરથી ભગવાનનું સ્વરૂપ જ એવા પ્રકારનું છે કે જ્યાં ક્રિયા, જ્ઞાન વગેરેનું પ્રયોજન હોતું નથી એમ સ્વીકારવું જોઈએ. શ્લોકમાં व्रजौकसः, વ્રજવાસીઓ, એમ જે કહેવામાં આવ્યું છે તેનો ભાવ એવો છે કે વ્રજવાસીઓ તો જે વસ્તુ પ્રત્યક્ષ જુવે તેને જ માનનારા છે, અર્થાત્ પ્રત્યક્ષ જોએલી વસ્તુમાં જ વધારે વિશ્વાસ રાખનારા છે. તેથી ભગવાનની ક્રિયાથી વ્રજવાસીઓ વિસ્મય પામ્યા હતા છતાં પણ ફરીથી ભગવાનના અનુભાવથી પણ તેમના મનમાં વિસ્મય થયો. તેથી વ્રજવાસીઓ પોતાનું કર્મ ભગવાનને નિવેદન કરીને ફરીથી વ્રજમાં ગયા. અર્થાત્ વ્રજવાસીઓએ પોતે આરંભેલું કર્મ ભગવાન્ કૃષ્ણને જ નિવેદન કર્યું. જો ગોપોએ આ પ્રમાણે પોતાનું કર્મ ભગવાનને નિવેદન ન કર્યું હોત તો તે કર્મથી તેમનો બન્ધ થાત. ગોપો ફરીથી વ્રજમાં જ ગયા, કારણ કે ત્યાં જ બધી સિદ્ધિ રહેલી છે. આ જ કારણથી ગોપોએ અન્ય સ્થળે જવાની મનથી પણ ઇચ્છા ન કરી. નૃપ એ પ્રમાણે જે સંબોધન છે તેનો ભાવ એવો છે કે રાજાને આ બધી બાબતમાં વિશ્વાસ રહે, કારણ કે પ્રત્યક્ષ દેખાતી વસ્તુમાં જ રાજાઓને વિશ્વાસ હોય છે. ગોપો ભગવાનના તરફ આદર રાખીને તે જ બાબતનું વર્ણન કરતા વ્રજમાં ગયા. આ ઉપરથી જણાય છે કે ગોપોના ચિત્તમાં ભગવાનના અનુભાવનો અભિનિવેશ થઈ ગયો છે. ૧૯

આ પ્રમાણે ભગવાનનું અનન્યભાવે ભજન સિદ્ધ કરવાને માટે ભગવાનના માહાત્મ્યનું વર્ણન કરીને, ગોપીજનોદ્વારા બધામાં શબ્દબ્રહ્મનો આનન્દ પૂરવાને માટે શબ્દાત્મક બલભદ્રની સાથે રહીને પણ ભગવાને ગોપીજનો સાથે જે ક્રીડા કરી તેનું વર્ણન શુકદેવજી कदाचित् ઇત્યાદિ તેર શ્લોકોમાં કરે છે. (રૂપાત્મક બ્રહ્મનો આનન્દ ગોપીજનો દ્વારા પુરુષોમાં જે પૂરવામાં આવ્યો તેનું વર્ણન ૨૬–૩૦ એ પાંચ અધ્યાયમાં કરવામાં આવ્યું. અર્થાત્ આ પાંચ અધ્યાયમાં ભગવાનના સ્વરૂપથી ભક્તોમાં આનન્દ પૂરવામાં આવ્યો છે. આ એકત્રીસમા અધ્યાયમાં ભગવાન્ વેદરૂપ બલદેવજીની સાથે રહીને રમણ કરે છે એમ જે કહેવામાં આવ્યું છે તેનો ભાવ એવો છે કે ભગવાનને શબ્દબ્રહ્મનો આનન્દ ભક્તોમાં પૂરવો છે. ગયા પાંચ અધ્યાયની સ્વરૂપાનન્દની લીલામાં જેમ કહેવામાં આવ્યું હતું કે 'ગોપીજનોદ્વારા પુરુષોમાં સ્વરૂપાનન્દ આવશે', તેમ આ અધ્યાયની લીલામાં પણ સમજવું. અર્થાત્ ભગવાન્ શબ્દબ્રહ્મનો આનન્દ ગોપિકાદ્વારા બધા પુરુષોમાં પણ પૂરશે.)

પછી એક સમયે અદ્ભુત પરાક્રમવાળા ગોવિન્દ અને બલદેવજી
ગાયોવાળા વ્રજની સ્ત્રીઓની મધ્યે વનમાં રાત્રીએ વિહાર કરતા હતા. ૨૦

इयं हि लीला कालप्रधाना । अतोऽत्र दैत्यानां बाधकत्वम् । बाधने भगवत्सामर्थ्येन तन्निराकरणे कृते शब्दस्यैव माहात्म्यं निरूपितं भवतीति मणिदानमग्रजायैव । लौकिकालौकिकमाहात्म्ये ज्ञात

---

આ લીલા—શબ્દબ્રહ્મલીલા—કાલપ્રધાન છે; તેથી દૈત્યો આ લીલામાં બાધ કરે છે. દૈત્યો જ્યારે બાધ કરે છે ત્યારે ભગવાનના સામર્થ્યથી તે બાધ દૂર કરવામાં આવે છે, અને તે રીતે શબ્દના જ માહાત્મ્યનું વર્ણન થાય છે, તેથી ભગવાન્ શંખચૂડની પાસેથી મેળવેલો મણિ પોતાના મોટા ભાઈ બલદેવજીને જ આપે છે. (उदिते जुहोति, સૂર્યોદય વખતે હોમ કરવો, ઇત્યાદિ વાક્યો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જુદાં જુદાં કર્મો જુદે જુદે સમયે જ કરવાનાં હોય છે, અને તે રીતે કર્મ કાલને અધીન હોય છે. તેથી બલદેવજીને સાથે રાખીને ભગવાને જે લીલા—નામલીલા—કરી તે કાલપ્રધાન છે, કાલને અધીન છે. આ કાલ ઉપાધિરૂપ હોવાથી પોતે નાશવંત છે અને બીજાઓનો પણ નાશ કરે છે. દૈત્યો પણ નાશવંત છે, તેથી કાલ દૈત્યોના જેવો છે, એટલે કાલપ્રધાન માર્ગમાં દૈત્યો અવશ્ય બાધ કરનારા હોય છે જ. વળી, રાજસ માર્ગમાં—કાલપ્રધાન માર્ગમાં—તામસી દૈત્યો પોતાનો પ્રભાવ દર્શાવે એ યોગ્ય છે. આ પરિસ્થિતિમાં ભગવાનના માહાત્મ્યથી દૈત્યોનું નિવારણ થઈ જાય, છતાં પણ તેમાં નામલીલા—શબ્દબ્રહ્મલીલા—જ કારણભૂત હોવાથી, શબ્દનું માહાત્મ્ય તે નામલીલાનું જ માહાત્મ્ય બને છે એમ ભગવાન્ બલદેવજીને મણિ આપે છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે. તેથી જ આ નામલીલામાં શિવરાત્રી, સંધ્યાસમય અને તેની સ્તુતિનું વર્ણન કરવામાં આવેલું છે. આ નામલીલામાં પરોક્ષ રીતે શાસ્ત્રાર્થનો ઉપદેશ કરવામાં આવેલો છે; અર્થાત્ અધ્યાત્મ પ્રકારે તેનો વિચાર કરવામાં આવેલો છે. વેદલીલા કાલને અધીન છે તેથી કાલની ઉપાસના કરનારા દૈત્યો વેદલીલામાં આવે છે. આ જ કારણથી શંખચૂડ પણ વેદલીલામાં આવ્યો છે. આ પ્રમાણે જ્યારે વેદલીલામાં—વેદમાં જણાવેલા કર્મોમાં—દૈત્યોના પ્રવેશનો સંભવ હોય છે ત્યારે રાક્ષસોનો નાશ કરનારા મંત્રોનો યજ્ઞ વગેરે કર્મોમાં ઉપયોગ થાય છે. વેદના મંત્રો વગેરેનો પાઠ કરવાથી, પોતાની આજ્ઞારૂપ વેદ સત્ય છે એ જણાવવાને માટે, ભગવાન્ દૈત્યોને દૂર કરીને વેદમાં જણાવેલાં કર્મોને વિઘ્નમાંથી બચાવે છે. દૈત્યોના નિવારણને માટે ભગવાને પોતાનું સામર્થ્ય પ્રકટ કર્યું અને તેને પરિણામે દૈત્યો જતા રહ્યા, એટલે શબ્દનું જ—વેદના મંત્રોનું જ—માહાત્મ્ય જગતમાં પ્રકટ થાય છે. અર્થાત્ ભગવાન્ પોતાના સામર્થ્યથી સર્વ કરીને પણ વેદને જ યશ આપે છે. આ અધ્યાયમાં પણ ભગવાને શંખચૂડનો વધ કર્યો અને તેનો મણિ લઈને બલદેવજીના ઉપર સ્થાપ્યો. લોકો પણ બલદેવજીના મસ્તક ઉપર મણિ જોઈને બલદેવજીનું જ માહાત્મ્ય ગાય. આ પ્રકારે ભગવાને વેદરૂપ બલદેવજીને યશ આપ્યો.)

(બાધનું નિવારણ કરવાની જરૂર છે એમ દર્શાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) ભગવાનનું લૌકિક અને અલૌકિક માહાત્મ્ય જ્યારે જાણવામાં આવે ત્યારે જ વેદોના સ્વતઃપ્રામાણ્યનું જ્ઞાન સિદ્ધ થાય છે. આ પ્રમાણે જો માનવામાં ન આવે તો જેમ ભ્રાન્ત મીમાંસક લોકો વેદને કલ્પનાપ્રધાન માને છે તેમ સર્વ વેદ કલ્પનાથી ભરેલો થઈ જાય. (ભગવાને શંખચૂડનો વધ કર્યો તે તેમનું લૌકિક માહાત્મ્ય છે; અને ચરણારવિન્દના સ્પર્શથી જ બ્રાહ્મણોના શાપથી વિદ્યાધરને પ્રાપ્ત થએલી સર્પયોનિનો નાશ અને અપૂર્વ રૂપની સંપત્તિ એ ભગવાનનું અલૌકિક માહાત્મ્ય છે. જગતના લોકો જ્યારે ભગવાનનું માહાત્મ્ય પ્રત્યક્ષ જુવે ત્યારે જ તેમને વેદના સ્વતઃપ્રામાણ્યનું જ્ઞાન થાય છે; પણ જો તેઓ ભગવાનનું લૌકિક અને અલૌકિક માહાત્મ્ય ન જાણે તો ફલનું વર્ણન કરનારી શ્રુતિના મુખ્ય અર્થને પ્રત્યક્ષપ્રમાણનો બાધ થાય અને તેથી શ્રુતિમાં ગૌણ અર્થની કલ્પના કરવી પડે. વેદમાં યજમાનઃ પ્રસ્તરઃ, યજમાન દર્ભની પૂળી છે, એ પ્રમાણે વાક્ય છે. યજમાન દર્ભની પૂળી છે એ કથન પ્રત્યક્ષથી વિરુદ્ધ છે, તેથી મીમાંસક લોકો કલ્પના કરે છે કે યજમાન અને દર્ભની પૂળી એ બન્ને યાગમાં ઉપયોગી હોવાથી યજમાનની 'દર્ભની પૂળી' તરીકે ઉત્પ્રેક્ષા, કલ્પના, કરવામાં આવેલી છે. વાસ્તવિક રીતે તો લૌકિક પ્રમાણને અનુસરીને વેદના અર્થનો બાધ કરનારા મીમાંસક લોકો ભ્રાન્ત જ છે, કારણ કે લૌકિક પ્રમાણ અલૌકિક અર્થ આપી શકવાને માટે સમર્થ નથી. તેથી જેવા પ્રકારનો અર્થ નીકળતો હોય તેવા જ પ્રકારના અર્થમાં શ્રુતિનું પ્રામાણ્ય છે એમ માનવું જોઈએ.)

एव वेदानां स्वतः प्रामाण्यं सिध्यति । अन्यथा भ्रान्तमीमांसकानामिव सर्वो वेद उत्प्रेक्षापरः स्यात् । कदाचिदशीतकाले । अथ भिन्नोपक्रमेण । पूर्वोक्तगोपिकाव्यतिरिक्ताभिः सह क्रीडा । याः पूर्वं शास्त्रपरा लौकिकधर्मपराश्च स्थिताः तासामप्यनुभावदर्शनात् सर्वस्यापि तदधीनत्वज्ञानाद् भगवता बलभद्रेण च सह रमणार्थमिच्छा जाता । भगवांश्च गोविन्द इति तासामपीन्द्र इति क्रियाशक्तिप्रधानो रेमे । रामश्च । तेनापि सह रमणे चित्तप्रसादार्थमद्भुतो विक्रमः पराक्रमो यस्येत्युक्तम् । चकारस्तथावेशसमुच्चयार्थः ।

---

(યોજનાકાર લાલૂ ભટ્ટજી આ વિષયમાં નીચે પ્રમાણે કહે છે. વેદમાં જણાવેલા કર્મથી લૌકિક પુત્રાદિરૂપ ફલ મળે ત્યારે વેદનું લૌકિક માહાત્મ્ય જણાય. 'બધા વેદોથી હું જ જણાઉં છું' ઇત્યાદિ વાક્યો ઉપરથી અને 'ભગવાનનાં પરાક્રમો વડે ગાનારાઓ' ઇત્યાદિ ઉપરથી જણાય છે કે વેદ ભગવાનના ગુણોનું ગાન કરે છે. આ પ્રમાણે જાણવાથી માલમ પડે છે કે વેદો પરમાર્થને પ્રાપ્ત કરાવનાર છે. આ પ્રમાણે વેદનું અલૌકિક માહાત્મ્ય જણાય છે. આ રીતે વેદનું બન્ને પ્રકારનું—લૌકિક અને અલૌકિક—માહાત્મ્ય જાણવામાં આવે ત્યારે વેદનું સ્વતઃપ્રામાણ્ય સિદ્ધ થાય છે. હાલમાં મીમાંસક લોકો વેદમાં જણાવેલી બાબતમાં જ્યાં યુક્તિનો વિરોધ જુવે ત્યાં ઉત્પ્રેક્ષાની જ કલ્પના કરીને વેદના અર્થને બીજે પ્રકારે સમ-આવે છે; પરંતુ જે લોકો વેદનો મહિમા સમજે છે તે તો માને છે કે વેદનું સામર્થ્ય વિલક્ષણ છે અને તેથી વેદનો અર્થ યુક્તિથી બેસાડી શકાય એમ નથી; એટલે વેદનો અર્થ જે પ્રકારનો હોય તે પ્રકારનો જ સ્વીકારવો જોઈએ. જો લોકોને વેદના માહાત્મ્યનું જ્ઞાન ન હોય તો વેદના સ્વતઃપ્રામાણ્યનું જ્ઞાન તેમને ન હોય, અને તેથી વેદના અર્થમાં ઉત્પ્રેક્ષા વગેરે દોષનો સંબંધ તેઓ સ્વીકારે. તેથી વેદનો મહિમા અવશ્ય જણાવવો જોઈએ. આ એકત્રીસમા અધ્યાયમાં પણ ભગવાને પોતાના મોટા ભાઈ બલદેવજીને શંખચૂડના મણિનું દાન કર્યું; તેથી મોટાભાઈ તરીકે પૂજ્ય ગણાતા બલદેવજીનો લૌકિક મહિમા જણા-વવામાં આવ્યો. બલદેવજીએ દૈત્યને મારીને મણિ આપ્યો; તેથી બલદેવજી દેવોથી પણ વધારે બળવાન્ છે એવી રીતનો તેમનો અલૌકિક મહિમા પણ જણાવવામાં આવ્યો.)

કદાચિત્ એટલે એક સમયે, જ્યારે શીતકાલ ન હતો ત્યારે. અથ એ પદનો ભાવ એ છે કે હવે બીજી વાતનો આરંભ થાય છે. રાસપંચાધ્યાયીમાં જે ગોપીજનો હતાં તેનાથી ભિન્ન ગોપીજનો સાથે ભગવાન્ અને બલદેવજી હવે રમણ કરે છે. પહેલાં જે શાસ્ત્રને અનુસરનારાં અને લૌકિક ધર્મ પાળનારાં ગોપીજનો હતાં તેમને પણ ભગવાનના માહાત્મ્યના દર્શનથી અને બધીય વસ્તુ ભગવાનને અધીન છે એ જ્ઞાનથી ભગવાનની અને બલભદ્રની સાથે રમણ કરવાની ઇચ્છા થઈ. (પતિ વિના બીજા પુરુષની સાથે સંબંધ કરવો એ શાસ્ત્રમાં અયોગ્ય છે એમ જાણીને જે ગોપીજનો ભગવાનની પાસે ન ગયાં તે શાસ્ત્રપર કહેવાય છે. પતિ વગેરેના ભયથી જે ગોપીજનો ભગવાનની પાસે ન ગયાં તે લૌકિક ધર્મને પાળનારાં કહેવાય છે. હવે આ બન્નેય પ્રકારનાં ગોપીજનો ભગવાનની સાથે રમણ કરવા પ્રવૃત્ત થયાં તેનું કારણ એ કે જ્યારે શાસ્ત્રને અનુસરનારાં ગોપીજનોએ ભગવાનનું માહાત્મ્ય જોયું ત્યારે તેમને લાગ્યું કે આવા માહાત્મ્યવાળા ભગવાનની સાથે રમણ કરવું અયોગ્ય નથી, અને જ્યારે લૌકિક ધર્મને પાળનારાં ગોપીજનોએ જોયું કે પતિ વગેરે સર્વ પદાર્થો ભગવાનને અધીન છે ત્યારે તેમને લાગ્યું કે ભગવાનની સાથે રમણ કરવામાં કોઈનો પણ ભય નથી, અને ભગવાનનું ભજન કરવામાં જો કોઈ પણ વૈદિક અથવા લૌકિક ભય આવશે તો ભગવાન્ તે બધું અનિષ્ટ દૂર કરશે.)

ભગવાન્ ગોવિન્દ છે, તેથી તે ગોપીજનોના પણ ઇન્દ્ર છે; એટલે ભગવાન્ ક્રિયાશક્તિને મુખ્ય રાખીને રમ્યા. બલરામે પણ રમણ કર્યું. બલદેવજીની સાથે રમણ કરવામાં ચિત્તની પ્રસન્નતા થાય એટલા માટે अद्भुतविक्रमः, અદ્ભુત છે વિક્રમ—પરાક્રમ—જેમનું, એ પ્રમાણે વિશેષણ મૂકવામાં આવ્યું છે. શ્લોકમાં જે च છે તે આવેશનો સંગ્રહ કરવાને માટે છે. (ગોપીજનોની બલભદ્રની સાથે રમણ કરવાની ઇચ્છા હોવાથી અનન્યતાનો ભંગ થયો એટલે ભગવાન્ તેમની સાથે કેવી રીતે રમણ કરી શકે ? આ શંકાનું સમાધાન એ છે કે ભગવાન્ ગોપીજનોના પણ સ્વામી છે, તેથી તેમની સાથે તે રમણ કરે છે;

अनेन मध्यमाधिकारिणां वेदपरत्वं न दोषायेति निरूपितम् । अन्यथा प्रमाणपराणामनन्यभावो भज्येत । अद्भुतः पराक्रम इति केवलार्थपराणामेवास्योपयोगः सूचितः । अन्यथा इतरनिराकरणं स्वार्थनिरूपणं

---

પરંતુ આ ગોપીજનોનો પહેલાં વર્ણવેલા રમણમાં અધિકાર ન હોવાથી ભગવાને નૃત્ય વગેરે કરીને પોતાના ધર્મો તેમની અંદર સ્થાપીને બત્રીસમા અધ્યાયમાં—યુગલગીતમાં—વર્ણવેલા ગુણગાનરૂપી જ્ઞાનશક્તિને મુખ્ય રાખીને અંદર રમણ કર્યું નહિ, પણ ભગવાન્ ઇન્દ્ર હોવાથી ક્રિયાશક્તિને પ્રધાન રાખીને બહારજ રમ્યા. ભગવાન્ હાજર હતા છતાં પણ ગોપીજનોને બલભદ્રની સાથે રમણ કરવાની જે ઇચ્છા થઈ તેનું કારણ એ કે બલદેવજી પણ અદ્ભુત પરાક્રમવાળા હોવાથી વેદરૂપ છે, અને તેથી તેમની ક્રિયા પણ ભગવાનની જ ક્રિયા છે, એટલે તેમાં કાંઈ પણ અઘટિત નથી.)

આ પ્રમાણે પ્રમાણરૂપ બલદેવજીની સેવા કરનારાંઓનો પણ એક સામટો જ જે અંગીકાર કર્યો તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે મધ્યમ અધિકારીઓ વેદમાં જે નિષ્ઠા રાખે છે તેમાં દોષ નથી. જો આવેશનો અભાવ હોય તો વેદરૂપી પ્રમાણને અનુસરનારાઓના અનન્યભાવનો ભંગ થઈ જાય. (મધ્યમ અધિકારીઓનો અંગીકાર ભગવાન્ જ કરે છે, તેથી તેમની અનન્યતાનો ભંગ થતો નથી એમ તાત્પર્ય છે.)

'અદ્ભુત પરાક્રમ છે' એમ કહેવાથી એવું સૂચન થાય છે કે કેવલ અર્થનો વિચાર કરનારાઓને આનો—ક્રિયાપ્રતિપાદક વેદનો અને ક્રિયાશક્તિપ્રધાન ભગવાનનો—ઉપયોગ છે. જો આ પ્રમાણે ન માનીએ તો ભગવાનમાં અથવા વેદમાં બે પ્રકારની વૃત્તિ—પોતાના વિના બીજાનું નિરાકરણ અને પોતાના અર્થનું નિરૂપણ એમ બે પ્રકારની વૃત્તિ—પ્રાપ્ત થાય. (**अद्भुतविक्रमः** એ પદનો સંબંધ બલરામ અને ગોવિન્દ બેની સાથે છે. લૌકિક યુક્તિથી રહિત એવો અદ્ભુત પદાર્થ મનને, ખરેખર, આનન્દ આપે છે. આપણા ચાલતા પ્રસંગમાં વેદરૂપ બલદેવજીનું પરાક્રમ ક્રિયાશક્તિફલરૂપ વિચિત્ર સ્વર્ગ છે. જે લોકો શ્રુતિનું તાત્પર્ય જાણતા નથી અને જેવો અર્થ આપવામાં આવ્યો હોય તેવો જ સ્વીકારે છે તેમને સ્વર્ગનું વર્ણન કરનારા વેદનો ઉપયોગ હોય છે. વાસ્તવિક રીતે તો શ્રીમહાપ્રભુજી તત્ત્વદીપનિબન્ધમાં આજ્ઞા કરે છે તે પ્રમાણે 'જે દુઃખથી મિશ્ર નથી' એ સ્વર્ગ છે; અર્થાત્ સ્વર્ગ એટલે આત્મસુખ. જે લોકો આ તાત્પર્ય જાણે છે તે અન્યનું ભજન કર્યા વિના પ્રભુનું જ ભજન કરે છે. જ્યારે **अद्भुतविक्रमः** એ પદનો સંબંધ વેદરૂપ બલદેવજીની સાથે કરવામાં આવે ત્યારે શ્રીસુબોધિનીજીમાં આવેલા **केवलार्थपराणाम्** એ પદનો અર્થ **यथाश्रुतार्थपराणाम्**—જેવા પ્રકારનો અર્થ દેખાય છે તેવા પ્રકારનો અર્થ સ્વીકારનારા—એ પ્રમાણે કરવો. પણ જ્યારે **अद्भुतविक्रमः** નો સંબંધ ગોવિન્દની સાથે કરવામાં આવે ત્યારે **केवलार्थपराणाम्** નો અર્થ **स्वप्रयोजनपराणाम्**—પોતાના પ્રયોજનનો વિચાર કરનારા, નિરુપધિ ભગવાનનો વિચાર કરનારા નહિ, એ પ્રમાણે કરવો. પોતાનું રક્ષણ અને કામસુખ એ બે પોતાનાં પ્રયોજનો છે. આ પ્રમાણે જેવો જેવો અધિકારી તેવું તેવું તેનું ભજન અને તેવું તેવું તેનું ફલ એ સિદ્ધાન્ત યોગ્ય છે એ જણાવવાને માટે બન્ને રૂપથી—ગોવિન્દરૂપે અને બલદેવજીરૂપે—ક્રીડા કરવામાં આવી છે. બન્ને રૂપથી જો આ લીલા કરવામાં ન આવે તો શંખચૂડનો વધ અને ગોપીજનોનું પ્રયોજન પૂર્ણ કરવું એ બે કાર્ય એક જ રૂપથી સંભવે નહિ, એટલે ગોપીજનોના રક્ષણને માટે ભગવાને બીજું રૂપ પ્રકટ કરવું જોઈએ. નામલીલામાં શબ્દનું પ્રાધાન્ય માનીને શ્રીમહાપ્રભુજી **वेदे वा** એ પ્રમાણે બીજો પક્ષ પણ આપે છે. જેવો અર્થ હોય તેવો અર્થ સ્વીકારનારા લોકો માટે જો વેદ સાધનરૂપે અર્થનું નિરૂપણ ન કરે, અને વેદનું તાત્પર્ય જાણનારા લોકો માટે જો વેદ ફલરૂપે પોતાના અર્થ વિના અન્યનું નિરાકરણ ન કરે તો 'હિંસામાં જો રાગ હોય તો યજ્ઞનું વિધાન જ ન થાય' એ વાક્યથી અને 'જ્યાં સુધી મનુષ્યને ફલ વિષે વૈરાગ્ય નથી થતો ત્યાં સુધી તેણે કર્મ કરવાં, અથવા તો જ્યાં સુધી મારી કથાનું શ્રવણ વગેરે કરવામાં તેને શ્રદ્ધા ઉત્પન્ન થતી નથી ત્યાં સુધી તેણે કર્મ કરવાં' (ભાગ. ૧૧. ૨૦. ૯) એ વાક્યથી યાગાદિ વિધિઓ યાગ સિવાયનાં કર્મોનો નિષેધ કરશે, પણ યાગનું વિધાન નહિ કરે; અર્થાત્ જેમ **पञ्च पञ्चनखा भक्ष्याः**—પાંચ પાંચનખવાળા પ્રાણીઓનું ભક્ષણ કરવું—એ વાક્ય પાંચ પાંચ નખવાળા પ્રાણીઓ સિવાયના પ્રાણીના ભક્ષણનો નિષેધ કરે છે તેમ યાગવિધિઓ પણ યાગનું વિધાન ન કરતાં યાગ સિવાયના કર્મોનો નિષેધ

चेति भगवति वेदे वा द्विगुणा वृत्तिः स्यात् । अर्थवदेव शब्दस्यापि लीलेति वने राज्यामित्युक्तम् । उभावपि विजह्रतुः । उभयो रमणार्थं पूर्वगोपिकापेक्षया हीना इति गोव्रजयोषितां मध्य इत्युक्तम् । गोप्राधान्यो व्रजः, तत्सम्बन्धिन्यो योषित इति ॥ २० ॥

तत्र शब्दप्राधान्यं निरूपयितुमाह उपगीयमानौ ललितमिति ।

**उपगीयमानौ ललितं स्त्रीजनैर्बद्धसौहृदैः ।**
**अलङ्कृतानुलिप्ताङ्गौ स्रग्विणौ विरजाम्बरौ ॥ २१ ॥**

सर्वाः स्त्रियः अन्तःस्नेहसम्बद्धा भगवतो गुणगानपरा जाताः । तासामाभ्यन्तरो बाह्यश्च भावो निरूपितः । एवं युक्ताभिः सह स्वस्य सर्वोत्कृष्टस्यैव भावो युक्त इति उभयोः षड्गुणान् निरूपयति अलङ्कृतेति सार्धैस्त्रिभिः । आदावलङ्कृतौ सर्वाभरणभूषितौ । शब्दे शिक्षादयः, अर्थे देशादयश्चोत्कृष्टा अलङ्काराः । तदभावे तत्र रतिर्न स्यात् । ततः अनुलिप्ताङ्गौ चन्दनादिभिः । सद्वासनाव्यतिरेकेणोभयत्रापि रतिर्न स्यादिति । अङ्गेष्वपि सर्वेषु सद्वासनार्थमङ्गपदम् । स्रग्विणौ मालायुक्तौ । कीर्तिरपि सद्यत्वेनोभयत्राप्यपेक्ष्यत इति । विरजेऽम्बरे ययोरिति । सर्वदोषाभावः शुद्धा माया चापेक्ष्यत इति ॥ २१ ॥

---

કરશે. નિત્ય કર્મ કરવામાં જો ન આવે તો પ્રત્યવાયનું શ્રવણ હોવાથી નિત્ય કર્મો અવશ્ય કરવાનાં છે એમ જો વિધિ કહે તો પછી એક જ વિધિવાક્ય પોતાના અર્થનું વિધાન કરે અને તે સિવાયના પદાર્થનો નિષેધ કરે એમ એક જ વિધિવાક્યની બે પ્રકારની વૃત્તિ થાય.)

અર્થની માફક જ શબ્દની પણ લીલા છે તેથી वने राज्याम्, વનમાં રાત્રીએ, એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. બન્નેય જણે—ગોવિન્દ અને બલદેવજીએ—વિહાર કર્યો. આ બન્ને જણના રમણને માટે આ ગોપીજનો પહેલાંનાં ગોપીજનો કરતાં હીન છે, તેથી गोव्रजयोषितां मध्ये એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. જેમાં ગાયો મુખ્ય છે એવું વ્રજ છે; આ ગોપીજનો આવા પ્રકારના વ્રજના સંબંધવાળાં છે. ૨૦

આ લીલામાં શબ્દનું પ્રાધાન્ય બતાવવાને માટે શુકદેવજી કહે છે કે उपगीयमानौ ललितम्.

બધી સ્રીઓ પ્રેમભાવથી ભગવાન્ અને બલદેવજીનાં ચરિત્રો મનોહર રીતે ગાતી હતી; બન્નેએ અલંકાર ધારણ કર્યા હતા અને શરીર ઉપર ચંદન વગેરેનો લેપ કરેલો હતો; તેમણે ગળામાં માળાઓ પહેરી હતી અને શરીર ઉપર સ્વચ્છ વસ્ત્રો પહેર્યાં હતાં. ૨૧

બધી સ્રીઓ અંતઃકરણમાં સ્નેહથી બંધાએલી હોવાથી ભગવાનના ગુણોનું ગાન કરવા મંડી પડી. આ રીતે તે સ્રીઓના અંદરના અને બહારના ભાવનું વર્ણન કરવામાં આવ્યું. આ પ્રમાણે યોગ્ય ગોપીજનોની સાથે પોતાનો, સર્વોત્કૃષ્ટનો, જ ભાવ યોગ્ય છે તેથી શુકદેવજી अलङ्कृत ઇત્યાદિ સાડા ત્રણ શ્લોકોમાં બન્નેના છ ગુણોનું વર્ણન કરે છે. પ્રથમ તો બન્ને—કૃષ્ણ અને બલદેવજી—અલંકૃત હતા, સર્વ આભરણોથી ભૂષિત હતા. શબ્દમાં શિક્ષા, કલ્પ, નિરુક્ત વગેરે છ અંગો (વેદના) ઉત્તમ અલંકાર છે, અને અર્થમાં દેશ વગેરે ઉત્તમ અલંકાર છે. આ પ્રમાણે જો ન હોય તો તેમાં પ્રેમ થાય નહિ. પછીથી, ચન્દન વગેરેથી તે બન્નેનાં અંગો લિપ્ત થએલાં હતાં, કારણ કે લેપરૂપી સારી વાસના વિના બન્નેય પદાર્થોમાં પ્રેમ થાય નહિ. બધાંય અંગોમાં સારી વાસના રહેલી છે તે જણાવવાને માટે શ્લોકમાં अङ्ग પદ મૂકવામાં આવેલું છે. બન્નેએ માળા ધારણ કરેલી હતી, કારણ કે માળારૂપી કીર્તિની પણ તે બન્નેયને અપેક્ષા રહેલી છે. विरजाम्बरौ એટલે વિરજ, સ્વચ્છ, છે વસ્ત્રો જેમનાં એવા કૃષ્ણ અને બલદેવ, અર્થાત્ તે બન્નેનાં વસ્રો પણ સ્વચ્છ હતાં, કારણ કે સર્વદોષનો અભાવ અને શુદ્ધ માયાની તે બન્નેને જરૂર છે. (વેદમાર્ગમાં, ખરેખર, બે પ્રકારની પ્રવૃત્તિ હોય છે; જડ પુરુષની માફક ફક્ત કર્મ કર્યા કરવાં એ એક પ્રવૃત્તિ, અને ભગવાનની ઇચ્છા જાણીને ભગવત્પર રહેવું એ બીજી પ્રવૃત્તિ. આ બન્નેય પ્રવૃત્તિઓમાં માયા મદદ કરનારી છે. તેમાં પહેલી પ્રવૃત્તિમાં રજસ્ અને તમસ્ એ બે ગુણવાળી માયા હોય છે, જ્યારે બીજા પ્રકારની પ્રવૃત્તિમાં એ બે ગુણોથી રહિત માયા હોય છે.) ૨૧

निशामुखं मानयन्तावुदितोडुपतारकम् ।
मल्लिकागन्धमत्तालिजुष्टं कुमुदवायुना ॥ २२ ॥

कर्मणां रात्रिरेव प्रधानमिति सन्ध्यायामेव सन्ध्याग्निहोत्रादिकमिति निशामुखस्य सम्माननम् । तं कालं गुणवन्तं वर्णयति प्रकृतोपयोगाय उदितोडुपतारकमित्यादिना । उदित उडुपः तारकाश्च यस्मिन् । चन्द्रोदयः पर्वसूचकः । नक्षत्रोदयो मेघाभावसूचकः । प्रमाणं चन्द्रः, फलं नक्षत्राणीत्यपि । पुण्यो वायुः फलसूचक इति तं वर्णयति कुमुदवायुना जुष्टमिति । कुमुदसम्बन्धी वायुः शीतलो मन्दश्च भवति । निशामुखस्य विशेषणम् । उत्तमाधिकारिभिरपि सेवितमित्याह मल्लिकागन्धमत्तालिजुष्टमिति ।

---

ચન્દ્ર અને તારાઓનો જેમાં ઉદય થયો હતો, જેમાં મલ્લિકાની સુગંધથી મત્ત થએલા ભમરાઓ ગુંજારવ કરતા હતા અને જેમાં કમલનો સુગંધી વાયુ વાતો હતો એવા ઉત્તમ સંધ્યાકાળનું બન્ને જણ સન્માન કરતા હતા. ૨૨

કર્મોને માટે રાત્રી જ મુખ્ય છે, અને સંધ્યાકાળે જ સંધ્યા, અગ્નિહોત્ર વગેરે કરવામાં આવે છે, તેથી રાત્રીના મુખનો સત્કાર કરવામાં આવ્યો એમ કહેવામાં આવ્યું છે. ('અડધી રાત્રીએ જાગીને બ્રહ્મા નામના ઋત્વિજની સાથે આચમન કરીને અધ્વર્યુ નામનો ઋત્વિજ્ अग्ने नय એ પ્રમાણે કહીને આગ્નીધ્ર નામના ઋત્વિજને સ્પર્શ કરે છે.' આ વાક્ય ઉપરથી સ્પષ્ટ જણાય છે કે કર્મોને માટે રાત્રી જ પ્રધાન છે. વળી, અગ્નિહોત્ર કર્યા પછી 'રાત્રીએ ગાયને દોહે છે' એ વાક્યથી અમાવાસ્યાની રાત્રીએ ગાયને દોહવામાં આવે છે; તેથી પણ કર્મોને માટે રાત્રી મુખ્ય સમય છે એમ જણાય છે. સંધ્યાકાળે અગ્નિહોત્ર કરવામાં આવે છે, તેથી સંધ્યાનો પણ સત્કાર કરવામાં આવે છે. આ પ્રમાણે રાત્રી અને સંધ્યા એ બેનું પ્રાધાન્ય જણાવવાને માટે શ્લોકમાં **निशामुख** પદ મૂકવામાં આવ્યું છે. અર્થાત્ નિશા અને નિશામુખ, રાત્રી અને સંધ્યા, એ બેનું સન્માન કરવામાં આવ્યું એમ સિદ્ધ થાય છે. જો આ પ્રમાણે ન હોય તો શ્લોકમાં **निशामुखं मानयन्तौ** ને બદલે **सन्ध्यां मानयन्तौ** એ પ્રમાણે જ કહ્યું હોત. સંધ્યાકાળે અને રાત્રીએ અગ્નિહોત્ર વગેરે કર્મો કરવાં એટલે સંધ્યા અને રાત્રીનો સત્કાર થયો એમ ગણાય.)

આવા ગુણવાળો કાળ આપણા ચાલતા પ્રસંગમાં ઉપયોગી છે તેથી શુકદેવજી **उदितोडुपतारकम्** વગેરે શબ્દોમાં તેનું વર્ણન કરે છે. **उदितोडुपतारकम्** એટલે જેમાં ચન્દ્ર અને તારાનો ઉદય થયો છે એવો સંધ્યાકાળ. ચન્દ્રનો ઉદય પૂર્ણિમારૂપી પર્વનું સૂચન કરનારો છે, અને નક્ષત્રોનો ઉદય સૂચવે છે કે આકાશમાં વાદળાં નથી. (**निशामुखं मानयन्तौ** એ પ્રમાણે કહીને ચન્દ્રોદયની વાત કહેવામાં આવી, અને પૂર્ણિમાને દિવસે જ સંધ્યાકાળે ચન્દ્રનો ઉદય હોય છે, તેથી અહીં પૂર્ણિમાનું સૂચન કરવામાં આવ્યું છે એમ સ્પષ્ટ જણાય છે. કર્મમાં દર્શપૂર્ણમાસ નામની ઇષ્ટિમાં પૂર્ણિમા જ મુખ્ય છે એવો ભાવ છે.) ચન્દ્ર પ્રમાણ છે અને નક્ષત્રો ફલ છે એમ પણ સૂચવવામાં આવ્યું. (અહીં બલદેવજી અને ભગવાનની લીલાનું વર્ણન કરવામાં આવે છે. બલદેવજી પ્રમાણરૂપ છે અને ભગવાન્ ફલરૂપ છે. ચન્દ્ર અને નક્ષત્રરૂપી સામગ્રી પણ તે જ પ્રકારની છે, પ્રમાણરૂપ અને ફલરૂપ છે, એમ વર્ણન કરવામાં આવે છે. અર્થાત્ ચન્દ્ર રસનું જ્ઞાન આપનારો છે તેથી તે પ્રમાણ કહેવાય છે, અને 'આ જે નક્ષત્રો છે તે સારાં કર્મો કરનારાઓનું તેજ છે' એ શ્રુતિ ઉપરથી જણાય છે કે તારાઓ સારાં કર્મોનું ફલ ભોગવતી વખતે જે તેજ હોય છે તે તેજ છે; અને નક્ષત્રોનો ઉદય થયો એમ જ્યારે કહેવામાં આવે છે ત્યારે જણાય છે કે ફલનો ઉદય થયો.)

પુણ્ય વાયુ ફલનું સૂચન કરનારો છે, તેથી **कुमुदवायुना जुष्टम्** એ પ્રમાણે શુકદેવજી તેનું વર્ણન કરે છે. કમળના સંબંધવાળો વાયુ શીતળ અને મંદ હોય છે. **कुमुदवायुना जुष्टम्** એ નિશામુખનું વિશેષણ છે. ઉત્તમ અધિકારીઓએ પણ નિશામુખનું સેવન કર્યું છે એમ જણાવતાં શુકદેવજી કહે છે કે **मल्लिकागन्धमत्तालिजुष्टम्**. મલ્લિકાની ગન્ધ સુંદર વાસવાળી હોય છે; તેથી મત્ત થએલા ભમરાઓ

मल्लिकागन्धः शोभनवासनारूपः । तेन च मत्ता इतरविस्मारकाः । तादृशा अलयः । षट्पदत्वात् सर्वज्ञाः । तैः सेवितमिति । एवं त्रिधाकाल उत्तमो निरूपितः । तादृशं कालं मानयन्तौ समीचीनोऽयमिति स्तुवन्तौ । अनेनाङ्गेऽपि फलश्रुतिर्युक्तेति निरूपितम् ॥ २२ ॥

जगतुः सर्वभूतानां मनःश्रवणमङ्गलम् ।
तौ कल्पयन्तौ युगपत्स्वरमण्डलमूर्च्छितम् ॥ २३ ॥

तदा सर्वप्राणिनामेव मनःश्रवणयोः मङ्गलं जगतुः गानं कृतवन्तौ । पर्यवसानोत्तमत्वान्मनोमङ्गलम्, स्वरूपोत्तमत्वात् श्रवणमङ्गलमिति । तत्र गाने विशेषमाह तौ कल्पयन्ताविति । युगपदेव स्वरमण्डलस्य स्वरसमूहस्य मूर्च्छितं मूर्च्छनां कल्पयन्तौ इति द्वयोरेकमुखता निरूपिता । मूर्च्छनाव्यतिरेकेण न मनो लीनं भवति । लयव्यतिरेकेण च सर्वात्मना तत्परता न भवतीति तथाकरणम् ॥ २३ ॥

---

બીજાનું વિસ્મરણ કરાવતા હતા. (અર્થાત્ ભમરાઓના મધુર ગુંજારવના શ્રવણથી બીજાઓને પણ મદ
થાય છે અને તેથી તેઓ ભમરાઓના ગુંજારવ સિવાયના બીજા બધા પદાર્થો ભૂલી જાય છે) આવા
પ્રકારના ભમરાઓ હતા. ભમરાઓ ષટ્પદ—છ પગવાળા—છે તેથી તે સર્વજ્ઞ છે. ગતિવાચક શબ્દોનો
અર્થ જ્ઞાન પણ થઈ શકે છે, તેથી ભમરાઓના છ પગ એ છ જ્ઞાનસાધનો છે. આ છ જ્ઞાનસાધનો તે છ
દર્શનશાસ્ત્રો જ છે. આ પ્રકારે ભમરાઓ સર્વજ્ઞ છે.) આવા સર્વજ્ઞ ભમરાઓએ નિશામુખનું સેવન કરેલું
છે. આ પ્રમાણે ત્રણ પ્રકારે ઉત્તમ કાલનું વર્ણન કરવામાં આવ્યું. આવા પ્રકારના કાલનો બન્ને જણ—
બલદેવજી અને ભગવાન—સત્કાર કરતા હતા, અર્થાત્ 'આ કાલ સારો છે' એ પ્રમાણે તે કાલની સ્તુતિ
કરતા હતા. આ પ્રમાણે કર્મના અંગભૂત કાલ વિષેની પણ ફલશ્રુતિ યોગ્ય છે એમ વર્ણન કરવામાં આવ્યું.
(કાલ એ કર્મનું અંગ છે, અને એવા કાલની સ્તુતિ કરવામાં પણ પૂર્વકાણ્ડમાં જે ફલશ્રુતિ આપ-
વામાં આવેલી છે તે ખરેખર યોગ્ય જ છે, કારણ કે ભગવાને પણ આવા કાલની સ્તુતિ કરીને
સત્કાર કર્યો છે.) ૨૨

એક જ સમયે સ્વરસમૂહની મૂર્છના કરતા બન્ને જણ સર્વ પ્રાણી-
ઓના મન અને કર્ણને મંગલકારક એવું ગાન કરવા લાગ્યા. ૨૩

તે સમયે બલદેવજી અને ભગવાને બધાય પ્રાણીઓનાં મન અને કર્ણને મંગલરૂપ ગાન કર્યું. આ
ગાન અંતમાં ફલરૂપે ઉત્તમ હોવાથી મનને મંગલરૂપ હતું, અને સ્વરૂપમાં ઉત્તમ હોવાથી કર્ણને મંગ-
લરૂપ હતું. તે ગાનનો વિશેષ જણાવતાં શુકદેવજી કહે છે કે तौ कल्पयन्तौ. એક જ સમયે તે બન્ને
જણે સ્વરસમૂહની મૂર્છના કરી, અને આ પ્રમાણે તે બન્નેની—વેદરૂપ બલદેવજીની અને વેદના અર્થરૂપ
ભગવાનની—એકમુખતાનું વર્ણન કરવામાં આવ્યું. મૂર્છના વિના મન લીન થતું નથી, અને લય વિના
સર્વ રીતે તલ્લીનતા થતી નથી, તેથી બન્ને જણે સ્વરસમૂહની મૂર્છના કરી. (સ્વર, મૂર્છના અને લય એ
સંગીતશાસ્ત્રના પારિભાષિક શબ્દો છે. ષડ્જ, ઋષભ, ગાન્ધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એ
સાત સ્વરો છે. તેમાં ષડ્જ, ગાન્ધાર અને મધ્યમ એ ગ્રામ કહેવાય છે, અને તે દરેકને સાત મૂર્છના
હોય છે. એટલે એકંદરે એકવીસ મૂર્છના છે. આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે મૂર્છના એ ગ્રામનો સાતમો
ભાગ છે. કેટલાકને મતે ષડ્જાદિ સ્વરથી ઋષભાદિમાં જ્યાં સ્વરનો વિરામ થાય છે તે મૂર્છના કહેવાય છે.
નાટ્યશાસ્ત્રના રચનાર ભરતાચાર્યના અભિપ્રાયે ગાવા બજાવવામાં જ્યાં હાથનું કે ગળાનું કંપન થાય છે
તે મૂર્છના કહેવાય છે. ત્રીજો પારિભાષિક શબ્દ લય છે. ગીત, વાદ્ય અને પાદન્યાસ એ ત્રણનાં ક્રિયા
અને કાલની જે પરસ્પર સમતા તે લય કહેવાય છે.) ૨૩

ज्ञापयितुं द्वयोः सामान्येन निरूपणम् । एवं सर्वस्मिन्नेव विकले शङ्खचूडनामा कश्चिद् धनद
कुबेरस्यानुचरः स्त्रीकामो भगवन्तं प्राकृतं मत्वा स्वयं ता नेतुमागत इत्याह शङ्खचूड इति । श
निधिश्चूडायां वर्तत इति । अनेन नारदस्यापि दोषः परिहृतः । यथा तौ पूर्वं धनमत्तौ, एवमयम
प्राप्तनिधिरिति सम्प्रमत्तः । धनद इतिनाम्ना च सर्वैव सामग्री श्रीमदरूपा निरूपिता । यत्र धनं त
स्त्रिय उचिता इति । सर्वा एव श्रुतयो लौकिकाः कर्तव्या इति पाषण्डिनां बुद्धिः ॥ २५ ॥

ततो यत् कृतवांस्तदाह तयोर्निरीक्षतोरिति ।

**तयोर्निरीक्षतो राजन् तन्नाथं प्रमदाजनम् ।**
**क्रोशन्तं कालयामास दिश्युदीच्यामशङ्कितः ॥ २६ ॥**

राजन्निति सम्बोधनं शत्रूणां स्त्रीहरणं स्वाभाविकमिति तत्र सहजदोष इति ख्यापनार्थम् । त
नाथौ यस्य । प्रमदाः स्त्रीविशेषाः । तेषां जनः समूहः । सामान्यशब्दः समूहवाची सर्वत्र

---

એક કુબેરનો નોકર સ્ત્રીઓની કામનાવાળો હોવાથી ભગવાનને પ્રાકૃત મનુષ્ય માનીને તે સ્ત્રીઓને
જવા પોતે આવ્યો એમ જણાવતાં શુકદેવજી કહે છે કે शङ्खचूडः. (નવ નિધિઓમાં શંખ એક
છે.) આ શંખનિધિ માથામાં હતો તેથી કુબેરનો આ નોકર શંખચૂડ કહેવાતો હતો. કુબેરના ન
શંખચૂડે અતિક્રમણ કર્યું એમ કહેવાથી નલકૂબર અને મણિગ્રીવને શાપ આપવામાં નારદજીનો પણ
નથી એમ સિદ્ધ થયું. (नारदस्यापि એમાં જે अपि પદ છે તે દર્શાવે છે કે શંખચૂડને મારવામાં
વાનને પણ કોઈ જાતનો દોષ પ્રાપ્ત થતો નથી.) જેમ પહેલાં કુબેરના પુત્ર નલકૂબર અને મણિ
ધનથી મત્ત હતા તેમ આ શંખચૂડ પણ પોતાની પાસે શંખનિધિ હોવાથી બહુ પ્રમત્ત બનેલો
धनद એ નામથી લક્ષ્મીના મદરૂપી બધીય સામગ્રીનું વર્ણન કરવામાં આવ્યું, કારણ કે જ્યાં ધન
છે ત્યાં જ સ્ત્રીઓ હોય એ યોગ્ય છે. બધીય શ્રુતિઓને લૌકિક અર્થમાં ઘટાવવી જોઈએ એમ પાખ
લોકો માને છે. (જેમ પાખંડી લોકો ભગવાનનું વર્ણન કરનારા વેદોને પણ લૌકિક અર્થમાં ઘટાવે
તેમ આ શંખચૂડ પણ ભગવાનમાં લીન થએલાં શ્રુતિરૂપા ગોપીજનોને બીજે સ્થળે લઈ જવાની ઈ
કરે છે, તેથી તે પાખંડી છે. કૃષ્ણોપનિષદમાં કહેવામાં આવેલું છે કે લોભ, ક્રોધ વગેરે દૈત્યો છે, અને તે
જે ભગવાનથી વધ કરવા યોગ્ય છે તે લોભ વગેરે દોષરૂપ હોય છે; એટલે શંખચૂડ આ બધા દોષો
પાખંડરૂપ છે.) ૨૫

ततस्तस्य फलमपि जातमित्याह गोप्य इति ।

**गोप्यस्तद्गीतमाकर्ण्य मूर्च्छिता नाविदन् नृप ।**
**स्रंसद्दुकूलमात्मानं स्रस्तकेशस्रजं ततः ॥ २४ ॥**

तयोर्गीतं तादृशमाकर्ण्य मूर्च्छिताः सत्य आत्मानं नाविदन् । मूर्च्छायामपि वासना तिष्ठतीति नाविदन्निति तदभावायोक्तम् । नृपेतिसम्बोधनं गीतरसाभिज्ञत्वाय । यो भावः सर्वथा न विस्मृतो भवति तं वर्णयति स्रंसद्दुकूलमिति । दुकूलमधोवस्त्रम् । तदप्यधः पततीव । स्रस्ताः केशाः तेषु स्रजश्च यासाम् । देहे आन्तं विसरणं निरूपितम् ॥ २४ ॥

अवश्यं प्रमाणवले मार्गे दैत्योपद्रवो भवतीति तन्निरूपणार्थं लीलामुपसंहरति एवं विक्रीडतोरिति ।

**एवं विक्रीडतोः स्वैरं गायतोः सम्प्रमत्तवत् ।**
**शङ्खचूड इति ख्यातो धनदानुचरोऽभ्यगात् ॥ २५ ॥**

स्वैरं यथा भवति तथा विशेषेण क्रीडतोरिति । मूर्च्छिताभिरिव प्रमत्ताभिरिव क्रीडा अत्यन्तं स्वच्छन्दा भवतीति । मध्ये क्रीडा, मध्ये गानमिति द्वयं निरूपयति क्रीडतोर्गायतोः सतोरिति । स्त्रीभिः सह समानधर्मतासिद्ध्यर्थं सम्प्रमत्तवदिति । आवेशावतारयोः आवेशदशायां तुल्यतेति

---

પછીથી તેનું–ગાનનું–ફલ પણ થયું એમ શુકદેવજી ગોપ્યઃ એ શ્લોકમાં કહે છે.

હે નૃપ! તે ગીત સાંભળીને ગોપીજનો મૂર્છિત થઈ ગયાં અને
તેમને સરી પડતા અધોવસ્રનું, પોતાના આત્માનું અને છૂટા થએલા
કેશમાંથી પડી ગએલી માળાનું ભાન ન હતું. ૨૪

બલભદ્રજી અને ભગવાનનું તે પ્રકારનું ગીત સાંભળીને ગોપીજનો મૂર્છિત થઈ ગયાં અને તેમને પોતાના આત્માનું ભાન રહ્યું નહિ. મૂર્છામાં પણ વાસના રહે છે તેથી વાસનાનો અભાવ જણાવવાને માટે ન અવિદન્—તેમને ભાન ન હતું—એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. નૃપ એ પ્રમાણે જે સંબોધન છે તે પરીક્ષિત્ ગીતરસનો જાણનાર છે એ બતાવવાને માટે છે. જે ભાવ સર્વથા ભૂલી જવાતો નથી તેનું વર્ણન કરતાં શુકદેવજી કહે છે કે સ્રંસદ્દુકૂલમ્. દુકૂલ એટલે શરીરના નીચલા ભાગમાં પહેરવાનું વસ્ત્ર. તે પણ જાણે નીચે ન પડતું હોય એમ થવા લાગ્યું. છૂટા થએલા કેશો અને તેમાં રહેલી સરી પડેલી માળાઓ જેમની એવાં ગોપીજનો છે. આ પ્રમાણે ગોપીજનોને દેહનું જે અત્યન્ત વિસ્મરણ થયું તેનું વર્ણન કરવામાં આવ્યું છે. ૨૪

પ્રમાણબળ માર્ગમાં દૈત્યોનો ઉપદ્રવ અવશ્ય થાય છે, તેથી તેનું વર્ણન કરવાને માટે एवं विक्रीडतोः એ શ્લોકમાં શુકદેવજી બલદેવજી અને ભગવાનની લીલાનો ઉપસંહાર કરે છે.

આ પ્રમાણે બલદેવજી અને ભગવાન્ સ્વચ્છન્દ રીતે ઉન્મત્ત મનુ-
ષ્યની માફક જ્યારે ગાતા હતા અને વિશેષ ક્રીડા કરતા હતા ત્યારે
શંખચૂડ નામનો કુબેરનો નોકર આવી પહોંચ્યો. ૨૫

સ્વચ્છન્દ રીતે તે બન્ને જણ વિશેષ ક્રીડા કરતા હતા, કારણ કે જે મૂર્છિત જેવાં થઈ ગયાં છે, જે પ્રમત્ત જેવાં થઈ ગયાં છે, તેમની સાથેની ક્રીડા અત્યન્ત સ્વચ્છન્દ હોય છે. વચમાં ક્રીડા, વચમાં ગાન એમ ક્રીડા અને ગાન એ બેનું વર્ણન કરતાં શુકદેવજી કહે છે કે તે બે જણ ક્રીડા અને ગાન કરતા હતા. જેવી રીતે ગોપીજનો પ્રમત્ત હતા તેવી રીતે બલદેવજી અને ભગવાન્ પણ પ્રમત્ત હતા એ જણાવવાને માટે શુકદેવજી કહે છે કે सम्प्रमत्तवत्, આવેશ (બલદેવજી) અને અવતાર (ભગવાન્) એ બન્ને આવેશદશામાં તુલ્ય હોય છે એ જણાવવાને માટે બન્નેનું સામાન્ય રીતે—એક જ પ્રકારે—વર્ણન કરવામાં આવ્યું છે. આ પ્રમાણે જ્યારે બધાંય ગાંડા જેવાં થઈ ગએલાં હતાં ત્યારે શંખચૂડ નામનો કોઈ

ज्ञापयितुं द्वयोः सामान्येन निरूपणम् । एवं सर्वस्मिन्नेव विकल्पे शङ्खचूडनामा कश्चिद् धनदस्य कुबेरस्यानुचरः स्त्रीकामो भगवन्तं प्राकृतं मत्वा स्वयं ता नेतुमागत इत्याह शङ्खचूड इति । शङ्खनिधिमूर्धायां वर्तत इति । अनेन नारदस्यापि दोषः परिहृतः । यथा तौ पूर्वं धनमत्तौ, एवमयमपि प्राप्तनिधिरिति सम्भ्रमत्तः । धनद इतिनाम्ना च सर्वैव सामग्री श्रीमदरूपा निरूपिता । यत्र धनं तत्रैव स्त्रिय उचिता इति । सर्वा एव श्रुतयो लौकिकाः कर्तव्या इति पापण्डिनां बुद्धिः ॥ २५ ॥

ततो यत् कृतवाँस्तदाह तयोर्निरीक्षतोरिति ।

**तयोर्निरीक्षतो राजन् तन्नाथं प्रमदाजनम् ।**
**क्रोशन्तं कालयामास दिश्युदीच्यामशङ्कितः ॥ २६ ॥**

राजन्निति सम्बोधनं शत्रूणां स्त्रीहरणं स्वाभाविकमिति तत्र सहजदोष इति स्थापनार्थम् । तावेव नाथौ यस्य । प्रमदाः स्त्रीविशेषाः । तेषां जनः समूहः । सामान्यशब्दः समूहवाची भवतीति ।

---

એક કુબેરનો નોકર સ્ત્રીઓની કામનાવાળો હોવાથી ભગવાનને પ્રાકૃત મનુષ્ય માનીને તે સ્ત્રીઓને લઈ જવા પોતે આવ્યો એમ જણાવતા શુકદેવજી કહે છે કે शङ्खचूड. (નવ નિધિઓમા શંખ એક નિધિ છે.) આ શંખનિધિ મથામા હતો તેથી કુબેરનો આ નોકર શંખચૂડ કહેવાતો હતો. કુબેરના નોકર શંખચૂડે અતિક્રમણ કર્યું એમ કહેવાથી નલકૂબર અને મણિગ્રીવને શાપ આપવામાં નારદજીનો પણ દોષ નથી એમ સિદ્ધ થયું. (नारदस्यापि એમા જે अपि પદ છે તે દર્શાવે છે કે શંખચૂડને મારવામાં ભગવાનને પણ કોઈ જાતનો દોષ પ્રાપ્ત થતો નથી ) જેમ પહેલા કુબેરના પુત્ર નલકૂબર અને મણિગ્રીવ ધનથી મત્ત હતા તેમ આ શંખચૂડ પણ પોતાની પાસે શંખનિધિ હોવાથી બહુ પ્રમત્ત બનેલો છે. ધનદ એ નામથી લક્ષ્મીના મદરૂપી બધીય સામગ્રીનુ વર્ણન કરવામા આવ્યુ, કારણ કે જ્યા ધન હોય છે ત્યાં જ સ્ત્રીઓ હોય એ યોગ્ય છે બધીય શ્રુતિઓને લૌકિક અર્થમા ઘટાવવી જોઈએ એમ પાખંડી લોકો માને છે. (જેમ પાખંડી લોકો ભગવાનનુ વર્ણન કરનારા વેદોને પણ લૌકિક અર્થમા ઘટાવે છે, તેમ આ શંખચૂડ પણ ભગવાનમા લીન થએલા શ્રુતિરૂપા ગોપીજનોને બીજે સ્થળે લઈ જવાની ઇચ્છા કરે છે, તેથી તે પાખંડી છે કૃષ્ણોપનિષદમા કહેવામાં આવેલુ છે કે લોભ, ક્રોધ વગેરે દૈત્યો છે, અને તેથી જે ભગવાનથી વધ કરવા યોગ્ય છે તે લોભ વગેરે દોષરૂપ હોય છે, એટલે શંખચૂડ આ બધા દોષોમાં પાખંડરૂપ છે.) ૨૫

પછીથી શંખચૂડે જે કર્યું તેનું વર્ણન શુકદેવજી तयोर्निरीक्षतोः એ શ્લોકમા કરે છે

હે રાજન્! બલદેવજી અને ભગવાન્ જોતા હતા એવામાં જ તે બન્ને જેમના નાથ છે એવા અને આક્રન્દ કરતા સ્ત્રીવર્ગને તે શંખચૂડ કોઈ પણ પ્રકારની શંકા લાવ્યા વિના ઉત્તર દિશામાં કાલની માફક હરી ગયો. ૨૬

રાજાઓ શત્રુઓની સ્ત્રીઓનુ હરણ કરે છે તે સ્વાભાવિક છે, એટલે રાજાઓનો એ સ્વાભાવિક દોષ છે એમ જણાવવાને માટે શુકદેવજી राजन् એ પ્રમાણે પરીક્ષિતને સંબોધે છે તે બે જણ જ—બલદેવજી અને ભગવાન્ જ—નાથ છે જેમના એવો સ્ત્રીવર્ગ. પ્રમદાઓ એટલે અમુક જાતની સ્ત્રીઓ, તેમનો જન એટલે સમૂહ, કારણ કે जन એ સામાન્ય શબ્દ હોવાથી સમૂહવાચક છે જો તે સ્ત્રીઓ કૃષ્ણ ભગવાન્ રૂપી વિશેષ પદાર્થમા આસક્ત હોત તો તેઓ શંખચૂડની સાથે જાત નહિ એમ જણાવવાને માટે जन એમ સામાન્ય વચનનો પ્રયોગ કરવામા આવ્યો છે (આ ગોપીજનો વેદરૂપ બલદેવજી અને વેદના અર્થરૂપ કૃષ્ણચન્દ્ર એ બેમા આસક્ત હતાં, તેથી તેમને શંખચૂડ લઈ ગયો અને તે ગોપીજનો શંખચૂડની સાથે ગયા પણ જો આ ગોપીજનો રાસપંચાધ્યાયીના ગોપીજનોની માફક કેવલ પુરુષોત્તમમાં આસક્ત હોત તો તેઓ શંખચૂડની સાથે ગયા ન હોત એમ તાત્પર્ય છે)

विशेषपराश्चेत्र गच्छेयुरिति ज्ञापयितुं सामान्यवचनम् । **क्रोशन्तमिति** तासामनिच्छा तस्य च भयाभावः सूचितः । **कालयामास** । यथा कालः अप्रतिहतबलः सर्वानेव कालयति हरति तद्वदित्यर्थः । **उदीच्यां दिशीति** । स्वगृहे बलाधिक्याय । अत एव अशङ्कितः, किं करिष्यति भगवानिति ॥२६॥

तत्तो भगवद्भ्यां यत् कृतं तदाह **क्रोशन्तमिति** ।

**क्रोशन्तं कृष्ण रामेति विलोक्य स्वपरिग्रहम् ।**
**यथा गा दस्युना ग्रस्ता भ्रातरावन्वधावताम् ॥ २७ ॥**

यदि ताः कृष्ण राम इत्याक्रोशं न कुर्युः तदा न निवारयेदपि । न हि भगवान् स्वतोऽन्यचित्तं निवारयति । तत्राप्यन्यस्य चेत् न निवारयेत् । किन्तु **स्वपरिग्रहं स्वेन पूर्वमेव परिगृहीत** इति **क्रोशन्तं स्वपरिग्रहं विलोक्य अन्वधावतामिति** । **भ्रातराविति**उभयोः परिग्रहः उभाभ्यां रक्षणीय इति । अनु ग्रहणानन्तरमेवाधावताम् ॥ २७ ॥

दूरे नीयमानाः दूरादेवाश्वासितवन्ताविलाह **मा भैष्टेत्यभयारावाविति** ।

**मा भैष्टेत्यभयारावौ शालहस्तौ तरस्विनौ ।**
**आसेदतुस्तं तरसा त्वरितं गुह्यकाधमम् ॥ २८ ॥**

---

**क्रोशन्तम्**—આક્રન્દ કરતાં હતાં—એમ કહેવાથી એવું સૂચન થાય છે કે ગોપીજનોને શંખચૂડને માટે ઇચ્છા ન હતી અને શંખચૂડને કોઇનો ભય ન હતો. જે પ્રમાણે કાલના બલને કોઈ અટકાવી શકતું નથી અને તે કાલ સર્વનું જ હરણ કરે છે તે પ્રમાણે શંખચૂડ ગોપીજનોનું હરણ કરી ગયો. આ અર્થ જણાવવાને માટે શુકદેવજી કહે છે કે **कालयामास**. પોતાના ઘરમાં બલ અધિક હોય તેટલા માટે શંખચૂડ ઉત્તર દિશામાં ગયો એ જણાવવાને માટે શુકદેવજી કહે છે કે **उदीच्यां दिशि**. (શંખચૂડ એ કુબેરનો નોકર હતો અને કુબેરનો વાસ ઉત્તર દિશામાં હોવાથી શંખચૂડ ઉત્તર દિશામાં આવેલા પોતાને ઘેર ગયો એમ તાત્પર્ય છે.) તેથી જ, ભગવાન્ શું કરશે એવી શંખચૂડને શંકા થઈ નહિ એમ જણાવવાને માટે શુકદેવજી કહે છે કે **अशङ्कितः**. २६

પછીથી બલદેવજીએ અને કૃષ્ણે જે કર્યું તેનું વર્ણન શુકદેવજી **क्रोशन्तम्** એ શ્લોકમાં કરે છે.

વાઘે અથવા ચોરે પકડેલી ગાયો જેમ ચીસો પાડે તેમ 'હે કૃષ્ણ !
હે બલરામ !' એ પ્રમાણે ચીસો પાડતી પોતાની ગોપીજનોને જોઇને બન્ને
ભાઈઓ તે શંખચૂડની પાછળ દોડ્યા. २७

જો તે ગોપીજનોએ 'હે કૃષ્ણ ! હે રામ !' એ પ્રમાણે બૂમ પાડી ન હોત તો શંખચૂડને ભગવાન્ અટકાવત પણ નહિ. જેમનું ચિત્ત ભગવાનથી અન્ય પદાર્થમાં હોય છે તેમને ભગવાન્ અટકાવતા નથી. તેમાં પણ જો તે બીજાના સંબંધવાળો હોય તો તેને રોકે નહિ; પરંતુ આ ગોપીજન **स्वपरिग्रह** હતાં, અર્થાત્ ભગવાને પોતે પહેલેથી જ આ ગોપીજનનો સ્વીકાર કરેલો હતો. તેથી જેમનો પહેલેથી જ સ્વીકાર કરવામાં આવેલો છે એવાં ગોપીજનોને આક્રન્દ કરતાં જોઇને તે બન્ને—બલદેવજી અને કૃષ્ણચન્દ્ર—શંખચૂડની પાછળ દોડ્યા. **भ्रातरौ**—બન્ને ભાઈઓ—એ પ્રમાણે જે કહેવામાં આવ્યું છે તેનું તાત્પર્ય એ છે કે આ ગોપીજનોનો સ્વીકાર બન્નેએ કરેલો છે, એટલે તે બન્નેએ આ ગોપીજનોનું રક્ષણ કરવું જોઇએ. શંખચૂડે ગોપીજનોને પકડ્યા પછી જ બન્ને ભાઈઓ તેની પાછળ દોડ્યા એમ જણાવવાને માટે શ્લોકમાં **अनु** એમ મૂકવામાં આવ્યું છે. २७

દૂર લઈ જવાતાં ગોપીજનોને દૂરથી જ બન્નેએ આશ્વાસન આપ્યું એમ શુકદેવજી **मा भैष्टेत्यभयारावौ** એ શ્લોકમાં કહે છે.

'ડરશો નહિ' એમ અભય વચન બોલતા બન્ને ભાઈઓ, હાથમાં
સાગનાં ઝાડ લઇને પૂર વેગથી દોડીને, ઉતાવળે દોડી જતા તે નીચ યક્ષની
પાસે જલદીથી પહોંચી ગયા. २८

मा भैष्टेत्ययमारावो भयनिवर्तको भवति । शालवृक्षौ हस्ते ययोरिति महासामर्थ्यं दूरादे प्रदर्शितम्, न तु तयोः कश्चनोपयोगोस्ति । तरस्विनौ अतिवेगवन्तौ । यथा मध्ये एकामपि गृहीत्वा गच्छेत्, न स्पृशेद्वेति शीघ्रमासेदतुः निकटे गतौ । आसेधतुर्निवारितवन्तौ वा । तं शङ्खचूडम् तरसाऽविचार्यैव । देवो मनुष्यापेक्षया महाबलो भवतीति विचारप्राप्तिः । त्वरितं पलायनार्थम्, यत गुह्यकानां यक्षाणां मध्येऽधमः । आगमने यक्षत्वं प्रयोजकम्, पलायनेऽधमत्वम् ॥ २८ ॥

पूर्वं ताभिः सहितः शीघ्रं गच्छन् स्थितः, इदानीं स्वयमेव पलायितुं विचारितवानित्याह वीक्ष्येति ।

स वीक्ष्य तावनुप्राप्तौ कालमृत्यू इवोद्विजन् ।
विसृज्य स्त्रीजनं मूढः प्राद्रवज्जीवितेच्छया ॥ २९ ॥

अनुप्राप्तौ भगवन्तौ वीक्ष्य सोऽल्पबुद्धिः स्त्रीजनं विसृज्य प्राद्रवदितिसम्बन्धः । तस्य तथ करणे या बुद्धिरासीत् तामाह कालमृत्यू इवोद्विजन्निति । एकः कालः स्वस्य नाशसमयः, अपर मारक इति । एकोऽप्यनिवार्यः, तत्रोभयोः किं वक्तव्यमिति पलायने जीवितेच्छैव हेतुः, सति जीव भोग इति । ननु शरणं कुतो न गतः, जीवेत्, न तु पलायनं जीवनसाधनमिति चेत्, तत्राह मूढ इति । इममर्थं न जानातीति ॥ २९ ॥

---

'डरशो नहि' એ વચન ભય દૂર કરનારૂં છે. સાગનાં ઝાડ જેમના હાથમાં છે એવા બલદેવજી અને કૃષ્ણ ભગવાન્; આ પ્રમાણે કહેવાથી તે બન્નેની મહાન્ શક્તિ દૂરથી જ દેખાડવામાં આવી; તેમને કાંઈ ઝાડનો કોઈ પ્રકારનો ઉપયોગ ન હતો. तरस्विनौ એટલે ઘણા વેગવાળા. શંખચૂડ વચમાંથી એક પણ ગોપીજનને પકડીને ચાલ્યો ન જાય, અથવા તેનો સ્પર્શ ન કરે, એટલા માટે જલદીથી તે બન્ને શંખચૂડની પાસે ગયા. आसेदतुः ને બદલે आसेधतुः એ પાઠ જો સ્વીકારવામાં આવે તો તેનો અર્થ એ કે તે બન્ને ભાઈઓએ શંખચૂડને અટકાવ્યો. तम् એટલે શંખચૂડને (અટકાવ્યો.) तरसा એટલે વગર વિચારે જ. દેવ મનુષ્યના કરતાં વધારે બળવાન્ હોય છે તેથી શંખચૂડની સામે થતાં વિચાર કરવો પડે છે, (પણ આ વિચાર બે ભાઈઓએ કર્યો નહિ.) त्वरितम् એટલે નાસી જવાને માટે ઉતાવળ કરતો (શંખચૂડ), કારણ કે શંખચૂડ યક્ષોમાં નીચ હતો. શંખચૂડ સ્ત્રીઓની લાલચથી આવ્યો તેનું કારણ એ કે તે યક્ષ હતો; અને તે નાસી જવા લાગ્યો તેનું કારણ એ કે તે અધમ હતો. ૨૮

પહેલાં શંખચૂડ તે ગોપીજનોની સાથે જલદીથી જતો હતો, હમણાં તો પોતે જ નાસી જવાનો તેણે વિચાર કર્યો એમ શુકદેવજી स वीक्ष्य એ શ્લોકમાં કહે છે.

કાલ અને મૃત્યુ જેવા તે બન્નેને આવેલા જોઇને ઉદ્વેગ પામતો તે
મૂર્ખ શંખચૂડ જીવવાની ઇચ્છાથી ગોપીજનોને છોડી દઇને જલદી
દોડી ગયો. ૨૯

બલદેવજી અને કૃષ્ણચન્દ્રને પોતાની પાસે આવી પહોંચેલા જોઇને તે અલ્પ બુદ્ધિવાળો શંખચૂડ સ્ત્રીઓનો ત્યાગ કરીને દોડી ગયો. એ પ્રમાણે પદોનો સંબંધ છે. શંખચૂડને આ પ્રમાણે કરવાની બુદ્ધિ થઈ તેનું કારણ દર્શાવતાં શુકદેવજી કહે છે કે कालमृत्यू इवोद्विजन्. એ ભાઇઓમાંથી એક કાલ છે, પોતાના એટલે શંખચૂડના નાશનો સમય છે, જ્યારે બીજો શંખચૂડને મારનાર છે. આ બેમાંના એકનું પણ નિવારણ થઈ શકે એમ નથી, તો પછી જ્યાં બે ય હાજર હોય તો તેમાં શું જ કહેવું ? ત્યાંથી નાસી જવામાં જીવવાની ઇચ્છા જ કારણભૂત હતી, કારણ કે જો તે જીવે તો ભોગ કરી શકે. અરે ! શંખચૂડ તે બે ભાઇઓને શરણે કેમ ન ગયો ? જો તે શરણે ગયો હોત તો જીવત, પણ નાસી જવું એ કાંઈ જીવવાનો ઉપાય નથી. આ પ્રમાણે શંકા થતાં શુકદેવજી કહે છે કે मूढः, તે શંખચૂડ મૂર્ખ છે. ભગવાનને શરણે જવાથી માણસ જીવી શકે છે એ વાત તે જાણતો નથી. ૨૯

अनुपाये प्रवृत्तस्य न कार्यं सिध्यतीत्याह **तमन्वधावदिति** ।

**तमन्वधावद् गोविन्दो यत्र यत्र स धावति ।**
**जिहीर्षुस्तच्छिरोरत्नं तस्थौ रक्षन् स्त्रियो बलः ॥ ३० ॥**

**गोविन्द** इति । तेषां रक्षार्थं विनियोग आवश्यकः स्वक्रियायाः, अन्यथेन्द्रत्वं न स्यादिति । रक्षा च दोषस्य मूलोच्छेद एव, न तु तस्मिन् कथमपि विद्यमाने । अतो यत्र यत्रैव स पलायते तत्रैव **तमन्वधावत्** । ननु दूरादपि मारणे सम्भवति भगवान् किमिति धावनं कृतवान्, तत्राह **जिहीर्षुस्तच्छिरोरत्नमिति** । दूरान्मारणे यक्षास्तदीयास्तं नयेयुः । अमारितश्च स्यात् । मणौ विद्यमाने मणिरिव शस्त्रैरप्यवध्यः । अतः स्वस्यैव गमनम् । जीवानामवध्य इति । **स्त्रियो रक्षन् बलः** जातः । अन्यथा ततोऽन्यो हरेत् । तदीया हि बहवः, ते घातयेयुरेव । अत एकेन रक्षितव्याः । बल इति बहूनामप्यागमने रक्षार्थमुक्तम् । स्त्रियो हि रक्षणीया एव ॥ ३० ॥

ततो भगवान् यत् कृतवाँस्तदाह **अविदूर इवेति** ।

**अविदूर इवाभ्येत्य शिरस्तस्य दुरात्मनः ।**
**जहार मुष्टिनैवाङ्ग सहचूडामणिं विभुः ॥ ३१ ॥**

---

જે ઉપાય નથી તેને ઉપાય માનીને પ્રવૃત્ત થનારનું કાર્ય સિદ્ધ થતું નથી એમ શુકદેવજી **तमन्वधावत्** એ શ્લોકમાં કહે છે.

**જ્યાં જ્યાં શંખચૂડ દોડવા લાગ્યો ત્યાં ત્યાં ગોવિન્દ ભગવાન્ તેના**
**માથાનો મણિ લઈ લેવાની ઇચ્છાથી તેની પાછળ દોડ્યા, અને બલદેવજી**
**સ્ત્રીઓનું રક્ષણ કરતા ઉભા રહ્યા. ૩૦**

ભગવાન્ ગોવિન્દ છે એટલે ભક્તોના રક્ષણને માટે પોતાની ક્રિયાનો વિનિયોગ આવશ્યક છે. જો ભગવાન્ પોતાની ક્રિયાનો ઉપયોગ ભક્તોનું રક્ષણ કરવા માટે ન કરે તો ભગવાનનું ઇન્દ્રત્વ સિદ્ધ થાય નહિ. દોષનો મૂળમાંથી નાશ કરવામાં આવે તો જ ભક્તોનું રક્ષણ થઈ શકે, પણ જો જરા પણ દોષ રહ્યો હોય તો ભક્તોનું રક્ષણ થઈ શકે નહિ. તેથી જ્યાં જ્યાં શંખચૂડ દોડતો હતો ત્યાં ત્યાં જ તેની પાછળ ભગવાન્ દોડ્યા. અરે ! દૂરથી પણ ભગવાન્ શંખચૂડને મારી શકે એમ હતું તો પછી ભગવાન્ તેની પાછળ કેમ દોડ્યા ? આ શંકાનું સમાધાન કરતાં શુકદેવજી કહે છે કે **जिहीर्षुस्तच्छिरोरत्नम्**. ભગવાન્ શંખચૂડને દૂરથી મારવા જાય તો શંખચૂડના સંબંધી યક્ષો તેને લઈ જાય અને શંખચૂડ મરાય નહિ. જ્યાં સુધી (શંખચૂડના માથામાં) મણિ હોય ત્યાં સુધી મણિની માફક શંખચૂડનો શસ્ત્રોથી પણ વધ કરી શકાય નહિ. તેથી ભગવાન્ પોતે જ (શંખચૂડની પાછળ) ગયા, કારણ કે જીવો શંખચૂડનો વધ કરી શકે એમ ન હતું. બલદેવજી સ્ત્રીઓનું રક્ષણ કરતા ઉભા રહ્યા. બલદેવજી જો સ્ત્રીઓનું રક્ષણ કરવાને માટે જો ત્યાં ન ઉભા રહ્યા હોત તો બીજો કોઈ પુરુષ તે સ્ત્રીઓને ત્યાંથી હરી જાત. શંખચૂડના માણસો ઘણા હતા, એટલે તેઓ સ્ત્રીઓને મારી જ નાખત. તેથી બલદેવજી અને કૃષ્ણ ભગવાન્ એ બેમાંથી એકે તો સ્ત્રીઓનું રક્ષણ કરવું જોઈએ. ઘણા માણસો સામા આવે તો પણ બલદેવજી રક્ષણ કરી શકશે એ ભાવ જણાવવાને માટે શુકદેવજીએ बलः એ પ્રમાણે શ્લોકમાં કહ્યું છે. સ્ત્રીઓનું તો, ખરેખર, રક્ષણ કરવું જ જોઈએ. ૩૦

પછીથી ભગવાને જે કર્યું તેનું વર્ણન શુકદેવજી **अविदूर इव** એ શ્લોકમાં કરે છે.

**હે અંગ ! પાસે જ હોય તેમ તે શંખચૂડની સમીપ જઈને સમર્થ**
**ભગવાને મુષ્ટિથી જ તે દુષ્ટના ચૂડામણિવાળા મસ્તકનું હરણ કર્યું. ૩૧**

कियद्धावनेनैव स प्राप्तः । अविदूरे निकट एव । वस्तुतस्तु दूरे गतः, परं कालविलम्बाभावाद् अविदूर इवाभ्येत्य निकटे गत्वा तस्य शिरो जहार । ननु पलायितवधो निषिद्धः, किमिति भगवान् क्लिष्टं कृतवानित्याशङ्क्याह दुरात्मन इति । स हि दुरात्मा वध्य एव । त्रयीद्विषो हि हन्यन्त एव । निमित्तं तु दारापहारित्वं ज्ञातमेव । अन्यथा पूर्वमेव हन्यात् । अधुना परित्यागे पुनरागच्छेत् । केवलबलभद्रक्रीडायां वा समागत्योपद्रवं कुर्यात् । यतो दुष्टान्तःकरणः, अतो वध्य एव । अतस्तस्य शिर एव ज्ञानशक्तिप्रधानं मुष्टिनैव जहार । न तु भेदनं कृतवान् । किन्तु यथा राशेः सकाशात् मुष्टिना तन्दुला ह्रियन्ते तथा राशीभूतास्तस्यावयवा मुष्टिनैवाहृताः । यदैव स गोपिकाहरणार्थमुद्यमं कृतवान्, तदैव संयोजका देवा अवयवेभ्यो निर्गताः । केवलं मणिप्रभावादवयवी स्थितः । भगवान् पुनः चूडामणिसहितं तच्छिरो जहार । स्वकर्मणैव विशकलित इति भगवान् अक्लिष्टकर्मैव । किञ्च, विभुः समर्थः मणेरपि सामर्थ्यं दूरीकर्तुम् ॥ ३१ ॥

एवं कृते स हतो जात इत्याह शङ्खचूडं निहत्येति ।

शङ्खचूडं निहत्यैवं मणिमादाय भास्वरम् ।
अग्रजायाददत्प्रीत्या पश्यन्तीनां च योषिताम् ॥ ३२ ॥

इति श्रीमद्भागवते दशमस्कन्धे पूर्वार्धे शङ्खचूडवधो नाम एकत्रिंशोऽध्यायः ॥

---

જરાક દોડીને જ ભગવાન્ તે શંખચૂડની પાસે ગયા. અવિદૂરે એટલે પાસે જ. ખરી રીતે તો શંખચૂડ દૂર ગયેલો હતો, પરંતુ સમયનો વિલંબ ન થવાથી જાણે તે પાસે જ હોય તે પ્રમાણે ભગવાન્ તેની પાસે જઈ પહોંચ્યા અને તેનું મસ્તક હરી લીધું. અરે ! જે માણસ નાસી જાય છે તેનો વધ નિષિદ્ધ છે, તો પછી ભગવાને આવું ક્લિષ્ટ કર્મ શા માટે કર્યું ? આ પ્રમાણે શંકા થતાં શુકદેવજી કહે છે કે दुरात्मनः શંખચૂડ, ખરેખર, દુષ્ટ હોવાથી તે વધ કરવા યોગ્ય જ હતો. વેદનો દ્વેષ કરનારા પુરુષોને મારી નાખવામાં જ આવે છે. શંખચૂડને મારી નાખવામાં નિમિત્ત તો સ્ત્રીઓનું હરણ છે જ, નહિ તો ભગવાન્ તેને પહેલાં જ મારી નાખત. ભગવાન્ જો હમણાં શંખચૂડનો ત્યાગ કરે તો તે પાછો ફરીથી આવે (અને સ્ત્રીઓનું હરણ કરી જાય.) જો બલદેવજી એકલા જ ક્રીડા કરે તો શંખચૂડ ત્યાં આવીને ઉપદ્રવ કરે, કારણ કે તેનું અંતઃકરણ દુષ્ટ છે, આ કારણથી જ તે વધ કરવા યોગ્ય છે. તેથી શંખચૂડનું માથું જ—જેમાં જ્ઞાનશક્તિ મુખ્ય છે એવું માથું જ—ભગવાને મૂઠીથી જ હરી લીધું, પણ તેને ફોડી નાખ્યું નહિ; પરંતુ જેમ કોઈ ઢગલામાંથી મૂઠી વડે ચોડા ચોખા લેવામાં આવે છે તેમ શંખચૂડના ઢગલારૂપી અવયવોને મૂઠીથી જ હરી લેવામાં આવ્યા. જે વખતે જ શંખચૂડે ગોપીજનોનું હરણ કરવાને માટે પ્રયત્ન કર્યો તે જ વખતે બધા અવયવોને એક બીજાની સાથે જોડી રાખનારા દેવો તે અવયવોમાંથી જતા રહ્યા; ફક્ત મણિના પ્રભાવથી અવયવી દેહ ટકી રહ્યો હતો. ભગવાને તો શંખચૂડનું ચૂડામણિવાળું મસ્તક હરી લીધું. શંખચૂડનાં અવયવો તેના પોતાના કર્મથી જ છિન્નભિન્ન થઈ ગયાં, તેથી ભગવાન્ અક્લિષ્ટકર્મા જ રહ્યા. (અર્થાત્ ભગવાનનું કર્મ ક્લિષ્ટ નથી.) વળી, ભગવાન્ વિભુ છે, એટલે તે પોતે શંખચૂડના મણિનું સામર્થ્ય દૂર કરવાને સમર્થ છે. ૩૧

જ્યારે ભગવાને શંખચૂડનું ચૂડામણિવાળું મસ્તક હરી લીધું ત્યારે શંખચૂડ મરી ગયો એમ शङ्खचूडं निहत्य એ શ્લોકમાં શુકદેવજી કહે છે.

આ પ્રમાણે ભગવાને શંખચૂડને મારી નાખીને, તેનો પ્રકાશવાળો મણિ લઈને ગોપીજનોના દેખતાં મોટા ભાઈ બલદેવજીને પ્રીતિથી આપ્યો. ૩૨

एवम्प्रकारेण तस्य हननम्, न तु प्रकारान्तरेण । तस्य मुक्तिनिराकरणार्थं **निहत्यैवेत्युक्तम्** । मृतद्रव्यं न ग्राह्यमित्यत आह **भास्वरमिति** । 'अस्थानान्मणिमुत्तमम्' इतिवाक्यात् । मणिग्रहणेन मणिगता देवता । ताः कामयतीतिपक्षे कामना सफला कृता । मणिग्रहणेन तस्य मुक्तिर्देयेतिशङ्कां वारयितुं **अग्रजायाददत्** । तत्रैव स्थित्वा देवताया अप्युपभोगो भवत्विति **प्रीत्यैव अददत्**, न तु याचितः । स्त्रीणां प्रार्थनाभावायाह **पश्यन्तीनामिति** । चकारात् सर्वाभ्यः प्रदर्श्य तासां स्पर्शानन्तरं योषितामन्येषां च देवानां पश्यतामिति । प्रमाणसिद्धयर्थं यत् किञ्चित् करोति तत्सर्वं तदधिष्ठात्रयेव प्रयच्छतीति ज्ञापितम् । प्रमाणबलमेवात्र मुख्यमिति न प्रमेयविचारेण कोऽप्यर्थः शङ्कनीयः ॥ ३२ ॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीमल्लक्ष्मणभट्टात्मजश्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे एकत्रिंशाध्यायविवरणम् ।

---

આ પ્રકારે ભગવાને શંખચૂડને માર્યો, બીજે પ્રકારે નહિ. શંખચૂડને મુક્તિ ન મળે એટલા માટે શુકદેવજી કહે છે કે **निहत्यैव**. મરેલાનું દ્રવ્ય ગ્રહણ કરવું જોઈએ નહિ એવી શંકા થતાં શુકદેવજી કહે છે કે **भास्वरम्**. 'અયોગ્ય સ્થાનમાંથી ઉત્તમ મણિ ગ્રહણ કરવો' એ વાક્યથી જણાય છે કે ભગવાને શંખચૂડનો પ્રકાશવાળો મણિ લીધો તેમાં દોષ નથી. મણિનું ગ્રહણ કરવાથી મણિમાં રહેલા દેવતાનું પણ ગ્રહણ થઈ ગયું. (મણિમાં અધિષ્ઠાતા દેવ ન હોય તો તે મણિ પ્રકાશવાળો ન હોય, અને શુકદેવજી भास्वरम् એ પ્રમાણે મણિનું વિશેષણ પણ મૂકે નહિ. તેથી સ્પષ્ટ થાય છે કે મણિમાં તેનો અધિષ્ઠાતા દેવ રહેલો હતો.) બલદેવજીને સ્ત્રીઓની ઇચ્છા છે એ પક્ષમાં તેમની કામના સફલ કરવામાં આવી. ભગવાને શંખચૂડનો મણિ લઈ લીધો તેથી તેમણે શંખચૂડને મુક્તિ આપવી જોઈએ એમ કોઈ શંકા કરે તો તે શંકા દૂર કરવાને માટે શુકદેવજી કહે છે કે **अग्रजायाददात्**, ભગવાને પોતાના મોટા ભાઈ બલદેવજીને તે મણિ આપી દીધો. (ઉપભોગને માટે બલદેવજી બીજી સ્ત્રીઓની પણ કામના કરે છે એ જણાવવાને માટે સુબોધિનીજીમાં **ताः** એ પ્રમાણે બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે.) (અરે ! આ પ્રમાણે જો હોય તો ભગવાને મણિના દેવતાનું જ ગ્રહણ કરવું ઉચિત હતું, મણિનું પણ ગ્રહણ કરવાની જરૂર ન હતી. આ પ્રમાણે શંકા થાય તો તેનું સમાધાન કરતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) બલદેવજી મણિમાં જ રહેલા દેવતાનો પણ ઉપભોગ ભલે કરે એ હેતુથી ભગવાને પ્રીતિથી જ બલદેવજીને તે મણિ આપ્યો, કાંઈ બલદેવજીએ તે મણિ માગ્યો ન હતો. (દરેક પદાર્થમાં રહેલો દેવ તે પદાર્થનું નિયમન કરે છે. મણિનું નિયમન કરવાનું કાર્ય તેમાં રહેલા દેવતાનું છે. આ અધિકાર દેવતાઓને ભગવાને આપેલો છે. તેથી દેવતાનું દેવતાપણું તે પદાર્થમાં રહેવાથી જ સિદ્ધ થાય છે.)

સ્ત્રીઓ ભગવાનને મણિ માટે પ્રાર્થના ન કરે એટલા માટે શુકદેવજી કહે છે કે **पश्यन्तीनाम्**, અર્થાત્ સ્ત્રીઓના દેખતાં જ ભગવાને બલદેવજીને મણિ આપી દીધો. શ્લોકમાં જે च છે તે ઉપરથી જણાય છે કે ભગવાને બધી સ્ત્રીઓને તે મણિ દેખાડ્યો, તે સ્ત્રીઓએ મણિનો સ્પર્શ કર્યો, અને ત્યાર પછી તે સ્ત્રીઓ અને બીજા દેવોના દેખતાં ભગવાને તે મણિ બલદેવજીને આપી દીધો. પ્રમાણની સિદ્ધિને માટે ભગવાન્ જે કરે છે તે સર્વ પ્રમાણના અધિષ્ઠાતા બલદેવજીને જ આપી દે છે એમ દર્શાવવામાં આવ્યું. (ભગવાન્ જે માર્ગના સંબંધી કાર્ય કરે છે તે તે માર્ગના અધિષ્ઠાતા દેવને આપે છે. આપણા ચાલતા પ્રસંગમાં ભગવાને પ્રમાણમાર્ગના ફલરૂપ મણિનું હરણ કર્યું તેથી તેમણે તે મણિ પ્રમાણમાર્ગના અધિષ્ઠાતા બલદેવજીને આપ્યો.) (તો પછી, ભગવાન્ સર્વનું મૂલ હોવાથી આ મણિનું સ્થાપન ભગવાનના જ મસ્તક ઉપર થાય એ ઉચિત છે; વળી, શંખચૂડને ભગવાનના હસ્તનો સ્પર્શ થએલો છે, તો તેને મુક્તિ ન મળે એ પણ અઘટિત જ છે. આ પ્રમાણે શંકા થતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) આ પ્રસંગમાં પ્રમાણબલ જ મુખ્ય છે, તેથી પ્રમેયબલનો વિચાર કરીને કોઈ પણ બીજા અર્થની શંકા કરવી નહિ. ૩૨

---

## द्वात्रिंशोऽध्यायः ३२

द्वात्रिंशेऽन्तर्गोपिकानां स्वानन्दं भगवान् हरिः । पूरयामास येनैव पूर्णानन्द इतीर्यते ॥ १ ॥

ગોપીજનોના અન્તઃકરણમાં ભગવાન્ હરિએ (ગુણગાયંનદ્વારા) પોતાના આનન્દને પૂર્યો, અને તેથી જ ભગવાન્ પૂર્ણાનન્દ થયા, એમ આ બત્રીસમા અધ્યાયમાં કહેવામાં આવે છે.

(જો કે બધે ય ઠેકાણે આનન્દ અન્તઃકરણમાં જ અનુભવાય છે, તો પણ બાહ્ય રમણમાં શરીર અને ચેષ્ટાનું પ્રાધાન્ય હોવાથી, અને સ્વરૂપ મૂર્ત હોવાથી સ્વરૂપાત્મક આનન્દ પણ મૂર્ત છે એ કારણથી શરીર, ઇન્દ્રિય વગેરેમાં સ્વરૂપે સ્થાપેલા આનન્દનો અનુભવ મનથી થાય છે. આપણા ચાલતા પ્રસંગમાં તો ભગવાનની સાથે ગોપીજનોનો સંગ અન્તઃકરણમાં થવાથી આનન્દ પ્રકટ થયો અને તેથી બાહ્ય રમણમાં થાય છે તે પ્રમાણે શરીર, ઇન્દ્રિય વગેરેમાં ધર્મો પ્રકટ થાય છે. આ હેતુથી શ્રીમહાપ્રભુજીએ કારિકામાં अन्तर् એ પદ મૂકેલું છે.

અરે ! ધર્મિસ્વરૂપના વિરહથી ઉત્પન્ન થતા દુઃખનું નિવારણ ધર્મરૂપ ગુણગાનથી કેવી રીતે સંભવે ? અને તેમાં પણ ધર્મરૂપ ગુણગાન સ્વરૂપની માફક ગોપીજનોના અન્તઃકરણમાં કેવી રીતે આનન્દ પૂરી શકે ? આ શંકાનું નિરાકરણ શ્રીમહાપ્રભુજી યેનૈવ એ પદો વડે કરે છે. જે પ્રમાણે ભગવાનનું સ્વરૂપ પૂર્ણાનન્દાત્મક છે તે પ્રમાણે ભગવાનની નામલીલા પણ પૂર્ણાનન્દાત્મક છે, એટલે સર્વ ઘટી શકે છે. અર્થાત્ ભગવાન્ સ્વરૂપથી અને નામથી પૂર્ણાનન્દ છે.

અથવા તો યેનૈવનો અર્થ બીજે પ્રકારે પણ કરી શકાય એમ છે. ભગવાને જે સ્વરૂપથી પહેલાં રાસ-પંચાધ્યાયીમાં લીલા દ્વારા ગોપીજનોને આનન્દ આપ્યો અને પોતે પૂર્ણાનન્દ કહેવાયા તે જ સ્વરૂપથી—ગોપીજનોના અન્તઃકરણમાં જ જે રહેલું હતું અને ભાવના પ્રબળ વેગને લીધે મુખકમલદ્વારા જે બહાર આવ્યું તે જ સ્વરૂપથી—હમણાં પણ આ અધ્યાયમાં ભગવાને ગોપીજનોની અંદર આનન્દ પૂર્યો. આ જ અર્થનું વિવરણ अन्तःप्रविष्टः ઇત્યાદિ પદોમાં કરવામાં આવેલું છે.

અથવા તો યેનૈવનો ત્રીજો અર્થ પણ સંભવે છે. જેમ જેમ ભગવાન્ પોતાના વિષેની ભક્તોની આર્તિ જુવે છે તેમ તેમ તે હર્ષ પામે છે. જો કે પરમ કૃપાળુ ભગવાનના આવા સ્વભાવનું વર્ણન કરવું અઘટિત છે, છતાં પણ આ પ્રમાણે જે કહેવામાં આવ્યું છે તેનો આશય આ પ્રમાણે છે. ભગવાનનો ભક્તોને વિષે પરમ અનુરાગ હોવાથી પરોક્ષમાં ભક્તોના હૃદયમાં પોતાનું સ્વરૂપ પ્રકટ કરીને ગુણગાનના શ્રવણના આનન્દનો અનુભવ કરવાની ભગવાનને ઇચ્છા થાય છે. ભગવાનની આ ઇચ્છા ભક્તોની આર્તિથી જ પૂર્ણ થાય છે. તેથી ભક્તોની આર્તિ જોઈને ભગવાનને ઘણો આનન્દ થાય છે એમ કહેવામાં આવ્યું છે. વળી, દિવસે વિરહને લીધે ઉત્પન્ન થતી આર્તિવાળાં ગોપીજનો સાથે જ્યારે ભગવાન્ સાયંકાળે મળે છે ત્યારે ભગવાનને જે આનન્દ થાય છે તે દિવસે ગોપીજનોના સમાગમમાં રહેવાથી થતો નથી. આ વસ્તુ-સ્થિતિને લીધે પોતાના જે આનન્દને લીધે ભગવાન્ પોતે પૂર્ણાનન્દ છે એમ ભક્તો જાણે છે તેવો આનન્દ ભગવાને ગોપીજનોની અંદર પૂર્યો. આ ત્રીજા પ્રકારના અર્થમાં પ્રયોજન પૂર્ણાનન્દત્વ છે; તેનું અનુસંધાન કરીને ભગવાન્ પોતાનો આનન્દ ગોપીજનોમાં પૂરે એ હેતુથી ગોપીજનો ભગવાનનાં ગુણગાન કરતાં નથી, પરંતુ ગોપીજનોનો ભગવાનની ઉપર જે ભાવ છે તે ભાવના સ્વભાવથી જ તેઓ ગુણગાન કરે છે, તેથી ભાવસંબંધી કાંઈ પણ પ્રયોજન દર્શાવવાની જરૂર રહે છે. આ પ્રમાણે જો શંકા થાય તો તેનું સમાધાન એ કે ગોપીજનોના ભાવની સ્થિરતા પણ થાય છે. અર્થાત્ ભાવના સ્વભાવથી ભાવને સ્થિર કરવાને માટે ગુણગાન છે. આ પ્રયોજન ભાવની અંદર જ રહેલું છે. પાછીથી તે ગુણગાન વડે બાકીનું પ્રયોજન—ગોપીજનોમાં ભગવાનનો આનન્દ પૂરાય છે અને તેમનો ભાવ દૃઢ થાય છે એ પ્રયોજન—સિદ્ધ થાય છે. ગુણગાન એ ભાવનું કાર્ય છે, અને ભાવ ભગવદ્રૂપ છે તેથી શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ભગવાને ગુણગાન દ્વારા ગોપીજનોમાં આનન્દ પૂર્યો. ભગવાન્ પોતાનો આનન્દ ભક્તોમાં જે પૂરે છે તે જ ભાવની સ્થિરતા કહેવાય છે.) ૧

अन्तःप्रविष्टो भगवान् मुखादुद्धृत्य कर्णयोः । पुनर्निवेश्यते सम्यक् तदा भवति सुस्थिरः ॥ २ ॥
शब्दार्थयोर्मुख्यतात्र युग्मा श्लोकास्ततोऽत्र हि । सर्वेषु चैव मासेषु यत् करोत्युच्यते हि तत् ॥ ३ ॥
अतोऽत्र मासयुग्मा हि प्रक्रमः फलमेव च । आद्यन्ते चापरं युग्मं त्रयोदश भवन्ति तत् ॥ ४ ॥

---

ગોપીજનોના અન્તઃકરણમાં પ્રવેશ પામેલા ભગવાનને જ્યારે મુખમાંથી ગુણગાન દ્વારા બહાર કાઢીને ફરીથી ગુણગાનનું શ્રવણ કરીને કર્ણમાં સારી રીતે પ્રવેશ કરાવવામાં આવે છે ત્યારે તે સારી રીતે સ્થિર થાય છે.

(ભગવાન્ પોતાનો આનન્દ ગોપીજનોમાં જે પૂરે છે તેનું વર્ણન આ બીજી કારિકામાં કરવામાં આવે છે. જો કે ગુણગાન ભાવના સ્વભાવથી જ થાય છે, કોઈ પણ પ્રયોજનને લીધે નહિ, તો પણ ગુણગાનથી પૂર્વ ભાવ પણ સ્થિર થાય છે. ભગવાન્ ભાવાત્મક છે. આ ભાવાત્મક ભગવાનના સ્વરૂપવાળી જે સુધા તે પહેલાં નાદ દ્વારા દાખલ થઈ, અને તેનું વર્ણન વેણુગીતમાં આવેલી **रन्ध्रान्वेणोरधरसुधया पूरयन्** એ પંક્તિમાં કરવામાં આવેલું છે. બહાર ફલનો અનુભવ થાય ત્યાં સુધીના પહેલાં જણાવેલા પ્રકારોથી આ સુધા ધીમે ધીમે પુષ્ટ થઈ, પણ પોતાને પોષણ આપનારો અને પોતાનો વિષય બની શકે એવો બાહ્ય સંબન્ધ તેને ન મળ્યો. તેથી તે મેળવવાને માટે તે સુધા પોતે ગુણગાનરૂપે પ્રકટ થયા છતાં પણ તેને પોતાનો વિષય ન મળવાથી પોતાના પ્રાકટ્ય પહેલાં અંદર સાક્ષાત્ પ્રિય ભગવાનના પ્રાકટ્યને લીધે પોતાના અને ગોપીજનોના શ્રોત્ર દ્વારા ફરીથી અંદર જ તે સુધા દાખલ થઈ, અને ત્યાં પોતાના પોષક વિષયને પ્રાપ્ત કરીને સારી રીતે સ્થિર થઈ.) ૨

આ અધ્યાયમાં (નાદાત્મક) શબ્દ અને (નાદમાં વર્ણવેલા ભગવાનરૂપી) અર્થ એ બે મુખ્ય છે એ જણાવવાને માટે અહીં શ્લોકોનાં જોડકાં આપવામાં આવેલાં છે. ભગવાન્ વર્ષની અંદર બધા મહિનાઓમાં જે લીલા કરે છે તેનું અહીં વર્ણન કરવામાં આવ્યું છે. તેથી આ અધ્યાયમાં બાર માસની સંખ્યાવાળાં શ્લોકનાં બાર યુગલો આપવામાં આવ્યાં છે. પહેલા શ્લોકમાં ગાનનો આરંભ છે અને છેલ્લા શ્લોકમાં ફલ છે. આરંભમાં અને અંતમાં મળીને શ્લોકોનું એક વધારાનું યુગલ થાય છે. આ પ્રમાણે આ અધ્યાયમાં એકંદરે તેર યુગલ છે.

(પહેલાં ગોપીજનોએ ભગવાનના વેણુનો ફક્ત નાદ અનુભવ્યો હતો, તેથી નાદની મુખ્યતા હોવાને લીધે તે ગોપીજનોએ વેણુગીતમાં ગાયું કે अक्षण्वतां फलमिदम् ઇત્યાદિ. હમણાં તો ગોપીજનોને નાદના ઉપરાંત ભગવાનના સ્વરૂપનો પણ અનુભવ થયો છે, તેથી નાદ અને સ્વરૂપ એ બન્નેય મહારસરૂપ છે એ જણાવવાને માટે બબ્બે શ્લોકોથી તે અનુભવનું વર્ણન કરવામાં આવે છે; અને આ નાદ અને સ્વરૂપ—શબ્દ અને અર્થ—એ બન્નેય એકરૂપ છે એ જણાવવાને માટે બન્ને શ્લોકોની એકવાક્યતા છે. ભગવાન્ વર્ષે વર્ષે જે લીલા કરે છે તે બધી લીલાનું ગોપીજનો ક્રમે ક્રમે આ અધ્યાયમાં ગાન કરે છે. આ અધ્યાયમાં ભગવાનની જેટલી લીલા વર્ણવવામાં આવેલી છે તેટલી જ ભગવાનની લીલા નથી. એ જણાવવાને માટે, આખા વર્ષના બાર માસ હોવાથી, શ્લોકમાં બાર યુગલો આપવામાં આવ્યાં છે. આરંભમાં અને અંતમાં એક એક શ્લોક છે, અને તે મળીને એક વધારાનું શ્લોકનું યુગલ થાય છે. તેથી જણાય છે કે અધિક માસમાં પણ ભગવાન્ જે લીલા કરે છે તેનું પણ ગાન ગોપીજનો કરે છે. આખા વર્ષના બાર માસ અને એક અધિક માસ એમ તેર માસને અનુસરીને આ અધ્યાયમાં શ્લોકનાં તેર યુગલો આપવામાં આવેલાં છે. તેરમા યુગલમાં જે વિષયનું વર્ણન કરવામાં આવેલું છે તે દર્શાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે **प्रक्रमः फलमेव च.** પહેલા શ્લોકમાં ગાનનો પ્રક્રમ—આરંભ—છે, અને છેલ્લા શ્લોકમાં **तद्धिताललम्बनरवाः** એ પ્રમાણે ગાનનું ફલ છે.) ૩-૪

एवं भगवता सह रात्रौ क्रीडामुक्त्वा, दिने तासां संसारप्रवृत्तिर्भविष्यतीत्याशङ्क्य, दिवसेषु भगवद्गुणवर्णनपरा जाता इति वदन्, गुणवर्णनाया आवश्यकत्वाय आरम्भे दुःखं, पर्यवसाने सुखमिति निरूपयन्, प्रथमं प्रथमप्रवृत्तावपि गोपिकानां दिवसेषु परमं दुःखं जातमित्याह गोप्य इति ।

श्रीशुक उवाच—**गोप्यः कृष्णे वनं याते तमनुद्रुतचेतसः ।**

**कृष्णलीलाः प्रगायन्त्यो निन्युर्दुःखेन वासरान् ॥ १ ॥**

केवलपदात् पूर्वोक्ता ग्राह्याः । सदानन्दे वनं गते तमन्वेव द्रुतं चित्तं यासाम् । वस्त्वन्तरग्रहणाक्षमं चित्तं जातम् । द्रुतशब्दाद्विलय उक्तः । ततः सर्वतः प्रसृतं सूक्ष्मभावापन्नं सदानन्दस्य लीलां गृहीतवत् । अतः कृष्णलीलाः प्रगायन्त्यो जाताः । यथा स्वरूपं सदानन्दरूपम्, तथा तल्लीला अपीति तदात्मकत्वं च लीलानां ज्ञापयितुं पुनर्नामग्रहणं कृतम् । अन्यथा तत्पदमेव वदेत् ।

---

આ પ્રમાણે ભગવાનની સાથે રાત્રીએ ક્રીડાનું વર્ણન કરીને, દિવસે ગોપીજનોની સંસારની પ્રવૃત્તિ થશે એ પ્રમાણે શંકા કરીને, દિવસે ભગવાનના ગુણોનું વર્ણન કરવામાં તત્પર થયાં એમ કહેવાને, ભગવાનના ગુણોનું વર્ણન આવશ્યક છે એ જણાવવાને માટે આરંભમાં દુઃખ અને અંતમાં સુખ છે એમ નિરૂપણ કરતાં શુકદેવજી ગોપ્યઃ એ શ્લોકમાં પ્રથમ કહે છે કે પ્રથમ પ્રવૃત્તિમાં પણ—ગાનના આરંભમાં પણ—ગોપિકાઓને દિવસે પરમ દુઃખ થયું. (ગાનના આરંભમાં પણ જ્યારે ગોપીજનોને દુઃખ થયું ત્યારે ગાન ન કરે તો કેટલું દુઃખ થાય? આ ભાવ દર્શાવવાને માટે શ્રીસુબોધિનીજીમાં अपि શબ્દ મૂકવામાં આવેલો છે.)

શુકદેવજી કહે છે કેઃ—

કૃષ્ણ ભગવાન્ જ્યારે વનમાં પધારતા હતા ત્યારે તેમની પાછળ જ
જેમનું ચિત્ત લીન થઈ ગએલું હતું એવાં ગોપીજનો કૃષ્ણની લીલા ગાતાં
દુઃખથી દિવસો ગાળતાં હતાં. ૧

શ્લોકમાં ગોપ્યઃ એટલું જ પદ હોવાથી પહેલાં રાસમણ્ડલનાં ગોપીજનોનું જ અહીં ગ્રહણ કરવાનું છે. (એકત્રીસમા અધ્યાયના વીસમા શ્લોકમાં જે પ્રમાણે **गोव्रजयोषिताम्** કહીને ઉતરતી કોટિનાં ગોપીજનોનું વર્ણન કરવામાં આવ્યું છે તે પ્રમાણે આ શ્લોકમાં કહેવામાં આવ્યું નથી, પણ ફક્ત गोप्यः એ પ્રમાણે જ કહેવામાં આવ્યું છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આ બત્રીસમા અધ્યાયનાં ગોપીજનો રાસમણ્ડલનાં અધિકારી ગોપીજનો જ છે, એકત્રીસમા અધ્યાયનાં ગોપીજનો નથી.)

સદાનન્દ—કૃષ્ણ—વનમાં ગયા ત્યારે ગોપીજનોનું ચિત્ત તેમની પાછળ જ દોડ્યું. અર્થાત્ ગોપીજનોનું ચિત્ત ભગવાનથી અન્ય વસ્તુનું ગ્રહણ કરવાને માટે અશક્ત બન્યું. શ્લોકમાં द्रुत શબ્દનો જે પ્રયોગ કરવામાં આવેલો છે, તે ઉપરથી જણાય છે કે ચિત્તનો (ભગવાનમાં) વિલય થયો. પછીથી તે ચિત્તે ચારે બાજુ પ્રસરી અને સૂક્ષ્મભાવને પ્રાપ્ત કરીને કૃષ્ણની લીલા ગ્રહણ કરી. (ચિત્ત ઓગળ્યું અને તેથી તેના અવયવો છૂટા પડ્યા. આનન્દમય પ્રભુ બધામાં રહેલા હોવાથી તેમના અવયવો વિરલ—જરા જરા છૂટા—છે; તેથી આવા પ્રકારના પ્રભુનું ગ્રહણ કરવાને માટે તે જ પ્રકારનું—જેના અવયવો વિરલ છે એવું—ચિત્ત યોગ્ય છે એમ ભાવ છે.) તેથી ગોપીજનો કૃષ્ણની લીલાઓ ઊંચેથી ગાવા લાગ્યાં. જેમ ભગવાનનું સ્વરૂપ સદાનન્દરૂપ છે, તેમ તેમની લીલા પણ સદાનન્દરૂપ છે; તેથી લીલા સ્વરૂપાત્મક જ છે એ જણાવવાને માટે શુકદેવજીએ कृष्णलीलाः એ પદમાં ફરીથી ભગવાનનું નામ વાપર્યું છે, આ પ્રમાણે જો પ્રયોજન ન હોત તો શુકદેવજી कृष्णलीलाःને બદલે तल्लीलाः એ પ્રમાણે કહેત; અને જો શુકદેવજીએ तल्लीलाः એમ કહ્યું હોત તો લીલા ભગવાનના સંબંધવાળી છે એટલો જ અર્થ પ્રાપ્ત થાત, પણ લીલા ભગવત્સ્વરૂપ છે એ અર્થ પ્રાપ્ત થાત નહિ. અને લીલા ભગવત્સ્વરૂપ છે એ વાત તો અવશ્ય કહેવી જોઈએ.

ભગવાનના સ્વરૂપથી ગોપીજનોને જ્યારે વિયોગ થાય ત્યારે ભગવાન્ વિના બીજો કોઈ પણ પદાર્થ ગોપીજનોનું જીવન ટકાવી શકે નહિ, કારણ કે તે બધા પદાર્થો ભગવાનથી ઉતરતા છે; તેથી ગોપીજનોએ

यथा सति तत्सम्बन्धित्वमात्रं प्राप्येत, न तूत्तरूपत्वम् । अवश्यं वाच्यं चैतत् । यतः स्वरूपवियोगे तदतिरिक्तस्य न जीवनहेतुत्वम्, ततो हीनत्वात् । ततो यथाकथञ्चिन्महता मानसदुःखेन वासरान् निन्युः । यदा पुनस्तच्चित्तं प्रकीर्णे भगवच्चरित्रे विलीनं सद् एकभावं प्राप्स्यति तदा पूर्णमनोरथा भविष्यन्ति । इदानीं सर्वा सामग्री विशकलितेति दुःखेन दिननयनम् । वासरपदाद् राज्यर्थं कथञ्चित् प्राणानां धारणं लक्ष्यते ॥ १ ॥

सर्वोत्तमा हरेर्लीला वेणुनादपुरःसरा । हेतुः सर्वत्र वाच्येऽर्थे प्रथमेषु निरूप्यते ॥ १ ॥
देवस्त्रियस्तथा गावः सरितः पादपा लताः । पक्षिणश्च तथा मेघा ब्रह्माद्या गोपिकास्तथा ॥ २ ॥
हरिण्यो देवगन्धर्वा द्विधा च भगवान् हरिः । उत्तरेषु निरूप्यन्ते रसज्ञा वेणुवादने ॥ ३ ॥
जानाति भगवानेव जानात्येव हरिः स्वयम् । अतोऽन्ते भगवानुक्तो वारद्वयमनन्यधीः ॥ ४ ॥

---

મનના ઘણા દુઃખથી ગમે તેમ કરીને દિવસો ગાળ્યા. પણ જ્યારે ગોપીજનોનું ચિત્ત ભગવાનના જુદાં જુદાં ચરિત્રોમાં સારી રીતે લીન થઈને એકભાવ પ્રાપ્ત કરશે ત્યારે તેમનો—ગોપીજનોનો—મનોરથ પૂર્ણ થશે. (ભગવાનનો સંબંધ કરી આપનારા ભાવને અહીં મનોરથ કહેવામાં આવ્યો છે. આ ભાવ પૂર્ણ થશે એટલે ભગવાનની સાથેનું આન્તર રમણ સિદ્ધ થશે; અર્થાત્ ગુણગાનનું પહેલાં જણાવેલું પ્રયોજન—ભાવની સ્થિરતા—થશે.) હમણાં તો બધી સામગ્રી છિન્નભિન્ન થઈ ગઈ છે, તેથી ગોપીજનો દુઃખથી દિવસો કાઢે છે. (જુદાં જુદાં ગોપીજનોની અંદર રહેલી સુધા છિન્નભિન્ન થઈ ગઈ છે, અંદર જ રહેલી છે.) શ્લોકમાં જે વાસર પદ મૂકવામાં આવેલું છે તે ઉપરથી જણાય છે કે રાત્રીને માટે ગોપીજનો ગમે તેમ કરીને (દિવસે) પોતાના પ્રાણ ધારણ કરી રાખે છે. ૧

(ગોપીજનો શ્લોકોનાં જે યુગલો ગાય છે તેનો સાર આપતાં શ્રીમહાપ્રભુજી નીચે પ્રમાણે કારિકાઓમાં આજ્ઞા કરે છે.) ભગવાનની વેણુનાદપૂર્વક સર્વોત્તમ લીલા દરેક યુગલના બીજા શ્લોકમાં વર્ણવેલા અર્થનું—અપ્સરાઓ મૂર્છિત થઈ ગઈ ઇત્યાદિ અર્થનું—કારણ છે, અને તેનું—લીલાનું—વર્ણન દરેક યુગલના પહેલા શ્લોકમાં કરવામાં આવે છે. ૧

અપ્સરાઓ, ગાયો, નદીઓ, વૃક્ષો અને લતાઓ, પક્ષીઓ, મેઘો, બ્રહ્મા વગેરે દેવો, ગોપિકાઓ, હરિણીઓ, દેવગન્ધર્વો અને બે પ્રકારે—બે યુગલમાં—વર્ણવેલા ભગવાન્ હરિઃ આ બધા વેણુનાદમાં રહેલા રસને જાણનારા છે, અને તેમનું વર્ણન દરેક યુગલના બીજા શ્લોકમાં કરવામાં આવે છે. ૨–૩

(છેલ્લાં બે યુગલોનું તાત્પર્ય દર્શાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) વેણુનાદના રસને ભગવાન્ જ જાણે છે, અને હરિ પોતે પણ તે જાણે છે જ; તેથી આ અધ્યાયને અંતે અનન્યભક્તોને જેમનું જ્ઞાન થાય છે એવા ભગવાનનું બે વાર વર્ણન કરવામાં આવ્યું છે. (ભગવત્ત્વ જણાવવાને માટે કારિકામાં भगवान् પદ મૂકવામાં આવ્યું છે, અને તાપ હરણ કરે છે એ ભાવ દર્શાવવાને માટે हरिः પદ મૂકવામાં આવેલું છે. ભગવાન્ જ આ રસ જાણે છે, તેથી દિવસનો તાપ દૂર કરીને રસનું દાન ભગવાન્ જ કરે છે, ચન્દ્ર વગેરે કરી શકતા નથી. તેથી જ સર્વ ભક્તોને સર્વ આશીર્વાદ આપવાની ઇચ્છાથી ભગવાન્ પોતે જ પધારે છે એ પ્રમાણે ત્રેવીસમા શ્લોકનો અર્થ સિદ્ધ થાય છે. આ કારિકામાં જે एव પદ આવેલું છે તે એમ દર્શાવે છે કે ચન્દ્ર વગેરે આ રસને જાણતા નથી. અરે ! ભગવાન્ તો બાલક છે, તેથી જ્ઞાનપૂર્વક આવી અસાધારણ લીલા તે કેવી રીતે કરી શકશે ? આ પ્રમાણે જો શંકા થાય તો તેનું નિરાકરણ यदुपतिः ઇત્યાદિ પચીસમા શ્લોકમાં કરવામાં આવેલું છે. તેથી સિદ્ધ થાય છે કે ભગવાન્ આ રસ જાણે છે જ. અહીં एव પદ એમ દર્શાવે છે કે ભગવાન્ બાલક હોવાથી તેમનામાં આવું જ્ઞાન સંભવિત નથી એ અભિપ્રાય ખોટો છે. આ પ્રમાણે બન્નેય પ્રકારનો નિયમ સિદ્ધ થાય તેટલા માટે ત્રેવીસમા અને પચીસમા શ્લોકમાં એમ બે વાર ભગવાનનું વર્ણન કરવામાં આવ્યું છે. भगवान् પદ ભગવત્ત્વ દર્શાવે છે, અને हरि પદ તાપ દૂર કરવાનો ભાવ દર્શાવે છે.) ૪

अनुभावस्तु नादस्य स्त्रीषु पूर्वमुदीर्यते । त्रिविधासु ततः पुंसु ब्रह्मा गोपी तथा मृगी ॥ ५ ॥
त्रयोऽत्र त्रिविधाः प्रोक्ताः प्रकीर्णाः सकलाः सुराः । सर्व एवानभिज्ञा हि वस्तुसामर्थ्यसंयुताः ॥ ६ ॥
एवं वेणुर्द्वादशधा फलतीति निरूपितः ॥ ६½ ॥

तत्र प्रथमं स्त्रीप्राधान्याद् देवस्त्रियो मुख्या इति तासु वेणुनादप्रभावं वक्तुं येन प्रकारेण वेणुनाद उत्तिष्ठति, तं प्रकारमाहुः वामबाहुकृतवामकपोल इति ।

वामबाहुकृतवामकपोलो वल्गितभ्रुरधरार्पितवेणुम् ।
कोमलाङ्गुलिभिराश्रितमार्गं गोप्य ईरयति यत्र मुकुन्दः ॥ २ ॥
व्योमयानवनिताः सह सिद्धैर्विस्मितास्तदुपधार्य सलज्जाः ।
काममार्गणसमर्पितचित्ताः कश्मलं ययुरपस्मृतनीव्यः ॥ ३ ॥

---

નાદનો પ્રભાવ તો પ્રથમ ત્રણ પ્રકારની સ્ત્રીઓમાં વર્ણવવામાં આવે છે, પછી વૃક્ષ, પક્ષી અને મેઘ એ ત્રણ પ્રકારના પુરુષોમાં વર્ણવવામાં આવે છે; (લતાઓનો સમાવેશ વૃક્ષોમાં થાય છે તેથી તેમની ગણત્રી પુરુષોમાં કરવામાં આવેલી છે.) બ્રહ્મા, ગોપી અને હરિણીઓ એ ત્રણનું પણ વર્ણન કરવામાં આવે છે. અહીં આ ત્રણ સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારનાં વર્ણવેલાં છે. (દેવની સ્ત્રીઓ વગેરે ત્રણ રાજસ છે; વૃક્ષો, લતાઓ વગેરે સાત્વિક છે; અને બ્રહ્મા, ગોપી અને હરિણીઓ તામસ છે; આ પ્રમાણે સુબોધિનીજીમાં વિવેચન કરવામાં આવેલું છે.) (એકવીસમા શ્લોકમાં) સર્વ દેવોનું—નાના નાના દેવોના સમૂહનું—એક સાથે વર્ણન કરવામાં આવેલું છે. આ બધાય ખરેખર રસના જ્ઞાન વિનાના છે, છતાં પણ વસ્તુના સામર્થ્યથી—ફલથી—જોડાય છે. આ પ્રમાણે વેણુ બાર પ્રકારે ફળે છે એમ તેનું વર્ણન કરવામાં આવેલું છે. (દશ યુગલમાં જણાવેલાં દશેય પહેલાં નાદરસ જાણતાં ન હતાં; પછી તેઓએ નાદનું શ્રવણ કર્યું, અને તેટલાથી જ મૂર્છા કરાવવી વગેરે નાદનું જે સામર્થ્ય તેનાથી તેઓને ફળ મળ્યું; અર્થાત્ તેઓ નાદનો રસ જાણવા લાગ્યાં. આને જ નાદનો પ્રભાવ કહેવામાં આવે છે. નાદના રસનું જ્ઞાન થવામાં અહીં બીજું કાંઈ પણ કારણ નથી, તેથી આ નાદનો જ પ્રભાવ છે એમ જણાવવા કારિકામાં હિ પદ મૂકવામાં આવેલું છે. પહેલાં આ બાર રસને જાણનારાં છે એમ કહેવામાં આવ્યું હતું. તેમાં દશ પહેલાં રસથી અજાણ્યાં હતાં, અને પછી નાદના પ્રભાવથી રસને કાંઈક કાંઈક જાણવા લાગ્યાં. બે પ્રકારના ભગવાન્ તો સર્વ રીતે રસને જાણનારા છે, તેથી તે દશમાં અને ભગવાનમાં ભેદ રહેલો છે. પહેલા દશ યુગલમાં મૂર્છા કરાવીને વગેરે પ્રકારથી, અગીઆરમા યુગલમાં તાપ દૂર કરવાના પ્રકારથી અને બારમા યુગલમાં અસાધારણ લીલાના પ્રકારથી—આ પ્રમાણે બાર પ્રકારે વેણુ ફળે છે.) ૫-૬½

તેમાં—બાર રસ જાણનારાઓમાં—સ્ત્રીઓ મુખ્ય છે, અને સ્ત્રીઓમાં દેવોની સ્ત્રીઓ મુખ્ય છે, તેથી દેવોની સ્ત્રીઓમાં વેણુના નાદનો પ્રભાવ જણાવવાને માટે, જે પ્રકારે વેણુનો નાદ ઉત્પન્ન થાય છે તે પ્રકાર वामबाहुकृतवामकपोलः એ યુગલમાં શુકદેવજી વર્ણવે છે.

હે ગોપીઓ ! ડાબા બાહુ ઉપર ડાબા ગાલને ટેકવી રાખીને ચંચલ ભ્રમરવાળા મુકુન્દ ભગવાન્ જ્યારે કોમલ અંગુલીઓથી જેનાં છિદ્રો પૂરાયલાં છે અને અધર ઉપર જેને રાખવામાં આવેલો છે એવા વેણુને વગાડે છે, ત્યારે સિદ્ધોની સાથે જતી વિમાનમાં જનારા દેવોની સ્ત્રીઓ વિસ્મય પામે છે, તે વેણુનાદને ઓળખીને લજ્જા પામે છે અને કામના બાણને ચિત્ત સમર્પણ કરી, વસ્ત્રને વિસરી મૂર્છા પામે છે. ૨-૩

यत्र मुकुन्दः अधरार्पितवेणुमीरयति तत्र तस्मिन् क्षणे व्योमयानवनिताः कश्मलं ययुरिति सम्बन्धः । वेणुनादः पञ्चधा भवति, मुखस्य परितः समतया उपर्यधश्च धारणेन । तत्र स्त्रीणां कामोद्बोधकः वामपरावृत्तः । स्त्रीणां पुरुषाणां च दक्षिणः । देवानामूर्ध्वः । अधस्तिरश्चाम् । समतया सर्वेषामचेतनानां च । तत्र देवस्त्रीणां कामोद्बोधको वामपरावृत्त एवेति तथा निरूप्यते । मानुषभावाद्देवभावो महानिति मानुषनादेन देवस्त्रीणां भ्रमो न भविष्यतीत्याशङ्क्य 'तद्भ्रूविजृम्भः परमेष्ठिधिष्ण्यम्'-इतिवाक्याद् भ्रूविलासं नादे योजितवान् । तदाह । **वामबाहौ कृतो योजितो वामकपोलो येन । वल्गिता भ्रूर्यस्येति** । भ्रूरत्र दक्षिणा । तथैवाभिनयभावात् । **वल्गिता** उर्ध्वगतियुक्ता । अधरः पूर्वं वर्णितः लोभात्मकः । तत्र वेणुसमर्पितः परमानन्दं न प्रयच्छति, काममेवोद्बोधयति । यतः श्रुत्वाऽपि विरहजनितक्लेशमेव प्राप्नुवन्ति न तु परमानन्दम् । तत्रापि क्रियाशक्तिः पुष्टा चेद् भवेत् तदा लुब्धादपि फलं सिध्येत् । तदपि नास्तीत्याह । **कोमलाङ्गुलिभिराश्रितो मार्गो यस्य** । आदौ मन्दप्रकारेणैव वेणुनादस्योचितत्वात् । **मार्गास्तस्य** रन्ध्राः । तेषां गाढभावेन निष्पीडने तारो नादो भवति । मध्यभावे

---

જ્યારે મુકુન્દ ભગવાન્ અધર ઉપર રાખેલા વેણુને વગાડે છે ત્યારે, અર્થાત્ તે ક્ષણે, વિમાનમાં જનારાઓની સ્ત્રીઓ મૂર્છા પામે છે; આ પ્રમાણે આ યુગલમાં પદોનો સંબંધ છે. વેણુનો નાદ પાંચ પ્રકારે થાય છે: (૧-૨) મુખની ડાબી બાજુએ અને જમણી બાજુએ, એમ બે પ્રકારે વેણુને ધારણ કરીને; (૩) સરખી રીતે વચમાંથી ધારણ કરીને, (૪) ઉપર ધારણ કરીને, અને (૫) નીચે ધારણ કરીને. તેમાં ડાબી બાજુએ ધારણ કરેલો વેણુ સ્ત્રીઓના કામને જાગૃત કરે છે. જમણી બાજુએ ધારણ કરેલો વેણુ સ્ત્રીઓ અને પુરુષોના કામને જાગૃત કરે છે. ઉપર ધારણ કરેલો વેણુ દેવોના કામને જાગૃત કરે છે. નીચે ધારણ કરેલો વેણુ હલકા પ્રાણીઓના કામને જાગૃત કરે છે. અને સરખી રીતે ધારણ કરેલો વેણુ સર્વ પ્રાણીઓના અને જડ પદાર્થોના કામને જાગૃત કરે છે. તેમાં ડાબી બાજુએ જ ધારણ કરેલો વેણુ દેવોની સ્ત્રીઓના કામને જાગૃત કરે છે, તેથી તેનું અહીં વર્ણન કરવામાં આવે છે.

(મનુષ્યભાવનું ઉલ્લંઘન કર્યા વિના ભગવાન્ લીલા કરે છે, તેથી હવે આ પ્રમાણે કહેવામાં આવે છે.) મનુષ્યના ભાવ કરતાં દેવનો ભાવ ઊંચો છે, તેથી મનુષ્યે વગાડેલા વેણુના નાદથી દેવોની સ્ત્રીઓને ભ્રમ થશે નહિ એવી શંકા થતાં તેનું સમાધાન કરવામાં આવે છે કે **तद्भ्रूविजृम्भः परमेष्ठिधिष्ण्यम्**—તેમની ભ્રમરનો વિલાસ બ્રહ્માનું સ્થાન છે—(ભાગ. ૨.૧.૩૦) એ વાક્યને આધારે ભગવાને ભ્રમરના વિલાસને વેણુના નાદ સાથે જોડ્યો. આ જ બાબત શુકદેવજી **वामबाहु** ઇત્યાદિમાં કહે છે. **वामबाहुकृतवामकपोलः** એટલે ડાબા બાહુ ઉપર ટેકવેલો ડાબો ગાલ જેમણે એવા ભગવાન્. **वल्गितभ्रूः** એટલે નચાવેલી છે ભ્રમર જેમની એવા ભગવાન્. અહીં જે ભ્રમરનું વર્ણન કરવામાં આવ્યું છે તે જમણી ભ્રમર જાણવી, કારણ કે તે જ પ્રમાણે અભિનય કરવામાં આવ્યો છે. **वल्गिता** એટલે ઊંચે ચઢાવેલી. અધર એટલે પહેલાં જે લોભરૂપી અધરનું વર્ણન કરવામાં આવેલું છે તે. અધર ઉપર જો વેણુ રાખવામાં આવે તો તે પરમાનન્દનું દાન કરતો નથી, પણ કામને જ જાગૃત કરે છે, કારણ કે અધર ઉપર ધારણ કરેલા વેણુના નાદને સાંભળીને પણ દેવોની સ્ત્રીઓ વિરહથી ઉત્પન્ન થએલું દુઃખ જ પ્રાપ્ત કરે છે, પણ પરમાનન્દ પ્રાપ્ત કરતી નથી. (વેણુ વગાડવા માટે તેને અધર ઉપર રાખવાની જરૂર હોય છે. વેણુને લોભરૂપી અધરનો સંબંધ થવાથી વેણુનાદથી દુઃખ જ પ્રાપ્ત થાય છે, પરમાનન્દ પ્રાપ્ત થતો નથી એમ તાત્પર્ય છે.) અધર ઉપર વેણુ રાખીને પણ જો ક્રિયાશક્તિ પુષ્ટ હોય, અર્થાત્ વેણુ જોરથી વગાડવામાં આવે, તો લોભરૂપી અધરના સંબંધવાળા વેણુ પાસેથી પણ ફલની પ્રાપ્તિ થાય. (વેણુનો નાદ મોટો થતાં વધારે જ્ઞાન થાય અને તેથી અભિલાષા પૂર્ણ થાય એમ તાત્પર્ય છે.) પરંતુ તેમ પણ નથી એમ **कोमलाङ्गुलिभिः** ઇત્યાદિ શબ્દોમાં શુકદેવજી કહે છે. કોમલ અંગુલિઓથી પૂરાએલાં છે છિદ્રો જેનાં એવો વેણુ. આ પ્રમાણે કરવાનું કારણ એ કે આરંભમાં ધીરેથી જ વેણુનો નાદ કરવો યોગ્ય છે. **मार्ग** એટલે વેણુનાં

मध्यमः । कोमले मन्द इति । **गोप्य** इति सम्बोधनं सर्वानुभवसाक्षिकमेतदिति ज्ञापयितुम् । **ईरण**मत्र वादनम् । प्रयोजनमाह **मुकुन्द** इति । वेणुनादेन शुद्धं चेत् जगत्, तदा मोक्षं दास्यामीति । एवं हितार्थेऽपि वेणुवादने, ये मोक्षानधिकारिणः तेषां काम एव जात इत्याहुः **व्योमयानवनिता** इति । **व्योमयानाः** विमानयानाः सर्वे देवयोनयः तेषां **वनिताः** । अधिकारित्वात् स्त्रीत्वाद् भोग्यत्वाद्य न मुक्त्यधिकारिण्यः । **सिद्धैः** सहिता अपि । भगवद्व्यतिरिक्तं सर्वमेव दातुं समर्थाः । स्वयमत्यन्तं गाने निपुणाः । आदौ वेणुनादं श्रुत्वा **विस्मिता** जाताः । ततोऽल्पकामोद्रेके तद्वेणुनादमुपधार्य **सलज्जा** जाताः, भर्तारो ज्ञास्यन्तीति । ततोऽत्यन्तमुद्रेके स्वात्मरक्षार्थं कामेन मरणशङ्कया **काममार्गणेभ्यः समर्पितं चित्तं** याभिस्तादृश्यो जाताः । यथा मारकाय मारणात् पूर्वं स्वयमेव समर्प्यते भीरुभिः । ततः कामेन पीडिताः **कश्मलं** मूर्च्छां **ययुः** । सा मूर्च्छा अत्यन्तविस्मारिकेत्याह, **अपस्मृता नीवी** कटिवस्त्रं याभिरिति । एवं वेणुनादोऽत्यन्तं कामबोधक इत्यस्माकं मूर्च्छादौ किमाश्चर्यमिति भावः ॥२॥३॥

---

છિદ્રો. આ છિદ્રોને જોરથી દબાવવાથી મોટો નાદ થાય, મધ્યમ રીતે દબાવવાથી મધ્યમ નાદ થાય અને ધીરેથી દબાવવાથી મંદ નાદ થાય. (વેણુનાં છિદ્રો કોમલ અંગુલિઓથી પૂરાએલાં હોવાથી વેણુનો નાદ ઊંચો ન હતો.) આ વિષય સર્વના અનુભવનો છે એમ દર્શાવવાને માટે गोप्यः એ પ્રમાણે સંબોધન કરવામાં આવ્યું છે. અહીં **ईरण** એટલે વેણુ વગાડવો તે. વેણુ વગાડવાનું પ્રયોજન દર્શાવતાં ગોપીજન કહે છે કે मुकुन्दः. જો વેણુના નાદથી જગત્ શુદ્ધ થશે તો હું મોક્ષ આપીશ એ હેતુથી ભગવાન્ વેણુ વગાડે છે. (અહીં જે વસ્તુ કહેવાની છે તે ગુહ્ય રાખવા યોગ્ય હોવાથી પરોક્ષ રીતે વાત કહેવામાં આવી છે. જગતની શુદ્ધિ એટલે ભગવદ્ભાવ સિવાયના બીજા ભાવથી મુક્ત રહેવું તે. મોક્ષ એટલે ભજનાનન્દ. અર્થાત્ જો જગત્ ભગવદ્ભાવવાળું અને તે સિવાયના ભાવથી મુક્ત થશે તો હું તેને ભજનાનન્દનો અનુભવ કરાવીશ.)

આ પ્રમાણે જો કે ભગવાન્ હિત કરવાને માટે વેણુ વગાડે છે, તો પણ જેઓ મોક્ષના અધિકારીઓ નથી તેઓને ભગવાનના વેણુનાદથી કામ જ ઉત્પન્ન થયો એમ व्योमयानवनिताः એ શ્લોકમાં ગોપીજન કહે છે. આકાશમાં વાહનો છે જેમનાં, અર્થાત્ વિમાનમાં જનારા બધા દેવોનાં કુલો; તેમની સ્ત્રીઓ. આ સ્ત્રીઓ અધિકારવાળીઓ હોવાથી, સ્ત્રીઓ હોવાથી અને ભોગ કરવા યોગ્ય હોવાથી મુક્તિની અધિકારી નથી. સિદ્ધો ભગવાન્ સિવાયની અણિમા વગેરે બધીય સિદ્ધિઓ આપવાને સમર્થ છે અને પોતે ગાનમાં ઘણા નિપુણ છે. (સિદ્ધો જ્યારે બધીય સિદ્ધિઓ આપી શકે એમ છે તો પછી તે બધી સિદ્ધિઓનો તે પોતે અનુભવ કરી શકે એમાં શું આશ્ચર્ય ?) આવા સિદ્ધો સાથે હોવા છતાં પણ તે દેવની સ્ત્રીઓ આરંભમાં વેણુનો નાદ સાંભળીને વિસ્મય પામી. પછી જ્યારે તેમનો કામ થોડો વધ્યો ત્યારે તેમણે વેણુનાદને ઓળખ્યો અને 'અમારા પતિઓ જાણશે' એવા વિચારથી તેઓ લજ્જા પામી. પછી જ્યારે કામ ઘણો વધ્યો, અને કામથી પોતાનું મરણ થશે એવી શંકા થતાં પોતાનું રક્ષણ કરવા માટે, જેમ બીકણ માણસો મારી નાખે તે પહેલાં પોતે જ પોતાની જાતનું પોતાના મારનારને સમર્પણ કરે છે તેમ, આ સ્ત્રીઓએ પોતાનું ચિત્ત કામનાં બાણોને સમર્પણ કરી દીધું. (ભગવાન્ કામરૂપ છે અને તેમની અંગુલીઓ બાણરૂપ છે. આ નાદ કેવી રીતે થાય છે એ શોધવા આ સ્ત્રીઓએ ભગવાનની અંગુલીઓમાં ચિત્ત પરોવ્યું, અને તેથી તેમને કાંઈક સ્વસ્થતા મળી.) પછીથી કામથી પીડાએલી આ સ્ત્રીઓ મૂર્છા પામી. આ મૂર્છા બહુ જ વિસ્મરણ કરાવનારી હતી એમ જણાવતાં શુકદેવજી કહે છે કે अपस्मृतनीव्यः અર્થાત્ કેડ ઉપર રહેલું વસ્ત્ર વિસરી ગયી છે એવી સ્ત્રીઓ. આ પ્રમાણે વેણુનો નાદ કામને ઘણો જ જાગૃત કરનારો છે, તેથી આપણે—ગોપીઓ—મૂર્છા વગેરે પામીએ એમાં શું આશ્ચર્ય ? આ પ્રમાણે આ શ્લોકનું તાત્પર્ય છે. ૨–૩

गवामपि वेणुनादेन तथा जातमिति वक्तुं प्रकारान्तरेण वेणुरवोद्गममाहुः हन्त चित्रमिति ।

हन्त चित्रमबलाः शृणुतेदं हारहास उरसि स्थिरविद्युत् ।
नन्दसूनुरयमार्तजनानां नर्मदो यर्हि कूजितवेणुः ॥ ४ ॥
वृन्दशो व्रजवृषा मृगगावो वेणुवाद्यहृतचेतस आरात् ।
दन्तदष्टकवला धृतकर्णा निद्रिता लिखितचित्रमिवासन् ॥ ५ ॥

हे अबलाः, इदमाश्चर्यं शृणुत । यर्हि नन्दसूनुः कूजितवेणुः तर्हि वृषा गावो दन्तदष्टकवला निद्रिता आसन्निति सम्बन्धः । कामः पशुषु सजातीय एव, नोत्कृष्टे नापकृष्टे । अश्वतरे त्वन्यैव व्यवस्था । हीनेषु महतो रमणार्थं सम्बन्धोऽपि रसाभासजनकः । अतः सम्भोगलक्षणं कामं निराकृत्य पशुष्वत्यावश्यकं भक्ष्यं निरुणद्धि । पूर्वोक्तं वामबाहुकृतवामकपोलत्वमनुवर्तते । तत्रैवावान्तरभेदो वक्तव्यः । हन्तेति खेदे । यत्र गवामपि सर्वक्रियानिवृत्तिः, तत्रास्माकं न निवर्तते इति चित्रम् । पूर्वो-

---

ગાયોને પણ વેણુના નાદથી તે પ્રમાણે થયું એમ જણાવવાને માટે ગોપીજન हन्त चित्रम् એ યુગલમાં વેણુના નાદની ઉત્પત્તિનું બીજે પ્રકારે વર્ણન કરે છે.

હે અબલાઓ! આ આશ્ચર્ય શ્રવણ કરો. જેમનું હાસ્ય હારના જેવું છે, જેમના વક્ષઃસ્થલ ઉપર વિજળી સ્થિર છે, જે દુઃખી પુરુષોને આનન્દ આપનારા છે, એવા આ નંદના પુત્ર જ્યારે વેણુ વગાડે છે ત્યારે જથાબંધ વ્રજના આખલાઓ, જંગલી પશુઓ અને ગાયોનાં ચિત્ત દૂરથી આવતા વેણુનાદથી હરાઈ જાય છે, અને તેઓના દાંતથી કરડેલા કોળીઆઓ એમને એમ રહી જાય છે, તેઓ કાન માંડી નિદ્રામાં પડી જાય છે અને જાણે ચિત્રમાં આલેખેલાં હોય એવાં થઈ જાય છે. ૪–૫

હે અબલાઓ! આ આશ્ચર્ય સાંભળો. જ્યારે નંદના પુત્ર વેણુ વગાડે છે ત્યારે આખલાઓના અને ગાયોના કોળીઆઓ દાંતથી કરડેલા રહે છે અને તેઓ નિદ્રામાં પડી જાય છે એ પ્રમાણે શ્લોકમાં પદોનો સંબંધ છે. પશુઓમાં એક જ જાતના પ્રાણીમાં કામ થાય છે, પોતાનાથી ઉત્તમમાં અથવા નીચમાં તેમનો કામ થતો નથી. (મનુષ્યો પણ પશુ છે એમ શ્રુતિમાં પ્રસિદ્ધ છે. દેવોની તો મનુષ્યસ્ત્રીઓમાં પણ પ્રવૃત્તિ થાય છે એમ તાત્પર્ય છે.) ખચ્ચરમાં તો જુદી જ વ્યવસ્થા છે. (સૃષ્ટિના આરંભકાળથી જ આ પ્રમાણે પ્રસિદ્ધ છે; અર્થાત્ ઘોડાં અને ગધેડાંમાંથી ખચ્ચરની ઉત્પત્તિ થાય છે એ વાત પ્રસિદ્ધ છે. તેથી તેમને એક જાતનાં જ ગણવાં જોઈએ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે તેમનામાં ભગવાનના વિષે કામ સંભવી શકતો નથી.) ઊંચી જાતના પ્રાણીને હલકા પ્રાણીઓ સાથે જો રમણ માટે સંબંધ થાય તો તેથી પણ રસનો આભાસ થાય છે, તેથી સંભોગરૂપ કામને દૂર રાખીને પશુઓને ઘણા જરૂરી ખોરાકને વેણુનાદથી અટકાવે છે. (આ ઉપરથી જણાય છે કે ભગવાનમાં તેમના વિષે કામ હોઈ શકે નહિ. સંભોગરૂપ કામ એમનામાં છે જ નહિ, તેથી તેનો બોધ ન કરતાં વેણુનો નાદ પશુઓને ખોરાક લેતાં અટકાવે છે. જેમ પહેલાં ત્રીજા શ્લોકમાં સંભોગરસનો અનુભવ ન થયો તેમ અહીં ભક્ષણરસનો અનુભવ ન થયો એમ તાત્પર્ય છે.) પહેલાં બીજા શ્લોકમાં આપેલું વર્ણન—ડાબા હાથ ઉપર ભગવાનનો ડાબો ગાલ રાખવામાં આવેલો છે એ વર્ણન—અહીં પણ ચાલુ છે. તેના જ પેટાભેદનું વર્ણન કરવાનું છે.

**हन्त**—અરે—પદ ખેદ જણાવવા માટે વાપરવામાં આવ્યું છે. જ્યાં ગાયોની પણ સર્વ ક્રિયાઓ અટકી પડે છે ત્યાં આપણી—ગોપીજનોની—ક્રિયાઓ અટકતી નથી તે આશ્ચર્ય છે. (આપણી ક્રિયાશક્તિ જાગૃત જ થાય છે તેથી આપણને—ગોપીજનોને—ખેદ થાય છે એમ તાત્પર્ય છે.) પહેલાં, બીજા અને

पेक्षयाप्युत्कृष्टम् । देवस्त्रियो हि पुरुषोत्तमे कामुक्यो भवन्त्येव । इदं त्वत्याश्चर्यमिति । अबला इतिसम्बोधनं गत्वा दर्शनाभावाय । इदं मया प्रोच्यमानं शृणुत । अत्र गोपिका नवविधाः । गुणातीते प्रकारत्रयमिति, कर्मज्ञानभक्तिभिः । यस्त्वत्रयवस्थैषा । प्रथमा राजसः । इयं राजसराजसी । अपेक्षितं पूर्वं सर्वमेवानुवर्तते सर्वत्र । आदौ भगवतः स्वरूपं शृणुतेति । तं चतुर्धा वर्णयति । हारवत् हासो यस्य । उरसि स्थिरा विद्युद् यस्य । नन्दस्य च सूनुः । आर्तजनानां सर्वेषामेव नर्मदः । तत्र हेतुरयमिति । अन्यथेदानीमग्रे प्रकटो न भवेत् । द्वितीये मुहूर्ते निर्गच्छन्तं वालक्ष्याह । तदा प्रतिमुहूर्तं युगलानि भवन्ति । सन्ध्यासन्ध्यांशयोरन्तरेण द्वादशैव मुहूर्ता इति सोमोत्पत्तौ निर्णयः । अन्येषां

---

ત્રીજા શ્લોકમાં વર્ણવેલા આશ્ચર્યથી પણ અહીં વર્ણવેલું આશ્ચર્ય ઉત્તમ પ્રકારનું છે. કારણ કે દેવની સ્ત્રીઓ પુરુષોત્તમની કામનાવાળી હોય જ, પરંતુ આ—પશુઓની આસક્તિ—તો અતિ આશ્ચર્ય છે. પોતે વનમાં જઈને એવાં પશુઓનાં દર્શન કરી શકતાં નથી તેથી અબલાઃ—હે અબલાઓ—એ પ્રમાણે સંબોધન કરવામાં આવેલું છે. આ—જે હું કહું છું તે—સાંભળો.

અહીં—આન્તર રમણમાં—ગુણવાળી ગોપીઓ નવ પ્રકારની છે. ગુણાતીતના ત્રણ પ્રકાર છે; કર્મ, જ્ઞાન અને ભક્તિથી. શ્લોકોનાં યુગલ બોલનારાં ગોપીઓની આ વ્યવસ્થા છે. (અહીં આ પ્રમાણે તાત્પર્ય છે. બાહ્ય રમણમાં સ્વરૂપ મુખ્ય છે, અને સ્વરૂપ છ ગુણવાળું છે; તેથી આ સ્વરૂપમાં જ ગોપીજનોની નિષ્ઠા હોવાથી તેઓ પણ છ ગુણવાળાં છે એમ વર્ણન કરવામાં આવ્યું છે. પરંતુ અંદરના રમણમાં ભાવ મુખ્ય છે, અને સત્ત્વ વગેરે દૃષ્ટાન્તથી ભાવ નવ પ્રકારનો છે; તેથી ભાવમાં જ નિષ્ઠા રાખનારાં ગોપીજનો પણ નવ પ્રકારનાં છે એમ કહેવામાં આવ્યું છે.)

પહેલાં ત્રણ ગોપીજનો રાજસી છે, રજોગુણના ભેદથી ભિન્ન ભિન્ન પ્રકારનાં છે. આ ગોપીજન રાજસરાજસી—શુદ્ધ રાજસી—છે. (અર્થાત્ પહેલા યુગલની ગોપી રાજસસાત્ત્વિકી, બીજા યુગલની ગોપી રાજસરાજસી, અને ત્રીજા યુગલની ગોપી રાજસતામસી છે. આ પ્રમાણે પહેલા ત્રણ યુગલની ગોપી રાજસી છે.) પહેલાં વર્ણવેલું જેટલું જરૂરનું હોય તેટલું બધુંય હવે પછીના સર્વે યુગલોમાં છે એમ જાણવું.

પહેલાં ભગવાનનું જે સ્વરૂપ હું કહું છું તે સાંભળો. આ ગોપી ભગવાનનું ચાર પ્રકારે વર્ણન કરે છેઃ (૧) હારના જેવું જેમનું હાસ્ય છે, (૨) જેમના વક્ષઃસ્થલ ઉપર વિજળી છે, (૩) જે નન્દના પુત્ર છે, અને (૪) જે બધા ય દુઃખી પુરુષોને આનન્દ આપનારા છે, (અર્થાત્ એકલા નન્દને જ આનન્દ આપનારા છે એમ નહિ પણ સર્વ દુઃખી જનોને આનન્દ આપનારા છે.) (ભગવાન્ બધા દુઃખી પુરુષોને આનન્દ આપે છે) તેનું કારણ દર્શાવતાં કહે છે કે અયમ્, આ (ભગવાનનું પ્રાકટ્ય જ સર્વને સુખ આપવામાં કારણભૂત છે.) જો આ પ્રમાણે ન હોત તો ભગવાન્ હમણાં આપણી સમક્ષ પ્રકટ ન થાત.

અથવા તો બીજા મૂહૂર્તમાં પ્રકટ થએલા ભગવાનને જોઈને આ પ્રમાણે કહેવામાં આવ્યું છે. આ પ્રમાણે અર્થ કરવામાં આવે ત્યારે દરેક મૂહૂર્તમાં યુગલો થાય છે, ગવાય છે. સવારની સંધ્યા અને સાંજની સંધ્યા એ બેની વચ્ચે બાર જ મૂહૂર્તો છે એમ સોમની ઉત્પત્તિમાં નિર્ણય કરવામાં આવ્યો છે. (જ્યાં સોમની ઉત્પત્તિનો નિર્ણય કરવામાં આવ્યો છે ત્યાં એમ કહેવામાં આવ્યું છે કે અમાસને દિવસે સોમ દિવસના મધ્યતમાં જુદે જુદે સ્થાને રહે છે. 'ત્રણ મૂહૂર્ત સુધી સૂર્યમાં રહે છે, ત્રણ મૂહૂર્ત સુધી જલમાં રહે છે, ત્રણ મૂહૂર્ત સુધી ગાયોમાં રહે છે અને ત્રણ મૂહૂર્ત સુધી વનસ્પતિમાં રહે છે' આ પ્રમાણે ત્યાં કહેવામાં આવ્યું છે. તેથી દિવસ બાર મૂહૂર્તનો છે; એટલે દરેક મૂહૂર્તમાં પ્રભુ જે જે લીલા કરે છે તે તે લીલાનું અહીં એક એક યુગલથી ગાન કરવામાં આવે છે, એમ 'બાર'ની સંખ્યાથી જણાવવામાં આવે છે. ગોપીજનોના હૃદયમાં ભગવાન્ લીલાસહિત પ્રકટ થાય છે; તેથી પ્રિય, ભગવાન્, જ્યારે જે લીલા કરે છે ત્યારે જ તે જ લીલા સ્વામિનીઓના હૃદયમાં સ્ફુરે છે. તેથી આ વિષયમાં કાંઈ પણ અઘટિત નથી.)

हास्यं किर्मीरितं भवति, रज्जुवत् । भगवतस्तु दन्तानां कान्त्या विभक्तो हासः मुक्ताहारवद् भवति । यथा रत्नैर्व्यवहिता मुक्ता इति । अनेन जगतः प्रपञ्चे मोहजनकत्वं स्थिरीकृतम् । स्नेहकलाभिर्माया-विभक्तेति श्रुतार्थापत्तिरर्थनिरूपणे मूलं सर्वत्र । यथा दृष्टे नानुपपत्तिः । दृष्टानुसारेणैव सर्वं व्यवस्था-प्यते । 'न हि दृष्टे अनुपपन्नं नाम व्याघातात्' इति । लौकिकानामेषा व्यवस्था । सर्वथा दृष्टविरोधो नाङ्गीक्रियत इति । तथा वैदिकानां श्रुतिः । यावतैव बोध्यमानः पदार्थः स्थिरीभवति, तावांस्तदनुगुण उच्यत इति सर्वत्रैवैषा व्यवस्था । न केवलं संसारे पुत्राद्यासक्तिमेव स्थिरीकरोति, किन्तु धनासक्तिम-

---

બીજાંઓનું હાસ્ય દોરડાની માફક એકસરખું હોય છે, પણ ભગવાનનું હાસ્ય મોતીના હારની માફક—જેમ રત્નોથી છૂટાં પડેલાં મોતીઓ હોય છે તેમ—દાંતોની કાંતિથી વિભક્ત હોય છે. (બીજાંઓના દાંતમાં પ્રભા હોતી નથી, તેથી તે દાંત હાસ્યમાં વિભાગ કરી શકતા નથી. 'જેમ રત્નોથી છૂટાં પડેલાં મોતીઓ હોય' એ પ્રમાણે ભગવાનના દાંતના સંબંધમાં માણેકનું દૃષ્ટાન્ત કહેવામાં આવ્યું છે, તેથી ભગ-વાનના દાંતમાં પ્રભા હોવાથી તેઓ હાસ્યમાં વિભાગ કરે છે એમ તાત્પર્ય છે. વળી, જો હાસ્ય ફક્ત મોતીના હારની તુલ્ય હોય તો તેમાં વિચિત્રતા ન આવે. તેથી 'જેમ રત્નોથી છૂટાં પડેલાં મોતીઓ હોય' એ પ્રમાણે દૃષ્ટાન્ત આપવામાં આવેલું છે. નીચેના ઓઠની પ્રભાથી દાંતમાં રતાશ સ્વાભાવિક છે.) આ પ્રમાણે ભગવાન્ જગતને પ્રપંચમાં મોહ ઉત્પન્ન કરે છે એ વાત દૃઢ થઈ. (અહીં હાસ્યના વિભાગની સ્થિરતાથી સૂચવાએલા અર્થનું વર્ણન કરવામાં આવ્યું છે. ભગવાન્ વિષેના સ્નેહથી સર્વ રીતે માયા વગેરે દૂર થાય એ પ્રમાણબલ છે, અને એ માયાને સ્થિર કરવાથી તો એ પ્રમાણબલનું નિરાકરણ થાય છે. તેથી ભગવાનમાં સ્નેહ અને માયાનું કાર્ય—પ્રપંચમાં મોહ—એ બન્ને સાથે રાખવાથી, ભગવાનમાં જેમને સ્નેહ છે એવા મજના જીવરૂપી જગતનો પણ ભગવાન્ પ્રપંચમાં મોહ ઉત્પન્ન કરે છે એમ તાત્પર્ય છે. આ પણ એક આશ્ચર્ય છે. હન્ત એ ખેદદર્શક પદનો પ્રયોગ થએલો હોવાથી આ સૂચવેલા અર્થનું વર્ણન કરવામાં આવ્યું છે, કારણ કે જેમનો ભગવાનમાં સ્નેહ હોય છે તેઓનો જ્યારે ભગવાન્ વિના બીજા પદાર્થમાં પણ સ્નેહ જોવામાં આવે છે ત્યારે ભક્તોને અવશ્ય ખેદ થાય છે. જો આ પ્રમાણે ન હોય—ભક્તોને ભગવાન્ વિના બીજા પદાર્થમાં સ્નેહ ન હોય—તો ભગવાન્ વિષેના સ્નેહને લીધે તે ભક્તો સર્વ પદાર્થનો ત્યાગ કરે, એટલે તેમની સાથે ભગવાનની લોકમાં લીલા ન થાય. તેથી ભગવાન્ ભક્તોની વિષયરૂપ પ્રપંચમાં આસક્તિ કરાવે છે.)

સ્નેહની કલાઓથી માયા વિભક્ત થએલી છે એ શ્રુતાર્થાપત્તિ સર્વત્ર અર્થનું નિરૂપણ કરવામાં કારણ છે. જે જોવામાં આવે છે તેમાં કાંઈ પણ અઘટિત નથી; જે પ્રમાણે જોવામાં આવે છે તે જ પ્રમાણે સર્વ વ્યવસ્થા કરવામાં આવે છે, કારણ કે 'જે જોવામાં આવે છે તેમાં કાંઈ અયોગ્ય નથી, નહિ તો વિરોધ આવે' આ પ્રમાણે ન્યાય છે. આ પ્રમાણે—જે જોવામાં આવેલું છે તેનો વિરોધ કોઈ રીતે સ્વીકારવામાં આવતો નથી એ પ્રમાણે—લૌકિકમાં વ્યવસ્થા છે. તે પ્રમાણે વેદ માનનારાઓને શ્રુતિ પ્રમાણ છે. જેટલું કહેવાથી જ જેનું જ્ઞાન કરાવવાનું છે તે પદાર્થ જેટલા પ્રમાણથી સ્થિર થાય તેટલા જ પ્રમાણમાં તેને અનુકૂલ અર્થ આપવામાં આવે છે. આ પ્રમાણે સર્વત્ર વૈદિક વ્યવસ્થા છે. (લોકમાં આવા પ્રકારનું હાસ્ય સંભવતું નથી, તેથી આવું ભગવાનનું હાસ્ય સંભવતું નથી. આ પ્રમાણે જો કોઈને શંકા થાય તો તે શંકા દૂર કરવાને માટે શ્રુતાર્થાપત્તિથી સિદ્ધ કરવામાં આવે છે કે ભગવાનનું આવું હાસ્ય હોઈ શકે છે. આગળ પણ જ્યાં શ્રુતાર્થાપત્તિને પ્રમાણ તરીકે આપવામાં આવેલી છે ત્યાં પણ આ પ્રમાણે જ અર્થ કરવો. 'હારના જેવું હાસ્ય' એ પદાર્થનું જ્ઞાન કરાવવાનું છે. તે પદાર્થ મોહ ઉત્પન્ન કરવા સુધીના તાત્પર્યથી સ્થિર થાય છે. આ પ્રમાણે જો પ્રયોજન ન હોત તો 'હારના જેવા હાસ્યવાળા' એ પદ કહેવામાં આવત નહિ.)

ફક્ત સંસારમાં પુત્ર વગેરેમાં આસક્તિ હોય તેને જ પોતાની અંદર સ્થિર કરે છે એટલું જ નહિ, પણ ધન વગેરેમાં આસક્તિ હોય તેને પણ પોતાનામાં સ્થિર કરે છે એમ સ્થિરચિત્તુસ્ એ પદ વડે કહે.

पीत्याह । स्थिरा लक्ष्मीर्यत्रेति । एवं प्रमाणबलनिराकरणार्थं द्वयं विधाय प्रमेयबलनिराकरणार्थं द्वयं कृतवानित्याह । यतोऽयमेव नन्दस्य सूनुर्जातः । आर्तानां च स्वयमागत्य सुखं प्रयच्छति । परिदृश्यते च तयेति च प्रमाणम् । न हि महानेवं करोति । अतः इदमाश्चर्यम् । एतमेवार्थं प्रकटीकुर्वन् कूजित-वेणुर्भवति । अथवा । पूर्वापेक्षया अधोवक्त्रलीलया वेणुर्वाद्यते । हारवद्धासो यस्मिन् उरसि । तस्य स्थिरता विभागस्थैर्यं चाश्चर्यम् । श्रीवत्सोऽप्यत्युत्कृष्ट इति शोभार्थं तस्य स्थिरत्ववर्णनम् । तादृशस्य नन्द-सूनुत्वे स्नेहो वर्धते । तत्रापि स्वोपकारक इति । कूजितत्वं वादनविशेषधर्मः । सर्वेषामान्तरं प्राण-धर्ममप्याकर्षति । यत्र पशूनामपि प्राणादिधर्महारी, तत्रान्येषां किं वक्तव्यमिति पशूनां निरूपयति ।

---

છે. સ્થિર છે વિજળી—લક્ષ્મી—જેમાં એ સ્થિરવિદ્યુત્ કહેવાય છે. (અલ્પ સમય રહેવાનો ગુણ વિજળી અને ધનમાં એક સરખો છે, તેથી વિદ્યુત્—વિજળી—શબ્દમાંથી ધનનો પણ અર્થ મળે છે. અથવા તો ભગવાનના વક્ષઃસ્થલ ઉપર હારની પેઠે હાસ્યે સ્થિતિ કરેલી છે, તેથી વિભાગની સ્થિરતાથી પ્રપંચમાં જે આસક્તિ સૂચવી તેને પણ ભગવાન્ પોતાના સંબંધવાળી જ કરે છે. આથી પ્રપંચની અંદર પ્રપંચ વિષેનો જે મોહ છે તેને પોતાના સંબંધવાળો કરવો એ ગુણ ભગવાન્ પોતાની અંદર સ્થિર કરે છે એમ શ્રીસુબો-ધિનીજીનું તાત્પર્ય છે. ફક્ત પોતાના જ સંબંધવાળી આસક્તિ ઉત્પન્ન કરવાનો ગુણ જગતમાં બહુ જ અપ્રસિદ્ધ છે, તેથી આ બાબતમાં આશ્ચર્ય છે. આગળ પણ આ પ્રમાણે જ અર્થ સમજવો. આ પ્રમાણે અર્થ કરતી વખતે हन्त—અરે—એ પદ હર્ષવાચક છે. આ વિષયમાં કોઈનું કોઈ પણ બલ ચાલતું નથી એ અર્થ જણાવવાને માટે अबलाः એ પ્રમાણે સંબોધન કરવામાં આવેલું છે. हारहासः અને स्थिर-विद्युत् એ બે વિશેષણોનો મુખ્ય અર્થ ઘણો ગુપ્ત રાખવા જેવો છે તેથી શ્રીમહાપ્રભુજીએ તેનો અર્થ આપ્યો નથી. તેથી જ આ ગૂઢ અર્થનું જ્ઞાન થાય તેટલા માટે સ્વામિનીઓએ પણ સાવધાન રહીને સાંભળવું એમ દર્શાવવા इदं शृणुत એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. આ જ કારણથી અમે—શ્રીવિઠ્ઠલ-નાથજી—પણ આ ગૂઢ અર્થ લખતા નથી, કારણ કે જેમના ઉપર ભગવાનનો અનુગ્રહ છે તેમને તો આ ગૂઢ અર્થ એની મેળે સ્ફુરે છે, અને જેમના ઉપર ભગવાનનો અનુગ્રહ નથી તેઓને આ ગૂઢ અર્થનું જ્ઞાન થવું યોગ્ય નથી. ફક્ત ભગવાન્ ઉપર જ જેમનો સ્નેહ હોય છે તેમના બીજા ધર્મો નિવૃત્ત થાય છે એ સ્વાભાવિક છે, તેથી પ્રમાણબલનો નિરાસ થાય છે.)

આ પ્રમાણે પ્રમાણબલનું નિરાકરણ કરવા हारहासः અને स्थिरविद्युत् એ બે વિશેષણો કહીને, હવે પ્રમેયબલનું નિરાકરણ કરવા ભગવાને બે કાર્ય કર્યાં એમ કહે છે; કારણ કે (૧) આ ભગવાન્ જ નંદના પુત્ર થયા, અને (૨) ભગવાન્ પોતે જ આવીને દુઃખી પ્રાણીઓને સુખ આપે છે. આ પ્રમાણે જોવામાં આવે છે એ આ વિષયમાં પ્રમાણ છે. (પહેલાં જણાવેલી શ્રુતાર્થાપત્તિ પણ અહીં પ્રમાણ છે એ દર્શાવવા चનો પ્રયોગ છે.) મોટા પુરુષ, ખરેખર, આ પ્રમાણે કરતા નથી, તેથી આ આશ્ચર્ય છે. આ જ અર્થને પ્રકટ કરતાં ભગવાન્ વેણુ વગાડે છે; અથવા તો પહેલા કરતાં નીચું મુખ રાખવાની લીલાથી ભગ-વાન્ વેણુ વગાડે છે. (આ બીજો અર્થ કરવામાં આવે ત્યારે हारहासे એ સપ્તમી વિભક્તિનું એકવચન છે અને उरसिનું વિશેષણ બને છે.) હારના જેવું હાસ્ય છે જે વક્ષઃસ્થલ ઉપર તેની સ્થિરતા અને વિભાગોની સ્થિરતા એ આશ્ચર્ય છે. શ્રીવત્સ પણ ઘણો ઉત્તમ છે, તેથી શોભા માટે સ્થિરતાનું વર્ણન કરવામાં આવેલું છે. આવા પ્રકારના ભગવાન્ જ્યારે નંદના પુત્ર થાય ત્યારે તેમનામાં સ્નેહ વધે છે. કૂજન એ વેણુને વગાડ-વાનો અમુક પ્રકાર છે. (વેણુ વગાડવાથી ઉત્પન્ન થએલો વેણુમાં રહેલો અમુક ધર્મ તે કૂજન કહેવાય છે.) સર્વેની અંદર રહેલા પ્રાણના ધર્મનું પણ તે આકર્ષણ કરે છે.

જ્યારે વેણુકૂજન પશુઓના પણ પ્રાણ વગેરે ધર્મોનું હરણ કરે છે તો પછી બીજાનું તો કહેવું જ શું? આ અર્થ દર્શાવવાને માટે 'પશુઓના પ્રાણ હરે છે' એમ વર્ણન કરવામાં આવે છે. એક પશુનો પ્રાણ બીજા કારણથી પણ હરાઈ જાય, તેથી वृन्दशः—જથાબંધ—એ પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે. वृन्दशः એટલે ટોળેટોળાં. વેણુના નાદનો જ્યાં પ્રવેશ પામ્યો ત્યાં બધાં પશુઓના પ્રાણ તે હરે છે એમ

एकस्य तथात्वं हेत्वन्तरसिद्धमपि भवेत् । अत उक्तं **वृन्दश** इति । समूहशः । यत्रैव वेणुनादः प्रविष्टः तेषां सर्वेषामित्यर्थः । व्रजस्थिता **वृषाः** ककुद्मिनो मत्ताः, उत्सृष्टवृषा इव शकटादिनेतारः । ते व्रजसमीप एव तिष्ठन्तीति ग्राम्यपशूपलक्षणार्थं **व्रजपदम्** । **मृगा** गावश्चारण्ये मिलिता भवन्ति । आरण्या ग्राम्याश्चैवं भवन्तीति ज्ञापनार्थं **मृगपदम्** । किं बहुना । सर्व एव पशवो वेणुवाद्येन कृत्वा हृतचेतसो भवन्ति । नापि भगवत्समीपगमने समर्थाः । किन्तु हृतचेतसो दूरादेव भवन्ति । अनेन वेणुनादस्य स्वाभाविक एवायं धर्मो, न तु भगवत्समीपकृत इति । **कवलास्तृणरूपाः**, केवलं **दन्तैर्दष्टाः**, न त्यागे, न च भक्षणे समर्थाः । **दन्तदंश**मात्रेण प्रयत्नो निवृत्त इति नादस्येतरकार्यनिवर्तकत्वमुक्तम् । पूर्वक्रियाया अत्यावश्यकत्वाय **कवलपदम्** । देवस्त्रीवन्मूर्छानिवृत्त्यर्थमाह **धृतकर्णा** इति । अन्यत् सर्वं परित्यज्य **कर्ण**मेव साधनं धृतवन्तः । ततो बाह्यान्निवृत्ता इत्याह **निद्रिता** इति । ततो नादेन सर्वतो व्याप्ताः । लिखितं गवादीनां **चित्र**मिव पश्चात्ते जाताः । स्थावरापेक्षयापि स्थिरा जाताः । पूर्वोक्तार्थादधिकोऽर्थ इति **चित्रता** ॥ ४ ॥ ५ ॥

---

તાત્પર્ય છે. વ્રજમાં રહેલા આખલાઓ છૂટા મૂકેલા આખલાઓની માફક મોટી ખૂંધવાળા મત્ત હોય છે અને ગાડાં વગેરેને લઈ જાય છે. તેઓ વ્રજની પાસે જ રહે છે, તેથી ગામનાં પશુઓનો પણ સમાવેશ કરવાને માટે **व्रज** શબ્દનો પ્રયોગ કરવામાં આવેલો છે. જંગલી પશુઓ અને ગાયો વનમાં મળી આવે છે. વનનાં અને ગામનાં પશુઓની આવી સ્થિતિ થાય છે એમ જણાવવા **मृग** શબ્દનો પ્રયોગ કરવામાં આવેલો છે. વધારે શું કહેવું ? વેણુના નાદને લીધે બધાંય પશુઓનાં ચિત્ત હરાઈ જાય છે. તેઓ ભગવાનની પાસે જવાને પણ શક્ત નથી, પરંતુ દૂરથી જ તેમનું ચિત્ત હરાઈ જાય છે. **आरात्**—દૂરથી—એ પ્રમાણે કહેવાથી સિદ્ધ થાય છે કે ચિત્ત હરવાનો વેણુનાદનો ધર્મ સ્વાભાવિક જ છે, ભગવાનની સમીપ જવાથી કાંઈ પશુઓનું ચિત્ત હરાઈ ગયું નથી. ઘાસના કોળીઆઓને ફક્ત દાંતોથી કરડવામાં આવેલા હતા. કોળીઆઓનો ત્યાગ કરવાની અથવા તો તેમનું ભક્ષણ કરવાની શક્તિ પશુઓમાં ન હતી. પશુઓ કોળીઆઓને ફક્ત દાંતથી કરડતાં હતાં એમ કહેવાથી તેમનો પ્રયત્ન અટક્યો હતો, એટલે વેણુનાદને લીધે તેમનું બીજું કાર્ય બંધ રહ્યું એમ કહેવામાં આવ્યું છે. (વેણુનાદ સાંભળવામાં જે ઉપયોગી હોય તે વિના બીજું બધું કાર્ય બંધ રહ્યું એમ તાત્પર્ય છે. જો બધાંય કાર્ય બંધ રહે તો વેણુનાદ સાંભળવા કાન પણ ન મંડાય. તેથી 'બીજું' કાર્ય બંધ રહ્યું એમ કહેવામાં આવ્યું છે.) પહેલાંની ક્રિયા ઘણી જરૂરી હતી એમ જણાવવા **कवल**—કોળીઓ—એ શબ્દનો પ્રયોગ કરવામાં આવેલો છે. (દાંતથી ઘાસ કરડ્યા પછી વેણુનાદ સાંભળ્યો. પછીથી ઘાસ ખાવાનું અને વેણુનાદ સાંભળવા કાન માંડવાનું એ બે કાર્ય કરવાનાં રહ્યાં. તેમાં પ્રથમ ઘાસ કરડવામાં આવેલું હોવાથી તેના સંબંધવાળી ઘાસ ખાવાની ક્રિયા જરૂરની હતી. વળી, ઘાસનો કોળીઓ પણ થએલો હોવાથી ખાવાની ક્રિયા બહુ જરૂરની હતી. છતાં પણ તે ક્રિયા ન થઈ એ વેણુનાદનું માહાત્મ્ય છે એમ તાત્પર્ય છે.)

જેમ દેવોની સ્ત્રીઓ મૂર્છા પામી તેમ આ પશુઓ મૂર્છા ન પામે એટલા માટે **धृतकर्णाः**—તેમણે કાન માંડ્યા—એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. બીજું બધું કાર્ય છોડી દઈને વેણુનાદનું શ્રવણ કરવામાં કાનરૂપી જે સાધન તે કાનને જ માંડ્યા. પછીથી પશુઓ બાહ્ય કાર્ય કરતાં અટકી પડ્યાં એમ **निद्रिताः** એ પદ વડે કહેવામાં આવે છે. પછીથી ચારે બાજુએ તેઓ નાદથી વ્યાપ્ત થયાં, અને પછી ચિતરેલી ગાયો વગેરેની માફક તેઓ થઈ ગયાં; અર્થાત્ સ્થાવર પદાર્થ કરતાં પણ તેઓ સ્થિર થઈ ગયાં. આ અર્થ બીજા અને ત્રીજા શ્લોકમાં કહેલા અર્થથી પણ અધિક છે એ આશ્ચર્ય છે. (બીજા અને ત્રીજા શ્લોકમાં કહેવામાં આવ્યું હતું કે દેવોની સ્ત્રીઓને મૂર્છા થઈ, જ્યારે આ યુગલમાં તે પ્રમાણે કહેવામાં આવ્યું નથી; તેથી આ યુગલનો અર્થ પાછલા યુગલના અર્થ કરતાં અધિક છે, અને તેથી આશ્ચર્ય છે.) ૪–૫

वेणुनादेन नदीनामतिजडानामपि स्पृहा जायत इति यत्कं पुनर्वेणुनादं वर्णयन्ति बर्हिण इति ।

बर्हिणः स्तवकधातुपलाशैर्बद्धमल्लपरिबर्हविडम्ब्यः ।
कर्हिचित् सबल आलि सगोपैर्गाः समाह्वयति यत्र मुकुन्दः ॥ ६ ॥
तर्हि भग्नगतयः सरितो वै तत्पदाम्बुजरजोऽनिलनीतम् ।
स्पृहयतीर्वयमिवाबहुपुण्याः प्रेमवेपितभुजाः स्तिमितापः ॥ ७ ॥

आवेशो देववेशश्च पूर्वं निरूपितौ । लीलावेशोऽधुना निरूप्यते । निरन्तरक्रिया हि नदीनाम् । चेतनानां तु निद्रामूर्च्छादौ क्रियानिवृत्तिरपि दृष्टा । नदीनां तु न कदापि निवर्तत इति । तत्रापि महतीनाम् । बन्धोऽपि न तासां भवति । सापि वेणुनादेन निवृत्ता । बर्हिणो मयूरस्य । स्तबकाः गुच्छकाः पिच्छगुच्छानि । धातवो गैरिकादयः । पत्राणि च । धातूनां वा पत्राकारेण लेखाः । कमलपत्राण्यपि आकारार्थं बध्यन्त इति । तैः कृत्वा मल्लानां परिबर्हः अलङ्करणं वेश इति यावत् । स्वयं स्तबकादिभिः

---

વેણુનાદથી ઘણી જ જડ એવી નદીઓને પણ ભગવાનના ચરણારવિન્દની રજની ઇચ્છા થઈ એમ કહેવાને માટે બર્હિણઃ ઇત્યાદિ શ્લોકમાં ફરીથી ગોપીજનો વેણુનાદનું વર્ણન કરે છે. (પહેલાં વર્ણવેલાં પશુઓને લીલાનું વિશેષ જ્ઞાન નહિ હોવાથી તેઓ જડ—મૂર્ખ—છે. નદીઓ તેમનાથી પણ વધારે જડ છે, કારણ કે તેમને જરા પણ જ્ઞાન નથી એમ તાત્પર્ય છે.)

હે સખી! મોરનાં પીંછાંઓના ગુચ્છાઓ, ધાતુઓ અને પાંદડાંઓ વડે મલ્લનો શૃંગાર ધારણ કરીને મુકુન્દ ભગવાન્ જ્યારે કોઈકવાર બલભદ્ર અને ગોપોની સાથે ગાયોને બોલાવે છે ત્યારે જેમની ગતિ બંધ થઈ ગઈ છે એવી નદીઓ પવને આણેલી તેમના ચરણારવિન્દની રજની ઇચ્છા કરે છે, આપણી પેઠે બહુ પુણ્યવાળી નહિ હોવાથી પ્રેમથી ભુજાઓ કંપાવે છે અને સ્થિર જલવાળી થઈ જાય છે. ૬–૭

પહેલાં આવેશ અને દેવવેશનું વર્ણન કરવામાં આવ્યું છે, હવે લીલાવેશનું વર્ણન કરવામાં આવે છે. (આ એટલે સર્વ તરફથી, વેશ એટલે વેશ; અર્થાત્ આવેશ એટલે હમ્મેશનો વેશ. આ નિત્ય વેશનું વર્ણન પહેલા યુગલમાં કરવામાં આવ્યું છે. અવેશઃ એવો પાઠ જો હોય તો તેનો અર્થ 'અમુક પ્રકારની સ્થિતિ' એ પ્રમાણે કરવો, 'વેશ' એ પ્રમાણે ન કરવો. દેવનો—ક્રીડા કરનારનો—વેશ એટલે દેવવેશ; અર્થાત્ ગાયો ચરાવવાને માટે બહાર જતી વખતે ભગવાન્ જે વેશ ધારણ કરે છે તે. આ વેશનું વર્ણન બીજા યુગલમાં કરવામાં આવ્યું છે. લીલાવેશ એટલે નૃત્યલીલા કરતી વખતનો વેશ. આ વેશનું વર્ણન આ ત્રીજા યુગલમાં કરવામાં આવ્યું છે.)

નદીઓની ક્રિયા હમ્મેશાં ચાલુ જ હોય છે, કારણ કે નિદ્રા, મૂર્છા વગેરેમાં ચેતન પદાર્થની—જીવની—ક્રિયા તો બંધ થતી જોવામાં આવે છે, પણ નદીઓની ક્રિયા તો કોઈ પણ વખતે બંધ પડતી નથી. તેમાં પણ મોટી નદીઓની ક્રિયા તો બંધ પડતી જ નથી અને તેમનો બંધ પણ થતો નથી. આવી નદીઓની ક્રિયા પણ વેણુનાદથી અટકી પડી. (સરન્તિ ઇતિ સરિતઃ, અર્થાત્ જે વહે તે નદીઓ એ પ્રમાણે વ્યુત્પત્તિ હોવાથી આ નદીઓ મોટી છે એમ સૂચન કરવામાં આવ્યું છે.)

બર્હીનાં—મોરનાં—સ્તબકો, અર્થાત્ ગુચ્છાઓ, મોરનાં પીંછાંના ગુચ્છાઓ. ધાતુઓ એટલે ગેરૂ વગેરે પદાર્થો; અને પાંદડાંઓ. અથવા તો પાંદડાંઓના આકારની ધાતુઓની આકૃતિઓ, કારણ કે કમળનાં પાંદડાંઓ પણ વેશને માટે બાંધવામાં આવે છે. આ બધા પદાર્થોથી મલ્લોનો પરિબર્હ—અલંકાર અર્થાત્ વેશ—રચવામાં આવ્યો છે. મોરનાં પીંછાંઓના ગુચ્છાઓ વગેરેથી ગોઠવેલો જે આ મલ્લનો વેશ તેનું ભગવાન્ પોતે અનુકરણ કરે છે, અથવા તો મલ્લનું અનુકરણ કરવામાં આવેલું છે, કારણ કે નાટકના

वद्धो योऽयं भक्तपरिबर्हः तं विडम्बयति । विडम्बो वा बद्धः । अस्वाभाविकं विडम्बनमेव भवति । नटमल्लवत् । अनेनायं नादो नृत्योपयोग्येव निरूपितः । तेन क्रियाशक्तिरुद्गता नादस्था निरूपिता नदीनामाकर्षे हेतुर्भवति । कर्हिंचिदिति । यदोत्साहः क्रियाशक्तौ । अत एव सबलः बलभद्रसहितः । आलीतिसम्बोधनं गोप्यत्वायायमर्थो निरूपितः, अप्रतारणार्थं च । प्रायेणैषा तदा दर्शनार्थं गतवती स्नानादिव्याजेन । एवं सामग्रीं विधाय सोऽस्माकं भोक्ता वस्तुतो वा जातो वा, तादृशो गोपैः सहितः । अनेनात्र वैकुण्ठस्थितलीला सूचिता । अत्रापि लक्ष्मीरस्माभिः सहिता रात्रौ, गोपैः सहिता दिवसे तिष्ठतीति । अत एव सम्बोधनं रहस्यसूचकम् । तदा गाः समाह्वयति, वेणुनादेनैव, प्रकरणित्वाद् ।

---

મલ્લની માફક અનુકરણ જ અસ્વાભાવિક હોય છે. આ પ્રમાણે નૃત્યના વેશનું અનુકરણ કરવામાં આવ્યું એમ કહેવાથી નૃત્યમાં ઉપયોગી જ આ નાદનું વર્ણન કરવામાં આવ્યું. (અર્થાત્ આ વેશ નૃત્યના સમયનો જ છે, બીજા સમયનો નથી એમ કહેવામાં આવ્યું.) વેશ નૃત્યના સમયનો છે એમ કહેવાથી નાદમાં રહેલી ક્રિયાશક્તિ બહાર નીકળેલી છે એમ વર્ણન કરવામાં આવ્યું છે, અને તે નદીઓને આકર્ષણ કરવાનું કારણ બને છે. (નૃત્યમાં મોટો જ અવાજ થાય છે, એટલે આંગળીઓરૂપી ક્રિયાશક્તિ બહાર નીકળી, એટલે આંગળીઓ ઘણી દબાવેલી હતી એમ કહેવામાં આવ્યું.)

कर्हिंचित् એટલે ક્યારેક, જ્યારે ક્રિયાશક્તિમાં ઉત્સાહ હોય ત્યારે. (નૃત્ય કરતી વખતે જ્યારે ઉત્સાહ થાય ત્યારે ભગવાન્ બલભદ્ર સાથે થાય છે એમ તાત્પર્ય છે.) તેથી જ ભગવાન્ सबलः એટલે બલભદ્ર સાથે છે. આ અર્થ ગુપ્ત રાખવા યોગ્ય છે એમ કહેલો છે અને બીજા કોઈને આ વિષયમાં ભ્રાન્તિ ન થાય તે માટે કહેવામાં આવેલો છે એમ દર્શાવવાને માટે आलि, હે સખી !, એ પ્રમાણે સંબોધન કરેલું છે. (આ પ્રમાણે કહેવામાં આવેલું છે તેથી ભગવાન્ કોઈ વાર જ બલભદ્રની સાથે થાય છે, અને કોઈ વાર જ ગોપોની સાથે થાય છે એ પ્રમાણે વાક્યનો સંબંધ પણ જણાવવામાં આવ્યો. તેથી ભગવાન્ સદા એકાન્તમાં જ આપણા—ગોપીજનોના—ભોક્તા છે એમ सः, તે, શબ્દથી જણાવવામાં આવ્યું છે.) ઘણું કરીને આ યુગલ બોલનારી ગોપી સ્નાન વગેરેના બ્હાનાથી તે વખતે દર્શન કરવા ગએલી. (દરેક મુહૂર્તમાં યુગલો ગવાય છે એ પ્રમાણે અર્થ કરવામાં આવે ત્યારે આ પ્રમાણે બને છે. બીજા યુગલમાં ભગવાન્ બહાર જાય છે એમ કહેવામાં આવ્યું. આ ત્રીજું યુગલ છે. તેથી હમણાં ચિત્ત સર્વથા દ્રવતું નહિ હોવાથી અને કાંઈક તેવું થતું હોવાથી प्रायेण, ઘણું કરીને, એ પ્રમાણે કહેવામાં આવેલું છે. ભગવાન્ જ્યારે વનમાં પધારે ત્યારે ગોપીજનોનાં ચિત્ત દ્રવી જતાં હતાં એમ પહેલા શ્લોકમાં કહેવામાં આવેલું છે, તેથી આગળ જ્યારે ગોપીજનોનું ચિત્ત સર્વથા દ્રવશે ત્યારે એની મેળે જ લીલાનું જ્ઞાન થશે એમ તાત્પર્ય છે. અહીં સરિતાનો પ્રસંગ કહેલો છે તેથી ભગવાન્ નદીના તીરે રહેલા છે એમ જણાવવામાં આવ્યું છે. તેથી જ કહેવામાં આવ્યું છે કે સ્નાન વગેરેના બ્હાનાથી નદીએ ગએલી ગોપીજનોએ ભગવાનનાં દર્શન કર્યાં.) આ પ્રમાણે સામગ્રી તૈયાર કરીને ભગવાન્, જે વાસ્તવિક રીતે આપણો—ગોપીજનનો—ભોગ કરનાર છે અથવા ભોગ કરનાર થએલા છે તે, ગોપોની સાથે મળે છે. (કોઈક વખત જ ભગવાન્ ગોપોની સાથે પણ મળે છે. કોઈક સમયે જ ભગવાન્ બલભદ્ર અથવા ગોપો સાથે મળે છે એમ કહેવામાં આવેલું હોવાથી તે હમ્મેશાં એકાન્તમાં રહે છે અને તે રીતે રમણની સામગ્રીનું સૂચન કરવામાં આવ્યું છે. ભગવાન્ ભોક્તા થયા એટલે ભોગ કર્યા પછી ભગવાન્ ગાયોને બોલાવે છે એવો અર્થ છે.) આ કારણથી અહીં વૈકુણ્ઠમાં રહેલા ભગવાનની લીલા સૂચવવામાં આવેલી છે, કારણ કે અહીં પણ લક્ષ્મી રાત્રીએ આપણી સાથે અને દિવસે ગોપો સાથે રહે છે. તેથી જ आलि એ સંબોધન રહસ્ય સૂચવનારૂં છે. (દિવસે લક્ષ્મી અંતરંગ ગોપો સાથે જાય છે એમ તાત્પર્ય છે.)

તે સમયે ભગવાન્ વેણુનાદથી જ ગાયોને બોલાવે છે, કારણ કે આ પ્રકરણ વેણુનાદ વિષેનું છે. (ભોગ પછી બહિરંગ ગોપોની સાથે મળીને ભગવાન્ ગાયોને બોલાવે છે. કોઈક વખત જ ભગવાન્ બલદેવ અને ગોપોની સાથે હોય છે, હમ્મેશાં તો ભગવાન્ એકાન્તમાં ભોક્તા જ હોય છે. વાસ્તવિક રીતે

वेणुनाह्वयतीत्यग्रे वक्ष्यति । वेणुतुल्यतया निरूपणार्थं वा वेणोरग्रहणम् । गवामाह्वाने हेतुः मुकुन्द इति । मोक्षो हि ताभ्यो देय इति स्वतस्तासां साधनाभावादाकार्य प्रयच्छति । स्वरसं वा तत्र स्थापयितुम् । उद्गता क्रियाशक्तिर्महदेव कर्म करोतीति गवामाकारणमुक्तम् । तत्र योगार्थं ज्ञात्वा नद्योऽपि नित्यं गच्छन्तीति ताः स्थगिता जाता इत्याह तर्हीति । तत्क्षणमेव भग्नगतयो जाताः । न हि भगवदाज्ञा केनाप्युल्लङ्घ्या भवति । सरित इति प्रवाहैकस्वभावत्वं निरूपितम् । तासां वैष्णवत्वकामना । तासां हि समुद्रोऽधिपतिः । यथा भगवान् पतिर्भूयात्, तदर्थं तत्पदाम्बुजरजः स्पृहयतीर्जाताः । स्पृहयन्त्यः । रजसः सम्बन्धार्थमुपायमाह अनिलनीतमिति । अनिलेन वायुना स्वार्थं नीतम् । तेन

---

ભગવાન્ આવા પ્રકારના છે. અથવા તો ભોગ કર્યા પછી શ્લોકના પૂર્વાર્ધમાં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે થઈને ભગવાન્ ગાયોને બોલાવે છે એ પ્રમાણે પદોનો અન્વય કરવો. ભગવાન્ વ્રજમાંથી નીકળી નદીના તીરે અને નિકુંજમાં પોતાની ઇચ્છા પ્રમાણે રમણ કરીને, તે સમયે પહેલાંનો વેશ બદલાવાથી નૃત્ય વગેરેનો વેશ ધારણ કરીને ગાયોને કૃતાર્થ કરીને વનમાં પધારે છે. આવા પ્રકારના ભગવાનનું અહીં વર્ણન કરવામાં આવેલું છે. કાલ ભગવદ્રૂપ હોવાથી અને ભગવાનને અધીન હોવાથી સર્વ ઘટી શકે છે, તે વખતે સ્નાન વગેરેના બ્હાનાથી નદીએ ગયેલી ગોપી તેવા પ્રકારના ભગવાનનાં દર્શન કરે છે, અને પોતે અંતરંગ હોવાથી ભગવાનની પહેલાંની અવસ્થા જાણી જાય છે, અને પછી અહીં આવીને તેનું વર્ણન કરે છે એમ તાત્પર્ય છે.) વળી, ભગવાન્ ગાયોને વેણુથી બોલાવે છે એમ આગળ આઠમા શ્લોકમાં ગોપીજન કહેશે. અથવા તો ભગવાન્ વેણુના જેવા અવાજથી બોલાવે છે એમ દર્શાવવાને માટે આ યુગલમાં 'વેણુ' શબ્દ યોજવામાં આવ્યો નથી. ગાયોને બોલાવવાનું જે પ્રયોજન છે તે પ્રયોજન દર્શાવવા મુકુન્દઃ એ પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે. ગાયોને મોક્ષ આપવાનો છે તેથી, અને ગાયોને પોતાની પાસે મોક્ષ મેળવવાનું સાધન ન હોવાથી ભગવાન્ તેમને બોલાવીને મોક્ષ—માત્ર દર્શનનું સુખ—આપે છે; અથવા તો પોતાના રસનું સ્થાપન કરવાને માટે—ગાયોને સ્વરૂપરસનું ભાન કરાવવાને માટે—ભગવાન્ ગાયોને બોલાવે છે. બહાર નીકળેલી ક્રિયાશક્તિ—મોટો નાદ—મોટું જ કાર્ય કરે છે તેથી ભગવાન્ ગાયોને બોલાવે છે એ પ્રમાણે કહેવામાં આવ્યું છે.

તે પ્રસંગે गो શબ્દનો યૌગિક અર્થ સમજીને, નદીઓ પણ હમ્મેશાં વહેતી હોવાથી, તેઓ પણ વહેતી અટકી ગઈ એમ तर्हि એ શ્લોકમાં કહેવામાં આવે છે. (ભગવાન્ જ્યારે ગાયોને બોલાવે છે ત્યારે નદીઓ કેમ વહેતી અટકી ગઈ? આ શંકાનું સમાધાન આ પ્રમાણે છે. गच्छन्ति इति गावः એ પ્રમાણે गो શબ્દનો યૌગિક અર્થ છે, અર્થાત્ જે હમ્મેશાં જાય છે. सरित् શબ્દનો પણ યૌગિક અર્થ આ જ છેઃ सरन्ति इति सरितः. આ પ્રમાણે गो શબ્દ અને सरित् શબ્દનો યૌગિક અર્થ એક જ છે; તેથી ભગવાન્ જ્યારે ગાયોને બોલાવે છે ત્યારે નદીઓ એમ સમજે છે કે ભગવાન્ અમને—નદીઓને—બોલાવે છે, અને તેથી નદીઓ જે હમ્મેશાં વહે છે તે અટકી જાય છે.) અર્થાત્ જે વખતે નદીઓએ ભગવાનના વેણુનો નાદ સાંભળ્યો તે જ ક્ષણે તેમની ગતિ બંધ થઈ ગઈ, કારણ કે ભગવાનની આજ્ઞાનું કોઈ પણ ઉલ્લંઘન કરી શકતું નથી. નદીઓનો સ્વભાવ ફક્ત વહેવાનો જ છે એ દર્શાવવાને માટે सरितः એ પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે. નદીઓને વૈષ્ણવ થવાની ઇચ્છા છે. નદીઓનો તો સમુદ્ર અધિપતિ છે; પણ ભગવાન્ પોતાના પતિ થાય એ હેતુથી આ નદીઓ ભગવાનના ચરણની રજની ઇચ્છા કરનારી થઈ, અર્થાત્ અભિલાષા રાખનારી થઈ. નદીઓ સ્થિર થઈ, પણ ભગવદીય દેહ પ્રાપ્ત કર્યા વિના ભગવાનનો સંબંધ થતો નથી, અને ભગવદીય દેહ ભગવાનના ચરણારવિન્દની રજથી પ્રાપ્ત થાય છે. તેથી ભગવાનનો સંબંધ સિદ્ધ કરવાને માટે નદીઓએ ભગવાનના ચરણારવિન્દની ઇચ્છા કરવા માંડી એમ તાત્પર્ય છે.)

ભગવાનના ચરણારવિન્દની રજનો સંબંધ કરવાનો ઉપાય દર્શાવતાં ગોપીજન કહે છે કે अनिलनीतम्, પવને આણેલી રજ. પવને પોતાને માટે આ રજ આણેલી છે; તેની સાથે પવનનો ગાઢ સંબંધ

सह प्रत्यासत्तिः । जलार्थी सः । भगवदीया एव भगवत्सम्बन्धं प्राप्नुवन्तीति रजःकामना दूराभिप्राया । काम एवात्रोद्देश्यः देवतात्वान्नदीनाम् । अत एवाग्रे कालिन्दी तथा भविष्यति । इदानीं तथाभावे भाग्यं नास्तीत्याह अबहुपुण्या इति । न बहु पुण्यं यासाम् । यथा शीघ्रमेव गोरूपत्वम्, गोपालरूपत्वं दिवसे, रात्रौ स्त्रीरूपत्वमिति । पुण्यैर्विना समीहितार्थसिद्ध्यभावात् । कथं ज्ञायते तासामेवंभाव इति तत्राह वयमिवेति । यथा वयम्, अबहुपुण्याः । अन्यथा दिवसे गावो गोपा वा भवेम । अतः स्वदृष्टान्तेन ज्ञायते स्पृहामेव कुर्वन्ति, न तु तासां कार्यं सिध्यतीति । किञ्च । तासां सात्त्विकभावादपि हृद्गतो भावो लक्ष्यत इत्याहुः प्रेमवेपितभुजा इति । प्रेम्णैव भुजानां वेपनम्, न तु वायुवशात् । अतो विरहसन्तापयुक्ता इव लक्ष्यन्ते । किञ्च । स्तम्भोऽपि जात इत्याहुः स्तिमितापः इति । स्तिमिताः स्तब्धा आपो यासाम् । एवं रजोभेदास्त्रिविधा निरूपिताः ॥ ६ ॥ ७ ॥

---

થાય છે, અને પવન જળની ઇચ્છા રાખે છે. ભગવદીયો જ, અર્થાત્ ભગવાનના ચરણારવિન્દની રજથી ઉત્પન્ન થએલા દેહવાળાઓ જ, ભગવાનનો સંબંધ પ્રાપ્ત કરે છે, તેથી રજ વિષેની ઇચ્છા દૂર અભિપ્રાયવાળી છે. નદીઓ દેવતાઓ હોવાથી અહીં તેમના મનમાં કામ જ ઉદ્દેશ્ય છે. (ગાયોની બાબતમાં જેમ ખોરાક વિષેની ઇચ્છા હતી તેમ આ નદીઓની બાબતમાં નથી એ જણાવવાને માટે एव પદ મૂકવામાં આવ્યું છે. વેણુગીતમાં नद्यः એ પંદરમા શ્લોકમાં નદીઓ દેવતા હોવાથી તેમની સાથે બીજી લીલા સંભવતી નથી એમ કહેવામાં આવેલું છે. પરંતુ હમણાં તો ઇન્દ્રે ભગવાનનો અભિષેક કરેલો હોવાથી નદીઓની સાથે બીજી લીલા પણ સંભવે છે.) તેથી જ—કામ હોવાથી જ—આગળ ઉપર કાલિન્દી કામની ઇચ્છાવાળાં થશે. (આધિદૈવિક યમુનાજી ભગવાન્ હોવાથી તેમનાં અનંન્ત રૂપો છે. તેથી આ પણ રાજલીલામાંનું એક રૂપ છે. મુખ્ય રૂપ તો શ્રીયમુનાષ્ટકમાં વર્ણવવામાં આવેલું છે. વસ્તુતઃ ભગવાન્ અને શ્રીયમુનાજી એક હોવાથી कृष्णतुर्यप्रियाम्—શ્રીકૃષ્ણનાં ચતુર્થ પ્રિયા—એ પ્રમાણે શ્રીયમુનાષ્ટકમાં કહેવામાં આવેલું છે. અહીં सर्वाभेदादन्यत्रेमे—બ્રહ્મસૂત્ર ૩. ૩. ૧૦—એ ન્યાયનું અનુસંધાન કરવું. આ સૂત્રનો અર્થ એ છે કે લીલામાં આવેલા બધા પદાર્થો બ્રહ્મથી જુદા ન હોવાથી, અને બ્રહ્મ પોતે એક જ હોવાથી, ઉત્તરલીલામાં પણ પદાર્થો પૂર્વલીલાના સંબંધવાળા જ હોય છે.)

હમણાં તો તેવા થવાનું ભાગ્ય નથી એમ દર્શાવતાં ગોપીજન કહે છે કે अबहुपुण्याः, બહુ પુણ્યવાળાં નથી. જેમનું પુણ્ય બહુ નથી તે अबहुपुण्य કહેવાય છે. જેવી રીતે દિવસે તરત જ ગાયનું રૂપ અથવા તો ગોપાલનું રૂપ થાય અને રાત્રે સ્ત્રીનું રૂપ થાય એવું બહુ પુણ્ય આ નદીઓને નથી, કારણ કે પુણ્ય વિના ઇચ્છેલા પદાર્થની સિદ્ધિ થતી નથી. (પુણ્ય એટલે ભગવાનની તેવી કૃપા જેનાથી થાય તે ભાવ.)

નદીઓને આવા પ્રકારનો—કામનો—ભાવ છે એમ શી રીતે જણાય? આ શંકાનું સમાધાન કરતાં ગોપીજન કહે છે કે वयमिव, અમારી માફક. જેવી રીતે આપણે બહુ પુણ્યવાળાં નથી તેવી રીતે આ નદીઓ પણ બહુ પુણ્યવાળી નથી. જો આપણે બહુ પુણ્યવાળી હોત તો દિવસે આપણે ગાયો અથવા ગોપ થાત. તેથી આપણા દૃષ્ટાન્તથી જણાય છે કે આ નદીઓ કામની ઇચ્છા જ કરે છે, પરંતુ તેમનું કાર્ય સિદ્ધ થતું નથી. વળી, તેઓના સાત્ત્વિક ભાવથી પણ—તેમની અંદરની લાગણીને લીધે થએલી સ્થિતિથી પણ—તેમના હૃદયમાં રહેલો ભાવ જણાય છે એમ દર્શાવતાં ગોપીજન કહે છે કે प्रेमवेपितभुजाः, પ્રેમથી તેમની ભુજાઓ કંપે છે; અર્થાત્ પ્રેમથી જ તેમની ભુજાઓ કંપે છે, વાયુથી કંપતી નથી. તેથી આ નદીઓ વિરહના દુઃખવાળી હોય એમ જણાય છે. વળી, તેઓની સ્થિરતા પણ થઈ એમ જણાવતાં ગોપીજન કહે છે કે स्तिमितापः, તેમનાં જળ સ્થિર થઈ ગયાં. સ્તિમિત, સ્તબ્ધ, થઈ ગયાં છે જળ જેમનાં તે स्तिमितापः કહેવાય છે, આ પ્રમાણે ત્રણ પ્રકારના રજોગુણના ભેદો વર્ણવવામાં આવ્યા છે. ૬–૭

सत्त्वभेदान् निरूपयितुं भगवन्तमपि तथा वर्णयन्ति अनुचरैरितित्रिभिः । लताविहङ्गमेघाः सात्त्विकाः । एते वेणुनादेन भक्तिपूर्णा जाताः । तत्र प्रथमं वृन्दावनस्था लतास्तरवश्च वैष्णवाः वेणुनादेन उद्भूतप्रेमरसा जाता इति तदर्थं प्रकारान्तरेण वेणुनादमाह । तदर्थं प्रकारान्तरेण भगवानपि वर्णनीयः । स च भक्त्यनुसारेण लोकवेदानुसारेण च वर्णनीयः । तत्र भक्त्यनुसारेण प्रथममाह ।

**अनुचरैः समनुवर्णितवीर्य आदिपूरुष इवाचलभूतिः ।**
**वनचरो गिरितटेषु चरन्तीर्वेणुनाह्वयति गाः स यदा हि ॥ ८ ॥**
**वनलतास्तरव आत्मनि विष्णुं व्यञ्जयन्त्य इव पुष्पफलाढ्याः ।**
**प्रणतभारविटपा मधुधाराः प्रेमहृष्टतनवः ससृजुः स्म ॥ ९ ॥**

अनुचरैः सेवकैर्गोपैः सम्यगनुवर्णितानि वीर्याणि यस्य । आदिपूरुष इव पुरुषोत्तम इव च अनुचरैर्वेदैः सम्यक् सर्वोत्तमत्वेन वर्णितानि जगत्कर्तृत्वादीनि वीर्याणि यस्य । लोकानुसारेण माहात्म्यमाह सर्वोत्कृष्टमादिपूरुष इवाचलभूतिरिति । अचला विभूतिर्लक्ष्मीर्यस्य । अनुचरैः सर्वैरेव देवादिभिस्तथोक्तः । लौकिकाः सव्यवहार्यत्वात् पुरुषोत्तमतुल्यतामेवाहुः । अतो दृष्टान्तभावः । भिन्नतया वर्णनायां हेतुमाह वनचर इति वृन्दावनचरः सात्त्विकभावापन्नः सत्त्वभूमौ प्रतिष्ठित इति, गिरितटेषु गिरिप्रान्तेषु चरन्तीः विषमस्थानात् समदेशे पशुहिते स्वयं तत्रत्यो भूत्वा समाह्वयति,

सत्त्वप्रधान भेदवाळा लता, पक्षी अने मेघनुं वर्णन करवाने माटे **अनुचरैः** इत्यादि त्रण युगलोमां गोपीजन भगवाननुं पण ते प्रकारे—जुदा जुदा कार्य माटे उपयोगी रूप अने नादवाळा तरीके—वर्णन करे छे. लता, पक्षी अने मेघ ए त्रण सात्त्विक छे. आ त्रण वेणुना नादथी भक्तिथी पूर्ण थयां. तेमां प्रथम वृन्दावननां लताओ अने वृक्षो जे वैष्णव छे तेमनामां वेणुना नादथी प्रेमरस प्रकट थयो एम दर्शाववा गोपीजनो वेणुनादनुं बीजे प्रकारे वर्णन करे छे. तेने माटे भगवाननुं पण बीजे प्रकारे वर्णन करवुं जोईए. अने आ वर्णन भक्तिने अनुसरीने अने लोक तथा वेदने अनुसरीने करवुं जोईए. तेमां प्रथम भक्तिने अनुसरीने गोपीजन वर्णन करे छे.

सेवकोथी सारी रीते वर्णन कराएला वीर्यवाळा, आदिपुरुषनी माफक अचल लक्ष्मीवाळा, वनमां फरता ते भगवान् ज्यारे पर्वतना शिखरो उपर चरती गायोने वेणुथी बोलावे छे, त्यारे वननी लताओ अने वृक्षो पोतानी अंदर जाणे विष्णुने दर्शावतां होय तेम पुष्पो अने फळोथी भरपूर थाय छे, तेमनी शाखाओ भारथी पुष्कळ नमी जाय छे, प्रेमथी तेमने रोमांच थाय छे अने मकरंदनी धाराओ वरसावे छे. ८–९

अनुचरोथी—सेवक गोपोथी—सारी रीते वर्णन कराएलां छे वीर्यो जेमनां एवा भगवान् छे. आदिपुरुष—पुरुषोत्तम—नी माफक अनुचरोथी—वेदोथी—सारी रीते, सर्वथी उत्तम तरीके, वर्णन कराएलां छे जगत्कर्तृत्व वगेरे वीर्यो जेमनां एवा भगवान् छे. **आदिपुरुष इवाचलभूतिः**, आदिपुरुषनी पेठे अचल लक्ष्मीवाळा, ए प्रमाणे गोपीजन लोकने अनुसरीने भगवाननुं सर्वोत्कृष्ट माहात्म्य वर्णवे छे. अचल छे विभूति, लक्ष्मी, जेमनी एवा भगवान् छे. बधाय अनुचरोए—देवो वगेरेए—अचल लक्ष्मीवाळा तरीके भगवाननुं वर्णन करेलुं छे. ('सेवकोथी सारी रीते वर्णन कराएला वीर्यवाळा' ए प्रमाणे भक्तिने अनुसरीने वर्णन करवामां आव्युं छे. 'आदिपुरुषनी माफक सेवकोथी, वेदोथी, सारी रीते वर्णन कराएला वीर्यवाळा' ए प्रमाणे वेदने अनुसरीने वर्णन करवामां आव्युं छे. 'आदिपुरुषनी माफक अचल लक्ष्मीवाळा' ए प्रकारे 'सेवकोथी, देवोथी, सारी रीते वर्णन कराएला वीर्यवाळा' ए प्रमाणे लोकने अनुसरीने वर्णन करवामां आव्युं छे. चतुर्थ युगलमां भगवान् वृन्दावनमां प्रवेश करे छे ए वात क्रमप्राप्त छे. तेथी ज वनचरः, वनमां फरता, ए प्रमाणे कहेवामां आव्युं छे.)

लौकिकत्वाभावाय **वेणुनैवाह्वयति**। वेणुद्वारा तत्र प्रविष्ट इति अग्रिमचरित्रेण ज्ञायते । अन्यथा वृक्षाणां तथात्वं न स्यात् । स इति येषु वनप्रदेशेषु रेमे, **यदैवाह्वयत्**, **तदैव मधुधाराः ससृजुः** स्मेतिसम्बन्धः । युक्तश्चायमर्थः । अन्यथा वेणुनादाभिज्ञता तत्र च स्वनामसङ्केतो न स्यात् । स्वस्व-द्वारा भगवान् प्रविष्ट इत्यग्रेऽपि तथात्वं युक्तमेव ।

**वनस्था लताः** अस्मन्निकटे भगवांश्चरति स्वकीयांश्चाकारयतीति ज्ञात्वा तेषां भोगसिद्ध्यर्थं स्वस्मिन् विद्यमानमानन्दं प्रकटितवत्यः । तथा **तरवश्च** । यथा स्त्रियः पुरुषाश्च भगवदीयाः भगवति भगवदीयेषु च समागतेषु आनन्दयुक्ता भवन्ति, भोगार्थं स्वकीयं च प्रयच्छन्ति, तद्वदेतेऽपि । नन्वयं धर्मो जङ्गमानाम्, न स्थावराणामिति चेत्, तत्राह **आत्मनि विष्णुं व्यञ्जयन्त्य** इति । चेतनेष्वेव

---

લૌકિક પુરુષો, પોતાની સાથે ભગવાન્ સંબંધમાં આવતા હોવાથી, તેમની પુરુષોત્તમ સાથે સરખા-મણી જ કરે છે; તેથી દૃષ્ટાન્ત કહેવામાં આવ્યું છે. ભિન્નતાથી વર્ણન કરવાનો હેતુ દર્શાવવાને માટે કહે છે કે વનચરઃ. (પૂર્વ યુગલમા વનચરનું કથન હોવાથી, અહીં જે સાત્ત્વિકભાવ ઉત્પન્ન થયો તે તાત્પર્યાર્થ તરીકે કહેવામાં આવ્યો છે.) 'વૃન્દાવનમાં ફરતા ભગવાન્' એટલે સાત્ત્વિકભાવવાળા અને સત્ત્વભૂમિમાં રહેલા ભગવાન્. (વૃન્દાવન રસનું ઉદ્દીપન કરનારું હોવાથી સ્તંભ વગેરે સાત્ત્વિકભાવને ઉત્પન્ન કરે છે, તેથી ભગવાન્ તેવા ભાવવાળા થયા છે એમ વર્ણન કરવામાં આવ્યું છે. આદિપુરુષમાં આવો સાત્ત્વિકભાવ હોતો નથી એમ શાસ્ત્રમાં કહેવામાં આવેલું છે, તેથી ભગવાનનું તેમનાથી ભિન્ન તરીકે જે વર્ણન કરવામાં આવ્યું છે તે યોગ્ય છે એમ ભાવ છે.) ભગવાન્ પશુઓના હિતની ખાતર સપાટ પ્રદેશમાં રહીને પર્વતના શિખરો ઉપર વિષમ દેશમાં ફરતી ગાયોને સપાટ પ્રદેશમાં બોલાવે છે, અર્થાત્ અલૌકિક પ્રકારે વેણુથી જ તેમને બોલાવે છે, બીજા સામાન્ય માણસોની માફક બોલાવતા નથી. વેણુદ્વારા ભગવાને તરુઓમાં પ્રવેશ કર્યો છે એમ આગળ વર્ણવવામાં આવતા ચરિત્રથી જણાય છે. (પોતાની અંદર વિષ્ણુને દર્શાવતા એમ જે નવમા શ્લોકમાં કહેવામાં આવ્યું છે તે ઉપરથી એમ જણાય છે કે ભગવાને તરુઓમાં પ્રવેશ કર્યો છે.) જો આ પ્રમાણે ન માનવામાં આવે તો વૃક્ષો પોતાનામાં વિષ્ણુને દર્શાવી શકે નહિ. સઃ એટલે જે વનના પ્રદેશોમાં રમણ કરતા હતા તે પ્રદેશોમાં રહેલા ભગવાન્. (પાસેના નિકુંજમાં રહેલી ગોપીઓને કૃતાર્થ કરી, વનમાં પ્રવેશ કરી, જે સ્થલમાં આગલા દિવસોએ રમણ કરેલું તે સંકેતસ્થાનમાં રહીને વેણુથી ગાયોને ભગવાન્ બોલાવે છે. તે નાદથી તેમની અંદર રહેલી દેવતાઓ જાગૃત થાય છે. બીજાં બધાં પણ ભગવાનને ઉપયોગી એવો પોતપોતાની અંદર રહેલો રસ પ્રકટ કરે છે. પછી ગાઢ નિકુંજમાં જઈને ભગવાન્ રમણ કરે છે એમ તાત્પર્ય છે.) જ્યારે ભગવાને બોલાવ્યા ત્યારે તરત જ મકરંદની ધારાઓ વરસાવી એ પ્રમાણે શ્લોકમાં પદોનો સંબંધ છે. આ અર્થ યોગ્ય જ છે. આ પ્રમાણે જો ન હોત તો વેણુનાદને ઓળખવો અને તેમાં પોતાના નામનો સંકેત જાણવો એ થાત નહિ. તેથી વેણુનાદદ્વારા ભગ-વાને પ્રવેશ કર્યો છે, એટલે આગળ પણ તેવો અર્થ યોગ્ય જ છે. (ભગવાન્ એક જ વેણુનાદથી ભિન્ન ભિન્ન નામો બોલીને તે બધાંને પોતાનો અપેક્ષિત પદાર્થ જણાવે છે. અપેક્ષિત ફલ, પુષ્પ વગેરે પ્રકટ ન કર-વામાં પ્રયોજન ન હોવાથી ભગવાન્ તેમના નામનું ગ્રહણ કરે નહિ. તેથી વેણુદ્વારા ભગવાન્ પ્રવિષ્ટ થયા અને તેથી પહેલાં પુષ્પફલરૂપ આનન્દ પ્રકટ થયો, અને આગળ પણ મધુધારારૂપ આનન્દ પ્રકટ થયો એમ જે કહેવામાં આવ્યું છે તે યોગ્ય જ છે.)

ભગવાન્ આપણી પાસે ફરે છે અને પોતાનાંને બોલાવે છે એમ જાણીને વનની લતાઓએ ભગ-વાનને અને સ્વકીયોને ભોગ પ્રાપ્ત થાય તે માટે પોતાનામાં રહેલો આનન્દ પ્રકટ કર્યો. વૃક્ષોએ પણ તે પ્રમાણે કર્યું. જેમ ભગવદીય સ્ત્રીઓ અને પુરુષો, જ્યારે ભગવાન્ અને ભગવદીયો પધારે છે ત્યારે, આનન્દ પામે છે અને તેમના ભોગ માટે પોતાની વસ્તુ આપે છે, તેમ આ લતાઓએ અને વૃક્ષોએ પણ કર્યું.

અરે! આ પ્રમાણે પોતાની વસ્તુ આપવાનો ધર્મ તો જંગમ પ્રાણીઓનો છે, સ્થાવર પદાર્થોનો નથી. આ પ્રમાણે જો શંકા થાય તો ગોપીજન કહે છે કે આત્મનિ વિષ્ણું વ્યઞ્જયન્ત્યઃ, પોતાની અંદર

भगवतः क्रियाज्ञानशक्त्योराविर्भावः । सच्चिदानन्दरूपता च क्रमेणाविर्भवति । एवन् सर्वं भगवति निविष्टं भवति । सोऽपि निविष्टश्चेत् प्रकटीभवति तदेवं युज्यत इति । ते वृक्षादयः पञ्चधर्मयुक्ताः आत्मनि विष्णुं व्यञ्जयन्त्य इव जाताः । तत्र प्रथमं क्रियाशक्त्याविर्भावमाह पुष्पफलाढ्या इति । यत्र हि भगवान् निविशते तत्रावान्तरफलं परमफलं च भवति । अतः कार्याद्व्यञ्जयन्त्य इव जाताः । पुष्पाण्यवान्तरफलरूपाणि । परमफलानि तु फलानि । तैः सर्वैराढ्या जाताः । भगवदर्थं सदाधिक्यगाह प्रणतभारविटपा इति । भारेणापि नमनं सम्भवतीति तन्निरासायादौ प्रणतत्वमुक्तम् । प्रकर्षेण नताः भारेण विटपाः शाखा येषाम् । प्रेमहृष्टतनव इति चिदुत्कर्षो ज्ञानरूपो निरूपितः । भक्ता एव हि प्रेम्णा हृष्टरोमाञ्चा भवन्ति । ( पूर्वमहरितानामपि तदा हरितत्वं, पूर्वस्मात् स्थौल्यं प्रत्यवयवमुच्छूनत्वं प्रभाविशेषश्चात्र प्रेमहृष्टतनुत्वम् । अपरं च । वेणुनादनिष्टसुधास्वादवल्यः स्वामिन्य इति तद्धर्मं परिचिन्वन्ति वा एवेति सदुक्तावन्यविचाराक्षमत्वं युक्ततरमिति नाधिकं लेखनीयमत्र ) । मधुधाराः स्वस्मिन् विद्यमानानन्दं भगवदर्थं बहिः प्रकटितवत्यः । एतत्सर्वपरिज्ञानमेव ज्ञानशक्तिः ॥ ८ ॥ ९ ॥

---

વિષ્ણુને દર્શાવતા હતા. ભગવાનની ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ ચેતન પદાર્થોમાં જ પ્રકટ થાય છે, અને અનુક્રમે સત્, ચિત્ અને આનન્દરૂપનો આવિર્ભાવ થાય છે. આ બધું ભગવાનનો પ્રવેશ થતાં થાય છે, અને અંદર પ્રવેશેલા ભગવાન્ પણ જ્યારે પ્રકટ થાય છે ત્યારે આ પ્રમાણે બને છે. પાંચ ધર્મવાળાં આ વૃક્ષો વગેરે પોતાની અંદર જાણે વિષ્ણુને દર્શાવતાં હોય એવાં થયાં. (पश्यतैतान् महाभागान् એ દશમ-સ્કંધના ઓગણીસમા અધ્યાયના બત્રીસમા શ્લોકમાં જણાવેલા વૃક્ષોના ચાર ધર્મો અને પાંચમો ધર્મ ભગવદીયપણું, એ પ્રમાણે વૃક્ષોના પાંચ ધર્મો છે.) તેમાં પ્રથમ ક્રિયાશક્તિનો આવિર્ભાવ થયો એમ पुष्पफलाढ्याः એ પદ વડે કહે છે. (ફૂલ અને પુષ્પ લીલામાં ઉપયોગી હોવાથી, વૃક્ષો તેમનાથી ભરપૂર થાય છે, અને આ પ્રમાણે વૃક્ષો ભગવાનની ક્રિયાશક્તિ પ્રકટ કરે છે એમ તાત્પર્ય છે.) કારણ કે જેમાં ભગવાન્ પ્રવેશ કરે છે તેમાં અવાન્તર ફલ અને છેવટનું ફલ થાય છે. તેથી પુષ્પો અને ફલોથી ભરપૂર થવાના કાર્યથી આ વૃક્ષો પોતાની અંદર જાણે વિષ્ણુને દર્શાવતાં હોય તેવાં થયાં. પુષ્પો અવાન્તર—મધ્ય-કાળનાં—ફૂલ છે, જ્યારે ફલ છેવટનું ફલ છે. આ બધાથી વૃક્ષો ભરપૂર થયાં. વૃક્ષોમાં ભગવાન્ તરફ સતનું આધિક્ય હતું, ઘણો સદ્ભાવ હતો, એમ प्रणतभारविटपाः એ પદ વડે કહેવામાં આવે છે. (સન્ત પુરુષો હરિનાં દર્શન થતાં તેમને નમે છે. તે પ્રમાણે વૃક્ષો પણ હાથરૂપી ડાળીઓથી ભગવાનને નમન કરે છે. આ રીતે વૃક્ષોમાં ભગવાન્ માટેનો સદ્ભાવ વધેલો છે એમ તાત્પર્ય છે.) વૃક્ષો ભારથી પણ નમી જાય એમ સંભવે, તેથી વૃક્ષો તેવી રીતે નમ્યાં ન હતાં એમ જણાવવા આરંભમાં प्रणत શબ્દ મૂકવામાં આવેલો છે. અર્થાત્ વૃક્ષો ઘણાં નમેલાં હતાં અને તેમની ડાળીઓ ભારવાળી હતી એ પ્રમાણે વિગ્રહ કરવો.

प्रेमहृष्टतनवः, પ્રેમથી હરખાએલા દેહવાળા, એ પદ વડે જ્ઞાનરૂપ ચિતના આધિક્યનું વર્ણન કરવામાં આવેલું છે, કારણ કે ભક્તો જ પ્રેમને લીધે હરખાએલા અને રોમાંચવાળા થાય છે. (પુરુષોત્તમનું જ્ઞાન સર્વથી ઉત્તમ જ્ઞાન છે, અને તે ગીતા ૧૧. ૫૪ પ્રમાણે અનન્ય ભક્તિથી જ થાય છે એમ તાત્પર્ય છે.)

(પહેલાં જે વૃક્ષો લીલાં ન હતાં તે પણ તે સમયે લીલાં થયાં, પહેલા કરતાં જાડાં થયાં, તેમનું દરેક અવયવ ફૂલ્યું, અને તેઓ વિશિષ્ટ પ્રકારની કાન્તિવાળાં થયાં. આને જ અહીં प्रेमहृष्टतनु, પ્રેમને લીધે હરખાએલાં અને રોમાંચવાળાં, કહેવામાં આવે છે. વળી, વેણુનાદમાં રહેલી સુધાનો સ્વાદ લેનારી સ્વામિનીઓ છે, તેઓ જ તેના ધર્મને શોધે છે, એટલે તેમની વાણીમાં બીજા પદાર્થનો વિચાર હોઈ શકે નહિ એ ઘણું યોગ્ય છે. તેથી અહીં વિશેષ લખવાની અપેક્ષા નથી.)

વૃક્ષોએ અને લતાઓએ મકરંદની ધારાઓ, અર્થાત્ પોતાની અંદર રહેલો આનન્દ, ભગવાન્ માટે બહાર પ્રકટ કર્યો. તેમને આ સર્વનું સારી રીતે જ્ઞાન થયું એ જ ભગવાનની જ્ઞાનશક્તિ. (આ પ્રમાણે ભગવાનની જ્ઞાનશક્તિનો આવિર્ભાવ થયો.) ૮–૯

पक्षिणामपि वेणुनादकार्यं जातमिति तत्रोपयोगिरूपं वेणुनादं च वर्णयन्ति **दर्शनीयतिलक** इति । यद्यपि पक्षिणो मुनयः, न तेषां गीतादिना भगवद्भावो भवति, किन्तु स्वभावत एव, तथापि लोकदृष्ट्या कदाचिदन्यथाबुद्धिर्भवेत्, अतो रूपनादाभ्यां तेषां भजनसिद्धिर्निरूप्यते । तत्र रूपं वर्णयति **दर्शनीयतिलक** इति ।

**दर्शनीयतिलको वनमालादिव्यगन्धतुलसीमधुमत्तैः ।**
**अलिकुलैरलघुगीतमभीष्टमाद्रियन् यर्हि कूजितवेणुः ॥ १० ॥**
**सरसि सारसहंसविहङ्गाश्चारुगीतहृतचेतस एत्य ।**
**हरिमुपासत ते यतचित्ता हन्त मीलितदृशो धृतमौनाः ॥ ११ ॥**

दर्शनीयानां मध्ये तिलकरूपोऽतिसुन्दरः । पक्षिणश्च रूपप्रधानाः, रूपभेदविदः । किञ्च । यो वेणुनादः स स्वहितकारी, स्वकीयानामपराधमपि न मन्यते । तदाह । वनमालादिव्यगन्धतुलसी-

---

પક્ષીઓને પણ વેણુનાદની અસર થઈ એમ દર્શાવવા તેમાં ઉપયોગી ભગવાનનું રૂપ અને વેણુના નાદનું **दर्शनीयतिलकः** એ યુગલમાં ગોપીજન વર્ણન કરે છે. જો કે પક્ષીઓ મુનિઓ છે, અને તેમને ગીત વગેરેથી ભગવદ્ભાવ થતો નથી, પરંતુ સ્વભાવથી જ હોય છે, છતાં પણ લોકને જોવાથી કદાચિત્ બીજા પ્રકારની બુદ્ધિ થઈ જાય, તેથી ભગવાનનાં રૂપ અને નાદથી તેમને ભજન સિદ્ધ થયું એમ અહીં વર્ણન કરવામાં આવે છે. (હમ્મેશાં ભગવદ્ભાવ હોય તો પણ લોકને—બીજા પદાર્થને—જોવાથી બીજા પદાર્થમાં જરા પણ ચિત્ત જાય; પણ ભગવાનના સ્વરૂપનું દર્શન થાય તો, અથવા વેણુના નાદનું શ્રવણ થાય તો, બીજાં પદાર્થમાં જરા પણ ચિત્ત જાય નહિ એમ તાત્પર્ય છે.) તેમાં **दर्शनीयतिलकः** એ શ્લોકમાં ગોપીજન ભગવાનના સ્વરૂપનું વર્ણન કરે છે.

> વનમાલાની દિવ્ય ગન્ધવાળી તુલસીના મકરંદથી મત્ત થએલા ભમરાઓના સમૂહોએ કરેલાં મોટા અવાજવાળાં ગીતને તેમની ઇચ્છેલી રીતે આદર આપતાં, દર્શન કરવા યોગ્ય પદાર્થોમાં અતિસુન્દર ભગવાન્ જ્યારે વેણુ વગાડે છે ત્યારે સરોવરમાં રહેનારા સારસ, હંસ અને બીજાં પક્ષીઓનાં ચિત્ત સુંદર ગીતથી હરાઈ જાય છે અને તેઓ આવીને હરિની ઉપાસના કરે છે, અને ચિત્તને વશ રાખી, ચક્ષુઓ બંધ રાખી, મૌન ધારણ કરે છે. ૧૦–૧૧

જે દર્શન કરવા યોગ્ય છે તેમાં ભગવાન્ તિલકરૂપ, અતિસુંદર, છે. પક્ષીઓમાં રૂપ મુખ્ય હોય છે, કારણ કે તેઓ રૂપના ભેદ જાણનારાં છે. (ભાગ. ૩. ૨૯. ૩૦ માં रूपभेदवित्—રૂપના ભેદને જાણનાર—એ પદવડે પક્ષીઓનું વર્ણન કરવામાં આવ્યું છે. સ્વરૂપથી ભજન સિદ્ધ થાય છે એમ આ—**दर्शनीयतिलकः**—વિશેષણથી કહેવામાં આવ્યું છે. નાદથી પણ ભજન સિદ્ધ થાય છે એમ આગળના **वनमाला** ઇત્યાદિ વિશેષણથી કહેવામાં આવ્યું છે અને આ વાત किञ्च ઇત્યાદિ પદો વડે કહેવામાં આવી છે.) વળી, જે વેણુનાદ છે તે પોતાના માણસોનું હિત કરનારો છે, અને સ્વકીયોના અપરાધને ગણતો નથી. (ભમરાઓમાં નાદ મુખ્ય છે, એટલે તેઓ નાદના સંબંધી છે. પક્ષીઓ વિવિધ પ્રકારના કૂજનથી ઉપકાર કરે છે, એટલે તેઓમાં પણ નાદ મુખ્ય છે. 'અપરાધને ગણતો નથી' એટલે વેણુનાદ તેના જેવો જ રણકાર કરે છે. જ્યારે ભમરાઓનો ભગવાન્ આદર કરે છે ત્યારે સારસ વગેરેનો આદર કરે એમાં શું આશ્ચર્ય ? એમ તાત્પર્ય છે.) આ જ વાત ગોપીજન હવે કહે છે, કારણ કે વનમાલાની દિવ્ય ગન્ધવાળી તુલસીના મકરંદથી મત્ત થએલા ભમરાઓના સમૂહોને કરેલાં મોટા અવાજવાળાં ગીતનો પણ આદર કરતાં જ ભગવાન્ વેણુ વગાડે છે. જે પ્રમાણે ભમરાઓ ઝંકાર કરે છે તે જ પ્રમાણે તેમના અવાજનું અનુકરણ કરતાં જ

**मधुमत्तैरलिकुलैः कृतमलघुगीतमपि आद्रियन्** आदरं कुर्वन्नेव **कूजितवेणुर्यतः**। यथैव भ्रमरा झङ्कारं कुर्वन्ति तथैव तन्नादमनुकुर्वन्नेव अनुरणनवदेव वेणुनादं करोति। पक्षिणां मध्ये अलयो हीना निकृष्टाश्च। तेषामपि **कुलानि** समूहाः नानाविधजातिभेदाः। तैरप्यलघु यथा भवति तथा **गीतम्**। तस्याप्यादरं कुर्वन्। तत्राप्यलयो **मत्ताः**। मदोऽपि येनानुचितः। न हि तुलसी पुष्पान्तरवन्मादहेतुः। तत्रापि **दिव्यगन्धा**। तत्रापि भगवद्वनमालागता। तेषामप्यादरं चेत् कुर्यात् तदा सरोवरादिषु ये सरसा रसिकाः क्षीरनीरविवेकिनश्च तेषामादरं कथं न कुर्यादिति। **वनमालायाः या दिव्यगन्ध-तुलसी तस्या मकरन्देन मत्तैः**। किञ्च। आदरोऽपि भ्रमराणां यथाभीष्टं भवति तथा, वनमालायां समागतान् भ्रमरान्न दूरीकरोति, किन्तु ते यथा नोपद्रुता भवन्ति तथैवादरं करोति। अतो यर्ह्येव **आदरं कुर्वन्नेव कूजितवेणुः**, तदैव सरसि विद्यमानाः जलवासिनः **सारसाः** सरसानां भक्तानां सम्बन्धिनः, **हंसाः** क्षीरनीरविवेकिनः, ते च **विहङ्गा** उत्कृष्टगतियुक्ताः, पुरुषापेक्षया ते पुनर्भगवद्भज-नाधिकारिण इति तान् विशिनष्टि **चारुगीतहृतचेतस** इति। चारु यथा भवति निःकामार्थं भगव-द्गीतेनैव हृतं वशीकृतं **चित्तं** येषाम्। तदपि भजनं भक्तिमार्गानुसारेण। न तु स्थानस्थितानामन्त-र्यामिरूपे ज्ञानरूपे वा। तदाह। **एत्य** आगत्य **हरिम् उप** समीपे सेवमाना जाताः। यतस्ते भगव-

---

પછીથી કરેલા રણકારની માફક જ ભગવાન્ વેણુનો નાદ કરે છે. પક્ષીઓમાં ભમરાઓ હલકા અને અધમ છે. તેમનાં પણ કુલો—સમૂહો—અનેક પ્રકારની જાતિના ભેદવાળાં છે. તે બધા સમૂહોએ પણ મોટેથી અવાજ થાય તે પ્રમાણે ગીત કર્યું. આ ગીતનો આદર કરતાં ભગવાન્ વેણુ વગાડે છે. તેમાં પણ ભમરાઓ મત્ત થએલા છે, અને આ મદ પણ જેનાથી ન થવો જોઈએ તેનાથી થએલો છે; કારણ કે તુલસી બીજાં પુષ્પોની માફક મદ કરનારી નથી. તેમાં પણ દિવ્ય ગન્ધવાળી તુલસી, તેમાં પણ ભગ-વાનની વનમાલામાં રહેલી તુલસી. આવા ભમરાઓનો પણ ભગવાન્ જો આદર કરે તો પછી સરોવર વગેરેમાં જે રસવાળા—રસિકો અને દૂધ અને પાણીનો વિવેક કરનારા—રહે છે તેમનો આદર કેમ ન કરે? વનમાલાની જે દિવ્ય ગન્ધવાળી તુલસી તેના મકરન્દથી ભમરાઓ મત્ત થએલા છે. વળી, ભગવાન્ ભમરાઓનો આદર પણ તેમને—ભમરાઓને—અભીષ્ટ થાય તે પ્રમાણે કરે છે, અર્થાત્ વનમાલા ઉપર આવેલા ભમરાઓને કાઢી મૂકતા નથી, પરંતુ જેમ તેમને ઉપદ્રવ ન થાય તેવી રીતે જ તેમનો આદર કરે છે. તેથી જ્યારે ભગવાન્ ભમરાઓનો આદર કરતાં જ વેણુ વગાડે છે ત્યારે જ (૧) સરોવરમાં રહેલા, જલમાં વાસ કરનારા, સારસો અર્થાત્ રસવાળા ભક્તોના સંબંધીઓ, (તેજ પ્રમાણે સંકેત હોવાથી ભક્તોના આગમનનું સૂચન કરનારા હોય છે એમ તાત્પર્ય છે.) (૨) દૂધ અને પાણીનો વિવેક કરનારા—(આવેલાઓમાં જુદા જુદા ભાવોનો વિવેક કરીને ભગવાનનો બોધ કરનારા)—હંસો, અને (૩) ઊંચી ગતિવાળાં પક્ષીઓ—આ બધાનાં ચિત્ત ભગવાનના મનોહર ગીતથી હરાઈ જાય છે, કારણ કે તેઓ પુરુષ કરતાં ભગવાનના ભજનનાં વધારે અધિકારી છે. આ કારણથી જ ગોપીજન ચારુગી-તહૃતચેતસઃ એ પ્રમાણે તેમનું વિશેષણ આપે છે. તેઓ નિષ્કામ થાય તેવી રીતના સુંદર ભગવાનના ગીતથી હરાએલું, વશ થએલું, છે ચિત્ત જેમનું તેવાં સારસ વગેરે પક્ષીઓ છે. (નિષ્કામ થવું એટલે ઇચ્છાઓ પૂર્ણ થવી. અહીં ભજનમાં નાદ મુખ્ય છે, એટલે નાદથી જ તેમની ઇચ્છાઓ પૂરાય છે; તેથી સારસ વગેરે પક્ષીઓ પુરુષો કરતાં ઉત્તમ છે. પુરુષોને તો નાદથી ઉલટું વધારે ને વધારે ઇચ્છા થાય છે. અહીં 'પુરુષ' શબ્દ સ્ત્રી તથા પુરુષ એ બન્નેને માટે વાપરવામાં આવેલો છે.)

સારસ વગેરે પક્ષીઓ જે ભજન કરે છે તે ભક્તિમાર્ગને અનુસરીને કરે છે, પણ સ્થાનમાં રહેલા અન્તર્યામિરૂપનું અથવા જ્ઞાનરૂપનું—બ્રહ્મ તરીકે જાણેલા આત્માનું—ભજન કરતા નથી. આ વાત હવે ગોપીજન કહે છે. એત્ય એટલે આવીને તેઓ હરિની સમીપ રહે છે અને તેમની સેવા કરે છે, કારણ કે તેઓ ભગવાને કહેલા મુનિઓ છે. સારસ વગેરેનું ભજન ભમરાઓના ભજનથી ઉત્તમ છે એમ દર્શાવતાં

द्वुक्ता मुनयः । भजने भ्रमराद्विशेषमाह **यतचित्ता** इति । **यतं** नियतं **चित्तं** येषाम् । चित्तनैयत्येन भगवद्भजनं मुख्यम्, न तु विक्षिप्तचित्ततया । किञ्च । **हन्त** इति हर्षे । एतद्भाग्यमेतेषामेव भवतीति । बहिर्व्यापाररहिता भजने सर्वोत्तमाः । बहिर्व्यापारेषु च नेत्रे वाक् च नियम्याः । यस्यैतद्द्वयं नियतम्, वाक् नान्यं वदति चक्षुश्च नान्यत् पश्यति, तदाह **मीलितदृशो धृतमौना** इति । **मीलिता दृग्** येषाम् । **धृतं मौनं** व्रतं यैः । साम्प्रतमेते नादपराः । अतो दृष्ट्या अन्यचित्तता भविष्यतीति नेत्रनिमीलनम् । एवमेतेषां भाग्यं सात्त्विकत्वान्निरूपितवत्यः ।

( अथवा । **दर्शनीयतिलक** इति । इदमत्राकूतम् । अतिरसिका एते मुनयः, स्वस्य पुरुषत्वेन लीलायामनुपयोगं मत्वा, पक्षीभूय, विविधस्वकूजनैर्भगवतो भक्तानां च रसोद्दीपनं कुर्वन्तः स्वकृतार्थतां मन्वानाः, शब्दमेवाधिकमभीष्टं मन्यन्ते । अतः शब्दप्रधानकीर्तिरूपवनमालाधर्माणामेवात्रोपयोग उच्यते । 'यथा वृक्षस्य सम्पुष्पितस्य दूराद्गन्धो वात्येवं पुण्यकर्मणो दूराद्गन्धो वाति' इतिश्रुत्या कीर्तेर्गन्धसाम्येन निरूपणं कृतम् । **वनमालायाः** कीर्तिरूपत्वात् तन्निरूपकाणि गीतान्यावश्यकानि । तानि च तद्रसास्वादं विना न सम्भवन्त्यतो गुणातीतभक्तिरूपवक्ष्यमाणरूपगन्धवती **तुलसी**, तन्मधु अत्यलौकिकभक्तिरसात्मकमितरविस्मारकम् । अतोऽतिमत्ताः स्वदेहाद्यनुसन्धानरहिता ईश्वरधर्माननुसन्धाना

---

ગોપીજન કહે છે કે **यतचित्ताः**. યત, વશ રાખેલું, છે ચિત્ત જેમનું તે યતચિત્ત કહેવાય છે. (સારસ વગેરે પક્ષીઓએ પોતાનું ચિત્ત વશ રાખેલું છે.) ચિત્તને વશ રાખીને કરવામાં આવેલું ભગવદ્ભજન મુખ્ય છે, પણ વિક્ષેપવાળા ચિત્તથી કરેલું ભજન મુખ્ય નથી. વળી, हन्त શબ્દ હર્ષના અર્થમાં વાપરવામાં આવેલો છે. હર્ષ થવાનું કારણ એ કે આવું ભાગ્ય આ પક્ષીઓનું જ છે. બહારની ક્રિયા વિનાના જે હોય તે ભજનમાં સર્વથી ઉત્તમ છે. બહારની ક્રિયાઓ બંધ કરવા માટે બે ચક્ષુઓ અને વાણીને પોતાને વશ કરવાં જોઈએ. જેમની આ બે ઇન્દ્રિયો વશ થએલી છે, અર્થાત્ જેમની વાણી ભગવાન્ વિના બીજા પદાર્થને બોલતી નથી અને જેમનાં ચક્ષુ ભગવાન્ વિના બીજા પદાર્થને જોતાં નથી, તેઓ સર્વથી ઉત્તમ છે. આ ભાવ દર્શાવતાં ગોપીજન કહે છે કે **मीलितदृशो धृतमौनाः**. બંધ કરેલી છે દૃષ્ટિ જેમની તે **मीलितदृशः** કહેવાય છે. ધારણ કરેલું છે મૌનવ્રત જેમણે તે **धृतमौनाः** કહેવાય છે. (અર્થાત્ સારસ વગેરે પક્ષીઓએ પોતાનાં ચક્ષુ બંધ કર્યાં અને મૌનવ્રત ધારણ કર્યું.) હમણાં આ પક્ષીઓ નાદમાં તલ્લીન થએલાં છે. તેથી દૃષ્ટિથી ચિત્ત કદાચિત્ બીજામાં જાય તેથી તેઓ ચક્ષુ બંધ કરે છે. આ પક્ષીઓ સાત્ત્વિક હોવાથી એમના ભાગ્યનું ગોપીજનોએ આ પ્રમાણે વર્ણન કર્યું. ('સાત્ત્વિક' એટલે શુદ્ધ સાત્ત્વિક. તેથી પહેલાં ચતુર્થ યુગલમાં વર્ણવેલા લતા વગેરે પદાર્થો તમોગુણથી મિશ્ર સાત્ત્વિક ગુણવાળા હતા, અને હવે પછીના યુગલમાં વર્ણવેલો મેઘ રજોગુણથી મિશ્ર સાત્ત્વિક ગુણવાળો છે એમ ભેદ જાણવો.)

(હવે આ યુગલનો બીજો અર્થ આપતાં શ્રીગોસ્વામિજી શ્રીવિટ્ઠલનાથજી આજ્ઞા કરે છે કે) અથવા અહીં આ રહસ્ય છે. આ મુનિઓ ઘણા રસિક છે. પોતે પુરુષ હોવાથી લીલામાં પોતાનો ઉપયોગ નહિ થાય એમ માનીને, પક્ષીઓ બનીને, વિવિધ પ્રકારના પોતાના ટહુકાઓથી ભગવાનના અને ભક્તોના રસનું ઉદ્દીપન કરતાં પોતાની કૃતાર્થતા થાય છે એમ માનીને તેઓ શબ્દને જ બહુ ઇષ્ટ માને છે. તેથી જેમાં શબ્દ મુખ્ય છે એવી કીર્તિરૂપી વનમાલાના ધર્મોનો જ અહીં ઉપયોગ કહેવામાં આવે છે. 'જેમ સારી રીતે પુષ્પવાળા થએલા વૃક્ષની વાસ દૂરથી આવે છે તેમ પુણ્યકર્મની વાસ દૂરથી આવે છે' આ શ્રુતિમાં કીર્તિ ગન્ધના જેવી છે એ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે. વનમાલા કીર્તિરૂપ છે, તેથી તેનું નિરૂપણ કરનારાં ગીતો આવશ્યક છે; અને આવાં ગીતો તેના—કીર્તિમાં રહેલી મધુરતાના—રસનો સ્વાદ લીધા વિના થઈ શકે નહિ. તેથી આગળ અઢારમા શ્લોકમાં જેનું વર્ણન કરવામાં આવશે તેવી ગુણાતીત ભક્તિરૂપ ગંધવાળી તુલસી છે. (અઢારમા શ્લોકમાં એમ કહેવામાં આવ્યું છે કે ગંધ ગુણાતીત ભક્તિનું નિરૂપણ કરનાર છે અને ભગવાનને તે પ્રિય છે.) આ તુલસીનો મકરન્દ અતિ અલૌકિક ભક્તિના રસરૂપ છે અને

अपीति तन्निकट एवालघु गायन्ति । वस्तुतस्त्विदमेव महत्तमं समाराधनं प्रभोरलिभिः क्रियते । अत एव प्रभोरभित इष्टं तदेव गीतम् । अपरं च । चार्वादिपदानि विहाय तत्र भवनार्थकप्रत्ययवत्पदोक्त्या भगवद्वनमालास्थतुलसीगन्धस्य दिविभवत्वस्य बाधितत्वादग्रे स्वामिनीषु व्रजदेवीत्वस्य वक्ष्यमाणत्वाद् दिवुधातोः क्रीडावाचकत्वाच्च स्वामिनीभिः सह क्रीडाजनितोऽयं गन्ध इति समभिव्याहारादवगम्यते । एतेन यथा दिविभवोऽर्थो नेतरलोकस्थजनविषयः, तथायमन्तरङ्गतमलीलाप्रपञ्चस्थभक्तैकगम्य इति ध्वन्यते । अत एव प्रभोरपि भावोद्बोधस्तेनासीदितिज्ञापनाय कूजनमुक्तम् । किञ्च, वनमालास्थपुष्पमध्वनुक्त्वा तुलस्या एव यदुक्तं 'दयितगन्धतुलस्याः' इतिवाक्याद् 'बाहुं प्रियांसे' इत्युपक्रम्य 'तुलसिकालिकुलैर्मदान्धैरन्वीयमानः' इति वाक्याच्च तद्गन्धमध्वादिस्वरूपं प्रभुरेव वेत्तीति नान्यगम्यः स विशेषः । तद्भोक्तारोऽलयोऽपि न साधारणाः, किन्त्वितरेभ्यो विजातीया अत्युत्तमा इतिज्ञापनार्थमेव कुलपदमुक्तम् । अत एवालिपदमुक्तम् । अलंशब्दो हि पूर्णतावाची । तथा च तद्वानलिरित्यत्रोच्यते । रसो न लीयते, न नश्यति यत्र येन वा सोऽलिरित्युच्यते । यद्यप्यत्र दीर्घः सम्भवति, तथापि 'दशहूतो ह वै नामैष, तं वा एतं दशहूतं सन्तं दशहोतेत्याचक्षते परोक्षेण, परोक्षप्रिया इव

---

બીજા રસને ભુલાવનારો છે. તેથી તુલસીના મકરન્દથી ભમરાઓ ઘણા મત્ત થયા, પોતાના દેહ વગેરેનું ભાન ભૂલી ગયા, અને તેમને ઈશ્વરના ધર્મોનું પણ ભાન ન રહ્યું; તેથી તેઓ ભગવાનની પાસે જ મોટેથી ગાય છે. વાસ્તવિક રીતે તો ભમરાઓ આ પ્રમાણે મોટેથી ગાઈને પ્રભુનું ઉત્તમ આરાધન કરે છે; તેથી જ આ જ ગીત પ્રભુને સર્વ રીતે ઇષ્ટ છે.

(ગન્ધનો બીજો પ્રકાર દર્શાવતાં શ્રીવિઠ્ઠલનાથજી આજ્ઞા કરે છે કે) ચારુ—સુંદર—ઇત્યાદિ શબ્દો ન વાપરતાં ઉત્પત્તિ દર્શાવનાર પ્રત્યયવાળો દિવ્ય શબ્દ (दिवि भवम्, સ્વર્ગમાં થએલો, તે दिव्यम्) વાપરવામાં આવેલો છે, ભગવાનની વનમાલામાં રહેલી તુલસીની ગંધ સ્વર્ગમાં ઉત્પન્ન થએલી નથી, આગળ બારમા શ્લોકમાં સ્વામિનીઓને વ્રજદેવીઓ કહેવામાં આવશે, અને दिव् ધાતુનો અર્થ ક્રીડા થાય છે—આ બધી બાબતો એક જ ઠેકાણે સાથે સાથે કહેવામાં આવેલી હોવાથી એમ જણાય છે કે આ ગન્ધ સ્વામિનીઓ સાથેની ક્રીડાથી ઉત્પન્ન થએલો છે. આ ઉપરથી એવો અર્થ સૂચવવામાં આવે છે કે જેમ સ્વર્ગમાં ઉત્પન્ન થએલો પદાર્થ બીજા લોકમાં રહેલા પુરુષોને પ્રાપ્ત થતો નથી, તેમ આ ગંધ ઘણી જ અંતરંગ લીલારૂપી જગતમાં રહેલા ભક્તોને જ પ્રાપ્ત થાય તેવો છે. તેથી જ આ ગન્ધથી પ્રભુનો ભાવ પણ જાગૃત થયો એમ દર્શાવવા પ્રભુએ કરેલું વેણુનું કૂજન કહેવામાં આવ્યું છે. વળી, 'વનમાલામાં રહેલાં પુષ્પોનો મકરન્દ' એમ ન કહેતાં, 'તુલસીનો જ મકરન્દ' એ પ્રમાણે જે કહેવામાં આવ્યું છે તેથી, 'પ્રિય ગન્ધવાળી તુલસીની માલા' (ભાગ. ૧૦. ૩૨. ૧૮) એ વાક્યથી અને 'પ્રિયાના એક ખભા ઉપર બાહુ મૂકીને' (ભાગ. ૧૦. ૨૭. ૧૨) એ પ્રમાણે આરંભ કરીને 'તુલસીસંબંધી મદાન્ધ ભમરાઓનાં ટોળાં જેમની પાછળ ભમ્યા કરે છે' એમ જે કહેવામાં આવ્યું છે તે વાક્યથી એમ જણાય છે કે તુલસીનાં ગંધ, મકરન્દ વગેરેનું સ્વરૂપ પ્રભુ જ જાણે છે, તેથી તે ગુણ બીજાથી જાણી શકાતો નથી. (તુલસીનો જ મકરન્દ કહેવામાં આવ્યો તેથી તે મકરન્દમાં રહેલો ગુણ બીજા કોઈથી જાણી શકાતો નથી એ પ્રમાણે અન્વય છે. આ પ્રમાણે ગન્ધ ત્રણ પ્રકારે મદ ઉત્પન્ન કરે છે એમ કહેવામાં આવ્યું.) ગન્ધ, મકરન્દ વગેરેનો ભોગ કરનારા ભમરાઓ પણ સાધારણ નથી, પરંતુ બીજાથી જુદા પ્રકારના, અતિ ઉત્તમ છે, એમ દર્શાવવા માટે જ શ્લોકમાં कुल પદ વાપરવામાં આવ્યું છે. તેથી જ अलि પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે. अलम् શબ્દનો અર્થ પૂર્ણ થાય છે; તે—अलम्—જેની પાસે છે તે અહીં अलिः કહેવાય છે. જેનામાં રસનો લય થતો નથી (अ+ली), અથવા જેનાથી રસનો નાશ થતો નથી તે अलिः કહેવાય છે. જો કે આ પ્રમાણે અર્થ કરવામાં अली એમ દીર્ઘ સ્વરવાળું રૂપ હોવું જોઈએ, તો પણ 'આ દશહૂત નામનો છે; તે દશહૂત છે તો પણ તેને પરોક્ષ રીતે દશહોતા કહે છે; કારણ કે દેવોને પરોક્ષ

हि देवाः' इति श्रुतिन्यायेन 'परोक्षं च मम प्रियम्' इतिभगवद्वाक्याच्च स्वप्रियार्थस्य गोपनं प्रभोः प्रियमिति ज्ञायते । प्रकृते च स्वान्तरङ्गरसपोषकता एतेषु गोप्येति परोक्षेण ह्रस्वान्तं पदं प्रभुः प्रकटितवान् । एवं सत्येत एवालयोऽन्ये तु भ्रमरा एव । कचिदेतेष्वप्यन्यनामप्रयोगस्तात्पर्यविशेषेणेति ज्ञेयम् । तारत्वं बहुत्वं चानुक्त्वा लघुत्वाभाव एव च उक्तस्तेन तद्गीतरसभरं वोढुं नान्यः शक्तः प्रभुं विनेति ज्ञाप्यते । महत्त्वे इयत्ता नास्त्येवेत्यपि ज्ञापनाय तथोक्तिः । एवं सति तदादरं कथं न कुर्यात् । यर्हीतिपदात्तद्गीतरसपानपरवशश्चिरं तूष्णीमेव तिष्ठति, कदाचित्तद्रसभरेणैव कूजितवेणुर्भवतीति ज्ञाप्यते । अग्रे गीतोक्त्या पूर्वं तद्गीतोद्बुद्धभावेन स्वप्रियाणां भावोद्बोधनाय तथैवाकरोत् । ततो यदा पूर्णरसोऽभूत्, तदा जगाविति ज्ञाप्यते । अतिसुन्दरत्वनिरूपणे तिलकत्वोक्त्या तद्यथा भाग्यस्थाने भाले तिष्ठति, तथेदमपि स्वरूपं परमभाग्यवतीष्वेव तिष्ठतीति ध्वन्यते । अत्र कर्मधारयो ज्ञेयः । स्वामिनीनां हृदि प्रियातिरिक्ते दर्शनीयत्वास्फूर्तेः । अत्र यद्यप्युभयं मुख्यम्, तथापि नादे विशेषो निरूप्यते । अन्यथा मीलितदृक्त्वं नोच्येत । तत्र हेतुः सरसि विद्यमानैरेव तैर्वेणुगीतं श्रुतम् । तच्च चारुत्वेन मनोहरणैकस्वभावम् । अतो नादाधीना एव निकटे समागताः । आदावेव नादहेतुभूतस्वरूपसौन्दर्यनिरूपणान्नादरस एव स्वरूपरसमप्यनुभवन्तीति ज्ञाप्यते । इदमप्यतिचित्रं यन्मत्तानां गीतानुरणनरूपेण

---

પ્રકાર પ્રિય છે' આ શ્રુતિના ન્યાયથી, અને 'મને પરોક્ષ પ્રિય છે' આ ભગવાનના વાક્યથી પ્રભુને પોતાનો પ્રિય અર્થ ગુપ્ત રાખવો ગમે છે એમ જણાય છે. આપણા ચાલતા પ્રસંગમાં પણ પોતાના અંતરંગ ભક્તોના રસને પોષણ કરવાનો ગુણ ભમરાઓમાં ગુપ્ત રાખવા યોગ્ય છે, તેથી પરોક્ષ રીતે પ્રભુએ હ્રસ્વ સ્વર જેને અંતે છે એવું અલિ પદ પ્રકટ કર્યું. આ પ્રમાણે હોવાથી, આ જ અલિઓ, અને બીજા તો ભમરા જ છે. કોઈક વખત અમુક તાત્પર્ય દર્શાવવાને માટે આ અલિઓ માટે પણ બીજું નામ વાપરવામાં આવે છે એમ જાણવું.

'તીણું' અને 'મોટું' એમ ન કહેતાં જે નાનું નહિ તે (અલઘુ) એમ જે કહેવામાં આવ્યું છે તે ઉપરથી જણાય છે કે આ ગીતના રસનો ભાર ખેંચવા પ્રભુ વિના બીજો કોઈ સમર્થ નથી. 'મોટું' કહેવામાં આવે તો તેમાં પણ હદ નથી જ એમ દર્શાવવા અલઘુ એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. આ પ્રમાણે હોવાથી ભગવાન્ તેનો આદર કેમ ન કરે ?

યર્હિ, જ્યારે, એ પદથી એમ જણાય છે કે ભગવાન્ તે ગીતના રસના પાનથી પરવશ થઈ ઘણા કાળ સુધી શાન્ત જ રહે છે, અને કોઈ વાર તે રસના આધિક્યને લીધે જ વેણુ વગાડે છે. આગળ ચાદગીત' ઇત્યાદિમાં 'ગીત' કહેવામાં આવેલું છે, તેથી પહેલાં ભમરાઓના ગીતથી જાગૃત થએલા ભાવને લીધે પોતાની પ્રિયાઓના ભાવને જાગૃત કરવા માટે ભગવાને તે જ પ્રમાણે કર્યું, અર્થાત્ વેણુનાદ કર્યો. તેથી એમ જણાય છે કે જ્યારે ભગવાનનો રસ પૂર્ણ થયો ત્યારે તેમણે વેણુ વડે ગાન કર્યું. ભગવાન્ અતિ સુંદર છે એમ વર્ણન કરતાં તેમને જે 'તિલક' કહ્યા તે ઉપરથી જણાય છે કે જેમ તિલક ભાગ્યના સ્થાનમાં—કપાળમાં—રહે છે તેમ ભગવાનનું આ સ્વરૂપ પણ પરમ ભાગ્યવાળીઓમાં જ રહે છે. અહીં કર્મધારય સમાસ જાણવો, (અર્થાત् दर्शनीयश्चासौ तिलकश्च दर्शनीयतिलकः એ પ્રમાણે સમાસ જાણવો), કારણ કે સ્વામિનીઓના હૃદયમાં પ્રિય ભગવાન્ વિના બીજો કોઈ પદાર્થ સુંદર છે એવી સ્ફૂર્તિ થતી નથી. અહીં જો કે બન્ને—રૂપ અને નાદ—મુખ્ય છે, તો પણ નાદ રૂપથી અધિક છે એમ કહેવામાં આવે છે, જો આ પ્રમાણે ન હોય, જો નાદ રૂપથી અધિક ન હોય, તો ચક્ષુઓ બંધ કર્યાનું કહેવામાં આવત નહિ. તેનું કારણ આ છે. સરોવરમાં રહેલાઓએ જ તેમણે વેણુના ગીતનું શ્રવણ કર્યું, અને આ ગીત સુંદર હોવાથી મનને હરવાના જ સ્વભાવવાળું હતું. તેથી વેણુના નાદને અધીન થઈને જ તેઓ ભગવાનની સમીપ આવ્યા. નાદના કારણરૂપ સ્વરૂપના સૌંદર્યનું આરંભમાં જ વર્ણન કરવામાં આવેલું હોવાથી તેઓ નાદના રસમાં જ સ્વરૂપના રસનો પણ અનુભવ કરે છે એમ જણાવવામાં આવ્યું છે. આ પણ અતિ વિચિત્ર છે કે મત્ત થએલા ભમરાઓના ગીતને અનુસરીને ભગવાને કરેલા રણકારરૂપી ગીતથી

गीतेन यतचित्तत्वं सर्वेन्द्रियवृत्तिनिरोधश्चेति । एतेषामियं गीतरसपानदशेत्येवंरूपत्वेनोपपद्यतेऽपि । एतज्जन्यत्वेनैतदुत्तरकालीनत्वान्नादस्य । अलिकुलानामपि तुलसीगन्धमधुपानदशा पक्षितुल्यैव । पश्चात्तत्स्वभाववशादुक्तरूपत्वं परमिति ज्ञायते । मुनित्वात् पक्षिणामग्रेऽप्यन्तरेव निरन्तरमेतद्रसमग्नत्वैवेति न मत्ततोक्ता । अथ वा प्रभुरसस्वभावादनुक्तसिद्धैवाग्रिमा सेति नोक्ता । तदैतेषामप्यलिकुलवद्दशा भविष्यति । वस्तुतस्तु उक्तरूपरसमत्तालिकुलालघुगीतमभीष्टत्वेन अतिचित्तनैयत्येनैवानुभवन् प्रभुर्वेणुकूजनगाने करोतीति तच्छ्रवणे पक्षिणामपि तथात्वमेवोचिततरमावश्यकत्वादिति युक्तमुत्पश्यामः । तथाप्यादौ स्वरूपसौन्दर्यमेवोक्तमिति स्वस्य तद्दिदृक्षातिभरेण पक्षिणां तत्प्राप्तिदशायां तत्प्रतिबन्धस्मरणेन कश्चित् खेदोऽभूदिति हन्त इत्युक्तम् ) ॥ १० ॥ ११ ॥

मेघः सर्वहितकारी, तस्यापि वेणुनादजनितभावमाह पूर्ववत् सहबल इति द्वाभ्याम् ।

सहबलः स्रगवतंसविलासः सानुषु क्षितिभृतो व्रजदेव्यः ।
हर्षयन् यर्हि वेणुरवेण जातहर्ष उपरम्भति विश्वम् ॥ १२ ॥
महदतिक्रमणशङ्कितचेता मन्दमन्दमनुगर्जति मेघः ।
सुहृदमभ्यवर्षत् सुमनोभिश्छायया च विदधत् प्रतपत्रम् ॥ १३ ॥

---

સારસ વગેરેનું ચિત્ત વશ થયું અને તેમની સર્વ ઇન્દ્રિયોની વૃત્તિઓ રોકાઈ ગઈ. આ સારસ વગેરે પક્ષીઓની ગીતના રસનું પાન કરવાની સ્થિતિ છે, તેથી તેમની આ દશા જ થાય, તેમનું ચિત્ત વશ થાય અને તેમની ઇન્દ્રિયોની વૃત્તિઓ રોકાઈ જાય, એ પણ યોગ્ય છે, કારણ કે આ વેણુનો નાદ મત્ત થએલા ભમરાઓના ગીતથી ઉત્પન્ન થએલો હોવાથી તે ગીતની પછીના કાળનો છે, (અર્થાત્ ભમરાઓનું ગીત પહેલું અને વેણુનાદ પછી.) ભમરાઓના સમૂહોની પણ તુલસીની ગંધના મકરન્દના પાનથી થએલી દશા આ પક્ષીઓની દશાના જેવી જ છે. પછીથી તે મધુના સ્વભાવથી ભમરાઓ મત્ત થાય છે એ વિશેષ છે એમ જણાય છે. પક્ષીઓ મુનિઓ હોવાથી ભવિષ્યમાં પણ તેઓ અંદરથી હમ્મેશાં આ રસમાં જ મગ્ન રહેવાના છે, તેથી તેમની મત્તતા કહેવામાં આવી નથી. અથવા તો પ્રભુના રસના સ્વભાવને લીધે પ્રભુરસમાં મગ્ન રહેવાની સ્થિતિ કહેવામાં આવી નથી છતાં પણ સિદ્ધ જ છે, તેથી તે સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવી નથી. તે સમયે આ પક્ષીઓની પણ ભમરાઓના સમૂહોના જેવી દશા થશે. વાસ્તવિક રીતે તો વર્ણન કરવામાં આવેલા સ્વરૂપના રસમાં મત્ત થએલા ભમરાઓનું અલઘુ—નાનું નહિ એવું—ગીત ઘણું પ્રિય હોવાથી, ચિત્તને ઘણું નિયમમાં રાખીને જ પ્રભુ તેનો અનુભવ કરતાં વેણુનું કૂજન અને ગાન કરે છે; તેથી તેનું શ્રવણ થતાં પક્ષીઓ પણ તે જ પ્રમાણે—ચિત્તને વશ રાખીને રસમાં મગ્ન—થાય એ વધારે યોગ્ય છે, કારણ કે તે આવશ્યક છે. આ પ્રમાણે અમને—શ્રીવિઠ્ઠલનાથજીને—યોગ્ય લાગે છે. છતાં પણ આરંભમાં (दर्शनीयतिलकः એ પ્રમાણે) ભગવાનના સ્વરૂપના સૌન્દર્યનું જ વર્ણન કરવામાં આવ્યું છે, તેથી તેનાં દર્શન કરવાની પોતાની—ગોપીજનોની—તીવ્ર ઇચ્છાને લીધે, પક્ષીઓને ભગવાનના સ્વરૂપના સૌન્દર્યનાં દર્શન પ્રાપ્ત થતાં તેમણે પોતાનાં ચક્ષુઓ બંધ કરી તે સ્વરૂપદર્શનમાં પ્રતિબન્ધ કર્યો એમ સ્મરણ થવાથી ગોપીજનોને કાંઈક ખેદ થયો એમ દર્શાવવા हन्त પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે. ૧૦-૧૧

મેઘ સર્વનું હિત કરનારો છે. તેને પણ વેણુના નાદને લીધે જે ભાવ ઉત્પન્ન થયો તેનું વર્ણન પહેલાંની માફક सहबलः એ યુગલમાં ગોપીજન કરે છે.

હે વ્રજદેવીઓ! બલદેવજીની સાથે, પુષ્પગુચ્છરૂપ કર્ણાભરણના વિલાસવાળા અને આનન્દ પામેલા ભગવાન્ જ્યારે પર્વતના શિખરો ઉપર વિશ્વને આનન્દ પમાડતાં વેણુના નાદથી ભરી દે છે, ત્યારે મોટાના અપરાધથી ભયભીત થએલા ચિત્તવાળો મેઘ મિત્ર ઉપર પુષ્પોની વૃષ્ટિ કરતાં અને છાયાથી છત્ર ધારણ કરતાં મંદ મંદ ગર્જના કરે છે. ૧૨-૧૩

हे व्रजदेव्यः गोप्यः व्रजदेवतारूपाः । अनेन विश्वासो भविष्यतीति निरूपितम् । यर्हि वेणुरवेण विश्वमुपरम्भति पूरयति, तर्हि महदतिक्रमेण शङ्कितचेताः सुहृदं भगवन्तमभ्यवर्षत् । स्वदेहच्छायया च आतपत्रं विदधत् जातः । तद्वा कुर्वन् अभ्यवर्षत् । अयं नादो महाबलयुक्तः । विश्वगतान् सर्वानेव धर्मान् दूरीकृत्य स्वयमेव पूर्णः । तदा आभासरूपोऽपि मेघः धूमादिसमूहात्मा विश्वं भगवतैव कृतार्थीभूतमिति स्वयमुपचरितार्थोऽपि स्वजन्मसाफल्याय भगवन्तमेव ववर्ष । तत्र यादृशेन वेणुनादेनैवद्भवति, तादृशकर्तारं भगवन्तं वर्णयन्ति विशेषणचतुष्टयेन । अन्यथा उपरम्भणमर्थवादरूपं स्यात् । तत्र क्रियाशक्तिः सम्पूर्णेति वक्तुं सहबलो बलभद्रसहित इति उक्तम् । सृष्टिकरणक्रियापेक्षयापीयं महती क्रियेति ज्ञापयितुम् । स्रग्रूपो योऽयमवतंसः कर्णाभरणं तत्र विलासो यस्येति

---

હે વ્રજની દેવીઓ ! હે વ્રજની દેવતારૂપ ગોપીઓ ! દેવી શબ્દના પ્રયોગથી એમ જણાવવામાં આવ્યું કે આ વર્ણવવામાં આવતી વાતમાં ગોપીજનોને વિશ્વાસ રહેશે. (દેવી શબ્દમાં દિવ્ ધાતુ છે, અને દિવ્ ધાતુનો અર્થ 'ક્રીડા કરવી' એ પ્રમાણે થાય છે. તેથી દેવી શબ્દ લીલામાં રહેલી ગોપીજનોનું સૂચન કરે છે. લીલામાં રહેલી ગોપીજનોનો તે પ્રકારનો અનુભવ હોવાથી ભગવાન્ વેણુનાદથી વિશ્વને ભરી દે છે એ બાબતમાં તેમનો વિશ્વાસ રહેશે એમ તાત્પર્ય છે.) જ્યારે ભગવાન્ વેણુના નાદથી વિશ્વને પૂરે છે, ત્યારે મોટાના અપરાધથી ભયભીત થએલા ચિત્તવાળો મેઘ મિત્રના—ભગવાનના—ઉપર વૃષ્ટિ કરે છે, અને પોતાના દેહની છાયાથી છત્ર ધારણ કરે છે, અથવા છત્ર ધારણ કરીને તે વૃષ્ટિ કરે છે. આ વેણુનો નાદ ઘણા બળવાળો છે, અર્થાત્ બહુ મોટો છે, અને વિશ્વમાં રહેલા બધાય ધર્મોને દૂર કરીને પોતે જ તેમાં ભરાય છે. (અહીં વિશ્વ એટલે વેણુનો નાદ શ્રવણ કરનાર સર્વ. નાદ શ્રવણ કરતી વખતે શ્રવણ કરનારાઓને બીજા કોઈ પદાર્થની સ્ફૂર્તિ થતી નથી, પરંતુ તેમની અંદર અને બહાર સર્વ સ્થળે નાદ જ ભરાઈ રહે છે.) તે સમયે ધૂમાડો વગેરેના સમૂહરૂપ અને (શ્યામતાને લીધે) ભગવાનના જેવા દેખાતા મેઘે પણ, વિશ્વ ભગવાનથી જ કૃતાર્થ થયું એટલે પોતાનું—મેઘનું—કાર્ય થઈ ગએલું હોવા છતાં પણ, પોતાનો જન્મ સફલ થાય તે માટે ભગવાન્ ઉપર જ વૃષ્ટિ કરી. (મેઘનું કાર્ય વૃષ્ટિ વગેરેથી જગતનો તાપ દૂર કરવાનું છે; પણ તાપ તો ભગવાને જ વેણુનાદથી આનન્દ ભરી દઈ દૂર કર્યો છે; તેથી મેઘનું પ્રયોજન સિદ્ધ થઈ ગયું હતું. મેઘ આભાસ હોવાથી ભગવાનથી ઉતરતી કોટિનો છે, અને તેનું પ્રયોજન સિદ્ધ થઈ ગયું છે, છતાં પણ પોતાના જન્મની સફલતા માટે તે મેઘે ત્યાં રહીને ભગવાન્ ઉપર વૃષ્ટિ કરી. ભગવાનને તો મેઘની વૃષ્ટિનું કાંઈ પણ પ્રયોજન ન હતું. આ પ્રમાણે અહીં તાત્પર્ય છે.) તે સમયે જે પ્રકારના વેણુનાદથી આવું કાર્ય થાય છે તેવા વેણુનાદના કરનાર ભગવાનનું ચાર વિશેષણોથી ગોપીજન વર્ણન કરે છે. જો આ પ્રમાણે કરવામાં ન આવે તો વિશ્વને પૂરવાની ક્રિયા અર્થવાદરૂપ થઈ જાય. (ભગવાન્ બાલક હતા, તેથી તે નાદથી વિશ્વને ભરી દે એ વાચ્ય અર્થમાં વિરોધ આવે, તેથી માત્ર નાદથી ચિત્ત હર્યાં એવો કોઈ ગુણ દર્શાવવામાં આવ્યો છેઃ આ પ્રમાણે ગુણવાદરૂપી અર્થવાદ થાય, કારણ કે 'વિરોધ ઉત્પન્ન થતાં ગુણવાદ થાય છે' એ પ્રમાણે પૂર્વમીમાંસાશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. ભગવાને વાસ્તવિક રીતે વિશ્વને વેણુનાદથી ભરી દીધું છે એ જણાવવાને માટે જ ભગવાનને માટે ગોપીજન ચાર વિશેષણો વાપરે છે એમ તાત્પર્ય છે.)

તેમાં—વેણુનાદ કરવામાં—ક્રિયાશક્તિ સંપૂર્ણ છે એમ દર્શાવવા સહબલઃ, બલભદ્રસહિત, એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. સૃષ્ટિ રચવાની ક્રિયા કરતાં પણ આ ક્રિયા મોટી છે એ જણાવવાને માટે પણ સહબલઃ એ વિશેષણ વાપરવામાં આવ્યું છે. (ભાગ. ૨. ૨. ૧૨ માં આવેલા અદીન શબ્દનો અર્થ 'સર્ગ' છે, અને લીલા શબ્દનો અર્થ 'વિસર્ગ' છે એમ ભાગ. ૨. ૭. ૨૬ નાં શ્રીસુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે. આ પ્રમાણે સર્ગની પછી લીલા કહેવામાં આવેલી હોવાથી સર્ગ કરતાં લીલા મોટી છે એમ સિદ્ધ થાય છે.) માલારૂપ, પુષ્પના ગુચ્છારૂપ, જે અવતંસ—કર્ણનું આભરણ,—તેમાં વિલાસ છે જેમનો એવા ભગવાન્ છે, આ પ્રમાણે આ બીજા વિશેષણથી લીલાનું વર્ણન કરવામાં આવ્યું. (શાસ્ત્રની રીતે પણ

लीला निरूपिता । माला कीर्तिमयी । दश दिशः श्रोत्रम्, कीर्तिर्दिक्षु पूरिता यया सा भवत्येव सर्वोत्तमा । भगवत्कीर्तिप्रतिपादकं वा भागवतादिशास्त्रं सर्ववेदेष्वाभरणरूपं तत्र विलासयुक्ता तत्प्रतिपादिका च । एवं क्रियायाः स्वरूपतो गुणतश्च माहात्म्यं निरूपितम् । तस्याः सहकारिण्या इच्छाया माहात्म्यमाह । स्वयं जातहर्षः सर्वमेव च हर्षयन्निति । एवं वेणुनादस्य कारणभूतक्रियोत्कर्षमुक्त्वा देशतोऽप्युत्कर्षमाह **क्षितिभृतः सानुष्विति** । सर्वाधारभूतां पृथिवीं ये बिभ्रति, तेषामप्युच्चस्थानेषु स नादो जायते इति कथं न विश्वं पूरयेत् । रवः अनुरणनमतिगम्भीरम् । उपरम्भति नादेन पूरयतीति मेघादप्यधिका क्रिया निरूपिता । तदैव **मेघः महतो** वासुदेवस्य उपरि गच्छन् भगवदतिक्रमणे **शङ्कितचित्तो** भूत्वा उपर्येव तिष्ठन् अग्रे गमनार्थमुद्यतः नीलमेघश्यामं विश्वजीवनं भगवन्तं स्वमित्रं ज्ञात्वा **सुहृदमभ्यवर्षत्सुमनोभिः** पुष्परूपैः स्वबिन्दुभिः । अर्थात् पुष्पैः पूजितवान् । न केवलं

---

લીલા મોટી છે એમ દર્શાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) માલા કીર્તિરૂપ છે. દશ દિશાઓ કર્ણ છે. (અવતંસ એટલે કર્ણનું આભરણ. આ અર્થમાં દિશાઓ કર્ણ છે. આભરણમાં વિલાસ એટલે તેને તેના પોતાના સ્થાનમાં સ્થાપન કરવું તે. આ પ્રમાણે કીર્તિરૂપ દિશાઓના આભરણમાં વિલાસ કહેવામાં આવેલો હોવાથી, કીર્તિરૂપ આભરણનું દિશાઓમાં સ્થાપન કર્યું એમ કહેવામાં આવ્યું છે.) (અહીં આ વિશેષણ કહેવામાં આવેલું છે, અને તેની સાથે સાથે જ ઉપરમ્ભણની વાત શ્લોકમાં કહેવામાં આવી છે, તેથી ભગવાન્ ઉપરમ્ભણથી આ પ્રમાણે કરે છે એ આશયથી શ્રીમહાપ્રભુજી હવે આજ્ઞા કરે છે કે) જેણે— વેણુનાદથી વિશ્વને ભરી દેવાની ક્રિયાએ—કીર્તિને દિશાઓમાં પૂરી તે સર્વથી ઉત્તમ છે જ. અથવા તો ભગવાનની કીર્તિનું વર્ણન કરનાર ભાગવત વગેરે શાસ્ત્ર સર્વ વેદોમાં આભરણરૂપ છે, તેની અંદર વિલાસવાળી અને જેનું વર્ણન તેમાં કરવામાં આવેલું છે એવી ભગવાનની ક્રિયા છે. (કર્ણના પોલાણમાં રહેલા આકાશને શ્રોત્ર, કર્ણ, કહેવામાં આવે છે. શબ્દ આકાશનો ગુણ હોવાથી આકાશનું આભરણ છે. તેથી અવતંસનો અર્થ ભાગવતશાસ્ત્ર થાય છે. આ પ્રમાણે અર્થ કરવામાં આવે ત્યારે **સ્રગવતંસઃ** એ સમાસનો વિગ્રહ **સ્રક્પ્રતિપાદકઃ અવતંસઃ**, સ્રક્નું પ્રતિપાદન કરનાર અવતંસ, એ પ્રમાણે કરવો. વળી, ભગવાનનો વિલાસ કહેવામાં આવેલો હોવાથી ભગવાનમાં રહેલા 'વેણુનાદથી વિશ્વને પૂરવાના' ગુણનો પણ વિલાસ કહેવામાં આવ્યો.)

આ પ્રમાણે ઉપરમ્ભણક્રિયાનું સ્વરૂપથી અને ગુણથી માહાત્મ્ય વર્ણવવામાં આવ્યું છે. (સ્વરૂપ એટલે બલદેવજી. **સહબલઃ** એ વિશેષણ સ્વરૂપથી ક્રિયાશક્તિનું વર્ણન કરે છે. દિશાઓમાં કીર્તિ પૂરવી એ ગુણ છે. **સ્રગવતંસવિલાસઃ** એ વિશેષણ ગુણથી ક્રિયાશક્તિનું વર્ણન કરે છે.) આ ક્રિયાશક્તિની સાથે કામ કરનારી ઇચ્છાનું મહત્ત્વ જણાવતાં ગોપીજન કહે છે કે ભગવાન્ પોતે આનન્દ પામેલા છે અને સર્વને આનન્દ પમાડે છે.) સુખનો ધર્મ ઇચ્છા છે. અહીં હર્ષ કહેવામાં આવેલો હોવાથી ધર્મીનો પણ આવિર્ભાવ કહેવામાં આવ્યો; તેથી માહાત્મ્ય કહેવામાં આવ્યું.) આ પ્રમાણે વેણુનાદની કારણભૂત ક્રિયાની શ્રેષ્ઠતા વર્ણવીને, **ક્ષિતિભૃતઃ સાનુષુ** એ શબ્દોમાં દેશથી પણ તેની શ્રેષ્ઠતા ગોપીજન કહે છે. સર્વના આધારરૂપ પૃથ્વીને જે ધારણ કરે છે તે પર્વતોના પણ ઉચ્ચ પ્રદેશો ઉપર તે નાદ પહોંચે છે, તો પછી તે વિશ્વને કેમ ભરી ન દે? **રવ** એટલે પાછળથી થતો ગંભીર રણકાર, (નવા ઘરમાં જેવી રીતે પડઘો પડે છે તેવી રીતે પાછળથી થતો રણકાર.) ભગવાન્ વિશ્વને નાદથી ભરી દે છે, એ પ્રમાણે ભગવાનની મેઘથી પણ અધિક ક્રિયાનું વર્ણન કરવામાં આવ્યું. તે જ સમયે મોટા પુરુષની—વાસુદેવની—ઉપર જતો મેઘ, ભગવાનનો અપરાધ કરવાથી, ભયભીત થએલા ચિત્તવાળો થયો; અને ઉપર જ રહીને તે મેઘ આગળ જવા તૈયાર થયો અને નીલ મેઘના જેવા શ્યામ અને વિશ્વને જીવાડનાર ભગવાનને પોતાના મિત્ર જાણીને, તે મિત્ર ઉપર પુષ્પરૂપ પોતાના બિન્દુઓથી વૃષ્ટિ કરી, અર્થાત્ મેઘે ભગવાનની પુષ્પોથી પૂજા કરી. મેઘે ભગવાનની ફક્ત પૂજા જ કરી એટલું જ નહિ, પરંતુ રાજ્ય પણ આપ્યું એમ જણાવતાં ગોપીજન કહે છે કે

पूजामेव कृतवान्, किन्तु राज्यमपि दत्तवानित्याह आतपत्रं दधदिति । न केवलं राज्यमेव दत्तवान्, किन्तु आत्मनिवेदनमपि कृतवानित्याह छाययेति । सूर्ये अधःस्थिते उपरिस्थितेन न छाया भवतीति पृथक् छायानिर्देशः ॥ १२ ॥ १३ ॥

उत्तमांस्त्रिविधान् वक्तुं तेषामपि वेणुनादेन किञ्चिद् जातमिति वक्तुं वेणुनादं वर्णयति भगवन्तं च विविधगोपचरणेष्विति युग्मत्रयेण । सन्देहो मोहः सर्वपरित्यागश्च ज्ञानिनां श्रुतीनामरण्यवासिनां वेणुनादेन कृतः । तत्र ये विश्वगुरवो ब्रह्मादयस्तेषामपि सन्देहार्थं भगवतो वेणुनादं वर्णयति विविधेति ।

विविधगोपचरणेषु विदग्धो वेणुवाद्य उरुधा निजशिक्षाः ।
तव सुतः सति यदाधरबिम्बे दत्तवेणुरनयत् स्वरजातीः ॥ १४ ॥
सवनशस्तदुपधार्य सुरेशाः शक्रशर्वपरमेष्ठिपुरोगाः ।
कवय आनतकन्धरचित्ताः कश्मलं ययुरनिश्चिततत्त्वाः ॥ १५ ॥

लोके जायमानः अलौकिकप्रकारः सन्देहमुत्पादयति । ननु न तद्रूपमीश्वरे यन्न वेदे श्रुतमस्तीति सर्वविद्यास्थानानां ब्रह्मा अभिज्ञ इति कथं तस्य सन्देह इत्याशङ्क्याह वेणुवाद्य उरुधा निजशिक्षा इति । सुशिरभेदो वेणुः । तस्यापि प्रकाराः शास्त्रे निरूपिताः । ते ब्रह्मणा ज्ञायन्ते । एते तु प्रकाराः उरुधा

---

आतपत्रं दधत्, છત્ર ધર્યું. (ભાગ. ૧૦. ૨૪. ૧૮–૨૩ શ્લોકોમાં વર્ણવ્યા પ્રમાણે જેમ સુરભિએ ગોવિન્દનો અભિષેક કર્યો, તેમ આ મેઘે પણ ભગવાનને પોતાના અધિપતિ તરીકે પસંદ કર્યા. તેથી આ પ્રમાણે કહેવામાં આવ્યું છે.) મેઘે ભગવાનને રાજ્ય જ આપ્યું એટલું જ નહિ, પરંતુ આત્મનિવેદન પણ કર્યું એમ જણાવતાં ગોપીજન કહે છે કે छायया. સૂર્ય જ્યારે નીચે રહેલો હોય ત્યારે તેની ઉપર રહેલા મેઘથી છાયા થાય નહિ, તેથી છાયાની વાત જુદી કહેવામાં આવી છે. ૧૨–૧૩

ત્રણ પ્રકારના ઉત્તમ અધિકારીઓનું વર્ણન કરવાને માટે, તેમણે પણ વેણુનાદથી કાંઈક થયું એમ કહેવા માટે विविधगोपचरणेषु ઇત્યાદિ ત્રણ યુગલોમાં ગોપીજન વેણુનાદનું અને ભગવાનનું વર્ણન કરે છે. (યથાર્થ જ્ઞાન નહિ હોવાથી તામસત્વ કહેવામાં આવ્યું છે; પણ ભક્તિમાર્ગમાં તો તે ગુણ જ છે, એટલે તામસ ઉત્તમ ગણાય છે.)

હે સતિ! ગોપોની વિવિધ ચાલોમાં નિપુણ તમારા પુત્ર જ્યારે અધરના બિમ્બ ઉપર વેણુ રાખી વેણુરૂપી વાજિંત્ર ઉપર ઘણા પ્રકારથી પોતાનાથી જ જેનું શિક્ષણ થાય તેવા જુદા જુદા સ્વરોને ઉત્પન્ન કરે છે, ત્યારે જેમની ગરદન નમેલી છે અને જેમનાં ચિત્ત વશ થએલાં છે એવા કવિઓ, અને ઇન્દ્ર, શંકર અને બ્રહ્મા જેમના અગ્રેસર છે એવા દેવો દિવસના ત્રણેય સવનના સમયે તેનો વિચાર કરીને તત્ત્વનો નિશ્ચય થતાં મૂર્છા પામે છે. ૧૪–૧૫

લોકમાં ઉત્પન્ન થતો અલૌકિક પ્રકાર સંદેહ ઉત્પન્ન કરે છે.

અરે! જે વેદમાં કહેવામાં નથી આવ્યું એવું કાંઈ પણ રૂપ ઈશ્વરમાં નથી, અને બ્રહ્મા સર્વ વિદ્યાઓના સ્થાનને જાણનારા છે; તેથી તેમને—બ્રહ્માને—સંદેહ કેમ થાય? આ પ્રમાણે શંકા થતાં ગોપીજન સમાધાન કરે છે કે वेणुवाद्य उरुधा निजशिक्षाः, વેણુરૂપી વાજિંત્ર ઉપર ઘણા પ્રકારથી પોતાનાથી જ જેનું શિક્ષણ થાય એવા જુદા જુદા સ્વરોને ઉત્પન્ન કરે છે. વેણુ એ એક પ્રકારનું વાદ્ય છે. તેના પણ પ્રકારો શાસ્ત્રમાં કહેવામાં આવેલા છે, અને બ્રહ્મા તેને જાણે છે. પણ ભગવાન્ જે વેણુ વગાડે છે તેના

अनेकधा । **निजशिक्षाः** निजेनैव शिक्षा शिक्षणं अभिव्यक्तिप्रकारा यासु । अनेन नादब्रह्म नित्यमिति निरूपितम् । तत्र क्रियाशक्तिः साधनमिति तस्य लौकिकत्वे कथं नादः अलौकिको भविष्यतीत्याशङ्क्य तस्याप्यलौकिकत्वायाह **विविधेषु गोपचरणेषु** गोपानां सञ्चारविशेषेषु विदग्ध इति । गोपसञ्चारा न वेदोक्ताः, किन्तु लौकिकाः । ब्रह्माण्डान्तरस्थिता अपि भवन्ति । ते न लोकेऽन्यत्र प्रसिद्धाः, नापि वेदे । भगवांस्तु सर्वत्रैव **विदग्धः** । अतोऽयं ब्रह्मा यं प्रकारं न जानाति तमेव प्रकारं कृतवान् । ननु ब्रह्मसृष्टावाविर्भूतः कथं ब्रह्मणोऽप्यज्ञातं करोतीति चेत्, तत्राह **तव सुत** इति । यशोदां प्रति वदन्ति स्त्रीमण्डले समागताम् । अत एवात्र न कामादिवार्ता, किन्तु अनिषिद्ध एवोत्कर्षो निरूपितः । यथा **तव पुत्रो**ऽपि सन् तव मनसाप्याकलयितुमशक्यं करोति, तथा ब्रह्मणोऽपि ब्रह्माण्डे जातः । **सती**तिसम्बोधनं विश्वासार्थम् । अज्ञाने हेतुमाहुः **अधरबिम्बे दत्तवेणु**रिति । लोभात्मकोऽधर इति पूर्वमुक्तम्, अतो न लोके प्रसिद्धः । तस्य रसो भगवता न दत्त इति । तत्रापि बिम्बरूपः सूर्यवत् प्रकाशकः । न हि प्रकाश्याः प्रकाशकस्वरूपं विदुः । तत्र च स वेणुः स्थापितः, ततोऽप्युत्तमत्वख्याप-

---

પ્રકારો તો ઘણા છે. **निजशिक्षाः** એટલે પોતાનાથી જ શિક્ષણ, રાગ કાઢવાના પ્રકારો, જેની અંદર છે તેવા સ્વરોને ભગવાન્ ઉત્પન્ન કરે છે. આથી—બ્રહ્માને પણ તેનું જ્ઞાન નથી એમ કહેવાથી—એમ જણાવ્યું કે નાદબ્રહ્મ નિત્ય છે. (નાદ બ્રહ્માની પણ પહેલાં હતો એટલે બ્રહ્માને તેનું જ્ઞાન નથી એમ તાત્પર્ય છે. 'નવીન ઉત્પન્ન કર્યો' એમ જે કહેવામાં આવ્યું છે તે તો બીજાના જ્ઞાનની અપેક્ષાએ જ કહેવામાં આવ્યું છે.)

તેમાં, નાદ ઉત્પન્ન કરવામાં, ક્રિયાશક્તિ—આંગળી વેણુ ઉપર ફેરવવી વગેરેરૂપ ક્રિયાશક્તિ—સાધન છે, અને તે સાધન લૌકિક હોવાથી તેનાથી ઉત્પન્ન થતો નાદ કેવી રીતે અલૌકિક થશે? આ પ્રમાણે શંકા થાય, તેથી તે સાધન પણ અલૌકિક છે એમ જણાવવા ગોપીજન કહે છે કે ભગવાન્ ગોપોની વિવિધ ચાલોમાં પ્રવીણ છે. ગોપની ચાલો વેદમાં કહેવામાં નથી આવી, પરંતુ લૌકિક છે. ગોપોના કેટલાક સંચારો બીજા બ્રહ્માણ્ડમાં પણ રહેલા હોય, તે બીજા લોકમાં પ્રસિદ્ધ ન હોય, તેમ જ વેદમાં પણ પ્રસિદ્ધ ન હોય. (ગોપોના જે સંચારો બીજા બ્રહ્માણ્ડમાં રહેલા હોય તે આ બ્રહ્માણ્ડમાં પ્રસિદ્ધ ન હોય. આ બ્રહ્માને તો આ બ્રહ્માણ્ડમાં જે હોય તેનું જ જ્ઞાન હોય. તેથી આ લોકમાં પ્રસિદ્ધ ન હોવાથી અને વેદમાં જણાવેલું નહિ હોવાથી બ્રહ્માને તેનું જ્ઞાન નથી એમ તાત્પર્ય છે.) ભગવાન્ તો બધાયમાં પ્રવીણ છે, તેથી આ બ્રહ્મા જે પ્રકાર જાણતા નથી તે જ પ્રકાર ભગવાન્ કરે છે.

અરે! બ્રહ્માની સૃષ્ટિમાં પ્રકટ થએલા ભગવાન્ બ્રહ્મા પણ ન જાણે એવા સ્વરના પ્રકારો કેવી રીતે કરી શકે? આ શંકાનું સમાધાન કરતાં ગોપીજન કહે છે કે **तव सुतः**, ભગવાન્ તમારા પુત્ર છે. સ્ત્રીઓના મંડળમાં આવેલાં યશોદાને આ ગોપીજનો **तव सुतः** એ પ્રમાણે કહે છે. તેથી જ અહીં કામ વગેરેની વાત નથી, પણ નિષેધ કરવામાં આવ્યો નથી એવી ઉત્તમતા જ ભગવાનમાં જણાવવામાં આવી છે. જેમ શ્રીકૃષ્ણ તમારા—યશોદાજીના—પુત્ર છે, છતાં પણ તમારા મનથી પણ જેનો વિચાર ન થઈ શકે એવું કાર્ય તે કરે છે, તેમ બ્રહ્માણ્ડમાં ઉત્પન્ન થએલા હોવા છતાં પણ બ્રહ્માથી પણ વિચાર ન કરી શકાય એવું કાર્ય તે કરે છે. યશોદાજીને વિશ્વાસ રહે તે માટે **सति** એ પ્રમાણે સંબોધન કરવામાં આવેલું છે. બ્રહ્મા વગેરેને જ્ઞાન નથી તેનું કારણ દર્શાવતાં ગોપીજન કહે છે કે **अधरबिम्बे दत्तवेणुः**, અધરના બિંબ ઉપર ભગવાને વેણુ રાખ્યું. અધર લોભરૂપ છે એમ પહેલાં કહેવામાં આવેલું છે, તેથી તે અધર લોકમાં પ્રસિદ્ધ નથી, કારણ કે ભગવાને તેનો રસ કોઈને આપેલો નથી. વળી, તે અધર પણ બિંબરૂપ, સૂર્યની માફક પ્રકાશનારો, છે. આ પ્રકાશ કરનારો અધર કોઈ જાણતું નથી, કારણ કે જેમનો પ્રકાશ થાય છે તે પોતાનો પ્રકાશ કરનારનું સ્વરૂપ જાણતા નથી. આવા અધરના કરતાં પણ વેણુ ઉત્તમ છે એ જણાવવાને માટે ભગવાને તે અધર ઉપર વેણુને રાખ્યો હતો. (જ્યાં ભગવાનના અધરનું જ જ્ઞાન થઈ શકે એમ નથી, તો પછી તે અધર ઉપર રાખેલા વેણુનું જ્ઞાન તો જરા પણ ન જ થઈ શકે. આ પ્રમાણે ઉત્તમનો

नाय । **स्वरजातीः** षड्जादिस्वरजातिभेदान् **अनयत्** नूतनत्वेनोत्पादितवान् यर्हि, यदा तत्परिज्ञानार्थं त्रिगुणप्रधाना अपि देवाः कालत्रयेऽपि समागत्य । सोऽपि कालः आधिदैविक इति ख्यापयितुं सवनपदम् । तं वेणुनादं सवनशः उपधार्य । शक्रः सात्त्विकः, शर्वस्तामसः, परमेष्ठी राजस इति ये **पुरोगमा** येषां देवानाम् । सर्वे एव देवास्त्रिगुणात्मका भवन्ति । **कवयो** निपुणा अपि नादे । इन्द्रो हि त्रैलोक्याधिपतिः सर्वदा नादपरः । शर्वस्तु नादशास्त्रकर्ता । **परमेष्ठी** तयोरपि गुरुः । अत एव **परमेष्ठिपदम्** । तेषामन्यचित्तताभावायाह **आनतकन्धरचित्ता** इति । **आ समन्तान्नता कन्धरा** बाह्याभिनयार्थं **चित्तं** च येषाम् । ग्राहकं चित्तम् । नमनमत्र सर्वतः । तेऽप्यनिश्चिततत्त्वा जाताः । नाप्यौदासीन्येन कियत्कालं विचार्य अज्ञाते तूष्णीम्भूता इति मन्तव्यम् । यतः **कश्मलं ययुः**, चिन्तया मूर्च्छिताश्च जाताः । वेणुनादेन वा मोहिताः । अत एव आभासत्वपक्षोऽपि निराकृतः । अलौकिकरसोत्पादकत्वात् ॥ १४ ॥ १५ ॥

---

અપ્રમેય—જેનું જ્ઞાન થઈ શકે નહિ—એ પ્રમાણે થાય છે.) **स्वरजातीः** એટલે ષડ્જ વગેરે સ્વરોની જુદી જુદી જાતોને ભગવાન્ જ્યારે **अनयत्**, નવીન ઉત્પન્ન કરે છે, ત્યારે તે જાણવાને માટે દેવો પોતાનામાં ત્રણ ગુણો પ્રધાન છે છતાં પણ ત્રણેય કાળમાં એકઠા થાય છે. (મૂળ શ્લોકમાં તો 'જુદા જુદા સ્વરોને ઉત્પન્ન કરે છે' એમ કહેવામાં આવેલું છે, અને **निजशिक्षाः**, પોતાનાથી જ જેનું શિક્ષણ થાય, એમ કહેલું હોવાથી તે અપૂર્વ—પહેલાં ન જણાએલા—છે એમ જણાય છે, પરંતુ નવા ઉત્પન્ન કરવામાં આવેલા નથી. છતાં પણ અહીં 'નવીન ઉત્પન્ન કરે છે' એમ જે કહેવામાં આવ્યું છે તે બીજાના જ્ઞાનની અપેક્ષાએ કહેવામાં આવ્યું છે, અર્થાત્ દેવો વગેરેની દૃષ્ટિએ આ જુદા જુદા સ્વરો નવીન ઉત્પન્ન થએલા જણાય છે. તેથી પહેલાં 'નાદબ્રહ્મ નિત્ય છે' એમ જે કહેવામાં આવેલું છે તેનો વિરોધ પણ થતો નથી.)

(જે કાળમાં દેવો વગેરે એકઠા થાય છે) તે કાળ પણ આધિદૈવિક છે એમ જણાવવા માટે મૂળ શ્લોકમાં **सवन** પદનો પ્રયોગ કરવામાં આવેલો છે. (આ સાતમું યુગલ છે, તેથી આ યુગલમાં કહેલી લીલા મધ્યાહ્ન કાળની હોવાથી **सवन** પદ મધ્યાહ્નના અર્થમાં વાપરવામાં આવેલું છે. દિવસમાં ત્રણ સવન હોય છે: પ્રાતઃ સવન, માધ્યંદિન સવન અને તૃતીય સવન. 'સવન' શબ્દ વૈદિક કર્મને લગતો હોવાથી તે આધિદૈવિક કાળનું સૂચન કરે છે.) દેવો વગેરે દિવસના ત્રણેય કાળમાં તે વેણુનાદનો વિચાર કરીને (તે ન જાણવાથી મૂર્છા પામે છે.) ઇન્દ્ર સાત્ત્વિક છે, મહાદેવ તામસ છે, અને બ્રહ્મા રાજસ છે: આ ત્રણ જે દેવોના અગ્રેસરો છે તે બધાય દેવો ત્રણ ગુણોવાળા છે. કવિઓ નાદમાં નિપુણ હોય છે, (છતાં પણ મૂર્છા પામે છે.) ઇન્દ્ર, ખરેખર, ત્રણ લોકનો અધિપતિ છે, અને તેનું ચિત્ત હમ્મેશાં નાદમાં રહેલું હોય છે. મહાદેવ તો નાદશાસ્ત્રના રચનાર છે. બ્રહ્મા તો બન્નેયના ગુરુ છે, તેથી જ બ્રહ્માને માટે **परमेष्ठी** એ પદ વાપરવામાં આવ્યું છે. આ બધા દેવોનું ચિત્ત બીજામાં ન હતું એમ જણાવવા માટે ગોપીજન કહે છે કે **आनतकन्धरचित्ताः**, જેમની ગરદન નમેલી છે અને જેમનું ચિત્ત વશ થએલું છે. અંદરની ભાવના બહાર દેખાડવાને માટે **आ** ચારે તરફથી **नता** નમેલી છે **कन्धरा** ગરદન જેમની, અને વશ થએલું છે ચિત્ત જેમનું એવા દેવો છે. **चित्त** ગ્રહણ કરનારૂં છે. અહીં સર્વ તરફથી નમન કહેવામાં આવેલું છે. આ બધા દેવો પણ તત્ત્વનો નિશ્ચય કરી શક્યા નહિ. 'તેઓ બેદરકારીથી કેટલોક વખત વિચાર કરી, જ્ઞાન નહિ થતાં છાનામાના બેસી રહ્યા હશે' એમ પણ ન માનવું, કારણ કે તેઓ ચિન્તાથી મૂર્છા પામ્યા, અથવા તો વેણુનાદથી મોહિત થઈ મૂર્છા પામ્યા. તેથી જ 'આ નાદનો આભાસ હશે' એ પક્ષનું પણ ખંડન થઈ ગયું, કારણ કે આ નાદ અલૌકિક રસ ઉત્પન્ન કરનારો છે. ('આ નાદનો આભાસ છે, ગ્રામ્ય નાદ છે, તેથી દેવો જેવા મહાન્ પુરુષોની આમાં પ્રવૃત્તિ થતી નથી'—આ પ્રમાણેની કલ્પના ખોટી છે, કારણ કે આ નાદ દેવો વગેરેને મોહ ઉત્પન્ન કરે છે. દેવોને આ નાદનું જ્ઞાન થતું નથી તેનું કારણ એ છે કે આ નાદ અલૌકિક રસ ઉત્પન્ન કરે છે. આ નાદ અલૌકિક રસ ઉત્પન્ન કરે છે તેથી જ દેવોને તેનું જ્ઞાન થતું નથી, કાંઈ નાદમાં ન્યૂનતા નથી.) ૧૪-૧૫

अस्त्वन्येषां वार्ता । वेणुनादोऽस्माकमेवान्यथात्वं सम्पादयतीत्याहुर्द्वयेन पूर्ववत् निजपदाब्जदलैरिति ।

निजपदाब्जदलैर्ध्वजवज्रनीरजाङ्कुशविचित्रललामैः ।
व्रजभुवः शमयन् खुरतोदं वर्ष्मधुर्यगतिरीरितवेणुः ॥ १६ ॥
व्रजति तेन वयं सविलासवीक्षणार्पितमनोभववेगाः ।
कुजगतिं गमिता न विदामः कश्मलेन कबरं वसनं वा ॥ १७ ॥

यर्हि ईरितवेणुः सन् व्रजति तदा तेन नादेन कुजगतिं स्थावरत्वं गमिता वयं गोप्यः सर्वा एव कश्मलेन मूर्च्छया वसनं परिहितं केशपाशं वा न विदाम इतिसम्बन्धः । अयं वेणुनादोऽस्मदर्थमेव जायत इति तस्य चेष्टया अनुभवाच्च ज्ञायते । तत्र चेष्टा या गोकुलनिवासिनामेवार्थं जायते तया व्याप्तः कथमन्यकार्यं कुर्यात् । अतः प्रथमं भगवतो गोकुलहितकर्तृत्वमाहुः । निजस्य स्वस्यैव यत्पदाब्जद्वयं तस्य दलैः दशाङ्गुलीभिः तलभागैर्वा व्रजभुवः निरन्तरं पश्वाक्रमणेन जातव्यथायाः व्रजभूमेः खुरैर्जातं तोदं शमयन्निति शनैः शनैर्लीलया भगवद्गतिर्निरूपिता । क्षतांशः गतिविलासेन

---

બીજાઓની વાત જવા દો; અધર રસને જાણનારાં એવાં આપણામાં જ વેણુનાદ ફેરફાર કરે છે એમ પહેલાંની માફક निजपदाब्जदलैः એ યુગલમાં ગોપીજન કહે છે.

ધ્વજ, વજ્ર અને કમળની આકૃતિ જેમાં છે તેવા વિચિત્ર ચિહ્નોવાળા
પોતાના ચરણકમળના તળીઆંના ભાગથી વ્રજભૂમિને પશુઓની ખરીથી
થએલી પીડા મટાડતા, અને ઉત્તમ આખલાના જેવી ગતિવાળા ભગવાન્
જ્યારે વેણુ વગાડતા ફરે છે, ત્યારે વિલાસવાળી દૃષ્ટિથી આપવામાં આવેલો
છે કામનો વેગ જેમને અને તે વેણુનાદથી વૃક્ષની ગતિ પ્રાપ્ત થઈ છે જેમને
એવાં આપણને મૂર્છાને લીધે અંબોડાનું કે વસ્ત્રનું ભાન રહેતું નથી. ૧૬–૧૭

ભગવાન્ જ્યારે વેણુ વગાડતા ફરે છે ત્યારે તે નાદને લીધે વૃક્ષની ગતિને, સ્થાવરપણાને, પ્રાપ્ત થએલી આપણે બધી ગોપીઓને મૂર્છાને લીધે પહેરેલા વસ્ત્રનું કે કેશના બંધનું ભાન નથી, એ પ્રમાણે શ્લોકમાં પદોનો સંબંધ છે. આ વેણુનાદ આપણા માટે જ થાય છે એમ તેમની ચેષ્ટાથી અને આપણા અનુભવથી જણાય છે. (ભગવાનના કૃત્યથી તેમનું વિચારેલું પ્રયોજન જ સિદ્ધ થાય છે; તેથી જો આપણા માટે ભગવાને નાદ કર્યો ન હોત તો આપણને નાદના રસનો અનુભવ થાત નહિ. આ અભિપ્રાયથી 'અનુભવથી' શબ્દ કહેવામાં આવ્યો છે.) તેમાં જે ચેષ્ટા ગોકુલમાં રહેનારાઓ માટે જ થાય છે તે ચેષ્ટાથી વ્યાપી રહેલા ભગવાન્ બીજાઓનું—ગોકુલમાં ન રહેનારાઓનું—કાર્ય કેવી રીતે કરે? (ભગવાન્ પશુઓની ખરીથી થએલી ભૂમિની પીડાને જે મટાડે છે તે ત્યાં રહેનારાઓ સાથે ક્રીડા કરવા માટે જ મટાડે છે એમ તાત્પર્ય છે.) તેથી ગોપીજન કહે છે કે ભગવાન્ પ્રથમ—ગાય અને ગોપીઓની પહેલાં—ગોકુલનું હિત કરનારા છે. ('ગોકુલનું' એટલે ગાયોનાં કુલો—સમૂહો—જ્યાં છે તે સ્થાનનું એવો અર્થ છે.) પોતાનાં જ જે બે ચરણારવિન્દ તેમનાં દલોથી, દશ આંગળીઓથી અથવા તળીઆંના ભાગથી, નિરંતર પશુઓના ફરવાથી જેને દુઃખ થાય છે તેવી વ્રજભૂમિની પશુઓની ખરીથી થએલી પીડા મટાડતાં ભગવાન્ ફરે છે—એમ ધીરે ધીરે લીલાથી કરેલી ભગવાનની ગતિનું વર્ણન કરવામાં આવ્યું છે. ('તળીઆંના ભાગથી' એટલે ચરણની આંગળીઓને લીધે પડેલા તળીઆંના ભાગથી. 'ધીરે ધીરે' એટલે કે ધીરી ગતિથી જ પીડા દૂર થાય છે એમ તાત્પર્ય છે.) ખરીઓથી પડાએલા ભાગનું નિવારણ ગતિના વિલાસવાળા ચરણારવિન્દના

पादस्पर्शेन निराकृतः । आध्यात्मिकांशस्तु ध्वजादिना । तामसः भौतिकः ध्वजेन निराक्रियते । राजस आध्यात्मिको वज्रेण । सात्त्विक आधिदैविकः नीरजाकृतिचिह्नेन । तान्येव विचित्राणि ललामानि पदेषु । तेन लौकिकालौकिकप्रकारेण व्रजभुवः सुरतोदप्रशमनम् । व्रजे तिस्रः प्रधानभूताः, भूमिः गावो गोप्य इति । तत्र भूमेर्दुःखनिवृत्तिं गत्या निरूप्य, गत्या कृत्या च गवां दुःखं निवारयतीत्याह वर्ष्मधुर्यगतिरिति । वर्ष्मधुर्यो महावृषभः ककुद्मी, स यथा लीलया मन्थरगतिः, तथा गच्छन् गवामपि दुःखहारीव निरूपितः ईरितवेणुर्व्रजतीति । गोपिकानां सदास्माकं वेणुनादेन जाते कामे स्थावरत्वमधिकं जातमित्याहुः तेनेति । स्वभावत एव वेणुनादेन जातः कामः । तत्रापि सविलासवीक्षणेन अर्पितो मनोभववेगो यासु । अतो वेगेन स्तम्भे जाते कुजगतिं वृक्षगतिं गमिता जाताः । तेषामन्तर्ज्ञानमस्तीति तदर्थमाहुः न विदाम इति । सुषुप्तावपि न जानन्तीति तद्व्यावृत्त्यर्थमाह कश्मलेनेति । कश्मलेन मूर्च्छया । स्त्रीणामत्यावश्यकं वसनज्ञानं कवरज्ञानं च । वेणुनादप्रस्तावे एवैवं जातमिति गतिदृष्ट्यादिभिरपि कृतमत्र निरूप्यते ॥ १६ ॥ १७ ॥

---

સ્પર્શથી કરવામાં આવેલું છે. (બધાં દુઃખનું નિવારણ આ બધાથી થાય છે; દુઃખના જુદા જુદા ભાગોનું નિવારણ ચરણના અંશોથી—ધ્વજા વગેરે અંશોથી—થાય છે.) આધ્યાત્મિક વગેરે અંશનું નિવારણ ધ્વજા વગેરેથી કરવામાં આવ્યું છે. આધિભૌતિક તામસ અંશનું નિવારણ ધ્વજાથી કરવામાં આવે છે, આધ્યાત્મિક રાજસ અંશનું નિવારણ વજ્રથી કરવામાં આવે છે, અને આધિદૈવિક સાત્ત્વિક અંશનું નિવારણ કમળની આકૃતિવાળા ચિહ્નથી કરવામાં આવે છે. (ધ્વજા નિર્ભયતા સૂચવે છે; તેથી દૈત્યોની સેનાએ કરેલી પીડાની સંભાવનાથી જે દુઃખનો અંશ થાય છે તેનું નિવારણ ધ્વજાથી થાય છે. વજ્ર પાપરૂપી પર્વતોનો નાશ કરે છે, તેથી પાપની સંભાવનાથી જે દુઃખનો અંશ થાય છે તેનું વજ્રથી નિવારણ થાય છે. કમળ એમ સૂચવે છે કે ભગવાનની સેવા સુખથી કરી શકાય એવી છે, તેથી સેવામાં દુઃખની સંભાવનાથી જે દુઃખનો અંશ થાય છે તેનું કમળથી નિવારણ થાય છે.) આ જ ચરણનાં પગલાંઓમાં વિચિત્ર ચિહ્નો છે. વ્રજભૂમિને ખરીઓથી થતી પીડા આ ચિહ્નોથી લૌકિક અને અલૌકિક રીતે—દૃષ્ટ પ્રકારથી અને અદૃષ્ટ પ્રકારથી—દૂર કરવામાં આવે છે.

વ્રજમાં ત્રણ મુખ્ય છેઃ ભૂમિ, ગાયો અને ગોપીઓ. તેમાં ભૂમિનું દુઃખ ગતિથી દૂર કર્યું એમ વર્ણન કરીને, ગતિથી અને કાર્યથી ભગવાન્ ગાયોના દુઃખનું નિવારણ કરે છે એમ वर्ष्मधुर्यगतिः, ઉત્તમ આખલાના જેવી ગતિવાળા, એ વિશેષણથી ગોપીજન કહે છે. 'ઉત્તમ આખલો' એટલે ખાંધવાળો મોટો આખલો. તે જેમ લહેરથી ધીરે ધીરે જાય છે તેમ ભગવાન્ પણ લહેરથી ધીમે ધીમે જતા ગાયોનું પણ જાણે દુઃખ હરનારા હોય એમ જણાવતાં ગોપીજન કહે છે કે ईरितवेणुर्व्रजति, વેણુ વગાડતા ફરે છે. તે સમયે આપણ ગોપીઓને વેણુનાદથી કામ ઉત્પન્ન થતાં સ્થાવરપણું વધારામાં પ્રાપ્ત થયું એમ જણાવતાં ગોપીજન કહે છે કે तेन. વેણુનાદના સ્વભાવથી જ આપણને—ગોપીઓને—કામ થયો. તેમાં પણ વિલાસવાળી દૃષ્ટિથી આપવામાં આવેલો છે કામનો વેગ જેમને એવાં આપણે થયાં. તેથી કામના વેગથી આપણે સ્તબ્ધ થયાં, ક્રિયા વિનાનાં થયાં, અને તે રીતે વૃક્ષની ગતિ પ્રાપ્ત કરી. વૃક્ષોને અંદરથી જ્ઞાન હોય છે, પણ આવું જ્ઞાન આપણને નથી એ જણાવવા ગોપીજન કહે છે કે न विदामः, અમને ભાન રહેતું નથી. ગાઢ નિદ્રામાં પણ લોકોને પદાર્થનું ભાન રહેતું નથી, તેથી ગોપીજનોને ગાઢ નિદ્રાથી તેવું થયું નથી એમ દર્શાવવા ગોપીજન કહે છે કે कश्मलेन, મૂર્છાને લીધે. કશ્મલથી એટલે મૂર્છાથી. વસ્ત્રનું અને અંબોડાનું ભાન રહેવું એ સ્ત્રીઓને ઘણું જરૂરી છે. વેણુનાદના આરંભમાં જ આ થયું, તેથી ભગવાનની ગતિ, દૃષ્ટિ વગેરેથી જે થયું તેનું અહીં વર્ણન કરવામાં આવ્યું છે. ૧૬-૧૭

हरिणीनां वेणुनादेन यथा जातं तदुक्तं पूर्ववद्वेणुनादं वर्णयन्ति मणिधर इति द्वाभ्याम् ।

मणिधरः क्वचिदागणयन् गा मालया दयितगन्धतुलस्याः ।
प्रणयिनोऽनुचरस्य कदांसे प्रक्षिपन् भुजमगायत यत्र ॥ १८ ॥
क्वणितवेणुरववञ्चितचित्ताः कृष्णमन्वासत कृष्णगृहिण्यः ।
गुणगणार्णमनुगत्य हरिण्यो गोपिका इव विमुक्तगृहाशाः ॥ १९ ॥

गवामाधिदैविकानि रूपाणि मणयः । तान् स्वस्मिन् बिभर्तीति मणिधरः । अभिज्ञानार्थं वा । स्वप्रियाणामभिज्ञापका मणयः । अतस्तैः कदाचिद् गाः आ समन्ताद् गणयन् जातः । अनेन वा तद्गतधर्माश्च भगवत्येव प्रतिष्ठिता इति तासां संसाराभावः सूचितः । अत एव गोपिकानामपि । अत एव हरिणीनामपि । पशुत्वाविशेषाद् ग्राम्याणां चेदुद्धारकः, विशेषत आरण्यानां भविष्यतीति युक्ता कृष्णपरता । मालया दयितगन्धतुलस्या उपलक्षितः । यथा भगवतो नीलं रूपं प्रियम्, स्पर्शः

---

વેણુનાદથી હરિણીઓને જે ભાવના થઈ તે કહેવા પહેલાંની માફક मणिधरः એ યુગલમાં ગોપીજન વેણુનાદનું વર્ણન કરે છે.

મણિ ધારણ કરનાર, કોઈ વાર ગાયોને ગણતાં, પોતાને પ્રિય ગંધવાળી તુલસીની માલા ધારણ કરનાર અને પ્રેમવાળા સેવકના ખભા ઉપર શ્રીહસ્ત રાખીને જ્યારે ભગવાન્ કદાચિત્ ગાન કરે છે, ત્યારે વગાડેલી વેણુના નાદથી જેમનાં ચિત્ત હરાએલાં છે એવી કૃષ્ણસાર હરણની સ્ત્રીઓ, હરિણીઓ, શ્રીકૃષ્ણની પાસે બેસે છે, અને ગુણોના સમૂહના સાગરની પાછળ જઈ ગોપીઓની માફક ઘરની આશા છોડી દઈને પ્રભુપરાયણ થઈ જાય છે. ૧૮–૧૯

મણિઓ ગાયોનાં આધિદૈવિક રૂપ છે. (જેવા જેવા ગાયોના રંગ છે તેવા તેવા રંગના મણિઓ ભગવાનની વૈજયન્તી માલામાં રાખવામાં આવેલા છે. તેથી મણિઓ ગાયોનાં આધિદૈવિક, એટલે દેવના સંબંધવાળાં, સ્વરૂપો છે એમ તાત્પર્ય છે.) આ મણિઓને ભગવાન્ પોતાની અંદર રાખે છે તેથી તે मणिधरः, મણિ ધારણ કરનાર, કહેવાય છે. અથવા તો પ્રિયાઓનું સ્મરણ થાય તે માટે ભગવાન્ મણિ ધારણ કરે છે, કારણ કે મણિઓ પોતાની પ્રિયાઓનું સ્મરણ કરાવનારા છે. તેથી—મણિઓ ગાયોનાં આધિદૈવિક રૂપો હોવાથી—ભગવાન્ કોઈવાર મણિઓથી ચારે તરફથી ગાયો ગણે છે. આ ઉપરથી એમ સૂચવાય છે કે ગાયો અને તેમના ધર્મો ભગવાનમાં જ રહેલા છે, અને તેથી તેમને—ગાયોને—સંસાર રહેલો નથી. તેથી જ ગોપિકાઓને પણ સંસાર રહેલો નથી. તેથી જ—ગાયોનાં આધિદૈવિક રૂપ ભગવાને ધારણ કરેલાં છે તેથી જ—હરિણીઓને પણ સંસાર રહેલો નથી. જ્યારે ભગવાન્ ગામનાં પશુઓનો ઉદ્ધાર કરે છે તો પછી તે વનનાં પશુઓનો પણ સારી રીતે ઉદ્ધાર કરશે, કારણ કે તે પણ પશુઓ જ છે, તેથી વનનાં પશુઓ શ્રીકૃષ્ણમાં આસક્ત થાય એ યોગ્ય છે.

પોતાને પ્રિય ગંધવાળી તુલસીની માલાથી ભગવાન્ જણાઈ આવે છે. જેમ ભગવાનને શ્યામ રંગ પ્રિય છે, સ્ત્રીઓનો સ્પર્શ પ્રિય છે, વેણુનો શબ્દ પ્રિય છે અને માખણનો રસ પ્રિય છે તેમ તુલસીની ગંધ પ્રિય છે. (આનન્દનો રંગ શ્યામ હોવાથી ભગવાનને તે રંગ પ્રિય છે. સ્ત્રી અને વેણુ સુધાના આધાર હોવાથી ભગવાનને તેમનો સ્પર્શ તથા નાદ પ્રિય છે. માખણ એ અમૃતનું પાન કરાવનારી ગાયના દૂધનો સાર છે, તેથી તે ભગવાનને પ્રિય છે, અને તુલસીની ગંધ દિવ્ય છે તેથી તે ભગવાનને પ્રિય છે.) આ

स्त्रीणाम्, शब्दो वेणोः, रसो नवनीतस्य, तथा गन्धस्तुलस्याः । तद्गतोत्तमता सात्त्विकानां केषाञ्चिदनुभवसिद्धा । तादृशी तुलसी । अतस्तस्या मालां बिभर्ति । अतो यदा वयमपि प्रिया भविष्यामः, तदा अस्मानपि अस्मद्धर्मान् वा धारयिष्यतीति कृष्णसारस्त्रीणां प्रवृत्तिः । कृष्णसारस्तु वेदे नियुक्त इति भक्तौ तासां विनियोगार्थं प्रवृत्तिः । किञ्च । प्रणयिनोऽतिप्रेमवतः अनुचरस्य गोपस्यांसे भुजं प्रक्षिपन्निति । कदा कदाचित् । 'आशंसायां भूतवच्च' इति वा कदा अगायतेति मध्ये गानाशंसा । यथा गोपालस्य तथास्नेहसेवाधर्मयोः सद्भावे एवं भविष्यतीति गोपिकानामिव हरिणीनामपि तथात्वाय स्नेहभजनम् । देहास्फुरणात् न विजातीयत्वेन कामाभावः । तदैव क्वणितो यो वेणुः । आकस्मिकः शब्दविशेषो मनोहारी क्वणनात्मकः । स चेद्वेणोर्निर्गतः, तत्सम्बन्धादन्येऽपि शब्दाश्चित्तवञ्चका इति रवपदम् । शब्देन मृगाणां वशीकरणं सिद्धमेव । इदानीमेवोपयोगो भविष्यतीतिप्रतीतिजननाद्वञ्चकत्वम् । अतो रवेण वञ्चितचित्ताः कृष्णमन्वासत कृष्णसमीपे आसत उपविष्टा जाताः । यथा प्रायमुपविशति, एवं कृष्णमनूपविष्टाः । ननु स्त्रियोऽन्यस्य कथमन्यस्य गृहेऽन्यस्य समीपे उपविष्टा इति, तत्राह कृष्णस्य कृष्णसारस्य गृहिण्य इति । कृष्ण इति तास्तस्य गृहिण्यो जाताः । वञ्चित-

---

તુલસીની ગંધમાં રહેલી ઉત્તમતા કોઈ સાત્વિક પુરુષોને અનુભવથી જણાએલી છે. આ પ્રમાણે તુલસી આવા ઉત્તમ ગંધવાળી છે, તેથી ભગવાન્ તેની માલા ધારણ કરે છે. તેથી—તુલસી પ્રિય હોવાથી ભગવાન્ તેની માલા ધારણ કરે છે તેથી—જ્યારે આપણે પણ ભગવાનને પ્રિય થઈશું ત્યારે ભગવાન્ આપણને અથવા આપણા ધર્મોને પણ ધારણ કરશે: આવા હેતુથી કૃષ્ણસાર હરણની સ્ત્રીઓની અહીં જણાવેલી પ્રવૃત્તિ થાય છે. કૃષ્ણસાર હરણનો તો વેદમાં ઉપયોગ થએલો છે, તેથી ભક્તિમાં વિનિયોગ કરવાને માટે તેમની સ્ત્રીઓની—હરિણીઓની—પ્રવૃત્તિ થાય છે.

વળી, પ્રણયીના—ઘણા પ્રેમવાળા—સેવક ગોપના ખભા ઉપર ભગવાન્ શ્રીહસ્ત રાખે છે. (પ્રેમવાળાના ખભા ઉપર ભગવાન્ શ્રીહસ્ત રાખે છે, તેથી આપણે—ગોપીઓ—પ્રિય થઈશું ત્યારે આપણને પણ ધારણ કરશે એમ તાત્પર્ય છે.) कदा એટલે કદાચિત્ (ભગવાન્ એ પ્રમાણે શ્રીહસ્ત રાખે છે.) અથવા તો 'આશા હોય ત્યારે ભૂતકાલની માફક' (પાણિનિ ૩. ૩. ૧૩૨) એ સૂત્ર પ્રમાણે 'ભગવાન્ ક્યારે ગાન કરે' એમ ગોપાલ મધ્યમાં ગાનની ઇચ્છા કરે છે. જેમ ગોપાલમાં ભગવાન્ માટે તેવો સ્નેહ અને સેવાધર્મ હોવાથી ભગવાન્ તે પ્રમાણે કરે છે, અર્થાત્ તેમના ખભા ઉપર શ્રીહસ્ત રાખે છે, તેમ અમારા પણ સ્નેહ અને સેવાધર્મને લીધે તે પ્રમાણે થશે—અમને અથવા અમારા ધર્મને ધારણ કરશે—એમ ગોપિકાઓની માફક હરિણીઓ પણ તેમ થાય તે માટે સ્નેહથી ભગવાનનું ભજન કરે છે. હરિણીઓને દેહનું સ્મરણ નહિ રહેવાથી, ભગવાન્ વિજાતીય છે તેથી તેમની સાથે કામ ન થાય એવું ભાન તેમને નથી. તે જ સમયે વેણુ વગાડ્યો. અકસ્માત્ મનને. હરણ કરનારો અમુક શબ્દ થાય તે ક્વણન, વેણુનો નાદ, કહેવાય છે. તે શબ્દ જ્યારે વેણુમાંથી નીકળ્યો ત્યારે તેના—વેણુના—સંબંધથી બીજા પણ શબ્દો ચિત્તને હરનારા થશે, એ હેતુથી रव પદ વાપરવામાં આવ્યું છે. (જે અવાજ પાછળથી થાય છે તે 'રવ' કહેવાય છે. પહેલાંનો અવાજ ચિત્તને હરનારો હોવાથી પછીનો પણ અવાજ તેવો જ છે એમ જણાવવા रव શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે એમ તાત્પર્ય છે.) શબ્દથી હરણો વશ કરવામાં આવે છે એ વાત પ્રસિદ્ધ જ છે. હમણાં જ આપણો ઉપયોગ થશે એવી દૃઢ માન્યતા વેણુના નાદથી ઉત્પન્ન થાય છે, તેથી તે વેણુનાદ મનને ઠગનારો, હરનારો, છે. ('ઉપયોગ' એટલે નાયિકાના જેવો ઉપભોગ એ પ્રમાણે અર્થ છે. વેણુનાદનો એવો પ્રભાવ છે કે હરિણીઓમાં પણ આવો ભાવ થાય છે તો પછી બીજી સ્ત્રીઓની વાત જ શી કરવી? એમ તાત્પર્ય છે.) તેથી વેણુનાદથી જેમનાં ચિત્ત હરાએલાં છે એવી હરિણીઓ શ્રીકૃષ્ણની પાસે બેઠી, જેમ મરણ પામતા સુધી ઉપવાસ કરીને માણસ બેસે છે તેમ તે હરિણીઓ શ્રીકૃષ્ણની પાસે બેઠી.

અરે! બીજાની સ્ત્રીઓ બીજાને પેર બીજાની પાસે કેમ બેઠી? આ પ્રમાણે શંકા થાય તો તેનું સમાધાન કરતાં ગોપીજન કહે છે કે कृष्णगृहिण्यः, આ હરિણીઓ કૃષ્ણની, કૃષ્ણસાર મૃગની, ગૃહિણીઓ

चित्तत्वाद्वा रूपं विस्मृत्य शब्दमात्राभिनिविष्टा जाताः । वेणुनादेन वा सानुभावेन कृष्णसारेऽपि कृष्णमत्या कृष्णमेवान्वासत । ननु कृष्णसारेऽपि कृष्णभ्रमात् शब्दोऽपि वर्तत इति तं परित्यज्य कथमागता इत्यत आह गुणगणार्णमिति । कृष्णसारे एको द्वौ वा गुणौ । अतो यत्रैव भगवान् गच्छति, तत्रैव तमनुगत्य सर्वा एव हरिण्यो विमुक्तगृहाशा जाताः गृहं गमिष्याम इत्याशामपि त्यक्तवत्यः । (सान्निध्येन भगवद्रसः पीत इति लब्धस्वादुभावाः गोपिका इव तदेकपरा जाताः । एतन्नयनेषु स्वप्रियानयनसादृश्यदर्शनेन यादृशेन भावेन ताः पश्यति तादृशेनैवैता अपि पश्यतीति, एतासामपि तत्सजातीयभावोत्पत्तिः, तथैव वेणुक्वणनं च । अत एवाग्निबीजामृतबीजात्मकं रयपदमुक्तम् । यतस्तच्छ्रवणेऽत्यार्तिस्तत्तापशमनं च सम्पद्यते । अतः स्वदृष्टान्तोक्तिर्युक्ता ॥ १८ ॥ १९ ॥)

एवं नवप्रकारेण वेणुनादं निरूप्य, गुणातीतप्रकारेण त्रिधा निरूपयन् वेणुनादेन भगवान् जगदेव वशीकृतवानित्याह कुन्ददामेति द्वाभ्याम् ।

---

છે. આ કૃષ્ણ છે તેથી તેઓ કૃષ્ણનાં ગૃહિણી થયાં. (કૃષ્ણસાર હરણ કૃષ્ણ—કાળો—છે, અને ભગવાન્ પણ કૃષ્ણ—કાળા—છે, તેથી હરિણીઓ કૃષ્ણ ભગવાનની ગૃહિણીઓ થઈ એમ તાત્પર્ય છે.) અથવા તો હરિણીઓનાં ચિત્ત હરાએલાં હોવાથી તેઓ રૂપને ભૂલી માત્ર શબ્દમાં આસક્ત થઈ. અથવા તો પ્રભાવવાળા વેણુનાદને લીધે કાળાં હરણમાં પણ 'આ કૃષ્ણ છે' એવી બુદ્ધિ થવાથી હરિણીઓ શ્રીકૃષ્ણની પાસે જ બેઠી.

અરે ! कृष्णसारमां—કાળા હરણમાં—પણ કૃષ્ણનો ભ્રમ થાય છે તેથી અને તેમાં कृष्ण શબ્દ પણ રહેલો છે તેથી તે કૃષ્ણસાર હરણને તજીને શ્રીકૃષ્ણની પાસે આ હરિણીઓ કેમ આવી ? આ પ્રમાણે શંકા થતાં ગોપીજન કહે છે કે गुणगणार्णम्, ગુણોના સમૂહોના સાગર. (आ=ચારે તરફ, ऋणम्=જલ; ચારે તરફ જેમાં જલ છે તે आ+ऋण=आर्ण=સમુદ્ર કહેવાય છે.) કૃષ્ણસાર હરણમાં એક અથવા બે ગુણો હોય, (પણ ભગવાન્ તો ગુણોના સાગર છે.) તેથી જ્યાં ભગવાન્ જાય છે ત્યાં જ તેમની પાછળ જઈને બધીય હરિણીઓએ ઘરની આશા તજી દીધી, અર્થાત્ 'અમે ઘેર જઈશું' એવી આશાનો પણ તેમણે ત્યાગ કર્યો.

(હરિણીઓએ ભગવાનની પાસે રહીને ભગવદ્રસનું પાન કર્યું; તેથી તેમને ભગવદ્રસનો સ્વાદ પ્રાપ્ત થવાથી ગોપીઓની માફક તેઓ તેમાં જ—ભગવાનમાં જ—આસક્ત થઈ ગઈ. આ હરિણીઓનાં નેત્રો પોતાની પ્રિયાઓનાં નેત્રો જેવાં છે એમ જોવાથી ભગવાન્ જેવા ભાવથી પોતાની પ્રિયાઓને જુવે છે તેવા જ ભાવથી આ હરિણીઓને પણ જુવે છે. તેથી આ હરિણીઓમાં પણ તે ગોપીઓના જેવો જ ભાવ ઉત્પન્ન થાય છે, અને તે જ પ્રમાણે ભગવાન્ વેણુ વગાડે છે. તેથી જ આ નાદ માટે रय શબ્દ વાપરવામાં આવ્યો છે. र એટલે અગ્નિ, અને य એટલે અમૃત; અર્થાત્ रय શબ્દથી અગ્નિ અને અમૃતનો અર્થ જણાવવામાં આવ્યો છે, કારણ કે તે રવનું શ્રવણ થતાં ઘણી જ આર્તિ (=અગ્નિ) થાય છે અને તે તાપની શાન્તિ (=અમૃત) પણ થાય છે. તેથી ગોપીજનો અહીં गोपिका इव એ પ્રમાણે પોતાનો દાખલો આપે છે તે યોગ્ય છે.) ૧૮-૧૯

આ પ્રમાણે નવ પ્રકારે વેણુનાદનું વર્ણન કરીને, ગુણાતીત પ્રકારે ત્રણ રીતે તેનું વર્ણન કરતાં ગોપીજન कुन्ददाम એ યુગલમાં કહે છે કે ભગવાને વેણુનાદથી જગતને જ વશ કર્યું. ('હે ગૌતમ! વાયુ તેનું સૂત્ર છે' બૃ. ઉ. ૩. ૭. ૨ એ શ્રુતિ પ્રમાણે વાયુ સર્વનું મૂળ છે, અને તેથી વાયુ વશ થતાં જ આખું જગત્ જ વશ થાય એમ તાત્પર્ય છે.)

---

१ सर्वमुद्रितपुस्तकेषु तु पश्यन्तीतिपाठः । स च न साधुरिति प्रतिभाति ।

कुन्ददामकृतकौतुकवेशो गोपगोधनवृतो यमुनायाम् ।
नन्दसूनुरनघे तव वत्सो नर्मदः प्रणयिनां विजहार ॥ २० ॥
मन्दवायुरुपवात्यनुकूलं मानयन् मलयजस्पर्शेन ।
वन्दिनस्तमुपदेवगणा ये वाद्यगीतबलिभिः परिवव्रुः ॥ २१ ॥

यर्हि भगवान् यमुनायां विजहार, तत्रापि पूर्वोत्तरदशायामपेक्षितो वेणुनादः परिगृह्यते प्रकरणित्वात्, प्रकारविशेषाभावाच्च न पृथगुक्तः, तदा उपदेवगणाः परिवव्रुरिति सम्बन्धः । यमुनायामिति सामीप्यसप्तमी अधिकरणसप्तमी वा । घर्मे गवां गोपालानां च जले स्थितिः सम्भवति । तत्र विहारो गोपैः सह जलक्रीडा गवां प्रक्षालनादिः । सर्वत्रोद्वेगशान्त्यर्थं वेणुनादः सहकारी । तदानीमनलङ्कृतत्वमाशङ्क्य अलङ्कारमाह कुन्ददामेति । वस्त्राभरणाद्यलङ्कारा भविष्यन्त्येव, पुष्पालङ्कारा न भविष्यन्तीत्याशङ्क्य तदेव निरूप्यते । कुन्ददाम्ना कृतः कौतुकवेशो यस्य । दामान्यनेकप्रकाराणि । तैस्तथा वेशो निर्मीयते यथा अत्यद्भुतो भवति । अत्र तु यथैव हास्यरस उत्पद्यते तथैव निर्मीयत

---

હે પાપરહિત યશોદા ! ડોલરની માળાથી જેમણે રમતનો વેશ ધારણ કરેલો છે, ગોપ અને ગાયોરૂપી ધનથી જે વીંટાએલા છે, અને પોતાનામાં સ્નેહ રાખનારને જે સુખ આપનારા છે એવા નન્દના પુત્ર અને તમારા વત્સ જ્યારે યમુનાજીમાં વિહાર કરે છે ત્યારે ચંદનના સ્પર્શવાળો મંદ વાયુ સન્માન કરતો અનુકૂલ રીતે વાય છે, અને જે ઉપદેવના સમૂહો છે તેઓ બંદિજનો થઈ વાજિંત્ર, ગીત અને પૂજાનાં સાધનો સહિત તેમની આસપાસ વીંટાઈ જાય છે. ૨૦–૨૧

જ્યારે ભગવાન્ યમુનાજીમાં વિહાર કરતા હતા ત્યારે ગન્ધર્વ વગેરે ઉપદેવના સમૂહો વીંટાઈ ગયા એ પ્રમાણે શ્લોકમાં પદોનો સંબંધ છે. જ્યારે ભગવાન્ યમુનાજીમાં વિહાર કરે છે ત્યારે પણ પહેલાંની સ્થિતિમાં અર્થાત્ રમતનો વેશ ધારણ કરવાની સ્થિતિમાં, અને પછીની સ્થિતિમાં અર્થાત્ જલક્રીડા વગેરે વિહારની સ્થિતિમાં જેની જરૂર છે એવો વેણુનાદ ભગવાન્ કરે છે, કારણ કે આ વેણુનાદનું પ્રકરણ છે. અને વેણુનાદનો જુદો પ્રકાર નહિ હોવાથી તે—વેણુનાદ—સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવ્યો નથી. યમુનાયામ્, યમુનાજીમાં, એ સાતમી વિભક્તિ સમીપપણાના અર્થમાં વાપરવામાં આવેલી છે, અથવા તો સ્થાનના અર્થમાં વાપરવામાં આવેલી છે. કારણ કે ઉનાળામાં ગાયો અને ગોપાલો જળમાં રહે એ સંભવે છે. યમુનાજીમાં વિહાર એટલે ગોપો સાથે જલક્રીડા, અને ગાયોને નવરાવવાનું વગેરે કાર્ય. ઉદ્વેગની શાન્તિ થાય તે માટે સર્વત્ર વેણુનાદ સહકારી—સાથે કાર્ય કરનારો—છે.

તે સમયે ભગવાને અલંકારો ધારણ કરેલાં નહિ હોય એમ શંકા થતાં ગોપીજન કુન્દદામ ઇત્યાદિ શબ્દોથી અલંકારનું વર્ણન કરે છે. વસ્ત્ર, આભરણ વગેરે અલંકારો તો હશે જ પરંતુ પુષ્પના અલંકારો નહિ હોય (સવારમાં શૃંગાર કરતાં પુષ્પોના અલંકાર પહેરેલા હોય, પણ તે કરમાવાથી ઉતારી લીધા હશે, તેથી પુષ્પના અલંકારો નહિ હોય એમ ભાવ છે); આ પ્રમાણે શંકા થાય, તેથી પુષ્પના અલંકારોનું જ વર્ણન કરવામાં આવે છે. ડોલરની માળાથી કરેલો છે રમતનો વેશ જેમણે એવા ભગવાન્ છે. ('કરેલો' શબ્દ એમ બતાવે છે કે ભગવાને પુષ્પોના બીજા અલંકારો ધારણ કરેલા છે.) માળાઓ બાજુબંધ વગેરે અનેક પ્રકારની હોય છે. આ માળાઓથી એવા પ્રકારનો—શૃંગાર રસમાં ઉપયોગી—વેશ કરવામાં આવે છે કે તે વેશ ઘણો અદ્ભુત થાય. અહીં તો જેનાથી હાસ્ય રસ ઉત્પન્ન થાય તેવો જ વેશ કરવામાં આવે છે. (શ્લોકમાં જે કૌતુક પદ છે તે એમ સૂચવે છે કે આ વેશ હાસ્યરસમાં ઉપયોગી છે.)

इति । नन्वेतादृशीं प्राकृतलीलां भगवान् कथं कृतवानित्याशङ्कायामाहुः **नन्दसूनुस्तव वत्स** इति । यया लीलया नन्दपुत्रो भवति तयैव लीलया प्राकृतलीलामपि सम्पादयति । अनघे इति सम्बोधनं क्रोधाभावाय विश्वासार्थं च । तव च वत्सो जातः । अनेन त्वं गोरूपेति सर्वगुप्तरसानभिज्ञत्वं सूचितम् । अन्यथा उलूखलबन्धनलीलां न कुर्यात् । मध्ये निर्दोषत्वेन सम्बोधनादुभयोर्निर्दोषत्वं ज्ञाप्यते । तादृश्या वत्सत्वेन भगवत्यपि तथा । पूर्णगुणत्वलक्षणमाधिक्यं चोच्यतेऽग्रिमविशेषणेन । किञ्च, **प्रणयिनां नर्मदः** । ये केचन स्नेहयुक्ताः, यथैव ते स्निग्धा भवन्ति, तथैव लीलां करोतीति । अनेन सर्वत्रैव हेतुरुक्ता । यत्रैव लीलासक्त्या क्रीडा स विहारः । सोऽत्र जलक्रीडा नृत्यक्रीडा वेणुवादनक्रीडा च ज्ञेया । अन्यथा वाद्यादीनामुपयोगो न स्यात् । विद्यावन्तो हि वशीकर्तव्याः । तत्र विद्योत्पादको वायुः । देवाश्च तदाधारभूताः । तत्राप्युपदेवगणा वन्दिनश्च बहिर्विद्याप्रकटनपराः । अतोऽन्यापेक्षया तेषु विशेष उक्तः । प्रथमतः कारणभूतं वायुं निरूपयन्ति । मन्दो वायुः अनुकूलं यथा

---

અરે! ભગવાને આવી પ્રાકૃત—ગામડીઆઓની—લીલા કેમ કરી? આ પ્રમાણે શંકા થતાં ગોપીજન કહે છે કે **नन्दसूनुः तव वत्सः**, નન્દના પુત્ર અને તમારા વત્સ. જે લીલાથી ભગવાન્ નન્દના પુત્ર થાય છે તે જ લીલાથી પ્રાકૃત લીલા પણ કરે છે. (एवं निगूढात्मगतिः, ભાગ. ૧૦. ૧૨. ૧૯, એ શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે ભગવાન્ ગોપના પુત્ર છે અને આવી ગ્રામ્યલીલા કરે છે.) યશોદાજીને માટે अनघे, હે પાપરહિત સ્ત્રી, એ પ્રમાણે જે સંબોધન કરવામાં આવ્યું છે તેનું પ્રયોજન એ કે યશોદાજીને ક્રોધ ન થાય અને વિશ્વાસ રહે. (વ્રજરાજકુમાર ગાયોને નવરાવવાનું વગેરે કાર્ય કરે છે—આ પ્રમાણે કહેવાથી યશોદાજીને ક્રોધ અને અવિશ્વાસ થાય. આ ન બને એટલા માટે ગોપીજનો अनघे એ પ્રમાણે સંબોધન કરે છે, કારણ કે જે **अनघा**—પાપરહિત—છે તેને ક્રોધ અને અવિશ્વાસ થતો નથી એમ તાત્પર્ય છે.) વળી, જે લીલાથી ભગવાન્ નન્દના પુત્ર થયા તે લીલાથી જ તમારા વત્સ પણ થયા છે. આ ઉપરથી એમ સૂચવાય છે કે તમે—યશોદાજી—ગાયરૂપ છો અને તેથી સર્વ ગુપ્ત રસને જાણતાં નથી. જો તેમ ન હોત—જો યશોદાજી ગુપ્ત રસને જાણતાં હોત—તો ભગવાનનું માહાત્મ્ય જાણવાથી તે ભગવાનને ખાંડણીઆ સાથે બાંધવાની લીલા ન કરત. अनघे—હે પાપરહિત, નિર્દોષ, સ્ત્રી—એ સંબોધન **नन्दसूनुः** અને **तव वत्सः** એ બેની વચ્ચે મૂકવામાં આવેલું હોવાથી એમ જણાય છે કે નન્દ અને યશોદાજી એ બન્નેય દોષરહિત છે. ભગવાન્ આવાં નિર્દોષ યશોદાજીના પુત્ર છે એમ કહેવાથી ભગવાન્ પણ દોષરહિત છે એમ જણાવવામાં આવ્યું છે.

**प्रणयिनां नर्मदः** એ આગળનું વિશેષણ એમ દર્શાવે છે કે ભગવાન્ પૂર્ણગુણવાળા અને અધિક છે. (પોતાનામાં સ્નેહ રાખનારને સુખ આપવું એ પુરુષોત્તમનો ધર્મ છે, તેથી તે પૂર્ણગુણવાળા છે એમ તાત્પર્ય છે. આ તો **प्रणयिनां नर्मदः** એ વિશેષણનો તાત્પર્યાર્થ આપવામાં આવ્યો. હવે તેનો વાચ્યાર્થ આપવામાં આવે છે.) વળી, ભગવાન્ **प्रणयिनां नर्मदः** છે, અર્થાત્ જેઓ ભગવાનમાં સ્નેહવાળા છે તેઓ જે લીલા કરવાથી ભગવાનમાં સ્નેહવાળા થાય તે જ લીલા ભગવાન્ કરે છે. (ભગવાન્ નન્દના પુત્ર છે તેથી તે પ્રાકૃત લીલા કરે છે; અને ભગવાન્ પોતાનામાં સ્નેહ રાખનારને સુખ આપે છે તેથી પણ તે પ્રાકૃત લીલા કરે છે. આ પ્રાકૃત લીલા કરવાનાં બે કારણો દર્શાવવામાં આવ્યાં છે.) આથી સર્વત્ર જ—નન્દસૂનુત્વમાં પણ—કારણ કહેવામાં આવ્યું. લીલામાં આસક્તિથી ભગવાન્ જે ક્રીડા કરે છે તે જ વિહાર કહેવામાં આવે છે. અહીં આ વિહાર જલક્રીડા, નૃત્યક્રીડા અને વેણુ વગાડવાની ક્રીડારૂપે છે એમ જાણવું. આમ જો ન હોય તો—આ ત્રણેય ક્રીડા કહેવી ન હોય અને ફક્ત જલક્રીડા જ કહેવી હોય તો—વાજિંત્ર વગેરેનો ઉપયોગ થાય નહિ. વિદ્યાવાળાઓને વશ કરવાના છે; તેમાં વિદ્યા ઉત્પન્ન કરનાર વાયુ છે, (સ્વર વિદ્યાથી પ્રાપ્ત થાય છે તેથી જ્ઞાન પણ વિદ્યા છે. વાયુ વિદ્યાવાળાઓમાં વિદ્યા ઉત્પન્ન કરનારો—જ્ઞાન ઉત્પન્ન કરનારો—છે. મૈત્રી ઉપનિષદમાં અને સંગીતશાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે વાયુથી શબ્દની ઉત્પત્તિ થાય છે.)

भवति तथा उपवातीति । अनुकूलं कूलसमीपे हितं च । अनेन शैत्यं निरूपितम् । मलयजस्पर्शेन सहित इति सौरभ्यम् । अनेन दाक्षिणात्योऽयं वायुरिति निरूपितम् । भगवत्स्वरूपे दत्तेन वा मलयजेन सहभावादधिकशैत्यनिरूपकत्वेन अनुकूलत्वम् । मलयजस्पर्शः मलयजस्येव वा स्पर्शः । तथा सति तत्रत्यानां सर्वेषामेव भगवद्भावं सम्पादयिष्यतीति । मानयन्निति । स्वकीयैस्त्रिभिर्गुणैः यथैव सन्माननं भवति तथैव वातीत्यतिवश्यता । उपदेवगणाश्च गन्धर्वादयश्च वन्दिनः कीर्तिनिरूपका जाताः । गायकाश्च सन्तः । य इति भगवदीयाः । वाद्यगीतपूजासाधनैः तामसराजससात्त्विकैः सहिताः परिवव्रुः । सर्वत्रैवापेक्षितं कृतवन्तः ॥ २० ॥ २१ ॥

एवं गुणातीते प्रकीर्णतां निरूप्य युगलद्वयेन केवलं भगवत एव चरित्रमाहुः वत्सल इति ।

---

અને દેવો તેના આધાર થએલા છે, (અર્થાત્ ગાનના આધારભૂત, ગાન કરનારાઓ થએલા છે.) તેમાં પણ ઉપદેવના સમૂહો અને બંદીઓ બહાર વિદ્યા પ્રકટ કરવામાં તત્પર હોય છે. (દેવોમાં પણ આ ઉપદેવો બહાર જઈને સર્વ સ્થળે આજીવિકાને માટે વિદ્યા પ્રકટ કરે છે એમ તાત્પર્ય છે.) તેથી બીજાઓ કરતાં તેમનામાં વિશેષ—ખાસ ગુણ—કહેવામાં આવેલો છે.

વિદ્યાનું કારણ બનેલા વાયુનું ગોપીજન પ્રથમ વર્ણન કરે છે. મંદ વાયુ જેવી રીતે અનુકૂલ થાય તેવી રીતે વાય છે. અનુકૂલ એટલે યમુનાજીના તટની પાસે અને હિત કરનાર. આ વિશેષણથી વાયુની શીતલતા વર્ણવવામાં આવી. 'ચંદનના સ્પર્શવાળો' એ વિશેષણથી વાયુના સુગંધિપણાનું વર્ણન કરવામાં આવ્યું છે. આ ઉપરથી એમ જણાય છે કે આ વાયુ દક્ષિણ દિશાનો છે. અથવા તો ભગવાનના સ્વરૂપને લગાડેલા ચંદનના સંબંધથી વાયુને વધારે શીતલતાવાળો જણાવેલો હોવાથી તે અનુકૂલ થાય છે. વાયુને ચંદનનો સ્પર્શ થાય છે અથવા તો ચંદનના જેવો સ્પર્શ થાય છે. આ પ્રમાણે હોવાથી તે વાયુ ત્યાં રહેલા—ભગવાનની પાસે રહેલા—બધાયને ભગવદ્ભાવ પ્રાપ્ત કરાવશે. (अनेनથી આરંભીને इतिनिरूपितम् સુધી એક પક્ષ જણાવવામાં આવ્યો છે, અને भगवत्स्वरूपे ઇત્યાદિમાં બીજો પક્ષ જણાવવામાં આવ્યો છે. પહેલા પક્ષમાં સુગંધિપણું જણાવવામાં આવ્યું, અને બીજા પક્ષમાં શીતલતા અને સુગંધિપણું એ બે જણાવવામાં આવ્યાં છે. તેથી તે વાયુ અનુકૂલ છે, અર્થાત્ હિત કરનારો છે એમ કહેવામાં આવ્યું છે. પહેલા પક્ષમાં વાયુને ચંદનનો સ્પર્શ થાય છે, તેથી તે સુગંધિ થાય છે એમ તાત્પર્ય છે. બીજા પક્ષમાં વાયુને ચંદનના જેવો સ્પર્શ થાય છે, તેથી તે શીતલ અને સુગંધિ થાય છે. પહેલા પક્ષમાં આ વાયુ ભગવાનમાં પણ ભાવ જાગૃત કરે છે; જ્યારે બીજા પક્ષમાં ભગવાનની પાસે રહેલા બીજાઓમાં જ ભાવ જાગૃત કરે છે એમ તાત્પર્ય છે.)

मानयन् એટલે સન્માન કરતો (વાયુ). પોતાના ત્રણ ગુણોથી જેવી રીતે ભગવાનનું સન્માન થાય તેવી રીતે જ તે વાયુ વાય છે: આ પ્રમાણે તે વાયુ ભગવાનને ઘણો વશ છે એમ જણાવવામાં આવ્યું. ઉપદેવના સમૂહો—ગંધર્વો વગેરે—બંદીઓ એટલે કીર્તિનું નિરૂપણ કરનારા થયા, અને ગાન કરનારા પણ થયા. (गायकाश्च એમાં च છે તેથી એમ જણાય છે કે ગંધર્વો વગેરે વાજિંત્ર વગાડનારા અને પૂજા કરનારા પણ થયા. વાજિંત્ર વગેરે સાહિત્ય કહેવામાં આવેલું છે, તેથી ગન્ધર્વો તેવા થઈને ભગવાનની ચારે બાજુ વીંટાઈ ગયા એમ તાત્પર્ય છે.) યે, જે, પદ એમ જણાવે છે કે ગન્ધર્વો વગેરે ભગવદીય છે. તે ગંધર્વો તામસ વાજિંત્ર, રાજસ ગીત, અને સાત્ત્વિક પૂજાનાં સાધનો સહિત ભગવાનની આસપાસ વીંટાઈ ગયા, અને સર્વ સ્થળે જરૂરી હોય એવી સેવા કરવા લાગ્યા. ૨૦-૨૧

આ પ્રમાણે ગુણાતીતના ત્રણ પ્રકારોમાં પ્રકીર્ણ—પરચુરણ—પ્રકાર વર્ણવીને ગોપીજન वत्सलः ઇત્યાદિ બે યુગલમાં કૃષ્ણ ભગવાનનું જ ચરિત્ર કહે છે. (ગુણાતીતના ત્રણ પ્રકાર વર્ણવવાના હતા. તેમાંનો એક પરચુરણ પ્રકારનો ભેદ ગયા યુગલમાં વર્ણવવામાં આવ્યો. અહીં ભાવના ભેદથી યુગલ બોલનાર ગોપીજનોમાં ભેદ છે. સ્વરૂપથી ભેદ તો સામાન્ય રીતે હોય છે એમ પહેલાં પણ કહેવામાં આવ્યું હતું, તેથી निरूप्य आहुः એમાં સમાન કર્તા છે એમ જાણવું.)

वत्सलो व्रजगवां यदगध्रो वन्द्यमानचरणः पथि वृद्धैः ।
कृत्स्नगोधनमुपोह्य दिनान्ते गीतवेणुरनुगेडितकीर्तिः ॥ २२ ॥
उत्सवं श्रमरुचापि दृशीनामुन्नयन् खुररजश्छुरितस्रक् ।
दित्सयैति सुहृदाशिष एष देवकीजठरभूरुडुराजः ॥ २३ ॥

भगवान् यद् गोकुलं गोष्ठे समानयति तत् कृपया । अन्यथा एकस्यामपि लीलायां व्यापृता गावो मुच्येरन् । तथा गोपिकाः । परं कृपयैव भजनानन्दानुभवार्थं तथा करोति । अत्र हेतुः यदगध्र इति । यद् यस्मात् कारणात् अगं पर्वतं धारयतीति । यदि भजनानन्दं न दद्यात् तदा गोवर्धनोद्धरणं न कुर्यात् । एतद्भगवन्माहात्म्यं सर्वजनीनमिति ज्ञापयितुमाह पथि वृद्धैर्वन्द्यमानचरण इति । वृद्धाः सर्वतो निपुणाः । बहुज्ञैरेव भगवान् सेव्यो भवति । अतः कृत्स्नमेव गोधनमुपोह्य ततः पृथक् कृत्य, उप समीपे समाहृत्य वा । दिनान्त इति । अग्रे वनस्थितेरयुक्तत्वात् । लीलान्तरस्य च चिकीर्षितत्वात् । गीतवेणुर्जातः श्रमापनोदनार्थं व्रजस्थानां ज्ञापनार्थं च । अस्य नादस्याग्रे कार्यं वक्तव्यम् ।

---

પર્વત ધારણ કરનારા હોનાથી વ્રજ અને ગાયો ઉપર પ્રેમવાળા,
રસ્તામાં વૃદ્ધો જેમનાં ચરણારવિન્દને નમન કરે છે તેવા, વેણુ વગાડતા,
સેવકો જેમની કીર્તિની પ્રશંસા કરે છે એવા, ગાયોની ખરીઓની રજથી
છવાઈ ગએલી માળાવાળા, દેવકીના જઠરમાં રહેલા આ ચન્દ્ર દિવસના અંતે
સર્વે ગોધનને પાસે લાવી, શ્રમની કાન્તિથી પણ ગોપીઓની દૃષ્ટિને ઉત્સવ
કરતા મિત્રોને આશીર્વાદ આપવાની ઇચ્છાથી પધારે છે. ૨૨–૨૩

ભગવાન્ ગાયોના સમૂહને ગોષ્ઠમાં—નેસડામાં—જે લાવે છે તે કૃપાને લીધે લાવે છે. જો આમ ન હોય—જો ભગવાન્ તેવી કૃપા ન કરે—તો એક જ લીલામાં આસક્ત થએલી ગાયોને મોક્ષ મળે, અને ગોપિકાઓને પણ મોક્ષ મળે. (પ્રત્યેક ભગવાનની દૃષ્ટિ વગેરે લીલાનો રસ અંત વિનાનો મહારસ છે, તેથી એક રસમાં લીન થએલીઓને પોતાનું પણ ભાન ન રહે તો પછી બીજાનું તો ભાન ક્યાંથી જ રહે એમ તાત્પર્ય છે. વ્રજગવામ્ પદમાં વ્રજ શબ્દનો અર્થ ગોપીઓ છે એવા આશયથી શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ગોપિકાઓને પણ મોક્ષ મળે.) પરંતુ ભગવાન્ કૃપાને લીધે જ તેઓને—ગાયો અને ગોપીજનોને—ભજનાનન્દનો અનુભવ કરાવવા તે પ્રમાણે કરે છે. આનું કારણ દર્શાવતાં ગોપીજન કહે છે કે યદગધ્રઃ. યત્ જે કારણને લીધે અગં પર્વતને ધારયતિ ભગવાન્ ધારણ કરે છે તે કારણથી દિવસના અંતે ગાયોને વ્રજમાં લાવે છે. જો ગાયો અને ગોપીજનોને ભજનાનન્દ આપવો ન હોત તો ભગવાન્ ગોવર્ધન પર્વતને ધારણ ન કરત. આ—ગોવર્ધન ધારણ કરવારૂપી—ભગવાનનું માહાત્મ્ય સર્વને જાણીતું છે એમ દર્શાવવા માટે ગોપીજન કહે છે કે पथि वृद्धैर्वन्द्यमानचरणः, રસ્તામાં વૃદ્ધો જેમનાં ચરણારવિન્દને નમન કરે છે એવા ભગવાન્ છે. વૃદ્ધો સર્વ પ્રકારે નિપુણ હોય છે. જે બહુ જાણનારાઓ છે તે જ ભગવાનની સેવા કરી શકે. તેથી બધાંય ગોધનને વનલીલામાંથી છૂટું પાડી અથવા પાસે એકઠું કરીને ભગવાન્ દિવસને અંતે પધારે છે. દિનાન્તે એટલે દિવસને અંતે (ભગવાન્ પધારે છે), કારણ કે પછીથી રાત્રીએ વનમાં રહેવું યોગ્ય નથી, અને ભગવાનને બીજી લીલા—રાત્રીએ વનમાં સ્વામિનીઓ સાથે લીલા—કરવાની ઇચ્છા છે. શ્રમ દૂર કરવા માટે અને વ્રજમાં રહેલાંઓને પોતે પધારે છે એમ જણાવવા ભગવાન્ વેણુ વગાડે છે. આ વેણુનાદનું કાર્ય—દિવસનો તાપ મટાડવાનું કાર્ય—આગળના યુગલમાં કહેવામાં આવશે.

गोपिका एव कृतार्थाः करोतीति न, किन्तु गोपानपीति ज्ञापयितुं तत्कृतस्तोत्रमाह अनुगेडितकीर्तिरिति । अनुगैः सेवकैरीडिता कीर्तिर्यस्य । अनेन रात्रौ तेषामपि गानयुक्तं भवति, यथा दिवसे गोपिकानाम् । अन्येषां सर्वेषां निरोधो न भवेत् । एतादृशस्य कार्यं स्वयमेव जानातीति स्वयमेव करोतीत्याहुः उत्सवमिति । श्रमरुचा व्रजस्थदृशामुत्सवमुन्नयन् आशिषो दित्सया एतीतिसम्बन्धः । श्रमयुक्ता रुक् कान्तिः । भगवतः श्रमाभावपक्षे प्रदर्शनमात्रपरत्वम् । अस्ति श्रम इतिसिद्धान्तः । 'भर्ता सन् भ्रियमाणो बिभर्ति', 'एको देवो बहुधा निविष्टः', 'यदा भारं तन्द्रयते स भर्तुं निधाय भारं पुनरस्तमेति' इतिश्रुतेः सर्वधर्माश्रयत्वाच्च । विरुद्धसर्वधर्माश्रयत्वाद्श्रान्तोऽपि । न तु केवलमश्रान्त एव । श्रमः सुखकारक इत्यपरे । तत्सम्बन्धिनी रुक् श्रमरुक् । सा नायकगता स्त्रीणां न हितकारिणी । तथाप्यस्माकं हितकारिण्येव जातेत्याहुः दृशीनामुत्सवमुन्नयन्निति । दृशिर्दर्शनम् । यदि भगवान् श्रान्तो न भवेत्, तदा शीघ्रं गच्छेत् । तदा दृष्टीनां परमानन्दसन्ततिर्न स्यात् । ऊर्ध्वं नयन्निति संघाते दृष्टीनां च आनन्दः स्थितः यावान्, तदपेक्षयाधिकं कृतवानित्यर्थः । भगवत्कीर्तेः सर्वपुरुषार्थदातृत्वाय प्रकारं वदन् श्रममुपपादयति खुररजश्छुरितस्रगिति । गोखुररजोभिश्छुरिता व्याप्ताः

---

ભગવાન્ ફક્ત ગોપીઓને જ કૃતાર્થ કરે છે એમ નથી, પરંતુ ગોપોને પણ કૃતાર્થ કરે છે એમ દર્શાવવા ગોપો ભગવાનની સ્તુતિ કરે છે એમ अनुगेडितकीर्तिः, સેવકોથી જેમની કીર્તિની પ્રશંસા થાય છે, એ વિશેષણથી ગોપીજન કહે છે. અનુગોથી—સેવકોથી—પ્રશંસા કરાએલી છે જેમની એવા ભગવાન્ છે. આથી એમ કહેવામાં આવ્યું કે જેમ દિવસે ગોપીઓ ભગવાનની કીર્તિનું ગાન કરે છે તેમ રાત્રે ગોપો પણ કરે છે. જો આ પ્રમાણે ન હોય તો બધાંનો નિરોધ થાય નહિ.

આવા ભક્તોનું કાર્ય ભગવાન્ પોતે જ જાણે છે તેથી તે પોતે જ કરે છે, નાહથી કરતા નથી, એમ દર્શાવતાં ગોપીજન કહે છે કે उत्सवम्. શ્રમની કાન્તિથી વ્રજમાં રહેલાંઓની દૃષ્ટિને ઉત્સવ કરતા આશીર્વાદ આપવાની ઇચ્છાથી ભગવાન્ પધારે છે: આ પ્રમાણે શ્લોકમાં પદોનો સંબંધ છે. શ્રમવાળી કાન્તિ. ભગવાનને શ્રમ ન થાય એ મત પ્રમાણે ભગવાનનો શ્રમ માત્ર દેખાડવાનો જ છે, ખરેખરો નથી. ભગવાનને શ્રમ થાય છે એ સિદ્ધાન્ત છે, કારણ કે 'ભર્તા હોઈ ભરાતાં ધારણ કરે છે'. 'એક દેવ બહુ પ્રકારે રહેલા છે' 'જ્યારે ભારથી તંદ્રા થાય છે ત્યારે તે ભાર ધારણ કરવા માટે કોઈને નીમી અદૃશ્ય થઈ જાય છે' ઇત્યાદિ શ્રુતિઓ અને ભગવાન્ સર્વ ધર્મનો આશ્રય છે તે સિદ્ધાન્ત તે પ્રમાણે સિદ્ધ કરે છે. ભગવાન્ વિરુદ્ધ સર્વ ધર્મનો આશ્રય છે, તેથી તેમને શ્રમ નથી પણ હોતો, પરંતુ ભગવાન્ માત્ર શ્રમરહિત જ છે એમ નથી. કેટલાક કહે છે કે આ શ્રમ સુખ કરનારો છે. આવા શ્રમના સંબંધવાળી કાન્તિ તે શ્રમની કાન્તિ. (શ્રમ સુખ કરનારો છે એ મત પ્રમાણે આમ કહેવામાં આવ્યું છે.) નાયકમાં રહેલી શ્રમની કાન્તિ સ્ત્રીઓનું હિત કરનારી નથી હોતી, છતાં પણ અમારૂં તો હિત કરનારી જ થઈ એમ દર્શાવતાં ગોપીજન કહે છે કે दृशीनामुत्सवमुन्नयन्, દૃષ્ટિને ઉત્સવ કરતા ભગવાન્. दृशि એટલે દર્શન. જો ભગવાન્ થાકી ગયા ન હોય તો તે જલદીથી પધારી જાય, અને તેથી દૃષ્ટિનો પરમાનન્દ, દર્શનથી થએલો પરમાનન્દ, ટકી રહે નહિ. (અહીં नेत्राणाम्, નેત્રોનો, એ પદ અધ્યાહાર છે. અર્થાત્ મૂળ શ્લોકમાં 'દર્શનના સંબંધવાળો નેત્રોનો ઉત્સવ' કહેવામાં આવેલો છે. ભગવાનનાં દર્શનથી ગોપીજનોને પરમાનન્દ થાય છે. ભગવાન્ જલદીથી પોતાના ધામમાં પધારી જાય તો એ પરમાનન્દ વધારે સમય ટકી ન રહે; પરંતુ ભગવાન્ શ્રમવાળા હોવાથી ધીરે ધીરે પધારે તો પરમાનન્દ લાંબો સમય ટકી રહે. આ રીતે શ્રમવાળી કાન્તિ પણ ગોપીજનોનું હિત કરનારી છે.) સંઘાતમાં દર્શનનો જે આનન્દ જેટલો છે તેનાથી પણ અધિક આનન્દ ભગવાને કર્યો એ દર્શાવવા ગોપીજન કહે છે કે उन्नयन्, ऊर्ध्वम् ઊંચે નયન્ લઈ જતા.

ભગવાનની કીર્તિ સર્વ પુરુષાર્થો આપનારી છે એ જણાવવા પ્રકાર દર્શાવતાં खुररजश्छुरितस्रक् એ શબ્દોથી ગોપીજન પ્રભુનો શ્રમ યોગ્ય છે એમ જણાવે છે. (કીર્તિરૂપ માળામાં સર્વ પુરુષાર્થ કહેવાના છે;

रजो माला यस्य । वायुवशादुद्गतो रेणुः न स्थिरः, नापि नियतः । खुरजातस्तु तथा । खुरजानेव गोत्वात् प्रकृतत्वाच्च न गोग्रहणम् । 'पशवो वा एकशफाः' इत्यत्र तथा निर्णयात् । अनेन धर्मोऽस्तीति निरूपितम् । रजः अर्थः । व्याप्तिः काम इति । आगमनस्य तु यत् कार्यं तदाहुः । सुहृदां सर्वेषामेव सम्बन्धिनामाशिषः सर्वा एव देया इति । उक्तं गोपिकाभिः सर्वेष्वानन्दप्रवेश इति । एष इति प्रदर्श्याहुः । यतः स्वस्मिन् लीला ज्ञापिता भवति । साधारण्येन सर्वेषां तापनाशकत्वाच्च भगवद्गतम-साधारणं धर्ममाहुः देवकीजठरभूरुडुराज इति । 'अदितिर्देवकी अदितिर्द्यौरदितिरन्तरिक्षम्' इतिश्रुतेः अदितिरूपत्वात् शुभरूपा सा । तत्रावश्यं चन्द्रोदयोऽपेक्षित एव । सा पुनर्विशेषरूपं गृहीतवतीति चन्द्रोऽपि विशिष्टकार्यं करोति । लौकिकतापस्त्रिविधो भगवद्विरहजश्च । अयं त्रिविधमपि नाशयतीति पूर्वोक्तमानन्ददातृत्वमुपपादितम् । देवकीजठरे भवतीति देवकीजठरभूः । स एव उडुराजः । जायते

---

તેથી માળામાં પુરુષાર્થ રાખી ભગવાન્ તે પુરુષાર્થનું દાન કરે છે એમ તાત્પર્ય છે. ભગવાન્ માળામાં પુરુષાર્થ રાખે છે તે પુરુષાર્થવાળી લીલાનો અનુભવ કરાવવા રાખે છે. ભગવાનને શ્રમ ન હોય તો તે જલદી પધારી જાય, એટલે તેવો અનુભવ ન થાય; તેથી ભગવાનને શ્રમ છે તે યોગ્ય જ છે. આ તાત્પર્યથી શ્રીમહાપ્રભુજી શ્રમનું સમર્થન કરે છે.) ગાયોની ખરીઓથી ઉડતી રજથી છવાઈ ગએલી છે માળાઓ જેમની એવા ભગવાન્ છે. (ગદ્ય યુગલમાં માળાઓ બહુ પ્રકારની કહેવામાં આવેલી છે, તેથી અહીં માલાઃ, માળાઓ, એમ બહુવચનનો પ્રયોગ કરવામાં આવેલો છે.) વાયુથી ઉડેલી રજ સ્થિર હોતી નથી, તેમ જ એક સ્થળે રહેનારી હોતી નથી; પણ ખરીઓથી ઉડેલી રજ તો તેવી—સ્થિર અને એક સ્થળે રહેનારી—હોય છે. ખરીઓ જ ગાય છે, (ખરીઓ જ ગાયોને બીજા પદાર્થોથી જુદી પાડીને ઓળખાવનાર છે), અને ગાયોનો જ પ્રસંગ ચાલતો હોવાથી શ્લોકમાં 'ગાય' પદ મૂકવામાં આવ્યું નથી. (અર્થાત્ ખુરરજઃ ઇત્યાદિ જ કહેવામાં આવ્યું છે, ગોખુરરજઃ એ પ્રમાણે કહેવામાં આવ્યું નથી.) વળી 'પશુઓ, ખરેખર, એક ખરીવાળાં છે' એ શ્રુતિમાં આવો જ નિર્ણય—ખરી એ જ ગાયોનો અસાધારણ ધર્મ છે એવો જ નિર્ણય—કરવામાં આવેલો છે. આથી—ગાયો કહેવામાં આવી તેથી—એમ જણાવવામાં આવ્યું કે આ ખરી ધર્મ છે. (ગાય ધર્મી છે, ખરી એ ગાયનો અસાધારણ ધર્મ હોવાથી ગાયના અર્થમાં વપરાય છે, એટલે ખરી એ ધર્મ છે એમ કહેવામાં આવ્યું છે.) રજ અર્થ છે. છવાઈ જવું એ કામ છે. ભગવાનને વ્રજમાં પધારવાનું જે પ્રયોજન છે તે દર્શાવતાં ગોપીજન કહે છે કે મિત્રોને—બધાય સંબંધીઓને—બધાય મોક્ષરૂપ આશીર્વાદો આપવાના છે. આ પ્રમાણે એમ કહેવામાં આવ્યું કે ગોપીજનો દ્વારા બધામાં આનન્દનો પ્રવેશ થશે. એષઃ, આ, આવા પ્રકારના ભગવાન, એમ ગોપીજનો ભગવાનને દેખાડીને કહે છે, કારણ કે ભગવાને પોતાની અંદર લીલા જણાવેલી છે.

સામાન્ય રીતે બધાના તાપનો નાશ થાય તે માટે ભગવાનમાં રહેલો અસાધારણ ધર્મ દેવકીજઠરભૂરુડુરાજઃ, દેવકીના જઠરમાંથી ઉત્પન્ન થએલો ચન્દ્ર, એ શબ્દોમાં ગોપીજન કહે છે. 'અદિતિ દેવકી છે, અદિતિ આકાશ છે, અદિતિ અંતરિક્ષ છે' એ શ્રુતિ પ્રમાણે દેવકી અદિતિનો અવતાર હોવાથી આકાશરૂપ છે. તેમાં ચન્દ્રના ઉદયની અવશ્ય જરૂર છે જ. વળી, દેવકીએ વિશિષ્ટ પ્રકારનું રૂપ ધારણ કર્યું, તેથી (તેમાં ઉદય પામેલો) ચન્દ્ર પણ વિશિષ્ટ, ઉત્તમ કાર્ય કરે છે. તાપ લૌકિક—ગરમીથી ઉત્પન્ન થનારો—છે; અને ભગવાનના વિરહથી થનારો તાપ ત્રણ પ્રકારનો છે. (ભગવાનના વિરહથી થએલો તાપ (૧) આધિભૌતિક, દેહમાં રહેલો, (૨) આધ્યાત્મિક, ઇન્દ્રિયમાં રહેલો, (૩) અને આધિદૈવિક, અન્તર્માં રહેલો—એમ ત્રણ પ્રકારનો છે.) આ ભગવદ્રૂપ ચન્દ્ર ત્રણેય તાપનો નાશ કરે છે. (જ્યારે લૌકિક ચન્દ્ર ફક્ત લૌકિક તાપનો જ નાશ કરે છે.) તેથી આનન્દ આપવાનું ભગવાનનું કાર્ય જે પહેલાં કહેવામાં આવેલું છે તે યોગ્ય છે એમ સિદ્ધ થાય છે. દેવકીના જઠરમાં રહે તે દેવકીજઠરભૂઃ. તે જ ઉડુરાજ—નક્ષત્રોના રાજા ચન્દ્ર—છે. જેમ ચન્દ્ર ઉદયગિરિ ઉપર ઉદય પામે છે, પરંતુ પતિ તો નક્ષત્રોનો જ થાય છે, તેમ

यथा उदयाद्रौ, पतिस्तु नक्षत्राणामेव भवति, तथा देवक्यां जात:, परं सुखदोऽस्माकमेव । इदं सर्वं कार्यं वेणुनादसाध्यमिति प्रकरणित्वात् ज्ञेयम् ।

(अथवा, एतास्तु भगवद्विरहेणार्ता इति स्वाभिलषितप्रकारेण तदङ्गसङ्गव्यतिरेकेण नैतासामुत्सवो भवतीत्यार्ता एव स्थिता: । परं दृशीनां दर्शनं मुख्यमिति तेनैवोत्सवोन्नयनमुच्यते । तथा च आर्तानामस्माकं दृशीनामिति समासो ज्ञेय: । आर्तशब्दस्य ह्रस्वोऽपि छान्दस: । न हि दृशीनामेवार्तत्वमत्र विवक्षितम् । प्रकारान्तरेणापि तत्स्वरूपरसास्वादवत्य: स्वामिन्य इति सर्वेन्द्रियाणामेवार्तत्वसम्भवात् । तदैव सर्वत्रोत्सवे पुनराशिषोऽनभीप्सितत्वेनाग्रे तद्वित्सोक्तिरप्यनुपपन्ना स्यात् । दृशीनामुत्सवो बहिरेव । अन्तरुत्सवस्य त्वधिकरणं मन:, तस्यातृप्तत्वान्न स इदानीम्, परमग्रे सम्भोगसामयिकदर्शने भविष्यतीतिज्ञापनायोर्ध्वमित्युक्तम् । यथा 'गोप्यो दिदृक्षितदृशोऽभ्यगमन् समेता:' इत्यत्र दर्शनानन्तरमपि दृशां दिदृक्षितत्वम्, एवमत्रापि ज्ञेयम् । अत एव दृशीनामिति । सम्बन्धषष्ठ्याप्युत्सवस्य तत्सम्बन्धित्वमेव प्राप्यते । तत्रापि भगवत्कर्तृकनयनोक्त्या तासां बहिरुत्सवोऽपि प्रियप्रापित

---

ભગવાન્ દેવકીમાંથી પ્રકટ થયા છે, પરંતુ આપણને જ—ગોપીઓને જ—સુખ આપે છે. આ બધું કાર્ય વેણુનાદથી સિદ્ધ થાય છે એમ વેણુનાદના પ્રકરણ ઉપરથી જાણવું.

(અથવા તો આ યુગલનો અર્થ આ પ્રમાણે કરવો એમ શ્રીવિઠ્ઠલનાથજી આજ્ઞા કરે છે.) આ ગોપીજનો તો ભગવાનના વિરહથી પીડાએલાં છે; તેથી પોતાના ઇચ્છેલા પ્રકારથી ભગવાનના અંગના સંગ વિના આમને—ગોપીજનોને—ઉત્સવ થતો નથી; તેથી તે દુઃખી જ રહેલાં છે. પરંતુ ચક્ષુઓને દર્શન મુખ્ય છે તેથી દર્શનથી જ ઉત્સવ કરવાનું કહેવામાં આવે છે. આ પ્રમાણે आर्तानाम् અમો દુઃખીઓની दृशीनाम् દૃષ્ટિઓનો ઉત્સવ એમ સમાસ છે એમ જાણવું. (શ્રીવિઠ્ઠલનાથજી आर्तदृशीनाम् એવો પાઠ સ્વીકારતા હોય એમ જણાય છે.) आर्ता ને બદલે જે હ્રસ્વ સ્વરવાળો आर्त શબ્દ વાપરવામાં આવ્યો છે તે પણ વૈદિક પ્રયોગ છે.

અહીં ફક્ત દૃષ્ટિઓ જ પીડાએલી છે એવું તાત્પર્ય નથી, કારણ કે સ્વામિનીઓ બીજે પ્રકારે પણ ભગવાનના સ્વરૂપના રસનો સ્વાદ લેનારી હોવાથી તેમની—સ્વામિનીઓની—બધીય ઇન્દ્રિયો પીડિત થાય એ સંભવે છે. તે જ સમયે—ભગવાન્ દૃષ્ટિને ઉત્સવ કરતાં વનમાંથી પધારે છે તે જ સમયે—જો બધીય ઇન્દ્રિયોને ઉત્સવ થાય તો પછી જે આશિષો આપવાની છે તેની ઇચ્છા ગોપીજનોને ન રહે અને તેથી આગળ આશિષો આપવાની ઇચ્છાનું જે વર્ણન કરવામાં આવ્યું છે તે ઘટી શકે નહિ.

દૃષ્ટિનો ઉત્સવ બહારથી થાય છે. અંદરનો ઉત્સવ તો મનમાં થાય છે. મન તૃપ્ત થએલું ન હોવાથી અંદરનો ઉત્સવ આ સમયે થતો નથી, પરંતુ ભવિષ્યમાં સંભોગ સમયે ભગવાનનાં દર્શન થશે ત્યારે તે—અંદરનો ઉત્સવ થશે એમ જણાવવા उन्नयन् પદમાં ऊर्ध्वम् ઊંચે એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. 'દર્શનની ઇચ્છા જેમની દૃષ્ટિને છે એવી અને એકત્ર થએલી ગોપીઓ ભગવાનની આસપાસ ફરી વળી', (ભાગ. ૧૦. ૧૨. ૪૨) એ શ્લોકમાં જેમ ગોપીજનોને ભગવાનનાં દર્શન થયા પછી પણ તેમની દૃષ્ટિ ભગવાનનાં દર્શન કરવાની ઇચ્છાવાળી જ રહી, તેમ અહીં પણ જાણવું. તેથી જ દૃષ્ટિનો (ઉત્સવ) એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. दृशीनामुत्सवम् એમાં दृशीनाम् એ પદમાં સંબંધના અર્થમાં છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ કરવામાં આવ્યો છે એમ માનવામાં આવે તો પણ ઉત્સવ દૃષ્ટિના સંબંધવાળો જ થાય છે. તેમાં પણ આ ઉત્સવ ભગવાને કરેલો છે એમ કહેવામાં આવેલું હોવાથી તે ગોપીજનોનો બહારનો ઉત્સવ

इति तद्दर्शनस्वभावान्न स्यात इति योच्यते । अत एवोत्सवकरणत्वं श्रमरुचोऽपि युज्यते । अन्यथा चिरादुत्कण्ठितानामासां प्रियतमागतश्रमनिरीक्षणेनाभिमरसप्रतिबन्धशङ्कया न उत्सवः स्यात् । प्रत्युत पूर्वापेक्षयाधिकतरः खेद एव स्यात् । किञ्च, विनास्माभिरन्येन प्रियः श्रमापनोदनं न कारयति, यच-मतः परं करिष्याम इति श्रमरुचस्तथात्वं युक्तमेव । श्रमस्य कान्तित्वनिरूपणेनापि स्वमनोरथाप्रति-बन्धकत्वात्तथेति ध्वन्यते । श्रमोऽप्यन्यनायिकाविषयकश्चेत्, कथं दृशामुत्सव इति चेत्, तथा नेत्याहुः खुररजश्छुरितस्रगिति । यद्यप्यन्यनायिकाविषयकः स्यात् तदा स्रजि तदङ्गराग एव स्यात्, न तु खुररजः । रजोऽप्यागमनसामयिकं चेत्, सम्भवेदपि तथा, परं चिरकालीनमितिज्ञापनाय छुरितत्व-मुक्तम् । अल्पकालेन तथात्वस्यासम्भवात् । किञ्च, तथा चेत्, स्रगपि न स्यात्, क्रीडान्तरायत्वात् । अतो ज्ञायते सुहृदामस्माकमाशिषो दित्सया एतीति । एतीत्यागमनक्रियायां कर्मानुक्त्यापि तथेति ज्ञाप्यते । अयं भावः । 'कर्तुरभीप्सिततमं कर्म' भवति । तेनात्र भगवत्कर्तृत्वात्तदभीप्सिततमत्वम-स्माकमेव, नान्यस्य । अन्यथा व्रजमेतीत्युक्तं भवेत् । यद्यपि सर्वेषामेव निरोधश्चिकीर्षितो भगवत इति व्रजस्याप्यभीप्सितत्वम्, तथाप्यभीप्सिततमत्वलक्षणोतिशयोऽस्मास्वेवेति तथोक्तम् । तन्निदर्शनमेवाहुः एष इति । अन्यथा कथमात्मानं प्रदर्शयेत् । दक्षिणनायकत्वेनान्तर्भाववैषम्याभावायाहुः देवकीजठरभू-

---

અંધ થશે એવા ભયથી, ઉત્સવ થાય નહિ, પરંતુ પહેલાના કરતાં વધારે ખેદ જ થાય. વળી, 'આપણા—ગોપીજનના—વિના બીજા કોઈની પાસે પ્રિયતમ ભગવાન્ પોતાનો શ્રમ દૂર કરાવતા નથી, હવે આપણે તેમનો શ્રમ ઉતારીશું'—આવા વિચારથી શ્રમવાળી કાન્તિ ઉત્સવ કરનારી થાય છે એ વાત યોગ્ય જ છે. શ્રમની કાન્તિ એ પ્રમાણે વર્ણન કરવામાં આવેલું છે, તેથી પણ સૂચવાય છે કે પોતાના—ગોપીજનોના—મનોરથમાં તે—શ્રમની કાન્તિ—અડચણ કરનારી ન હોવાથી ઉત્સવ કરાવનારી છે.

અરે! ભગવાનનો શ્રમ પણ બીજી નાયિકાના સંબંધવાળો હોય તો તે શ્રમ ગોપીજનોની દૃષ્ટિને કેવી રીતે ઉત્સવ કરાવે? આ પ્રમાણે જો શંકા થાય તો ગોપીજન खुररजश्छुरितस्रक्, ખરીઓની રજથી છવાઈ ગએલી માળાવાળા ભગવાન્, એ શબ્દોમાં કહે છે કે ના, તે પ્રમાણે નથી. જો ભગવાનનો શ્રમ બીજી નાયિકાના સંબંધવાળો હોત તો ભગવાનની માળા ઉપર અંગરાગ—શરીર ઉપર લગાડેલો પદાર્થ—જ હોત, પણ ગાયોની ખરીઓની રજ ન હોત. રજ પણ ભગવાન્ વનમાંથી પધારે છે તે સમયની હોય તો તેમ—શ્રમ બીજી નાયિકાના સંબંધવાળો છે તેમ—પણ સંભવે, પણ આ રજ લાંબા સમયની છે એમ જણાવવા छुरित, છવાઈ રહેલું, એમ કહેવામાં આવેલું છે; કારણ કે થોડા સમયમાં રજ માળા ઉપર બધે છવાઈ રહે એ સંભવતું નથી. વળી, જો રજ બીજી નાયિકાના સંબંધવાળી હોય તો માળા પણ ન હોત, કારણ કે માળા ક્રીડામાં વિઘ્ન કરનારી છે. તેથી એમ જણાય છે કે ભગવાન્ આપણા મિત્રોને આશિષો આપવા પધારે છે.

एति, ભગવાન્ પધારે છે, એ પધારવાની ક્રિયાનું કર્મ કહેવામાં નથી આવ્યું, તેથી પણ તેમ—આપણને આશિષો આપવા પધારે છે તેમ—જણાવવામાં આવે છે. અહીં આ ભાવ છે. કર્તાને જે વધારે ઇષ્ટ હોય તે કર્મ. તેથી અહીં ભગવાન્ કર્તા હોવાથી તેમને સર્વથી ઇષ્ટ આપણે જ છીએ, બીજું કોઈ નથી. આમ જો ન હોય તો व्रजमेति, વ્રજમાં પધારે છે, એમ કહેત. જો કે ભગવાને તો બધાયનો નિરોધ કરવા ઇચ્છેલો છે, તેથી વ્રજ પણ તેમને ઇષ્ટ છે, છતાં પણ 'વધારે ઇષ્ટ હોવારૂપી' વિશેષતા—ઉત્તમતા—તો આપણામાં જ છે, તેથી તે પ્રમાણે—અમને આશિષો આપવા ભગવાન્ પધારે છે એ પ્રમાણે—કહેવામાં આવ્યું છે. તેનો દાખલો જ ગોપીજન एषः એ પ્રમાણે આપે છે. આમ જો ન હોત—આપણે ભગવાનને ઘણાં જ ઇષ્ટ ન હોત—તો ભગવાન્ આપણને દર્શન કેમ આપત?

ભગવાન્ દક્ષિણ નાયક હોવાથી તેમના અંદરના ભાવમાં વિષમતા નથી એમ જણાવવા ગોપીજન કહે છે કે देवकीजठरभूः, દેવકીના જઠરમાં રહેલા એવા ભગવાન્, દેવકી, ખરેખર, સર્વ રીતે દોષરહિત

रिति । सर्वथा निर्दुष्टा हि देवकी । तदुदरे प्रकटस्तथेत्यर्थः । तादृशस्य भगवतीषु को विशेष इत्यत आहुः उडुराज इति । यथा चन्द्रः सर्वेषां तापहारको दूरादेव, परं पतित्वेनातिनिकटे नक्षत्राणामेव, तथायमपि सर्वेषां तथा दूरादेव, परं पतित्वेनास्माकमेव तथेति भूयान् विशेषः सम्पद्यते । स यथा नक्षत्रमण्डले तिष्ठंस्तैरेव राजमानः सर्वतापनिवर्तकः, तथायमप्यस्मन्मण्डले तिष्ठन्नस्माभिरेव राजमानस्तथेत्युडुराजपदेन द्योत्यते ) ॥ २२ ॥ २३ ॥

साधारणीं लीलामुक्त्वा गोपिकास्वेव वेणुकृतां भगवतैव जनितां लीलामाह मदेति ।

**मदविघूर्णितलोचन ईषन्मानदः स्वसुहृदां वनमाली ।**
**बदरपाण्डुवदनो मृदुगण्डं मण्डयन् कनककुण्डललक्ष्म्या ॥ २४ ॥**
**यदुपतिर्द्विरदराजविहारो यामिनीपतिरिवैष दिनान्ते ।**
**मुदितवक्त्र उपयाति दुरन्तं मोचयन् व्रजगवां दिनतापम् ॥ २५ ॥**

यदुपतिः मुदितवक्त्र उपयातीति । पूर्वोक्ता एव वेणुनादा अत्र ग्राह्याः । दश लीलाः पूर्वं निरूपिताः, ताः सर्वा अस्मदर्थमेवेति दशधा भगवन्तं विशेषयन्ति । एक एव भगवानुभयत्रेति युगलद्वयेऽपि नात्यन्तं विभागः । सर्वत्रैव वेणुनादे रजोगुणो मुख्य इति सोऽस्मदर्थं फलित इत्याहुः ।

---

છે; તેમના ઉદરમાં પ્રકટ થએલા ભગવાન્ પણ તેવા દોષરહિત છે એમ અર્થ છે. આવા વિષમતા—ભેદભાવ—વિનાના ભગવાન્ તમારા ઉપર શું વિશેષ કરે? આવી શંકા થતાં ગોપીજન કહે છે કે उडुराजः ભગવાન્ ચંદ્ર છે. જેમ ચન્દ્ર દૂરથી જ બધાનો તાપ હરે છે, પરંતુ પતિ તરીકે પાસે રહીને નક્ષત્રોનો જ તાપ હરે છે, તેમ આ ભગવાન્ પણ દૂરથી જ સર્વનો તાપ હરે છે, પરંતુ પતિ તરીકે આપણા—ગોપીજનના—જ તાપ હરે છે; આ પ્રકારે અમારા ઉપર ઘણો વિશેષ—અતિ કૃપા—થાય છે. જેમ ચન્દ્ર નક્ષત્રોના મંડળમાં રહીને તેમનાથી જ પ્રકાશતો તેમના સર્વ તાપ દૂર કરે છે, તેમ આ ભગવાન્ પણ આપણા મંડળમાં રહીને આપણાથી જ પ્રકાશતા આપણો તાપ દૂર કરે છે એમ उडुराज પદથી જણાય છે. ૨૨-૨૩

સાધારણ લીલા કહીને, ગોપીજનોમાં જ વેણુએ કરેલી અને ભગવાને જ ઉત્પન્ન કરેલી લીલાં मद॰ એ યુગલમાં ગોપીજન કહે છે.

મદથી ઘેરાએલાં લોચનવાળા, પોતાના મિત્રોને અલ્પ માન આપનાર, વનમાળા ધારણ કરનાર, બોરના જેવા પીળા વદનવાળા, સુવર્ણના કુંડલની કાન્તિથી મૃદુ ગાલને શોભાવતા, ગજરાજ જેવા વિહારવાળા અને આનંદિત મુખવાળા આ યદુપતિ દિવસના અંતે વ્રજ અને ગાયોના દિવસના અંત વિનાના તાપને દૂર કરતા, રાત્રીના પતિની પેઠે પાસે પધારે છે. ૨૪-૨૫

આનંદિત મુખવાળા યદુપતિ પાસે પધારે છે એમ શ્લોકમાં પદોનો સંબંધ છે. પહેલાં વર્ણવવામાં આવેલા જ વેણુનાદો અહીં સમજવાના છે. (વેણુનાદે બીજાંઓમાં જે અસર કરી તે પહેલાં કહેવામાં આવેલી છે: અહીં તો તેણે ગોપીજનોમાં જે અસર કરી તે જ કહેવામાં આવે છે: આટલો તફાવત છે.) પહેલાં ભગવાનની દશ લીલાઓનું વર્ણન કરવામાં આવેલું છે; તે બધી ભગવાને આપણા માટે જ કરી છે એમ જણાવવા ગોપીજન ભગવાનનું દશ પ્રકારે વર્ણન કરે છે. બન્ને સ્થળે—ગયા યુગલમાં અને આ યુગલમાં—ભગવાન્ એક જ છે, તેથી આ યુગલ જુદું હોવા છતાં તેમાં બહુ ભેદ નથી. 'ભગવાન્ જ જાણે છે, અને હરિ જાણે છે જ' એમાં જેવો ભેદ છે તેટલો જ ભેદ અહીં છે એમ તાત્પર્ય છે.) (હવે ભગવાને કરેલી સર્વ લીલાઓ ગોપીજન માટે કરેલી છે એમ દર્શાવતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે) વેણુનાદમાં બધેય સ્થળે રજોગુણ મુખ્ય હેતુ છે, તેથી તે અમારે માટે જ ફળ્યો છે એમ જણાવતાં

मदेन विघूर्णिते लोचने यस्येति। मदोऽत्र स्वानन्दस्थिता पूर्णावबोधः । स ज्ञानमार्गे एवेति प्रकटयितुं सर्वविषयान् व्यावर्तयितुं विघूर्णितलोचनत्वमुक्तम् । अयं धर्मो भगवन्निष्ठो निरूपितः । स्वरूपस्थित्यर्थं तादृशोऽपीषन्मानदः, मानं प्रयच्छति । सन्माननां करोति । तेनास्माकं गम्यो भवतीति ज्ञायते । मानमभिमानं वा रजोगुणप्राकट्यात् प्रयच्छति खण्डयति वा, ज्ञानप्राकट्यात् प्रयच्छति मानं

---

ગોપીજન કહે છે કે મદવિઘૂર્ણિતલોચનઃ, મદથી ઘેરાએલાં છે નેત્રો જેમનાં એવા ભગવાન્ છે. (રજોગુણ એટલે ઉદ્દીપન થએલો રસનો ભાવ. જ્યારે તે રસભાવ ઉદ્દીપ્ત થાય ત્યારે જ તે વેણુનાદ થાય છે. તે નાદ અમારા માટે કર્યોલો છે તેથી તેનું કાર્ય પણ અમારા માટે જ થએલું છે, બીજાને તો પ્રાસંગિક ફળ મળે છે એમ તાત્પર્ય છે.)

(૧) પહેલું વિશેષણ મદવિઘૂર્ણિતલોચનઃ છે. મદથી ઘેરાએલાં છે નેત્રો જેમનાં તેવા ભગવાન્ છે. અહીં મદ એટલે પોતાનામાં પહેલાં અનુભવેલો આનન્દ રહેલો હોવાથી થતું પૂર્ણજ્ઞાન. (અહીં રજોગુણ અને પૂર્ણજ્ઞાન એક જ છે એમ જાણવું. શ્રીવિઠ્ઠલનાથજી મદનો બીજો અર્થ આપતાં આજ્ઞા કરે છે કે મદ એટલે ઘણો જ કામભાવ.) તે જ્ઞાનમાર્ગમાં—નેત્રોમાં—જ થાય એમ પ્રકટ કરવા, સર્વ વિષયોને દૂર રાખવાને—મદ વિનાના રાખવાને—માટે 'ઘેરાએલાં લોચનવાળા' એમ કહેવામાં આવ્યું છે. આ ભગવાનમાં રહેલો ધર્મ જણાવવામાં આવ્યો છે. (પહેલાં અનુભવેલા જુદી જુદી નાયિકાઓ સાથેના જુદા જુદા વિલાસોના સ્મરણની પરંપરાથી ઉત્પન્ન થએલા આનંદના સમૂહના અનુભવને 'પૂર્ણજ્ઞાન' કહેવામાં આવ્યું છે. તે બીજા બધાને ભૂલાવે છે તેથી મદરૂપ છે. તેવો મદ જેમ તમારામાં—ગોપીજનોમાં—છે તેમ મારામાં પણ છે. તમારી સાથેના સંબંધનું સ્મરણ થવાથી જ વનમાં પણ મને આનંદ થાય છે, પરંતુ બીજી નાયિકા સાથેની ક્રિયાથી તો આનંદ થતો નથી એમ જણાવવા જ્ઞાન પ્રાપ્ત કરાવનાર નયનોમાં જ ભગવાન્ મદ દેખાડે છે. જ્ઞાન પણ ફક્ત તમારા વિષેનું જ છે, બીજા કોઈના વિષેનું નથી એમ જણાવવા લોચનો 'ઘેરાએલાં' છે એમ કહેવામાં આવ્યું છે. આમાં લોચનો બહાર પ્રસરતાં નહિ હોવાથી તેઓ ઘેરાએલાં છે એમ કહ્યું છે.)

(૨) ભગવાનનું બીજું વિશેષણ ઈષન્માનદઃ, અલ્પ માન આપનાર, એ છે. આવા—ઉપર જણાવેલા—ભગવાન્ પણ સ્વરૂપ ટકી રહે તે માટે અલ્પ માન આપનાર થાય છે, અર્થાત્ માન આપે છે. ભગવાન્ સન્માન કરે છે, તેથી એમ જણાય છે કે આપણાથી તેમની પાસે જઈ શકાય તેવા છે. (ભગવાનની પાસે જઈ શકાય છે કારણ કે તે આપણું સન્માન કરે છે; હમણાં જ આપણે—ગોપીજનો—ત્યાં જતાં નથી તેનું કારણ એ કે તે અલ્પ જ સન્માન કરે છે. આ પ્રમાણે સૂક્ષ્મ ભેદ છે.) અથવા માન એટલે અભિમાન. રજોગુણ—ઉદ્દીપન થએલો રસભાવ—પ્રકટ થવાથી ભગવાન્ આપણને—ગોપીજનને—અભિમાન આપે છે, અભિમાન કરાવે છે; અથવા તો આપણા અભિમાનનો નાશ કરે છે. અર્થાત્ રજોગુણ—મદ—જ્ઞાનમાં (નેત્રમાં) પ્રકટ થવાથી ભગવાન્ ગોપીજનને અભિમાન કરાવે છે, અથવા તો તેમના અભિમાનનો નાશ કરે છે. આ ત્રણેય પક્ષમાં ભગવાન્ તે તે કાર્ય અલ્પ જ કરે છે. [(૧) ભગવાનમાં જેમને ઘણો જ પ્રેમ હોય, અને તેમાં પણ દિવસે ભગવાનના વિરહથી દુઃખી થએલાં હોય એવાં ગોપીજનોને સાંજે ભગવાનનાં દર્શન થાય ત્યારે ભગવાનમાં જ તેમનો પ્રવેશ થઈ જાય; આ પ્રમાણે ન થાય તે માટે ભગવાન્ તેમને—ગોપીજનોને—અલ્પ જ માન આપે છે. જેટલા માનથી ગોપીજનોની સ્થિતિ જુદી રહે અને ભગવાનમાં તેમનો પ્રવેશ ન થઈ જાય તેટલું જ માન ભગવાન્ તેમને આપે છે. આ હેતુથી શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે સ્વરૂપસ્થિત્યર્થમ્ ઇત્યાદિ. અથવા તો (૨) આટલા સમય સુધી ભગવાન્ છૂટા, જુદા, રહ્યા તેવા જ્ઞાનથી ગોપીજનને માન થાય એ સંભવે છે, છતાં પણ 'ભગવાન મારી સાથેના સંબંધનું જ સ્મરણ કરતા હતા' ઇત્યાદિ ઉપર જણાવેલી બાબતોના જ્ઞાનથી ગોપીજનોને અલ્પ જ માન થાય છે. તેથી ભગવાનને ઈષન્માનદઃ કહેવામાં આવ્યા છે. અથવા તો (૩) ઉપર જણાવેલી બાબત જણાવીને ભગવાન્ ગોપીજનના થોડા જ માનનો નાશ કરે છે એમ અર્થ છે. આ પ્રમાણે અહીં ત્રણ પક્ષો કહેવામાં આવ્યા છેઃ (૧) સમ્માન આપવું, (૨) અભિમાન આપવું, અને (૩) અભિ-

धति खण्डयति । त्रिष्वपीषदेव वत्तत् कार्यम् । ननु पूर्णस्य भवतीष्वेवंकरणे को हेतुस्तत्राहुः **स्वसुहृदा-मिति** । स्वपदादसाधारण्यम् । तेन स्वस्यैव सुहृदस्ताः । महतोऽपि सुहृत्कार्यं कर्तव्यमिति । साधारणं कार्यमाह **वनमालीति** । कीर्तिमयीं वनमालां प्रकटयतीति । **बदरवत् पाण्डुवदन** इति । बदरोऽत्र फलवाचकः । स हि घर्मेण प्रतिक्षणं विसदृशीं कान्तिं करोति । तत्राप्यर्धपक्वः पाण्डुवर्णो भवति । अग्रे त्वारक्तः । तथेदानीमर्धरतः, अग्रे त्वत्यन्तं रतो भविष्यतीति ईषन्मानदत्वाद्विशेपः । साधनं कीर्ति-रिति मध्ये विशेषणान्तरम् । अथ वा । अत्र पाण्डुशब्देन आरक्त एव गुण उच्यते । तदा वदनं वक्त्रमधरामृतपानं लक्षितं भवति । वनवासिनां वा एतदुपभोग्यमिति वने गत्वा एतदुपभोग्यमिति

---

માનનું ખંડન કરવું. ભગવાનના સ્વરૂપથી જેમને આશ્વાસન મળેલું છે તેવાં ગોપીજનોને ભગવાન્ પોતાનાં સ્મિત, દૃષ્ટિ વગેરેથી આશ્વાસન આપે તે અલ્પ જ સમ્માન છે. સ્વરૂપ ફક્ત જુદું રહે એ અલ્પ માન છે. જે પૂર્ણ પ્રેમવાળાં છે તેમના સર્વ માનનું ખંડન કરવામાં આવે તો તેઓ પૂર્ણ પ્રેમવાળાં હોવાથી લોક વગેરેની તેમને દરકાર ન રહે અને તેથી તેઓ તે જ સમયે પોતાને યોગ્ય સર્વ કાર્ય કરે, (દેહનો પણ ત્યાગ કરે.) તેથી ભગવાન્ ગોપીજનોના એટલા જ માનનું ખંડન કરે છે કે જેથી તેઓ લોકમાં નિન્દા થાય એવું કાર્ય કરે નહિ.]

અરે! પૂર્ણ ભગવાન્ તમારા પ્રતિ આમ કરે તેનું શું કારણ? આ પ્રમાણે શંકા થતાં ગોપીજન કહે છે કે **स्वसुहृदाम्**, પોતાના મિત્રોને. स्व, પોતાના, એ પદથી અસાધારણપણું જણાવવામાં આવ્યું છે. તેથી આ ગોપીજનો ભગવાનનાં પોતાનાં જ મિત્રો છે. મોટાએ પણ મિત્રનું કાર્ય કરવું જોઈએ તેથી પૂર્ણ ભગવાન્ અમારા—ગોપીજનોના—પ્રતિ આવું વર્તન રાખે છે. (માન આપવાથી થતું આશ્વાસન વગેરે કાર્ય અસાધારણ છે, અને તેથી તે પોતાના મિત્રો પ્રતિ જ પ્રકટ થાય છે. તેના અલ્પભાવથી થતું કીર્તિ પ્રકટ કરવાનું કાર્ય સાધારણ છે, અને તેથી તે સર્વ લોક પ્રતિ પ્રકટ થાય છે.)

(૩) ભગવાનનું ત્રીજું વિશેષણ **वनमाली** છે, અને તે વિશેષણ વડે ગોપીજન ભગવાનના સાધારણ કાર્યનું વર્ણન કરે છે. ભગવાન્ કીર્તિરૂપ વનમાલા પ્રકટ કરે છે, એ તેમનું સાધારણ કાર્ય છે. (આવા ભગવાને પોતાની પ્રિયાઓનું—ગોપીજનોનું—પૂર્ણ જ સમ્માન કરવું જોઈએ; છતાં પણ માર્ગમાં બીજાઓ પણ જુવે, તેથી જેટલું સમ્માન કરવાથી તેમને અયોગ્યતાનું ભાન ન થાય—આ અયોગ્ય થાય છે એમ ન જણાય—તેટલું જ સમ્માન ભગવાન્ કરે છે. તેથી ભગવાનને **ईषन्मानदः**, અલ્પ માન આપનાર, કહેવામાં આવેલા છે. આમ કરવાનું—અલ્પ સમ્માન આપવાનું—કારણ એ કે ભગવાન્ કીર્તિવાળા છે. ભગવાન્ જો આ પ્રમાણે ન કરે—અલ્પ સમ્માન આપે—તો લોકો અપકીર્તિ કરે. આ હેતુથી ભગવાનને **वनमाली**, વનમાલાવાળા, કહેવામાં આવ્યા છે.)

(૪) ભગવાનનું ચોથું વિશેષણ **बदरवत् पाण्डुवदनः**, બોરના જેવા પીળા વદનવાળા, છે. અહીં બોરનો અર્થ ફળ છે. તે, ખરેખર, તાપથી દરેક ક્ષણે જુદી જુદી કાન્તિ ધારણ કરે છે. તેમાં પણ જ્યારે બોર અડધું પાકું હોય ત્યારે પીળા રંગનું હોય છે. પછી તે જરા લાલ થાય છે; તે પ્રમાણે ભગવાન્ હમણાં અડધા રમણ કરનાર છે, પરંતુ ભવિષ્યમાં ઘણા રમણ કરનાર થશે. આ પ્રમાણે 'અલ્પ માન આપનાર' છે, અને પછીથી પૂર્ણ માન આપનારા થશે, તેથી અહીં ભેદ છે એમ તાત્પર્ય છે. ભવિષ્યમાં ભગવાન્ ઘણું રમણ કરશે, તેથી પહેલાં (૧) જે થોડું માન આપતા હતા, અથવા (૨) થોડું અભિમાન કરાવતા હતા, અથવા (૩) થોડું અભિમાનનું ખંડન કરતા હતા; તેથી ભેદ છે એમ ભાવ છે.) સાધન—હમણાં તેવી અધિક કૃપા નહિ કરવાનું કારણ—કીર્તિ છે, તેથી વચમાં—**ईषन्मानदः स्वसुहृदाम्** અને **बदर॰ पाण्डुवदनः** એ બે વિશેષણોની વચમાં—**वनमाली** એ બીજું વિશેષણ મૂકવામાં આવેલું છે. અથવા તો અહીં **पाण्डु** શબ્દથી 'અલ્પ રક્ત ગુણ' જ કહેવામાં આવેલો છે. **पाण्डु** શબ્દનો જ્યારે આ પ્રમાણે અર્થ કરવામાં આવે ત્યારે વદનના, વક્ત્રના, અધરામૃતનું પાન થાય છે એમ જણાવવામાં આવે છે. (વક્ત્ર એટલે 'મુખની અંદર રહેલો અધર' એવો અર્થ છે. અધર જરા લાલ હોવાથી, અનુરાગ—પ્રેમ—થાય

सर्वाः ज्ञापयन्ति । ततोऽपि विशेषमाहुः **कनककुण्डललक्ष्म्या मृदुगण्डं मण्डयन्निति** । रसशृङ्गमाभावादानन्दनिधानत्वाच्च मृदुत्वं भोगार्थमुपपाद्यते । गण्ड एव रससमाप्तिरिति । कनकपदं वर्णान्तरज्ञापनार्थम् । उत्कृष्टेनापि परमानन्देनापि अस्मदर्थं कामरस एवोद्बोध्यत इति सर्वथास्मदर्थमेव भगवदागमनमिति निश्चीयते । अन्यथा शिरोभेदानस्मत्समक्षं न कुर्यादिति । ननु यद्यपि महान् तथापि बाल इति नन्दसूनुरिति कथमसाधारणीं लीलां करिष्यतीत्याशङ्कां वारयन्ति **यदुपतिरिति** । अयं यादवानां पतिः । ते हि बहुस्त्रीका भवन्ति । अमर्यादार्थं विशेषणान्तरमाहुः **द्विरदराजविहार** इति । महासुरते गजेन्द्र इव महान् । तेन विना न पूर्तिरिति । तदपेक्षयाप्यादौ पूर्वतापं दूरीकरिष्यतीत्याहुः **यामिनीपतिरिवेति** । सम्पूर्णाया यामिन्या अयं पतिः । अतस्तद्गतानां विशेषेण सुखदः । नन्वहर्पति-

---

ત્યારે જ તેમાં રહેલા અમૃતનું પાન થાય એમ જણાવવામાં આવ્યું છે.) અથવા તો વનવાસીઓએ આ અધરામૃત ઉપભોગ કરવા જેવું હોવાથી, વનમાં જઈને આનો ઉપભોગ કરવો એમ આ ગોપીજનો બીજાં બધાં ગોપીજનોને જણાવે છે. (વદન, વક્ત્ર=અધર, બોરના જેવું હોવાથી, અને બોર વનમાં ઉત્પન્ન થતું હોવાથી આ પ્રમાણે કહેવામાં આવ્યું છે.)

(૫) ભગવાનનું પાંચમું વિશેષણ **कनककुण्डललक्ष्म्या मृदुगण्डं मण्डयन्**, સુવર્ણના કુંડલની કાન્તિથી મૃદુ ગાલને શોભાવતા, એ છે. આ વિશેષણથી ગોપીજનો તેથી પણ વિશેષ કહે છે. (પોતાને માટે ભગવાન્ પધારે છે એવો નિશ્ચય પોતાના રજોગુણનું ઉદ્દીપન થવાથી કહેવામાં આવ્યો છે. માથાને હલાવવું વગેરે કહેવામાં આવેલું હોવાથી એ નિશ્ચય વધારે દઢ થાય છે એમ જણાવવામાં આવ્યું.) ભગવાનના ગાલ ઉપર દાઢી ઉગેલી નહિ હોવાથી અને તે આનન્દનું સ્થાન હોવાથી ભોગને માટે—અમુક રસનો અનુભવ થઈ શકે તે માટે—મૃદુતાનું નિરૂપણ કરવામાં આવ્યું છે, કારણ કે ગાલમાં જ રસની સમાપ્તિ થાય છે. (જે રસનો અનુભવ કરવાનો છે તે આ પ્રમાણે કહેવામાં આવેલો છે. 'દાઢી નહિ ઉગેલા ભગવાન્ સાકરવાળા ઉકળેલા દૂધ જેવા છે; પછી દાઢી ઉગેલા ભગવાન્ મીઠું અને પાણીવાળી છાશ જેવા છે; પછી ધોળી દાઢીવાળા ભગવાન્ ઉકળતા ગુગળની માફક ઉદ્વેગ કરનારા છે. આ ત્રણ ભાવો હરિણીના જેવાં નેત્રવાળી સ્ત્રીઓના પ્રિયતમને વિષે થાય છે.) 'કનક' શબ્દ બીજો રંગ જણાવવાને માટે વાપરવામાં આવ્યો છે. (ભગવાનના ગાલનો રંગ શ્યામ છે, અને સુવર્ણનો રંગ પીળો છે.) ઉત્તમ પરમાનન્દે પણ આપણા માટે કામરસને જ જાગૃત કરેલો છે, તેથી એવો નિશ્ચય થાય છે કે ભગવાન્ સર્વથા આપણા માટે જ પધારે છે, કારણ કે જો તેમ ન હોત તો આપણી સમક્ષ માથામાં ફેરફાર ન કરત. (ભગવાન્ ભક્તિરૂપ ગાલ ઉપર સુવર્ણની કાન્તિ યોજે છે તેથી તે ઉત્તમ છે. સુવર્ણ માટે બધા ઇચ્છા કરે છે તેથી તે કામરૂપ છે. અને ગાલ ઉપર કુંડલની કાન્તિ સ્થાપવી—અર્થાત્ કુંડલો પહેરવાં—તે માથું હલાવવાથી જ થાય છે એમ તાત્પર્ય છે.)

(૬) (ભગવાનનું છઠ્ઠું વિશેષણ **यदुपतिः** છે.) અરે! ભગવાન્ જો કે મોટા છે, છતાં પણ બાલક છે, નન્દના પુત્ર છે, તો પછી આવી અસાધારણ લીલા કેવી રીતે કરશે? આ શંકાનું નિવારણ કરતાં ગોપીજન કહે છે કે **यदुपतिः**. આ ભગવાન્ યાદવોના પતિ છે, અને યાદવો ઘણી પત્નીવાળા હોય છે.

(૭) (ભગવાનનું સાતમું વિશેષણ **द्विरदराजविहारः** છે.) ભગવાનની લીલા મર્યાદા વિનાની છે એમ જણાવતા ગોપીજન કહે છે કે **द्विरदराजविहारः**, ગજરાજ જેવા વિહારવાળા ભગવાન્ છે. મહા સુરતમાં—રમણમાં—ભગવાન્ ગજરાજના જેવા મોટા છે, કારણ કે તેના વિના લીલામાં પૂર્ણતા થતી નથી.

(૮) (ભગવાનનું આઠમું વિશેષણ **यामिनीपतिरिव** છે.) ગજરાજના કરતાં પણ ભગવાન્ અધિક છે, કારણ કે તે આરંભમાં પહેલાંના તાપને દૂર કરશે એમ જણાવતાં ગોપીજન કહે છે કે **यामिनीपतिरिव**, રાત્રીના પતિની પેઠે. (પહેલાંનો તાપ દૂર કરવાનો ગુણ ગજરાજમાં નથી, જ્યારે ભગવાનમાં છે, તેથી ભગવાન્ ગજરાજના કરતાં અધિક છે.) આ ભગવાન્ સંપૂર્ણ રાત્રીના પતિ છે; તેથી તેમની પાસે ગએલીઓને વિશેષ પ્રકારે—તાપ દૂર કરીને—સુખ આપનારા છે. અરે! ભગવાન્ તો દિવસના પણ પતિ છે, તો પછી તે 'રાત્રીના પતિની પેઠે' એમ કેમ કહેવામાં આવે છે? (ચન્દ્રના દૃષ્ટાન્તથી દિવસે સુખ

